# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે )

ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ: નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૫-૦ કૃપા કરવી. બીજા વર્ષમાં,રૂા ૦-૧૨-૦, ત્રીજામાં રૂ. ૧-૪-૦.

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છૂટક નકલ એક અંકના | રૂ ૦-૬-૦ ,, |

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને બંધ જવાબદાર છે. અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૩ કોઈ પણ લેખનું અસલ લખાણ—એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો, હોય કે ન હોય—પણ એ લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

# ગ્રન્થકારો માટે ખાસ સગવડ.

વસન્ત-પત્રનો સાહિત્યપ્રેમી જનોમાં બહોળો પ્રચાર છે. પરન્તુ અત્યાર સુધી પૂંઠામાં જગા ન હોવાથી છૂટથી પુસ્તકોની જાહેર ખબરો લઈ શકાતી નહોતી. પોસ્ટલ દરમાં [illegible] પૃષ્ઠ ઉમેરી જાહેર ખબરો દાખલ કરવાનું અમે સ્વીકાર્યું છે આ અનુકૂળતાનો લાભ લેતાં ગ્રન્થકારો ચૂકશે નહિ એમ આશા છે.

વ્યવસ્થાપક.

---

# वसन्त.



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.


વર્ષ ૮, અંક ૧. [ માસિક. ] માઘ સંવત્ ૧૯૬૫.


## દિગ્-દર્શન.

સેવાસદન.

**'સેવાસદન'**—આ નામની સ્ત્રીઓને લગતી એક સંસ્થા હાલ થોડાક માસથી મુંબાઈમાં સ્થપાઈ છે. એ સંસ્થાનું કાર્ય નજરે જોઈને તે વિષે લખવું એવો અમારો ઈરાદો હતો, પણ નજરે જોવાના એક બે પ્રસંગો આવ્યા છતાં તેનો લાભ દૈવેચ્છાથી લઈ શકાયો નહિ—તો હવે, વિશેષ વિલંબ ન કરતાં, એની પત્રિકાઓ વગેરે ઉપરથી મેળવેલી માહિતીને આધારે એ સંબન્ધી અત્રે બે શબ્દો લખવા યોગ્ય ધારીએ છીએ.

સ્ત્રી અને પુરુષ એ સંસારરથનાં બે પઈડાં કહેવાય છે. સંસારરથની ગતિમાં ઉભયની સમાન આવશ્યકતા જણાવવા માટે આ રૂપક ઠીક છે; પરંતુ તેઓના સ્વરૂપ અને પરસ્પર સંબન્ધની યથાર્થ સમજણ આપવા માટે વધારે સારૂ રૂપક તો તેઓને એક જ શરીરનાં અંગ માનવાં એ છે. સ્ત્રી અને પુરુષ સર્વથા એકસરખાં હોઈ સરખા જ હકના હકદાર નથી, પણ એક બીજાથી જુદા પ્રકારનાં, અને એક બીજાની ન્યૂનતાની સંપૂર્તિ કરનારાં, હોઈ જુદાં જુદાં કર્તવ્યનાં અધિકારી છે. ગઈ સદીના મધ્ય ભાગમાં આ સિદ્ધાન્તનું અંગ્રેજ કવિ ટેનિસને 'પ્રિન્સેસ' નામના કાવ્યમાં બહુ રસિક નિરૂપણ કર્યું હતું; એનું સૂક્ષ્મ પૃથક્કરણ પુરઃસર પ્રતિપાદન ફ્રેંચ તત્ત્વજ્ઞ કૉમ્તે કરેલું છે; અને એને પોતાની પ્રૌઢ સબળ અને મોહક ગદ્યશૈલીથી ગુજરાતમાં પ્રસિદ્ધ કરવાનું માન સ્વ. મણિલાલને છે. પુરુષ કરતાં સ્ત્રીમાં કેટલીક વિશિષ્ટતા છે—અને જો એમ છે, તો એ વિશિષ્ટતાને અનુસરીને જ એની કેળવ-

ણીનું સ્વરૂપ રચાવું જોઇએ એટલું જ નહિ પણ એ વિશિષ્ટતાને જનસમાજના કલ્યાણાર્થે ખાસ ઉપયોગમાં લેવી જોઇએ. હજી સ્ત્રીકેળવણીના યોગ્ય સ્વરૂપનો સર્વમાન્ય નિર્ણય અને તદનુસાર એ કેળવણીની રચના થઈ નથી;—એ નિર્ણય પ્રથમ થયા પછી જ સ્ત્રીકેળવણીની શરૂઆત કરવી જોઇએ એવો ભૂલ ભરેલો મત સુભાગ્યે આપણામાં કોઈ ધરાવતું નથી, અને તેથી અત્યારે એના જે જે પ્રયોગો થાય છે તેમાંથી બોધ મળી ખરૂં જ્ઞાન આપણને ધીમે ધીમે પ્રાપ્ત થતું જાય છે. તે જ રીતે સ્ત્રીની વિશિષ્ટતા ધ્યાનમાં રાખી એનો જનસમાજના હિતાર્થે ઉપયોગ કરવાનો વિચાર પણ ધીમે ધીમે જ યથાર્થ સ્વરૂપ ગ્રહણ કરશે: તે દરમિયાન એ દિશામાં શુદ્ધ બુદ્ધિથી જે જે પ્રયત્નો કરવામાં આવે તે જ્યાં સુધી સ્પષ્ટ રીતે હાનિકારક ન દેખાય ત્યાં સુધી તેને દરેક દેશહિતૈષીએ વધાવી લેવા જોઇએ. 'સેવાસદન' એ આ જાતનો એક નૂતન પ્રયત્ન છે અને એનો અમે આનન્દથી સત્કાર કરીએ છીએ.

મનુષ્યજીવન સેવા-અર્થે છે, અને એ સેવા એક વ્યક્તિ કરી શકે તે કરતાં અનેક વ્યક્તિઓ સાથે મળીને વધારે સારી રીતે કરી શકે: "જેઓ પોતે સારાં હોય અને જેઓ સારાં કામ કરતાં હોય તેવાંઓનો સત્સંગ કરવો. દરેક જાતમાં એવી સ્ત્રીઓ હોય છે કે જેઓ પોતાની જાતિનાં ભૂષણરૂપ હોય છે, અને જેઓ ભક્તિ પવિત્રતા તથા સ્વાર્થત્યાગના દૃષ્ટાન્તરૂપ હોય છે. જાણે કે અદૃશ્યનાં દર્શન, શ્રવણ, આસ્વાદન અને સ્પર્શ તેમણે કર્યાં હોય નહિ શું." આવી સ્ત્રીઓનું સાધ્વીમંડળ સ્થાપવું એ આ સંસ્થાનો પ્રધાન ઉદ્દેશ છે.

સેવિકાઓના 'નૈષ્ઠિક' એટલે સેવાપરાયણ જીંદગી ગુજારનાર અને 'ગૃહસ્થ' અર્થાત્ સંસારમાં રહી યથાશકિત સેવા કરનાર એવા બે વર્ગ છે. સેવા એ પણ એક કલા હોઈ તે શીખવી જોઇએ. તેથી સેવિકાઓ ઉપરાંત એક 'સેવાર્થી' ઓનો વર્ગ રાખવામાં આવ્યો છે: પંદર વર્ષની અંદરનાંને એ મંડળમાં દાખલ કરવામાં આવતાં નથી. પરંતુ તેઓને શિક્ષણ-મન્દિરનાં વ્યાખ્યાનો સમજી શકવાને તેઓ લાયક થાય ત્યાં સુધી પસંદ કરેલી કોઈ હાઇ-સ્કૂલમાં ભણવા મોકલવામાં આવે છે; તથા મ્હોટી ઉમ્મરનાંઓને માટે, તેમને ખાસ અનુકૂળ પડે એવો અભ્યાસક્રમ ગોઠવી આપવામાં આવે છે.

વળી 'સદનવાસી' અને 'બહારવાસી' એવા એના બે ભાગ પાડવામાં આવ્યા છે—અને હિન્દુ મુસલમાન અને પારસી એ દરેક જાતની 'સેવાર્થી' ઓને સદને નીમેલી પોતપોતાની જાતિની આશ્રમકમિટીએ યોજેલા આશ્રમોમાં રાખવાનું નક્કી કર્યું છે.

સેવાની વૃત્તિ શુદ્ધ અન્તરમાં સ્ફુરે છે; અને તેથી જ્યાં સુધી અન્તર પવિત્ર ન થાય ત્યાં સુધી એમાં કૃત્રિમ રીતે એ વૃત્તિ દાખલ કરી શકાતી જ નથી. તેથી સેવાસદનના સામાન્ય વ્યાખ્યાનોમાં નીચેના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે:

" (૧) માનવજાતિની એકતા.

(૨) જીવન એ ન્યાસ.

(૩) સેવિકાઓને માટે દયા તથા પરોપકારની ભાવનાઓ.

(૪) કુમારિકા, પત્ની તથા માતાના આદર્શો.

(૫) ગૃહ, પ્રજા અને માનવજાતિના પોષણવર્ધનમાં સ્ત્રીઓના સહધર્માચાર.

(૬) લોકસેવાનાં અને પરોપકારનાં કાર્યોનો અભ્યાસ.

(૭) સેવાનો પન્થ.

(૮) હાથે કરીને વ્હોરેલાં દુઃખો.

(૯) ગરીબોની લાલચો.

(૧૦) ગરીબાઇના બદલાઓ.

(૧૧) અહિંસા-અથવા મન, વાણી તથા કર્મથી દયા તથા ક્ષમા રાખવી અને કોઇને ઉપદ્રવ ન કરવો.

(૧૨) સત્ય-વિચાર, વાણી અને કૃત્યમાં.

(૧૩) અસ્તેય-પ્રમાણિકતા.

(૧૪) બ્રહ્મચર્ય.

(૧૫) અપરિગ્રહ-જીવનમાં સાદાઈ અને વિચારમાં ઉચ્ચતા.

(૧૭) શૌચ-મન તથા શરીરની શુદ્ધતા અને સ્વચ્છતા

(૧૭) સંતોષ.

(૧૮) તપ-આત્મનિગ્રહ, આત્મમાન, અને આત્મજ્ઞાન.

(૧૯) સ્વાધ્યાય-કાળનો યોગ્ય વ્યય.

(૨૦) ઇશ્વરપ્રણિધાન.

(૨૧) ઋષિમુનિઓ, સંતસાધુઓ, મહાન પુરૂષો તથા સાધ્વીઓના જીવનચરિત્રો.

( ભજનો અને કીર્તનો રોજ ગવાશે. ) "

ધાર્મિકતાના પાયા ઉપર જ સેવાની ઇમારત ચણવાનો આ પ્રયત્ન જોઈ અમે ખુશ થઇએ છીએ.

સેવાના માર્ગોને ત્રણ પ્રકારમાં વ્હેંચી દેવામાં આવ્યા છે: (૧) વૈદ્યકસેવા, (૨) શિક્ષણસેવા, અને (૩) લોકસેવા. એ ત્રણે પ્રકારને અંગે કેવાં કેવાં કાર્ય સંબન્ધી કુશળતા મેળવવાની છે એ સદનની પત્રિકામાં આપેલી નીચેની યાદી ઉપરથી સમજાશે. એ અમે અત્રે સવિસ્તર ઉતારીએ છીએ, જેથી સ્ત્રીઓનાં વિશેષ કર્તવ્ય તથા કેળવણીના સ્વરૂપ સંબન્ધી સદનના વિચારોનો પણ અમારા વાચકને સારો ખ્યાલ આવી શકશે —

## "૧. વૈદ્યકસેવા.

૧. બાનુ દાકતરો તરીકે—

(૧) સદનમાં અને બીજે સ્થળે ભાષણો આપવાં.
(૨) ધર્માદા દવાખાનાં ચલાવવાં.
(૩) વગર ફીએ દરદીઓને મુલાકાત આપવી.
(૪) ઇસ્પિતાલોમાં જવું.
(૫) લોકોને વૈદક બાબતની સલાહ આપવી.
(૬) નિશાળોમાં કન્યાઓની શારીરિક પરીક્ષા.

૨. સૂયાણીઓ તરીકે—

(૧) જ્યારે જ્યારે જરૂર હોય ત્યારે કુટુમ્બોને મુલાકાત આપવી, સલાહ આપવી, તથા સેવા માટે હાજર થવું.
(૨) સુવાવડખાનાં અને ઇસ્પિતાલોમાં સેવા કરવી.

૩. ઉપચારિકા તરીકે—

(૧) પોતાના કુટુમ્બમાં ઉપચારસેવા કરવી.
(૨) પોતાના પડોશીઓમાં ઉપચારસેવા કરવી.
(૩) ગરીબોમાં ઉપચારસેવા કરવી.
(૪) ઇસ્પિતાલોમાં ઉપચારસેવા કરવી.
(૫) ઉપચારિકાઓનાં મંડળો સ્થાપવાં.
(૬) માંદાના ઓરડાની સંભાળ રાખવી.

૪. જનસુખાકારીનાં બોધક તરીકે—

(૧) ગરીબોમાં અને તવંગરોમાં સ્વચ્છતા, આરોગ્યના સામાન્ય સિદ્ધાન્તો અને જન્તુ-વિષ દૂર કરવાના ઉપાયો ઉપર વ્યાખ્યાનો આપવાં, તથા વ્યાવહારિક ક્રિયાઓ બતાવવી.

૫. તાત્કાલિક મદદ આપનાર તરીકે—

(૧) અકસ્માતોમાં અને અડચણને પ્રસંગે બિમારો તથા જખમીઓને મદદ આપવી.
(૨) એ વિષય ઉપર વ્યાખ્યાનો આપવાં.

૬. બીજી રીતે વૈદ્યક સેવા કરનાર તરીકે-

(૧) દવા વગેરે જોઇતી મદદ લાવી આપવી.
(૨) આરોગ્યગૃહો અને આરોગ્યશાળાઓમાં મુલાકાતો આપવી.
(૩) હવાપાણીના ફેરફાર માટે તજવીજ કરી આપવી.
(૪) બિમાર સ્ત્રીઓ અને બાળકોને દિલાસો આપવો,

## ૨. શિક્ષણસેવા.

સામાન્ય કેળવણીના વર્ગો—

(૧) સદનમા વર્ગો ચનાવવા
(૨) કન્યાઓની હાઇસ્કૂલમા યશોવૃત્તિ શિક્ષક તરીકે કામ કરવુ
(૩) પ્રાથમિક શાળાઓમાં યશોવૃત્તિ શિક્ષક તરીકે કામ કરવુ

વિશેષ કેળવણીના વર્ગો—

(૧) શાળાઓમા અને બહાર વર્ગોને નીતિનું શિક્ષણ આપવુ
(૨) મ્હોટી ઉમ્મરની કન્યાઓને તથા સ્ત્રીઓને સદનમા સક્ષિપ્ત વ્યાવહારિક અભ્યાસ ક્રમો શીખવવા
(૩) મ્હોટી ઉમ્મરની કન્યાઓ તથા સ્ત્રીઓ માટે ઘરોમાં અને ચાલોમા વર્ગો ચનાવવા
(૪) ન્હાના બાળકોને બ નોધાન શિક્ષણપદ્ધતિ પ્રમાણે શિખવવુ
(૫) જનાનાના વર્ગો ચનાવવા
(૬) ગૃહનીતિ શીખવવી
(૭) સૂક્ષ્મ કળાઓ અને ગૃહ કળાઓ શીખવવી
(૮) કન્યાઓની શારીરિક કેળવણીની તપાસ કરવી
(૯) ભજનો અને સ્તોત્રો શીખવવા

વ્યાખ્યાન આપવાનુ કામ—

(૧) સેવાસદનમા અને બીજા મધ્યના સ્થળોમા
(૨) બાનુઓ અને બાળકોના મેળાવડાઓમા

વાચવાનુ અને લખવાનુ કામ—

(૧) પ્રાચીન અથવા અર્વાચીન સાહિત્યમાથી વાચી સમજાવવુ
(૨) સાહિત્ય, શાસ્ત્ર અને કળા, અભ્યાસ અને લેખન

બીજા પ્રકારની શિક્ષણસેવા—

(૧) પ્રાથમિક શાળાઓ અને કન્યાઓની હાઇસ્કૂલોને મુલાકાત આપવી
(૨) એ શાળાઓના વ્યવસ્થાપક મડળોમા કામ કરવુ
(૩) ગરીબોને પુસ્તકો, ફી વગેરે ભણતરના સાધનોમા મદદ આપવી
(૪) શાળાઓમા મેળાવડાઓની વ્યવસ્થા કરવી

## ૩. લોકસેવા.

ધર્માદા કામ—

(૧) સાર્વજનિક અને ધર્માદા ફડની વ્યવસ્થા

(૨) સદાવ્રત.
(૩) ગરીબોને મદદ.
(૪) ગરીબોનું પાલન.
(૫) ગરીબોને માટે શીવવાનું કામ.

૨. અનાથ બાળકો, વિધવાઓ, વગેરેની સેવા—

(૧) અનાથાશ્રમોમાં કામ.
(૨) અનાથોને ઘરમાં રાખવાં.
(૩) વિધવાઓની સ્નેહસેવા.
(૪) આંધળાં, બહેરાં અને મૂગાંની શાળાઓની મુલાકાત.
(૫) રક્તપીત અને ગાંડાઓની ઇસ્પિતાલોમાં કામ.

૩. વિશેષ પ્રકારની સેવા—

(૧) મદ્યપાનનિષેધક કામ.
(૨) નિવારણનું કામ.
(૩) કેદખાનાં અને કેદીઓની ઉદ્યોગશાળાઓમાં કામ.
(૪) કારખાનાં અને મિલોમાં સ્નેહસેવા.

૪. ધર્મનું કામ—

(૧) મન્દિરો, અગિયારીઓ અને મસીદોમાં સેવા.
(૨) કથાઓ અને ભજનો.
(૩) ઇશ્વરસ્તવન અને ઉપદેશ.
(૪) ધાર્મિક ઉત્સવોની વ્યવસ્થા.

૫. લોકનાં મંડળો અને રમતગમતને લગતું કામ—

(૧) બાનુઓનાં મંડળો સ્થાપવાં.
(૨) કન્યાઓનાં મંડળો.
(૩) બાળકોની રમતો અને ગમતોની વ્યવસ્થા.

૬. ઘર અને સંસારમાં કલા અને વિશુદ્ધિ—

(૧) ઘર અને સંસારમાં સૌન્દર્ય કલાનું શિક્ષણ.
(૨) વિશુદ્ધિનો ઉપદેશ.

૭. બીજા પ્રકારની લોકસેવા.

(૧) ઘરના અને સંસારના રિવાજો અને સંસ્થાઓની સુધારણા.

આખી સંસ્થા સરસ્વતીચન્દ્રમા આલેખેલી સુન્દરગિરિનિવાસી ‘મૈયા’-મંડળનું સ્મરણ કરાવે છે, અને કવિને પોતાની ભાવના જગતમા જીવન્ત શક્તિ તરીકે કાર્ય કરતી જોઈ જો કાંઈ પણ આનન્દ થતો હોય તો સ્વ ગોવર્ધનનામના આત્માને ખરેખર એથી આનન્દ થયા વિના રહેશે નહિ એને વ્યવહારમા મૂકવાની કલ્પના પાશ્ચાત્ય દેશોના જેવુ એક મંડળ આ દેશમા ઉભું કરવાની ઇચ્છાથી મિ મલબારીના હિમ્મતવાન મગજમાં ઉદ્ભવી છે, કેટલાક રાજા-મહારાજાઓના તેમ જ દેશ માટે ઊંડી લાગણી ધનવનાર સામાન્ય સંપત્તિવાળા થોડાક મહાત્માઓના ઉદાર દ્રવ્યત્યાગથી એ પોષાય છે, અને મિ રાજવાડે જેવા કાર્યકુશળ અને શ્રમપરાયણ વિદ્વાનની દેખરેખ નીચે એ વ્યવસ્થા પામે છે.

અમે આરંભમા જ કહ્યુ તેમ—સ્ત્રીઓને લગતી આ એક નવી જ સંસ્થા છે. અનેક સફળ-વિફળ પ્રયોગોદ્વારા પ્રાપ્ત થતા અનુભવથી જ યથાર્થ જ્ઞાન બંધાય છે, અને સત્ય-પ્રાપ્તિના એ મહાનિયમને આ સંસ્થા પણ અધીન છે જ. એમા ઘણી ઘણી ખામીઓ જણાતી આવશે અત્યારે જ અમને કેટલીક તો સ્પષ્ટ દીસે છે—જેમકે નૈષ્ઠિક સેવિકાઓની યોજના, એક સામાન્ય ધર્મમા વિશેષ ધર્મનો વિલય, ઇત્યાદિ-પરંતુ અનુભવથી એમા સુધારા થશે હાલ તો, આ સંસ્થા સ્ત્રીની નૈતિક *વિશિષ્ટતાના—એની સ્વાભાવિક સેવાપરાયણતા અને પરોપકારિતાના-સંગીન પાયા ઉપર બંધાએલી છે એટલુ જ જોવુ બસ છે.

વળી એક સેવાપરાયણ સંસ્થા ઉપરાંત એક શિક્ષણસંસ્થા તરીકે પણ આ સેવાસદનની કારકીર્દી ધ્યાનથી નિહાળવા જેવી છે લગ્નોત્તર સ્થિતિમા સ્ત્રીઓનુ શિક્ષણ કેવી રીતે જારી રાખવુ એ મહાપ્રશ્ન-જે ઘણા વખતથી ચર્ચાતો આવે છે અને જે સ્વ. દિવાન બહાદુર મણિભાઇ જસભાઇએ ખાસ કાળજીથી આગળ આણ્યો હતો-તે આ સંસ્થામા કેવી

---

* પ્રસંગોપાત્ત અત્રે, છેલ્લા રિવ્યૂ ઑફ રિવ્યૂઝમા લીધેલો એક ઉતારો નોંધી રાખવા જેવો છે—

The maternal character appears-(1) in the woman's impulse to place the centre of her life outside herself, (2) a remarkable capacity for governing in the sole interest of the governed, (3) an all-observing watchfulness and patience

તાત્પર્ય કે—સ્ત્રીના સ્ત્રીત્વ સાથે માતૃત્વ તો હમેશા જોડાએલું જ છે પછી ભલે એ સ્ત્રી લૌકિક અર્થમા ‘માતા’—છોકરાની જનની—બનો અગર ન બનો સ્વ. ગોવર્ધનરામે પણ કુમુદને ‘મૈયા’ (માતા)-‘મધુરી મૈયા’ કહી છે તેમા આ જ ઔચિત્ય રહેલુ છે

સ્ત્રીના વિશિષ્ટ નૈતિક ગુણોમા એ લેખક ત્રણ ગુણો ખાસ કરીને ગણાવે છે (૧) પોતાના જીવનને પોતાની જાતની બહાર સ્થાપવાની સ્વાભાવિક વૃત્તિ, (૨) પાલ્ય-પાલકના સંબન્ધમા, પાલક-માતા તરીકે પોતાની જાતને ભૂલી જઈ કેવળ પાલ્યના જ હિત ખાતર પ્રવૃત્તિ, (૩) ચારે તરફ ફરી વળતી આંખ—કાળજી અને ધીરજ.

સેવાસદનની યોજનામાં આ સર્વ ગુણોને ઉપયોગમા લેવાનો યત્ન છે.

રીતે નીવેડો પામે છે એ જોવાશે; પરંતુ, વિશેષમાં, કેટલીક નવી શિક્ષણપદ્ધતિ જે સ્ત્રી અને પુરુષ બંનેને સરખી રીતે ઉપયોગી છે તે પણ આ સદનના શિક્ષણમન્દિરમાં અજમાવાય છે, અને તે કેટલે દરજ્જે ફતેહમન્દ થાય છે એ જોવાનો પણ સારો પ્રસંગ પ્રાપ્ત થયો છે. પ્રો. ગજ્જર એમના રસાયનશાસ્ત્રના અભ્યાસને અંગે જર્મિનિની વિદ્યા સાથે સંબન્ધમાં આવ્યા છે, અને તેને પરિણામે એની કેટલીક નૂતન શિક્ષણપદ્ધતિ વિષે જાણીતા થયા છે, અને તેનો લાભ આ શિક્ષણમન્દિરનાં વિદ્યાર્થીઓને આપવાનો એ બહુ સારો પ્રયત્ન કરે છે. મહેનત બચાવવી-અર્થાત્ થોડી મહેનતે ઘણું ઉત્પન્ન કરવું—એ સૂત્ર ઉપર વર્તમાન કાળનું ગંજાવર યાન્ત્રિકશાસ્ત્ર રચાએલું છે, અને એજ સૂત્ર પશ્ચિમની પ્રજાઓએ શિક્ષણપદ્ધતિમાં પણ દાખલ કરવા માંડયું છે. પણ મનુષ્યને એ સૂત્ર લગાડવામાં કેટલીક મર્યાદા અને સંભાળ રાખવી જરૂરની છે એમ અમારો નમ્ર મત છે. આપણા પ્રાચીનકાળમાં પણ બાલકોને કઠણ વિષય સહેલાઇથી શીખવવાની ઇષ્ટતાનો છેક અનાદર થયો નહોતો—તથાપિ આપણે ત્યાં કઠિન રીતિની પણ કિંમત થતી અને તે ખોટું નહોતું. દરેક વિષય છોકરાંઓ સહેલાઇથી શીખી લે એમ કરવાના લોભમાં તેઓને ધાવણાં બાળક રાખવાં કે પોચું પોચું ખાતાં ઘરડાં માણસો જેવાં કરી મૂકવાં એ ઇષ્ટ નથી. સંસાર સહેલાઈ અને આનન્દનો જ ભરેલો નથી; એની પગથીઓ તે સર્વત્ર બાગના જેવી મનગમતી રચાઈ રહેલી નથી—તો સુગન્ધ કાંટા સર્વના મિશ્રણવાળા આ નૈસર્ગિક બનાવટમાં પ્રયાણ કરવાને તેઓ યોગ્ય રહે એવી જ પદ્ધતિએ બાળકોને શિક્ષણ અપાવું જોઇએ. તથાપિ સેવાસદનની, સામાન્ય શિક્ષણ પદ્ધતિને એક નવા પ્રયોગ તરીકે અમે ખુશાથી જોતા રહીશું, અને આ અદ્‌ભુત ઉદારતા હિંમત બુદ્ધિ અને શ્રમથી પ્રવર્તાવેલી સંસ્થાને સદા વિજય ઇચ્છીશું.

---

# * ભાવનાસૃષ્ટિ.

( ગીતિ. )

સુખમય સન્ધ્યાસમયે
  ભમતો ભમતો હું આવિયો પળમાં
માનસસરને કણ્ઠે;—
  અનુપમ લીલા નિહાળી તટ-જળમાં. ૧

( ઢ્યોર. )

જળમાં લહરિકુંડળ માંહ્ય
હંસીહંસ ઉજ્જ્વળકાય
કરતાં કેલિ તરતાં જાય,—
ઊંચે વ્યોમ શુદ્ધ સુહાય. ૨

---

* આ જીવનમાં મનુષ્યની ઉત્તરોત્તર વૃદ્ધિ થવા માટે ઉચ્ચભાવનાઓ (ideals) નિર્માણ થયેલી છે. એ ભાવનાઓની સમીપ મનુષ્ય જેમજેમ જાયછે, તેમતેમ દૂર તે ખસતી જાયછે, અથવા તે સિદ્ધ થઈ તો પોતાનું ભાવનાસૌન્દર્ય તજી દઈને સિદ્ધ થયેલી ભાવના તે ભ્રંશ પામતી જણાયછે. ( "ઉચ્ચભાવનાધ્વંસ"—એ વિશેનો લેખ મરહૂમ મણિલાલ દ્વિવેદીનો સર્વેના સ્મરણમાં હશે. હેમાંના સિદ્ધાન્તને સ્પર્શ કર્યા વિના અત્રે ઉપરની કલ્પના મૂકી છે. )

આ કાવ્યમાં એ બતાવવાનો પ્રયત્ન છે કે આ જીવનમાં ભાવનાઓનો સ્પર્શ કરતાં વાંત તે મનુષ્યના હાથમાંથી સરી જતી જણાયછે; પરંતુ આખરે ભાવનાઓનું સ્થિર સૌન્દર્ય આત્મજીવનમાં કોઈ ક્રમે ગયા પછી સાધ્ય છે. માનસસરની સમીપનાં કુસુમ ફળો, શુક્રતારા, અને ઉષા—એ આ ભાવનાઓનાં પ્રતિરૂપ તરીકે લીધાંછે.

શુક્રતારા અને ઉષા એ સૌન્દર્યની મૂર્તિઓના પરમાણુ શન્યમાં ગયા પછી, કવિના આત્માને પરમપુરુષ દિવ્યપાંજરામાં પૂરેછે, તે પાંજરું સૂક્ષ્મદેહ અથવા લિઙ્ગદેહને સ્થાને છે. અન્તે દિવ્યધામમાં સ્થિરભાવનાઓનો પરિચિત સંપર્ક થતા પ્હેલાં આ પાંજરામાંથી પણ આત્મા છૂટો થઈ, ભોગાયતનની અપેક્ષા વિનાજ, છતાં કેવળ આધ્યાત્મિક પણ વ્યક્ત સ્વરૂપે, રહેલો બતાવ્યોછે. પૂર્વે વેરાઈ ગયેલી ભાવનાઓના પરમાણુમાંથી પાછી એ જ ભાવનાઓ, પણ સત્સરૂપે, ઘડાઈને ઉપસ્થિત થયેલી આલેખીછે; તે આત્માને એ અતિપૂર્ણ શુદ્ધ સ્થિતિમાં અનુભવગોચર થાયછે.

પર્વતના શિખર ઉપર રહીને તારામંડળ વગેરેનો દેખાવ વસ્તુતઃ હેવા જ પાછલી રાતના સમયમાં જાતે અનુભવેલો ચીતર્યોછે, અને તે વખતની કેટલીક વૃત્તિયો પણ અનુભવ્યા પ્રમાણે પ્રતિબિમ્બિત એ વર્ણનમાં કરીછે.

તટ વન વિશે પુષ્પસુગન્ધ
વહતાં કુસુમ રમ્ય અનન્ત,
લોભકરંગ ફળ તરુડાળ
ઝરતાં રસ દીસે સહુ ઠાર. ૩

( દોહરો. )

સુગન્ધ એહ, સુવર્ણ એ; સુરસ એહ કરી જોર
ખેંચે મુજને, અવશ હું બન્યો કુસુમફળ ચોર. ૪

( ચોપાઈ. )

અડક્યો પાંખડી સુકુમાર;
ને જો ! કુસુમ તો તે વાર
ચર્યું ને શૂન્ય માંહિં વિલીન,
મુજને મૂકિયો અતિ દીન. ૫

ઉજ્જવળ ફળ અડતાંવાર
પામ્યાં લોપ તે તત્કાળ !
આશાભંગ થાતાં, મૂઢ
જાણું તત્વ નાહિં ગૂઢ. ૬

* * * *

* * * *

( *ઉપજાતિ. )

અસંખ્યતારામણિહાર ધારતી
નિશા રમે વ્યોમ ઉછંગલાડતી,
ત્હેને દૃઢાલિઙ્ગનથી ન છોડતું
વિશાળ વક્ષે ધરી વ્યોમ કોડિલું; ૭

પ્રભાત:તો દૂર રહ્યું લપાઈ ને
જુવે ન બે કેલિનિમગ્ન કાંઇ તે;—
હેવા અમોલા સમયે હું એકદા
સારી દઈ વિશ્વની સર્વ આપદા ૮

---

* ઇન્દ્રવંશા તથા વંશસ્થવિલનાં ચરણોના મિશ્રણથી થયેલું ઉપજાતિ વૃત્ત.

સૂતો ઊંચા પર્વતશૃંગ એકલો
સુણી રહ્યો શાન્તિ તણા ઊંડા સુરો;
નીચે પડી પર્વતમાળ કેટલી!
વાંકી ચૂંકી ખીણ અસંખ્ય તેટલી; ૯

આછો શશી વ્યોમની ટોચ ટેકીને
દીપાવતો ધુમ્મસગૂંછળાં નીચે;
અનન્ત તારા નિજ નિત્યકર્મમાં
નિમગ્ન, દીપે તહિં વ્યોમમાર્ગમાં. ૧૦

બન્યો હું શું અંશ જ દિવ્ય લોકનો!
તારા તણા મંડળમાં હું એક કો!
એ ભાનમાં હું ક્રમણો કરી ગયો
અપ્રાપ્ય એ લોક વિશે ફરી વળ્યો. ૧૧×

( હરિગીત. )

તારાખચિત એ વ્યોમ કેરી રાણીને હું સોધતો,
દીઠી મનોહર શુક્રતારા, ત્યહાં ધસ્યો ધરી મોદ જો!
મુજ હૃદય ધારું દિવ્ય મણિ એ પ્રેરિયો એ મોહથી
કર ઝડપમાં પકડી,–અને જો! સર્ગ પડી ઝટ કર થકી! ૧૨

( સોરઠો )

સહસ્રકોટિ ખંડ અણુરેણુ સમ ખરી પડ્યા,
શૂન્ય વિશે જ અનન્ત તારારેણુ ગઈ શમી. ૧૩

* * * *

* * * *

---

× શ્લો. ૭ થી ૧૦ સુધીનું વર્ણન, પાછળ ટીપમાં કહ્યા પ્રમાણે, વાસ્તવિક દીઠેલા દેખાવનું છે; શ્લો. ૧૧ ના પૂર્વાર્ધની વૃત્તિ તે વખતના અનુભવનું પ્રતિબિમ્બ છે; ઉત્તરાર્ધમાંથી કલ્પના સૃષ્ટિ શરૂ થાયછે, અને શારીરિક નહિં પણ આત્માનું જ ક્રમણ અને પ્રવાસ આગળ ઉપર ચાલેછે. પૂર્વાર્ધમાંની વૃત્તિ તે વાસ્તવિક દશા અને કલ્પના પ્રવાસની વચમાંનું પગથિયું છે. શ્લો. ૧૨ ના પૂર્વાર્ધની વાત માત્ર વાસ્તવિક અનુભવની છે,–" તે તરફ ધસ્યો " એટલા ભાગ શિવાય.

( મન્દાક્રાન્તા. )

પ્રાચી મૂળે કનકપગલાં શાં ઉષા છાપતી જો !
આછો આછો મધુર અળતો પૂરતી ત્હાં રસીલો;
ને સોનેરી ઘનશકલ આ ભૂમિ ને વ્યોમ વચ્ચે
વ્હેતું ચાલે, ચઢી ઝટ તહિં હું વહું વ્યોમપન્થે. ૧૪

( ગીતિ. )

હઈડા સરશી ધારું
લાવણ્યની પૂતળી ઉષા દેવી—
એ લોભે મૃદુકરથી
સ્પર્શી,—ને પીગળી ગઈ કેવી ! ૧૫

* * * * *

* * * * *

* * *

( ઉપજાતિ. )

ઉષા થકી એ અતિશે ઝીણી
પાંખો સજી દિવ્ય અને નવીની
ઊડયો જ ઊડયો મુજ આત્મપંખી
અદૃશ્ય કો લક્ષ્ય સુદૂર ઝંખી. ૧૬

અસંખ્ય તારાગણચક્ર ભેદી,
×તેજે ઘડયા ધૂમસમૂહ છેદી,
ઊડયો જ ઊડયો ગગનો વટાવી,
અન્તે ઊભો કો નવભૂમિ આવી. ૧૭

ઊભો ત્યહાં કો પરમસ્વરૂપ
પ્રચણ્ડ દીપ્તિ ધરતો અનુપ;
લીધો મ્હને પંજર માંહિં પૂરી,
આશ્વાસતો વાણી વદી મધુરી; ૧૮

× તે જે ઘડ્યા ધૂમસમૂહ=Nebulæ

ઘડયું શશી-રશ્મિથી પાંજરું એ,
અલક્ષ્ય ઝીણા શળિયાતણું જે;
ન એ મ્હને બન્ધનરૂપ લાગે;—
ચાલ્યો મહાપુરુષ દિવ્ય માર્ગે, ૧૫

( સોરઠો. )

લઈ ચાલ્યો એ દૂર, ઉજ્જવલ દેશો જ્હાં પડયા;
અનુપમ જ્યોત્સ્નાપૂર રસતું ભૂમિ દિવ્ય એ. ૨૦

( ચ્હોર. )

દર્શન દીઠું અદ્દભુત ત્યાંહિં,
નયનો હારતું સુજ કાંઈ;
કુસુમો દિવ્ય દેહ ધરંત
ઊભાં સ્મિતસુધા વરસંત; ૨૧

તારામંડળોની રાણી
ઊભી દિવ્ય મણિયો આણી;
અદ્દભુત દિવ્ય કાય જ ધારી
દીઠી તો ! ઉષા લટકાળી; ૨૨

લજ્જા સ્મિત તણી મૃદુ-છાય
રેખા પળપળે પલટાય;
દર્પણ અણદીઠામાં જોઈ
નિજ સૌન્દર્ય, રહેતી મોહી ! ૨૩

જાણે વિશ્વ સઘળું ત્યાંહિં
કૌતુક પ્રેમભાવે કાંઈ
હેની રહ્યું નિહાળી ખૂબી,
લટકા એમ કરતી ઊભી. ૨૪

( અનુષ્ટુપ. )

કાઢીને પાંજરામાંથી મુજને મૂકિયો તહિં;
દિવ્ય એ પુરુષે કીધી આજ્ઞા નેત્રો વડે કંઈ. ૨૫

( ખંડહરિગીત. )

દિવ્ય એ સહુ મંડળી
એકઠી તે ક્ષણુ મળી,
સ્મિત મનોહર વેરતી
રચી રાસરચના ત્હાં કરી. ૨૬

શુક્રતારા સુન્દરી,
સાથ સખિયોનો વળી,
દિવ્ય કુસુમો સહુ મળી,
ઊભી ઉષા ત્હાં ઊજળી. ૨૭

( ઉપજાતિ. )

અને મચી દિવ્ય જ રાસલીલા,
વાગ્યા સુરો વાદ્યતણા રસીલા;
એ સુન્દરીઓ નવ તાલ ચૂકે,
વિલાસથી શા ચરણો જ મૂકે ! ૨૮

અનેક ત્હાં હું ધરીને શરીર
બજ્યો મહારાસ વિશે સલીલ;
પ્રત્યેક એ સુન્દરીને ગ્રહંતો
રમી રહ્યો રાસ રસે વહંતો. ૨૯

( વસન્તતિલકા. )

આનન્દ એ સ્થિર સનાતનરૂપ દેતી
સૌન્દર્યમૂર્તિ નવ જો ! સરતી કરેથી !
આશ્ચર્ય એ મુજ મને ઊપન્યું, અને જો !
સંદેહ એ ઝટ મહાપુરુષે જ છેદ્યો. ૩૦

"હે વત્સ ! જે ખરી પડ્યા તુજ સ્પર્શ થાતાં
સૌન્દર્યના કણુ જ શત્ય વિશે સમાતા;
દિવ્ય પ્રભાવ થકી એ અણુરેણુમાંથી
સૌન્દર્યસૃષ્ટિ રચી મ્હેં જ નવીન આહિં. ૩૧

( અનુષ્ટુપ્. )

સ્વામી સૌન્દર્યની મૂર્તિ ગ્રહતાં ન જશે ખરી;
દિવ્ય આ માત્રના સૃષ્ટિ અહિંયાં નિત્ય છે વશી." ૩૨

રત્નાગિરિ જીલ્લો.

નરસિંહરાવ ભોળાનાથ.

તા. ૨૭-૧-૦૯

## કોયલડી.

બ્હેનાં કોયલડી !

મીઠી કોયલડી !
બોલ, મધુર તુજ વેણાં,
બ્હેનાં કોયલડી !

ઊડી એકલડી !
ખોલ બધિર દુનિયાનાં
કાનો કોયલડી !

મ્હોર વીણી, વીણી, ટોચે બેસે !
રસ કસ ચૂસે, નાચે, હીસે !
એકલતા છાજે શું એવી ?
બ્હેનાં કોયલડી !
કહે નાં કોયલડી !

ગાનઋચાની અમીય ધીરી ધારે,
પતિત પ્રાણના પાશ નિવારે !
સાર્થકતા સોહે શિર એવી,
બ્હેનાં કોયલડી !
કહેનાં કોયલડી !

પુણ્યાત્મા વન આંગણુ શોધે,
પુણ્ય રવો અહી મનગતિ રોધે,
એ વિરલા ! જગ કાણું,
બ્હેના કોયલડી !
કાળી કોયલડી :

કાલી વાણી, તુજ, કાયે કાણું !
મર્ગમરેણ્યનું છાયે ઉજાળું !
તમ ઠર્યાં કહે આશિર વાણી ! !
કાળી કોયલડી !
બ્હેનાં કોયલડી !
મીઠી કોયલડી !

આહ ઉંચા સુર દિવ્ય કયેંહાંથી ?
“ મ્હોર નીચા લૂમખતા ત્હાંથી ! ”
એ રસમન્ત્ર ટુંકારો,
બ્હેનાં કોયલડી !
કહેનાં કોયલડી !

શ્રદ્ધા, પ્રેમ, વિનય ના સંયમ,
રવ તુજ રેલે અનુપમ પંચમ
અમ મોરલી એ સુર વાજે,
વ્હેનાં કોયલડી !+
કહેનાં કોયલડી !

મુમ્બાઈ.
તા. ૧૮-૧-૦૭ } નરસિંહરાવ હરિલાલ ધ્રુવ.

---

## આશા.

### ( સદા સંસારની ધૂનમાં. )

સતી સિદ્ધેશ્વરી સંસારનો શૃંગાર આશા !
મનોબલ વેગની ગતિવાહિની સંચાર આશા !
સ્વર્ગોથી સાથે સરી, પ્રયાણમાં એ સાથ;
અનન્તતા સહચારિણી, આશા અમર અવાસ.
વિયોગે યોગિની-સંયોગિની સાકાર આશા !
હૃદયની વાહિની, ઉદ્ધારિણી આધાર આશા !
ક્ષણમાં સખી સહ રાજતી, ક્ષણમાં કરે વિરોધ;
એ તુજ હર્ષોહર્ષનો એકજ આવે ક્રોધ.
નિરન્તર મોહિની ઉત્સાહિની ઉમંગ આશા !
સદા સહવાસિની પરગામિની સુમંત્ર આશા !
જીવનવેલી ખેલતી સુરભિ સુમન પથરાય
આશા આશ્રિત મોહમાં પરાગ કૈં પમરાય
જીવનવ્યાપાર હૃદયાગારનો સુપરાગ આશા !
હૃદયના રાગનો અવિરાગ એ સુવિરાગ આશા !
તુજ તેજે છે જીવવું, તુજ સહવાસે વાસ;
યોગવિયોગ સખી તજ્યે, પ્રાપ્તિ ઇષ્ટ સુવાસ.
મનોબલ વેગની ગતિવાહિની સંચાર આશા !
સતી સિદ્ધેશ્વરી સંસારનો શૃંગાર આશા !

સ્નેહજ્યોતિ.

---

+ સમ્પાદક રા. રા. સુમનસ્ હરિલાલ ધ્રુવ.

## કવિવરોની મોરલીને.

મીઠા અમીરસે રસેલી, ભરેલી, ઓ! કવિવરોની મોરલી!
બેની! તારા મધુરા, મન્જુલ ગાને, અમ ઉર રસબસ કરી જજે!
ઉંડેરા તુજ ગૂઢ હૃદય પ્રાન્તોમાંથી—

હળવે બેની! દિવ્ય રસધાર રેલી જજે!
તાપે તપેલાં હૈડાં આ અમ, 'બળ્યાં' 'બળ્યાં' થઈ રહ્યાં,
હૃદયતાપ સમાવવા રસદ બેની!—

હળુ હળુ હલકી, સુખદ, અમોલ શાંતિ વરસી જજે!
સરલાં, તરલાં,
ગંભીરાં ગાણાં ગાજે!
વિભુની વિશુદ્ધિ વાજે!
પંચમના સૂર પૂરી—

પાયેને રસે ધાજે!
લળી લળીને બેની વિનવું તું સરસ રસધારે રેલજે,
લાલિત્ય ભર્યા મુખડેથી હૃદયના પટ ખોલજે!
'રસ' 'રસ' કરી જજે!

ના શ્રમ સાધ્ય રસ વમતી
બેની! બળેલાં, ઝળેલાં, તૃષાર્ત હૈડાંને—

શ્રમિત કરવાની ઘરી નથી!
વહેલી વહેલી ધગતી ધરતીને શીતળ, રસસ્ત કરી જજે!
પછી ગમે તેમ વરસજે!

નહિતો, બહેની! તારા અનેરા અમૃતની,
અરસજ્ઞ હૃદયે અવગણના થઈ જશે!

તુજ વરસવું મિથ્યા થશે, હૈડાં તનસતાં રહી જશે!
અરજી ઉરે ધરી બની, તૃષાર્તની પિપાસા ટાળી જજે!
ઉંડેરા તુજ ગૂઢ હૃદયપ્રાન્તોમાંથી દિવ્ય રસધાર રેલી જજે!

સુરત ૧૩-૧-૦૯ માણેકલાલ કાલિદાસ ભટ.

---

# હિન્દમાં વેપાર અને તેનાં સાધનો.

## પુરાતન કાળમાં હિન્દુસ્તાનનો બીજા દેશો સાથેનો વેપાર.

ઘણાજ જૂના કાળથી હિન્દુસ્તાનનો વેપાર તેની પશ્ચિમે આવેલા દેશો સાથે ચાલતો આવેલો જણાય છે. સિંધુ નદી અને કાળા સમુદ્ર વચ્ચેની જાતો વચ્ચેનો વેપાર હિન્દુકુશ અને ઑક્સસ નદીને રસ્તે થઈ ચાલતો. શરૂઆતમાં થોડા વજનવાળા પણ કિંમતી પદાર્થોની લેવડદેવડ થતી હતી. ઇ. સ. પૂ. ૭ મા સૈકામાં ઇરાની અખાત માર્ફતે હિન્દુસ્તાનનો પરદેશ સાથેનો વેપાર ખીલવા લાગ્યો. ઇરાની અખાતમાં થઈ વેપારીની મોટી સંખ્યા મેસોપોટેમીઆને રસ્તે ઇજીપ્ત કે મીસર સાથે વેપાર કરવા લાગી. આ રસ્તે થઈને હિન્દમાંથી ચોખા, સુખડ, વગેરે બીજા દેશોમાં લઈ જવામાં આવતાં. પહેલી સદીમાં એક લેખકના લેખ ઉપરથી આપણને માલુમ પડી આવે છે કે તે વખતે હિન્દુસ્તાનમાંથી તેજાના, જવાહીર, મજલીન, તેમજ સુતરાઉ કાપડ પરદેશ ખાતે ચડતાં, અને પરદેશથી સોનું, રૂપું, તાંબુ, પિત્તળ, કલાઈ, સીસું, પરવાળાં, સુમ્મતે કરીને આયાત થતાં.

આ વખતે હિન્દુસ્તાન પરદેશ જોડે વેપાર કરવામાં કેટલું બધું કુશળ હતું, તેમજ તેની જાહોજલાલી કેટલી હતી, તેનો ખ્યાલ પ્લીની નામના લેખકના લખાણ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

પરદેશી માલ થોડો લેવો, અને પોતાના દેશમાંથી વધારે કિંમતનો માલ પરદેશ મોકલવાની ઇચ્છા દરેક કાળની પ્રજામાં હોય છે, એવું પ્લીનીના લખાણ ઉપરથી માલૂમ પડે છે. યુરોપમાંથી હિન્દુસ્તાન ખાતે ઘણો પૈસો તણાઈ જાય છે તેની ફરિયાદ પ્લીની પોતાના લખાણમાં કરે છે જો કે આ વખતે આશરે ૪૫૮,૦૦૦ પૌંડનોજ માલ હિન્દમાંથી યુરોપ ખાતે ચડતો હતો.

### પોર્ટુગીઝ.

૧૫ મા સૈકામાં ૧૪૯૮ ની સાલમાં વાસ્કોડાગામા કાલીટ બંદરે ઉતર્યો. પોર્ટુગીઝ લોકોએ આરબ લોકોના વેપારને ધોકો પહોંચાડયો, અને વેપારમાં ફાવવા ખાતર કેટલીક જબરજસ્તી પણ વાપરી. તેઓ પોતાની વખારની આસપાસ સીપાહીઓના પેરા રાખતા. ઓરમઝના કિલ્લાની મદદ વડે ઇરાની અખાત દ્વારા તેઓ સહીસલામતીથી વેપાર કરવા લાગ્યા. ગોવામાં વસવાટ કર્યા પછી તેઓએ મરી અને સુંઠનો વેપાર હાથ કર્યો.

### વલંદા અને ઇંગ્રેજ.

વલંદા લોકોના કાફલા પણ ૧૫૯૫ થી ૧૬૦૧ ની સાલની અંદર હિન્દુસ્તાનમાં વેપાર કરવા આવવા લાગ્યા. પહેલી ઇસ્ટ-ઇન્ડિયા-કંપની ૧૬૦૦ માં સ્થપાઈ. આ કંપની સ્થાપ-

વાનો મુદ્દો એ હતો કે વલંદાઓ બધો વેપાર પોતાના હાથમાં કરી લે નહિ. ૧૬૦૮ ની સાલ સુધી તેજાનાના બેટો સાથે આ કંપની વેપાર કરતી હતી, પરન્તુ ૧૬૦૮ માં તેણે સુરતમાં વેપાર કરવાનું પ્રથમ શરૂ કર્યું.

## સત્તરમી અને અઢારમી સદી,

સત્તરમી સદીની શરૂઆતમાં પોર્ટુગીઝ લોકોનો વેપાર પડી ભાંગ્યો હતો, અને તેઓ બીજી કંપનીઓનાં વહાણ લુંટવાનો ધંધો કરવા લાગ્યા હતા. વલંદા લોકો અને ઇંગ્રેજ વચ્ચે કેટલેક વખત સજડ સ્પર્ધા ચાલી; પરન્તુ ક્રમે ક્રમે ઇંગ્રેજોએ પોતાનો વેપાર જમાવ્યો, અને મદ્રાસ તેમજ બંગાળામાં વેપારની કોઠીઓ સ્થાપી. ૧૮ મી સદીના પહેલા અર્ધમાં ઇંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વચ્ચે લડાઈ ચાલી અને રાજ્ય મેળવવાની કોશેશ કરવા પાછળ વેપાર તો ક્યાંઈએ પડયો રહ્યો. ૧૮૧૩ ની સાલમાં કંપની વેપાર કરતી બંધ પડી. ૧૮૩૩ ની સાલમાં ચીન સાથે એકલા વેપાર કરવાનો કંપનીનો જે હક હતો તે પણ બંધ થયો.

રસ્તાઓ સારા ન હોવાને લીધે દેશની અંદર વ્યાપારની વૃદ્ધિ કરવામાં ઘણી મુસ્કેલી નડતી હતી. વળી આગગાડીના અભાવને લીધે, દેશી રાજ્યો વચ્ચે અંદરઅંદરના કલહને લીધે, તેમજ દેશી રાજ્યોના માલ ઉપરના કરને લીધે, તેમજ કેપ ઑવ્ ગુડ હોપને રસ્તેથી માલ લઈ આવવાનો હોવાને લીધે ૧૮૫૭ ની સાલ સુધી વ્યાપારની જોઈએ તેવી વૃદ્ધિ થઈ શકી નહિ.

૧૮૫૭ માં બળવો જાગ્યો તે વખતે આખા હિન્દુસ્તાનમાં માત્ર ૨૭૦ માઈલમાં જ આગગાડી ફેલાઈ હતી. બળવાના ઘણાજ કડુ અનુભવ પછી લશ્કર લઈ જવાની સગવડ કરવા ખાતર આગગાડીનો મોટા પાયા ઉપર પ્રચાર કરવાની ડહાપણ ભરેલી રાજનીતિ ઈંગ્રેજોને સુઝી. આથી કરી વ્યાપારની પણ અતિશય વૃદ્ધિ થઈ, અને તેથી હિન્દુસ્તાનના લોકોની તેમજ ઇંગ્રેજોની આબાદીમાં સંગીન વધારો થયો. વ્યાપારની વૃદ્ધિ થવા લાગી તેમ તેમ હિન્દુસ્તાનનાં બંદરો સુધારવાની તેમજ માલ લઈ જનારી લાવનારી આગબોટોનાં કદ અને ઝડપમાં સુધારોવધારો કરવાની જરૂર પડી. સદ્ભાગ્યે ૧૮૬૯ માં સુએજની નહેર વ્યાપારને માટે ખુલ્લી મૂકાઈ. કેપ ઑવ્ ગુડ હોપને રસ્તે યુરોપના માલને હિન્દુસ્તાનમાં આવતાં ત્રણ મહિના જતા; સુએજને ટુંકે રસ્તેથી હવે તે માલ માત્ર ૩ અઠવાડીઆની અંદર હિન્દુસ્તાનમાં આવી પહોંચવા લાગ્યો. ૧૮૫૭ ના બળવામાં ઇંગ્રેજ સરકારને ગંજાવર ખરચના બોજામાં ઉતરવું પડયું હતું. તે ખરચ પુરું પાડવા હિન્દુસ્તાનમાં આવતા ને ત્યાંથી પરદેશ જતા માલ ઉપર જકાત નાંખવામાં આવી હતી; પરન્તુ યુરોપના તેમજ હિન્દના વ્યાપરને સજડ હરકત પહોંચવાથી આ રાજનીતિનો સરકારને ક્રમે ક્રમે ત્યાગ કરવો પડયો, અને ૧૮૮૦ ની સાલ સુધીમાં ઘણી ખરી આવકજાવકની ચીજો ઉપર લેવામાં આવતો કર કાઢી નાંખવામાં આવ્યો.

વેપારની ખીલવણી કરવા ખાતર હિન્દુસ્તાનમાં ૧૯૦૫ ની સાલથી 'વ્યાપારઉદ્યોગનું

ખાતું, ખોલવામાં આવ્યું છે, અને આ ખાતું ગવર્નર-જનરલની કાઉન્સિલના એક સભાસદના હાથ નીચે મૂકવામાં આવ્યું છે.

હિન્દુસ્તાનનો વ્યાપાર ખીલવવા ખાતર હિન્દુસ્તાનમાં જુદે જુદે સ્થળે 'વ્યાપારી મંડળો' સ્થપાયાં છે. કલકત્તા, મુંબઈ, કરાંચી, મદ્રાસ, રંગુન, કોચીન, કોકણાદ, કાનપુર અને કાઠીઆવાડમાં આવાં મંડળો છે. વ્યાપારને લગતી બાબતોમાં સરકાર આ મંડળોના અભિપ્રાય પૂછે છે અને વ્યાપારને લગતા કેટલાક વાંધાના ફડચા આ મંડળો દ્વારા કરવામાં આવે છે. આ મંડળોના સભાસદોનો મોટો ભાગ યુરોપીઅનોનો છે, કારણ કે પરદેશ સાથે ગંજાવર વેપાર-અથવા તો કરોડો રૂપીઆનો ખર્ચ કરી નવી યોજનાઓ ઉભી કરનારી પેઢીઓ ઘણે ભાગે યુરોપીઅનોની બનેલી છે.

## હિન્દુસ્તાનનાં બંદરો.

હિન્દુસ્તાન મોટો દેશ છે છતાં તેના પ્રમાણમાં તેની અંદર બંદરની ઝાઝી સંખ્યા નથી. ઈંગ્લંડની અંદર ઘણાં અને સગવડવાળાં બંદરો હોવાથી મોટી આગબોટોને કિનારે માલ લાવવાનું, અને ત્યાંથી માલ ભરવાનું બહુ ફાવે છે. હિન્દુસ્તાનમાં—કલકત્તા, મુંબઈ, રંગુન, મદ્રાસ અને કરાંચી—એ ગણ્યાં ગાંઠ્યાં મોટાં બંદરો છે,

હિન્દુસ્તાનનાં બંદરો મોટાં બંદરો કલકત્તા, મુંબઈ, રંગુન, કરાંચી, મદ્રાસ અને ચીતાગોંગની—વ્યવસ્થા પોર્ટ કમિશ્નરો કરે છે, અને આ કમિશ્નરો ઉપર સરકાર દેખરેખ રાખે છે. વ્યાપારની ખીલવણી કરવા માટે બંદરોને સુધારવાનું કામ 'પોર્ટ ટ્રસ્ટ' નામનું મંડળ કરે છે.

### કલકત્તા.

જ્યાંસુધી સુએઝની નહેરનો રસ્તો ખુલ્લો થયો નહતો, ત્યાંસુધી હિન્દુસ્તાનનો પરદેશ જોડેનો ઘણો ખરો વેપાર કલકત્તા બંદરેથી થતો હતો. ૧૮૫૭ ના બળવા પછી લશ્કર આવવાજવાની સગવડ ખાતર 'ઈસ્ટ-ઇન્ડિયા રેલ્વે' ખોલવામાં આવી અને ૧૮૬૪ ની સાલથી આ રેલ્વે માર્ફતે કલકત્તાથી દીલ્હી સુધી આ રેલ્વે દ્વારા વ્યાપારની અભિવૃદ્ધિ થતી ચાલી.

### મુંબઈ.

શરૂઆતમાં મુંબઈમાં સારી ગોદી-ડૉક-નહિ હોવાથી ચોમાસામાં દરીઆ માર્ફત ચાલતો વેપાર બંધ પડતો. ૧૮૬૪ ની સાલ પછી જબલપુર અને નાગપુર વચ્ચે રેલ્વે નાંખવાથી તેમ જ બૉમ્બે-બરોડા-ઍન્ડ-સેન્ટ્રલ-ઇન્ડિયા-રેલ્વે લાઇન દીલ્હી તેમ જ આગ્રા સુધી વધવાથી અને તેની સાથે ૧૮૬૯ માં સુએઝની નહેર ખુલ્લી મૂકાવાથી અને મુંબઈના બંદરમાં ગોદી બાંધી સંગીન સુધારો થવાથી દુનીઆના એક મોટા અને અગત્યના બંદર તરીકે મુંબઈની ગણતરી કરવામાં આવે છે.

## કરાંચી.

કરાચી બદરથી માલની આવજા થાય છે, પણ તે બદરમા બીજા ઉદ્યોગની ઝડપબધ અભિવૃદ્ધિ થઈ હોય તેમ જણાતુ નથી. જ્યારથી પજાબ અને કરાચીનુ રેલ્વે માર્ફતે જોડાણ થયુ અને જ્યારથી બદરને સુધારવામા આવ્યુ ત્યારથી કરાચી બદરની અગત્યમા વધારો થયો છે કરાચી બદરથી ઘઉં, તેલ કાઢવાના બી અને ઉન મોટા જથામા પરદેશ ખાતે ચઢે છે

## રંગુન.

૧૮૫૨ ની સાલ સુધી રંગુન બદર એક સાધારણ બદર હતુ, અને ત્યાથી પરદેશ ખાતે ચોખા મોકલવામા આવતા. ડાંગરમાથી ચોખા કાઢવાની મીલોનો ઉદ્યોગ જાગવાથી, તેમજ ઘાસતેલને સ્વચ્છ કરવાનો ઉદ્યોગ ચાલુ થવાથી રંગુન બદરની આબાદી એકદમ વધવા લાગી તેની ઉત્તરે રેલ્વે નખાવાથી દેશના અદરના ભાગમા માલ લઈ જવાનુ વધારે સુતર થયુ છે, અને રંગુન બદરની આબાદાનીમા દિવસે દિવસે વૃદ્ધિ થતી જાય છે

## મદ્રાસ.

મદ્રાસ બદરનો કિનારો મોટી આગબોટોને આવવા જવા માટે ઘણો જ અગવડભરેલો છે બદર સુધારવાને ઘણી મહેનત કર્યા છતા, હજુ જોઈએ તેવી ફત્તેહ મળી નથી તેથી તે બદર માર્ફતે ઝડપથી વ્યાપારની ખીલવણી થઈ શકતી નથી આમ છતા પણ તે બદર દ્વારા થતા વેપારની અદર ધીમે ધીમે વધારો થતો જાય છે

સુએજની નહેર ખુલ્લી થયા પહેલા હિન્દુસ્તાન સાથેનો લગભગ બધો વેપાર વહાણ માર્ફતે કરવામા આવતો સુએજની નહેર વ્યાપરને માટે ખુલ્લી મુકાયા પછી આગબોટને આવવા જવાની સગવડ થઈ અને તેનું પરિણામ એ આવ્યુ કે બધો માલ આગબોટ દ્વારા આવવા જવા લાગ્યો ૧૮૮૪ ની સાલમા ૨,૮૮૪ આગબોટ, ૧૮૯૪ મા ૪,૨૭૨ અને ૧૯૦૪-૫ મા ૬, ૩૯૬ આગબોટ માર્ફત માલ લઈ જવા લાવવામા આવ્યો હતો

હિન્દુસ્તાનમાથી ઇગ્રેજી આગબોટોમા ઘણો માલ પરદેશ ખાતે ચઢે છે, બીજી પ્રજાઓની આગબોટો ક્રમે ક્રમે માલ લઈ જવાની હરીફાઈમા આવતી જાય છે, અને હાલ જર્મનીની આગબોટો હિન્દુસ્તાનમાથી પરદેશ ખાતે માલ લઈ જવાનું ઘણુ કામ કરે છે ઑસ્ટ્રિઆ, ફ્રાન્સ, અને નોર્વેની આગબોટો પણ વેપારની જણસો લઈ જવાનો ધધો કરે છે

## હિન્દુસ્તાનનો પરદેશ જોડેનો વેપાર.

### ઇગ્લંડ સાથેનો.

પરદેશ જોડેના વેપારમા હિન્દુસ્તાનનો ઇગ્લડ સાથેનો વેપાર ઘણો છે ઇગ્લડમાં હિન્દુ-

સ્તાનના માલની ખપત હોવા ઉપરાંત ઈંગ્લંડથી બીજા દેશોમાં હિન્દુસ્તાનનો માલ મોકલવામાં આવે છે. હિન્દુસ્તાનમાં બ્રિટિશ રાજ્ય સુસ્થાપિત થયા પછી હિન્દુસ્તાનનો યુરોપ ખંડના બીજા દેશો સાથેનો વ્યાપાર ઇંગ્રેજો માર્ફતેજ ચાલતો; પણ જ્યારથી સુએજની નહેર યુરોપ ખંડની સઘળી પ્રજાઓને વેપાર કરવા માટે ખુલ્લી મૂકવામાં આવી, ત્યારથી હિન્દુસ્તાનમાંથી યુરોપ ખંડની બીજી પ્રજાઓ પોતાને જોઈતો માલ પરભાર્યો લઈ જવા લાગી. હિન્દુસ્તાનમાં માલ મોકલવાની અંદર યુરોપ ખંડની બીજી પ્રજાઓ ઇંગ્રેજી પ્રજા સાથે સખ્ત હરીફાઈમાં ઉતરી છે; પરન્તુ રંગેલા અને સફેદ સુતરાઉ અને ગરમ કાપડના, ધાતુના, સંચાકામના આગગાડીને લગતા સામાનના, તેમજ કાપવાનાં ઓજારોના વેપારમાં ઇંગ્લંડની સાથે હજી કોઈ પણ દેશ બાથ ભીડી શકે તેવી સ્થિતિમાં નથી.

## જર્મની સાથેનો હિન્દનો વેપાર.

જર્મની સાથે હિન્દુસ્તાનનો વેપાર, ક્રમે ક્રમે સારા પ્રમાણમાં વધતો જાય છે.

જર્મનીમાંથી હંમેશ વપરાશમાં આવતી અનેક ચીજો હિન્દુસ્તાન ખાતે આવે છે, અને તે ઘણી સસ્તી આવતી હોવાથી હિન્દુસ્તાનની ગરીબ વસ્તીમાં તેવી ચીજોનો જલદીથી ઉપાડ થાય છે. જે ઇંગ્રેજી કંપનીનું ચપ્પુ આઠ આને મળે છે, તેવી જાતનું-તેવું સારૂં તો નહિ જ-જર્મન કંપનીનું ચપ્પુ અર્ધી કિંમતે એટલે કે ચાર આને મળે છે. દોરા, સોય, વગેરે અનેક ઉપયોગી અને સસ્તી ચીજો હિન્દુસ્તાનમાં જર્મનીથીજ આવે છે. જર્મનીએ ઇંગ્લંડ અને યુરોપ ખંડના બીજા દેશો ઉપર રંગના વેપારમાં મહાન્ જીત મેળવી છે. કરોડો રૂપીઆની થાપણથી જર્મનીમાં કોલ-ટારની અંદરથી જાત જાતના રંગો બનાવી હિન્દુસ્તાન ખાતે મોકલવામાં આવે છે, અને તે રંગના વેપારમાં હરીફાઈ કરવાનું સાહસ ઇંગ્રેજી વેપારીઓ ઉઠાવવા માગતા નથી. જર્મનીમાં હિન્દુસ્તાનથી રૂ, ચામડાં, સણ, તેલનાં બીઆં, અને ચોખા ચઢે છે.

## ચીન સાથે હિન્દનો વેપાર.

ઈંગ્લંડથી પ્રમાણમાં ઘણો થોડો તોપણ બીજેજ નંબરે હિન્દુસ્તાન અને ચીન વચ્ચે વેપાર ચાલે છે. અરસપરસ વેપાર કરતાં ઘણાં વર્ષ થયાં છતાં તેમાં વધારો થતો જોવામાં આવતો નથી. પહેલાં જાપાન અને હિન્દનો વેપાર ચીન માર્ફતે ચાલતો, પરન્તુ ૧૮૯૪ ની સાલ પછીથી જાપાન સ્વતંત્રપણે હિન્દુસ્તાન જોડે વેપાર કરવા લાગ્યું છે. અફીણ (ચીન સાથેનો અફીણનો વેપાર થોડાં વર્ષ પછી બંધ થશે) તેમજ સુતર અને સુતરાઉ કાપડનો ચીન સાથે મોટો વેપાર ચાલે છે. જ્યાંસુધી જાપાનીઝની માફક ચીનાઓ પોતાના દેશમાં કાંતવાવણવાની મીલો કાઢશે નહિ, (અમુક વર્ષ પછી જે બનવું તદન શક્ય છે) ત્યાંસુધી હિન્દુસ્તાનનો તે પ્રકારનો વેપાર ધમધોકાર ચાલુ રહેવાનો દરેક સંભવ છે. ચીનથી હિન્દુસ્તાન ખાતે ચા, રેશમી કાપડ મોકલવામાં આવે છે.

## જાપાન અને હિન્દુસ્તાન.

જાપાન અને હિન્દુસ્તાન વચ્ચેનો વ્યાપાર ઘણોજ અને તે વળી ઘણી ત્વરાથી વધવા લાગ્યો છે ૧૮૮૯ ની સાલ સુધી તો જાપાન સાથે નહિ જેવો વેપાર ચાલતો હતો ચીન અને જાપાન વચ્ચે લડાઈ થયા પછી જાપાન હિન્દુસ્તાન સાથે પોતાની આગબોટ દ્વાન પગ ભાર્યો વેપાર કરવા લાગ્યુ, અને વેપારની સગવડ ખાતર મુબઈમા એક જાપાનીઝ બક ખોલી. જાપાનમાથી હિન્દુસ્તાનમા મુખ્યત્વે કરી રેશમી માલ આવે છે, પરન્તુ બર્માના લોકના શો ખને અનુસરી જાપાનીઝ માલ બનતો હોવાથી તેવા માલનો બર્મામા જબરો ઉપાડ થાય છે જાપાન હિન્દુસ્તાનમાથી રૂનો મોટો ઉપાડ કરે છે

## ફ્રાન્સ.

ફ્રાન્સ અને હિન્દુસ્તાન વચ્ચે જબરો વેપાર ચાલતો નથી, તોપણ ફ્રાન્સમાથી ફાર ફીત, ટોપીઓ ટોપીઓ, તેમજ અને જાતના દારૂ હિન્દુસ્તાનમા આવે છે

## યુનાઇટેડ સ્ટેટસ. ( અમેરિકા. )

યુનાઇટેડ સ્ટેટસ હિન્દુસ્તાનને પ્રથમ ઘાસતેલ પુરૂ પાડતુ પણ બર્મામા ઘાસતેલના કૂવા નીકળવાથી અમેરિકાનો ઘાસતેલનો વેપાર ઘટતો જાય છે

## હિન્દુસ્તાનની આસપાસના દેશો સાથે ખુસ્કીને રસ્તે થઈને ચાલતો વેપાર.

હિન્દુસ્તાનમાથી કેટલી કિમતનો માલ આસપાસના મુલકમા જાય છે, તેની ખરેખરી ગણુતરી થઈ શકે તેવુ નથી, તોપણ આશરે ૧૫ થી ૨૦ કરોડ રૂપીઆનો માલ આસ પાસના મુલકોમા મોકલવામા આવે છે એવો અન્દાજો કાઢવામા આવ્યો છે

અફઘાનીસ્તાન, શાન સસ્થાનો અને ચીનના પશ્ચિમ ભાગ સાથે આ બધો વેપાર ચાલે છે આ દેશોમા મુખ્યત્વે કરી સુતરાઉ કાપડ, લોઢાનો સામાન, ખાડ, મીઠુ ઘાસતેલ અને બીજી કેટલીક ચીજો મોકલવામા આવે છે

અફઘાનીસ્તાનમા હિન્દુસ્તાનમાથી કે પરદેશથી આવતા માલ ઉપર ભારે જકાત નાખ વામા આવે છે, અને અફઘાનીસ્તાનમાથી આવતી ચીજોનો વેપાર પણ કાબુલના અમીરની પરવાનગી સિવાય બાજા કોઈથી થઈ શકતો નથી

## આપણા દેશનાજ જુદા જુદા વિભાગો વચ્ચે ચાલતો વેપાર.

જ્યારે રસ્તાઓ નહતા અથવા ખરાબ હાલતમા હતા, તેમજ આગગાડીની સગવડ નહતી, તે વખતે પડખે પડખે આવેલા વિભાગો વચ્ચે પણ ઘણી મુસ્કેલીથી વેપાર ચાલતો આગગાડીના સાધનથી દૂરના ભાગોનો માલ થોડા દિવસમા મળી શકે છે અને તેથી એક

બીજા ભાગનો માલ અદલબદલ કરવાનું ફાવે છે. હિન્દુસ્તાનમાં એટલે કે ઉત્તર હિન્દુસ્તાનમાં અને તેમાં પણ ખાસ કરી ગંગા નદીની આસપાસના પ્રદેશમાં વહાણ અને હોડીઓ માર્ફતે માલ લાવવા લઈ જવાની સગવડને લીધે ઘણા જૂના કાળથી સારો વેપાર ચાલે છે.

## વેપારી વર્ગ.

જુદા જુદા વિભાગોમાં જે મેળાઓ ભરાય છે, તેમજ મોટાં શહેરોમાં ગુજરી કે બજાર ભરાય છે, તેનો ઉદ્દેશ આસપાસ નીપજતા માલ અદલ બદલ કરવાનો છે. આ ઉદ્દેશથીજ ઘણા પુરાતન કાળથી હિન્દુસ્તાનના જુદા જુદા વિભાગોમાં અને શહેરોમાં મેળા કે બજાર ભરવાનો રીવાજ ચાલતો આવેલો છે. જૂના કાળમાં કેટલાંક સ્થળો જે ગણતરીમાં પણ નહતાં, તે હાલ ગંજાવર વેપારનાં મથકો ગણાય છે. આનું કારણ ત્યાં ચાલતો ધમધોકાર વેપારજ છે જ્યાં જ્યાં આગગાડી થઈ છે, ત્યાં ત્યાં કે તેની આસપાસમાં ઘણે ભાગે વેપારની વૃદ્ધિ થએલી જોવામાં આવે છે.

બ્રિટિશ રાજ્યની સ્થાપના થયા પહેલાં અને ખાસ કરી ચારે તરફ આગગાડીના પથરાઈ જવા પહેલાં વણજારા લોકો પોઠો ભરી એક ભાગમાંથી બીજા ભાગમાં સામાન લઈ જતા અને પાછા ફરતાં તે સ્થળે નીપજતો માલ બીજા વિભાગમાં પાછા લઈ જતા હિન્દુસ્તાનના દરેક પ્રાંતમાં જુદી જુદી વેપારી વર્ગની જાતો છે. રજપૂતાના અને આસામમાં મારવાડી મુખ્ય વેપારી વર્ગ તરીકે ગણાય છે, મુંબઈ ઇલાકામાં પારસી, વાણીઆ, લુહાણા, વહોરા, ખોજા, અને મેમણ એ વર્ગો વેપારમાં મચેલા છે અને વેપારની બાબતમાં તેઓની નજર સારી પહોંચે છે. મદ્રાસ, માયસોર અને દક્ષિણ હિન્દુસ્તાનમાં લીંગાયત, ચેતી અને કુમાટી એ મુખ્ય વેપાર કરનારી જાતો છે. બંગાળામાં બ્રાહ્મણો અને બીજી હલકી જાત વેપાર કરે છે. બિહાર અને યુનાઇટેડ પ્રૉવિન્સિઝમાં વાણીઆ વેપાર ખેડે છે.

( અપૂર્ણ. )

ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.

# ચૌદ દિવસનો ધાર્મિક પ્રવાસ.

( અનુસંધાન પૃષ્ટ ૫૫૯ થી )

બીજે દહાડે સવારે ઉજ્જન પહોંચ્યા. ત્યાં સ્ટેશનની પાસે જ એક રેલવે ખાતામાં નોકરી કરનાર જ્ઞાતિબંધુ અને સ્નેહી જનનું દર્શન થવાથી તેને જ ઘેર મુકામ રાખ્યો. તે સ્ટેશનની પાસે હતો અને ત્યાં હવા ખુલ્લી હતી તેથી જો કે તે વખતે પ્લેગ ચાલતો હતો તોપણ તેઓ ત્યાં જવાથી હરકત પડી નહિ. અહીં જ પ્રથમ ઘણે દહાડે વર્ત્તમાનપત્ર જોયાં અને થોડા દિવસની ખબર નહિ જાણવાથી વખતમાં કેટલા પછાત પડીએ છીયે તેનું ભાન થવાનો પ્રસંગ આવ્યો. તે ભાન એકદમ તો કદાચ ન થાત કારણ કે સાધારણ ખબરો થોડા દહાડા જાણી તોએ શું ને ન જાણી તોએ શું? તો પણ હાલની પ્રવૃત્તિઓ હાલની રહેવાની ને જીવનની પદ્ધતિ સાથે દરરોજ વર્ત્તમાનના સંગમાં ન રહીયે તો બહુ જ પછાત પડી જઇએ છીયે. ઘણા હિંદુ ભાઇઓ હજી પણ આઠ આઠ દહાડે જ વર્ત્તમાનપત્રો જોય છે. બીજા વખતમાં જાણે તે લોકોને નવરાશ જ નથી મળતી. આ ભૂલ છે. એક તારીખને બદલે બીજી તારીખમાં આજના વખતમાં તો આસમાન જમીનનો ફેર થઈ જાય છે. અત્ર ખાસ જાણવા લાયક ખબર "મુંબઈ સમાચાર" માં નજર નાંખતાં ઓચીંતી નીચે પ્રમાણે માલૂમ પડી.

એમ. એ. ની પરીક્ષાનું પરિણામ.

ફતેહવંત ઉમેદવારોના નામ.

પેહેલો વર્ગ.

..........................

બીજો વર્ગ.

..........................

..........................

દવે મોહનલાલ પાર્વતીશંકર.

..........................

ત્રીજો વર્ગ.

..........................

..........................

આ ખબર જાણવામાં પછાત પડવાનો ખેદ તે વખત લાગ્યો હતો અને વર્ત્તમાનપત્ર બરાબર હાથમાં આવ્યું હોત તો તેમ ન જ થવા પામત. પણ થયું તે તો થયું જ. તેને

સુધારી લેવાનો સ્હેલો રસ્તો માત્ર તેમને તારથી અભિનંદન આપી સંતોષ પામવાનો જ હતો. ઉજ્જૈન તેજ દહાડે જોઈ બીજે દિવસે સવારે ત્યાંથી નીકળવાનો નિશ્ચય કર્યો હતો. ગાડીઓમાં પ્રથમ સિદ્ધવડ ગયા. રસ્તામાં જોતાં જોતાં વિક્રમની ઉજ્જયિનીની–જુના વખતમાં કળા અને કેળવણીના મથકને ખગોળવિદ્યાના સંબંધમાં આ આપણા હિંદુસ્થાનના ગ્રીનીચ (Greenwich) ની પ્રાચીનતાની સચોટ સાબીતી જૂનાં મેલાં ઘરો આપતાં માલૂમ પડ્યાં. વડ જતાં ક્ષિપ્રા નદી ઓળંગવી પડે છે. પૂલને અભાવે નદીના સાંકડા પટ પર એક ઠેકાણે નાનું નાવડું રાખી મૂકવામાં આવ્યું હતું. તેમાં બેસી સામે કીનારે બાંધેલાં દોરડાંનો બીજો છેડો જે નાવમાં રાખેલો હતો તે ઝાલી, તેને જાતે ખેંચી સામે જવાનું હતું. તે પ્રમાણે ગયા ને થોડુંક ચાલ્યા એટલે સિદ્ધવડ પહોંચ્યા. ત્યાં ક્ષિપ્રા નદીમાં સ્નાન કર્યા બાદ બીજું કાંઈ કરવાનું નહોતું. સિદ્ધવડ તરીકે હાલ જે વડ ઓળખાય છે તેમાં પ્રાચીનતા જણાઈ નહિ; કદાચ એમ હોય કે ત્યાં જ, તેની પાસે અસલનું વડ હોય. પરવારીને કાલિકા તરફ ગયા. થાકેલા હોવાથી ત્યાં કાચું કોરૂં ખાઈ, તાજા થઈ પાછા ફર્યા અને મહાકાલેશ્વરનાં દર્શન કરવા ગયા. તેમાં જવાનો રસ્તો એક ભોંય નીચેથી કરેલા અંધારા નળાકડી જેવા રસ્તામાંથી છે. તેમાં અંદરથી હવાની આવ જા ન હોવાથી બાફ બહુ મારે છે અને વધારે માણસો હોય તો કદાચ ગુંગળાવવાનો પણ વખત આવે. અંદર દીવા સારા રાખે છે એટલે જોવામાં કોઈ જાતની હરકત પડતી નથી. તે જોયા પછી હરસિદ્ધ માતા ગયા. રામઘાટનો મોટો ઓવારો છેવટે જોયો. આ ઘાટ ઘણોજ પહોળો છે અને ક્ષિપ્રા નદીમાં આ ઠેકાણે જ નહાવાનો ખરો આનંદ છે. ચાણોદની પાસે આવેલા કન્યાળીમાં નર્મદાનો જેવો ઉત્તમ ઘાટ છે તેવો જ રમણીયતામાં સરસ પણ તેનાથી પહોળો આ ઘાટ પ્રથમ જોનારનું મન હરી લે એવો છે. વખત મળત તો ફરીથી એકવાર ત્યાં બધા બીજે દહાડે જાત. પણ તે વખતે તો સૂર્યનારાયણનાં અસ્ત થતાં કોમળ કિરણોએ ત્યાંથી હવે ઘેર જવા જ સૂચવ્યું. પતંગનું પવિત્ર રતાશ પડતું બિમ્બ નીચે નીચે જતું હતું અને તે દૃષ્ટિમર્યાદા પરથી હુબકાં ખાતું હતું. તેથી મુંબઈમાં મહાલક્ષ્મી આગળ સાંજરે જેમ સૂર્ય સમુદ્રમાં સમાઈ જાય છે તે વખતની પેઠેમ જ આ દેખાવ ઇતિહાસની મર્યાદામાં હિંદના અનેક વીર પુરુષોનો અસ્ત સચોટ રીતે યાદ કરાવતો હતો. શુક્લ પક્ષની તેરસનો દહાડો હોવાથી સૂર્યાસ્ત થતાં વારને જ નદીના મીઠા મધુર નાદ પર શશિના શીતલ સુખકર રશ્મિઓએ રૂપેરી લેહેરો પાડી મૂકી અને તેના ચળકાટની ઝાંખી (after-images) ઘેર જતાં સુધી નજર આગળને આગળજ રહી. સવારે વખત થયો એટલે ગાડીમાં બેસી અમદાવાદ આવવા રસ્તો પકડયો. સગવડ ખાતર વચમાં દાહોદના સ્ટેશન પર સાંજરે ઉતર્યા. ત્યાં એક નાગર સ્નેહીને ઘેર રાત્રિએ આરામ લઈ સવારે દશે પાછા ત્યાંથી નીકળી ડાકોર વચમાં હતું એટલે ત્યાં ઉતર્યા. ડાકોર તો અમારામાંના ઘણા ખરા બે ત્રણ વાર જઈ આવેલા હતા એટલે ત્યાં કાંઈ ખાસ કર્તવ્ય કે પ્રથમ પ્રેક્ષણથી મન પર છાપ પાડનારૂં નીવડે છે તેવું નહોતું. તો પણ કાંઇક વિચિત્ર જોયું; રણછોડજીના મંદિરમાં જોઇએ તેવો બંદોબસ્ત રખાતો નહોતો. તે વિષે લખવા આ સ્થલ નથી. ત્યાંથી તા. ૧૧ મીએ એટલે બીજે દહાડે બપોરે નીકળી અમદાવાદ સાંજરે આઠ વાગે, આઠમાં દશ કમે આવી પહોંચ્યા. કામ પૂરૂં થયાનો આનંદ થયો. પરવાર્યા, અને ફરી ફરીને તે વખતે ધરાયા હોવાથી એ સમાપ્તિમાં સંતોષ માન્યો.

શુ આને યાત્રા ગણીશુ ? કે શુ પર્યટન કે પ્રવાસ કહેવો વધારે યોગ્ય ધારીશુ ? યાત્રાનો અર્થ જો એવો જ હોય કે માત્ર દેવ દેહેરા જ કરવા અને બીજી કાંઈ પણ ચીજ પર લક્ષ આપવુ નહિ તો તો આ તે નથી જ પણ આવું હીરા–ધોવે–જઈ–આ–યો–ને—ડેલે–હાથ–દઈ–આવ્યો–સહી કર્તવ્ય તો ઇષ્ટ નથી જ એટલુ જ નહિ પણ જુના વખતમા યાત્રાઓ રાખવાનુ પ્રયોજન કદાચ એવુ હશે કે એ બાને માણસ બહાર નીકળે, સૃષ્ટિનુ સૌંદર્ય જોય, જુદા જુદા રીત રીવાજો જોય, જાત જાતના મગનો જોય, ભિન્ન ભિન્ન લોકોના સમાગમમા આવે, બુદ્ધિ ખીલે અને વધારામા ધાર્મિકની સાથે માણસ કાંઈક વ્યવહારકુશલ પણ થાય ભણેલા લોકો ઘણી વાર યાત્રા કરતા શરમાય છે પણ પ્રવાસ કરવો તેમને ગમે છે. કારણ શુ ? યુરોપ વગેરે દેશના લોકો પર્યટનને પ્રવાસથી થતા લાભ સાબીત કરી બતાવે છે અગ્રેજ લોકો કહે છે કે પ્રવાસ સારી વસ્તુ છે હાલના સુધારકો કહેશે ' બરાબર " ને તે કરવા ઇચ્છશે તેમને યાત્રા કરવી ગમતી નથી. કારણ શુ ? હિંદુ ભાઇઓને યાત્રાઓ પ્રિય હતી અને હજી છે તેઓ કહેશે ' છટ્ " ને તે તિરસ્કારવા માડશે તો પણ તેવા જ લોકો કોંગ્રેસ કે કોન્ફરન્સને વખતે, રાજકીય કે બીજી પરિષદોમા માત્ર ફરવાની મઝા ખાતર સભાસદો તરીકે પોતાની ચુટણી કરાવી બહારગામ જવાનુ પસદ કરતા જણાશે અર્ધદગ્ધ અવસ્થા બધી રીતે ખરાબ છે. યાત્રાએ જવુ ને સૃષ્ટિસૌંદર્ય કે મનુષ્યની કલાને સમાજની જુદી જુદી વાતોનુ નિરીક્ષણ ન કરવુ અથવા તો તે કરવુ ને પ્રથમનુ કામ ન કરવુ એ બન્ને ખરૂ જોતા અનિષ્ટ છે બન્ને સાથે બને તો સારૂ પ્રવૃત્તિમા પણ નિવૃત્તિની જરૂર છે આ વિષે એક નાની વાર્તા લાભદાયી નીવડશે તે નીચે પ્રમાણે છે

એક વખતે બી બી એન્ડ સી આઈ રેલવેની વીરમગામથી મુબઈ જતી સવારની ફાસ્ટ પેસેન્જર ટ્રેનમા એક ડબ્બામા છ માણસો સાથે એકઠા બેઠેલા હતા તેમાના પાચ જણ પાસ સામાન વિશેષ હતો અને તે પ થી તેમ જ તેમના સાધારણ વર્તન પ થી કાંઈક એવુ ભાસતું હતુ કે દરેક જણ કાંઈ થોડી વત્તી સફર મારી આવેલો હોવો જોઇએ બાકી રહેનો છઠ્ઠો માણસ એક સાધારણ જ્ઞાન ધનવનાર સાહિત્ય અને કળામા પ્રવીણ મુબઈ યુનવર્સીટીનો ગ્રેજ્યુએટ હતો તેણે માનસ–શાસ્ત્રનો અભ્યાસ વિશેષ કરેલો હતો એટલે તેને જ્યા જાય ત્યા નિરીક્ષણ કરવાની અને વાતચીત કરી જુદા જુદા લોકોમા શુ શુ જુદુ જુદુ હોય છે તે જાણવાની ઘણી ઉત્કંઠા થતી દિવસનો વખત હતો અને તે કેમે કર્યો જતો ન હોતો તેથી આ છઠ્ઠા માણસે પોતાની ઇચ્છા તૃપ્ત કરવા એક સ્વાભાવિક પ્રશ્ન મૂક્યો એણે પૂછયુ ' ભાઇઓ તમે બધા કોઈ ઠેકાણે પ્રવાસ કરી આવેના હો એમ તમારા સામાન પરથી મને કાંઈક લાગે છે તો જો એમ હોય તો, ( પ્રથમને સબોધીને ) આપ શુ જોવા ગયા હતા અને શુ જોઈ આવ્યા તે મને કહેશો ? '

તેણે ઉત્તર આપ્યો " ખુશીથી કહીશ "

બધાને સાભળવાનું મન થયુ અને થોડીક સેકન્ડમા તેણે વાત શરૂ કરી " ભાઈ, હુ દિલ્હી, આગ્રા, જેપુર, ઉદેપુર, અજમેર વગેરે સ્થળોમા મારા ખાસ કામ માટે ગયો હતો છેલ્લો અમદાવાદથી બેઠો છુ ત્યા મે શુ શુ જોયું તે કહીશ તો તમને કદાચ આનદ મળશે

ત્યાં મેં મુસલમાન બાદશાહોની બંધાવેલી જુદી જુદી મસીદો જોઈ. અમદાવાદ, તે રાજધાનીનું શેહેર હતું તેથી આવી મસીદો જોવાનું મને ખાસ કુતૂહલ લાગ્યું. પંદરસેંના સૈકામાં બંધાયલી જુમ્મા મસીદ, સોળસેંના સૈકામાં બંધયાલી સુલતાન મહમદ બેગડાની રાણીના નામથી બંધાયલી મસીદ, અમદાવાદથી પાંચેક માઇલ દૂર સરખેજનો રોજો, શાહઅલમનો રોજો વગેરે ઠેકાણે જઈ ત્યાં કાંઈ ફારસી લખાણો હોય તેથી તો કાંઈ ત્યાંના બતાવનારાઓની મદદથી ને કાંઈ પુસ્તકોની મદદથી એવી એવી જગ્યાએએ જઈ મને કાંઈ ઇતિહાસનું જ્ઞાન મેળવવા મન થતું હતું તેને મારી ઇચ્છા પ્રમાણે હું સંતોષાવું છું. હવે હું બોરીવલી પાસેની કેનેરી-કેવ્સ જોવા જવાનો છું. મારા સાંભળ્યા પ્રમાણે એ બુદ્ધ લોકોનું કામ છે. ત્યાં જઈ કાંઈ લેખ હશે તો તે જોઈશ, અને એવા લેખો વાંચવાનો ખાસ અભ્યાસ કરેલો હોવાથી તે ઉકેલી બુદ્ધો વિષે જે કાંઈ જ્ઞાન મળશે તે સંપાદન કરવામાં આનંદ માનીશ. ત્યાંથી આગળ જઈ એલફેન્ટા કેવ્સ્, એલોરા કેવ્સ્ વગેરે જોવું છે."

હવે બીજા માણસે શું કહ્યું તેનો સાર ટુંકમાં નીચે પ્રમાણે છે. "હું ૭ સાત વાર નાના મોટા પ્રવાસોમાં જઈ આવેલો છું. દક્ષિણમાં જાઉં છું તો ત્યાં ઠેઠ મદ્રાસને ટીનીવેલી કે ટયુટીકોરીન, સંયુક્ત પ્રાન્તો તરફ જાઉં છું તો ત્યાં, જ્યાં જાઉં છું ત્યાં જુદી જુદી વ્યક્તિઓના અને સમાજોના વિશિષ્ટ ગુણો, તેઓ શું ખાય છે શું પીયે છે, તેમનો ગૃહસંસાર સાધારણ રીતે કેમ ચાલે છે, અને ઠેકાણે ઠેકાણે થતાં ભાષણો વગેરેથી માલૂમ પડતી તે લોકોની દરેક સાંસારિક બાબતની સ્થિતિનું બને તેટલું જ્ઞાન મેળવવા પ્રયાસ કરૂં છું. દેવ દેહેરાં કે મોટાં મોટાં મકાનો કે ખંડીએરો જોવામાં મને કાંઈ આનંદ મળતો નથી. મને તો માત્ર મનુષ્ય જુદે જુદે ઠેકાણે ને જુદી જુદી પરિસ્થિતિઓમાં કેવી રીતે રહે છે તે જ અભ્યાસ કરવાની દૃષ્ટિથી બહાર નીકળવું ગમે છે."

ત્રીજા સદ્‌ગૃહસ્થે તરત પોતાની વાત ઘણી જ રસિક રીતે ને લંબાવીને કહી, પણ અહીં તો તેનો સાર જ આપવો ઉચિત ધાર્યો છે. તેણે કહ્યું: "હું તો જ્યાં જાઉં છું ત્યાંનાં નાટકો જોઉં છું. ત્યાંનાં ચિત્ર કામો જોઉં છું અને સંગીતનો ખાસ શોખ હોવાથી જુદાં જુદાં ઠેકાણાંનાં સંગીતનો ખ્યાલ મેળવું છું. તળાવ, નદી, પહાડ, ઉદ્યાનો વગેરે સૃષ્ટિના સુંદર સ્થાનોનું પણ હું નિરીક્ષણ કરૂં છું. તેમ જ વ્યાવહારિક જ્ઞાન પણ ઘણા માણસોના સંગમાં આવવાથી મેળવી, કુશલતા પ્રાપ્ત કરી તેતે વખત આવે વપરાય એમ હમેશ તૈયારી રાખું છું."

ચોથા સદ્‌ગૃહસ્થનો જવાબ કાંઈ શુષ્ક લાગ્યો. તેણે કહ્યું: "હું ઠેકાણે ઠેકાણે ઇમારતી કામો કેવી રીતે ને કેવી શૈલીમાં બંધાય છે ને તે શૈલીને જુની ગ્રીસ અથવા ઈરાનની, કે હિંદુસ્થાનમાં પણ જુની મુસલમાની કે બુદ્ધ લોકોના વખતની બાંધણીઓ સાથે કેટલે અંશે સરખાપણું કે વિષમપણું છે તે જોવામાં જ આનંદ માનું છું. ઠેકાણે ઠેકાણે થાંભલાઓ કેવી રીતે ગોઠવેલા હોય છે, ને કોતરણી કામ કેવી રીતનું કરેલું હોય છે તે જ જોવામાં મને રમુજ મળે છે. મોટી મોટી ઇમારતો જેવી કે તાજ, તાજમેહેલહોટેલ, મુંબઇનો ટાઉન

હોલ, વડોદરાનો લક્ષ્મીવિલાસ મેહેલ વગેરે વગેરેની મજબુતી ને સુંદરતા તથા ભવ્યતા કેવી રીતે રચવામા આવી છે તે જ જોવામા મારે જરૂરનુ જ્ઞાન મને મળે છે "

છેલ્લાએ કહ્યુ "હુ હાલ જ મથુરા જઈ આવ્યો છુ ત્યા કાશીવિશ્વનાથનુ દેહેરૂ, ગગા, પ્રયાગ, બદરિકેદારેશ્વર, મથુરા વગેરે ધર્મના સ્થળોમા જઈ દેવદર્શન, સ્નાનાદિ સર્વ ધાર્મિક કામ કરી આવ્યો છુ તે શિવાય બીજી વસ્તુઓ તરફ લક્ષ આપવુ મને ગમ્યુ જ નથી "

આમ પાચે જણની મનની વાતો બહાર નીકળી રહી એટલામા તો સ્ટેશન આવ્યુ ને ગાડી ઉભી રહી તેમાથી બે માણસ ઉતરી પડયા અને અન્ય પુરૂષો ત્રણ નવા દાખલ થયા વાત વિષે વાદવિવાદ વિશેષ થાય તેમ હતો પણ પેલા મારા મિત્ર કે જેણે મને આ વાત કહી બતાવી તેણે ત્યા કાઈ ન બોલતા પોતાના વિચારો મારા આગળ જ જાહેર કર્યા અને તે એ હતા કે ગાડીમાના પાચે જણાએ જે જોયુ તે સકુચિત દૃષ્ટિથી જોયુ હતુ પહેલાને ઇતિહાસનો શોખ હતો બીજાને સમાજશાસ્ત્રનો ત્રીજાને નાટક સગીત ચિત્રકામ વગેરે મિકલાઓનો, ચોથાને ઇજનેરી કામોનો અને પાચમાને માત્ર દેવદર્શનનો જ શોખ હતો દરેક માણસ પોતાને જ અગત્યની બાબતને લક્ષ આપતો જણાયો એકને બીજાની બહુ સાધારણમા સાધારણને જાણવા લાયક વસ્તુઓનુ અજ્ઞાન હતુ ખરૂ જોતા પ્રવાસ, પછી તેને મુસાફરી કહો કે યાત્રા કહો તે એવી રીતે થવો જોઇએ કે મનુષ્ય માત્રને સાધારણ અગત્યની બધી વસ્તુઓ જોવાય અને તે ઉપરાત પોતાને ચાહે તેવી ખાસ બાબતોનો અભ્યાસ થાય આ કામ ઉત્તમ રીતે કરવાને માટે કેટલીક તૈયારીની પણ જરૂર છે અને તે જેની વધારે હશે તેનુ કામ વધારે દીપી નીકળવાનો સભવ રહેશે પ્રવાસ એ કેળવણી આપનારું મોટુ સાધન છે તેમા સકુચિત દૃષ્ટિ નહિ રાખી હોય ને બધી બાબતોનુ થોડુ થોડુ લક્ષ રાખ્યુ હશે તો જ શ્રમ સફળ થયો ગણાશે બેકન કહે છે કે—

' The things to be seen and observed are the courts of princes especially when they give audience to ambassadors the courts of justice while they sit and hear causes and so of consistories ecclesiastic the churches and monasteries with the monuments which are therein extant the walls and fortifications of cities and towns, and so the havens and harbours antiquities and ruins, libraries, colleges disputations and lectures where they are shipping and navies, houses and gardens of state and pleasure near great cities armories, arsenals magazines exchanges, burses warehouses exercises of horsemen ship, fencing training of soldiers, and the like, comedies such whereunto the better sort of persons do reside, treasuries of jewels and robes cabinets and rarities, and to conclude whatsoever is memorable in the places where they go and let it appear that he doth not change his country manners for those of foreign parts but only pick in some flowers of that he hath learned abroad into the customs of his own country —*Bacon s Essays No XVIII, "Of Travel'*

("નિરીક્ષણ કરવાની બાબતો આ છેઃ—રાજસભાઓ, ખાસ કરીને તેઓ એલચીઓને શ્રવણ કરે ત્યારે; કામ ચાલતું હોય તે વખતે કોર્ટો અને ધાર્મિક સંસ્થાઓનાં ન્યાયમંદિરો; હયાતી ભોગવતાં સ્મારક ચિહ્નો સહિત દેવળો ને મઠો; ગામો અને શેહેરોની દીવાલો ને કીલ્લાઓ, તેમ જ ગોદીઓ ને બંદરો; પ્રાચીન વસ્તુઓ ને ખંડીએરો; જ્યાં હોય ત્યાં, પુસ્તકાલયો, કોલેજો, વિવાદો અને ભાષણોનાં સ્થલો; નૌકાઓ; મોટાં શેહેરો પાસે રાજમેહેલો ને ઉદ્યાનો, અને આનંદભુવનો; હથીઆરખાનાંઓ, સોદાના બજારો, ખજાનાઓ, સામાન ભરવાની વખારો; ઘોડાની કવાયત, પટા, લડવૈઓની કેળવણી વગેરે; ઉચ્ચ વર્ગના લોકોને પસંદ પડતાં નાટકો; ઝવેરાત ને ઝભાઓના ખજાના; ક્વચિત્ જોવામાં આવે એવી વસ્તુઓના સંગ્રહ; ને છેવટે તેઓ જ્યાં જાય ત્યાં જે કાંઈ જોવા લાયક, પ્રખ્યાત હોય તે બધું"..........
"અને પરિણામે જણાવવું જોઇએ કે માણસ પોતાના દેશની રીતભાતને બદલે પરદેશની ન ધારણ કરે, પણ બહાર જઈ જે કાંઈ શીખી આવ્યો હોય તેનાં કેટલાંક પુષ્પો (સરસ વસ્તુઓ, રીત રીવાજો) પોતાના દેશના રીવાજોમાં રોપે.")

વ્યાવહારિક જ્ઞાનમાં બેકન જેવા કુશળ અંગ્રેજ ફીલસુફના પ્રવાસ વિષે વિચારો દર્શાવી અહીં વધુ કહેવાનું શું રહે? માત્ર એટલું જ ફરીથી કહેવાની રજા લઈશ કે જે જે ખાસ વિચારથી માણસ બહાર નીકળે તેને અમલમાં મૂકતાં તેની સાથે નિરીક્ષણનો પ્રદેશ જેમ બને તેમ વિસ્તીર્ણ રાખ્યો હશે તો જ ખરો લાભ ને શ્રેય થશે.

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

---

# કાર્થેજનો વિનાશ.

## સીપિઓ, પોલીબિયસ, અને પૅનીટિયસનો સંવાદ.

(લૅન્ડોરની આ સુન્દર કૃતિનું ભાષાન્તર કાલક્ષેપ કરવાના કે બીજા કોઈ હેતુથી કરવામા નથી આવ્યુ, પણ એના રસથી રેલાતા અને માધુર્યથી છલકાતા "કાલ્પનિક સંવાદો" (Imaginary Conversations) તરફ સાહિત્ય-પ્રેમી અને દેશહિતૈષીઓનું લક્ષ ખેંચવાની કર્તવ્યબુદ્ધિ–એ જ એ તરફની પ્રવૃત્તિનું કારણ છે ગદ્યમા હોવા છતા એ સંવાદોને પાશ્ચાત્ય સાક્ષરોએ કવિતામા ગણ્યા છે તે પરથી એની ઉત્કૃષ્ટતાનો ખ્યાલ આવી શકશે ભાષાન્તરમા મૂળની ખુબી આવવી અશક્ય છે, તો પણ યથાશક્તિ પ્રયાસ કીધો છે રોમનોને હાથે અત્યન્ત ક્રૂરતાથી તથા નીચપણાથી સત્તર દહાડાની આગવડે થયલો કાર્થેજનો વિનાશ, એ જગતના ઇતિહાસમાના ઘણા અગત્યના અને જાણવા લાયક બનાવોમાનો એક છે એનથી તરીકે કાર્થેજમા જઈ આવ્યા પછી કાર્થેજ જેવા હરીફથી રોમને હાનિ છે એવા ભયથી કેટો પોતાના દરેક ભાષણને અન્તે કહેતો હતો કે 'કાર્થેજનો વિનાશ કરવોજ જોઇએ' (Carthage must be destroyed.) રોમની સેનેટ તો વિગ્રહનું કારણ ગોધતી જ હતી એ કારણ મળી આવ્યુ રોમે કાર્થેજના લોકોને છૂટાપણાની આપેલી પ્રતિજ્ઞાનો ભગ કર્યો, કાર્થેજના લોકો પાસેથી હથીઆર લઈ લીધા, અને કાર્થેજનો વિનાશ કરવાનો નિશ્ચય જણાવ્યો એ જાણતા કાર્થેજિનિયનોને ઘણો ક્રોધ ચઢ્યો અને લડવાને બને તેટલી તૈયારીઓ કીધી એ વખતે તેઓએ અદ્ભુત શૌર્ય અને પરાક્રમ બતાવ્યુ હતુ સંપ, સ્વાશ્રય, અને સ્વાર્પણનો ઉત્તમ દાખલો એ લોકોએ આપ્યો છે પરતન્ત્રતાની અસહ્યતાનું તીવ્ર ભાન પુરૂષ વર્ગમા જ નહીં, પણ તેઓની સ્ત્રીઓમા પણ હતુ યુદ્ધ પ્રસગે હથીઆરને માટે પીતળ અને લોઢાની તગીને લીધે સોનુ અને રૂપુ ભઠ્ઠીમા નાખવામા આવ્યા હતા, વહાણને માટે ભવ્ય મકાનો અને ધર્મ મદિરો તોડી પાડીને તેના ભારટિયા અને સાગડાઓ વાપરવામા આવ્યા હતા, અને દોરડાઓને માટે કાર્થેજની સુન્દરીઓના કેશનો ઉપયોગ થયો હતો। યુદ્ધમા અન્તે કાર્થેજિનિયનો હાર્યા અને તેઓનો સરદાર હેસ્ડ્રૂબલ શત્રુને શરણે ગયો હેસ્ડ્રૂબલની સ્ત્રી પોતાના પતિનુ કાયરપણુ જોઈ ત્રાસ તથા ખેદ પામી અને પોતાના બાળકો સાથે અગ્નિમા બળી મુઈ બીજા ઘણાઓએ પોતાના પ્રાણ આપ્યા હતા આ સઘળા બનાવથી સીપિઓના હૃદયમા ઉંડી અસર થઈ હતી શત્રુઓનુ દુખ જોઇને તે આનદ પામતો નહતો પોતાના વિજયથી તે મગરૂર થયો નહતો, ખુશામતીઆઓની પ્રશસાથી તે છકાઈ ગયો નહતો કાર્થેજના લોકોની વીરતા જોઇને એનુ હૃદય લાગણીથી ઉભરાતુ હતુ કદાચ રોમને એવો વિનાશ પામવાનો પ્રસગ આવે ત્યારે રોમ પણ એવી વીરતા બતાવે એ એની ઉત્કંઠા હતી આ સંવાદના પાછલા ભાગમાં જે પૈસાદાર માણસોએ દેશના વ્યાપારમા, દેશની કારીગરીને ઉત્તેજન આપવામા અથવા ખેતીના કામમા અથવા શહેરના શણગાર કે ઉપયોગમા, અથવા ઉદ્યોગી અને ગરીબ માણસોને મદદ આપવામા પોતાના પૈસાનો ઉપયોગ ન કરતા પરદેશી રાજાઓને પૈસા ધીર્યા હતા તેઓના તરફ કાર્થેજિનિયનો કેવી કરડી દૃષ્ટિથી જોતા હતા અને તેવા દેશદ્રોહીઓનો ન્યાય કેવી સખ્ત રીતે ચૂકવાતો હતો તેનુ અસરકારક ચિત્ર આપ્યુ છે આ સંવાદ

પબ્લિયસ સીપિઓ ઈમીલીએનસ અને એના મિત્રો પોલીબિયસ અને પૅનીટિયસની વચ્ચે થયલો છે. સીપિઓ એક રોમન સરદાર છે, પોલીબિયસ એક ગ્રીક ઇતિહાસકર્તા છે. અને પૅનીટિયસ એક ગ્રીકતત્ત્વચિન્તક છે.)

સીપિઓ—પોલીબિયસ, ત્હમારા માનને માટે ઉભો થતાં મ્હેં વિલંબ કીધો એવું ત્હમને જણાયું હોય, ત્હમારા પ્રવેશ વખતે ત્હમને નમન કરવા મ્હેં ઉંચું ન જોયું હોય, તો તેથી ત્હમે મ્હને કૃતઘ્ન ગણશો નહીં—મ્હને કદી પણ ત્હમે અભિમાની કહો એવો તો સંભવ જ નથી; બીજા દિવસો કરતાં પણ આજને દિવસે તો મ્હારે અભિમાન રાખવાનું કારણ સૌથી ઓછું છે. આજના દિવસથી અમર દેવતાઓની શક્તિનું, દૈવની અસ્થિરતાનું, ઐશ્વર્યની, અનિત્યતાનું, મનુષ્યની દુર્બળતા અને લઘુતાનું મ્હને ભાન થાય છે. જમીન સ્થિર છે: તેના ઉપરનું ઘાસ કાલે તેવું આજે, આગલા સેંકડો યુગમાં તેવું આ યુગમાં, વાંકું વળે છે અને પાછું ટટ્ટાર થાય છે; આકાશ અંધકારથી આચ્છાદિત થાય છે, અને પાછું અંધકારમુક્ત થાય છે; વાદળાંઓ જતાં રહે છે, પણ પાછાં થાય છે, અને ગગનપ્રદેશમાં વિજયના તમાશા જેવાં તરે છે. કાર્થેજ પડ્યું! ફરી એ ઉઠશે નહીં! તુરાઈના નાદે આપણને આજે જણાવ્યું છે કે અઢાર દિવસ અને અઢાર રાત્રિની આગ પછી એના છેલ્લા અંગાર આજ હોલવાયા છે.

પોલીબિયસ—ઈમીલીએનસ, કદાચ મ્હારે અંદર આવવું જોઈતું ન હતું.

સીપિઓ—મિત્ર, ત્હમે આવ્યા તે ઘણું સારૂં કીધું.

પોલીબિયસ—ત્હમે બોલતા હતા તે વખતે મ્હને પૂછવું યોગ્ય ન લાગ્યું કે કોના તરફ ત્હમે અભિમાન દાખવ્યું છે, અથવા કોના તરફ ત્હમે કૃતઘ્ની થયા હો એમ છે.

સીપિઓ—કોઈના તરફ પણ હોય તો તે તેના તરફ કે જેનો હાથ મ્હારા હાથમાં છે; તેના તરફ કે જેના ખભા ઉપર મ્હારૂં ચિન્તા અને જાગરણથી શ્રમિત થયલું મસ્તક મ્હેં ટેકવ્યું છે. મિત્ર, કાર્થેજના વિનાશને લીધે મ્હારૂં મન આકુળવ્યાકુળ થયલું છે, મ્હારા વિચારો અસ્તવ્યસ્ત થયલા છે. કેટલીક વખત એવો હોય છે કે તેમાં જો આપણે 'આપણાથી જ પૂરો સંતોષ માનીએ તો જે સ્થિતિમાં અગાઉ આપણે હતા તે સ્થિતિ ઉપર આપણે પાછા આવી શકીએ નહીં.

પોલીબિયસ—પૅનીટિયસ કંઈ જણાતા નથી.

સીપિઓ—તે વખતે તદ્દન એકાંતની જરૂર જણાવવાથી મ્હેં તેમને શહેર તરફ મોકલ્યા છે. ત્યાં-હા, ત્યાં આગળ પણ-કેટલાંક દુઃખ એવાં હશે કે જે ઓછાં કરવાને માટે સેનેટ તરફથી આપણને ઠપકો મળશે નહીં. પણ, જુઓ, એ પાછા આવે છે. પૅનીટિયસ, હમે ત્હમારી જ વાત કરતા હતા.

પૅનીટિયસ—અને બીજા શેની? પોલીબિયસ, મ્હને ખરેખરૂં કહો કે શા વિષે ત્હમે આટલી ગંભીરતાથી અને ઉત્સાહથી વિચાર કરતા હતા.

પોલીબિયસ—યોદ્ધાઓ ચોરો કે લુટારાઓને કહાડવા માટે કોઈ ગામડું બાળી નાંખ્યા પછી અથવા તો કોઈ ઉદ્યાનની ભીંત તુટ્યા પછી, સરદારના તંબુ આગળ અમલદારોની મેદની મ્હેં જોઈ છે; તે જ્યાને પણ ધ્રુજાવી નાંખે એટલાં બધાં રણશીંગાંઓ એની પાસે ફુંકાતાં મ્હેં સાંભળ્યાં છે; લોકો તેનાં પરાક્રમ સાંભળે અને નિરાંતે ઉંઘે તેટલા માટે સાંઝ પહેલાં પૂર્વ અને પશ્ચિમ સુધી પહોંચી જવાના હોય એટલી ત્વરાથી દોડાવાતા ઘોડાઓને મ્હેં સરદારના નિવાસ આગળથી નીકળતા જોયા છે. એથી ઉલટું, સૌથી વધારે બળવાન અને વધારે વસ્તીવાળાં શહેરને, સૌથી વધારે દ્રવ્યવાન અને વધારે આગળ પડતાં રાજ્યને જેણે જમીનદોસ્ત કીધું છે તેને એકાંતમાં, કંઈક ઉદાસીમાં અને એવી શાન્તિમાં ઉભેલા જોઉં છું કે જો હું બોલતો ન હોઉં તો તીડનો અવાજ પણ સંભળાય. રોમ મ્હેં જોયું હતું; હું ધારતો હતો કે મ્હેં સીપિઓને પણ જોયા છે; એ તો તેની માત્ર આકૃતિ હતી; તેના ખરા સ્વરૂપમાં મ્હેં તેને આજે જ જોયા.

સીપિઓ—ઘણાં હૃદય આજે ખિન્ન થવાં છે; ઘણાં હૃદય એવાં છે કે જે હવે પછી કદી ખિન્ન થાશે નહીં. આ શું એક માણસે કીધું ? એક માણસના શ્વાસથી શું આ થયું ? પૃથ્વી ઉપર કે પાણી ઉપર કે ખાલી આકાશના અન્તરમાં કીયો વાયુ એટલી ઝડપથી જતો રહે છે ? તીરની અણીથી તે જતો રહે છે, અને પાછો આવતો નથી! સમુદ્રનું ફીણ તેને રૂંધી નાંખે છે! સર્પનો દંશ તેને બંધ પાડે છે! એક ઝેરી પાંદડુ તેને દબાવી દે છે! આપણી મ્હોટાઈમાં આપણે શી વસ્તુ છીયે ? એ મ્હોટાઈ ક્યાંથી આવે છે ? ક્યાં જાય છે ? હે દયાળુ દેવો! અત્યારે કાર્થેજ જેવું છે તેવું રોમ ન થાય ? જે લોકો ઘણી ભક્તિથી એને યાદ છે, જીવન પછી પણ જે લોકો એના તરફ પ્રેમથી અને મમતાથી જોશે, તે કદાચ એને એવી સ્થિતિમાં ન જોય કે જેથી એ કાર્થેજ જેવું થાય એમ ઇચ્છવું પડે ?

પોલીબિયસ—વિનાશ પામેલા કાર્થેજને માટે સીપિઓના હૃદયમાંથી એક ઉંડામાં ઉંડો નિઃશ્વાસ નીકળ્યો છેઃ આ વાત કોણ માનશે ?

સીપિઓ—મ્હારા પોલીબિયસ જેવા માનશે. એ બીજાને સાંભળવાનું નથી.

પોલીબિયસ—ઇમીલીએનસ, કાર્થેજનાં ખંડિયેર જોવા તહમે નીકળ્યા નથી.

સીપિઓ—ના, પોલીબિયસ. આગના તાપથી દૂર રહેવાને માટે મ્હેં મ્હારો તંબુ અહીં ખસેડયો ત્યાર પછી હું તે તરફ ઘોડા પર બેસીને કે ચાલતો ગયો નથી, તેમ જ તે તરફ જોયું પણ નથી. આટલે ઉંચાણથી, અને ત્રણ માઈલ છેટેથી, હવાની ઉષ્ણતા ઓછી લાગે છે. મ્હારી આસપાસના મ્હને સમજાવવા માંગતા હતા કે વાદળાંઓમાં દેવોનાં દર્શન થતાં હતાં; અને સુવર્ણનાં સિંહાસન ચોતરફ વીખેરાયાં હતાં; ભાંગેલા રથ અને પીતળના પૂળાના કકડા પૃથ્વી ઉપર પડતા હતા; ગરૂડો અને સિંહો, ડૉલ્ફીન મત્સ્ય અને ત્રિશૂળ, અને બીજાં સત્તા અને સામ્રાજ્યનાં ચિહ્નો પળવાર દેખાતાં હતાં, અને પળવારમાં અદૃશ્ય થતાં હતાં; જાંબુઓ અને લાલ રંગ દેવોનાં મંદિર ઉપર છવાઈ રહ્યો હતો; તેઓના અનાજ પહેલાં બેળ

સેળ અને બેસુરા સંભળાતા હતા; અને તેઓના ઉંચા પ્રકારના ઉત્સવ પછી તમાશો પૂરો થયો. હું એ સઘળું માનતો નથી. હું આકાશ તરફ મ્હારી દૃષ્ટિ રાખી શકતો નહોતો; એક કમાનનો કે નાટકશાળાનો કે મિનારાનો કડકડાટ,—તેના કરતાં વધારે ઉંચી જતી એક અગ્નિની જ્વાળા,—અત્યાર પહેલાં કોઈ ભર્યું જ ન હોય એવું સામટું ધુમરાણ,—મ્હારી દૃષ્ટિ તે તરફ ખેંચતું. સત્તર દહાડા સુધી એવા ભયાનક દેખાવો અને અવાજો થતા કે કલાકે કલાકે નવું શહેર લુંટાતું હોય તેમ લાગતું. સપાટ છાપરાંઓ અને ઉંચાં મંદિરોમાંથી ધુમાડો નીકળ્યો,—અને હજારો મૃત્યુ પામ્યા, અને લાખો મૃત્યુને ખોળતાં આમતેમ દોડ્યાં,—તેને આજે ઓગણીસમો દિવસ થયો.

દુઃખથી મ્હને ઘણી અસર થાય છે; વીરત્વથી મ્હને વધારે અસર થાય છે. જે પ્રજાને લોભને માટે અનેકવાર આપણે નિન્દી ચૂક્યા તે હથીયારને માટે પીતળ અને લોઢાંની તંગી હોવાને લીધે ભઠ્ઠીમાં સોનું અને રૂપું નાંખે; આપણી સામાં થવાને વહાણોનો કાફલો તૈયાર કરવા સારૂ ભારટિયાઓ અને સાકડાઓ વાપરવા માટે અત્યન્ત શોભાયમાન મહેલોને તેના માલીકો તોડી પાડે; જે દોરડાંથી ગુલામો તેને નવા બંદર આગળ ખેંચી ગયા તેની બનાવટમાં જેની એકેક લટને ખાતર રાજાઓ પોતાના મુકુટ છોડી દે તેવા વાળનો પણ ઉપયોગ કરવામાં આવે; ઍસ્ડ્રૂબલના સરખા નીકળી આવે, પણ એની સ્ત્રીના સરખા નહીં,—એ સઘળાંનો વિચાર કરતાં મ્હારૂં મન, અને મ્હારાં અવયવો પણ, આશ્ચર્યથી અસ્થિર બની જાય છે. સ્વતંત્રતાદેવી! નિર્બળ અને બ્હીકણને પણ જો તું આમ જીંદગી કરતાં પણ વધારે વ્હાલી, મૃત્યુ કરતાં પણ વધારે બળવાળી, પવિત્રમાં પવિત્ર પ્રેમ કરતાં પણ વધારે ઉંચી લાગે છે તો બહાદુર અને પરાક્રમીને તું કેવી લાગવી જોઇએ? ત્હારૂં નામ જ્યાં દૂષિત થાય એવે સ્થળે હું કદી પણ ત્હારૂં આવાહન કરીશ નહીં, અને મ્હારો આત્મા ત્હારા કરતાં કોઈ શક્તિને વધારે ઉંચી ગણશે નહીં.

પૅનીટિયસ—કાર્થેજીનિયન અને મૂર લોકો સ્ત્રીનાં પાતિવ્રત્ય વિષે બીજી પ્રજાઓ કરતાં વધારે કોમળ લાગણી ધરાવનારા છે. તેઓની સ્ત્રીઓ દાસી કે રાખ થાય તેના કરતાં તેને મારી નાંખવાનું તેઓ પસંદ કરે છે. ઍસ્ડ્રૂબલે પોતાના દેશની રૂઢિ પાળી નહીં અથવા પળાવી નહીં એ શું નક્કી છે?

પોલીબિયસ—નક્કી. એનું સૈન્ય તાબે થયું તે વખતે એની સ્ત્રી પોતાનાં બે બાળકો સાથે અગ્નિમાં બળી મુઈ. બ્હીકણ લોકો જેને નિરાશા અને ઉન્માદ ગણે એવાં જ નહીં, પણ પુષ્પ અને અપૂર્વ ન્યાયનાં પણ કેટલાંક ચિરસ્મરણીય કૃત્યો કરવામાં આવ્યાં. આપણે એ લોકોને લોભી કહેતા હતા, અને એ કહેવું ન્યાયયુક્ત ન્હોતું એમ, ઇમીલીઍનસ, ત્હમો સિદ્ધ કરી આપ્યું છે. મ્હેં પ્રત્યક્ષ જોયલી વાત હવે હું આપની આગળ નિવેદન કરીશ.

આગ જ્યાં શમી હતી એવા શહેરના એક ભાગમાંથી મ્હોટી બૂમો હમારા સાંભળવામાં આવી. એ બૂમ બ્હીકની કે શોકની કે ધમકીની કે ઉત્તેજનની નહીં, પણ ક્રોધની હોય એવું હમને લાગ્યું. એથી ઉશ્કેરાયલે ટોળાને વીખેરવાને માટે હમે એ તરફ ગયા. હમારા યોદ્ધાએ

સુંવાળી ધૂળમાં અને અન્નને માટે જ્યાંથી ફરસબંદી કહાડી નાખ્યાથી છિદ્ર હતાં તેમાં ઝબ દઇને ઝંપલાવતા અને જે ગંધ હમને જણાતી ન્હોતી પણ સીપાઇઓ અને ઘોડાઓના સૈન્યની કૂચથી કેટલાક આખા અને કેટલાક અડધા ઉઘાડા થયલા છિન્ન ભિન્ન અને અર્ધદગ્ધ શરીરોમાંથી આવતી હશે એમ હમને લાગ્યુ તે ગંધને લીધે ઘોડાઓ ઘણીવાર પાછા હઠતા અને નાક વાટે જોરથી સુસવાટો કરતા હતા, હમે નીકળ્યા તે અને જ્યાંથી એ ધુમો આવતી હતી તે જગ્યાની વચ્ચે ઘણુ થોડુ અન્તર હતું, તો પણ તે રસ્તામાં અનેક વસ્તુઓને લીધે થતા રોકાણના કારણથી અને બીજા રસ્તાઓમાથી આવતી ધૂળ અને ધૂમાડાને લીધે ત્યા પહોચતા હમને લગાર વિલબ થયો હમે પાસે આવ્યા એટલે બે વૃદ્ધ પુરૂષો હમારી આગળ જમીન ઉપર પડ્યા, અને એમા જે વધારે વયનો હતો તે નીચે પ્રમાણે બોલ્યો—

"હે રોમનો! હમારી વયને લીધે હમારૂં રક્ષણ થશે નહીં અને થવુ જોઇએ પણ નહીં. આ દેશના હમે ન્યાયાધીશ છીયે,–છીયે નહીં, પણ અત્યાર સુધી હતા, અને હમારી સઘળી શક્તિ વાપરીને ત્હમારી સામે થવાને હમારા દેશબન્ધુઓને હમે ઉશ્કેર્યા હતા. હવે કાયદા ત્હમારા છે."

લોકોની ઉત્કંઠા તીવ્ર છતાં મૌનભરી હતી હમે કેટલાક આર્તસ્વર સાભળ્યા, અને હવે તે વૃદ્ધ માણસના છેલ્લા શબ્દો બીજાએ એ–બીજા દુ ખી માણસોએ–ઉપાડી લીધા.

આ પ્રમાણે કહેનારની જોડે જે હતો તેણે કહ્યુ કે "હા, રોમનો! હવે કાયદા ત્હમારા છે, અને દેશદ્રોહ અને પિતૃહત્યાને માટે ત્હમે ઘણી ભારે શિક્ષા કરો છો ત્હમારા ઘોડાઓને ત્હમે આ દિશા તરફ ફેરવો, એટલે ત્હમે દેશદ્રોહી અને પિતૃઘાતીઓને ત્હમારી નજર આગળ જોશો"

હમે એક ન્હાના સરખા ચોગાનમા પેઠા, એ બજારની જગ્યા હતી, દુકાનોના છાપરા ભાગી નાખવામા આવ્યા હતા, અને લોઢા અને સીસાના ચાપડાઓ ખેચી કાઢવાને પાડી નાખેલા કેટલાક સ્તભના પથરાઓ જોનારા પુરૂષો અને સ્ત્રીઓને બેસવાના કામમા આવતા હતા પાચ માણસોને વધસ્તભ ઉપર ખીલા મારવામા આવ્યા હતા, બીજા બેને ભીંત સાથે ઠોક્યા હતા, તેનુ કારણ એ જણાવવામા આવ્યુ હતું કે વધસ્તભને માટે લાકડુ હતું નહીં.

મ્હે પૂછ્યુ—"શુ તેના તેજ વર્ષમા આ સાતે માણસોએ પોતાના બાપના ખુન કીધાં? એ શુ બનવા જોગ છે?"

પહેલા જે બોલ્યો હતો તેણે જવાબ દીધો—'ના, એ સાતમાથી એકેએ પોતાના માબાપનુ ખુન કીધુ નથી પણ જે લોકો ખુશીથી દ્રવ્યની મદદ કરવામા ઢીલા હતા તેની પાસેથી જ્યારે ભારે કર ઉઘરાવવામાં આવ્યા ત્યારે શહેરના ધનાઢ્ય પુરૂષોમા ગણાતા આ લોકોએ દેવતાઓના સોગન ખાઇને કહ્યુ કે હમારી પાસે સોનુ કે રૂપુ રહ્યુ નથી તેઓએ સાચા સોગન ખાધા હતા"

સ્થૂલ સૃષ્ટિ લય પામી જાય છે. આત્મજ્ઞાન શી રીતે મળે છે તે વીશે મુંડકોપનિષદમાં કહ્યું છેઃ–

"नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात्तपसो वाप्यलिङ्गात् ।
एतैरुपायैर्यतते यस्तु विद्वान् तस्यैष आत्मा विशते ब्रह्मधाम"

(આત્મા વીર્યહીન, લૌકિક પુત્ર પશુ આદિ વિષય સંગ નિમિત્ત પ્રમાદથી લભ્ય નથી, તેમ જ સંન્યાસરહિત તપ અથવા જ્ઞાનથી પ્રાપ્ત થતો નથી. આ ઉપાયો–(બળ, અપ્રમાદ, સંન્યાસસહિત જ્ઞાન)–થી જે વિદ્વાન યત્ન કરે છે તેનો આત્મા બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે; ઘટના નાશ થયા પછી ઘટાકાશ મહાન આકાશમાં સમાઈ જાય છે તેમ અવિદ્યાથી ઉપાધિ પ્રાપ્ત થઈ તે આત્મજ્ઞાનથી લય પામી બ્રહ્મમાં લય થાય છે.)

કઠોપનિષદમાં કહ્યું છે કે આત્મજ્ઞાન વેદથી કે ઘણા અભ્યાસથી પ્રાપ્ત થતું નથી, જેનું મન શાંત થયું નથી, જે દુરાચારી છે તેને વિદ્યાના જ્ઞાનથી પણ કોઈ દિવસ આત્મજ્ઞાન મળતું નથી. ઇંદ્રિયોથી પર વિષયો છે, વિષયોથી પર મન છે, મનથી જુદી બુદ્ધિ છે, આત્મા બુદ્ધિથી પર છે, આત્માથી પર અવ્યક્ત, અવ્યક્તથી પર પુરૂષ છે, પુરૂષથી પર કંઈ નથી. આ લક્ષ્ય પરાકાષ્ઠા છે. આત્મજ્ઞાન બુદ્ધિથી કે વાદવિવાદથી પ્રાપ્ત થતું નથી. અનુભવ થાય ત્યારે જ મળે છે. તેટલા જ માટે ઉપનિષદમાં કહ્યું છે કે અધિકાર વિનાના પુરૂષને આ જ્ઞાન આપવું નહિં. અનધિકારી પુરૂષને જ્ઞાન આપવામાં આવે તો તેનો દુરૂપયોગ થવાનો ભય છે. આ જ્ઞાન છે. આ જ્ઞાન માટે બુદ્ધિને અત્યંત ચપળતાની જરૂર નથી. પૂર્વ કર્મ હોય ને મણિગ્રહથી યોગ કરવામાં આવે તો જ્ઞાન મળે છે. વ્યવહારમાં અતિશય બુદ્ધિવાળા ગણાતા તથા વિદ્વાન મનાતા બધા પુરૂષો આ જ્ઞાનને માટે યોગ્ય નથી.

એમર્સન કહે છેઃ—

"The soul in man is not an organ, but animates and exercises all the organs, is not a function like the power of memory, or calculation, of comparison, but uses these as hands and feet, is not a faculty but a light; is not the intellect or the will, but the master of the intellect and the will."

ભાવાર્થઃ—(મનુષ્યનો આત્મા એક ઇન્દ્રિય નથી પણ સર્વ ઇન્દ્રિયોને જીવ આપે છે તથા તેના પર સત્તા ચલાવે છે; સ્મરણશક્તિ, ગણનાશક્તિ, તુલનાશક્તિ પેઠે ઇન્દ્રિયની ક્રિયા નથી પણ તેમને હાથપગ પેઠે ઉપયોગમાં લે છે, કંઈ શક્તિ નથી પણ અવભાસ છે, બુદ્ધિ અથવા ઇચ્છા નથી પણ બુદ્ધિ અને ઇચ્છાનો નિયામક છે.) શરીરમાં આત્મા અવસ્થિત છે તે શું છે તે પારખવા બૃહદારણ્યક ઉપનિષદમાં કહ્યું છે. "स एव नेति नेतित्यात्मा" શરીરની ઇન્દ્રિયો તથા અવયવો તો આત્મા નથીઃ એટલે એ શિવાય જે શરીરમાં છે તે આત્મા. પૃથક્કરણ ક્રિયાથી આત્મા એ શું તે પારખવાનો આ ટુંકો રસ્તો દર્શાવ્યો છે. કોઈ પણ મનુષ્યને પુછશો કે મસ્તક, હૃદય, બુદ્ધિ, મન એ આત્મા છે? તો તેનો જવાબ નકારમાં મળશે. તો એ શિવાય મનુષ્ય શરીરમાં અવર્ણનીય છે તે આત્મા. આત્મા સ્થૂલ દેહ, સૂક્ષ્મ દેહ તથા કારણ દેહથી જુદો તથા એ દેહનો દ્રષ્ટા છે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞા-

નમય તથા આનંદમય કોષથી જુદો છે. ગણેશાથર્વશીર્ષોપનિષદ્માં ગણપતિને પરમાત્મારૂપ પ્રતિપાદન કરી કહ્યું છે:—

" त्वं गुणत्रयातीतः । त्वमवस्थात्रयातीतः त्वं देहत्रयातीतः । त्वं कालत्रयातीतः । "

આત્મા દેહની ત્રણ અવસ્થા, જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિનો સાક્ષી છે. સુષુપ્તિ એટલે ગાઢ નિદ્રા–સર્વ ઇન્દ્રિયો લય થઈ જાય છે ને જાગ્રત્ અથવા સ્વપ્નનો વ્યવહાર જણાતો નથી. સુષુપ્તિ અવસ્થામાં સુખ છે અને તે અનુભવ કરનાર આત્મા છે. તેથી જ ગાઢ નિદ્રામાંથી જાગ્યા પછી સ્મૃતિ થાય છે કે હું સુખે સુતો હતો ને કંઈ ખબર નહિં હતી. એ સુખ ભોગવનાર કોણ? આત્મા–આથી આત્માનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. સુષુપ્તિ એ અજ્ઞાનની અવસ્થા છે. આત્મજ્ઞાનની અવસ્થા તુર્યા કહેવાય છે. એ અવસ્થાએ પહોંચ્યાથી સર્વ જ્ઞાન પ્રાપ્ત થાય છે. આત્માનું અસ્તિત્વ સિદ્ધ થયા પછી આત્મા આ મનુષ્ય દેહ અથવા સૂક્ષ્મ કે કારણ દેહમાં રહે છે કે કેમ એ પ્રશ્ન થાય છે. ઉપનિષદમાં કહ્યું છે આત્મા હૃદયની અંદર રહે છે, આત્મા એ કંઈ વસ્તુ નથી. આ શરીરના અવયવો તથા ઇન્દ્રિયો જીર્ણ થઈ જાય છે ને નાશ પામે છે ત્યારે મનુષ્યનુ મરણ થાય છે. આ દેહનું ચલન કરનાર જીવરૂપી મુખ્ય પ્રાણ શરીરમાંથી જતો રહે છે ને શરીર શબ થાય છે. છાન્દોગ્ય ઉપનિષદમાં કહ્યું છે કે આત્મા દેહમાંથી જાય છે ત્યારે શરીર નષ્ટ થાય છે, આત્માનો નાશ થતો નથી. પ્રશ્ન ઉઠે છે કે આત્મા પ્રથમ દેહનો સંબંધ મુકે છે તેથી શરીર નાશ પામે છે કે શરીર જીર્ણ થવાથી લય પામે છે ને પછી આત્મા પ્રાણરૂપે શરીર સંબધ મુકે છે. પ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી દાક્તર બોઝે વીજળીની સહાયતાવડે પ્રયોગો કરી એ સિદ્ધાન્ત કાઢયો કે વનસ્પતિ તથા પ્રાણિ માત્ર જીર્ણ થયાથી નાશ પામે છે, વીજળી લગાડ્યાથી થોડો કાળ સજીવનતા આવે છે ખરી. તે જ પ્રમાણે મનુષ્ય દેહ આત્માને કામ નહિં લાગે એવો થવાથી આત્મા તેનો ત્યાગ કરે છે ત્યારે મુખ્ય પ્રાણ જાય છે એટલે મૃત્યુ થાય છે. ચિદાભાસ રૂપ જીવ ( લિંગદેહ ) બીજા સ્થૂલ દેહમાં પ્રવેશ કરીને જ પૂર્વ સ્થૂલ દેહનો ત્યાગ કરે છે. ( જુઓ બૃહદારણ્યક ઉપનિષદ્–૪–અધ્યાયઃ છાન્દોગ્યોપનિષદ્ ૬ પ્રપાઠક–૨ ખંડ ) ગીતામાં કહ્યું છેઃ—

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

( મનુષ્ય જેમ જુનાં વસ્ત્રોનો ત્યાગ કરીને બીજાં નવાં વસ્ત્રો પહેરે છે તેમ આત્મા જીર્ણ શરીરોનો ત્યાગ કરી બીજાં નવાં શરીરોમાં વાસ કરે છે. ) સર્પ જુની થએલી કાંચળીનો ત્યાગ કરે છે તેમ આત્મા શરીરનો ત્યાગ કરે છે તેથી આત્મા નષ્ટ થયો એમ કહેવાય નહિં. બ્રાઉનિંગ કહે છેઃ—

"Thus fades the flagging body, and the soul is pulled down in the overthrow."

ભાવાર્થ—( આ પ્રમાણે જીર્ણ થતું શરીર નાશ પામે છે, અને નાશમાંથી આત્મા ખેંચી કઢાય છે. ) આગળ કહે છેઃ—

" See this soul of ours !
How it strives weakly in the child, is loosed
In manhood, clogged by sickness, back compelled
By age and waste, set free at last by death. "

( આપણા આત્માનું અવલોકન કરો. બાળકમાં કેવા અલ્પ પ્રયાસ કરે છે, યુવાવસ્થામાં છુટો પડે છે, મંદવાડથી દબાઈ ઉત્તરાવસ્થા તથા ક્ષીણતાને લીધે પાછો હઠે છે, અંતે મૃત્યુથી મુક્ત થાય છે. ) મરણ પછી જન્મ છે એ બાબત નીચેનાં વાક્યો મનન કરવા યોગ્ય છેઃ—

*Martius*:—Dost know what 'tis to die ?
*Sophocles*:—Thou dost not, Martins,
And, therefore, not what 'tis to live;
To die is to begin to live. It is to end
An old stale weary work, and to commence
A newer and better. 'Tis to leave
Deceitful knaves for the society
Of Gods and goodness. Thou thyself must part
At last from all thy garlands, pleasures, triumphs
And prove thy fortitude what then 't will do—"

—Beaument and Fletcher's play of "Sophocles.

( મારશીઅસઃ—મરવું એ શું તે તું જાણે છે ?

સોફોકલીસઃ—મારશીઅસ, મરવું શું એ તું જાણતો નથી અને તેથી જીવવું એ શું તે તું જાણતો નથી. મરવું એટલે જીવનનો આરમ્ભ કરવો. જુના વાસી કંટાળા ભરેલા કામનો અંત લાવવો અને નવીન વધારે સારૂં શરૂ કરવું. દેવો અને સદ્દવર્તનની સંગતિ માટે પ્રપંચી લુચ્ચાઓને મુકી દેવા. અંતે તારે તારા સર્વ હારો, શોખો અને વિજયોથી જુદા પડવું પડશે અને ત્યારે તારી દઢતા શું કરશે એ બતાવવા દેજે.

—બોમન્ટ અને ફ્લેચરનું 'સોફોકલીસ' નામનું નાટક. )

આત્મા તો અમર છે. સર્વ ધર્મોનો આ સિદ્ધાન્ત છે. આત્માનું અમરત્વ ગ્રહણ કર્યું તો પછી પુનર્જન્મ માન્ય કર્યા વિના છુટકો નથી. પુનર્જન્મ માન્યો એટલે કર્મમાં માનતા સાથેલાગી આવી ગઈ. કર્મ માનવાથી દુનિઆના વ્યવહારમાં માલમ પડતા અનેક પ્રસંગો, મનુષ્ય સ્વભાવની ભિન્નતા, સધનતા તથા નિર્ધનતા, બુદ્ધિત્વ તથા મૂઢત્વ, તંદુરસ્તી તથા રોગાધીનતાના પ્રશ્નોનો નિર્ણય થઈ શકે છે. 'એક ઝાડના બે ફળો, ખાટાં મીઠાં હોય' એ બાળકાવ્યમાં વનસ્પતિના ફળ વિશે દર્શાવેલી ભિન્નતા વિજ્ઞાનશાસ્ત્રથી સમજાવી શકાય છે તે જ પ્રમાણે એકજ કુટુમ્બમાં જન્મેલાં ભાઈબહેનના સ્વરૂપ તથા સ્વભાવમાં ભિન્નતા તથા સંપત્તિમાં ન્યૂનાધિકતા ફક્ત શરીરવિદ્યાથી નહિં પણ કર્મયોગને લીધે સમજી શકાય છે.

(અપૂર્ણ.)

મનસુખરામ કૃષ્ણસુખરામ મહેતા.

# નાતભાઇઓની એક બીજા પ્રતિ ફરજો.*

उत्सवे व्यसने चैव दुर्भिक्षे राष्ट्रविप्लवे ।
राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बांधवः ॥

આ જુના શ્લોકમાં નાતભાઇઓએ એક બીજા તરફ કઈ કઈ ફરજો બજાવવાની છે તે આપેલી છે. "ઉત્સવમાં, આફત વખતે, દુકાળમાં, રાજ્યમાં અંધાધુધી પ્રવર્તે તે કાળે, રાજદરબારમાં, અને સ્મશાનમાં જે આપણી જોડે ઊભો રહે તે આપણો નાતભાઈ." "રાષ્ટ્રવિપ્લવે" ને બદલે કેટલીક વખત "શત્રુવિગ્રહે" એમ પણ બોલવા લખવામાં આવે છે, એટલે ઉપલી યાદીમાં "કોઈ દુસ્મનની સાથેની લડાઈમાં" એ એક વિશેષ ફરજ ઉમેરવામાં આવે છે. રોટીવ્યવહાર અને બેટીવ્યવહાર તે તો જાણે નાતના જ્ઞાતિત્વનું લક્ષણ જઃ એ ન હોય ત્યાં માણસોનો નાતને નામે ઓળખાતો સમૂહ બનવા જ ન પામે. પણ એ આવશ્યક ફરજો ઉપરાંત બીજી ફરજો જે બજાવે તે નાતભાઈ તરીકે સારો. જે એ ફરજો બજાવવામાં આઘુંપાછું કરે તે નાતભાઈ તરીકે ઉતરતો, એવી આપણા લોકની પ્રાચીન કાળની સમજ હતી. એ બીજી ફરજોમાંની મુખ્ય મુખ્ય ઉપલા શ્લોકમાં ગણાવેલી છે. એ દરેક ફરજ વિષે ટુંક વિવેચન કરવું એ આજના વ્યાખ્યાનનો વિષય છે.

પ્રસ્તાવનામાં "તિષ્ઠતિ" "જોડે ઊભો રહે" એટલે શું તે જરા જોઈ લઇએ. એક પ્રાચીન સંપ્રદાયના કર્મકાંડમાં બંધુત્વ, ભ્રાતૃભાવ, સાથીત્વ (fellowship) એ ભાવનાનું વિવરણ આ પ્રમાણે કરવામાં આવેલું છે. બંધુઓ મળે છે ત્યારે એક બીજા હાથ મેળવે છે, એક બીજાને પગે લાગે છે, એક બીજાને ભેટે છે, ભેટવામાં દરેકનો હાથ સામાની પીઠ ઉપર દબાય છે, અને બંધુઓ સાથે જતા હોય છે ત્યારે એક સરખાં ડગલાંઓ વડે જોડે જોડે પગ ઉપાડીને ચાલે છે. હવે આ બધું સંજ્ઞાત્મક છે. હાથ મેળવવા એ સંજ્ઞાનો અર્થ એમો કરવો જોઇએ કે બંને હાથ મેળવનાર માણસ એક બીજાને દરેક શુભ કાર્યમાં મદદ કરવા વચન આપે છે. પગે લાગવું એ સંજ્ઞાનો એવો અર્થ કરવો જોઇએ કે હું જ્યારે જ્યારે ઇશ્વરને પગે લાગીશ ત્યારે ત્યારે તને સંભારીશ અને તારે માટે પણ ઇશ્વરની પ્રાર્થના કરીશ. ભેટવામાં ત્રણ ક્રિયાઓ થાય છેઃ હૃદય હૃદયને અડકે છે, ખભો ખભાને અડકે છે; અને દરેકનો જમણો હાથ સામા માણસની પીઠ પર દબાય છે. આ ત્રણે સંજ્ઞાનો ભાવાર્થ ઉમદા છે. હૃદય હૃદયના સ્પર્શની સંજ્ઞાનો ભાવ એવો હોવો જોઇએ કે આપણે બંને એક બીજા સાથે સમભાવ રાખીશું; એકનો હર્ષ, એકનો શોક, એકના મનોભાવ, તે જ બીજાના, એવું અદ્વૈત રચીશું. ખભાને ખભાના સ્પર્શની સંજ્ઞાનો ભાવાર્થ એ કે દરેક બીજાને તેનાં શુભ કાર્યોમાં પૂરેપૂરો ટેકો આપશે. વાંસો થાબડવાની કે દાબવાની ક્રિયા બતાવે છે કે હું તને ઉત્તેજન

* અમદાવાદમાં બ્રહ્મક્ષત્રિય નાતના એક મેળાવડામાં આપેલું વ્યાખ્યાન. આમાંના ઘણા ખરા વિષયો ગુજરાત કાઠિયાવાડની તમામ ઉચ્ચ નાતોને વિચારવા જેવા હોવાથી આ વ્યાખ્યાન વસંત જેવા માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે.

નવીન વિચારના માણસો જે બીજો ફેરફાર ઇચ્છતા જણાય છે તે એ કે શબને ઘેરથી સ્મશાન પહોંચાડવાની વ્યવસ્થા સુધરાઈ ખાતાં તરફથી મહાજન તરફથી, કે દરેક નાત તરફથી, ગાડાં અને પગારદાર માણસો નીમીને કે એવી કોઈ રીતે કરવી. કેમકે હાલની રીત પ્રમાણે મોત થતાં વાંતજ સૌ નાતભાઇઓને ગમે તે વખતે અને ગમે તે કામ પડતું મુકીને સાત આઠ કલાક ગુમાવવા પડે છે અને હેરાન થવું પડે છે તે ઇષ્ટ નથી. પરંતુ મને લાગે છે કે આવા વિચાર અત્યારે જેઓના મગજમાં સ્ફુરતા હશે, તેમને પોતાને જ તે વય અને અનુભવ પરિપક્વ થતાં ખોટા જણાયા વગર રહેશે નહીં. ભાડુતી માણસોદ્વારા આવી વ્યવસ્થા થાય એ વિચાર જ હિંદુ લાગણીને ત્રાસદાયક થઈ પડે છે. પ્લેગમાં, કોઈ આસમાની સુલતાની આફતને યોગે, કે યુરોપ અમેરિકાની મુસાફરીમાં, આપણા કોઈ પણ સંબંધી કે ઓળખીતાની કદાચ આવી દશા થવા પામશે, એવી દહેસત જ હિંદુ હૃદયમાં કમકમી ઉપજાવે એવી છે. સગાં સંબંધી અને નાતભાઇઓને બદલે પારકા કોઈ—બ્રાહ્મણો પણ—શબને સ્મશાન પહોંચાડે અને અગ્નિને સ્વાધીન કરે, એ પણ ન છુટકે જ ખમવું પડે એવું છે, ઇચ્છવા લાયક કે સુધારા તરીકે દાખલ કરવા જેવું નથી જ. કાઠિયાવાડના કોઈ ગામડામાં કોઈ નાગરનું મોત થાય છે અને એ ગામમાં નાગરોની વસ્તી બહુ ઓછી હોય છે, તો આસપાસના દશ દશ ગાઉ ઉપરથી નાતભાઇઓ ધાઈ આવે છે, અને મરનારને અવ્વલ મજલે પહોંચાડી તેના તરફની પોતાની છેક છેવટની ફરજ અદા કરે છે. આ "જંગલીપણું," કે આપણાં વિભ્રમિત થયેલાં મગજમાં નવા અસ્પષ્ટ અપક્વ વિચાર ચળવળવા માંડ્યા છે તે "જંગલીપણું"? મારો આશય એવો નથી કે આપણે કેવળ જુના જુના આચારવિચારને જ વળગી રહેવું; તમે સૌ જાણો છો જ કે ઘણી ઘણી બાબતમાં મને નવા વિચાર વધારે પસંદ છે. પરંતુ નવા વિચાર જ બધી બાબતમાં ઉત્તમ છે એમ પણ મારૂં માનવું છે નહિ. અને મારૂં પોતાનું માનવું કે કોઈ પણ એક માણસનું માનવું શું છે, એ જોવાનો અત્યારે આપણો વિષય નથી. હાલનો ઝમાનો સ્વતંત્ર આચારવિચારનો છે. સૌ પોતપોતાની મેળે સ્વતંત્ર અને નિખાલસપણે વિચાર કરે, સૌ ભેગા મળીને બંધુભાવથી એક બીજાના વિચારની આપલે કરે, અને દરેકના જ્ઞાન અને અનુભવ વધે તેમ તેમ તેના ખીલતા જતા વિચાર પરિપાક પામે, તથા એવા પરિપક્વ વિચાર એક બે મગજમાંથી ઘણાં મગજોમાં પ્રસરી આખી નાતમાં જય મેળવે, એ રીતે જ આપણી ઉન્નતિ છે. સ્મશાનનાં બંધુકૃત્યો કાચી વયના હોય, કે માંદા હોય, કે વૃદ્ધ હોય, તેમને શિર છે જ નહીં. પણ બીજા જે કોઈ મરનાર તરફની છેલ્લી ફરજો અદા કરતાં ખંચાય છે, તેમણે પોતે જ પોતાની જાતને સવાલ કરવો જોઇએ, કે આ તે અ...શે, તેમ તેમ જ ...મારૂં સ્વાર્થીપણું, બેતમાપણું, સુંવાળાપણું કે બેલાગણીપણું।
...અધિકાર પોતાને પ્રાપ્ત થશે, માત્ર
સને લીધે એક તરફથી મદદ કરવાને ...વો અને તેઓ તરફથી અ...શાંત પાડવાં એ સ્મશાન તૈયારી હશે, તો પછી એ મદદ કયા રૂપમાં આપવી લેવી—ભેટ તરીકે, ૧ ચાલતા બેરાંઓના ...કે ગુપ્ત, ટુંકી મુદત માટે કે કાયમની, વગ વડે કે જાતિસેવાથી કે બીજી ...ગ્રા હોય તો એક એવા સવાલો કંઈ મહત્ત્વના નથી. શ્રીમંતાઇનો મચ્છર કે દોર ન જોઇએ, નિર્ધનતાએ આવી બન્યું ધારતાંનાં ક્ષેત્રમાં ઉત્પન્ન થતાં અકુલીનતા અને હલકાઈ ન જોઇએ:—સ્નેહ અને અળખામણા આપોઆપ સજ પરતાં કર્તવ્ય એવી રીતે બજાવવામાં આવે કે તેથી સ્નેહ અનંને દિલા-
...ય

એવા થઈ ગયાં છે. આ બાબતના નાતેનાતના જુદા રિવાજોની જરૂર જ શી છે? દેશાચાર આપો ફરતો જાય છે; જેમ આપણો પહેરવેશ, આપણા ખાનપાન, આપણા મોજશોખ, આપણાં ઘરબાર વગેરે દેશાચાર પ્રમાણે ફરતાં જાય છે, અને જુદી જુદી નાતોનાં પણ એક બીજાને વધારે વધારે મળતાં થતાં જાય છે, તેમ આ પણ ફરવાં ઇષ્ટ છે, અને ફરવા માંડ્યાં છે. અને જુનાના હિમાયતીઓ સવાલ કરે કે તમે નવા ઝમાનાના માણસોમાં શું સ્નેહ નથી કે લાગણી નથી, તમે બધા આવા જડ અને એકલવાયા કેમ ઊઠ્યા છો, તો તેનો જવાબ એટલો જ કે સ્નેહ અને લાગણી સ્વયંભૂ છે, માટીજાયા દરેક માણસમાં તે હોય છે જ, અને નવા તથા જુના ઝમાનામાં જે ફેર પડ્યો છે, તે જુનામાં સ્નેહ અને લાગણી છે અને નવામાં નથી, એ રૂપનો નથી જ. જુના નવામાં ફેર માત્ર એટલો છે કે સ્નેહ અને લાગણીના આવિર્ભાવના જે રસ્તા જુનાના છે તે નવાના નથી, નવાના છે તે જુનાના નથી. મોતને પ્રસંગે નવા ઝમાનાના માણસોનાં પણ સ્નેહ અને લાગણી ઉશ્કેરાય છે જ, દિલાસો એમને પણ જોઇએ છે, અને દિલાસો દેવાની ફરજ એઓ પણ સ્વીકારે છે. પરંતુ જુની ચાલી આવેલી રીતો તેમને કૃત્રિમ અને હૃદયહીન લગે છે. આવી સંસ્થિતિમાં જુના નવા વચ્ચેની ચર્ચા વધારવી એ પણ નકામું છે. સમય બદલાય છે, માણસો બદલાયાં છે, દેશાચાર ફરતો જાય છે. જુની રીતો જવાની, અને જે નવી પ્રવર્તવાની તેમાં દરેક નાતનું વ્યક્તિત્વ ( individuality ) જુની રીતોના કરતાં ઘણું જ ઓછું રહેવાનું, એટલું સિદ્ધ છે, તથા આ સંક્રાંતિનો સમય ચાલે ત્યાં સુધી જુના અને નવા વચ્ચે પરસ્પર અસંતોષ થવાનો એ પણ સિદ્ધ છે. તથાપિ આવા કારણથી ઉત્પન્ન થતો અસંતોષ આટલામાં જ બંધાઈ રહે, વધી ન જાય, હૃદયભેદ અને અન્યોન્ય અનાસ્થા અને અણગમો પેદા ન કરે, જુના નવાનો પિતાપુત્રનો સંબંધ જળવાઈ રહે—છોરૂ કછોરૂ ન થાય, માવતર કમાવતર ન થાય—એ આવા સંક્રાંતિસમયનો વિકટ ધર્મ જુના અને નવા બનેએ યથાશક્તિ પાળવાનો છે.

૩. "રાજ્યવિપ્લવે"—રાજ્યના મોટા નહાના પરિવર્તનના વખતમાં જે બંધુકૃત્ય કરે તે બાંધવ. તમે કદાચ પૂછશો કે રાજ્યપરિવર્તની વાતની અને એવા સમયના કર્તવ્યોની હાલના બ્રિટિશ નેજાની તળેના સુલેહશાંતિના સમયમાં શી જરૂર છે? આપણા કિલ્લાઓ અને તેમની બુરજો તુટ્યાં છે, આપણી ગઢીઓના જેવી પોળો અને પટારાના જેવાં મકાનો ફરી ગયાં છે, અને હવા, અજવાળું, બગીચા, કોડી માણસ સાથે ચઢી શકે એવા દાદરો, અને ઇંજન ગાડીઓ સાથે દોડે એવા રસ્તાઓનો સુખનો યુગ બેઠો છે, તે હવે સદાકાલ ચાલશે. એ જ યુગમાં આરંભ થવા પામેલી આપણી પ્રગતિ (progress) ઝપાટાબંધ, અને વિપ્લવ કે પરિવર્તના તોફાનોની ખરાબીનો માઠો અનુભવ થયા વગર, વધતી જ જવાની, અને એ પ્રગતિમાં નાતોનો નાશ થવાનો, અને દેશભક્તિની લાગણીથી લાખો અને કરોડો માણસો બંધુભાવમાં જોડાવાના. પણ આ જાતનો વિશ્વાસ કેટલે અંશે સંગીન છે એ સવાલ બહુ મોટો અને રાજ્યદ્વારી પુરૂષોએ અત્યંત ગંભીરતાથી ચર્ચવાનો છે. મારા જેવા સામાન્ય માણસને એ મહાભારત પ્રશ્નમાં ચંચુપાત કરવાનો પણ અધિકાર નથી, અને આપણા નહાનકડા વિષયમાં આપણે આવું મહાભારત દાખલ કરી દઇએ એ પણ યોગ્ય નહીં. આપણે માત્ર આપણે દિશાસૂત્ર ( clue ) તરીકે લીધેલા શ્લોકનો અર્થ આગળ ચલાવીશું. અને શ્લોકના આ ખંડના અર્થ ઉપર આપણા દેશના ઇતિહાસથી ઘણો પ્રકાશ પડે છે. આપણા દેશમાં

ઘણાયે રાજ્યપરિવર્ત્તો થઈ ગયા છે, અને એ પરિવર્ત્તોમાં નાતની સંસ્થા પોતાની અંતર્ગત વ્યક્તિઓનું સંરક્ષણ કરી કરીને બળવાન બનેલી છે. ઉત્તર હિંદની કાયસ્થ અને ક્ષત્રિય નાતોના ઇતિહાસમાં આ બાબતના પુષ્કળ પુરાવા માલુમ પડે છે. ગુજરાતના ઇતિહાસને જ લઇએ તો તેમાં પણ જોઇએ એટલો સ્પષ્ટ પુરાવો છે. દાખલા તરીકે ઈ. સ. ૧૨૯૮ થી ઈ. સ. ૧૪૨૮ સુધીના સવાસો વર્ષ ગુજરાતના ઇતિહાસમાં લડાઇઓ, બખેડા, અને અંધાધુંધીનાં છે. આ સમયને "ભ્રમણ યુગ" નું નામ આપીને ગોવર્દ્ધનરામ ત્રિપાઠી તેના વિષે પહેલી સાહિત્યપરિષદ્‌માં બોલ્યા હતા કે, "વાણિયા બ્રાહ્મણના ઉદ્યોગ અણહિલવાડપાટણમાં અશક્ય થતાં તેઓ પોતાનાં સર્વસ્વ લઈ અન્ય સ્થાનો શોધવા લાગ્યા. આજના કાળમાં ગુજરાત કાઠિયાવાડમાં અનેક સ્થાનોમાં વાણિયા બ્રાહ્મણની અનેક જાતિઓ જોવામાં આવે છે, તેમાંની કેટલીક અણહિલવાડપાટણની આસપાસ આવેલાં એક વેળાનાં નગરોમાંથી આવેલી છે. × × × ખડાયતા બ્રાહ્મણ વાણિયાનું મૂલ સ્થાનક ખડાત કે ખડાલ જે હોય તે; × × × નાગર બ્રાહ્મણો અને નાગર વાણિયાનું મૂલ સ્થાનક વડનગર અને વિસનગર; ઝારોળા વાણિયાઓનું ઝારોળ; × × × દેસાવળ વાણિયાઓનું ડીસા; × × × શ્રીમાળી બ્રાહ્મણ વાણિયાનાં સ્થાન શ્રીમાળ અને ભિન્નમાળ, × × × અને મોઢ બ્રાહ્મણ વાણિયાનું મોઢેરા. × × × રજપુત રાજાઓને આશ્રયે ઉદય પામેલાં ઉદ્યોગ અને વિદ્યાઓમાં વળગેલી આ જ્ઞાતિઓ આશ્રયભંગ થયે અન્ય આશ્રય શોધવા નીકળી પડેલી દેખાય છે. અમદાવાદ એ સમયમાં બંધાયું નહતું. ચાંપાનેર, સુરત, મથુરા, કાશી વગેરે સ્થાનો સુધી આ ન્હાસતી ભાગતી જ્ઞાતિઓ પ્રસરી ગઈ, પણ ગુજરાત કાઠિયાવાડમાં આખરે ઠરેલી જણાય છે." § દરેક રાજ્યપરિવર્ત્ત-વખતે આવાં ન્હાનાં મોટાં અને ટુંકો કે લાંબો સમય ચાલતાં ભ્રમણો શરૂ થતાં; દરેક શહેર લુટાતું કે ભાંગતું તે વખતે તેની વસ્તીનાં આવાં ભ્રમણો શરૂ થતાં; દરેક રાજા કે સુલતાન, કે નવાબ, કે સુબાના મોત કે પડતી કે બદલી વખતે પણ રૈયતમાં વસવસો ઉત્પન્ન થઈ હડતાળો પડતી, પોળોના દરવાજા દેવાતા, અને શું કરવું તેનો વિચાર મહાજન, કે બે ચાર નાતો સાથે મળીને કે દરેક નાત પોતપોતાને માટે કરતી, અને વિચાર પ્રમાણે તેનો અમલ પણ કરવો પડતો; દરેક શહેરમાં લશ્કરની કે કોઈ ઉમરાવોની કે વસતીના કોઈ પણ બળવાન ભાગની બે દિલીને વખતે પણ વત્તી ઓછી ખટપટ ઉત્પન્ન થઈ પોળોને અને નાતોને જાનમાલના રક્ષણ માટે સાવચેત રહેવું પડતું: હોળી, મેળા, તાબુત, ઉર્સ, અને બીજા તહેવારોના દિવસો વર્ષોવર્ષ વિશેષ ફિકરમંદીના દિવસો હતા; સવારી, સરગસ, વગેરે પ્રસંગો ઉપર ખાસ સાવચેતી રાખવી પડતી: અને ઘણી વાર કંઈ કારણ ન હોય તેમાંથીયે અકસ્માત રજમાંથી ગજ થઈ વાત વધી જતાં આખા શહેરમાં ભેળ પડતી, હાહાકાર થઈ જતો, અને તબડતોબ જે હાથમાં આવે તે હથિયાર ચલાવી સૌને પોતાનું અને પોતાનાં વહાલાંઓનું જતન કરવું પડતું. "રાજ્યવિપ્લવે યસ્તિષ્ઠતિ સ બાંધવઃ" એ ટુંકા વાક્યમાં આપણા ઇતિહાસના હજારો વર્ષના આવા આવા લોહીઝુવાણ અનુભવોનો અર્ક ખેંચાયેલો છે.

§ આ ઉતારામાં એક ન્હાની અમથી ભૂલ દેખાય છે. શ્રીમાળ અને ભિન્નમાળ બે જુદાં જુદાં નગર નહીં. પણ એક જ નગરનાં બે નામ હતાં. જુઓ બોમ્બે ગેઝેટીયર-હિસ્ટરિ ઓફ ગુજરાત: ભિન્નમાળ કે શ્રીમાળ વિષેનું પરિશિષ્ટ અને એ પુસ્તકમાં બીજે ઘણે ઠેકાણે.

હવે યુગ બદલાયો છે એમ કહીને આપણે એ અર્કને નકામો ગણીને આપણી પ્રજાના ખજાચે ઘણા ઘણા અનુભવોની માફક જ–ફેંકી દઇએ, તો તે આપણી મરજી. એને ફેંકી દેવો કે રાખવો તે સૌ સૌના દિલની વાત છે. આપણી નાતની સંસ્થા હાલ તો એટલી બધી નબળી પડી ગયેલી છે, કે ન કરે નારાયણ પણ આગલી અંધાધુધીનો શતાંશ પણ પાછો આપણા દેશમાં જણાવા પામે, તો એવા સમયમાં નાત તો પોતાની વ્યક્તિઓનુ કશુંયે સંરક્ષણ કરી શકે એવા તેના હોશ જણાતા નથી અને વળી આપણી હાલની ભાવનાઓ એવી છે કે રાજકીય બાબતોમાં આખી પ્રજા, કે આખો દેશ, કે આખું શહેર, કે આખું ગામ નીમેલા કાયદાઓ,-અધિકારીઓ, આગેવાનો, અને પ્રતિનિધિઓદ્વારા કામ કરે એ જ ઇષ્ટ છે, એવી બાબતોમાં ધર્મ, પંથ, નાત વગેરે વિભાગો ભેદ પાડે તે ઇષ્ટ નથી. પણ હજીયે નાતની સંસ્થાને કંઈક બળવાન કરવી હોય તો તે આપણા હાથમાં છે. પરંતુ એની નબળાઈ ઉત્તરાત્તર વધવા દઈશું તો એક બે પેઢી પછી તો એનો પાછો ઉદ્ધાર કરવાની વાત છેક જ અસાધ્ય થઈ જશે. માટે નાતનું બળ વધે તે સારૂં કે ઘટે તે સારૂં એ વિષે દરેક સમજુ માણસે પુખ્ત વિચાર કરવાની જરૂર છે. ઘટે તે સારૂં એ જ સિદ્ધાંત સ્વીકારીએ તો તો કશું કરવાની જરૂર નથી; જેમ ચાલે છે તેમ ચાલવા દઇએ એટલે એની મેળે વખત વખતનુ કાર્ય કરી લેશે. પરંતુ નાતનું સંસ્થા તરીકે બળ વધે તો સારૂં એ સિદ્ધાંત સ્વીકારીએ તો તો નાતમાં અમુક વ્યવસ્થા, અમુક નિયમ, અમુક ધોરણ મુજબ વિચાર થાય, તે ઉપરથી ઠરાવ, અને પછી ઠરાવ મુજબ અમલ, એવું કંઈક દાખલ થવું જોઇએ. વ્યક્તિઓની નિરંકુશ મરજી ઉપર થોડો ઘણો દાબ મુકાવો જોઇએ. પ્રાચીન અંધાધુંધીના વખતમાં લશ્કરી કાયદો (Martial law) ચાલતો, નાતનો એક આગેવાન હુકમ કરે કે તે મુજબ એકદમ સૌ અમલ કરવા મંડી જતા, અને એમ આખી નાતના જાનમાલ આબરૂ સચવાતાં, એવો લશ્કરી કાયદો હાલ કોઇને જોઇતો નથી; મુંગી મુંગી આજ્ઞાધીનતાની હિમાયત કોઈ પણ કરવા નીકળે એમ નથી. પરંતુ લાયકોના હાથમાં કંઈક અધિકાર, અને બીજાઓના તરફની કંઈક આજ્ઞાધીનતા, એ કોઈ પણ બંધારણ રૂપી ઈમારત ચણવાને માટે આવશ્યક છે. હાલના ઝમાનાને પ્રિય પ્રજાસત્તાક બંધારણમાં વ્યક્તિઓની સ્વતંત્રતા બનતાં સુધી સચવાય અને તેની સાથે સમગ્ર વ્યવસ્થાનાં કામકાજ ચાલે એવી યોજના છે જ. એવું બંધારણ નાતો સ્વીકારે, સૌ નાતભાઇઓ મળે, હળી મળીને ચર્ચા કરે, તે ઉપરથી બહુ મતે ઠરાવ થાય, અને આગેવાનો અને કારભારીઓ પસંદ થાય, તે દરેકને સ્પષ્ટ કામ અમુક વખત સુધી અમુક બાંધેલા નિયમો પ્રમાણે કરવાનું સોંપવામાં આવે, એ પોતાના જ કરેલા ઠરાવો, કારભારીઓ, અને નિયમોને સૌ માન આપે, તથા નાતના મેળાવડાઓ વારંવાર થઈ દરેક બાબત પ્રસિદ્ધ રીતે થતી જાય, તો આપણા પ્રાચીન કાળથી ઉતરી આવેલી નાતની જીર્ણ સંસ્થાઓ પણ નવું બળ મેળવે, નીતિ, કેળવણી, સંસાર સુધારો, એક બીજાને ઘટતી મદદ, વગેરે co-operation, decentralisation, local Governmentનાં ઉપયોગી કર્તવ્યો સારી રીતે અદા કરી શકે, ઝમાનાની પ્રગતિ (progress) માં અડચણ કર્તા થવાને બદલે ઉલટી સહાયક થઈ પડે, પ્રજાસત્તાક રાજ્યસંસ્થાની પ્રાથમિક શાળા જેવી બને અને ખરી પ્રગતિનાં એક ઉપયોગી સાધન તરીકે ઝમાનાને અનુરૂપ થઈ રહે.

૪. " શત્રુ વિગ્રહે " દુશ્મન સાથેની લડાઈમાં બંધુકૃત્ય કરે તે બાંધવ. આ વિષે વધારે ચર્ચાની જરૂર નથી, કેમકે આ કર્ત્તવ્ય અંધાધુંધીના સૈકાઓમાં મહત્ત્વનું હતું. જ્યારે રાજ્યો નિર્બળ હતાં, અને જબરા ગુનેહગારને સઝા કરવા અશક્ત હતાં, ત્યારે નાતભાઈઓ એકત્ર થઈ પોતાના બાંધવનું ઉપરાણું લેતા, તેના દુશ્મન સામે વેર રાખતા, અને કળે કે બળે વેર વાળવામાં જ ધર્મ સમઝતા. હવે એવાં ખાનગી વેર કેળવવાનો સમય નથી, બળવાખોરોને માટે રાજ્યનું લશ્કર અને ગુનેહગારોને માટે રાજ્યનો કાયદો જોઈએ એટલા તૈયાર અને શક્તિવાન છે, અને સઝા કરવાનો, બદલો વાળવાનો ધર્મ રાજ્યને શિર છે. આપણો ખાનગી વ્યક્તિઓનો ધર્મ એ છે કે બનતાં સુધી આપણો કોઈ દુશ્મન જ ન થાય એ પ્રમાણે આપણે વર્ત્તવું, અને તે છતાં પણ કોઈ આપણને હેરાન કરતો આવે તો આપણે કાયદાનું કે રાજ્યનુ રક્ષણ લેવું. વળી આબરૂ અને સ્ત્રીઓનાં શિયળનાં રક્ષણના સવાલ જવલ્લે ઉત્પન્ન થાય છે, તેવા વખતે પણ આપણે સૌએ ધ્યાનમાં રાખવાની વાત એ છે કે એવા નીચ દુષ્ટ માણસો કોઈ અમુક નાતના જ દુશ્મન નથી, સમગ્ર સુધરેલા સંસારના દુશ્મનો છે, અને એવાઓનો ધસારો જેના ઉપર થતો હોય તેનું રક્ષણ કરવાની માત્ર તેના નાતભાઇઓની ફરજ નથી, પણ બધા જ ગૃહસ્થોની છે. એક લત્તામાં નાતભાઈઓ જ રહેતા તેને બદલે હવે આપણે જેને જેમ ફાવે તેમ રહેતા થયા છીએ, તો પાડોશી તરીકેની ધર્મબુદ્ધિ અને શહેરી તરીકેની કે ગૃહસ્થ તરીકેની ધર્મબુદ્ધિનો આવો વિકાસ થવો આવશ્યક છે.

( અપૂર્ણ. )

બળવંતરાય ક. ઠાકોર.

---

---

## શુદ્ધિપત્રક. વસન્ત પોષના અંકમાં.

| પત્ર | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૪૬ | ૮ | લક્ષ્મીનીકિદિષ. | લક્ષ્મનીવિધિષ. |

## LITERATURE AND SCIENCE

It would have seemed strange to Virgil, stranger still to Dante, to suppose that there could be any antagonism or incompatibility between the scientific and the artistic mind. Poetry was the golden voice that alone could properly declare the highest and rarest perceptions of the brain; and if man's thought could penetrate the secrets of nature, trace the origins of being, or tell the stars, it was the poetic spirit that could best apprehend the marvel. That the name of science, applied to a region of speculation and discovery, should come to be regarded as a positive sign of the exclusion for its purposes of the name of poetry, would have seemed the most perverse injustice to those high titles. It would have seemed an implication that one or other, poetry or science, was somehow false and inferior, whereas they really together represented truth at its most exquisite point, and the peculiar privilege of each was to join hands with the other on equal terms. If Virgil or Dante were here now to perceive the unchallenged assumption so widespread in these days, that science is not truly science unless it is free from all suspicion of poetic exaltation, and that poetry is a place of dreams and divinations which are chilled by the touch of science, and on which side would the blame be laid? We see indeed attempts made to bridge the gap, but for all that the literary mind and the scientific mind preserve on the whole towards each other a certain defiance. It may perhaps still be said that literature is in possession; the weight and dignity of tradition is all on the side of the humanities; they stand for the ancient manner, the civilized grace, the hushed air thick with cold admonitions, the soft light and the velvet shadows of time. Into this grave retreat intrudes the lusty figure of modern science, profaning its calm, stalling its secular dignity, letting in an icy blast in which its beauty can only shrivel up and die. That is one side of the picture. The other shows a radiant creature flinging open the doors and windows of a stale old garret and flooding it with invigorating air. Some of us see one side of the picture, some the other, and it may well seem as though the difference between the two temperaments must be fundamental. And yet it is impossible to acquiesce in the view that they must eternally fail to understand one another; if we feel that the clash has arisen only in modern times. It is not older than the birth of the 'scientific method', and perhaps the fine, clear process which we know by that name will discover a way when it is past its hot youth, of reconciling the two ideals. Science is still perhaps over excited by the triumphant efforts it has made in the last two centuries to banish false pretentions, timidity, superstition, from its operations; "literature" is still perhaps affronted by the sense that its virtues as well as its vices have been included in the indictment. No understanding can be arrived at in so heated an atmosphere, or so long as it is still possible for the two parties to exchange taunts and challenges. But with growing goodwill both, we may hope, will discover that the objects of their search are the same, and that the same dangers beset them. Perhaps it may then be found that the antagonism which seems so deepseated will have ceased to exist.

—"*Times' Literary Supplement*."

શ્રી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.—અમદાવાદ.




# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्।
भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्.

વર્ષ ૮, અંક ૨. [માસિક.] ફાલ્ગુન સંવત્ ૧૯૬૫.

## *હું સમાજનું અંગ છું એવી ભાવના.

પ્રમુખ મહાશય અને સદ્‌ગૃહસ્થો,

આપ સર્વને મારી પેઠે વિદિત છે જ કે ‘ધી હિન્દુ યુનીયન’ નામની સંસ્થા પ્રતિવર્ષ આ સમયમાં કેટલાંક જાહેર વ્યાખ્યાનો એતદ્દેશીય ભાષામાં અપાવે છે. તદર્થે વ્યાખ્યાનક્રમ જે ગોઠવવામાં આવે છે તેને આ ઋતુનું નામ આપી ‘હેમન્ત–વ્યાખ્યાનમાળા’ કહે છે. આ ‘હેમન્ત વ્યાખ્યાનમાળા’ ની ઉપયોગિતા વિષે બે મત થઈ શકે જ નહિ. કારણ કે તેમાં એતદ્દેશીય ભાષાઓને સ્થાન મળેલું હોવાથી, ઇંગ્રેજી નહિ ભણેલા એવાઓને પણ તેનો લાભ મળી શકે; વળી ઇંગ્રેજી વિદ્યાના અભ્યાસી જનોમાં જે નવીન વિચારો, ઇચ્છાઓ, લાગણીઓ ઇત્યાદિ અસ્તિત્વમાં આવ્યાં છે તેનો જનસમાજમાં પ્રચાર કરવાનું પણ આ વ્યાખ્યાનમાળા એક સાધન છે એટલું જ નહિ, પરંતુ તેમાં ગુજરાતી ભાષાને પણ સ્થાન મળ્યું છે એ જેટલી લાભપ્રદ વાત છે તેટલી જ આનંદની વાત છે. કારણ કે આધુનિક સમયમાં હિન્દની જુદી જુદી સમાજોના મનુષ્યો એક બીજાના સંબંધમાં આવે, એક બીજાને વિશેષ ઓળખતા થાય, અને તેના પરિણામે તેઓ વચ્ચે ભ્રાતૃભાવ ઉત્પન્ન થાય એ જ સર્વદા ઇષ્ટ છે. ઉક્ત વ્યાખ્યાનમાળામાં ગુજરાતી વ્યાખ્યાનને માટે ‘યુનીયન’ ના મંત્રી મીં ચાપેકરે મ્હારા એક મિત્ર માર્ફતે મ્હને આઠેક દિવસ ઉપર સૂચના કરી, અને આગ્રહપૂર્વક કહેવરાવ્યું કે આ

* ચાલુ માસની હેમન્ત વ્યાખ્યાનમાળામાં રા. રા. બહેચરલાલ નરહરજી ત્રિવેદી બી. એ., એલ એલ. બી એ આપેલું ભાષણ.

સમયે અન્ય વ્યક્તિના અભાવે ત્હમાર તે સૂચના માન્ય કરવી પડશે આમ હોવાથી, જો કે આ કાર્યને માટે હું પોતાને અધિકારી ગણુતો નથી તદપિ તે સૂચના કર્તવ્ય સમાન ગણી સ્વીકારવાનું મ્હને પ્રાપ્ત થયું સમય ઘણો થોડો હોવાથી, જે વિષય હાલમાં મ્હારા મનનું મન્થન કરે છે તે ઉપર વ્યાખ્યાન કરવાનું મ્હેં કહેવરાવ્યું અને મ્હારે નિવેદન કરવાનું છે કે મ્હારૂં કાંઈ વિશાળ વાચન નથી અને મ્હારા અભિપ્રાયો પરિપક્વ હોવાનો હું કાંઈ દાવો કરતો નથી મ્હને જે માઈ આ વિષય ઉપર લાગ્યું છે તે હું આપ સમક્ષ રજુ કરીશ ત્હેમાં સત્યાસત્યનો વિવેક કરી સદ્વસ્તુ ગ્રહણ કરવી અને અસદ્વસ્તુનો ત્યાગ કરવો એ આપનું કામ છે મ્હારે માટે તો આપ સર્વે શાંત મનથી પૂર્ણપણે મ્હને સાંભળશો તો હું કૃતાર્થ થયો માનીશ

આપ સર્વને સ્મરણમાં હશે જ કે આજનો મ્હારો વિષય 'હું સમાજનું અંગ છું એવી ભાવના'—એ છે આ વિષયના મ્હેં નીચે પ્રમાણે ખંડ પાડ્યા છે, જે અત્ર પ્રારંભમાં દર્શાવવાની મ્હને જરૂર જણાય છે પ્રથમ તો હું આ ભાવનાના સ્વરૂપ ઉપર બોલીશ પછી આ ભાવનાની સત્યતા અને પછી તેની આવશ્યકતા ઉપર બોલીશ ત્યાર પછી ઐતિહાસિક દૃષ્ટિએ એ ભાવનાનું અવલોકન કરવાનો કાંઈક પ્રયત્ન કરીશ અને અંતમાં એ ભાવનાનો સ્વીકાર કર્યાથી આધુનિક સમયમાં હિન્દની સમાજને શું કર્તવ્યો પ્રાપ્ત થાય છે તે વ્યાવહારિક દૃષ્ટિથી યથાશક્તિ વર્ણવીશ

## હું સમાજનું અંગ છું એ ભાવનાનું સ્વરૂપ.

પ્રથમ તો ત્યારે, 'હું સમાજનું અંગ છું' એ ભાવનાના સ્વરૂપ ઉપર બોલવાનું પ્રાપ્ત થાય છે આ સંબંધમાં મ્હારે આપને પ્રારંભમાં જણાવવું જોઇએ કે આ વિષય સમાજશાસ્ત્રનું અંગ છે સમાજની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રગતિ અને ત્હેમાં પ્રવર્તતા કુદરતી નિયમો સંબંધીનું જે શાસ્ત્ર તે 'સમાજશાસ્ત્ર' કહેવાય આપણા વિષયમાં સમાજની 'ઉત્પત્તિ' સંબંધી બોલવાનું પ્રાપ્ત થતું નથી સમાજની 'સ્થિતિ' અને 'પ્રગતિ' સંબંધી પણ સંપૂર્ણ બોલવાનું નથી પરંતુ સમાજની સ્થિતિમાં સમાજ અને વ્યક્તિઓની વચ્ચે શું સંબંધ છે, અને સમાજની પ્રગતિને અર્થે તે સંબંધ કેવો થવો જોઇએ—એ યથાર્થ બતાવવાનું આ વિષયનું પ્રયોજન છે

આમ હોવાથી, પ્રથમ 'સમાજ' શબ્દના અર્થ ઉપર વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે 'સમાજ' એટલે શું? 'સમાજ'ના મ્હને બે લક્ષણો દીસે છે એક તો વ્યક્તિઓનો સમુદાય, અને બીજું તે વ્યક્તિઓ વચ્ચે એકભાવ—અર્થાત્ અમ્હેં સર્વે એક છીએ એવું ભાન જ્યાં આ બે લક્ષણો હોય ત્યાં સમાજ હોય જ રસ્તામાં કેટલાક મનુષ્યો વિના પ્રયોજન એકઠા થયા હોય, અથવા અમુક જગ્યાએ અમુક કાર્યને માટે મળ્યાં હોય, તો તેટલા ઉપરથી જ તે સમુદાયને 'સમાજ' કહેવો યુક્ત નથી વિશિષ્ટ કાર્યોને માટે મનુષ્યો હમેશાં અથવા પ્રસંગે એકઠા મળતા હોય તો તેને માટે મંડળો, કલબો, યુનીઅનો વિગેરેનો પ્રયોગ સ્થાને છે સમાજ શબ્દનો પ્રયોગ ક્યારે કરવો યુક્ત છે કે જ્યારે તેની વ્યક્તિઓમાં, અમુક કાર્યને માટે નહિ પરંતુ સામાન્ય રીતે જીવનના ઘણા ખરા કાર્યોમાં 'અમ્હેં એક છીએ'

એવો ભાવ ઉત્પન્ન થાય ત્યારે. આમ હોવાથી, હિન્દુ, મુસલમાન, પારસી ઈત્યાદિની જુદી જુદી સમાજો છે એમ કહી શકાય, અને જ્યારે સમાજો વચ્ચે 'એકીભાવ' દઢ થાય, ત્યારે આ બધાની એક મ્હોટી સમાજ બને અને તેના તેઓ અંગ બને

એક ભાષા, એક દેશ, એક ધર્મ, સમાન આચાર વિચાર, સમાન રાજકીય હક અથવા પ્રતિબંધ વિગેરેને પણ સમાજના લક્ષણો કેટલાક ગણે છે. દુનીયાની વિવિધ સમાજો પ્રતિ દૃષ્ટિપાત કર્યાથી આ લક્ષણો ઘણી સમાજોમાં જોવામાં આવે છે તદપિ સ્મરણમાં રાખવાનું એ છે કે આ બધાં તો 'એકીભાવ'ના સાધનો છે, સમાજના આવશ્યક લક્ષણો નથી આ બધા સાધનો હોય ત્યાં 'એકીભાવ' સત્વર ઉત્પન્ન થાય અને ચિરકાળ ટકે એ વાત ખરી, પરંતુ આ સાધનો પૈકી કોઈ એકના અભાવે સમાજ બની શકે જ નહિ એ વાત સત્ય નથી ઉદાહરણાર્થ બ્રીટીશ પ્રજા અને તેના કૉલોનીઝ જુદા જુદા દેશોમાં રહે છે, તદપિ તેઓ એક જ સમાજના અંગ છે વળી, બ્રીટીશ પ્રજામાં રોમન કથોલીક અને પ્રોટેસ્ટંટ જુદા જુદા ધર્મના માનનારાઓ છે, છતા પણ તેઓ જુદી જુદી સમાજના નથી આ ઉપરથી પ્રતીત થશે કે વ્યક્તિઓનો સમુદાય અને તેમની વચ્ચે એકીભાવ એ બેજ સમાજના આવશ્યક લક્ષણો છે

આ પ્રમાણે 'સમાજ' શબ્દનો અર્થ સમજ્યા પછી 'સમાજ' અને તેની વ્યક્તિઓ વચ્ચે શો સબંધ છે, તે પ્રશ્ન ઉપસ્થિત થાય છે અલ્પમાં કહેવું હોય તો તે સબંધ અંગી અને અંગનો છે સમાજ અંગી (Organism) છે, અને વ્યક્તિઓ તેના અંગ છે અન્ય શબ્દોમાં 'હું સમાજનું અંગ છું એ ભાવના' 'અંગાંગી ભાવના' કહેવાય આ અંગાંગી ભાવનાનું સ્વરૂપ સમજવાને માટે અંગી અને અંગનો સબંધ સમજવાની આવશ્યકતા છે. તે સબંધ નીચેના ઉદાહરણોથી સહજ લક્ષમાં આવશે

અંગી અને અંગનો સબંધ સમજવાને માટે પ્રથમ ઉદાહરણ આપણે શરીર અને તેના અવયવોનું લઈશું શરીર અંગી છે અને માથું, હાથ, પગ ઈત્યાદિ અવયવો તેના અંગ છે શરીર અને તેના વિવિધ અંગો પ્રતિ દૃષ્ટિપાત કરતાં પ્રથમ આપણને એ પ્રતીત થાય છે કે અંગો શરીરથી વ્યતિરિક્ત રહીને એકલા જીવી શકે નહિ, તેમ જ વર્ધિત પણ થઈ શકે નહિ હાથ શરીરનું અંગ હોવાથી જીવે છે અને શક્તિવાન છે શરીરથી કાપીને તેને જુદો નાખીએ તો તેની શું સ્થિતિ થાય તે વર્ણવવાની અત્ર આવશ્યકતા નથી જરા વધારે સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈશું તો પ્રતીત થશે કે શરીરની સુસ્થિતિ અને સમૃદ્ધિ સર્વ અંગોની સુસ્થિતિ અને સમૃદ્ધિ ઉપર આધાર રાખે છે આંખમાં જરા કણું પડયો હોય તો આખા શરીરને કેવું થાય છે? હાથ તે વખતે, આંખને હું શા માટે મદદ કરૂં એમ વિચાર કરતો નથી, પણ એકદમ આંખનો કણું કાઢવા પ્રયત્ન કરે છે પગે વીંછી કરડયો હોય તો આખા શરીરને કેવી વેદના થાય છે? હાથ, પગ અને મગજ કામ કરીને જે મેળવે છે તેનો લાભ શરીરના બધા અંગોને મળે છે દરેક અંગ પોતપોતાનું કામ કરે છે અને પોતાની શક્તિ પ્રમાણે અન્ય અંગોને સહાયક થાય છે. પેટમાં દુ:ખ થતું હોય તો પગ ચાલીને ડાકટરને ત્યાં જાય, હાથ દવા લાવે, અને મુખ પાન કરે જઠર પચાવીને સર્વ અંગોને પોષણના તત્વો મોકલે. દરેક અંગ જો કેવળ પોતાનો જ વિચાર કરે અને બીજા અંગોને કાંઈ પણ

સહાય ન કરે, તો શરીર અને અંગો ઉભયનો નાશ થાય. એક અંગ બીજા અંગને સ્વાભાવિક મદદ કરે છે એટલું જ નહિ, પરંતુ વધારે ઉપયોગી અંગને માટે બીજું અંગ પોતાનો ભોગ આપવા પણ ચુકતું નથી. હું તમારા માથામાં મારવા ડાંગ ઉગામું તો એકદમ તમારો હાથ સ્હામો આવશે અને ઘા ઝીલી લેશે; પોતે દુઃખ ખમશે પણ બનશે ત્યાં સુધી માથાને વાગવા નહિ દે. આ ઉપરથી અંગી અને અંગનો સંબંધ શું તે પ્રતીત થયું હશે.

હવે આપણે આ સંબંધમાં જડ પદાર્થનું ઉદાહરણ લઇએ. ઈંટો, પથરા, લાકડાં ઈત્યાદિ અંગ છે અને તે બધાથી બનાવેલું ઘર તે અંગી છે. દરેક અંગ પોતપોતાનું કામ કરે છે. ભીંતોને માટે ઇંટો કામમાં આવે છે, થાંભલા બારણાં ઈત્યાદિને માટે લાકડાં કામમાં આવે છે, અને ભોંયપર જડવાને માટે પથ્થર કામમાં આવે છે. એ બધાં સાથે મળીને એક ઘર બને છે ત્યારે તેની કિંમત અને ઉપયોગિતા કેટલી બધી વધી જાય છે ? એ બધાં અંગો વચ્ચેનો સંબંધ ચુનો, માટી, લોખંડના ખીલા, ચુંક ઈત્યાદિ છે. આ સંબંધ મજબૂત હોય તો ઇમારત લાંબા વખત સુધી ટકે, અને મજબુત ન હોય તો તે સત્વર પડી જાય. માટે, અંગી અને અંગના રક્ષણને અર્થે અંગો વચ્ચે પરસ્પર સંબંધ ઘણો મજબૂત હોવાની જરૂર છે એ આ ઉપરથી ફલિત થાય છે.

હવે, રૂપી વસ્તુનું ઉદાહરણ આપ્યા પછી અરૂપી વસ્તુના ઉદાહરણને માટે, કોઈ પણ રાજ્યની રાજ્ય કરવાની પદ્ધતિનું અવલોકન કર્યાથી જણાશે કે રાજ્યનો કાર્યભાર ચલાવવાને માટે કેટલાંક મોટાં ખાતાં પાડેલાં હોય છે. જેમકે ન્યાયખાતું, મુલ્કીખાતું, લશ્કરી ખાતું ઈત્યાદિ. દરેક ખાતાના પાછા વિભાગો હોય છે અને તેના વળી ઉપવિભાગો હોય છે. એક ઝાડની ચાર પાંચ મુખ્ય શાખાઓમાંથી ઘણી ન્હાની ન્હાની ઉપશાખાઓ ફુટે અને તે ઉપશાખાઓની પાછી પેટા શાખાઓ થાય તેના જેવું એ છે. આ બધાં ખાતાંઓ પોતાને માટે નહિ પરંતુ એક જ રાજ્યને માટે કામ કરે છે. રાજ્યકારભાર સરળ ચાલવાને માટે સર્વ ખાતાંઓ સારી રીતે ચાલવાની જરૂર છે. આ પ્રમાણે કાર્યવિભાગ કરી નાંખવાથી રાજ્યનું કામ ઘણી સારી રીતે ચાલે છે. પરંતુ કાર્યવિભાગ પાડવાથી રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓ વચ્ચે સંબંધ નથી એમ કાંઈ નથી. આ સઘળું વિસ્તારપૂર્વક જણાવવાનું અત્ર પ્રયોજન નથી. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે અંગીની સુસ્થિતિને માટે અંગોના સંબંધમાં કાર્યવિભાગ અને પરસ્પર સહાયકતા એ બે લક્ષણો આવશ્યક છે.

આ પ્રમાણે અંગી અને અંગનાં અનેક ઉદાહરણ આપી શકાય. એ સર્વમાં અંગી અને અંગનો સંબંધ દર્શાવનારાં મુખ્ય લક્ષણો ત્રણ છે. ૧. અંગોની સ્થિતિ અને સમૃદ્ધિ અંગીને લીધે છે. ૨. અંગી અને અંગો વચ્ચે 'એકીભાવનો' કાયમનો અને મજબૂત સંબંધ છે. ૩. કાર્યવિભાગ અને પરસ્પર સહાયકતા એ નિયમાનુસાર અંગો વર્તે છે.

## એ ભાવનાની સત્યતા.

આ પ્રમાણે 'હું સમાજનું અંગ છું એ ભાવના'નું સ્વરૂપ જોયા પછી એ ભાવનાની સત્યતા જોવાનો સમય પ્રાપ્ત થાય છે. કોઈ પણ વસ્તુનું સ્વરૂપ યથાર્થ સમજીને તેને મનઃ

સમક્ષ નિરંતર રાખવી તેને ભાવના કહે છે પ્રથમ તો કઈ વસ્તુની ભાવના કરવાની છે તે સમજવું જોઇએ તે સમજ્યા પછી તે વસ્તુ સત્ય છે કે અસત્ય છે તે જાણવાની આવશ્યકતા છે સત્ય હોય તો ભાવના કરવી કામની છે, અસત્ય હોય તો ભાવના કરવાનો શ્રમ નિરર્થક છે. માટે હું સમાજનું અંગ છુ એ ભાવનાનું સ્વરૂપ સમજ્યા પછી તે ભાવનાનો ઉદ્દેશ સત્ય છે કે અસત્ય છે તે જાણવું જરૂરનું છે

'હું સમાજનું અંગ છુ'—એ ભાવનાની સત્યતા બે પ્રકારે સિદ્ધ કરવાનો પ્રયત્ન કરીશું. એક તો આપણી સામાન્ય બુદ્ધિથી, અને બીજું આપ્ત જનોના પ્રમાણોથી

આપણે આપણી સામાન્ય બુદ્ધિથી વિચાર કરીએ તો આપણને માલમ પડશે કે વ્યક્તિઓની સમાજ બનવી એ કુદરતી પ્રેરણા છે. આ પૃથ્વી ઉપરના મનુષ્યોનો મ્હોટો વિભાગ સમાજમા રહે છે, સમાજથી વ્યતિરિક્ત રહેતો નથી વનવગડામા છૂટા છવાયા રહેનાર મનુષ્યો કાંઈ બહુ નજરે પડતા નથી પૃથ્વી ઉપરની જુદી જુદી સમાજોનુ અવલોકન કરવાથી માલમ પડે છે કે દરેક સમાજ ઘણા માણસોની બનેલી છે અને એ પ્રમાણે જો મનુષ્યો સાથે રહેતા ન હોત તો બીજા મનુષ્યો તરફના ઉપદ્રવની તેમને ધાસ્તી રહેવાથી પોતાના જીવનનો કાર્યક્રમ સરળ અને ફતેહમંદ રીતે ચલાવી શકત નહિ આ પ્રમાણે કુદરતી પ્રેરણાથી, તેમ જ વ્યક્તિની સ્થિતિ અને સમૃદ્ધિને માટે સમાજની અગત્ય જણાયાથી મનુષ્યો સમાજમા રહે છે અને સમાજના તેઓ અંશ બને છે પછી પરસ્પર સમાગમમા આવવાથી 'એકીભાવ'નો ક્રમે ક્રમે આવિષ્કાર થાય છે, અને તે 'એકીભાવ' એક દેશ, સમાન ધર્મ, સમાન આચાર વિચાર આદિ સાધનોથી વૃદ્ધિને પામે છે. વળી, એક બીજા વચ્ચે વ્યવહાર બંધાય છે અને કાર્ય-વિભાગ અને પરસ્પર સહાયકતાનો નિયમ અસ્તિત્વમા આવે છે કેટલાક માણસો ખેતીવાડીનું જ કામ કરે કેટલાક લુગડા વણવાનુ કામ કરે, કેટલાક સમાજના લોકોના રક્ષણને સારૂ લડવાનુ જ કામ કરે ઇત્યાદિ-ઇત્યાદિ જે જે સમાજો આપણે જોઇએ છીએ તેમા ઉપરની સ્થિતિ દૃશ્યમાન છે, અર્થાત્ અંગી અને અંગના સબંધના ત્રણ લક્ષણો જે ઉપર બતાવ્યા તે લક્ષણો પ્રત્યેક સમાજમા દીસે છે માટે સમાજ અંગી છે અને જે વ્યક્તિઓની તે બની છે તે તેના અંગ છે

આ પ્રમાણે સમાજનો વિકાસ થતો જાય છે અને વ્યક્તિઓના જીવન સુખમય થતા જાય છે પછી સમાજનો બહારની સત્તાની સામે બચાવ કરવાને માટે, તથા સમાજની અંદર સુલેહ શાંતિ અને સુવ્યવસ્થા રાખવાને માટે, એક રાજા અથવા રાજ્ય કરનારૂં મંડળ નક્કી થાય છે આ પ્રમાણે કાર્યવિભાગ થઈ જવાથી, અને વ્યક્તિઓને પોતાનો ઉત્કર્ષ કરવાની અનુકૂળતા રાજ્ય તરફથી કરી આપવામા આવતી હોવાથી, વ્યક્તિઓ પોતાની ઉન્નતિ સાધે છે અને સુખી થાય છે સુખનો સ્વાદ લીધા પછી વધારે સુખ મેળવવાની ઇચ્છા પ્રબળ થાય છે, અને પોતે મેળવેલી સંપત્તિના બળથી પોતાની સાથે હરિફાઇમા ઉતરેલા માણસોને કચરી નાખી પોતે વિજય મેળવવા મનુષ્ય મથે છે. આમ ધીમે ધીમે વ્યક્તિવાદ (Individualism)નો પ્રાદુર્ભાવ થાય છે અલબત્ત અવ્યભિચરિત વ્યક્તિ (Absolute individualism) કોઈ પણ સમાજમા ટકી શકે જ નહિ દરેક માણસને સંપૂર્ણ સ્વતંત્રતા મળે

અને તેની પ્રવૃત્તિ ઉપર કોઈ પણ જાતનો અંકુશ ન મુકાય તો સમાજ કેમ ચાલે ? માટે દરેક માણસના જાન, માલ અને આબરૂનું રક્ષણ કરવાનું કામ માથે લઈ બીજી બાબતોમાં, આધુનિક સુધરેલી પ્રજાની રાજ્યપદ્ધતિમાં વ્યક્તિઓને રાજ્ય સ્વતંત્રતા આપે છે. રાજ્ય કહે છે કે અમે તો આટલી જ બાબતોમાં વચ્ચે પડીશું અને બીજી બાબતોને માટે Laisse Faire એટલે વચ્ચે નહિ પડવાનો સિદ્ધાંત સ્વીકારીશું; કારણ કે +ઉપયોગવાદની દૃષ્ટિએ તેમ કરવાની આવશ્યકતા છે.

સુખ મેળવવાની ઇચ્છા વધારે ને વધારે પ્રબળ થતી જવાથી, અને અમુક અંકુશ સિવાય રાજ્યમાં વ્યક્તિઓને સર્વ પ્રકારની સ્વતંત્રતા મળવાથી, હરિફાઈના યુદ્ધમાં સશક્ત માણસો વધારે સશક્ત થાય અને અશક્ત માણસોનો પરાજય થાય એ સ્વાભાવિક છે. આમ થવાથી મજુર વર્ગનું દારિદ્રય વધતું જાય છે અને પછી સ્થિતિ એવી થાય છે કે ત્હેમની પાસે સ્હવારથી સાંજ સુધી મહેનત કરવાની ત્હેમની બધી કમાણી થાપણવાળા પોતે લઈ લે છે અને મજુરોને પેટભર ખાવાનું પણ મળતું નથી. આ અનર્થપરંપરા લાંબા વખત સુધી ચાલવાથી સમાજવાદ ( Socialism ) અસ્તિત્વમાં આવે છે. તે બીજા અંતેમ ઉપર જાય છે. મજુરોને થાપણવાળાઓના જુલમમાંથી મુકાવવા, અને સમાજના દ્રવ્યનો સરખો વિભાગ કરી તે દ્રવ્યની ઉત્પત્તિમાં જે માણસો રોકાયાં હોય ત્હેમને સરખે હિસ્સે વ્હેંચી આપવા, તેમ જ રાજ્યના દરેક બાળકને શિક્ષણ આપવા અને ત્હેની આજીવિકાને અર્થે ઉદ્યોગક્ષેત્રો સ્થાપવા ઇત્યાદિ બાબતો સંબંધી સમાજવાદીઓ રાજ્ય પાસે માગણીઓ કરે છે. આ ઉભય વ્યક્તિવાદ અને સમાજવાદના ગુણદોષનું અવલોકન કરતાં આપણને જણાય છે કે ' હું સમાજનું અંગ છું ' એ ભાવના સમાજવાદમાં સાક્ષાત્કાર થઈ છે, ત્યારે સમાજવાદમાં વિકાસક્રમના કુદ્રતી નિયમોની ઉપેક્ષા થયેલી છે. વ્યક્તિવાદમાં વિકાસક્રમના નિયમો જળવાયા છે, ત્યારે 'અંગભાવના' ની ઉપેક્ષા થઈ છે. આ ઉભય વાદના ગુણ ગ્રહણ કરતાં અને દોષ ત્યજતાં સાર એ નીકળે છે કે ઓસાંકેટ કહે છે તેમ, "We must unite moral socialism with economic individualism",=આપણે નૈતિક સમાજવાદને આર્થિક વ્યક્તિવાદ સાથે જોડી દેવો જોઇએ. અર્થાત્ આર્થિક દૃષ્ટિથી પોતાની ઉન્નતિ સાધવાને અર્થે પ્રયત્ન કરવાનું દરેક વ્યક્તિને માથે રહેવું જોઇએ, પરંતુ આવા પ્રયત્નો કરવાને તે શક્તિવાન થાય તેટલા પુરતી મદદ તેને નૈતિક દૃષ્ટિથી મળવી જોઇએ. આ સ્થિતિ સૌથી ઉત્તમ છે કારણ કે તેનાથી વ્યક્તિ અને સમાજ ઉભયનાં હિત સધાય છે. એકલો વ્યક્તિવાદ અથવા એકલો સમાજવાદ પરિણામે વ્યક્તિઓને અને સમાજને હાનિકારક થઈ પડે છે ત્યારે ઉભયના ગુણથી યુક્ત આ ઓસાંકેટનો મધ્યમ રસ્તો સર્વ રીતે સંતોષકારક સમાધાન આણે છે. હવે આપણે આ બાબત અંગી અને અંગના સંબંધની દૃષ્ટિથી જોઈશું તો તે પણ આપણને આજ માર્ગ ઉપર લાવે છે. કારણ કે અંગીની સમૃદ્ધિ પ્રત્યેક અંગની સમૃદ્ધિ ઉપર આધાર રાખતી હોવાથી પ્રત્યેક અંગે પોતે પોતાને માટે તો પ્રયત્ન કરવાનો છે જ પરંતુ તેની સાથે બીજાં અશક્ત અંગોને પણ જોઇતી મદદ કરવાની છે.

+ From the utilitarian standpoint.

આ પ્રમાણે આપણે સમાજ અને વ્યક્તિઓ વચ્ચે અંગી અને અંગનો સંબંધ સત્ય છે એટલું જ નહિ પરંતુ ઉભયને માટે શ્રેયસ્કર છે એ સામાન્ય બુદ્ધિથી તથા વ્યક્તિવાદ અને સમાજવાદના ગુણદોષનું યથાશક્તિ નિરીક્ષણ કરીને જોયું. હવે તદર્થે આપ્તજનોનાં પ્રમાણ આપવાનું પ્રાપ્ત થાય છે.

પ્રથમ તો એરીસ્ટોટલનું મહાવાક્ય 'Man is by nature a social being' (મનુષ્યને સ્વભાવત સમાજ વિના ચાલે એમ નથી) એ આપના સ્મરણમાં હશે જ.

પ્રો. ગીડીંગ્સ કહે છે કે—

"Human nature is not the unsocial egoistic nature. Self-interest is not the distinctively human trait; it is a principal animal trait which man an animal after all still possesses and must cultivate if he would continue to live Human nature is the preeminently social nature"

મહાત્મા હરબર્ટ સ્પેન્સરનો અભિપ્રાય નીચે મુજબ છે—

"Society is an organism not in mere fanciful analogy as in the 'Leviathan' of Hobbes, but really; and not morally only but physiologically as well; because in its constitution, there is a division of labor that extends beyond individuals to groups and organisations of individuals, there is a sustaining system made up of industrial groups, a distributing system made up of commercial activities, and a regulating system made up of religions and political agencies."

આપણાં શાસ્ત્રો તરફ નજર કરતાં આપણને પ્રતીત થાય છે કે 'હું સમાજનું અંગ છું' એ ભાવનાના કરતાં આપણા ઋષિમુનિઓ ઘણા આગળ ગયા હતા, અને કેવળ 'હું સમાજનું અંગ છું' એમ નહિ પરંતુ 'હું સમષ્ટિનું અંગ છું' એ ભાવનાનો હેમણે સાક્ષાત્કાર કર્યો હતો. પ્રમાણ તરીકે આપણાં શાસ્ત્રો કહે છે કે જીવ એ બ્રહ્મનો અંશ છે અને સમષ્ટિ એ બ્રહ્મનું અખિલ વ્યક્ત સ્વરૂપ છે. આમ હોવાથી અમુક જીવ બીજા જીવોથી કાંઈ વ્યતિરિક્ત નથી, પણ હેમની સાથે સૂત્રે મણિગણા ઇવ સૂત્રમાં મણકા સમાન સંકળાયલો છે. ગીતા પણ કહે છે કે ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति—હે અર્જુન! ઈશ્વર પ્રાણીમાત્રનાજ નહિ પરંતુ વસ્તુ માત્રના અંતર્ભાગમાં રહે છે. આપણા પૂર્વજો તરફથી આપણને આવો અમૂલ્ય અને ઉદાત્ત વારસો મળ્યા પછી આપણી સમાજની સુદૃઢતાને માટે, 'એકીભાવ'નો પ્રચાર કરવો પડે એ શું દુરસ્ત કામ છે? છતાં પણ 'એકીભાવ'ની વૃદ્ધિને બદલે 'એકીભાવ'ની વૃદ્ધિ થતી જાય છે, અને જ્યાં ત્યાં તડાં પાડવાનો વા વાય છે એ પણ કાળનો એક મહિમા છે.

આ પ્રમાણે આપણે, 'હું સમાજનું અંગ છું' એ ભાવનાની સત્યતા યુક્તિથી અને પ્રમાણોથી સિદ્ધ કરવા કાંઈક પ્રયત્ન કર્યો. એ સંબંધી જે જે કહ્યું તેથી ફલિત એ થાય છે કે—

૧. સમાજ અંગી છે અને આપણે તેના અંગો છીએ.

૨. સમાજની સમૃદ્ધિ વિના આપણી સમૃદ્ધિ સંભવતી નથી, કદાપિ સંભવે તો તે ચિરસ્થાયી નથી.

૩. સમાજની સમૃદ્ધિને માટે સર્વ અંગો સમૃદ્ધ થવાની જરૂર છે.

૪. દરેક વ્યક્તિએ પોતપોતાને સમૃદ્ધ કરવા પ્રયત્ન કરવો અને બીજી અશક્ત વ્યક્તિઓને જોઇતું માહાય્ય આપવું.

૫. દરેક વ્યક્તિએ અન્ય વ્યક્તિઓ પ્રતિ એકીભાવ અર્થાત્ પ્રેમ રાખવો

સમાજની સમૃદ્ધિને અર્થે આ એકીભાવ અથવા પ્રેમ ઉપર જેટલું બોલાય તેટલું થોડું છે. ઉપર સમાજના બે લક્ષણો વ્યક્તિઓનો સમુદાય અને એકીભાવ કહ્યાં છે તે સ્મરણમા હશે. ઇંટો વિગેરેને અરસપરસ ચોટાડનાર જેમ ચુનો તેમ વ્યક્તિઓને અરસપરસ જોડનાર એકીભાવ અર્થાત્ પ્રેમ. પ્રેમ એ એકીભાવને માટે બીજો શબ્દ છે, તેનાથી તે ભિન્ન વસ્તુ નથી કહ્યું છે કે —"Love is the consciousness of the unity of myself with another" (બીજાની સાથે મ્હારી એકતાનું જે ભાન તે જ પ્રેમ છે) પ્રેમને માટે બ્રાઉનીંગ કેહે છે કેઃ—

> "There is no good of life but love—but love!
> "What else looks good is some shade flung from love,
> "Love gilds it, gives it worth
> "For the loving worm within its clod
> "Were diviner than a loveless God
> Amid his worlds, I will dare to say

માટે, આ એકીભાવ અર્થાત્ પ્રેમ સ્વત સેવવો અને અન્યમા તેનો પ્રચાર કરવો એ કર્તવ્ય સમાજના મનુષ્યોને પ્રાપ્ત થાય છે.

( અપૂર્ણ. )

બહેચરલાલ નટરવજી દ્વિવેદી.

# શ્રુતિસ્વરસિદ્ધાન્ત.

( અનુસન્ધાન ગત વર્ષના પૃષ્ઠ ૫૭૨ થી )

પરતુ હવે ત્રણે વ્યવસ્થાની સરખામણી કરિયે,—મ્હેં બનાવેલી ૨૨ શ્રુતિની, રા. બર્વેએ કરેલી ૨૨ શ્રુતિની, અને રા. બર્વેની ૨૪ શ્રુતિની, એમ ત્રણ વ્યવસ્થાની તુલના કરિયે. મ્હારી અલ્પમતિ પ્રમાણે—

(क) આન્દોલનપ્રમાણના સ્વરૂપમા,

(ख) આન્દોલનપ્રમાણના અન્તઃવિભાગના ધોરણમા,

(ग) Temperamentના તત્ત્વની બાબતમા,

(घ) વિસંવાદમા,

(ङ) स-प સંવાદમા,

અને (च) ગ્રામવ્યવસ્થામા,—

આમ સર્વ બાબતમા રા. બર્વેની ૨૨ તેમ ૨૪ શ્રુતિની વ્યવસ્થા દૂષિત જણાયછે અને મ્હેં બનાવેલી ૨૨ શ્રુતિની વ્યવસ્થા સરખામણીમા ચઢિયાતી જણાયછે. સવિસ્તર કારણો બતાવતે લંબાણ થાય એમ છે. તેથી ટૂંકામાં નિદર્શન કરીને સતોષ માનુંછું

(क) ત્રણે શ્રુતિમંડળ સરખાવી જોતા જણાઈ આવશે કે મ્હે બતાવેલા મંડળમા સર્વે સ્થળે નાદશાસ્ત્રના ધોરણે સ્થપાયલાછે; કોઈ પણ સ્વરનું પ્રમાણ કલ્પિત કે સ્વૈચ્છિક નથી,

રા. બર્વેના ૨૨ શ્રુતિમાળામા [illegible], અને [illegible] એ પાંચ શિવાય (स તો સત્ય છે તે બાદ કરતે) બાકી ૧૬ શ્રુતિયો કલ્પિત અશાસ્ત્રીય પ્રમાણની છે,

અને હેમના ૨૪ શ્રુતિમંડળમાં [illegible], અને [illegible] એ આઠ શિવાય બાકીની ૧૫ શ્રુતિયો કલ્પિત તથા અશાસ્ત્રીય પ્રમાણવાળી છે.

( [illegible] એ છેક અશાસ્ત્રીય નથી, જો કે પરસ્પર સંબન્ધે અયોગ્ય છે—તે બાદ કરિયે તો ૧૪ શ્રુતિયો કલ્પિત છે. )

અને આ કારણથી સગીતમા સ્વીકાર્ય શ્રુતિનાં જે આવશ્યક લક્ષણ—મધુરતા, રંજનશક્તિ, અને સ્વરાભિવ્યક્તિસામર્થ્ય રા. બર્વેએ કહ્યાછે તે લક્ષણ આ હેમની ૨૨ અને

૨૪ શ્રુતિની માત્રાઓમાં શી રીતે સંભવે તે સમજાતું નથી. એટલું જ નહિં પણ મુખ્ય સ્વરોના પ્રમાણ જ અશાસ્ત્રીય છે, તો શ્રુતિ તે સ્વર બનતાં સ્વરાભિવ્યક્તિ ના કરી સકે તે વાત તો દૂર જ રહી, પણ અનેક સ્થળે મુખ્ય સ્વરમાં જ સ્વરત્વ રહેલું જણાતું નથી

ન. બર્વેએ ૨૪ શ્રુતિનું હાર્મોનિયમ અને ૨૪ શ્રુતિની "ગણેશી" વીણા એમ વાદ્યો બનાવ્યાંછે એમ એઓ જણાવેછે તેમાં આ અયોગ્ય પ્રમાણની શ્રુતિયો વાગતી હશે તો તેથી ઉપરની શઙ્કાને બાધ આવશે નહિ કેમકે તારમાંથી ગમે તે ધ્વનિ તો ઉપજાવાય તેમાં મ્હોટી વાત નથી પરંતુ તે ધ્વનિમાં ઉપરનાં લક્ષણછે કે નહિ તે એક તો કર્ણપરીક્ષાથી કે બીજું નાદશાસ્ત્રીય પ્રમાણની કસોટીથી નિર્ણય પામી સકે હવે આટલા ઝીણા પેટાભેદોને પ્રસંગે કર્ણપરીક્ષાનું ધોરણ હમેશાં સાચું નીવડે નહિ, અને ભિન્ન ભિન્ન માણસની કર્ણ-પરીક્ષાશક્તિ ભિન્ન હોય—અને તેની સત્યાસત્યતા માટે કસોટી તો આખર નાદશાસ્ત્રીય પ્રમાણમાં જ જડવાની અને તે કસોટીથી તો આ શ્રુતિયો આડી ગયેલી જણાયછે ન. બર્વેની ૨૨ શ્રુતિયો તો કર્ણપરીક્ષાથી પણ વ્યર્થ નીવડવાનો સંભવ છે.

આ પ્રસંગે એક ન્હાની વાત નોંધી દેઉંછું રા. બર્વેએ ૨૫/૧૮ પ્રમાણ પ્રાચીન તીવ્રતર મ નું બતાવ્યુંછે પરંતુ એકદર પરીક્ષા કરતાં જણાયછે કે ૩૬/૨૫ તે તીવ્રતમ મ છે. મ્હેં બતાવેલા ૨૨ શ્રુતિમંડળમાં નીચે પ્રમાણે જણાશે —

| | |
|---|---|
| म | ४/३ |
| तीव्र म | २५/१८ |
| तीव्रतर म | ४५/३२ |
| तीव्रतम म | ३६/२५ |
| प | ३/२ |

ન. બર્વે પોતે ૨૫/૧૮ નો 'તીવ્રતર' म પ્રાચીનવ્યવસ્થા માટે સ્વીકારે જ છે, અને તે હાવનો શાર્પ I છે એમ કહેછે, (નિબન્ધ પૃ ૬૪ છેલ્લું વાક્ય) અને હાવનો શાર્પ F તે તો તેમને જ મતે ૧૮/૨૫ છે. તેથી આ સ્વરોનું ઐક્ય શી રીતે ઘટાવાય તે સમજાતું નથી માટે જે પ્રાચીન તીવ્રતર म નું સ્થાન ૨૫/૧૮ પ્રમાણ માટે (૨૫ છચે) છે તે તીવ્રતમ म નું જ છે એ તર્ક ખરો ઠરેછે અને સંગીતપારિજાતની પૂના તથા કલકત્તાની પ્રતોમાં मतीव्रतमसमाचरेत् એમ જ પાઠ છે, તે ખરો ગણવો જોઇયે, તેને બદલે એ પાઠ ખોટો ગ. બર્વે વિનાઆધારે ઠરાવેછે (નિબન્ધ પૃ ૪૮, ફુટનોટ.) રાગોનાં લક્ષણમાં म તીવ્રતર અન્યત્ર કહ્યોછે એમ આ પાઠ ના સ્વીકારવાનું કારણ રા બર્વે બતાવેછે પરંતુ તે લક્ષણ પ્રસંગે પણ म તીવ્રતમ જ ઉદ્દિષ્ટ હોય અને તીવ્રતર એ ભૂલ્યે લખવા છાપવાની હોય—એમ કેમ ના સંભવે? અથવા તો ૨૨ શ્રુતિમાંનો તીવ્રતર म ૪૫/૩૨ પ્રમાણનો તે સ્થળે ઉદ્દિષ્ટ હોય એમ પણ હોય. તેમ જ मतीव्रतरमाचरेत् એમ પાઠ રા. બર્વેએ મેળે જ

ફેરવીને લીધોછે કે તે માટે આધાર કોઇ બીજી પ્રતના પાઠમાં છે ? હોય તો પણ ઉપરનાં કારણોથી °તમ એ પાઠ પૂના તથા કલકત્તાનો સિદ્ધ છે તે જ સ્વીકાર્ય છે.

(ख) પ્રત્યેક સ્વરો વચ્ચેના અન્તરોમા પણ ન બન્નેની ૨૨ તેમ જ ૨૪ શ્રુતિયોમાં એકધારું ધોરણ નથી, જે અન્તરોછે તે ઘણાખરા નાદશાસ્ત્ર સ્વીકૃત ધોરણોથી જુદા છે, અને અલ્પતમ અવકાશો $\frac{૨૫}{૨૪}$ થી પણ ઓછા અનેક સ્થળેછે મ્હારી વ્યવસ્થામા $\frac{૨૫}{૨૪}$નું જ ધોરણ સર્વત્ર (પ્રત્યેક સ્વરની આસપાસ) સચવાયુછે, અને—માત્ર $\frac{૮૧}{૮૦}$ ની નવી શ્રુતિનો પ્રસંગ બાદ કરતાં—કદિં પણ $\frac{૨૫}{૨૪}$ થી અલ્પ અન્તર છે જ નહિં × $\frac{૧૨૮}{૧૨૫}$ મા પણ $\frac{૧૬}{૧૫}$ નુ અન્તર રાખ્યુછે તે નાદશાસ્ત્રના આધારવાળું છે આમ ન બન્નેની વ્યવસ્થામા માધુર્યવિરોધી પરિણામ આ કારણથી પણ આવવાનો ભયછે. બધા અન્તરોના ઉદાહરણો આપતા વિસ્તાર થઈ જાય માત્ર બે ચાર જોઈશુ

૨૨ શ્રુતિમા—

$\frac{૩૨}{૩૧}$ એ પ્રથમનુ જ અન્તર $\frac{૨૫}{૨૪}$ થી ઓછુ અને નાદશાસ્ત્રવિરુદ્ધ છે,

તેમ—

$\frac{૧૧}{૧૦}+\frac{૧૦}{૯}$ એ અવકાશ $\frac{૩૧}{૩૦}$ થયો તે પણ એ પ્રકારનો છે હેવા અનેક જગાએ

$\frac{૧૩}{૧૨}+\frac{૧૦}{૯}$ એ અવકાશ $\frac{૨૧}{૨૦}$નો થયો તે $\frac{૨૫}{૨૪}$ થી તો મ્હોટોછે પણ નાદશાસ્ત્રવિરુદ્ધ છે

$\frac{૨૪}{૨૩}+\frac{૯}{૫}$ એ અવકાશ [illegible] નો થયો તે $\frac{૨૫}{૨૪}$ થી ઓછો હોઈ અશાસ્ત્રીય છે,

*$\frac{૩૨}{૨૫}$ અને $\frac{૪}{૩}$ વચ્ચે અંતર $\frac{૨૫}{૨૪}$ નું હોઈ ત્હેમા [illegible] ની શ્રુતિ ખોસવાનુ પણ હેવુ જ પરિણામ થયુછે

હેમની ૨૪ શ્રુતિમા પણ—

[illegible], [illegible]$=$[illegible], વગેરે અનેક અવકાશ એ જ પ્રકારનાછે $\frac{૫}{૪}$ અને [illegible] વચ્ચે $\frac{૨૫}{૨૪}$નુ અંતર છે ત્હેમા વળી પેટાશ્રુતિ ખોસવાથી એ જ તરેહનુ પરિણામ આવ્યુછે. એમ બીજા સ્થળોમા પણ જોઈ લેવુ

(ग) આમ $\frac{૨૫}{૨૪}$ થી પણ ઓછા અવકાશની શ્રુતિયો થઈ જાયછે, તેમ વળી બહુ ઠેકાણે $\frac{૨૫}{૨૪}$ ના અલ્પતમ અવકાશમા શ્રુતિયો ખોસવાનુ અનિષ્ટ પરિણામ કાઢીને બચાવવા

× આગળ ઉપર હુ જણાવીશ તેમ $\frac{૫}{૪}$ ના $\frac{૨૫}{૨૪}$=[illegible], [illegible] ના $\frac{૨૫}{૨૪}$=[illegible], [illegible] ના $\frac{૨૫}{૨૪}$=[illegible], અને [illegible] ના $\frac{૨૫}{૨૪}$=૨, એ શ્રુતિક્રમોમા, [illegible] કરતા [illegible] ઊતરતો છે અને [illegible] કરતા [illegible] ઊતરતોછે, તેથી એ શ્રુતિયોનો વ્યુત્ક્રમ કરવો પડશે, તે વ્યુત્ક્રમને પરિણામે $\frac{૨૫}{૨૪}$ ના અંતરમા શ્રુતિયો ખોસવા જેવુ થશે આ અપવાદ પણ સમરણછે

માટે શ્રુતિયોને આઘી પાછી ખશેડી ૮૧/૮૦ થી કાંઇક વિશાળ અન્તર કરવા ગયાછે. ઉદા૦—૨૪ શ્રુતિમંડળમાં ँध=[illegible] અને ध=૫/૩ વચ્ચેનું ૮૧/૮૦ અંતર વિશાળ કરવા માટે ँध ને [illegible] ને બદલે [illegible] કર્યોછે; ँनि=[illegible] અને नि=૧૫/૮ વચ્ચે ૮૧/૮૦ ના અવકાશને વિશાળ કરવા માટે नि ને ૧૫/૮ ને બદલે [illegible] કર્યોછે.

આ પ્રકારના ફેરફારને લીધે શુદ્ધ–natural–સ્વરોનાં સ્થાન ખશેડાઇ temperament ના તત્ત્વને અયોગ્ય પ્રવેશ આપ્યોછે.

મ્હારી વ્યવસ્થામાં એ temperamentના વ્યાપારને પ્રસંગ જ નથી મળ્યો. આ કારણથી સ્વરો બધાએ ( શ્રુતિયો સહિત ) સ્વાભાવિક સ્વસ્થાને રહી મધુરતાનું તત્ત્વ શુદ્ધ રહેછે. અને રા. બર્વેની શ્રુતિયોનાં મંડળોમાં એ તત્ત્વ કથળેછે. એમ શઙ્કા કોઇ કાઢે કે temperamentને પ્રવેશ ના આપવાથી સ્વરો વચ્ચેનાં અન્તરો જે લગભગ સરખાં થવાં ઇષ્ટ છે તે લાંબાં ટૂંકાં રહેશે. પરંતુ આ અનિષ્ટતા નથી. અન્તરો લાંબાં ટૂંકાંથી પરિણામ એટલું જ આવે કે પિયાનો જેવા વાદ્યમાં આંગળિયોને ફરી વળતાં અગવડ પડે. પરંતુ તે થાય તોપણ ૧૨ સ્વરોની યોજનામાં; ૨૨ શ્રુતિ થવાથી એ અંતરો ટૂંકાં થઈ જઈ લાંબા ટૂંકાપણામાં બહુ ઘટાડો થવાનો એટલે એ અગવડ ટળવાની. તેમ જ તારનાં વાદ્યોમાં એ અગવડને પ્રસંગ જ નથી. હેમાં તો સુસાધ્યતા છે. વળી આ અગવડ મ્હોટી નથી; આ અગવડની આગળ સુસ્વરતાનો ભોગ આપવો એ વાજબી નથી. માટે temperamentને પ્રવેશ ના આપનારી વ્યવસ્થા તે જ સુસ્વરતાયુક્ત અને શ્રેષ્ઠ ગણાય. અને તે રીતે મ્હેં બતાવેલી ૨૨ શ્રુતિમાળા જ શ્રેષ્ઠ બનશે.

(ઘ) ત્રિકસંવાદ મુખ્યરીતે major triadનો જ છે. તે પાછળ બતાવ્યા પ્રમાણે—

स ग प — એ ત્રિકોમાં સંભવે.<br>
प नि रि̍<br>
અને म ध स̍ — એ સંવાદમાં ૪:૫:૬ નું પ્રમાણ આવવું જોઇયે, તે ક્યહારે સંભવે?

स=૧ ( स̍=૨ ) रि=૯/૮ ( रि̍=૯/૪, ) ग=૫/૪,<br>
म=૪/૩, प=૩/૨, ध=૫/૩, અને नि=૧૫/૮

એમ હોય તો. હવે મ્હારી ૨૨ શ્રુતિમાં આ સર્વે પ્રમાણો છે, એટલે આ મહાત્રિકનો સંવાદ સર્વત્ર આવશે. એટલું જ નહિં, પણ એ શ્રુતિમંડળમાં ૮૧/૮૦ નું પ્રમાણ બધે સચિત હોવાથી, પ્રત્યેક મુખ્ય સ્વરની આસપાસની શ્રુતિયોને યથાક્રમ લેઇશું તો હેમાં પણ ઉપરનો મહાત્રિકસંવાદ આવશે.

રા. બર્વેની ૨૨ શ્રુતિયોમાં म ( તીવ્ર )=[illegible] નહિં પણ [illegible] છે; रि=૯/૮ નહિં–પણ [illegible] છે; नि=૧૫/૮ ને બદલે [illegible] છે; અને ध=૫/૩ ને બદલે [illegible] છે;–આ કારણથી ઉપરના

એકે ત્રિકમાં ૪૫૬ નો સંવાદ નથી સધાતો આમ છે તો બીજી શ્રુતિયોમા તો ક્યાથી જ સબને ?

હેમની ૨૪ શ્રુતિયોમા નિ=$\frac{3}{2}$ છે તેથી ધ નિ રિ વાળા ત્રિકમા મહાત્રિકસવાદ નહિં સધાય બીજાં એમા સધાશે

લઘુત્રિક (minor triad) માટે ગ=$\frac{6}{5}$, નિ=$\frac{6}{5}$ અને ધ=$\frac{8}{5}$ જોઇયે મ્હારી ૨૨ શ્રુતિમા આ છે તેથી તે સવાદ પણ સધાશે ા બર્નની ૨૨ શ્રુતિમા ધ કોમળ $\frac{8}{5}$ ને બદલે $\frac{3}{2}$ છે તેથી મ ધ સ ના ત્રિકમા એ લઘુ સવાદ નહિં સધાય હેમની ૨૪ શ્રુતિમા પણ કોમળ ધ $\frac{8}{5}$ ને બદલે $\frac{3}{2}$ છે તેથી એ મ ધ સ ના ત્રિ મા લઘુ સવાદ નહિ સધાય

પરતુ ા બર્વેએ ૨૪ શ્રુતિમા ત્રિકસવાદ હેમના પરિશિષ્ટ ૨ ના ૮ મા કોઠામા બતાવ્યા છે—સ્વરૈક્ય (હાર્મોનિક ટ્રાયડ) એમ સધાશે મૂકીને–તે સવાદ ના સ્થળો છે તેમ કોઇને લાગે પણ એ કોઠામા જે ૧૩ ત્રિકો બતાવ્યા છે તે હેમના જ ૨૪ શ્રુતિમ ગનાં પ્રમાણો મળી ગણતરી કરતા જણાશે કે—

એ ૧૩ ત્રિકમાથી—
માત્ર ૪ ત્રિકોમા ૪૫૬ નો સબન્ધ દેખાય છે

૩ ત્રિકોમા નિ=$\frac{15}{8}$ અને ધ=$\frac{5}{3}$ એમ વાસ્તવી પ્રમાણ લઇયે તો જ ૪૫૬ નો સબન્ધ સધાય છે

* ૧ ત્રિકમા વચનો નિ છે ($\frac{9}{5}$) તેહેને બદલે $\frac{7}{4}$ એટલે ઊન $\frac{1}{6}$ નો માટ નવીન સ્વર લઇએ તો ૪૫૬ સધાય એમ છે,

*અને બાકીના ૫ ત્રિકોમા તો કોઇ પણ સવાદક પ્રમાણની આશા જ નથી હાર્મોનિક પ્રમાણ જ ટેમા જણાતા નથી

છે. કેમકે હેમનાં ત્રિકોમાં એકધારાં પ્રમાણ છે જ નહિં; બધાંમાં જુદાં જુદાં છે. તેમ જ 'મેજરટ્રાયડ' વગેરે નાદશાસ્ત્રનાં નામ વાપરવાં અને વસ્તુ જુદી જ ઊપજાવવી એ વાજબી નથી.

(ङ) **स-प** ભાવ સંબન્ધની બાબતમાં ત્રણ શ્રુતિમંડળ સરખાવતાં પણ મ્હારી ૨૨ શ્રુતિની વ્યવસ્થા અલ્પતમ ક્ષતિવાળી નીવડેછે.—

સંગીત પારિજાતમાં—

षड्जपञ्चमभावेन षड्जे ज्ञेयाः स्वरावुधैः ॥

( રા. બર્વેના નિબન્ધનું પૃ. ૩૮ )

એમ ૧૨ સ્વરોમાં **स-प** ભાવ કહ્યોછે તેમ જ ૨૨ શ્રુતિમાં પણ એ સંબન્ધ પ્રવર્તતો કહ્યોછે;—

षड्जपञ्चमभावेन श्रुतीर्द्वात्रिंशानि जगुः ।

( રા. બર્વેનો નિબન્ધ પૃષ્ઠ ૪૦. )

તો જે વ્યવસ્થામાં આ સંબન્ધ વધારેમાં વધારે જણાય તે જ શ્રુતિમંડળ સારું ગણાય.
ત્યારે ગણતરી ગણી જોતાં જણાયછે કે મ્હારી ૨૨ શ્રુતિયોમાં—સામાન્ય રીતે સર્વત્ર ૩/૨ નો સંબન્ધ જડેછે (**स-प** ભાવ તે ૧: ૩/૨ જ છે) માત્ર નીચેનાં સ્થળોમાં ફરક કાંઈક આવેછે:—

(૧) ૨૭/૨૫, ૯/૮ અને ૭૫/૬૪ ના ૩/૨ ગણા ૮૧/૫૦ ૨૭/૧૬ અને ૨૨૫/૧૨૮ થશે; તે ૨૨ શ્રુતિમાંના ૮/૫, ૫/૩ અને ૧૨૫/૭૨ કરતાં ૮૧/૮૦ નાં અંતર જેટલા જ ચઢતા છે. અને रि-ध વચ્ચે સંબન્ધ ૩/૨ કરતાં આટલો ચઢતો છે તે અપવાદરૂપ સ્થિતિ વિશે આગળ ચર્ચા કરીશું એટલે આ સ્થિતિમાં દોષ નથી એટલું જ અહિં કહેવું બસછે. એટલુ ઉમેરીશું કે ૮/૫, ૫/૩ અને ૧૨૫/૭૨ એમ સ્વરો સ્વીકારતાં એ સ્વરોના દોઢા પ્રમાણમાં જે સ્વરો આવેછે તે ૬/૫×૨, ૫/૪×૨, ૧૨૫/૯૬×૨ એ ત્રણ પ્રકારના **ग** (તાર સપ્તકના) બરોબર આવી રહેછે;—એટલે આ ત્રણ પ્રકારના **ध** ૮૧/૮૦ જેટલા ચઢતા રાખવામાં એકંદર સુસ્થિતતા જ છે.

(**रि-ध** ને બાધારે જ આસપાસના બન્ને સ્વરો છે તેથી આ ત્રણ ફરક ના ગણતાં એક જ ગણ્યોછે, )

અહિં એટલું યાદ રાખવાનું છે કે પ્રાચીનસંગીતશાસ્ત્રકારોએ આ સંવાદ જોયાછે તે નાદશાસ્ત્રના નિયમો લાગૂ પાડીને નહિં, પરંતુ કર્ણપરીક્ષાથી જ. હેમનો સંવાદ આખરે કર્ણ-સંવાદ જ છે. તેથી આ रि-ध વગેરે વચ્ચે ૩/૨ ના સંબન્ધમાં જે ૮૧/૮૦ જેટલો અલ્પતમ

તફાવત આવેછે તે ઉપેક્ષાવિષય થાય એ અસંભવિત નથી અને નાટ્યશાસ્ત્રના બીજા ધોળો—major tonesનો મવા૦ વગેરે—ની પરીક્ષાથી આગના ક્રમવાળી શ્રુતિયો જ છે કે એમને આ ક્રમ તે દૂષણરૂપ નથી થતો.

(૨) [illegible] ના દોરા પ્રમાણે આવનારી શ્રુતિ $\frac{135}{64}$ તે મધ્ય સપ્તકમાં $\frac{135}{128}$ થાય આ [illegible] અને [illegible] ની વચ્ચે આવશે [illegible] ની નવી શ્રુતિ ઉમેરવાથી આ વિલક્ષણ પરિણામ આવે જ, હેને પ્રતિરૂપ શ્રુતિના જડે એ નવાઈ નથી તેમ [illegible] ક્રાન્તુ શ્રુતિ છતાં બીજે છેડેથી સંબન્ધ જોઈશું તો $\frac{15}{8}\times\frac{3}{4}$ તે $\frac{45}{32}$ અર્થાત્ તારસપ્તકનો [illegible] જ આવેછે, એટલે આ એક રીતે દૂષણ નથી

(૩) $\frac{9}{5}$ નો $\frac{3}{2}$ તે $\frac{27}{10}$ થાયછે આ તાર સપ્તકમાંથી મધ્યમાં લાવતાં $\frac{27}{20}$ થઈ, મ ($\frac{4}{3}$) કરતાં $\frac{81}{80}$ જેટલો ચઢતો છે

(૪) [illegible] નો $\frac{3}{2}$ તે [illegible]—આ સ્થિતિ માટે થોડો ખુલાસો છે જ. [illegible] નો [illegible] તે મ કરતાં [illegible] ચઢતો આવ્યો એમને હેને પરિણામે જ તે પછીના સ્વરો જરાજરા ચઢતા સ્થાનમાં બેસવાના, તેથી જ આ નવું સ્થાન અહિં ઉદ્ભવ પામ્યું છે

ના બર્વની ૨૨ શ્રુતિમાં સ–પ સંબન્ધ મેળવીશું તો—

[illegible], અને [illegible] એ તેર શ્રુતિના દોરા પ્રમાણની શ્રુતિયો હેમની વ્યવસ્થામાં કોઇ સ્થળે જડતી નથી. અને જે ફરક આવેછે હેનું શાસ્ત્રીય સમાધાન પણ નથી મળતું માત્ર એમનું જ મળેછે,—$\frac{9}{5}\times\frac{3}{2}=\frac{27}{10}$ તે $\frac{27}{20}$ નો દ્વિગુણ, અને તે $\frac{4}{3}$ કરતાં $\frac{81}{80}$ ચઢશે અને [illegible] તે [illegible] નો દ્વિગુણ એ [illegible] નાટ્યશાસ્ત્રની વ્યવસ્થામાંની શ્રુતિ છે તેથી તે પણ બાદ કરીશું તોપણ ૧૧ શ્રુતિયો કઢંગી અને ખુલાસા વિનાની રહેછે

ના બવની ૨૪ શ્રુતિમાંના લક્ષ્ય હેમાં દોરા પ્રમાણની શ્રુતિયો મૂકીશું તો [illegible], અને [illegible] એ ૧૪ શ્રુતિયોની [illegible] ગણી શ્રુતિયો હેમના ૨૪ શ્રુતિમંડળમાં નથી જડતી અને [illegible] તે [illegible] કરતાં [illegible] ચઢતો છે, ને [illegible] તે [illegible] કરતા [illegible] ચઢતો છે, અને [illegible] તે સાચી ૨૧ શ્રુતિમાં F sharp ને સ્થાને આવેછે, એટલે આ ત્રણના સમાધાન કાંઈક છે તે બાદ કરતાં ૧૧ શ્રુતિયો માટે શાસ્ત્રીય સમાધાન નથી,—અને સ્થાન તો નથી જ

આ ધોરણે પણ ના બર્વની ૨૨ તેમ જ ૨૪ શ્રુતિની વ્યવસ્થા દૂષિત ઠરેછે

( અપૂર્ણ )

નરસિંહરાવ ભોળાનાથ.

# " જોઇયે છિયે "

આ જાહેર ખબર નથી.—" સાહિત્ય અને વાર્તા " નામના માસિકના પ્રથમ ( તેમજ દુર્ભાગ્યે અન્તિમ ) અંકમાં—ઈ. સ. ૧૯૦૮ ના જુલાઈના અંકમાં—આ વચન વિશે ભાષાશુદ્ધિ સંબન્ધે મ્હેં ચર્ચા કરીને એમ બતાવવાનો પ્રયત્ન કર્યો હતો કે ' જોઇયે છે ' એમ હાલ કેટલેક સ્થળે પ્રયોગ જોવામાં આવેછે તે ઠીક નથી, ' જોઇયે છિયે ' એ પ્રયોગ ઇષ્ટ છે, અને એ પ્રયોગ બહુભાગે પ્રચલિત છે. જે વસ્તુ જોઇતી હોય તે માટે આપણે શોધ કરિયે, જોઇયે, માટે તે વસ્તુ " જોઇયે "—તે આપણને જોઇયે;—એમ ' જોઇયે ' હેવું ન્યૂનરૂપ ક્રિયાપદ થઈ ગયું; અને તેથી સામાનાધિકરણ્ય સાચવનારૂં રૂપ ' છિયે ' એ જ હેની સાથે જોડાય; ' છે ' એમ કરતાં ' જોઇયે 'નું ઊંડુ સ્વરૂપ પ્રથમપુરુષ બહુવચનનું હોઈ ' છે ' તે તૃતીયપુરુષ એકવચન હોવાથી, સામાનાધિકરણ્ય તૂટેછે; એમ સવિસ્તર ચર્ચાથી મ્હેં એ લેખમાં બતાવ્યું હતું; અને મરાઠી पाहिजे, હિન્દી चाहिये, સિંધી घुर्जे, એમ અન્યભાષાઓમાંના એ અર્થના શબ્દોનાં વ્યાકરણસ્વરૂપના સામ્યથી પણ મ્હારી કલ્પનાને પુષ્ટિ બતાવી હતી.

આજ એ લેખની પૂર્તિમાં એક વાત નોંધવાની આવશ્યકતા જણાયછે. કોઇ એમ શઙ્કા કાઢે કે ' જોઇયે ' એ મૂળમાં તો ' જોવું ' ધાતુના પ્રથમ પુરુષ બહુવચન ઉપરથી ઉત્પન્ન થયેલું તે માટે વાદ નથી; પરંતુ એ શબ્દે ક્રિયાપદનું રૂપ તજી રૂઢિબળે અવ્યયનું જ રૂપ સ્વીકાર્યુંછે. તેથી પછી હેની સાથે ' છિયે ' જ જોઇયે એમ આગ્રહની જરૂર નથી, ' છે ' આવ્યાથી સામાનાધિકરણ્ય તૂટવાનો પ્રસંગ જ જતો રૂહેછે. આ શઙ્કા પ્રથમદર્શને અર્થયુક્ત અને સબળ ભાસેછે. પરંતુ જરાક ઊંડા ઊતરિયે. " મ્હારે ચોપડી જોઇયેછે ",—એમ કહેવામાં ' છે ' નો કર્તા તો ' ચોપડી ' છે જ, અને ' જોઇયે ' હેને અવ્યય ગણીશું તો વાક્યમાં હેનો સંદર્ભ શી રીતે બેસશે? ' છે ' ક્રિયાપદનું હેને વિશેષણ ગણી અવ્યય ગણાય એમ ઉત્તર વખતે મળે. પરંતુ વાક્યાર્થ તપાસતાં ' જોઇયે ' એ ' છે 'નું વિશેષણ છે ખરું? ' જોઇયે ' નો અર્થસંબન્ધ તો ' ચોપડી ' સાથે વિશેષ છે. ' ચોપડી ' ને એ કોઇક રીતે વિશિષ્ટ કરેછે; તો એ અવ્યય હોઈ ' ચોપડી ' નામનું વિશેષણ છે એ કલ્પના વ્યાકરણશાસ્ત્રને અસંમત જેવી જણાશે. ' જોઇયે ' હેને ન્યૂનરૂપ ક્રિયાપદ ગણતાં બધી અડચણ જતી રૂહેછે. ક્રિયાપદ તે કર્તાને વિશે વિધાન કરીને એક પ્રકારની વિશિષ્ટતા આપેછે; ' ઘોડો ચાલેછે '—એ વાક્યમાં ' ચલન ક્રિયાવાન્ ઘોડો ' એમ વિશેષણકાર્ય ( નૈયાયિક મતે ગમે તો, પણ એક રીતે ) સિદ્ધ થાયછે. તો ક્રિયાપદ તરીકે ' જોઇયે ' ને સ્વીકારી હેને ન્યૂનરૂપ ગણવામાં સુઘટિતતા આવશે. ન્યૂનરૂપ ક્રિયાપદો સર્વ ભાષાઓમાં સુવિદિત છે.

મ્હેં મ્હારા મૂળ લેખમાં કાનડી ભાષાના બેકુને અવ્યય કરી બતાવ્યોછે તે ખરું. પરંતુ એ સર્વ રીતે અવિકારી જ રૂહેછે, તેથી એ જુદો પ્રકાર છે. હેને અવિકારી વિશેષણ કહિયે તો પણ ચાલે. બેકુની જોડે ओगुत्तदे ( =છે ), आगित्तु ( =હતું ), आगीतु ( =થશે )

એમ લાગી કામ ચાલેછે. મેત્રાયુત્તરે વગેરે થાયછે ત્હાં જે સંધિ થાયછે તે તો વાક્ય-સંધિ જ છે; પદસંધિ નથી. 'જોઇયે' ઉપરથી 'જોઇશે,' 'જોઇતું' હેમાં તો પદસંધિ જ થઈ રૂપાન્તર થાયછે; એટલે ન્યૂનરૂપ ક્રિયાપદના જ પ્રકાર છે. 'જોઇયે'ને વંકુની પેઠે અવિકારી વિશેષણ પણ નહિં ગણાય, કેમકે 'જોઇશે', 'જોઇતું' વગેરે રૂપાન્તર હેનાં થાયછે.

પણ વળી એક શઙ્કા છે. મ્હારા મૂળ લેખમાં—"'જોઇયે' અવ્યયવત્ અથવા ન્યૂન-રૂપ," "ન્યૂનરૂપ—કાંઇક અવ્યય જેવું રૂપ—બની જઈને,"—એમ 'જોઇયે' વિશે મ્હેં ઉચ્ચારણ કર્યાંછે. તો હવે હેને અવ્યય નહિં એમ કહેવાને હું તૈયાર કેમ થયોછું? ઉત્તર એટલો જ કે મૂળ લેખમાં અવ્યય જ એમ મ્હે નથી કહ્યું; '**અવ્યયવત્**' અને '**કાંઇક અવ્યય જેવું**',—એમ માત્ર ઉપલક્ષણ કર્યુંછે; તે પૂર્ણ ક્રિયાપદ જેવાં બધાં રૂપાન્તરો નથી થતાં એટલું દર્શાવવાને માટે જ; તેમ જ પ્રથમપુરુષ બહુવચનનું મૂળમાં રૂપ હોઈ 'જોઇયે' તે તૃતીય પુરુષના એક વચનના કર્તા સાથે અન્વિત થાયછે ત્હેનું સમાધાન બતાવવાને. બાકી હેને ન્યૂનરૂપ ક્રિયાપદ સ્થાપવા તરફ જ મ્હારી મુખ્ય ગતિ હતી.

'જોઇયે'નું ભવિષ્યકાળનું રૂપ 'જોઇશે' વર્તમાન કૃદન્ત 'જોઇતું', એમ થવામાં જેમ 'કરે', નું 'કરશે' 'કરતું' તેમ જ 'જોઇયે'માં 'જોઇ' એ અંશ ક્રિયાધાતુ જેવો કલ્પાઈ 'જોઇશે', 'જોઇતું' એ રૂપ થયાં એમ માનવાને કશો બાધ જણાતો નથી. અહિં 'જોઇયે'નું વ્યુત્પત્તિમૂલક સ્વરૂપ—પ્રથમપુરુષ બહુવચનનું—અલબત લુપ્ત જ થઈ જાયછે. એ 'જોઇ' એમ મૂળ ધાતુનો ભ્રમ; તે રૂઢિનું ચમત્કારજનક પ્રાબલ્ય, વગેરેનું જ પરિણામ ગણાશે.

બીજું;—'જોઇયે' હેને અવ્યય ગણીશું તો 'જોઇશે', 'જોઇતું' એમ યથાક્રમ ભવિષ્યકાળ અને વર્તમાન કૃદન્તનાં રૂપ શી રીતે સંભવશે? 'જોઇયે' અવ્યય જ થયો તો ત્હેને રૂપાન્તર સ્વરૂપાસિદ્ધ બનેછે; અને કદી સંભવે એમ કલ્પિયે તો 'જોઇયે' માંનો 'યે' (પ્રત્યયભાગ) જતો રહીને ભવિષ્યકાળનો 'શે' અને વર્તમાન કૃદન્તનો 'તું' લગાડવામાં વળી બીજું વૈષમ્ય ઉત્પન્ન થાયછે. ક્રિયાપદ ન્યૂનરૂપ—ગણતાં તે વૈષમ્ય નહિં નડે; કેમકે ક્રિયાપદ થયું એટલે એક પ્રત્યયનો ભાગ જાય, બીજો લાગે, એમ વિધિ થાય જ.

આ કારણોથી 'જોઇયે' એ ન્યૂનરૂપ ક્રિયાપદ જ ગણવું ઉચિત લાગેછે; અને એ સ્વરૂપદર્શનમાં જેમ સત્યછે તેમ લાઘવ પણ છે. અને તેમ થયું એટલે 'છે'ને બદલે 'છિયે' એ પ્રયોગ જ—મ્હેં સામાનાધિકરણ્ય વગેરે કારણો બતાવ્યાંછે ત્હેને યોગે—વાજબી જણાયછે.

રત્નાગિરિ જિલ્લો.
તા૰ ૧૭-૧૧-૦૪.

**નરસિંહરાવ ભોળાનાથ.**

---

# ' શું ' ની વ્યુત્પત્તિ.

આ વિશે સં. ૧૯૬૨ ના કાર્તિકના તેમજ સં. ૧૯૬૩ ના ફાલ્ગુનના ' વસન્ત 'માં મ્હેં ચર્ચા કરી कीदृशम् ઉપરથી ' શું ' શબ્દની વ્યુત્પત્તિ બતાવી હતી. હેમાં એક ક્રમમાં પ્રવર્તતા ઉત્સર્ગ વિશે કાંઇક સુધારો કરવાની જરૂર જણાયછે. कीदृशं—પ્રા. कीरिसं-પ્રા. ગુજ. કિસિઉં—કશું—કશું—શું—એમ ક્રમ બતાવેલો તે તો બરોબર છે. પરંતુ ' કશું ' ના આરમ્ભના ' ક 'નો લોપ ' અસ્વરિત પ્રથમશ્રુતિ ( syllable ) નો લોપ થાયછે, એ ઉત્સર્ગથી ઉપજાવ્યો હતો તે જરાક સંદેહવિષયછે. પ્રથમ તો એ ઉત્સર્ગનાં ઉદાહરણોમાં આરમ્ભના સ્વરનો જ લોપ થતો જણાયછે. बुभुक्षा ઉપરથી ' ભૂખ ' ઉપજાવતાં ' બુ ' નો લોપ પણ એ ઉત્સર્ગનું ઉદાહરણ નથી તે હું સં. ૧૯૬૩ ના ફાલ્ગુનના અંકમાં બતાવી ચૂકયોછું.

બીજી શંકા એ છે કે ' કશું ' માં પ્રથમ શ્રુતિ હેવી અસ્વરિત લાગતી નથી.

આ કારણથી ' કશું ' માંના ' ક ' નો લોપ થવામાં બીજો ઉત્સર્ગ પ્રવર્તતો હોવો જોઇયે. તે ઉત્સર્ગ નીચે પ્રમાણે છેઃ—

"સંસ્કૃત પ્રાકૃતમાંથી ગુજરાતીમાં આવતાં કવચિત્ શબ્દમાંના વ્યંજનનો નાશ થાયછે".

અહિં ' વ્યંજન ' શબ્દમાં કવચિત્ સસ્વર વ્યંજન (આખી વર્ણશ્રુતિ ) નો સમાવેશ થાયછે.

ઉદાહરણ:—

| સં. | પ્રા. | ગુજ |
|---|---|---|
| दक्षिणः | दाहिणो | ડાહ્યો |
| आश्विन | अस्सिणो | આસો |
| सुलक्षणः | सुलक्खणो | સખણો |
| उदासीनः | उदासीणो | ઉદાશ |

निमन्त्रणम्—( સાક્ષાત્તદ્દ્ભવ )—નોતરું

ઇત્યાદિ.

આ ઉત્સર્ગ પ્રમાણે ' કશું ' માંના ' ક ' નો લોપ થયો હશે એમ લાગેછે. ઉપરનાં ઉદાહરણોમાં અને ' કશું ' માં ભેદ એટલો જ છે કે એ બધાંમાંનો અનાદિ વ્યંજન લુપ્ત થયોછે, અને અહિં આદિ વ્યંજન લુપ્ત થાયછે. વળી જેનું અપ્રાધાન્ય હોય હેનો જ લોપ

# નાતભાઇઓની એક બીજા પ્રતિ ફરજો.

(અનુસન્ધાન પૃ૪ ૪૮ થી.)

૫. "રાજદ્વારે"—રાજદ્વારમાં બંધુકૃત્ય કરે તે બાંધવ. રાજદ્વાર એટલે રાજાનું દ્વાર. રાજ્યદ્વાર લઇએ તો રાજ્યનું દ્વાર. રાજાનું કે રાજ્યનું કાર્ય કરવામાં બંધુકૃત્ય કરે, મદદ કરે, તે બાંધવ. નાતનો એક માણસ રાજદરબારમાં અધિકારે ચઢે કે તેની સાથે તેના નાતભાઇઓ નહાના મોટા અધિકારો મેળવે; એક માણસ પાંચ પંદર વર્ષે સુબો, કે દિવાન, કે મહેસુલી અધિકારી, કે ન્યાયાધીશ, કે ખજાનચી, કે ખાનગી કારભારી થવા પામે કે તેના નાતભાઈઓમાંના સંખ્યાબંધ પોતપોતાના ગજા પ્રમાણે રાજ્યની નોકરીમાં દાખલ થવા પામે; લશ્કરી નોકરીમાં તો જે કોઈ માણસ પાંચ કે પાંચ હઝાર જેટલા સિપાહી કે ઘોડે સવારોનો ઉપરી નીમાય, તે પોતાની ટુકડીના બધા જ માણસો બનતાં સુધી પોતાની જ નાતના પસંદ કરે, અને કિલ્લો સાચવવાની, કે પ્રાન્તમાં જાપતો રાખવાની, કે સરહદ ઉપર થાણું બાંધી પડાવ કરવાની, કે દુશ્મન સામે લડવાની જે કંઈ કામગિરી તેને સોંપવામાં આવે, તે એ પોતાના નાતભાઇઓના બાહુબળ વડે બજાવે; અને તમામ દાખલાઓમાં આગેવાન માણસ જે જે જય પરાજય મેળવે તે તેની સાથે કામમાં જોડાયેલા તેના નાતભાઇઓમાં વત્તા ઓછા પ્રમાણમાં વહેંચાઈ જાય. આ આપણા દેશની પરાપૂર્વથી ચાલી આવેલી રીત હતી. અને સાપ જાય ને લીસોટા રહે તે ન્યાયે હજી પણ આપણા દેશની જુદી જુદી જાતો અને નાતોનાં કેટલાંક રોળાંઓમાં નાતભાઇને હદ ઉપરાંત અને ગેરવ્યાજબી રીતે પણ લાભ આપવાનું વલણ માલુમ પડે છે. નાતભક્તિની આ અવળી બાજુને, આ clannishnessને હવે આપણે નાપસંદ ગણીએ છીએ, અને અવગુણમાં લેખીએ છીએ. અને હાલના સમાની અનેક ક્રમબદ્ધ સુવ્યકત અંગોની વ્યવસ્થિત રાજ્યપદ્ધતિમાં ખરો અધિકાર અને તેના સદુપયોગ દુરૂપયોગનું જોખમ સેંકડો અધિકારીઓના લશ્કરને મરતકે જે મુઠીભર માણસો હોય છે તેમનામાં જ સમાઈ રહે છે, તેમના હાથ નીચેના અસંખ્ય અમલદારોને તો માત્ર બાંધેલા ધોરણે ચાલ્યા કરવાનું હોય છે, એટલે તેમનામાં અમુક અમુક જાતની કેળવણી અને એવી કેળવણીના સામાન્ય રીતે સહચારી ગુણો ઉપરાંત ખાસ ગુણોની કે ખાસ વિશ્વસનીયતાની જરૂર ન હોવાથી, નાતભક્તિના અતિયોગ વિષેનો આપણો હાલનો અભિપ્રાય હાલના સમય માટે યોગ્ય જ છે. પણ આગલો સમય ઘણો જુદો હતો. અને આપણા શ્લોકના આ ખંડમાં આપણે નાતભક્તિની સવળી બાજુ જોઈ શકીએ છીએ. જે કાળે સુવ્યવસ્થિત રાજ્યપદ્ધતિ ન હતી, અધિકાર વિભાગ ન હતા, કાયદાની કે ન્યાયની ચોખવટ ન હતી, નોકરીની સ્થિરતા નહતી, રાજા કે ઉપરીના ઘડી ઘડીના તુરંગ આગળ ગમે તેવા મોટા હોદ્દાના પણ તાબેદાર માણસને બચવાનું કે ન્યાય મળવાનું પણ સાધન ન હતું, અને સામાન્ય પ્રજાજનની ગણતરી જ નહતી, જે કાળે અધિકારની નીસરણી ઉપર ગમે તે પગથિયે પગ ઠરવા પામે કે તુરત કોણ જાણે કેટલેયે અધિકાર અને તેની સાથે જ કોણ જાણે કેટલુંયે જોખમ પ્રાપ્ત થતાં, તે કાળે દરેક અધિકારીને, રાજદ્વારમાં દાખલ થવા પામનાર દરેકને, ખરાં અંગનાં માણસો

વગર છુટકો જ ન હતો, તેને સોંપેલું નહાનું મોટું કાર્ય બજાવવા માટે થોડાં વત્તાં વિશ્વસનીય માણુસોની સંપૂર્ણ કુમક વગર તેને ચાલતું જ નહીં, અને એ માણુસો તે તેના નાતભાઇઓ જ હતા. વળી એ સમયમાં બધાં મેળવી શકે એવી સામાન્ય કેળવણી પણ નહતી. નાતેનાતની કેળવણી, નાતેનાતના ગુણ દોષ, નાતેનાતની આદતો, વગેરેમાં ભેદ હતો, એટલે નાતેનાતની યોગ્યતા પણ જુદી હતી; અને રાજા કે ઉપરી અમુક નાતના એક માણુસને અમુક કામ સોંપે તેમાં તેની યોગ્યતા જોઇને પસંદગી કરવામાં આવેલી હોય, તો એવા કામમાં મદદ કરનારા ઉત્તમ માણુસો એને પોતાની નાતમાંથી જ મળી આવે, એમ હતું. દેશના કોઈ ભાગમાં વર્ષો સુધી એક જાતનું કામ એક નાતના હાથમાં રહ્યું હોય, તો તે નાતના લોકો એક સંપ થઈ જતા, અને રાજા ગમે તેવાં ફાંફાં મારે તો પણ બીજી નાતના કોઇને પણ પછી એમાં પગપેસારો કરવા જ ન દેતા, એમ પણ થતું+

---

+ 'રાજદ્વારે,' 'શત્રુવિગ્રહે,' 'રાજ્યવિપ્લવે,' એ ત્રણમાંથી જેનો ગણવો હોય તેનો ગણાય એવો એક મોટો દાખલો સો દોઢસો વર્ષ ઉપર જ કચ્છના ઇતિહાસમાં બનેલો કહેવાય છે. ગુજરાતના સુબા સરબુલન્દખાન અને મોરબીના કહાનજીએ કચ્છ ઉપર ઈ. સ. ૧૭૨૮–૯ માં ચઢાઈ કરી ત્યારે રાવ દેશળજીને તેમને હંફાવી પાછા કહાડવામાં મુખ્ય મદદ કરનાર લુવાણા જ્ઞાતિનો શેઠ દેવકર્ણ નામનો રાવની માનીતી રાણીનો ખાનગી કારભારી હતો. રાવે તેને દિવાન બનાવ્યો, અને દેવકર્ણે ખેતી તથા વેપારને ઉત્તેજન આપીને, અને લુંટારા તથા ચાંચીઆઓનો નાશ કરીને કચ્છનો મુલક આબાદ કર્યો. પણ રાવના પાટવી લખપતજી ઉર્ફે લાખાજી સાથે તેને ખેબનાવ થયો. લખપતજીએ ઈ. સ. ૧૭૩૮ માં દેવકર્ણનું ખુન કરાવ્યું. ઈ. સ. ૧૭૪૧ માં ઘરડા રાવને કેદ કરી પોતે ગાદી નશીન થયો, અને તેને પોતાની સત્તા જામેલી લાગી એટલે ઈ. સ. ૧૭૪૬ માં દેવકર્ણના પુત્ર પૂંજા શેઠને દિવાનગિરી પરથી બર તરફ કર્યો. રાવના નવા દિવાન રૂપસીશા નામના વાણિયાએ પાંચેક આગેવાન લુવાણાઓને રીબી રીબીને માર્યા અને તેમની લાખો રૂપિયાની મિલકત જપ્ત કરી. આથી રાવને અને લુવાણાઓને તેમ લુવાણાઓને અને વાણિયાઓને વિરોધ શરૂ થયો. ઈ. સ. ૧૭૫૦ લુવાણાઓને લાગ મળ્યો અને તેમણે વાણિયાઓ ઉપર કેર વર્ત્તાવ્યો. દશ વર્ષે પછી રાવ ગોડજી ગાદીએ આવ્યો. તેણે પૂંજા શેઠ તરફ કૃતઘ્ન વર્તણુક ચલાવી એટલે પૂંજો સિંધનો દિવાન ગિદુમલ લુવાણો હતો તેને મળી ગયો અને સિંધના ગુલામ શાહ કલ્હોરાએ કચ્છ ઉપર ચઢાઈ કરી. રાવ નમી ગયો અને પૂંજાને પાછો દિવાન નીમ્યો. પણ બે ત્રણ વર્ષમાં તેણે તેને ઝેર દીધું. ગિદુમલે નાતભાઇનું વેર લેવાને પાછી ચઢાઈ કરાવી. આ ચઢાઇથી કચ્છને ઘણું નુકસાન થયું. ઈ. સ. ૧૭૭૨–૭૩ માં પૂંજા શેઠના પુત્ર દેવજીને પણ રાવે મારી નખાવ્યો. ઈ. સ. ૧૭૭૮ માં રાવ રાયધન ગાદીએ આવ્યો તેણે પૂંજા શેઠનો વેવાઈ દેવચંદ દિવાન હતો તેને મારી નખાવ્યો અને તે જ વખતે ઘણા આગેવાન લુવાણાઓનાં ઘરબાર લૂટી લીધાં. આ રાવ ગાંડો નીકળ્યો. થોડા સમયમાં જ આખી પ્રજા તેનાથી બે દિલ થઈ ગઈ, અને અંજાર, મુંદ્રા, લખપત, અને બીજા ભાગો લુવાણા, લિયાણા, અને બીજા આગેવાનોની સરદારી હેઠળ સ્વતંત્ર થઈ ગયા. પછી દેવચંદ શેઠના ભાણેજ મેઘજી શેઠે મુખ્ય સરદારોનો એક સંપ કરી ભુજ ઉપર ધસારો કર્યો અને રાવ રાયધનને કેદ કરી તેના ભાઈ

૬.- "વ્યસને—વિપત્તિમાં બંધુકૃત્ય કરે તે બાંધવ. દુર્ભિક્ષની, સ્મશાનની, રાજ્યવિપ્લવની, અને શત્રુવિગ્રહની ખાસ આફતોના બંધુકૃત્યનાં સ્વરૂપ આપણે જોઈ ગયા. રાજ્યદ્વાર અધિકાર મેળવવાના સ્થાન તરીકે ઉત્સવ રૂપ થાય, જોખમ વહોરવાના સ્થાન તરીકે વ્યસન રૂપ થાય, એ પણ આપણે જોયું. એટલે કે "ઉત્સવે વ્યસને ચૈવ યસ્તિષ્ઠતિ સ બાંધવ:" એમ શ્લોકના પહેલા અને ચોથા પાદમાં એનો સામાન્ય અર્થ આવે છે, અને બાકીના બીજા અને ત્રીજા પાદમાં એ સામાન્ય અર્થના વિશેષ દાખલા આપ્યા છે. એ વિશેષ દાખલા આપણે પૂરા કર્યા. હવે આપણે સામાન્ય અર્થ લેવાનો છે કે કોઈ પણ પ્રકારના ઉત્સવ વ્યસન, ચઢતી, પડતી, સુખ, દુઃખ, હર્ષશોકમાં બંધુકૃત્ય કરે છે તે બાંધવ, તે નાતભાઈ, તે ખરો નિકટનો ઓળખીતો અને સુહૃદ. આપણા શ્લોકની વિગતો કાળફેરફારની સાથે ફરી ગઈ છે અને એના એ રૂપમાં સૌ કાળે ઉપયોગી ગણાવી અશક્ય છે. પરંતુ શ્લોકના અર્થનો ગર્ભ આ છે; અને આ સામાન્ય વસ્તુ કાળ ફેરફાર ગમે તેટલો થઈ જાય અને તેની સાથે આપણા સામાજિક જીવનની વિગતો ગમે તેટલી બદલાઈ જાય તો પણ દરેક કાળ ને સંસ્થિતિમાં મનનીય અને બોધક છે. કદાપિ નાતોનાં કુંડાળાં પણ—રોટી વ્યવહાર બેટી વ્યવહારનાં બંધનો પણ—આ ઝમાનામાં તુટી જાય, તો પણ યુરોપમાં જેવી રીતે નાતોની વ્યવસ્થા તુટી ત્યારે તેની જગાએ વર્ગો (classes) ની વ્યવસ્થા થઈ, તેમ આપણા દેશમાં ધારો કે વર્ગવ્યવસ્થા થવા પામે, તો તે કાળમાં પણ આપણા શ્લોકનો આ ગર્ભ—આ સાર એમાંની બંધુત્વની આ ભાવના એવી ને એવી માર્ગદર્શક અને બોધક રહેવાની એ નિઃસંશય.

આફતો ઘણી જાતની હોય છેઃ નહાની કે મોટી, ટુંકી મુદતની કે લાંબો વખત ચાલે એવી. આકસ્મિક અને કમનસીબથી આવી પડેલી કે મૂર્ખાઈ અગર પાપાચરણથી આવી પડેલી. આળસ, અવિચાર, હઠ, કુસંગ, વગેરે મૂર્ખાઈ કે અજ્ઞાનના પ્રકાર ગણી શકાય. લોભ, સ્વાર્થ, ક્રોધ, દ્વેષ, વેરભાવ, વગેરે વ્યભિચાર, અન્યાય, અપ્રમાણિકપણું, કપટ વગેરેની માફક જ પાપના પ્રકાર ગણી શકાય. વળી આકસ્મિક, અજ્ઞાનજન્ય, અને પાપજન્ય એ ત્રણેં જાતની આફતો સાધ્ય હોય તેમ અસાધ્ય પણ હોય. દાખલા તરીકે રોગ; એ અકસ્માત થાય, કે અજ્ઞાનથી થાય, કે પાપથી થાય અને મટે એવો હોય કે ન મટે એવો હોય. કોઈ સંબંધીનું મોત આકસ્મિક અસાધ્ય આફતમાં ગણાય. મૂળની નિર્ધનતા મોટપણે અસાધ્ય અને નહાની ઉંમરમાં સાધ્ય ગણાય; બેંક (bank) તુટતાં કે ધંધા વેપારમાં ખોટ આવતાં એકાએક થતી નિર્ધનતા આકસ્મિક કે અજ્ઞાનજન્ય ગણાય; સટોરિયાને ધંધામાં ગયેલી ખોટ અજ્ઞાનજન્ય કે પાપજન્ય ગણાય. રોગિષ્ઠ, શક્તિહીન, કે ગુણહીન, કે કોઈ રીતે ખામીયુક્ત પતિ, પત્ની, સંતાન, કે નિકટનું સંબંધી આકસ્મિક અસાધ્ય વ્યસન ગણાય. માણસ માણસના પ્રકૃતિ વિરોધ, હિતવિરોધ, અને વિચારવિરોધને લીધે પણ, વ્યસનો અને આફતો ઉત્પન્ન થાય, જે ઘણીયે વાર મોટાં અસાધ્ય રૂપ પ્રકટે. બે પ્રજાઓ વચ્ચેના વિરોધમાંથી ભયંકર ઈર્ષ્યા,

---

રાવ પૃથ્વીરાજને ગાદીએ બેસાડયો. રાવ પૃથ્વીરાજની ઉંમર નહાની હોવાથી બધો કારભાર તેનું મંત્રી મંડળ કરતું. આ "બાર ભાઈની બિરાદરી" ની કારકીર્દિમાંથી ઈ. સ. ૧૭૮૬ માં ફતેહમહમ્મદ દિવાન થયો, જેની કાબેલિયત અને કુનેહથી પચાસેક વર્ષ કચ્છ પાછું શાંતિ મેળવી આબાદ થવા પામ્યું. બ. ક. ઠા.

દ્વેષ અને લડાઇઓ ઉત્પન્ન થાય, અને એવો કોઈ બનાવ અસંખ્ય માણસોને મહાભારત વિપત્તિઓમાં લાવી મૂકે. દક્ષિણ આફ્રિકા ખંડમાં અત્યારે યુરોપીય સંસ્થાનિકો અને હિંદ વગેરે એશિયાના દેશોમાંથી ગયેલાં અગૌર વર્ણના લોકો વચ્ચે વિરોધ ચાલે છે, તેમાં આપણા દરેક દેશભાઈ અને તેના કુટુંબીઓને માથે કેવાં કેવાં વ્યસનો આવી પડે છે।

તમે કહેશો કે વ્યસનોનું આવું સર્વગ્રાહી દિગ્દર્શન સામાન્ય માણસની મતિને માર્ગે દેખાડવાને બદલે ઉલટું મૂઝવી નાખે છે. પરંતુ નીતિ અને સંસારજીવનના વિષયોમાં સર્વગ્રાહી થવું એ જ એક ખરો માર્ગ છે. વ્યવહાર માટે જોઇએ એવો સ્પષ્ટ સિદ્ધાંત સૂઝે કે ન સૂઝે, પણ સર્વગ્રાહી થવાના પ્રયત્નમાં બુદ્ધિ, હૃદય, અને કલ્પના વિકસે છે, દુનિયા જેને ગણતર, શાણપણ, કે ફિલસુફી કહે છે તેનો સંપર્ક થાય છે, અને કર્ત્તવ્યનિષ્ઠ માણસો તેથી વધારે વધારે કર્ત્તવ્યનિષ્ઠ બને છે. એથી ઉલટું એકગ્રાહી, એકદેશી, સંકુચિત દૃષ્ટિને સરલ અને સ્પષ્ટ ભાસના માર્ગ જડે છે ખરા, પરંતુ તેમાંના કેટલા બધા આગળ ચાલતાં, જ્ઞાન અને અનુભવ વધતાં, ખોટા, હાનિકારક, અને અગ્રાહ્ય ઠરે છે।

કુટુંબી, નાતભાઈ, ધર્મભાઈ, અને મ્લેચ્છ એ પ્રમાણે માણસોના વર્ગીકરણનો આપણા પ્રાચીનકાળનો વારસો છે. કુટુંબી, ઓળખીતા, ધર્મભાઈ, દેશભાઈ અને માનવજાતિ એ પ્રમાણે હાલના કાળનું વર્ગીકરણ છે, અને એ વર્ગીકરણમાં ધર્મભાઈ અને દેશભાઇનાં સ્થાન અનિશ્ચિત છે કેમકે દેશ નહાનો હોય અને ધર્મનો વિસ્તાર મોટો હોઈ અનેક દેશોમાં હોય, ત્યાં ધર્મભાઈ કરતાં દેશભાઈ વધારે નિકટ, અને ઉલટી સ્થિતિમાં એથી ઉલટું ગણાય એ સ્વાભાવિક છે. હવે આ બે વર્ગીકરણો પ્રમાણે પ્રાચીન કર્ત્તવ્યબુદ્ધિ અને હાલની વચ્ચે તફાવત છે એ સૌને જાણીતું છે. મ્લેચ્છો પ્રતિ તિરસ્કાર કર્ત્તવ્ય ગણાતો તે હવે આપણે અકર્ત્તવ્ય ગણતાં શીખ્યા છીએ. "વસુધૈવ કુટુંબકં" નો બૌદ્ધ સિદ્ધાંત હવે આપણને સૌને માન્ય છે. વળી દેશભક્તિ અને દેશભાઇઓ તરફ બંધુભાવ એ નવા ઝમાનાની ભાવનાઓ છે. આફ્રિકામાં આપણા લોકો તરફની ત્યાંના ગોરાઓની ગેરવર્તણુકનો આપણે ઉપર દાખલો લીધો છે, એવા રાજકીય વિષયમાં દેશભક્તિ અને રાજકીય બંધુભાવની દૃષ્ટિએ આપણે એમને એમના વ્યસનોમાં અને એવા વ્યસનનો કાયમનો ઉપાય શોધવાના તેમના ન્યાય્ય પ્રયત્નોમાં સહાય થવું જોઇએ. જ્ઞાતિભક્તિ અને જ્ઞાતીય બંધુભાવનો પ્રદેશ એથી ટુંકો છે. એ થોડાં માણસોને લક્ષે છે, પણ તેમ એ થોડાં માણસો આપણાં વધારે નિકટનાં સંગી અને સંબંધી હોવાથી તેમને માટે આપણી લાગણી વધારે ઉશ્કેરાય છે, અને તેમને માટે આપણે માથે વધારે કરવાપણું અને વળી પ્રસંગોપાત્ત નહીં પણ કાયમની જવાબદારી પ્રાપ્ત થાય છે. દેશભાઇઓ કરતાં, જેમ શહેરીભાઇઓ કરતાં, જેમ પોતાના લત્તામાં વસ્તા ભાઇઓ વધારે, તે પ્રમાણે અને મોટી નાત હોય તે કરતાં આપણા જેવી નહાની નાતમાં જ્ઞાતિભક્તિ અને જ્ઞાતીયબંધુભાવ વિશેષ હોવાં જોઇએ, એ પણ દેખીતું છે. વળી પ્રાચીન વિચાર પ્રમાણેના વર્ગીકરણમાં જે સ્થાન નાતભાઇને આપવામાં આવે છે, તે સ્થાન હાલના વિચાર પ્રમાણેના વર્ગીકરણમાં ઓળખીતાને આપવામાં આવે છે. આ પણ બતાવી આપે છે કે બંધુભાવનાં જે કૃત્યો ઓળખીતાઓ તરફ કર્ત્તવ્ય છે તેવાં જ નાતભાઇઓ તરફ કર્ત્તવ્ય છે. જ્ઞાતિ શબ્દનો મૂળ અર્થ

ઓળખીતા જ થાય છે એ હું આગળ ઉપર એક વખતે કહી ગયેલો છું;× બીજી નાતના તો ઓળખાણ થાય અને પરિચયમાં આવે ત્યારે ઓળખીતા થાય, પણ નાતભાઇઓ તો જન્મથી જ આપણા સાથી, સંગી, અને સંબંધી એટલે બધે દરજ્જે છે કે પહેલા મેળાપ વખતે પણ નાતભાઈ હોય એટલે ઘરવટ જેવો સંબંધ પણ કરવો હોય તો થઈ શકે. નાત એટલે રોટી વ્યવહાર અને બેટી વ્યવહારથી પરસ્પર સંબદ્ધ માણસોનું કુંડાળું; અને તેમાં રોટી વ્યવહારના સંબંધ વિષે ઘણી ખરી નાતોમાં પહેલાં જેવી સખ્તાઈ હવે જણાતી નથી, અને હાલ પણ જે છે તે ઝપાટાબંધ ઓછી થતી જાય છે. પરંતુ બેટી વ્યવહારના સંબંધ વિષે હજુ એની એ સખ્તાઈ ચાલે છે. બેટી વ્યવહારમાં પણ બંગાળા અને પંજાબમાં ક્વચિત છુટ લેવાવા માંડી છે, અને ઉત્તર હિંદની કાયસ્થ અને ખત્રી નાતોના સમૂહ પરસ્પર બેટી વ્યવહાર શરૂ કરી કાયસ્થોની એક જ અને તમામ ખત્રીઓની એક જ એમ બે મહાભારત નાતોમાં બદલાઈ જવા માટે મથન કરી રહ્યા છે. આર્ય સમાજના મૂળ પુરૂષ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ને શુદ્ર એમ ચાર નાતો જ રાખવી એવી વ્યાપક આજ્ઞા પણ કરી ગયેલા છે. પરંતુ ગુજરાતમાં હજુ એ પવનનો સુસવાટ આઘેથી જ સંભળાય છે. એટલે નાત શબ્દની ઉપલી વ્યાખ્યા ગુજરાત માટે હજી લગણ ખરી છે. અને એ જ્યાં સુધી ખરી છે, ત્યાં સુધી નાતભાઇઓને ખાસ મિત્રોને બાદ કરતાં ઓળખીતાઓમાં સૌથી વધારે નિકટના, અને દરેક માણસના નિકટના ઓળખીતાઓમાં મોટામાં મોટી સંખ્યા તેના નાતભાઇઓની, એ વ્યાપ્તિઓ હડહડતા નવા વિચારના અને નાતના નામથી જ સુગાય એવા માણસોને પણ સ્વીકારવી પડે એવી છે. અને ન સ્વીકારે તો છુટકો પણ ક્યાં છે? પોતાના

---

× "હાલ આપણે નાત શબ્દનો અર્થ એવો કરીએ છીએ કે હિંદુ વસતીમાં રોટી વ્યવહારનાં અને બેટી વ્યવહારનાં કુંડાળાં પડેલાં છે એ કુંડાળાંની અંદર ઉભેલા તે એક બીજાના નાતભાઈ; બહાર ઉભેલા તે નહીં. રોટી વ્યવહારનાં કુંડાળાં કંઇંક ઝાંખાં છે અને વધારે ઝાંખાં થતાં જાય છે. પણ બેટી વ્યવહારનાં કુંડાળાં હજી એવાં ને એવાં છે. ક્રમને નાતની મર્યાદા એટલે મુખ્યત્વે બેટી વ્યવહારની મર્યાદા એમ કહેવું ખોટું નથી.

પણ આપણો નાત શબ્દ સંસ્કૃત 'જ્ઞાતિ' શબ્દ ઉપરથી આવેલો છે અને એ જ્ઞાતિ શબ્દનો મૂળ એટલે પ્રથમ પહેલો અર્થ તો એટલો જ કે ઓળખીતા.

વેદકાળમાં નાત કે જ્ઞાતિ હતી જ નહીં. ઉપનિષદકાળમાં જ્ઞાતિઓ હતી પણ તે આપણી નાતો નહીં. એટલે કે રોટી-બેટી-વ્યવહારનાં કુંડાળાં પડી ગયેલાં નહોતાં. ગૌતમ બુદ્ધ થયો તે સમય સુધી એટલે ઈ. પૂ. ૫૦૦ સુધી નાતો નહીં. મનુસ્મૃતિમાં પણ બેટી વ્યવહારનાં કુંડાળાં કંઇંક પડેલાં અને કંઇંક પડતાં એ પ્રમાણે જણાય છે. સારાંશ કે આપણી નાતો પૌરાણિક હિંદુ ધર્મ રચાયો તેને અંગે ઉત્પન્ન થઈ જામેલી સંસ્થાઓ છે.

નાતો બંધાવાનાં બાહ્ય કારણો અનેક...આપણા લોકો વંશપરંપરા પોતાની મેળે એવી રીતે વર્ત્યા કે એ કુંડાળાં બંધાયાં. તેનાં આંતર કારણો મુખ્યત્વે ત્રણ સમજી શકાય છે.

૧. લોહી અને ઇતિહાસ. ૨. સમય આચાર વ્યવહારનું ભળતાપણું. ૩. નિવાસસ્થળ.

બ. ક. ઠા.

ધર્મમાં અને કુટુંબમાં કોઈ નાતીલાની જ કન્યા આવે, પોતાના ધની કે કુટુંબની કન્યા કોઈ નાતીલાને ત્યાં જ જાય, અને આ પ્રમાણે ગમે તે નાતીના સાથે શરૂ થતો સબંધ થોડા વર્ષમાં એટલો વધે અને જામે, તેટલો પણ નાતના ગમે તેવા સુહૃદ સાથે થવાજ ન પામે. ખરો સુહૃદ, ખરો નાતીલો, ખરો ઓળખીતો કોણ? જે આફત વખતે સહાય થાય તે A friend in need is a friend indeed ખરા વખતે મિત્રતા પ્રકાશે તે માત્ર કહેવાનો નહીં પણ કરી બતાવનારો (in deed) સાચો મિત્ર स सुहृद्व्यसने य स्यात्. વ્યસનમાં જે બંધુકૃત્ય કરે તે જ ખરો બાંધવ નાતભાઇઓ તરફની આપણી કુદરતી લાગણી તેમાંના કોઈના વ્યસન વિષે સાંભળતા જ આપોઆપ તેને ખરી મદદ કરવા પ્રેરાય, એ જ ખરી જ્ઞાતિભક્તિ અને બંધુભાવ કુટુંબની સેવા સૌ કરે, માણસ જાતિની કે દેશની સેવા કરવાના અધિકાર અને શક્તિ વિરલાઓમાં જ હોય, માટે નાતભાઇઓ અને ઓળખીતાઓની સેવા કરવી એ જ નિ:સ્વાર્થ, પરોપકાર, અને ખરા દાનધર્મની કેળવણીનું સાધન સૌ પોતપોતાના ગજા પ્રમાણે અવલંબી શકે એવું છે.

વ્યસનોના ઉપર આપેલા દાખલાઓ વિષે વિચાર કરતાં જણાશે કે આકસ્મિક અને અસાધ્ય શિવાયના ઘણા ખરા વ્યસનોનો કાયમનો અને સર્વસાધારણ ઉપાય જે ટોળામાં આપણું ચાલે તે ટોળામાંની ઉછરતી પ્રજામાં જ્ઞાન અને નીતિબળનો વધારો કરવામાં છે. આળસ, અવિચાર, હઠ, અહંકાર, ઇર્ષા લોભ, સ્વાર્થ, ક્રોધ, દ્વેષ, વેરભાવ, વ્યભિચાર, અન્યાય, અપ્રમાણિકપણું, કપટ, સટોડિયાપણું, જુગાર, કુછંદ, કુસંગ, વગેરે સર્વ જાતના અજ્ઞાન અને પાપ, જે દુનિયામાં વ્યસનો અને દુ:ખોમાં પરિણમ્યા વગર રહેતા નથી, તે ઉછરતી પેઢીઓની કેળવણી ઉત્તરોત્તર સુધરતી જાય તેમ તેમ જ ઘટતા જાય સર્વ સમાજસુધારા અને સર્વ ઉન્નતિનું બીજ કેળવણી જ છે મોટી નાતો અને નહાની નાતો ગુજરાતમાં હવે છોકરાઓ અને છોકરીઓની કેળવણી તરફ કંઇક વિશેષ ધ્યાન આપતી થઈ છે, એ આ જમાનાનું શુભ ચિહ્ન છે પરંતુ આપણા ઘણા આગેવાનો જે જે પગલા લે છે તેમના આશય પ્રમાણેના ફળ હજી આપણને મળતા નથી, કેમકે પરિણામને જ મુખ્ય ગણવું, આપણું પોતાનું કથન, આપણી પોતાની કીર્ત્તિ, આપણી પોતાની સત્તા, એવા એવાને ગૌણ ગણવા, એવો નિઃસ્વાર્થ હજી દેશમાં જોઇએ એટલો જણાતો નથી સારી કેળવણીને માટે કેટલું બધું જોઇએ તેની સમજ પણ દેશમાં હજી જોઇએ એટલી પ્રસરેલી નથી. અને પૈસાનું સાધન આવશ્યક છે ખરૂં, પરંતુ સારી વ્યવસ્થા અને સારી દેખરેખ અને સારા શિક્ષકો વધારે આવશ્યક છે, એ વાત તો ઘણી વાર લગભગ ભુલી જ જવાય છે ડેકન એજ્યુકેશન સોસાયટી, ન્યુ ઇંગ્લીશ સ્કૂલ, અને ફર્ગ્યુસન કૉલેજ જેવા આત્મભોગથી ઉત્પન્ન થયા તેને દેશ એક અવાજે વખાણે છે ખરો, પરંતુ એવા આત્મભોગની ખરી કદર દેશમાં જોઇએ તેવી નથી, એમ કહીએ તો ખોટું નથી કેમકે ખરી કદર તે કોનું નામ? બાર પંદર કે વીશ યોગ્ય માણસ પોતાની જીંદગી સમર્પણ કરી, સાધુ જીવનનું તપ સ્વીકારી, કોઈ પણ લોકોપયોગી સસ્થા રચી આપે, તે પછી બીજી પેઢીમાં જ દેશ તરફથી તે એવા પાયા ઉપર મુકી દેવાવી જોઇએ, કે તેને ચલાવવા અને ખીલવવાને સારૂ જોઈતા માણસોને માટે પુરતા પગાર વગેરેની, અને જોઇતી વસ્તુઓને માટે પુરતા દ્રવ્ય સંચય વગેરેની ઉદાર ગોઠવણો થઈ જાય,

તો જ એ મૂલ પુરૂષના તપની દેશે કદર જાણી એમ કહી શકાય. આત્મભોગ અને તપોમય જીવન કોઈ પણ દેશમાં થોડાં જ હોય છે અને જેટલાં હોય તેટલાંનો ઉત્કૃષ્ટ લાભ ક્યારે લેવાય કે જ્યારે એમણે રચી આપેલાં કાર્ય થોડા સમયમાં વ્યવહારના નિયમાનુસાર ચતાં કાર્યોમાં દાખલ કરી દેવામાં આવે, અને દરેક પેઢીના આત્મભોગ અને તપ નવાં નવાં કાર્યો ઉપાડી લેવા માટે છુટાં રહે ત્યારે જ. ફર્ગ્યુસન કૉલેજ જેવી સંસ્થાને માટે પેઢી દર પેઢી એટલા ને એટલા આત્મભોગ અને તપનો ખર્ચ કરવો, તે કરતાં તે પગારદાર માણસો વગેરેથી ચલાવવાને માટે જેટલો દ્રવ્ય સંચય જોઇએ તેટલો તેને કરી આપવો, એ ઘણું વધારે સસ્તું છે. કેમકે સ્વાર્પણ કરનારાં માણસો ઘણાં જ ઘણાં વિરલ અર્થાત્ મોંઘાં છે, એ સમજ હજી આપણા દેશમાં જોવામાં આવતી નથી. ગુજરાત કૉલેજ જેવી એક સંસ્થા યોગ્ય રીતે ચલાવવા માટે કેટલું દ્રવ્ય જોઇએ અને કેવી વ્યવસ્થા બાંધવી જોઇએ, તેની પણ આપણામાં પુરતી સમજ દેખાતી નથી. એક વાર એક સંસ્થા શરૂ થઈ જાય છે તે પછી તેને માટે આવતાં નાણાં વહેલાં મોડાં બંધ થઈ જાય છે, એટલે ઘણું કરીને તે ઓછાં સાધનોથી જ શરૂ થવા પામી આરંભમાં જ પોતાનું કામ કરવાને જોઇએ એવી હોતી નથી, અને વખત જતો જાય છે તેમ તેમ તેની યોગ્યતા વધવાને બદલે ઘટતી જ જાય છે. થોડા વખત ઉપર છસો સાતસો છોકરાઓની એક મોટી હાઇસ્કૂલનો હેડ માસ્તર મુંબઈમાં મને મળ્યો હતો અને તે હાઇસ્કૂલમાં તથા તેને આશ્રય આપનાર ઉદાર મંડળનાં ઘણાં વખાણ કરતો હતો, ત્યારે મેં તેને કેટલાક સવાલો પૂછ્યા હતા. તેમાંથી એક મને યાદ છે. મેં પૂછ્યું, "હેડ માસ્તર માટે શો પગાર ઠરાવેલો છે?" એમણે જવાબ દીધો, "હાલ મને સવાસો આપે છે અને બસો સુધી વધારી આપશે." મુંબાઈ જેવા સ્થળમાં છસો સાતસો છોકરાની હાઇસ્કૂલના હેડ માસ્તરને માટે બસોનો પગાર પુરતો ગણે, અને એ મંડળ એવું ધનાઢ્ય અને વગવાળું, કે હાઇસ્કૂલ માટેના વાર્ષિક ખર્ચની જે નીમણુક એમણે રાખેલી તે કરતાં ત્રમણી રાખવી જોઇએ એટલી જ એમની ખાત્રી થાય કે તેટલી કરતાં એમને વાર ન લાગે એવી વસ્તુસ્થિતિ છતાં પણ, એ જ દાખલો બતાવી આપવાને બસ છે, કે કેળવણીને માટે કેટકેટલું જોઇએ છે, તે વિષેનો આપણા દેશમાં હજી જોઇએ એવો ખ્યાલ નથી. તમે કહેશો આપણો દેશ ગરીબ છે, માટે આપણે ફુલ નહિ તો ફુલની પાંખડીથી સંતોષ માનવો અને કામ રેડવવું જોઇએ. પણ મને તો આપણો દેશ ગરીબ છે, એ જ દલીલ આવા વિચારનું ખંડન કરવાને સૌથી વધારે સંગીન જણાય છે. જે સંસ્થા જે કામને માટે હોય તે કામ માટેનાં પુરતાં સાધનની ગોઠવણ તેમાં ન હોય તો જે કંઈ સાધનો અને માણસો એ સંસ્થાદ્વારા ખર્ચાય છે, તેનો પણ ઓછો વત્તો બગાડ જ થાય છે. એવી અશક્ત પૂરી લાયકાત વગરની ( inefficient ) સંસ્થાઓનો બગાડ માતબર દેશ કદાચ જીરવી શકે; આપણા જેવો ગરીબ દેશ ન જ જીરવી શકે અને તો પણ આ રૂપનો બગાડ અત્યારે આપણાં દેશમાં સ્થાને સ્થાને જોવામાં નથી આવતો શું?

સર્વસામાન્ય લોકોપયોગી સંસ્થાઓની સ્થિતિ આપણા દેશમાં જ્યાં આવી છે ત્યાં નાતોએ પોતાના સ્વાંગ લાભ માટે કરેલી કેળવણીના ઉત્તેજન માટેની ગોઠવણો સંતોષકારક ક્યાંથી હોય? નાત પાંચ પંદર શહેરોમાં વહેંચાયલી હોય છે, તો સ્થાનિક સ્વાર્થ અને નાત

સમગ્રના સ્વાર્થ વચ્ચે હરીફાઈ ચાલે છે, અને બને કંતાય છે. કોઈ એક સ્થાનમા નાત કંઈ સંખ્યામા હોય છે, તો તેના આગેવાનોના હૃદયમા નાતની જ સ્વતંત્ર શાળા સ્થાપવાનો ખોટો અભિલાષ ઉત્પન્ન થાય છે નાતનો ફાળો ઉભો કરવા મહેનત થાય છે તો એ ફાળાનો લાભ કોને કેટલો આપવો, એ બાબતમા નહાના મોટા અનુદાર વિરોધો ઉત્પન્ન થાય છે. સૌને સ્થાનિક લાભ, તાત્કાલિક લાભ, પોતાની સત્તા, પોતાનો યશ, અને એવુ એવુ જોઇએ છે આ અવિચાર અને આ અહંકાર, અને આ વિરોધ ઘટશે તેમ તેમ જ આપણે હાથે નિસ્વાર્થ ઉપયોગી કાર્યો થતા જશે અને નાતોએ કેળવણીના ઉત્તેજનાર્થે કરવાના કાર્ય દેશના કેળવણીના સામાન્ય બધારણને અનુકૂલ રહીને કરવાના છે. નાતના છોકરાઓ માટે પુસ્તકો, શિષ્યવૃત્તિઓ, ઇનામો, ધર્મશિક્ષણ 'અને શારીરિક કેળવણી અને સ્ત્રી કેળવણી, એ નાતોએ કેળવણીના ઉત્તેજનાર્થે કરવાના પ્રયાસના ખાસ વિષય છે. પુસ્તકો, શિષ્યવૃત્તિઓ, અને ઇનામોને માટે બે પ્રકારના ફંડોની જરૂર છે સ્થાનિક નહાનાં નહાના ફંડો, અને એક મોટુ આખી નાતને ઉપયોગી સર્વ સ્થાનોને માટે સામાન્ય ફંડ નહાના નહાના ગામોમા જ્યા અંગ્રેજી નિશાળો હોતી નથી ત્યા સ્થાનિક ફંડ પણ હોય નહીં એમ માની લઇએ, તો એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ અને હાઇસ્કૂલવાળા શહેરોમા સ્થાનિક ફંડ હોય, અને એવા જે કોઈ એક શહેરમા નાતની સૌથી વધારે વસ્તી હોય, તેમા આખી નાત માટેનુ એક મોટુ ફંડ હોય. સ્થાનિક ફંડોમાથી તે તે સ્થાનમા કેળવણી લેત છોકરા છોકરીઓને ઇનામ, ફી, પુસ્તકો, અને શિષ્યવૃત્તિની મદદ જરૂરીઆત પ્રમાણે અપાય કસરત ક્રિકેટ, ગંબા, વગેરેના પ્રસગો પાત્ત મેળાવડાઓ થઈ શારીરિક કેળવણીને ઉત્તેજન અપાય, અને મોટી ઉમરની એટલે નિશાળે જઈ ન શકે એવી પણ ભણવા ઇચ્છતી હોય એવી દશ દશ છોકરીઓના બે સવા બે કલાકના વર્ગો કરી એવા એકથી ચાર વર્ગોને માટે નાતની વસ્તીના જ લાયક સુકરર સ્થળે આવીને ભણાવી જાય એવી મહેતી રાખી સ્ત્રી કેળવણીને ઉત્તેજન અપાય એક મહેતીના પગારથી આ પ્રમાણે સગવડ પડતા આઠ નવ કલાકમા રોજ ચાળીશ પચાશ મોટી ઉમરની છોકરીઓ ભણી શકે બે સવા બે કલાકમા ત્રણ જુદા જુદા વિષયનુ જ્ઞાન આપી શકાય, અને દરેક છોકરીને એકાતરે જ ભણવા આવવાનો નિયમ રાખીએ,× તો ચાળીશ પચાશને બદલે સો છોકરીઓ પણ એક જ મહેતી રાખવાથી વધારે કેળવણીનો લાભ મેળવી શકે નાત સમગ્ર માટેનુ મોટુ ફંડ મેટ્રિક્યુલેશન પાસ થયેલ સોળ વર્ષથી વધારે ઉમરના છોકરા છોકરીઓને કોલેજ કે કોઈ પણ ધંધાની ઉંચી કેળવણીનો લાભ આપી શકે ધર્મશિક્ષણને નામે હમણા નકામો ખર્ચ અને મોટો પ્રયાસ થવા માડ્યો છે પરંતુ ખર્ચ અને પ્રયાસ કરનારના આશય પ્રમાણેના ફળ કેળવણીના બીજા અંગોમા તેમ આમા પણ આપણને મળતા નથી. નીતિ અને ધર્મશિક્ષણ કાચી ઉમરના છોકરાઓને આપવાનું સૌથી મોટુ સાધન પુસ્તકો, પાઠો, પરીક્ષાઓ, અને ઇનામો નથી, તેમ તે અતિ કડક નિયમન (over strict discipline) પણ નથી, નીતિમાન, ધાર્મિક, અને ઠરેલ જુવાન સજ્જનોની નિરંતર

× એક દિવસ જે નવુ શીખવવામા આવ્યુ હોય તે બીજે દિવસે ઘેર પાછુ તપાસીને પાકુ કરવુ, એ નિયમ આગ્રહપૂર્વક પાળવામા આવે, તો મોટી ઉમરની છોકરીઓ અને સ્ત્રીઓ રોજ નિશાળે જવાને બદલે એકાતરે જાય તેથી કંઈ તેમની પ્રગતિ ઓછી ઝડપથી ન થાય, અને નિશાળનો લાભ બેવડી સખ્યાને મળે બ. ક. ઠા.

સોબત અને દેખરેખ અને તેમનો દાખલો, એ જ કાચી ઉંમરના છોકરાઓનું ચારિત્ર્ય નીતિ અને ધર્મના પાયા ઉપર રચવાનું ઉત્તમ સાધન છે. વર્ગોમાં છોકરાઓ એકલા હોતા નથી, ઘેર રહીને ભણનારા છોકરાઓ ઘેર એકલા હોતા નથી, તો બોર્ડિંગ સ્કૂલોમાં પણ તે એકલા પડવા ન જોઇએ, અને રમતગમત, ફરવા કરવામાં પણ એકલા, ન જોઇએ. ક્રિકેટની રમતથી આજ્ઞાધીનતા, પોતાના સ્વાર્થ કરતાં પોતાની બાજુનો સ્વાર્થ મોટો ગણવો, એકસંપે, એક ઉદ્દેશે કામ કરવું, પોતાની બધી જ શક્તિનો શ્રેષ્ઠ ઉપયોગ કરવો, કાયદા ને અધિકારીઓને માન આપવું, જીતથી ફુલાવું નહીં, હાર વખતે મિજાજ ન ખોવો, છેક છેવટ સુધી મંડ્યા રહેવું, કિસ્મતને ગણકારવું નહીં, વગેરે મોટા ગુણો આવે છે એમ સહુ કહે છે. પણ તે ક્યારે? દરેક વીશ બાવીશ છોકરાનું ટોળું રમે ત્યારે ત્યાં આગળ એ રમત સારી રીતે જાણતો હોય અને આ સર્વ ગુણો માટે ખરો આગ્રહી હોય એવો કોઈ પુખ્ત માસ્તર છોકરાઓની રમતમાં સામેલ હોય, અને દરેકે દરેક પ્રસંગે છોકરાને ઘટતું વચન, ઘટતું ઉત્તેજન, ઘટતી શિક્ષા, કરી કરીને આ સર્વ સુટેવો તેમને પાડે, અને આ પ્રમાણે રમવામાં જે આનંદ અને જે જીવન છે, તે મરજી માફક ઉન્મત્તતાઈથી રમે તેમાં નથી, એવો દરેક છોકરાને દિવસે દિવસે જાતિ અનુભવ થઈ જાય, ત્યારે જ. છોકરાઓ એકલા રમે છે તેથી તો તેઓ સ્વાર્થી, મિજાજી, રીસાળ, અન્યાયી, દ્વેષી, જુલમી, કપટી, અને ઉન્મત્ત થઈ જાય છે. બોર્ડિંગ સ્કૂલોમાં પણ દર પંદર વીશ છોકરાએ એક જુવાન માસ્તરની આવી નિરંતર સંગતિ હોય તો જ પરિણામ સારૂં આવે, નહીં તો ઉલટું વધારે વિપરીત આવવાનો વધારે સંભવ છે. ક્રિકેટ માટેનાં મેદાન અને સામગ્રી આપવાં, કસરત માટેનાં મકાનો બાંધવાં, બોર્ડિંગ સ્કૂલની ઈમારતો ચણવી, અને તે દરેકની સાથે જે માસ્તરો અને જે દેખરેખ જોઇએ તેનો પુરતો બંદોબસ્ત કરવો નહીં. એ કેવા પ્રકારનો બગાડ? અને એ બગાડનાં ફળ આંખે થાય ત્યારે નીતિ અને ધર્મશિક્ષણને નામે નવા વિષય અને નવી ચોપડીઓ અને નવી પરીક્ષાઓ દાખલ કરી છોકરાઓનો બોજો વધારવો, અગર તો ચારિત્ર, નિયમન, અને વિનયને નામે મગજોને અતિ કડક કરી મૂકવી, અને નહાના છોકરાઓને નામે સૌ છોકરાઓને દાબી દેવા, એ કેળવણી વિષેની આપણી કેવી ગેરસમજ! સારા માસ્તરોનો સત્સંગ, સારા માસ્તરોની દેખરેખ, સારા માસ્તરો ઘડીએ ઘડીએ ને પળે પળે કુમળા જીવનને સદાચરણ તરફ વાળી યોગ્ય ટેવો પાડે અને દરેક કામ કરતાં થતો આનંદ ચાખી ચાખીને કુમળું જીવન નીતિ અને ધર્મના નિયમો પ્રમાણે એની મેળે ખીલતું જાય એ જ ખરી કેળવણી છે. એવી કેળવણીને માટે લાખોનો ખર્ચ થાય તો તે લેખાસર છે, અને લાખોનો ખર્ચ કરતાંયે એવી કેળવણીની સંસ્થાઓ ન રચી શકીએ, તો એ સર્વમાં વત્તો ઓછો બગાડ છે. ઘેર રહીને છોકરાઓ ભણતા હોય તેમની દેખરેખ ઉપર જ તેમની કેળવણી કેવી નીવડે છે તેનો મોટો આધાર છે. રમત ગમતમાં અને બોર્ડિંગ સ્કૂલોમાં સારા માણસોની સોબત અને દેખરેખનું કેટલું મહત્ત્વ છે તે ઉપર દર્શાવ્યું છે, અને એ જ વાત ઘરમાં કુટુંબ વચ્ચે ઉછરતા છોકરાઓને પણ લાગુ પડે છે. રમત ગમતમાં અને બોર્ડિંગ સ્કૂલોમાં સંખ્યાબંધ છોકરાઓની સોબતના લાભ ગેરલાભ મળે છે એ વિશેષ છે, ત્યારે ઘરમાં ઉછરતા છોકરાઓને કુટુંબીઓના સ્નેહ અને હુંફના લાભ ગેર લાભ મળે છે એ વિશેષ છે. વળી ઘરની દેખરેખનો મોટો આધાર બૈરાંઓ ઉપર છે. કુટુંબમાં કેળવાયેલાં અને સમજુ બૈરાં હોય તેનાં છોકરાં

છોકરીઓની ઉછેર અને કેળવણીમા ઘણો ફેર પડે છે. નાતના હિતચિંતકોએ આ સર્વ ધ્યાનમા રાખવાની વસ્તુઓ છે, અને સ્થાનિક ફંડો અને નાતના સમગ્ર લાભનુ મોટુ ફંડ ઉભુ કરવા ઉપરાંત સાર્વજનિક નિશાળોમા, બોર્ડિંગોમા, અને ઘેર ઘેર ઉછરતા, પોતાની નાતના છોકરાઓની દેખરેખ વગેરે વિષે ઘટતી ફિકર રાખવાની છે, અને નહાની મોટી યોજનાઓ યથાશક્તિ કરવાની છે. નાતના માણસોને ધંધે લગાડવા, અને તેમને બનતો લાભ આપવો, એ તરફ આગેવાનોનુ લક્ષ વધતું જાય છે તેમા કોઈ વખતે નાતભક્તિનો સદુપયોગ દેખાય છે, તો કોઈ વખતે ઉપર જોઈ ગયા તેમ નાતભક્તિનો અતિયોગ દેખાય છે. પણ નાતના મંડળો અને નાતના આગેવાનો કેળવણીના આપણે વર્ણવી ગયા તેવા કર્તવ્યો માટે પ્રયત્નશીલ થાય, તો તેમાં નાતભક્તિના અતિયોગનો પ્રસંગ જ નથી. અને લુવાણા જેવી મોટી નાતો તથા નાગર જેવી ખાનપાનમા અતડી નાત પોતાની નાતના છોકરાઓ માટે બોર્ડિંગો નિવાસ સ્થાનો, વગેરેની ગોઠવણ કરે છે, તેવી દરેક સસ્થા માટે હાલ જેટલુ દ્રવ્ય, જેવી વ્યવસ્થા, અને જેટલા અને જેવા શિક્ષક બસ મનાય છે, તે ઘણુ ઓછુ હોઈ અશક્ત સસ્થાઓ જ હયાતીમા આવે છે, અને ઉદાર પુરુષોના સદ્દભાવનાએ અપાયેલા દ્રવ્યનો મોટે ભાગે બગાડ જ થાય છે, એ દૃષ્ટિ કેળવણીના સૌ સમજુ હિમાયતીઓએ પ્રસરાવવી ઘટે છે.

૭. "ઉત્સવે"—ઉત્સવોમા બધુકૃત્ય કરે તે બાંધવ. લગ્નાદિ ઉત્સવોમા વરઘોડો, મિજલસ, જ્ઞાતિભોજન, નાતજાતના રીત વ્યવહાર વગેરેમા નાતીના સ્ત્રી પુરુષોના નહાના મોટા ઘણા બધુકૃત્યોની જરૂર પડે છે. તે હજી નાતભાઈઓ કરે છે, પણ પહેલાના જેવા નહિ. અને નાત જેમ "સુધરેલી" થાય છે અને હાલના ઝમાનાની દખલગીરી વધારે પડતી જાય છે, તેમ નાતીલાના એ બધુકૃત્યો ઘટતા જાય છે. એ ઉત્સવામા પહેલા કરતા ખર્ચાળપણુ વધ્યુ છે. પહેલાના સંપ અને ઉમંગ અને વિવેક ઘટ્યા છે, અને પહેલા પ્રતીત થતા તે સંતોષ અને આનંદ ઘણા ઘટી ગયા છે. ખર્ચાળપણ વધ્યુ છે તેના અનેક કારણ છે. પહેલુ, વધતી જતી મોંઘવારી. પણ મુખ્ય કારણ નથી. બીજુ, આગલી સાદાઈ અને જુની રીતને વળગી રહેવાની ધર્મબુદ્ધિ ઘટ્યા છે, સૌને નવતર ભભક જોઇએ છે, અને તે મોંઘી પડે છે. ત્રીજુ, સંપ, ઉમંગ, અને નાતભાઈઓને માગેલી વસ્તુ આપવાની અને કામકાજમા હાથોહાથ મદદ કરવાની રીત એ ઘટ્યા છે, બધુ ભાડે આણવુ પડે છે, ભાડુતી માણસો પાસે કરાવવુ પડે છે, અને તે મોંઘુ પડે છે. ચોથુ, વિવેક ઘટ્યો છે, વરઘોડા વગેરેમા સૌ સામેલા ઉત્તમ મોઈ મ્હોએ ચઢીને માગે છે, પરગામના મિજબાનો વગેરેને માટે ઉતારાઓ આદિની ગોઠવણ કરવી પડે છે, વગેરે, વગેરે અને એ મોંઘુ પડે છે. વેવાઈ સબંધીઓને આપવા લેવાના રીતરિવાજ દ્રવ્યલોભ અને અવિવેકને લીધે અત્યંત બગડ્યા છે, અને વધારે વધારે બગડતા જાય છે, અને વેલેવરી તુંબડીની માફક સારો માણસ પણ આવી રીતે એક વાર હેરાન થાય છે, એટલે પોતાનો વારો આવતા તે તે બીજાને એ જ પ્રમાણે હેરાન કરે છે, અને બગાડનું વિષ આ પ્રમાણે આખી નાતમા પ્રસરતુ અને વધતુ જાય છે. આથી પણ વધારે દીલગિરિની વાત એ છે કે સાટા ન કરવા, વરનો કે કન્યાનો વિક્રય ન કરવો, અને કન્યાનુ પરણ્યુ નાતના રિવાજ પ્રમાણે પૂરેપૂરૂં કરવુ, એ બાબતમા આગળ જે દૃઢ ધર્મબુદ્ધિનો ટેક હતો, તે પણ આ સ્વતંત્ર મગજને દ્રવ્યગમનાના ઝમાનામા તૂટી ગયો છે, અને ઉગી

સુધરેલી નાતોમાં કોઈ ઠેકાણે કન્યાવિક્રય તો કોઈ ઠેકાણે વરવિક્રય છચોક દાખલ થઈ ગયો છે. દેવ, મંત્ર, વેદી, પ્રતિજ્ઞાઓ, અને શિષ્ટાચાર, તરફ નાસ્તિકતા પ્રવર્ત્તે છે અને તે સાથે સંસારધર્મ અને સામાજીક નીતિ જે શ્રદ્ધાના આધારની કશી જરૂર નહીં અને કેવલ બુદ્ધિવાદથી સિદ્ધ થઈ શકે એવા સ્વાભાવિક ધર્મ ( natural religion ) ના શાસ્ત્રીય ભાગ છે, તેનું ભાન કેળવાયેલી ગણાતી નાતોમાં પણ આટલું બધું ઓછું છે, એ હાલના ઝમાનાનો કહેવાતો "સુધારો" ખરી રીતે કેટલો પોલો અને એકદેશી છે, તે બતાવી આપે છે. આ ભાન વધવું જોઇએ: સંપ અને બંધુભાવ અને વિવેક વધવાં જોઇએ; અને જ્ઞાતિભોજન વગેરેમાં આગલી રીતો અરૂચિકર થઈ છે, તેને બદલે નવા સમયને અનુરૂપ રીતો દાખલ થવી જોઇએ. આગલા સંતોષ, ઉમંગ, અને આનંદ આ રીતે પાછાં પ્રવર્ત્તશે, અને ઉત્સવોનાં બંધુકૃત્ય નાતભાઇઓ આ રીતે પાછા પ્રથમની માફક કરતા થશે. આપણા જીવનના બીજા પાસાઓમાં તેમ આમાં પણ હાલનો સમય સંક્રાંતિનો છે, અને જુનું શું રહેશે અને શું જશે તે વિષે ઘણી વાર મુંઝવણ થાય છે, અને જુના અને નવા બંને એકઠાય છે. જુની રીતો અને જુના ખર્ચ તો ચાલ્યા કરે છે, અને નવી રીતો અને નવા ખર્ચો પણ દાખલ થઈ જાય છે, એમ બેવડો માર અને બેવડી-હલામણ વેઠવાં પડે છે. એક કુટુંબમાં જ જુદા જુદા વિચાર અને અને જુદી જુદી રૂચિઓ હોય છે, અને શુભ પ્રસંગે સૌનું મન રાખવું એ વૃત્તિ સહજ છે, એટલે કર્ત્તા પુરૂષના હાથમાં લગામ રહેતી નથી. સારા ભણેલા ગણેલા ઈજનેરોના અડસટ્ટાના કરતાં ખર્ચે બેવડો ને તેવડો થઈ જાય છે, તો આપણા કુટુંબોમાં સારે ટાંકણે એમ થાય તેમાં નવાઈ નથી. ભાઈ ફલાણું કરજો અને ઢીંકણું કરજો, જો જો પેલું ન રહી જાય, એવું એવું કહેવા અને સચવવા સૌ આવે છે, પણ ફલાણું તો નથી કરવું, ફલાણો રિવાજ ખોટો છે તે કરશો તો હું તો તમારે બારણે નહીં આવી શકું, એવું તો કોઈ કહેનાર જ નીકળતું નથી. અને સૌ પોતાનાથી વધારે પૈસાદારના જ દાખલા જુએ છે, અને તેની બરોબરી કરવાનો ચટસ રાખે છે, દક્ષિણીઓ કહે છે કે ગુજરાતીઓ ફુલણજી તો ખરા, તેનું સત્ય આવા પ્રસંગે જણાઈ આવે છે, સાદાઇનો કે કુલાચારનો, કે ગજા ઉપરાંત ન કરવાનો, કે અયોગ્ય ન કરવાનો, કે સારો દાખલો બેસાડવાનો ટેક ભાગ્યે જ જોવામાં આવે છે, અને હું તો કરવા ધારૂં તો કરૂં પણ રિવાજ બગડે છે, અને મારા નાતભાઇઓને ભારે પડશે માટે નહીં જ કરૂં એવી ભાવના તો શોધી પણ જડે એમ નથી પરંતુ સમજુ હિતચિંતકોએ જાણવું જોઇએ કે આમ દેખાદેખી જ વર્ત્તવાથી હાલની સ્થિતિનો નિસ્તાર નથી. જે વધારે સમજે તેને માથે વિશેષ ધર્મ: પહેલ કાઢવી, લોકોની બત્રીશીએ ચઢવું. ગેર સમજુતીના ભોગ થવું, ટીકા અને હાંસીના વિષય થવું. દુઃખી થવું. પોતાના કુટુંબીઓને દુઃખી કરવાં:–નાતનાં ખરાં હિતની ખાતર આ સર્વ વેઠવાને તૈયાર આગેવાનો નહીં નીકળે, ત્યાં સુધી હાલના વિચાર અને અંધાધુંધી અને અનીતિ ચાલ્યા કરવાનાં, અને ઉત્સવનાં મંગળ સમયોમાં અસંખ્ય નહાની મોટી રીતે ખાટું દિલ કર્યા કરવાનાં. કેળવણી અને જાગૃતિની પહેલી પેઢીમાં સંસારસુધારો જનમ્યો, ત્યારે સુધારકોનુ નામ ધારણ કરનારા વટલેલ આચાર વિચારના નીકળ્યા. તેમણે વ્યક્તિ સ્વાતંત્ર્ય, વ્યક્તિ ન્યાય, વ્યક્તિ પ્રેમ વ્યક્તિસુખ અને વ્યક્તિહક્કની ભાવનાઓને જ જીવન–સર્વસ્વ માની; મતાન્તરક્ષમા ( toleration ) તેમણે પોતાના આચાર વિચાર માટે માગી, પણ સામાનાઓને એવી ક્ષમા

આપવાની ઉદારતા તેમનામાં ન જણાઈ, સૈકાઓના જુના વૃક્ષનો ઉદ્ધાર કરવો એ કેટલા ધર્મ, કેટલી મહાનુભાવતા, કેટલી મનશક્તિ અને કેવા સમયનું કાર્ય છે તેની કલ્પના સરખી તેમનામાં માલુમ ન પડી, અને હિંદુ સ્ત્રીપુરુષોની ધર્મની પતિવ્રતની સુશીલતાની, અને કુટુંબસેવાની લાગણીઓની તેમણે ગંભીર અવમાનના કરી ધર્મિષ્ઠ અને કર્તવ્ય સ્ત્રી પુરુષો "સુધારા" ના નામથી જ ભડકતા થયા. સુધારાના દુરાગ્રહની સામે સંરક્ષણનો દુરાગ્રહ ઉત્પન્ન થયો પરન્તુ ધીમે ધીમે કેળવણી અને જાગૃતિ વધતા ગયા છે ધર્મ, નીતિ અને ઇતિહાસનું જ્ઞાન વધતું જાય છે, પેઢીઓ સુધી મૂર્છાગત થયેલો હિંદુ સમાજ પાછો નવ જુવાન થાય એવાં સુચિહ્ન દેખાય છે, વિચારનો પ્રચાર, વિચાર પ્રમાણે આચાર રચવાની કર્તવ્યબુદ્ધિ, અને સ્નેહ, ચારિત્ર, અને મનશક્તિ વિકસતા જાય છે, અને આપણા પહેલા સુધારકોના, તેમ જ તેમના સામાવાળાઓના નીચા આદર્શ, ખોટી પદ્ધતિ અને એકદેશી સિદ્ધાંત ત્યજીને ધર્મ, નીતિ અને ઇતિહાસના સનાતન પાયા ઉપર હિંદુ સમાજને સુધારવાના અનેક નહાના મોટા કૃત્યો ઉપાડી લેવાનો સમય આવી પહોંચ્યો છે, ભાઈઓ, આપણા જીવનના ધાર્મિક, આર્થિક, સાંસારિક, રાજકીય, દરેક પાસામાં નવા પ્રકાશ ઝળકે છે, નવા વિકાસ સ્ફુરે છે પરિવર્તયુગ બેસી ચૂક્યો છે અને તેના મહાવાયુના આશાજનક ઉત્સાહક મોજાં જુવાન મગજોમાં પ્રસાદ બીજ રોપે છે, જુવાન હૃદયોમાં કર્તવ્ય જ્યોત પ્રગટે છે આર્યાવર્તના કીર્તિકાળના મહાપુરુષો આદર્શતારકોની માફક પોતાના લોકોત્તર પુરુષનો ચમકાર કરી રહ્યા છે શ્રીકૃષ્ણ રામચંદ્ર, જનક, ભીષ્મ, યુધિષ્ઠિર, વ્યાસ વાલ્મીકિ, વિશ્વામિત્ર, વસિષ્ઠ, યાજ્ઞવલ્ક્ય, અગસ્ત્ય પાણિનિ પતંજલિ, મનુ બુદ્ધ અશોક, સમુદ્રગુપ્ત, શંકર, એ આદિના પરાક્રમી વારસો અને અર્થગંભીર કૃત્યો કલિયુગના અંધકારમાં ડૂબી ગયા હતા, તે પાછા અરુણોદયની કિરણરેખાઓ માફક આપણને જગાડે છે ઉઠાડે છે, ધર્મ, સ્નેહ, કર્તવ્ય અને જીવનના માર્ગ પ્રબોધે છે હિંદુ ધર્મનો આત્મા પ્રલયગર્ભમાંથી ઉઠી પાછો જીવન સમાધિના શિખરો તરફ દૃષ્ટિ કરે છે હજી તો તે જીવનગિરિની નીચામાં નીચી તળેટીમાં સુતો છે પણ તેણે નિદ્રા ત્યજી છે આળસ મરડી નાખ્યું છે. જોત જોતામાં તે ઉઠી ઉભો થશે અને તળેટીની ખીણોમાં વિચરવા માંડશે. ડગલે ડગલે તેને વિઘ્નો નડશે, પરન્તુ ડગલે ડગલે તેના આગલા યુગોની સિદ્ધિઓ પણ તેને પ્રાપ્ત થશે ભાઈઓ, ચાલતા જમાનાના આશીર્વચન આ પ્રકારના છે એ આશા-વચનોને અનુરૂપ જીવન જીવો!

રાજકોટ
તા. ૧૧-૧૦-૦૮

બળવંતરાય ક. ઠાકોર.

# હિન્દમાં વેપારનાં સાધનો અને તેની ખીલવણી.

વેપારનાં યોગ્ય સાધનો વિના વેપારની ખીલવણી થવી અશક્ય છે. બ્રિટિશ સત્તા હિન્દમાં જામ્યા પછી વેપારનાં સાધનોમાં ક્યારે ક્યારે ને કેવા પ્રકારની વૃદ્ધિ થએલી છે, તે વિષે આપણે હવે થોડો વિચાર કરીશું; પરન્તુ તે બાબત વિષે કંઈ પણ કહ્યા પહેલાં વેપારનાં મુખ્ય સાધનો કયાં કયાં છે, તેની અત્રે નોંધ કરવી આવશ્યક છે.

૧. નહેરો અને નદીઓ.

૨. આગગાડી અને સડકો.

૩. તાર અને ટપાલનાં સાધનો.

**નહેરો વિષે**—કોઈ પણ દેશમાં જુદા જુદા ભાગ વચ્ચેનો સંવ્યવહાર વધારવા માટે નહેરોનાં બાંધકામમાં પૈસો ખરચવો કેટલેક દરજ્જે આવશ્યક છે. જો નહેરો માલ લાવવા લઈ જવાના તેમજ ખેતરોને પાણી પાવાના એ બંને ઉપયોગમાં લઈ શકાય તો વધારે લાભ થાય; પરન્તુ નહેરોનો આ બંને પ્રકારે ઉપયોગ કરવો ઘણી વેળા સગવડભરેલો હોતો નથી. હિન્દુસ્તાનમાં કેટલીક નહેરો એવી છે કે જે દ્વારા ખેતરોને પાક માટે જોઈતું પાણી પૂરૂં પાડવામાં આવે છે, એટલું જ નહિ પણ તે દ્વારા એક ભાગનો માલ બીજા ભાગમાં લઈ જવામાં આવે છે. આવી નહેરો વિષે કેટલુંક વર્ણન અહિં અસ્થાને નહિ ગણાય તેમ ધારી આપેલું છે.

**ગોદાવરી અને કૃષ્ણાની નહેરો**—મદ્રાસ ઇલાકામાં આવેલી આ બે નહેરો ઉપર જણાવેલાં બંને કાર્યો કરે છે. ગોદાવરી નદીની નહેરની કુલ લંબાઈ (તેની શાખાઓની લંબાઈ સાથે) ૫૦૬ અને કૃષ્ણાની નહેરની કુલ લંબાઈ (તેની શાખાની લંબાઈ ગણતાં) ૩૭૨ માઇલ જેટલી છે. આ નહેરોની લંબાઈમાંથી ગોદાવરીની નહેરની ૪૫૩ માઈલમાં અને કૃષ્ણાની ૩૩૨ માઇલમાં, હોડી. અને મછવાઓ આવ જા કર્યા કરે છે. આવી નહેરો દ્વારા ખેડુતને બે પ્રકારે લાભ થાય છે. ખેતરોમાં પુષ્કળ પાક થાય છે, અને સસ્તે ભાવે બીજા ભાગમાં તૈયાર પાક મોકલી શકાય છે. આગગાડી થયા પછી આ નહેરોનો ઉપયોગ કંઈક થોડો થવા લાગ્યો છે, અને તેમાંથી મળતો નફો પણ કેટલેક અંશે ઓછો થયો છે, છતાં હજુ પણ તે નહેરોમાંથી દર વર્ષે ૮૦,૦૦૦ હોડીઓ માલ લાવવા લઈ જવાનું કામ કર્યા કરે છે.

**કર્નુલ-કડપાની નહેર**—માલભરેલી હોડીઓ આવ જા કરી શકે તેવી મદ્રાસ ઇલાકામાં કર્નુલ-કડપાની બીજી અગત્યની નહેર છે. આ નહેર ૧૫૦ માઇલ લાંબી છે અને બધા ભાગમાં તેની અંદરથી હોડીઓ આવ જા કરી શકે તેમ છે પરન્તુ તે નહેરનો સંબંધ દરિઆ સાથે નહિ હોવાથી તે દ્વારા નહિ જેવો જ વેપાર ખેડાય છે.

**બંગાળાની નહેરો**—બંગાળાની નહેરોમાંથી કેટલીક વ્યાપારને માટે ઉપયોગી થઈ પડે તેવી છે. ઓરીસાની નહેર ૨૮૦ માઈલ લાંબી છે, (તેની શાખા સુદ્ધાં) અને તેમાંથી ૨૦૫ માઈલ સુધીમાં હોડીઓ આવ જા કરી શકે છે. મીદનાપુરની નહેરમાંથી—લંબાઈ ૭૨ માઈલ પણ હોડીઓ આવ જા કરી શકે છે.

ઓરીસાની નહેરમાંથી પસાર થતી હોડીઓ બંગાળાના ઉપસાગરમાં જઈ શકે છે. આ બે નહેરો ઉપરાંત ઓરીસા કોસ્ટ અને હીજલીની નહેરો—દ્વારા વેપાર ચાલે છે, પરન્તુ આ બે નાની નહેરો દ્વારા વેપારની ખીલવણી ધારવા મુજબ થએલી જણાતી નથી. બંગાળ-નાગપુર રેલ્વે થયા પછી નહેરો દ્વારા મળતા નફાની અંદર પણ ઘટાડો થયો છે.

સોન નદીની ત્રણ નહેરોની કુલ લંબાઈ ૨૧૮ માઈલની છે, અને તે બધીમાં હોડીઓની આવ જા થઈ શકવાથી તે દ્વારા વેપાર ચાલે છે. આ નહેરો મારફતે વેપાર મધ્યમ ચાલે છે, પણ મુગલસરાઈ-ગયા રેલ્વે થયા પછી નહેરોદ્વારા આવતી ઉપજમાં મોટો ઘટાડો થયો છે.

**યુનાઈટેડ પ્રોવિન્સિઝની નહેરો**—૨૭૫ માઈલ લંબાઈની ગંગા નદીની અને ૧૦૦ માઈલ લંબાઈની આગ્રાની નહેરો પણ વેપારની ચીજો લાવવા લઈ જવામાં ઉપયોગી છે, પરન્તુ તે દ્વારા વેપાર ધમધોકાર ચાલતો જણાતો નથી, કારણ કે દર મહિને તે નહેરો દ્વારા આશરે ૨૫૦ હોડીઓજ આવ જા કરે છે. આ નહેરો મારફત મળતી ઉપજ કરતા તેને નીભાવવાનો ખર્ચ વધી જાય છે. આગ્રાની નહેરમાંથી હોડીઓને પસાર થવાનું ૧૯૦૪ ની સાલથી બંધ પાડવામાં આવ્યું છે.

**પંજાબની નહેરો**—જમના અને સરહિન્દ નદીની નહેરોના અમુક ભાગમાંથીજ હોડીઓ મારફતે માલની આવ જા થાય છે. વેસ્ટર્ન-જમના કહેવાતી નહેરમાંથી મળવા મારફતે સારો વેપાર ચાલે છે.

**સિંધ**—સિંધમાં ફુલેલીની અને ઇસ્ટર્ન-નારા નહેરો મારફત હોડીઓની આવ જા થઈ શકે છે.

અત્યાર સુધીમાં જે નહેરો વિષે કહેવામાં આવ્યું છે, તે નહેરો ખેતરોમાં પાણી પૂરૂં પાડવા ખાતર તેમ જ વેપારની અભિવૃદ્ધિ કરવા ખાતર વાપરવામાં આવે છે, નીચેની નહેરોનો માત્ર વેપારની સમૃદ્ધિ ખાતરજ ઉપયોગ કરવામાં આવે છે.

**મદ્રાસ**—બકીંગહામ કેનાલ-નહેર-વ્યાપારની સમૃદ્ધિ ખાતરજ બાંધવામાં આવી છે. આ નહેર બાંધવામાં લગભગ ૧ કરોડ રૂપીઆનું ખર્ચ થયું છે, અને તે મદ્રાસ શહેરમાં થઈને પસાર થાય છે. આ નહેર દ્વારા દર વર્ષે ૨૦૦,૦૦૦ ટન માલની આવ જા થાય છે. આ ઉપરાંત મદ્રાસ ઈલાકામાં બીજી નહેરો પણ છે પરન્તુ તે સંબંધે કંઈ ખાસ કહેવા જેવું નથી.

**બંગાળા**—કલકત્તા અને ઇસ્ટર્ન-કેનલ-આ નહેરની કુલ લંબાઈ ૭૭૫ માઈલની છે. આ નહેર પાછળ ૬૮ લાખ રૂપીઆ ખર્ચ કરવામાં આવ્યું છે, પરન્તુ તે નહેર ઘણીજ ફળદાયક નીવડી છે, એટલે કે તે ઘણોજ સારો નફો આપે છે. માણસ અને સામાનની આ નહેર માર્ફતે જબરી આવ જા થાય છે અને દરવર્ષ ખરચ કાઢતાં દોઢ લાખ રૂપીઆનો ચોખ્ખો નફો પડયો રહે છે.

નદીઆ-રીવર્સ-કેનલ-આ નહેરની લંબાઈ ૪૭૨ માઈલની છે.

**બર્મા**—નદીઓ અને નહેરોની કુદરતથીજ એવી ગોઠવણ છે કે ત્યાં ઘણો વેપાર જળ વાટે ચાલે છે. પેઝ-સીતાંગ, અને સીતાંગ-ક્યૈકરો નામની બે નહેરો સરકારી ખર્ચે નીભાવવામાં આવે છે. પહેલી નહેરમાંથી દરવરસે ૧,૪૦,૦૦૦ રૂપીઆ આવે છે, છતાં તેને નીભાવવાના ખર્ચ કરતાં તે રકમ ઓછી આવે છે. બીજી નહેરમાંથી કંઈ પણ ઉપજ આવતી નથી. તેને નીભાવવાનો અર્ધ લાખ રૂપીઆનો ખર્ચ સરકારને દર વર્ષે કરવો પડે છે.

**નદીઓ**—નદીઓ એ વેપારની સંવૃદ્ધિનાં કુદરતી તેમજ ઘણાંજ ઉપયોગી સાધનો છે. હિન્દુસ્તાન જેવા વિશાળ દેશના જુદા જુદા વિભાગોમાં મોટી નદીઓ આવેલી છે, પરન્તુ બારેમાસ હોડીઓ ચાલી શકે તેવી બધી મોટી નદીઓ નથી. નર્મદા અને તાપી નદીના પટ ખડકવાળા હોવાથી, તેમજ તેમાં ઘણા વેગવાળાં પૂર આવતાં હોવાથી (તેના મુખ આગળના ભાગ સિવાય) તે હોડીઓ ચલાવવા માટે વરસના ઘણા ભાગમાં નકામી જેવીજ છે. સિંધુ, ગંગા અને બ્રહ્મપુત્રા તેના મુખથી સેંકડો માઈલ સુધી હોડીઓ અને નાની આગબોટોને આવ જા કરવા માટે લાયક છે, અને આ આવ જા લગભગ આખું વરસ ચાલ્યાં કરે છે. હુગલી નદી પણ આખું વર્ષ આગબોટો આવ જા કરી શકે તેવી છે. હિન્દુસ્તાનના પૂર્વ કિનારા તરફ વહેતી ત્રણ મોટી નદીઓ મહાનદી, ગોદાવરી અને કૃષ્ણાની અંદર અમુક અંતર સુધી આગબોટ આવ જા કરી શકે છે. આ નદીઓની કેટલીક શાખાઓમાં ખાસ કરીને ચોમાસામાં નાની આગબોટો ચાલે છે, અને હોડીઓ તો બારે માસ ચાલતી હોય છે. બરમામાં આરાકાન પ્રાન્તની અંદર મયુ અને કલદન નદીઓમાં વરસના ઘણા મહિનામાં આગબોટ દ્વારા માલ લાવવા લઈ જવામાં આવે છે. ઈરાવતીના મુખથી લગભગ ૫૦૦ માઈલ સુધી સ્ટીમરો-આગબોટો-આખું વરસ આવ જા કરી શકે છે, અને સ્ટીમ-લાંચ તેમજ દેશી હોડીઓ ઘણી ત્વરાથી આવ જા કરી શકે છે.

આ ઉપરાંત દેશના જુદા જુદા ભાગોમાં નાની નદીઓમાં તેમજ મોટી નદીઓની શાખાઓમાં હોડીઓ, મછવા, તરાપા વેપારની ખીલવણીને માટે દોડાદોડ કરી રહ્યા છે, પણ તે બધાની ગણતરી વિશેષ ફળપ્રદ નહિ હોવાથી અત્રે કરવામાં આવી નથી.

## સામાન્ય વિવેચન—આગગાડીનો ઇતિહાસ.

**હિન્દુસ્તાનની આગગાડીનો ઇતિહાસ**—ઇગ્લન્ડમાં જ્યારે આગગાડીઓએ દોડાદોડ કરી મૂકી હતી, ત્યારે હિન્દુસ્તાનમાં તેનું નામનિશાન પણ ન હતું. ૧૮૪૫ માં કોર્ટ ઑફ

ડિરેક્ટર્સે વેપારીઓની પેઢીની હિન્દમાં મોટા પાયા ઉપર આગગાડી ખોલવાની અરજીઓ ગવર્નર-જનરલના અભિપ્રાય માટે મોકલી હતી. હિન્દમાં આગગાડીઓ ફત્તેહમંદ નીવડશે કે કેમ તે સંબંધે કોર્ટ ઑવ્ ડિરેક્ટર્સને શરૂઆતમાં એટલો બધો શક હતો કે તેઓએ નાના પાયા ઉપર આગગાડીઓ ચાલતી કરવા પ્રયાસો કરવા ભલામણ કરી હતી.

આ મસલતનું પરિણામ એ આવ્યું કે અજમાયશ દાખલ આગગાડીની ત્રણ શાખાઓનાં બાંધકામ શરૂ થયાં.

ઈસ્ટ-ઇન્ડિઆ રેલ્વે કંપનીએ કલકત્તા (હાઉરા) થી રાણીગંજ સુધીની ૧૨૦ માઇલ લોઢાની સડક બાંધવાનું, ગ્રેટ-ઇન્ડિઅન-પેનિન્સ્યુલા-રેલ્વે કંપનીએ મુંબઇથી કલ્યાણ સુધી ૩૩ માઇલ-આગગાડીની સડક નાંખવાનું, તેમ જ મદ્રાસ રેલ્વે-કંપનીએ મદ્રાસથી અર્કોણ ૨૯ માઇલ-સુધી સડક કામ બાંધવાનું કામ શરૂ કર્યું.

૧૮૫૩માં લૉર્ડ ડેલહાઉસીએ આખા હિન્દની અંદર આગગાડી દાખલ થવાની અગત્ય દાખલાદલીલ સાથે લખી જણાવી, અને તેમાં લોકને, રાજ્યને અને વેપારને કેટલા બધા લાભ છે, તે સ્પષ્ટ રીતે દર્શાવ્યું. દરેક પ્રેસિડન્સિનો મુખ્ય બંદર સાથે તેમજ જુદી જુદી પ્રેસિડન્સીનો એક બીજા સાથે આગગાડી દ્વારા સંબંધ જોડવાની યોજના કેટલી બધી અગત્યની છે, તે વિષે તેણે ઘણુંજ અસરકારક શબ્દોમાં લખ્યું. તેણે નીચેની યોજના ઘડી કાઢી હતી.

૧. કલકત્તાથી લાહોર સુધીની એક આગગાડી.

૨. મુંબઇથી કલકત્તા-લાહોર લાઇનને મળે તેવી એક બીજી આગગાડી.

૩. મુંબઇ તેમજ મદ્રાસને જોડનારી એક આગગાડી.

૪. મદ્રાસથી મલબાર કિનારા સુધીની એક ચોથી ગાડી.

આ યોજના કોર્ટ ઑવ ડિરેક્ટર્સને પસંદ પડી, અને ૧૮૫૮ માં આઠ રેલ્વે કંપનીઓ ૧. ઇસ્ટ-ઇન્ડિઅન; ૨. ગ્રેટ-ઇન્ડિઅન-પેનિન્સ્યુલા, ૩. મદ્રાસ. ૪. બૉમ્બે બરોડા અને સેન્ટ્રલ ઇન્ડિઆ. ૫. ઇસ્ટર્ન બેંગાળા. ૬. ધિ-ઇન્ડિઅન-બ્રેંચ-(હાલની આઉધ રોહિલખંડ) ૭. સિંધ-પંજાબ. દિલ્હી-(હાલની નૉર્થ-વેસ્ટર્ન સ્ટેટ-રેલ્વે) ૮. ધિ-ગ્રેટ-સધર્ન-ઑવ્-ઇન્ડિઆ (હાલની સાઉથ-ઇન્ડિઅન-રેલ્વે)—ઉભી થઈ, અને તે કંપનીઓએ બધી મળી ૫૦૦૦ માઇલમાં લોઢાની સડક નાખવાનું કામ માથે લીધું. આ કંપનીઓએ શરૂઆતમાં ૫૨,૫૦૦,૦૦૦ પૌંડની થાપણ રોકી હતી.

હાલમાં જે જે આગગાડીઓ આપણા દેશના જુદા જુદા ભાગમાં દોડે છે, તેનાં તેનજ તેની શાખાઓનાં આ ગાડીઓ મૂળ હતાં. ૧૯૦૫ ની સાલ સુધીની ગણતરી પ્રમાણે (છેલાં ત્રણેક વર્ષમાં જે વધારો થયો છે તેની અહિં ગણતરી કરેલી નથી) આખા હિન્દ-

સ્તાનમાં ૨૮,૦૫૪ માઈલની અંદર આગગાડી પ્રસરી ગઈ હતી, અને કલકત્તા, મુંબઇ, મદ્રાસ, કરાંચી, ચીતાગોંગ, અને રંગૂન તેમજ હિન્દુસ્તાનના બધા વિભાગોનાં બધાં અગત્યનાં અને મોટાં શહેરો આગગાડી દ્વારા એક બીજાની સાથે જોડાઈ ગયાં છે.

આ મુખ્ય રેલ્વે ઉપરાંત નીચેની દેશી રજવાડાઓની રેલ્વે પણ ચાલુ છે.

૧. નીઝામ સરકારની રેલ્વે.

૨. કાઠીઆવાડના દેશી રાજ્યોની (મોરબી સ્ટેટ રેલ્વે અને ભાવનગર,-ગોંડળ, જૂનાગઢ-પોરબંદર સ્ટેટ) રેલ્વે.

૩. જોધપુર-બીકાનેર રેલ્વે.

૪. પંજાબની અંદર ચાલતી. પતીઆલા-છીંદ, આલર, કોટલ, અને કાશ્મીરનાં રાજ્યોની—રેલ્વે.

૫. માયસોર સરકારની રેલ્વે.

હિન્દમાં આગગાડી દાખલ થઈ ત્યારે એમ ધારવામાં આવતું હતું કે તેનો વસ્તી ઘણો લાભ નહિ લેશે, કારણ કે તે ઘણી ગરીબ છે, અને મુખ્ય તેનો ઉપયોગ માલ લાવવા લઈ જવામાં થશે. આવી જાતના વિચાર ભૂલભરેલા હતા કારણ કે હિન્દુસ્તાનના લોકોનું પુરાતન કાળથી યાત્રા કરવા અને ધર્મના કે બીજા મેળાઓમાં જવાનું ઘણું વલણ જોવામાં આવે છે. હિન્દુસ્તાનમાં આગગાડી થયા પહેલાં જ્યાં જ્યાં ઘણો પાક થતો ત્યાં ત્યાં તે પાકનો મોટો ભાગ પડ્યો રહેતો, પરન્તુ હાલ આગગાડીના સાધનથી જે વિભાગમાં ત્યાંના લોકોની જરૂરીઆત પૂરી પાડ્યા પછીનો બાકી રહેલો પાક દેશના જુદા જુદા ભાગમાં અને ઘણે ભાગે પરદેશ ખાતે ચડાવી દેવામાં આવે છે. આથી કરી ભાવ પણ ટકી રહે છે. આગગાડીનાં સાધનને અભાવે જ્યાં પુષ્કળ પાક થતો, ત્યાં ભાવ તદ્દન પડી જતો અને લોકો સુખી રહેતા હતા પરન્તુ જ્યાં પાક થોડો હતો કે દુકાળ પડતો ત્યાં ભાવ ચડી જતા અને લોકો ઘણા હેરાન થતા. આગગાડીથી આ પ્રકારની અગવડો દૂર થઈ છે. પૈસા હોય તો હિન્દના ગમે તે ભાગમાંથી અથવા તો યુરોપ કે અમેરિકાથી પણ અનાજ મેળવી શકાય છે.

આગગાડીથી કેટલા બધા લોકો મુસાફરી કરી તેનાથી થતા અનેક લાભો ભોગવે છે, તેનો ખ્યાલ નીચેના આંકડા ઉપરથી સહજ આવશે. ૧૯૦૪ માં બધી ગાડીઓમાં ત્રીજા વર્ગના ઉતારૂઓની આખા વરસની કુલ સંખ્યા ૨૦૦,૦૦૦,૦૦૦ હતી, અને સરેરાસ ગણતરી કાઢતાં દરેક ઉતારૂને દર માઈલ દીઠ લગભગ ૨$\frac{1}{2}$ પાઈ મુસાફરીના ખર્ચ તરીકે આપવી પડી હતી. 'ટીપે ટીપે સરોવર ભરાય છે, અને કાંકરે કાંકરે પાળ બંધાય છે' તેનો અત્યુત્તમ દ્રષ્ટાંત આગગાડીના દર માઈલનો નફો, દેખાતો દર પૂરો પાડે છે. આ દર પ્રમાણે તે સાલમાં ત્રીજા વર્ગના ઉતારૂઓની કુલ ઉપજનો આંકડો ૭૯૦ લાખ રૂપીઆનો થયો હતો. તે સાલમાં (૧૯૦૪) બીજા અને પહેલા વર્ગના ઉતારૂઓની સંખ્યાનો કુલ આંકડો ૨૨૭,૦૦૦,૦૦૦ જેટલો થયો હતો અને તેમાંથી રેલ્વે કંપનીઓને કુલ ૧૧૭૬ લાખ રૂપીઆની ઉપજ

આવી હતી, એટલે કે બધું ગણતાં એક વરસની અંદર સાધારણ રીતે બધી રેલ્વે લાઈનમાં મળી ૪૪૭,૦૦૦,૦૦૦ ઉતારૂઓએ બધી રેલ્વે કંપનીને ટીકિટના કુલ ૨,૧૬૬ લાખ રૂપીઆ આપ્યા હતા.

આ તો આપણે માત્ર ઉતારૂઓ વિષેજ કહ્યું. હર વરસ માલની લાવ જા કરવામાં કંપનીઓને કેટલી ઉપજ છે, અને કુલ કેટલા ટન માલની હેરબદલી થાય છે, તે કહેવું હજુ બાકી છે. ૧૯૦૪ની સાલમાં બધી રેલ્વે કંપનીઓએ આગગાડી મારફત જેટલા માલની હેરબદલી કરી હતી તેની ગણતરી ૫૨,૦૦૦,૦૦૦ ટન જેટલી થઈ હતી.

માલના નુર તરીકે આ કંપનીઓને કુલ ૨૫ કરોડ રૂપીઆ ઉપજ્યા હતા. હર માઈલ દીઠ હર ટન માટે લગભગ ૫½ પાઈ ભાડું આપવું પડે છે. પરચુરણ વસ્તુઓ બાદ કરતાં તે સાલમાં ૧૨,૩૬૧,૦૦૦ ટન દાણા અને બીઆ, ૮,૩૧૭,૦૦૦ ટન કોલસા, ૧,૫૮૪,૦૦૦ ટન રૂ, ૧,૫૦૦,૦૦૦ ટન શણ, ૧,૬૪૭,૦૦૦ ટન મીઠું, ૧,૪૪૭,૦૦૦ ટન ખાંડ, અને ૧,૨૫૦,૦૦૦, ટન લાકડાં આગગાડી મારફતે લઈ જવામાં આવ્યાં હતાં. આગગાડીઓને બંગાળાની ખાણમાંથી લાખો ટન કોલસા જુદા જુદા વિભાગમાં ખેંચી લઈ જવાના છે. પહેલાં રેલ્વેનું નુર વિશેષ હોવાથી ઇંગ્લંડથી કોલસા મંગાવવાનું સસ્તું પડતું, પરંતુ હાલ તે નુર ઓછું થવાથી બંગાળાના કોલસાનો દેશના જુદા જુદા ભાગમાં મોટો ઉપાડ થવા માંડ્યો છે, અને હજુ પણ તે કોલસાનો (નુરમાં હજુ વિશેષ ઘટાડો થશે તો) મોટા જથામાં ઉપાડ થયા કરશે.

આગગાડીથી વેપારને તેમજ ઉતારૂઓને આવવા જવાની સગવડ થઈ છે, એટલુંજ નહિ, પરંતુ આખા દેશમાં હજારો માઈલમાં પથરાઈ ગએલી ભિન્ન ભિન્ન શાખાઓમાં હજારો બલ્કે લાખો કામદારો અને લાખો મજુરો પોતાનું ગુજરાન ચલાવે છે. ૧૯૦૮માં જે ગણતરી કરવામાં આવી હતી તે મુજબ આગગાડીમાં નોકરી કરતા કામદારોની કુલ સંખ્યા ૪૨૨,૦૦૦ જેટલી થઈ હતી. આ સંખ્યામાંથી ૪૦૭,૦૦૦ દેશીઓની અને ૧૫,૦૦૦ યુરોપીઅન તેમજ યુરેશીઅનોની હતી. આગગાડીના કોન્ટ્રેક્ટરો, મજુરો, વગેરેની તો આમાં બીલકુલ ગણતરી કરવામાં આવીજ નથી. આ સંખ્યા તો લાખોની થવા જાય છે. હિન્દુસ્તાનના લોકોની આગગાડીઓથી કેટલી રોજી ખુલી છે, એ આ ઉપરથી સ્પષ્ટ સમજાશે. જેમ જેમ આગગાડીઓનો દેશમાં વિસ્તાર થશે, તેમ તેમ મજૂરવર્ગને વધારે ને વધારે રોજી મળતી જશે, વેપાર અને ઉદ્યોગની આબાદી થશે, અને અનેક પ્રકારના વ્યવહારમાં વૃદ્ધિ થશે

સડકો—મોગલ બાદશાહોએ વેપારની સગવડ ખાતર મોટાં શહેરો વચ્ચે પાકા રસ્તાઓ બાંધ્યા હતા. આ રસ્તાઓમાંથી પસાર થતા જાનમાલની સહીસલામતી ખાતર અમુક અમુક અંતરે ચોકીઓ મુકવામાં આવી હતી, અને જે જે જમીનદારની હદમાંથી રસ્તા પસાર થતા હતા, તેઓને ચોકીદારો રાખવાની ફરજ પાડવામાં આવી હતી. આ જમીનદારોને અમુક કર લેવાની છૂટ આપવામાં આવી હતી. રસ્તાઓ ઉપર ઝાડ રોપવામાં આવ્યાં હતાં, અને સ્થળે સ્થળે અંતરના માપના થાંભલા તેમજ વિશ્રામસ્થાનો ચણવામાં આવ્યાં હતાં.

મોગલ બાદશાહીના વખતમાં નીચેના રસ્તાઓ મુખ્ય હતા.

૧. મીરજાપુરથી દક્ષિણમાં જવાનો મોટો રસ્તો.

૨. આગ્રાથી અજમેર સુધીનો રસ્તો.

૩. અલાહબાદથી જબલપુર સુધીનો રસ્તો.

૪. મથુરાથી આગ્રા સુધીનો રસ્તો.

૫. ઈટાવાથી અલાહબાદ સુધીનો રસ્તો.

૬. ગરમુખતેસર, મુરાદાબાદ, બરેલી, સાંદી, અને રાઇબરેલી થઈને બનારસ અને પટણા સુધીનો રસ્તો.

૭. દીલ્લીથી અલીગઢ સુધીનો રસ્તો.

હિન્દમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના થયા પછી સડકોની હાલત જોઈએ તેવી સારી ન હતી. ૧૮૪૧ થી ૧૮૪૮ ની સાલ સુધીમાં રસ્તાને સારી સ્થિતિમાં રાખવાને માટે પૈસા સંબંધી ઘણી મુશ્કેલીઓ નડતી.

બાંધેલા રસ્તાને સારી સ્થિતિમાં રાખવા માટેનો અને નવા રસ્તા બાંધવા માટેના પૈસાનો થોડો ભાગ બ્રિટિશ સરકાર તરફથી, થોડો જમીનદાર તરફથી, અને થોડોક રસ્તાનો ઉપયોગ કરતા વેપારી તરફથી આપવામાં આવતો. કેટલીક વેળા રાજા અને અમીર ઉમરાવો કેટલીક મદદ બક્ષીસ રૂપે આપતા. ૧૮૫૪–૫૫ સુધી દરેક પ્રેસિડન્સિની 'મીલીટરી બોર્ડ' રસ્તાની દેખરેખ રાખવાનું કામ કરતી, પરન્તુ તે સાલથી દરેક પ્રાન્તમાં પબ્લિક વર્કસ ડિપાર્ટમેન્ટની સ્થાપના કરવામાં આવી, અને રસ્તા સંબંધે બધું કામકાજ તેને સોંપવામાં આવ્યું. આગગાડીનો પ્રચાર થવાથી સ્ટેશન સુધી માલ સગવડથી લઈ જવા ખાતર સારા રસ્તા કરવાની ફરજ પડી, અને તેથી પણ રસ્તાઓ સુધારવા તરફ વિશેષ લક્ષ અપાતું ગયું. હાલમાં સરકાર પબ્લિક વર્કસ ડિપાર્ટમેન્ટ દ્વારા નવા રસ્તા બાંધે છે, જૂનાને સમારી સારી સ્થિતિમાં રાખે છે, અને જ્યાં ખાસ પૂલ બાંધીને અથવા ભારે ખર્ચ કરી રસ્તા બાંધવાની જરૂર પડે છે; ત્યાં તેવા રસ્તાઓ ઉપર પસાર થતાં ગાડાં ગાડી ઉપર અમુક કર નાંખવામાં આવે છે.

મ્યુનિસિપાલિટીની સ્થાપના થયા પછી તેની હદના રસ્તાઓ સારી સ્થિતિમાં રાખવાની જોખમદારી તેઓના ઉપર નાંખવામાં આવી છે. દુકાળ વખતે જે પૈસા દુકાળીઆને નીભાવવા એકઠા થએલા હોય છે, કે કરવામાં આવે છે, તેનો ઘણે ભાગે તળાવો ખોદાવવામાં કે રસ્તાઓ બાંધવામાં સરકાર તેમજ સ્થાનિક સરકાર અને મ્યુનિસિપાલિટીઓ ઉપયોગ કરે છે.

(અપૂર્ણ.)

**ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.**

# "કાવ્ય એટલે શું ?"–

અમદાવાદના તા. ૭ મી ફેબ્રુઆરી ૧૯૦૯ ના રોજ પ્રેમાભાઈ હૉલમાં "ગુજરાત સાહિત્ય સભા" તરફથી "કાવ્ય એટલે શું ?"—એ વિષય ઉપર આપણા સુપ્રસિદ્ધ વિદ્વાન ર. ર. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ.—એમણે ચર્ચા કરી હતી. તે સમયે ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપલ રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ. અધ્યક્ષસ્થાને બિરાજ્યા હતા. રા. રા. કેશવલાલે ચર્ચાના આરંભમાં જણાવ્યું કે એક અજાણ્યો વિષય હમેશાં વધારે રસ ઉત્પન્ન કરે એ સ્વાભાવિક છે, માટે આજનો વિષય બહુ જ પરિચિત હોવાથી રસિક થવાનો ઓછો સંભવ રહે છે, વળી રા. રા. રમણભાઈ મહીપતરામ–એમણે પોતાના "કવિતા અને સાહિત્ય" એ નામના પુસ્તકમાં આ વિષય વિષે ઠીક ચર્ચા કરેલી છે, તેથી આ વિષયને અંગે કાંઈ નવીન કહેવાનું રહેતું નથી–તેમની ઇચ્છા માત્ર ચર્ચારૂપે બે શબ્દ કહેવાની છે. તેમણે આગળ ચાલતાં કહ્યું કે સાહિત્યના ઇતિહાસમાં કાવ્ય એ સાહિત્યનું જાણીતું અંગ છે. કાવ્ય પરત્વે ઘણી જાતના ખોટા વિચારો અત્યારસુધી ઉભા થયેલા આપણે જોઈએ છિયે. કેટલાક એવો મત ધરાવે છે કે "કવિતા એ જ કાવ્ય છે".* કેટલેક સ્થળે તો માત્ર સ્મરણશક્તિને મદદ કરવાના હેતુથી જ તેનો ઉપયોગ કરેલો હોય એમ જણાય છે. આજ પર્યંત ઘણાંક લખાણ જેવાં કે અમરકોશ, સ્મૃતિ, હરિકારિકા—આદિ કવિતામાંજ લખાયેલાં છે. પરંતુ તેને આપણે કાવ્ય કહેતા નથી. એક વખતે હું ખેડે ગયેલો હતો ત્યારે વકીલાતની પરીક્ષા માટે તૈયારી કરનાર એક સદ્ગૃહસ્થે મને સઘળો આખો પીનલકોડના ફોજદારી કાયદા કવિતામાં લખેલા વાંચી સંભળાવ્યા હતા. સ્મરણશક્તિને મદદ કરવાને માટે રચાયેલી કવિતાનો એ એક તાજો દાખલો હતો.

---

* કવિતા નહિ છતાં કાવ્ય હોય તેનાં ઘણાં દૃષ્ટાંતો છે.

(अ) બાણની કાદંબરી

(ब) સ્વ. ગોવર્ધનરામનું "વર્ષાવર્ણન"

(કાવ્યમાધુર્યમાં)

'ધન્ય ધન્ય ઓ ચિત્ત સુન્દર તું'

ઈત્યાદિ—

આનું કાવ્યત્વ કાંઈ કટાવની રચનાને લીધે નથી પણ ભાવને લીધે છે. આ ચાર માત્રાના મધિનો કટાવ તો તેના શ્રુતિમધુરતાથી વિનોદ ઉપજાવીને મનોહરતામાં વૃદ્ધિ કરે છે.

(क) શ્રી. નાનાલાલના "સૌભાગ્યવતી" નામના કાવ્યમાં—

"મોગરનો મંડપ હતો"

—ઈત્યાદિ—

આમાં છંદ નથી–રાગ નથી–તથાપિ કાવ્યત્વ છે.

વળી તેમના "કેટલાંક કાવ્યો" માંથી

ભાગ ૨ જાના "અર્પણપત્રિકા"

"ગુરૂદેવ નમો નમ".— —ઈત્યાદિ—

બીજા કેટલાકના અભિપ્રાય પ્રમાણે—

"કવિતા કહીયે કલ્પના જનમનરંજન જાણ."

રા. કેશવલાલે જણાવ્યું કે જેમ સ્મરણશક્તિને મદદ આપવા માટે લખાયેલી કવિતા એ કાવ્ય ન ગણાય તેમ વિનોદાર્થે લખાયેલી કવિતા એ પણ કાવ્ય ગણી શકાય નહિ. વિનોદ એ કાવ્યનું વ્યાવર્તક લક્ષણ ન કહેવાય પરંતુ માત્ર તેનું આનુષંગિક ફળ જ ગણી શકાય. કેટલાક લોકો એમ સમજે છે કે જેથી લોકોત્તર આનંદ આપણને મળે તેને કાવ્ય કહેવું. લોકોત્તર આનંદ એટલે સાધારણ કરતાં વિશેષ આનંદ.—અર્થાત્ કોઇને લાખ રૂપીઆની બક્ષીસ મળી હોય તેથી જેટલો આનંદ થાય તે કરતાં પણ અધિક આનંદ તે લોકોત્તર આનંદ. અને આ લોકોત્તર આનંદ એ કાવ્યનું મુખ્ય લક્ષણ છે એમ એઓ સમજે છે. પરંતુ આ ભૂલ ભરેલું છે. કારણ કે આનંદ એ કાવ્યનું વ્યાવર્તક લક્ષણ નથી. પરંતુ માત્ર આનુષંગિક ફળ જ છે, આનન્દમાં જ કાવ્યની કાવ્યતા અથવા ઉચ્ચતા સમાયેલાં છે એમ માનવું એ યોગ્ય નથી. હિન્દુસ્તાનીમાં "આનંદમંજરી" નામનો એક ગ્રંથ છે એમાં રાધા રીસાય છે અને કૃષ્ણ તેને મનાવે છે એ એક વાતની ઉપર આખી કરોળીઆની જાળની માફક શબ્દજાળ પાથરેલી છે. આ ગ્રંથને કાવ્યને બદલે કોશનું અભિધાન આપ્યું હોય તો વધારે યથાર્થ ગણાય. તેમ જ "લીલાવતી"—"અમરકોશ" અને લોલીંબરાજનું "વૈદ્યજીવન" આદિ ગ્રંથોમાં ચમત્કાર છે પરંતુ કાવ્યત્વનું લક્ષણ સમાયેલું નથી. તેમ જ "સારીગમ"—સતારની ગતો, ટપ્પા અને ઠુમરીઓ વગેરે સંગીત જેવા કે "ગીતગોવિંદ," પ્રાર્થનાસમાજનાં કીર્તનો— જે શુષ્ક આનંદ આપે છે તે, અને નાટકના અભિનય વગેરે કાવ્યત્વનાં ખાસ લક્ષણ ગણી શકાશે નહિ. આ બધાં લક્ષણો જેમ મશાલાથી રસોઈની લહેજતમાં વધારો મળે છે તેમ કાવ્યની કાવ્યતામાં અને મનોહરતામાં વધારો ઉત્પન્ન કરે છે અને તે કારણથી તેઓ કાવ્યનાં માત્ર ઉપકરણ જ છે; મુખ્ય અંગ નહિ. ચમત્કાર ઉત્પન્ન કરે તથા સભારંજનાર્થે લખાયેલી કવિતાઓ કાવ્ય નથી. દલપતરામનો "ફારબસ વિલાસ" તથા "જાન્યુઆરી જાણજો ફેબ્રુઆરી ફરી જોય" અને નવલરામની "બિરબલ ચાતુરી" તથા પંડિત ગટ્ટુલાલની સ્કુલનાં "યમક" ઇત્યાદિ લક્ષણોવાળાં કાવ્ય કાવ્ય નહિ ગણાય. વળી નીચેની કવિતામાં અલંકારનો દુરુપયોગ થયેલો જણાય છે:—

ઘંટાતણા ચાર ટકોર વાગ્યા,<br>
ઉદ્યોગી લોકો જન સર્વ જાગ્યા;<br>
જાણે શ્રુતી ચાર તણા ઉચારે,<br>
મુમુક્ષુ અજ્ઞાનપણું ઉતારે.<br>
પૂર્વે ઉગ્યો શુક્ર તણો શિતારો,<br>
તેજસ્વી તે શોભિત શ્રેષ્ઠ સારો;<br>
શું સૂર્યનો તે સરદાર આવ્યો,<br>
સંધી કરાવા શુભ વિદ્દી લાવ્યો.<br>
પરોઢિયે શીતળ વાયુ વાય,<br>
તેથી પડે ટાઢ અને ધ્રુજાય;<br>
કુરાજ્યમાં જેમ જનો ન જંપે,<br>
બીકે બધા લોકની કાય કંપે. ઇત્યાદિ—(દલપત કાવ્ય.)

વળી નર્મકવિતામાં "હોળી" ની કવિતામાં ઉત્પ્રેક્ષાલંકારનો દુરુપયોગ થયેલો છે.

(હોળી.)

એવી કેવી તેં આગ લગાડી,
તાગવણુ કાળજું ખેલું હું હોળી. ટેક. ૧
આને બળી તેં આગ લગાડી,
આડી બધાથી હું લાડી, હા રે પ્યારા આ.
વાડી બળે થઈ પાડી હું લાડી,
સાડી તજી રહું હલાડી—તારા૦ એવી૦ ૨
તાડી પાઇને બનાવી તેં ગાંડી,
ગાડી નાખી રૂડી વ્હાડી—હાં રે પ્યારા ગાડી.
નાડી થઇ જો આ ઉંક જ ટહાડી.
ગાંડી કરી કેમ છાંડી. તારા૦ એવી૦ ૩
ફાડી કલેજું ન ટેક પોંચાડી,
આડી રહું બુમ પાડી—હાં રે પ્યારા આ૦
ભાડી મની કર મા ચુણી ચાડી,
ઓ નર્મદ લે તું ઉપાડી. તારા૦ એવી૦ ૪

(નર્મદ કવિતા.)

અલંકારાદિકની પેઠે કેવળ બોધ—શુષ્ક બોધ—એ પણ કાવ્યનું મુખ્ય લક્ષણ નથી.× જેવાં કે "શીખામણનાં પદો" વગેરે. જો બોધ કેવળ બોધના જ રૂપમાં ન હોય પરંતુ ભાવપ્રવાહના રૂપમાં ગૌણભાવે સમાયેલો હોય તો તેવો બોધ એ કાવ્યનું કાવ્યત્વ સચવશે.

---

× તોરણાના રણછોડભાઈની એક કવિતા—

પદ.

હું તો તને વારું રે, આ તેં શું કર્યું રે;
હરી હીરો ખોયો, તે હોંશે તે ગમાર. ટેક.
ઉદરમાના કષ્ટ્યા રે, આંખે થયો આંધળો રે;
વિસારી બેઠા દિન દયાળ. હું તો તને. ૧
માન સાચા મુરખ રે, બુદ્ધિ તારી ક્યાં બળી રે;
ભાગે તો ભમતો ન દીઠો કાળ;
ગપાટાને હાંકે રે, બધા ભામના રે,
વિચારી ના જોયું રે, સાર અસાર. હું તો તને. ૨
મુનસા જનમ મેળવ્યો તેં યુગમાં રે,
હંસા ઉપર પાડી હામ;
જાણ્યો તને ત્યારે રે, આડું શું ના આતીપોરે;
તારી ભાળી કુખે ના દીધા ડામ. હું તો તને. ૩

જેમકે અંગ્રેજીમાં "મર્ચન્ટ ઑફ વેનીસ" માં "મર્સી+" વિષે લીટીઓ અને હૅમ્લેટની "Give thy thoughts no tongue." ઈત્યાદિ લીટીઓ અને શાકુન્તલના કણ્વ ઋષિના શકુન્તલાને સલાહ આપતા શ્લોકો—વગેરેમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે બોધ સમાયેલો છે તે ભાવપ્રવાહના રૂપમાં તેનું નિરુપણ થએલું છે માટે કાવ્યત્વવાળું છે. નદીએ નાહવા જઇએ તેથી કસરત મળે અને મળ જાય. માટે કસરત એ નદીની આપેલી નથી. તેમ કાવ્યથી આનંદ ઉત્પન્ન થાય પરંતુ તે કાવ્યનું લક્ષણ નથી.

આ પ્રમાણે શુષ્ક બોધ નહિ પણ ભાવપ્રવાહના ગૌણ ભાવે નિરૂપણ થયેલો બોધ જેમ કાવ્યત્વનું સાધન છે તેમ અલંકાર ન છતાં કાવ્ય હોય એ દાખલો પ્રેમાનંદના "નળાખ્યાનમાં" છે. હંસ નળ દમયંતીનો યોગ કરી આપીને પોતાને ઘેર જાય છે ત્યારે તે પ્રસંગે આશ્વાસનના અર્થમાં લખાયેલી દશેક લીટીમાં સાદી વાણી અને અલંકાર કે ટાપટીપ વગરની રચના એ પૂર્ણ કવિત્વ સૂચવે છે.

ઈ. સ. ના સાતમા શતકમાં આબેહૂબ વર્ણન કરવામાં કવિતા ગણાતી હતી. તેની વિરુદ્ધ વૈદર્ભી, ગૌડી. પાંચાળી ઈત્યાદિ રીતિવાદ—ધ્વનિવાદ—અનુમાનવાદ—વગેરે વાદ તથા રીતિઓ પ્રચલિત થઈ. પરંતુ આવા પ્રકારના ધ્વનિ કાવ્ય અથવા ચિત્રકાવ્યમાં ભાવ પ્રદર્શિત કરવા માટે વિવિધ પ્રકારની આ યોજનાઓ જ છે.

પશ્ચિમમાં ગાયનને કાવ્ય કહેવાય છે અને એનો મુદ્દો હૃદયક્ષોભ ઉપર રચાયો છે. વિદ્યા વગેરેમાં આપણે પશ્ચિમના આભારી છિયે ખરા પરંતુ હૃદયક્ષોભનો વાદ મારાથી કબૂલ રાખી શકાય તેમ નથી. કારણ કે હૃદયના ધબકારામાં અને એ લાગણીના ધબકારામાં માત્ર ડીગ્રીનો જ ફેર છે એવું ડૉકટરો કહે છે. તેથી કવિતાના Rhythmને અને હૃદયના Rhythm જોડે સરખાવવામાં આવે તે મને યોગ્ય લાગતું નથી.

બીજો ઍરીસટૉટ્‌લનો અનુકરણ (Imitation) વાદ છે; ત્યારે બીજા સર્ગશક્તિ (Originality) થી ઉત્પન્ન થયું હોય તેને પણ કાવ્ય કહે છે.

વળી Subjective and Objective એ બે પ્રકારનાં કાવ્ય ગણાય છે. પહેલામાં કવિ પોતે જ પાત્ર હોય છે અને બીજામાં એ જુદાં જુદાં પાત્ર પાસે પડદા પાછળ રહીને નટ પૂતળાં નચાવે તેમ બોલે છે. બાયરનનો ચાઈલ્ડ હૅરોલ્ડ "આત્મલક્ષી" (subjective) કાવ્યનો દાખલો છે.

---

સગાં ને સંબંધી રે બુડાવવાને સૌ મળ્યાં રે,
તરવાને ત્રીકમ નામ સંભાર;
ભોતો ન લાગે રે, ઝટપટ માનજે રે;
હવે તું તો ગાફલ ન રહીશ ગુમાર. હું તો તને. ૪

ડહાપણ તો ડોહોળ્યું રે, સ્વારથ સાથમાં રે;
પરમારથની ન જાણી પેર,
રણછોડ કહે છે રે, રંડના તુને તુને તજે રે;
વહી ગયો ભજની દીન લેહેર. હું તો તને. ૫

+ "It droppeth as the gentle rain from heaven."

બીજી બે સ્કુલો છેઃ=" Idealistic આઈડિયલિસ્ટિક " અને "Realistic" રીઅલી-સ્ટીક; બીજીમાં જુગુપ્સા ઉત્પન્ન થતી હોય તો પણ આબેહૂબ ચિત્ર આપવામાં આવે છે. તેમ પહેલી જાતના કાવ્યોમાં પણ ઘણા ઘણા દોષ જડે તેમ છે,

રા. રા. કેશવલાલે આગળ ચાલતાં કાવ્યનું સ્વરૂપ તપાસ્યું. તેમણે કહ્યું કે જે કાર્ય બીજા કોઈ ઉપકરણથી ન થઈ શકે તે કાર્ય કાવ્યને કરવાનું છે. આ પ્રસંગે તેમણે શિલ્પ-કાર, ચિત્રકાર અને કવિના કાર્યની તુલના કરી સમજાવ્યો હતો. તેમણે જણાવ્યું કે—

" સાહિત્યમાં પ્રથમ સ્થાન કાવ્યને મળે છે. એની કૃતાર્થતા, સંસારચક્રને ગતિ આપ-નાર જે ભાવપ્રવાહો છે, તેનું અવિચ્છિન્ન પ્રતિભાગમ્ય પ્રતિબિંબ આપવામાં રહેલી છે. શિલ્પ અને ચિત્ર આંગિક અભિનયના નિરૂપણથી ભાવનું મધુર દર્શન કરાવે છે ખરાં, પરંતુ તે દર્શન વિચ્છિન્ન એટલે તૂટક હોય છે. ભાવના અવિચ્છિન્ન પ્રવાહને એ કળાઓ સાકાર કરવા અસમર્થ છે. એ તો કાવ્ય જ ગોચર કરી શકે છે. શિલ્પ અને ચિત્ર જે સ્વરૂપ દશ્ય કરે છે તે એક જ ક્ષણનું અને એક જ અવસ્થાનનું હોય છે. એ અવસ્થાનના દર્શનની પૂર્વના અને પછીના સ્વરૂપથી તે આપણને સુજ્ઞાત કરી શકતાં નથી. અસાડ શ્રાવણની અમા-વાસ્યાની રાત્રીએ આકાશ મેઘથી છવાઈ જઈ એવરો અંધકાર ચક્ષુને અચક્ષુ કરી રહ્યો છે, તે પ્રસંગે એકાએક વીજળીના ચમકારાથી જતું પ્રકૃતિનું વિચ્છિન્ન ક્ષણિક દર્શન આપણે પામીએ છિયે, તેવું શિલ્પ અને ચિત્રદ્વારા થતું ભાવદર્શન પણ ક્ષણિક અને વિચ્છિન્ન હોય છે. સદ્ગત સુપ્રસિદ્ધ ચિત્રકાર રવિવર્માએ દોરેલું નલોપાખ્યાનના વસ્ત્રચ્છેદન પ્રસંગનું ચિત્ર ઘણાંએ જોયું હશે. પતિની નગ્નતા ઢાંકવા સારૂ પોતાનું અર્ધું અંગ ઉઘાડું કરી અર્ધા વસ્ત્રભેર દમયંતી ભૂખ અને થાકની મારી નિષ્પાપ હૃદયથી ગાઢ નિદ્રામાં પડી છે. તેની પાસે બાકીનું અર્ધું વસ્ત્ર જેણે શરીરે વીંટયું છે એવો નળ બેઠો છે. તેના મુખ ઉપર ભયંકર રોષની છાયા છવાઈ ગઈ છે તેને લીધે ભાન ભૂલી શંકાનો ભોગ થઈ પડેલી દમયંતીને અઘોર વનમાં ઉંઘતી મૂકી ચાલ્યા જવાનો ક્રૂર નિશ્ચય નળ કરે છે. યદચ્છાએ મળી આવેલી પાળીથી ને વસ્ત્ર કાપે છે. ચિત્ર સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારે જોયું હશે કે વસ્ત્ર ચીરતાં પૂર્વ પ્રેમ સંભારી બન્નેનાં એકલમ થયેલાં હૃદય ચીરાયાની અસહ્ય વેદના નળ અનુભવે છે. આ બધું પૂરેપૂરૂં હૃદય-વેધક છે. પરંતુ નળના મનના ભાવોની સંકલ્પિનો પ્રવાહ ગોચર કરવામાં તે નિષ્ફળ નીવડે છે. એની ઝાંખી સારૂ તો પ્રેમાનંદના નળાખ્યાનમાં નજર કરવી યોગ્ય છે. એ ચિત્ર જુઓ અને આ નીચે ટાંકેલું કાવ્ય સરખાવોઃ—

" નળે સુતી દીઠી સુંદરી, નિસ્વાસ મુક્યો બે નયણાં ભરી;
કોણ દિવસ આવ્યો શ્રી હરી, એ દુઃખે પ્રાણ ન જાય નીસરી.

વૈદરભી વસુધાવશ પડી, દુઃખ નોતું દીઠું એક ઘડી;
ઘણે દોહેલે વરી મેં એહ, રૂએ રાજા જોઈને દેહ.

નખથી નિરખતાં જોયું મૂખ, ત્યારે મનમાં લાગ્યું દૂખ;
કળિ વળી તેનું ચિત ફેરવે, રાજા મનમાં દ્વેષ મેળવે.

શી સગાઈ પરતનયાતણી, દુષ્ટ દમયંતી એ પાપણી;
શી પ્રીત છેહ દીધો જાણીએ, હું વિના મચ્છ ખાધાં એણીએ.

મલીન મન એનું નિરધાર, કો સમે માહારો કરે આહાર;
ન ઘટે એ સું રહેવું મળી, રાયને ઉપજાવે બુદ્ધિ કળી.

તો સમે હૃદેની દાઝ, સુઈ વનમાં એકલી આજ;
બુદ્ધભ્રષ્ટ મન રાજાતણું, કળીનો પ્રેર્યો ક્રોધે ઘણું.

મનમાંહે આશંકા ગણે, એક વસ્ત્ર પેહેર્યું બે જણે;
મધ્યે ચીર ફાડું બળ કરી, થાય શબ્દ જાગે સુંદરી.

હોય છુરી તો છેદું પટકૂળ, કળી થયો કાંતું અનરથનું મૂળ;
નળે લીધું છુરીકા શસ્ત્ર, વચેથી વેહેર્યું અરધું વસ્ત્ર.

કટકા બે પટકુળના કરી, મૂકી નળ ચાલ્યો સુંદરી;
ગયો ડગલાં સાતજ ભરી, પ્રીત શ્યામાની સાંભરી.

નળ વિમાસણ મનમાં કરે, એકલી એ ફાટીને મરે;
વર્યો હું દેવતા પરહરી. વળી વનમાં સાથે નીસરી.

ત્રૈલોકમોહન એ માનની, કેમ વેદના સેહેશે રાનનની;
ન ઘટે મૂકી જાવું મને, નળ આવ્યો દમયંતી કને.

દીઠું સુખ અંતર પરજળ્યો, સંભારી મચ્છ ને પાછો વળ્યો;
કળી તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતી ભણી.

વિચાર વારિનિધિમાં પડ્યો, આવાગમન હીંડોળે ચઢ્યો;
સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી.

બળ પ્રબળ કળીનું થયું, પ્રેમબંધન ત્રુટીને ગયું;
સર્પ કંચુકીને તજે જેમ, મેં દમયંતી તજવી તેમ.

વૃક્ષ પત્રને જેમ પરહરે, પુનરપિ તે અંગી નવ કરે;
જેવું હોય વમનનું અંન, તેવી માહારે એ સ્ત્રીજંન.

કો વેળા મુને મારે નેટ, હુંયે વાહાલું એહને પેટ;
એહેવું કહીને મૂકી દોટ, ઉવાટે દોડ્યો સાસોટ;
ત્યાં લગે ધાયો ભૂપાળ જ્યાં લગે થયો પ્રાતઃકાળ."

આવી જ રીતે રા. રા. છગનલાલ હરિલાલ પંડયાએ છપાવેલી કાદંબરીને શોભાવનારૂં ચિત્ર જુઓ. અને જે પ્રસંગનું એ ચિત્ર છે તેવું નિરૂપણ કાદંબરીમાં બાણ કવિએ કર્યું છે તે જુઓ. એક કાવ્ય છે તેથી ભાવપ્રવાહ અવિચ્છિન્ન ગોચર કરે છેઃ બીજું ચિત્ર જ છે તેથી વિચ્છિન્ન ક્ષણિક અવસ્થાનનું જ દર્શન કરાવી વિરમે છે;"

રા. રા. કેશવલાલે આગળ ચાલતાં કહ્યું કે "કાવ્ય એ હૃદયની લાગણીનો—ભાવનો સતત પ્રવાહ છે:" એનો મુખ્ય ઉદ્દેશ હૃદયની લાગણીનું નિરૂપણ કરવાનો છે. અને એનું સાધન શબ્દો—વાણી છે. ઉપકરણની યોગ્યતા ઉપર એની સફળતાનો આધાર છે. અલંકાર વગેરે ભાવનો પ્રવાહ વ્હેવડાવવામાં ઉપયોગી જેટલે અંશે થાય તેટલે અંશે ઉપયોગના છે. કોઈ વખતે અનેક ભાવો એકઠા થાય છે ત્યારે 'મહાભારત' જેવડું કાવ્ય થાય છે. 'રામાયણ' પણ તેમ જ છે. 'મેઘદૂત'માં માત્ર એક જ ભાવ પોતે વિસ્તાર પામીને એ જ પાત્રદ્વારા નિરૂપણ થાય છે.

આટલું બોલ્યા પછી સમય બહુ થયેલો હોવાથી તેમ જ વિષય ચર્ચાના રૂપમાં મૂકાયેલો હોવાના સબબથી રા. રા. કેશવલાલે આ વિષયની ચર્ચાની સમાપ્તિ કરી હતી.

એ ઉપર અન્ય ગૃહસ્થોએ તથા પ્રમુખ સાહેબે કરેલી ચર્ચાનો સાર આવતા અંકમાં આપીશું.

[ વસન્ત—ઑફિસ. ]

---

## ધર્મવિચાર

( અનુસન્ધાન પૃ૪ ૫૬૬ થી. )

[ ભૂતલોક, તથા અન્ય લોકના અસ્તિત્વની કલ્પના. ]

મરણ પછી અન્ય સ્થિતિ છે એ કલ્પના હિંદુ ધર્મમાં માન્ય છે. કર્મ પ્રમાણે મનુષ્ય પ્રેતલોક, પિતૃલોક, ચંદ્રલોક, સૂર્યલોક, ઇંદ્રિલોકમા ન્હે છે ને પછી પાછો આ પૃથ્વી પર જન્મ લે છે એમ પુરાણોમાં કથન કરવામાં આવેલું છે. ભૂલોક, ભુવર્લોક ( પૃથ્વી અને સ્વર્ગની વચ્ચેનો દેશ ) તથા સ્વર્લોક ( સ્વર્ગ ) હિંદુ ધર્મમાં મનાયલા છે. ગાયત્રી, વેદમંત્ર તથા વેદાન્તમાં માન્ય કરેલા છે. ઝંદધર્મ, ઇજિપશીઅન ધર્મમાં પિતૃલોકનુ અસ્તિત્વ માનવામાં આવે છે. ચંદ્ર, મંગળ વગેરે ગ્રહ મંડળમાં વસતિ છે એમ આધુનિક કેટલા વિદ્વાનોની કલ્પના છે. એ ગ્રહો જોડે સંબંધ થયો નથી એટલે પ્રત્યક્ષ જ્ઞાન થયું નથી. હમણાં પરોક્ષ અનુમાનની સ્થિતિ છે. આગળ જતાં દુરબીન, વિમાન, હવામાં ઉડતા પક્ષિ આકારના વાહનો, તાર વિનાના વીજળી સદેશા જેવી અપૂર્વ શોધથી ગ્રહમંડળ જોડે સંબંધ થાય તો અપરોક્ષ જ્ઞાન થાય. હાલ તો માત્ર કલ્પના છે.

ઐહિક નીચ વાંછના રહી ગઈ હોય તો મરણ પછી પિતૃલોક કે અન્ય લોકમાં જતાં

પહેલાં ભૂત, પિશાચ, વગેરે સ્થિતિમાં વાસના તૃપ્ત થતા થતા લગી મનુષ્યના સૂક્ષ્મ દેહને રહેવું પડે છે એમ માનવામાં આવે છે.

ગીતામાં કહ્યું છે:—

> यांति देवव्रता देवान् पितॄन् यांति पितृव्रताः ।
> भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥

(ઇંદ્રાદિક દેવોના ભક્તો ઇંદ્રાદિક દેવલોકને પામે છે, પિતૃભક્તો પિતૃઓને પામે છે, ભૂતોનું (વિનાયક, માતૃકા આદિ) યજન કરનારાઓ તે. તે ભૂતોને પામે છે પરંતુ મને ભજનારાઓ તો મને જ પામે છે.) ભૂતલોકનું અસ્તિત્વ છે એમ કેટલાક વિદ્વાન્ લોક પણ માને છે, કેટલાક તો પ્રત્યક્ષ અનુભવના દાખલા રજુ કરે છે. આવા પુરાવાના દાખલા સત્ય હો કે મનકલ્પિત ભ્રમણા હો. અમેરિકા તથા ઇંગ્લાંડ જેવા સુધરેલા આગળ પડતા દેશોમાં પણ મંડળો સ્થપાયાં છે ને ભૂતલોક (Spirit world) નું અસ્તિત્વ સાબિત કરવા પુસ્તકો લખાય છે, ભાષણ અપાય છે તથા પ્રયોગો કરવામાં આવે છે. દુનિયાના અર્વાચીન કાળના લોકો ભૂતલોકમાં માનતા એ નિશંક છે. હાલમાં પણ દરેક દેશના લોકો ભૂતયોનિના અસ્તિત્વમાં માને છે. આ માન્યતા કેવળ મૂર્ખાઈ છે એમ કહેવાય નહિં.

ગીતામાં કહ્યું છે:—

> यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
> तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥

ભાવાર્થ:—(મનુષ્ય મરણ વેળાએ જે જે પદાર્થને સંભારતાં શરીરનો ત્યાગ કરે છે તે તે પદાર્થને જ પામે છે, કારણ કે સદા તે તે પદાર્થના વિચાર કરવાથી તે વસ્તુની તેનામાં વાસના લાગી રહે છે.) ઐહિક વિષયોમાં વાસના રહી ગઈ હોય તો શરીરનો નાશ થયા પછી સૂક્ષ્મ શરીર ભૂત યોનિમાં રહે છે ને વાસના તૃપ્ત થાય ત્યારે સૂક્ષ્મ શરીરનો લય થાય છે. શ્રાદ્ધવિધિ તપાસીશું તો જણાશે કે ભૂત પ્રેત દશામાં મૃત મનુષ્ય ન જાય અથવા ચિર કાલ ન રહે તેટલા માટે વિધિપૂર્વક ક્રિયાઓ કરવાની ફરજ નાંખવામાં આવેલી છે. રૂઢિ તથા ક્રિયા જોતાં જણાય છે કે શરીરના નાશ પછી થોડો વખત સૂક્ષ્મ દેહ વાસના પ્રમાણે દુનિયામાં અથવા પ્રેત લોકમાં રહે છે એમ હીંદુઓ માને છે. સપિંડી કરણની ક્રિયા પણ સૂચવે છે કે એ ક્રિયા મૃત પિતૃઓ જોડે મૃત મનુષ્યનું મેલન અથવા ઐક્ય થવા માટે કરવામાં આવે છે. એ ક્રિયા વિધિવત્ થાય તો મૃતનું સૂક્ષ્મ શરીર ભૂતદશા પ્રાપ્ત કરતું નથી ને પિતૃલોકમાં જાય છે એવી પુરાણ, શાસ્ત્ર તથા રૂઢિની કલ્પના છે, પક્વ ભાતના પિંડ પિતૃઓ

તથા મૃતને અર્પણ કરવામા આવે છે તે કેવળ અન તરી, નહિં પણ તેમની અપૂર્ણ રહી ગએલી વાસનાઓની તૃપ્તિ માટે પિંડરૂપી દાન શ્રાદ્ધાધિકારી તરફથી અર્પણ કરવામા આવે છે, કે જેથી પિતૃઓના આત્મા અમતુક વાસના લય પામે તૃપ્ત થઈ અન્ય ઉચ્ચ લોકમા કર્મ પ્રમાણે જાય

[સ્વર્ગ તથા નર્કની કલ્પના] સ્વર્ગ તથા નર્કની કલ્પના દરેક ધર્મમા સ્વીકારાઈ છે મનુષ્યનુ નીતિમય જીવન થાય તેટલા માટે લાલચ તથા ભયરૂપ સ્થાન કલ્પવામા આવ્યા છે મીલ કહે છે —

' So long as earthly life is full of suffering so long there will be need for consolations, which the hope of heaven affords to the selfish ''

(જ્યા લગી અહિક જીંદગી દુ ખથી ભરલી છ ત્યા લગી સ્વર્ગની આશાથી દિલાસો મળે તેટલા માટે સ્વર્ગની કલ્પનાની જરૂર હેવાની) એવા સ્થાના વાસ્તવિક હોય એ બુદ્ધિ કબુલ કરવા ના પાડે છે કવિ તથા ધર્મગ્રંથુની લેખ ન એ સ્વર્ગ તથા નર્કના વર્ણનો ઘણી સારી ભાષામા કરેલા છે જેવા કે ડેન્ટી, મી ટન, સ્વીડન બોર્ગ, બનીઅન વગેરે એ વર્ણનો મનુષ્યની કલ્પનાશક્તિના અપૂર્વ નમુના છે સ્વર્ગ તથા નર્કનુ અસ્તિત્વ માનીએ તો પણ એ સ્થાનોના અનુભવનુ સ્મ પ્ર થતુ નથી અનુભવનુ સ્મ ણ થઈ શકે ને થાય છે એમ માનીએ તો પુનર્જન્મ માનવો પડે ખ્રીસ્તી લોકો પુનર્જન્મમા માનતા નથી એટલે એ ધર્મમાં સ્વર્ગની કલ્પનાનો નીતિશાસ્ત્ર જોડે જ સબધ છે એમ માન્યા વિના ચાલતુ નથી હીંદુ, જરથોસ્ત તથા મુસલમાન ધર્મમા પણ આ કલ્પના મનાયની છે બુદ્ધ ધર્મની દેવાયન તથા કામતામ્ની કલ્પના આ કલ્પનાને મળતી છે

આ દુનિઆમા સા ા કર્મો કરીએ તો સ્વર્ગ મળે ને પાપ કરીએ તો નર્ક મળે એ સિદ્ધાન્ત સર્વમાન્ય છ નીતિમય જીવન ગાળવા માટે લાલચ રૂપ તથા સ્વાર્થ શિવાય આ કલ્પનાને બુદ્ધિ અનુભવ, અથવા અપરોક્ષ જ્ઞાનથી સિદ્ધ કરી શકાય એમ નથી પાપ પુણ્યની વ્યાખ્યા સર્વ ધર્મમા સમાન છે એ પણ નીતિશાસ્ત્ર સાથે વિશેષ સબધ ધરાવે છે

[મનુષ્ય પશુયો નિત્યમા અધોગતિ પામી શકે?] ઉત્ક્રાન્તિ નિયમ ( Law of Evolution ) ને ઉપનિષદ, વેદાન્ત, તથા બુદ્ધ ધર્મના સિદ્ધાન્ત સાથે એક વિષયમા વિરૂદ્ધતા આવે છે ઉત્ક્રાન્તિ નિયમ પ્રમાણે માનવામા આવે છે કે દરેક પ્રાણિ જાત સુધરતી જાય છે અસ્તિત્વના ઝઘડા ( Struggle for existence ) મા નીભી શકે એવા પ્રાણીઓ રહે છે તથા અન્ય પ્રાણીઓ નાશ પામે છે. આ પ્રમાણે સૃષ્ટિની ઉત્પત્તિમાંથી ક્રમ ચાલ્યા કરે છે મનુષ્ય જાતિ પણ પહેલા કરતાં સુધરતી જાય છે. જે દેશના મનુષ્યો જીવનના ઝગડામાં ટકી શકે એવાં હશે તે મ્હેરી

શારીરિક નિર્બલતાને લીધે તેમ જ પુરુષો પર તેમનો આધાર હોવાથી વ્યવહારમાં સામાન્ય રીતે પુરુષોએ તેમને પોતાનાથી કાંઇક ઉતરતી પંક્તિની ગણી છે એ વાત [illegible] છે. જગતમાં સર્વત્ર આવી સ્થિતિ હતી અને મોટે ભાગે હજી પણ છે. તેમાં સુધરેલા દેશો પેઠે આપણા દેશમાં સ્ત્રીઓની જે અધમ દશા જોવામાં આવે છે એવી બીજા સુધરેલા દેશોમાં ભાગ્યે જ હશે. પ્રાચીન કાળમાં એથી જૂદી જ સ્થિતિ હતી. હાલમાં જે અવનતિ છે તે જોતાં તો ઐતિહાસિક ઉદાહરણ ન હોય તો કલ્પી પણ ન શકાય કે આપણા દેશમાં સ્ત્રીઓની કોઈ કાળે પણ ઉચ્ચ દશા હશે. જે દેશનો પુરુષ વર્ગ હાલ દુનીઆની શ્રેષ્ઠ પ્રજાઓ સરખું જ્ઞાન ધરાવે છે તે દેશની તે જ વર્ગની સ્ત્રીઓ કેવળ અજ્ઞાન છે, એવો વિરોધ કોઈ જ ઠેકાણે જડશે. આ અત્યંત ખેદની વાત છે, પણ છે એ તો નિ:સંશય છે. એ વસ્તુસ્થિતિ પર રા. દાહ્યાભાઇનો નિબંધ લખાએલો છે.

આપણા દેશમાં સ્ત્રીઓ અજ્ઞાન છે, તેમને ઘટતી સ્વતંત્રતા નથી, તથા તેમના પ્રત્યે પુરુષોને યોગ્ય માનની લાગણી નથી એ વાત સર્વ કોઈ સ્વીકારે છે. તેમને કેવા પ્રકારનું શિક્ષણ આપવું, તેમને કેટલી સ્વતંત્રતા આપવી અને તેમને કેટલું સન્માન આપવું એમાં મતભેદ રહે છે. આ મતભેદનો અર્થ એ જ થાય છે કે સ્ત્રીઓ કાંઈક ઉતરતા પ્રકારનાં મનુષ્ય હોય અને પુરુષો ચઢતા પ્રકારના હોઈ સ્ત્રીઓને કેવી બનાવવી તેનો અધિકાર ઈશ્વરે જાણે તેમને જ આપ્યો છે. જમાનાના જમાનાથી સ્ત્રીઓને પોતાને આધીન રાખવાથી એ તો પુરુષોનો હક જાણે સાબીત થઈ જ ગયો છે. સ્ત્રીઓ મનુષ્ય છે માટે તેમના મનનો સ્વાભાવિક વિકાસ થાય એવું સર્વ શિક્ષણ તેમને મળવું જ જોઇએ; મનુષ્ય તરીકેનું ( Moral Freedom ) નૈતિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત થઈ તેમનામાં જે સદ્દગુણ રહેલા હોય તે બદલે તેમનું યથાયોગ્ય સન્માન થવું જ જોઇએ.

રા. રા. દાહ્યાભાઇએ નિબંધના ત્રણ ભાગ પાડ્યા છે.

૧. સ્ત્રીની ઉત્પત્તિ વિશેકલ્પના, સ્ત્રીજીવનનું મહત્ત્વ, સંસારમાં સ્ત્રીઓનું પદ, તેઓની ઉપયોગિતા, દેશોન્નતિમાં તેઓનો ભાગ.

૨. સ્ત્રીઓનાં પ્રાચીન અર્વાચીન પદ, વેદકાળ, રામાયણ અને મહાભારતનો સમય, પુરાણકાલ, મુસલમાનોનો સમય, અંગ્રેજોનો સમય.

૩. સ્ત્રીઓની પ્રતિષ્ઠા ઘટવાનાં, ઉચ્ચ પદેથી તેમની અધોગતિ થવાનાં, તેમની દુર્દશાનાં કારણ અને તેમની મહત્તા વધવાના તેમની ઉન્નતિના માર્ગ.

એ રીતે ત્રણ ભાગમાં નિબંધને વહેંચી વિષયને ઘણી સ્પષ્ટ રીતે, પ્રત્યેક બાજુએથી ચર્ચ્યો છે. તેમાં દર્શાવેલા અભિપ્રાય દૃઢ તથા વિચારપૂર્વક સ્વીકારેલા છે. આપણા દેશની સ્ત્રીઓ પ્રાચીન સમયમાં કેવી ઉચ્ચ પદે હતી અને કેવા ઉચ્ચ સદ્દગુણ તેમનામાં વસતા તે ઐતિહાસિક દૃષ્ટિથી દૃષ્ટાંતો આપી આ પુસ્તકમાં સચોટ બતાવેલું છે. સ્ત્રીઓને કેવા પ્રકારનું શિક્ષણ જોઇએ એ સંબંધી તેમના વિચાર મનન કરવા જેવા છે. "અમારૂં એમ માનવું છે કે છોકરાઓને જે કેળવણી આપવામાં આવે છે તેમાં અને છોકરીઓને કેળવણી

આપવામાં આવે તેમાં ભેદ રહેવાની જરૂર નથી. કેળવણીનો જે કોઈ વિષય પુરૂષને ઉન્નત કરે છે તે સ્ત્રીને પણ ઉન્નત કરી શકે. સ્ત્રી પુરૂષ બનેના સબંધમા કેળવણીનો પાયો સમાનતાથી જ રચાવો જોઇએ માત્ર, પુરૂષને સામાન્ય કેળવણી ઉપરાંત, કાંઈ હુન્નર, કળા વા કોઈ ઉદ્યોગની કેળવણીની આવશ્યકતા છે તે જ મુજબ સ્ત્રીઓને પણ, ઘરમા રહીને તેઓ કરી શકે તેવા હુન્નર ઉદ્યોગ, કળા, કેળવણીની કૌશલ્યની આવશ્યકતા છે. બાકી, પુરૂષોને ભાષાજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન આદિની આવશ્યકતા છે તેટલી જ સ્ત્રીને પણ છે. 'નારી પ્રતિષ્ઠામા' સાક્ષર શ્રી મણિનાથ નભુભાઈ પણ જ્યારે સ્ત્રીઓના અભ્યાસક્રમમા, ભાષાજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન આદિની આવશ્યકતા બતાવે છે ત્યારે કેટલાક યુવકો તેમ વૃદ્ધજનો જેઓ હાલ દરેક નવીન વસ્તુમા ભય જૂએ છે તેઓ સ્ત્રીઓને ઇતિહાસ ભૂગોળના શિક્ષણની, તતસબંધના જ્ઞાનની શી જરૂર છે એવો પ્રશ્ન ઉઠાવે છે તે ખરેખર શોકજનક છે." "સ્ત્રીઓને પોતાના આ જગતમાના કર્તવ્યની આંખ ઉઘાડવા માટે, જન્મકાળથી માંડી મરણ પર્યન્ત, પોતાના માતપિતા, ભાઈભાંડુ, પતિ, પતિના કુટુમ્બીઓ, આડોશીપાડોશી, ગામના લોકો, દેશના લોકો તેમ પોતાની શી શી ફરજો છે, દુનીઆમા જન્મ પામ્યા પછી, જન્મ સાર્થક, સફળ કરવા માટે, પરમાર્થ સિદ્ધિ સમજવા માટે કેળવણી ઘણી જરૂરની છે અને જે કેળવણીથી સ્ત્રીઓ શરીર, મન, આત્માને બળવાન, વિકાસમાન કરી પોતાના ઐહિક તેમ પારમાર્થિક, આધ્યાત્મિક કર્તવ્યો બજાવવાને વધારે શક્તિમાન, વધારે લાયક થાય તે જ ખરી કેળવણી એમ અમારૂ કહેવુ છે" "કેળવણીનો ખરો હેતુ સદ્‌વિચાર અને સત્કાર્યથી પોતાના, તેમ પોતાના સસર્ગમા આવતા સર્વ મનુષ્યોના આત્માને ઉજ્જવળ પ્રકાશમાન કરવા એ છે" આવા અનેક સુવિચાર સુદૃઢતાથી અને નિર્ભય રીતે કહેલા, આ નાનકડા નિબધમા ઠામ ઠામ નજરે પડે છે

સ્ત્રીઓને સ્વતન્ત્રતા હોવી જોઇએ એ બાબત પરના લેખકના વિચાર પણ સ્પષ્ટ જ છે તેઓ લખે છે "× × × દરેક, પશુ, પક્ષી, મનુષ્ય, દરેક પ્રાણીના સપૂર્ણ વિકાસ માટે સ્વાતંત્ર્ય આવશ્યક છે × × × × × × કેટલાક સાંકડા વિચારના, ક્ષુદ્ર મનના માણસો સ્વતન્ત્રતાનુ નામ સાભળી ભડકે છે તેઓ કહે છે કે જગતનો વ્યવહાર જ પરતન્ત્રતાનો છે અમે પણ કબુલ કરીએ છીએ કે મનુષ્યના સર્વ પ્રકારના વ્યવહારમા પરતત્રતા રહેલી છે પરંતુ તે પરતંત્રતા પરસ્પરની છે, એક બાજુની નથી"

"સ્ત્રીઓને સ્વતન્ત્રતા મળે, તેઓ સ્વતન્ત્ર થાય તેનો અર્થ એવો નથી કે તેઓ સ્વચ્છદી, ઉચ્છૃખલ, ઉદ્ધત, ધૃષ્ટ બની, અનીતિ અને અધર્મના કામ યથેચ્છ રીતિએ કરે. સદ્‌બુદ્ધિ અને સદ્‌ગુણના વિકાસમા, અભિવૃદ્ધિમા, સત્કાર્યમા ફતેહ મેળવવામા, સ્ત્રી પુરૂષને તેમની યોગ્યતા મુજબ છુટ રહે તેનુ જ નામ સ્વાતંત્ર્ય અને તેવુ સ્વાતંત્ર્ય જેટલું પુરૂષને અગત્યનું છે તેટલું જ સ્ત્રીને પણ અગત્યનું છે"

સ્ત્રીઓનુ અજ્ઞાન દૂર થાય તો જ સ્વતન્ત્રતા પામવાને યોગ્ય તેઓ બની શકે સ્વતન્ત્રતા એ અધિકાર છે અને તેને માટે યોગ્ય થયા વગર તે મળી શકતો નથી અને મળે તો તેનો દુરુપયોગ થાય માટે સર્વથી પ્રથમ કરવાનુ કાર્ય સ્ત્રીઓનું અજ્ઞાન દૂર કરવાનુ છે.

અજ્ઞાનરહિત અને યોગ્ય સ્વતંત્રતા પામેલી સ્ત્રીઓ થશે ત્યારે સન્માનની લાગણી તેઓ તરફ આપોઆપ પુરુષો તરફથી થશે જ. રા. રા. દલપતભાઈ કહે છે તેમ "સ્ત્રીઓની અયોગ્ય પરવશતા અને અજ્ઞાન એ જ તેમની અવનતિનાં મુખ્ય કારણ છે." તે ઉપરાંત આપણા દેશમાં ચાલતા કેટલાક અનિષ્ટ સાંસારિક રીવાજો છે તે પણ સ્ત્રીઓની અવદશા કરનાર છે એમ લેખક કહે છે તે વાસ્તવિક છે. બાળલગ્ન, કન્યાવિક્રય, અસમાનવિવાહ, પડદો અને વિધવાનાં સંકટ એ એવા અનિષ્ટ ચાલમાં તેમણે ગણાવ્યા છે અને તેનાં પરિણામ વિસ્તારથી બતાવ્યાં છે. જ્યાં સુધી એ કારણો દૂર નહિ થાય ત્યાં સુધી સ્ત્રીઓની સ્થિતિ સુધરવાની આશા મિથ્યા છે.

સ્ત્રીઓને ઘટતું માન આપી તેમને યોગ્ય દશામાં લાવવાથી પુરુષોનો સ્વાર્થ તેમ જ પરમાર્થ એ સાધી શકાય તેમ છે. તેમના જે પ્રયાસો, તેમની જે પ્રવૃત્તિઓ, તેમની જે અભિલાષાઓ તથા તેમનાં જે કર્તવ્યો અપૂર્ણ, ઉત્સાહરહિત અને નિરાશાજનક થાય છે તે યથાયોગ્ય થશે. તેમ જ જે અમાનુષ વર્તનથી પ્રજાનો અડધો ભાગ ખરા મનુષ્યત્વને પ્રાપ્ત કરી શકતો નથી તે અન્યાય દૂર થશે. શૂદ્ર ગણાતા વર્ગોને ઉંચી સ્થિતિમાં લાવનારા પ્રયાસ વિરુદ્ધ કોઈ વાર એમ કહેવામાં આવે છે કે તેઓને જ્ઞાન આપશો, તેમને આપણા સરખા કરશો તો આપણું કામ કોણ કરશે. આ દલીલ જેવી અયોગ્ય, મનુષ્યનું આત્મિક સાંકડાપણું દર્શાવનારી છે તેવી જ દલીલ કોઈ કોઈ વાર સ્ત્રીઓ સંબંધે સાંભળવામાં આવે છે. સ્ત્રીઓ પુરુષ સરખું જ્ઞાન પ્રાપ્ત કરી પોતાની પદવી ચઢાવશે તો આપણી રસોઈ કોણ કરશે, આપણી દાસી કોણ થશે, યથેચ્છ ઉપયોગનાં આપણાં રમકડાં કોણ બનશે, આપણે બહાદુરી કોની આગળ બતાવીશું, અને આપણે સામ્રાજ્ય કોના પર ચલાવીશું એવા પ્રશ્નો કદાચ કોઈક સ્વાર્થી પુરુષોના મનમાં ઉત્પન્ન થશે. તો તેઓને એટલો જ જવાબ બસ છે કે કોઈ પણ મનુષ્યપ્રાણીની શક્તિઓ હાથે કરીને અપરિપક્વ રાખવાનો સ્વાર્થ માટે પણ તેને હક નથી. ઈશ્વરે એવો હક પુરુષોને આપ્યો જ નથી. બીજું એ કે એવા મનુષ્યોની ગણતરીમાં મોટી ભૂલ એ છે કે તેઓ ભૂલી જાય છે કે સ્ત્રીઓને ઘટિત પદવી મળવાથી તેઓ હાલ છે તેથી ચઢતા પ્રકારની આત્મિક ઉન્નતિ વાળી થશે અને તેમ થવાથી તેમનાં સાંસારિક કર્તવ્યો વધારે સારી રીતે કરી શકશે. તેમની પદવી વધવાથી તેમનું સ્ત્રીત્વ જતું રહેવાનું નથી. માતા તરીકે, ભગિની તરીકે, પુત્રી તરીકે તેમ જ પત્ની તરીકે સ્ત્રીઓ પોતપોતાની ફરજ બજાવશે જ. યોગ્ય હક પ્રાપ્ત કરનારી સ્ત્રી પોતાનાં સંતાનોને, ભાંડુને કે પતિને રસોઈ નહીં કરી આપે ને ભૂખે મારશે એ કલ્પના જ હાસ્યજનક છે. એવી પત્ની પોતાના પતિનું મન નહિ સાચવે એમ શા પરથી માનવું? સ્ત્રી જાતિની લાગણીઓ, પ્રેમમયતા તેનામાંથી જવાનાં જ નથી. કોઈ દેશમાં એ પ્રમાણે બન્યું નથી, આપણા દેશમાં જે કાળમાં સ્ત્રીઓ પૂજ્ય ગણાતી તે કાળમાં તેમ બન્યું નથી તો એવો ભય નિરર્થક છે. કોઈ અપવાદ રૂપી દાખલા પરથી સામાન્ય નિયમ કરવાની જરૂર નથી.

સ્ત્રી અને પુરુષ બન્નેને જ સંપૂર્ણ જીવન થઈ શકે છે, એક વિના બીજું અપૂર્ણ છે એ ભાવના અંગ્રેજ કવિ ટેનીસને બહુ મનોહરતાથી દર્શાવી છે. તે જ કવિના કાવ્યનો આધાર

લઈ આ પુસ્તકમાં બતાવ્યું છે કે કેટલાક સદ્દગુણ જે સ્ત્રીઓમાં નથી હોતા તે પુરુષોમાં હોય છે. અને કેટલાક જે પુરુષોમાં નથી હોતા તે સ્ત્રીઓ પુરા પાડે છે. અને એ અપૂર્ણતાથી જ બંનેને એક બીજાની સહાયતાની અપેક્ષા જીવનક્રમણમાં રહે છે. એ ટેનીસને બતાવેલાં સત્યની સાથે જ અંગ્રેજ તત્વચિંતક મિલની ભાવનાથી પ્રેરાયેલા ઉલેખ પણ નજરે પડે છે. જે સત્યપ્રિયતા, નિડરતા અને ખગ મનુષ્યત્વથી મિલે સ્ત્રીઓને થતા અન્યાયનું દર્શન કરાવ્યું છે તેમાં પણ સત્ય છે જ. એ બે અંગ્રેજ લેખકોનાં દૃષ્ટિબિન્દુ કાઇક જુદાં છે. અથવા મિલે ઉત્સાહના જુસ્સામાં જે મતો પ્રદર્શિત કર્યાં છે તેને શાંત દૃષ્ટિથી જુદા દૃષ્ટિબિન્દુથી ટેનીસને જનસમાજને પ્રિય લાગે તેવા રૂપમાં મૂક્યાં છે એમ કહીએ તો ચાલે. સ્ત્રીઓને જે પરવશ સ્થિતિમાં રાખવામાં આવે છે તે વ્યવહાર સામે મિલે ઝુંડો ઉઠાવ્યો હતો. ટેનીસને એમ સમજાવ્યું છે કે સ્ત્રી પુરુષમા ભિન્નત્વ છે પણ એ ભિન્નત્વમાં ઐક્ય રહેલું છે અને સ્ત્રી પુરુષ બનેએ એકઠાં મળી કર્તવ્યપ્રદેશમા વિચરવાનુ છે. ભિન્નત્વ નથી એમ મિલનું કહેવું જ નથી તથાપિ સ્ત્રીઓ મનુષ્ય છે અને જેટલું સામ્ય સ્ત્રી પુરુષમાં છે તેની—સ્ત્રીઓના મનુષ્યત્વની—પણ અવગણના થતી હોય એમ જણાય છે.

એકંદરે આ નિબંધની રચના યથાયોગ્ય છે. વિસ્તારના ઘણો ન હોવા છતાં વિષયનાં તમામ અંગ પરિપૂર્ણ રીતે તેમાં ચર્ચવામાં આવ્યા છે. એમાના અભિપ્રાયની વિરુદ્ધ એકની પણ વિરુદ્ધ કાંઈ કહેવા જેવું નથી. વળી નિબંધની ભાષા શુદ્ધ, વાસ્તવિક અર્થ સબળ રીતે દર્શાવનાર તથા શિષ્ટ છે. અંગ્રેજી ભાષાના અભ્યાસનું પ્રમાણ વધ્યા પછી એ ભાષાની છાયાથી મુક્ત શુદ્ધ ગુજરાતી લખનાર થોડાજ મળી આવે છે તેવી જ શુદ્ધ અંગ્રેજી વાક્યોના અનુકરણથી રહિત, સંસ્કારી ભાષા લખવા માટે કાઈ પણ લેખક અભિમાન ધરાવે તો વાજબી કહેવાય. પ્રતિષ્ઠિત સાક્ષરોને શોભાવે તેવી શૈલીમા લખાએલા, આ અતિ મહત્ત્વના વિષયની ચર્ચા કરનાર નિબંધના લેખકને સંપૂર્ણ ધન્યવાદ ઘટે છે અને તેમનું પુસ્તક સોસાયટી તરફથી છપાએલુ છે માટે સ્વતંત્ર લેખ નહિ હોય એમ ધારી સુજ્ઞ વાચક વર્ગ પડતુ નહિં મુકે એવી આશા છે. એ પુસ્તકના વાંચનથી વિચારશીલ પુરુષોને વિચારવાનું ઘણુ મળે તેમ છે. દેશોદ્ધારના આ જમાનામાં આવાં પુસ્તકની આવશ્યકતા છે.

રો. વિદ્યા.

# હિન્દમાં વેપારનાં સાધનો અને તેની ખીલવણી.

( અનુસન્ધાન પૃષ્ઠ ૮૬ થી. )

## પોસ્ટખાતું.

પોસ્ટખાતાની કેટલીક હકીકત ઘણી જાણવા જેવી છે, પરન્તુ તે હકીકતને વેપાર જોડે સંબંધ નહિ હોવાથી અહીં આપવી યોગ્ય ધારી નથી. ૧૮૩૭ ની સાલ સુધી કાસદ માર્ફતે બ્રિટિશ સરકાર તેમ જ દેશી રજવાડા ટપાલ મોકલાવતા; આ કાસદ માર્ફતે જે કાગળો અને પાર્સલો મોકલવામાં આવતાં, તે સરકારી અમલદારોનાં હતાં. સાધારણ માણસને ખાસ મહેરબાની તરીકે તેવા કાસદ માર્ફતે નાણાં લઈને કાગળ કે પાર્સલ મોકલવા દેવાની વખતે છૂટ આપવામાં આવતી. સાધારણ ગામ કે ગામડાંના લોકો ખેપીઆ સાથે કાગળ મોકલી સંદેશો પહોંચાડાવતા.

૧૮૩૭ માં લોકોને માટે પહેલી વહેલી પોસ્ટઑફિસો ખોલવામાં આવી. આ વખતે કાગળ લઈ જવા માટે ( હાલ જેમ મનિઑર્ડરના રોકડા પૈસા આપવા પડે છે તેમ ) રોકડા પૈસા આપવા પડતા; અને હાલમાં મુંબઇથી કલકત્તે જે કાગળ બે પૈસામાં મોકલી શકાય છે, તેટલા વજનનો કાગળ મોકલવા તેનાથી ૩૨ ગણું નૂર ભરવું પડતું, એટલે કે કલકત્તાથી મુંબઈ મોકલવાના ૧ તોલા વજનના કાગળ માટે ૧ રૂ. આપવો પડતો.

૧૮૫૪ ની સાલથી હાલ જે ધોરણસર ટપાલખાતું ચાલે છે, તે ધોરણનો પાયો નંખાયો. ૧૮૯૮ માં ટપાલ ખાતાના કાયદામાં જે જે ફેરફાર કરવામાં આવ્યા છે તેને અનુસરી હાલનું ખાતું ચાલે છે.

ટપાલ ખાતાની સગવડથી માણસો હજારો માઈલ પોતાનાં સગાં વ્હાલાં, મિત્રો, વગેરેને સારા નરસા સમાચાર મોકલી શકે છે, એટલું જ નહિ પણ વેપારને પણ જબરો ફાયદો થયો છે. આ ટપાલ માર્ફતે વેપારીઓ હુંડીઓ, નોટો, મનિઑર્ડર, વગેરે મોકલી શકે છે, અને બાવતાલ સંબંધે પત્રવ્યવહાર ચાલુ રાખી વેપારને લગતી રોજે રોજની હકીકત મેળવે છે.

વળી ટપાલ માર્ફતે અનેક વેપારીઓ પોતાના માલના નમુના દેશ પરદેશ મોકલી શકે છે, અને પાર્સલ માર્ફતે પણ ઘણી વસ્તુઓ મોકલવામાં આવે છે.

૧૮૭૬ ની સાલથી હિન્દુસ્તાન 'યુનિવર્સલ પોસ્ટલ યુનિઅન 'માં ભળ્યું, અને તેથી દુનીઆના ઘણા ખરા ભાગમાં હિન્દુસ્તાનના ખાનગી માણસનાં કે વેપારીનાં કાગળો, પાર્સલો, વગેરે મોકલી શકાય છે.

હિન્દમાં કાગળ મોકલવાના ભાવમાં પણ ઘટાડો થવાથી વેપારી વર્ગને મોટો લાભ થયો છે. આ ઘટાડો કેટલો અને કયારે થયો તે નીચે આપેલો છે.

| | | |
|---|---|---|
| ૧૮૫૪-૧૮૬૯ સુધી. | ½ આનામા ¼ તોલા સુધી | |
| ૧૮૬૯-૧૯૦૫ ( એપ્રિલ ) | ½ „ ½ „ | |
| ૧૯૦૫ | ½ „ ¾ „ | |

વર્તમાનપત્રની અંદર વેપારને લગતી હકીકતો, કંપની અને ચીજોને લગતી જાહેર ખબરો, મીલોના, હુંડીઓના, બેંકોના, સોના, રૂપા, દાણા, રૂ, વગેરેના ભાવ વગેરે અનેક ઉપયોગી બાબતો આવે છે વર્તમાનપત્રો મોકલવાના ભાવમાં પણ સરકારે ધીમે ધીમે ઘટાડો કર્યો છે, અને તેથી પણ સાધારણ લોકોને તેમ જ વેપારી વર્ગને ઘણો જ લાભ થયો છે.

| | | | |
|---|---|---|---|
| શરૂઆતમા | ૧ | આનામા | ૬ તોલા સુધી |
| ૧૮૯૮ ( ઑક્ટોબર ) | ¼ | „ | ૪ તોલા, ( રજીસ્ટર્ડ વર્તમાનપત્ર ) |
| ૧૮૦૪ ( જાન્યુઆરી ) | ¼ | „ | ૬ તોલા „ |

વર્તમાનપત્રો સિવાયના પારીટાને માટે.

૧૮૭૮ સુધી ૧ આનામા ૧૦ તોલા

૧૮૭૮ પછી ½ આનામા ૧૦ „

પાર્સલના ભાવમા ઘટાડો થવાથી પણ વેપારી વર્ગને ઘણી સગવડ થઈ છે

શરૂઆતમા વજન અને અંતર ધ્યાનમાં લઈ પાર્સલ માટે ભાવ ઠરાવવામા આવતો, પરન્તુ ૧૮૭૦ થી એક જ ધોરણ સ્થાપવામા આવ્યુ, એટલે કે ત્યારથી ૧૦ તોલા માટે ૩ આના લેવાનુ ઠરાવવામા આવ્યુ ૧૮૭૩ મા ૨૦ તોલા માટે ૪ આના લેવામાં આવતા અને ૧૯૦૧ (જુલાઈથી) (૪૪૦ તોલાના પાર્સલ માટે) ૨૦ તોલા માટે ૨ આના લેવામા આવે છે

મનિઑર્ડરથી, પૈસા મોકલવાની વી. પી થી માલ મગાવવાની તેમ જ તાર માર્ફતે (૬૦૦ રૂ સુધી) મનીઑર્ડર કરી નાણા મોકલી સકાતા હોવાથી વેપારીઓને ઘણી સગવડ થઇ પડી છે.

## તાર.

તારનો ઇતિહાસ, તેના ભાવ, તાર ખાતાના અમલદાર, તાર ઑફિસો, અને સંદેશાની સંખ્યા, તેમ જ તેમાથી મળતો નફો, વગેરે અનેક બાબતોનુ વિવેચન માત્ર તાર સબધે કહેવાનુ હોય તો અસ્થાને ન ગણાય

હિન્દુસ્તાનના લોકોની સુખસામગ્રીમા તાર નખાવાથી કેટલો બધો વધારો થયો છે, તે બાબત એટલી બધી જાણીતી થઈ ગઈ છે, કે તે સબધે વધારે કહેવુ એ નકામુ ટાયલુ કર્યુ કહેવાય. વેપાર ને તારથી ખાસ લાભ થયા છે, તે વિષે જ આપણે અત્રે ઈશારો કરીશુ.

હિન્દમાં ૧૮૫૧ માં કલકત્તાંનાં મેડિકલ કૉલેજના રસાયનશાસ્ત્રી ડૉ. ડબલ્યુ. બી. ઑશોધનસીએ તારના અખતરા કરવાની સરકાર પાસેથી પરવાનગી મેળવી, અને તે જ સાલમાં તાર માર્ફતે સંદેશા ( ખાસ કરી વહાણ ઉપર ) મોકલવાનું શરૂ થયું.

આ સાલ ૮૨ માઇલ સુધી તાર મોકલવાની ગોઠવણ થઈ હતી; લૉર્ડ ડેલહાઉસીએ કોર્ટ ઓવ્ ડિરેક્ટર્સની પરવાનગીથી ૩૦૫૦ માઇલમાં તારનાં દોરડાં નંખાવ્યાં; અને ૧૮૫૫ ની ફેબ્રુઆરી માસથી તાર ઑફિસ માર્ફતે લોકોને સંદેશા મોકલવાની છૂટ મળી. હાલમાં એકલા હિન્દમાં તારનાં દોરડાં લગભગ ૬૦ હજાર માઇલમાં પથરાઇ ગએલાં છે.

તાર માર્ફતે હિન્દના જુદા જુદા ભાગમાં થએલા પાકની સ્થિતિથી વેપારી જાણીતા રહે છે. રૂ, સણ, દાણા, વગેરેના પાક ઉપર આપણા દેશના વેપારનો મુખ્ય આધાર છે. ઉભા પાકની સ્થિતિ ઉપરથી જ વેપારીઓ અમુક અમુક વખત સુધીના સોદા કરે છે. તાર માર્ફતે દેશના જુદા જુદા ભાગોમાંથી જે માલની એકદમ ખપત હોય તેવો માલ તરત રેલ્વે માર્ફત મંગાવી લે છે. વેપારીઓ તાર માર્ફતે સોદા કરી શકે છે, એટલું જ નહિ પણ તે માર્ફતે પૈસાની અમુક રકમ (રૂ. ૬૦૦ સુધીની) મોકલી શકે છે. તાર માર્ફતે યુરોપ, અમેરિકા, ચીન, જાપાન, વગેરે સ્થળોથી જોઇતી ચીજો માટે ઑર્ડર મોકલી શકાય છે, અને ઘણા જ ટુંક વખતમાં જોઇએ તેટલો માલ પરદેશથી આપણા દેશમાં આવી પહોંચે છે. ૧૯૦૩–૦૪ માં તારના સંદેશાની કુલ સંખ્યા ૭,૩૬૮,૩૫૦ જેટલી થઈ હતી. આમાંથી ૬,૫૦૦,૦૦૦ સંદેશા લોકો તરફના હતા. જુદે જુદે સ્થળે આવેલી મીલોના, સોનારૂપાના, રૂ, સુતર, દાણા, વગેરેના ભાવ જાણવા માટે તેમ જ માલની લેવડ દેવડ કરવા માટે જુદા જુદા શહેરના વેપારીઓ વચ્ચે દર કલાકે તારના સંદેશા ચલાવવામાં આવે છે.

ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.

ભાવના ઉંચા પ્રકારની વિશાળ અને ઉદાત્ત છે, હું સમાજનું અંગ છું એ ભાવના સંકુચિત અને ઉતરતા દરજ્જાની છે. કબુલ. પણ તેથી પ્રથમ ભાવના સેવવી જોઇએ અને બીજી ભાવના ત્યજવી જોઇએ એમ કાંઈ ફલિત થતું નથી. અમુક સમયે અમુક ભાવના સેવ્ય છે કે અસેવ્ય છે તેનો આધાર તે ભાવનાની ઉચ્ચતા અનુચ્ચતા ઉપર નથી, પરંતુ તે સમયે સેવનાર વ્યક્તિની વિકાસક્રમમાં જે સ્થિતિ હોય તેના ઉપર આધાર રાખે છે. વિકાસક્રમની સરણીમાં પગથીએ પગથીએ જ ચ્હડવામાં સર્વ પ્રકારની સિદ્ધિ અને સમૃદ્ધિ રહેલી છે. એકદમ કુદકો મારવાથી પરિણામ અનિષ્ટ નિપજે છે. પ્રથમ મનુષ્યે 'હું કુટુંબનું અંગ છું' એમ સમજવું જોઇએ. સમજવું જોઇએ એનો અર્થ મનમાં સમજ્યા એવો નથી; પરંતુ વર્તન પણ તદનુસાર થવું જોઇએ. ત્યાર પછી 'હું સમાજનું અંગ છું,' પછી 'હું માનવ જાતિનું અંગ છું' અને પછી 'હું સમષ્ટિનું અંગ છું' એમ ક્રમ છે. ક્રમે ક્રમે ગતિ કર્યા સિવાય એકદમ કુદકો મારવાથી શું અનિષ્ટ પરિણામ નિપજે છે તેના સંબંધમાં મી. William De Wilt Hyde કહે છે કેઃ—

"Socialistic and republic schemes, like the republic of Plato, which try to jump over the family to the community, in so doing leave out the very discipline and experience on which devotion to the larger community must rest for its foundation and inspiration."

વળી, બીજી દૃષ્ટિથી જોઇએ તો આધુનિક સમયમાં દુનીઆની ભિન્ન ભિન્ન પ્રજાઓ શ્રેષ્ઠતા મેળવવાને માટે એક બીજાની સ્પર્ધા કરે છે. આ સ્થિતિ હોવાથી દરેક પ્રજાજનનું કર્તવ્ય આ સમયમાં પોતાની જ પ્રજા તરફ છે, અન્ય પ્રજા તરફ નથી. તેમાં જે પ્રજા નબળી છે તેના સંબંધમાં તો આ વિશેષે કરીને સત્ય છે. આપણે આપણી પ્રજા તરફનાં કર્તવ્ય ભૂલી જઇને સમષ્ટિભાવનાનો સ્વીકાર કરી સર્વ પ્રજાઓ પ્રતિ સરખા ભાવથી વર્તીશું, તો આપણી પ્રજાની નબળી સ્થિતિ કાયમ રહેશે, અને બીજી પ્રજાઓ આગળ વધેલી તો છે જ, પણ તેથી પણ આગળ વધશે. અધુરામાં પુરૂં આ પ્રજાઓમાં સમષ્ટિ ભાવના સમાન મહાન ભાવનાઓ ઉદિત થઈ નથી. તે તો Might is right અને Survival of the fittestનો સિદ્ધાન્ત સ્વીકારે છે. ત્યારે આપણી હાલત શું થવાની? નબળાં હોવાથી આપણે તો કચડાઈ જ જવાના. માટે આધુનિક સમયમાં આપણે માટે 'હું સમષ્ટિનું અંગ છું' એ ભાવના આવશ્યક નથી, એટલું જ નહિ પરંતુ જો સર્વ પ્રકારે તદનુસાર વર્તન થાય તો તે હાનિકારક છે. હાલમાં 'હું સમાજનું અંગ છું' એ જ ભાવનાની ખાસ આવશ્યકતા છે. પ્રથમની મહાન ભાવનાને માટે અધિકારી થયા હોઇએ છતાં એ આધુનિક સમયમાં તે સર્વાંશે આચારમાં મુકવાની નથી. બીજી પ્રજાઓનો દ્વેષ ન કરવો, તેમના મુલક ઉપર તરાપ ન મારવી, તેમની સાથે મનુષ્યને છાજે એવું વર્તન કરવું એટલું જ હાલમાં તો બસ છેઃ પરંતુ બુદ્ધિ, અંગમહેનત અને ધનથી જે આપણે મદદ કરવાની છે તે તો આપણી સમાજને કરવાની છે, અન્ય સમાજને તે કરવાની નથી,—એવું આધુનિક સમયમાં સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે. આપણા દેશનો કોઈ પણ માણસ પૃથ્વી ઉપરના સઘળા દેશના લોકોના લાભને સારૂ આઠ લાખ રૂપિઆ ધર્માદામાં આપે એને ઉદારતા ન કહેવાય પરંતુ પોતાની

સમાજના મનુષ્યો પ્રતિ કર્તવ્યપરાયણતાનો અભાવ જ કહેવાય. ઘરનાં છોકરાં ઘંટી ચાટતાં હોય ત્યારે ઉપાધ્યાયને આટો આપવાનું કર્તવ્ય પ્રાપ્ત થતું નથી. માટે આધુનિક સમયમાં 'હું સમાજનું અંગ છું' એ જ ભાવના આપણે સેવવાની છે.

ત્રીજી અને ચોથી દલીલો ટૂંકમાં પતાવીશું. રાજ્યે કેટલીક વસ્તુઓ પોતાને માથે લીધી છે એ વાત ખરી. છતાં પણ રાજ્ય સમાજને માટે કરવાનું સર્વ કાંઈ કરી શકે નહિ. ઉપર જણાવ્યું છે તેમ થોડા અંકુશો મુકી રાજ્ય સર્વ વ્યક્તિઓને સ્વતંત્રતા આપે છે, અને ઉપયોગવાદની દૃષ્ટિએ Laisser faire એટલેકે વચ્ચે નહિ પડવાની નીતિ સ્વીકારે છે. એ વચ્ચે પડે છે તો તે જ દૃષ્ટિએ જ્યારે તેમ કરવાની ખાસ જરૂર જણાય ત્યારે, અને તે પણ ઘણું થોડું; અને જ્યાં પર પ્રજાનું રાજ્ય છે ત્યાં તે, રાજ્ય આથી પણ ઘણું થોડું કરે છે. માટે આવા દેશોમાં તો ખાસ કરીને વ્યક્તિઓને, પરસ્પર મદદ કરવાનું અને 'હું સમાજનું અંગ છું' એ સમજવાનું કર્તવ્ય પ્રાપ્ત થાય છે.

ચોથી દલીલના સંબંધમાં:—વિકાસક્રમ એ કુદરતી નિયમ છે એ વાત ખરી, પણ તેટલા માટે મનુષ્યપ્રયત્નની આવશ્યકતા નથી એ વાત ખોટી. કુદરતના નિયમોથી વિરૂદ્ધ પ્રયત્ન કરીએ તો તે નિષ્ફળ જાય અને કેટલીક વખતે હાનિકારક નિવડે, પરંતુ કુદરતના નિયમોને અનુસરીને પ્રયત્ન કરીએ તો ફલસિદ્ધિ સત્વર પ્રાપ્ત થાય. બાળકને શિક્ષણ વિગેરે ન આપીએ તો અમુક ઉમરે તેના શરીરની સાથે મન પણ અમુક વિકાસને પામે છે એ વાત ખરી; પણ ન્હાનપણથી યોગ્ય શારીરિક અને માનસિક શિક્ષણ આપવાથી તે વિકાસ સત્વર અને વિશેષ થાય છે. કેટલીક વખત તો એ પ્રમાણે કરવાથી વિનાશ થતો અટકે છે. માટે મનુષ્યપ્રયત્નની આવશ્યકતા નથી એમ કહેવું ભૂલભરેલું છે. મનુષ્યપ્રયત્ન કુદરતી નિયમાનુસાર થવો જોઇએ એ સમજવાની જરૂર છે.

હવે પ્રત્યેક સમાજમાં કયો કુદરતી નિયમ કામ કરે છે તે જોઇશું તો આપણને માલમ પડશે કે એકીભાવ. માટે જો સમાજને ટકાવવી હોય અને આગળ લઈ જવી હોય તો પ્રયત્ન કરીને પણ એકીભાવ વધારવાની આવશ્યકતા છે.

## એ ભાવનાનું ઐતિહાસિક દૃષ્ટિએ નિરીક્ષણ.

આ ઉપરથી 'હું સમાજનું અંગ છું' એ ભાવનાની આધુનિક સમયમાં આપણા જેવા દેશમાં કેટલી આવશ્યકતા છે તે પ્રતીત થયું હશે. હવે આપણે ઐતિહાસિક દૃષ્ટિથી એ ભાવનાનું નિરીક્ષણ કરવાનો કાંઈક પ્રયત્ન કરીશું. લાલા લજપતરાયે ચાલુ વરસના મૉડર્ન રીવ્યુના સપ્ટેંબર માસના અંકમાં 'Social efficiency' નામનો એક મનનીય લેખ લખ્યો છે. તેમાં તેઓ જણાવે છે કે 'હું સમાજનું અંગ છું' એ ભાવના યુરોપમાં ઘણાં થોડાં વર્ષો ઉપર જ ઉદિત થઈ છે. ગરીબોને કેળવણી આપવી તથા અન્ય પ્રકારની મદદ કરવી, તેમ જ આંધળાં, બહેરાં, મુંગા, લુલાં, અપંગ અને નિરાશ્રિત મનુષ્યો તરફ સ્નેહ અને દયાની લાગણીથી વર્તવું એ સત્કાર્યો તો ગણાતાં; પણ લોકો જે આવાં કાર્યો કરતા તે

તેમ કરવાની ધર્મની આજ્ઞા છે અને તે કર્યાથી પુણ્ય મળશે એવી વૃત્તિથી કરતા; સમાજના અંગ તરીકે બીજાં અશક્ત અંગોને મદદ કરવાની મ્હારી ફરજ છે એ વિચાર અસ્તિત્વમાં આવ્યો નહોતો. પછી લાલા લજપતરાય કેળવણી સંબંધીનો ટૂંકો ઇતિહાસ આપે છે અને જણાવે છે કે કેળવણી પૂર્વે ગણ્યા ગાંઠ્યા મનુષ્યોને જ મળતી અને તેની કિંમત ધર્મની દૃષ્ટિથી અંકાતી. જે મનુષ્યોને તે મળતી તેમને રાજ્યમાં અને સમાજમાં સારા લાભ મળતા તેથી તે લોકો બીજાને તે મળવા દેતા નહિ. રાષ્ટ્રીય દૃષ્ટિએ શિક્ષણનો પ્રચાર થવાની ઘણી જરૂર છે એ વિચાર રાજ્યના સુકાન ચલાવનારાઓના તથા ધર્મગુરૂઓના મનમાં પ્રવેશ્યો પણ નહોતો. એ વિચાર જ્યારે મુત્સદ્દી વર્ગમાં પ્રથમ ઉદ્‌ભવ્યો ત્યારથી ત્હેમની અને ધર્મગુરૂઓની વચ્ચે તુમુલ યુદ્ધનો પ્રારંભ થયો. અંતે તેમાં મુત્સદ્દી વર્ગનો જય થયો. હવે કેળવણી ફરજીયાત કરવામાં આવી છે અને તે મફત અપાય છે. પ્રજાનાં બાળકો એ ત્હેની થાપણ છે, અને પ્રજાની ભવિષ્યની ઉન્નતિ અને ફતેહનો આધાર આ થાપણનો સૌથી સારે રસ્તે નિયોગ કરવામાં રહેલો છે એ વિચારનો પ્રચાર હવે ઘણો બહોળો થતો જાય છે. પછી લાલા લજપતરાય પશ્ચિમની પ્રજાઓના સમાજ સુધારાના પ્રશ્નોની યાદી આપીને તે ઉપર વિવેચન કરતાં જણાવે છે કે આ પ્રશ્નોનો ઉકેલ આણવાને લોકો તન મન અને ધનથી પ્રયત્ન કરે છે. તે પ્રશ્નો ઉપર મુદ્દા કાઢીને ક્લબોમાં મંડળોમાં સોસાયટીઓમાં જોસશોર ચર્ચા થાય છે અને છેવટે ચોકસ વ્યાવહારિક નિર્ણયો ઉપર આવ્યા પછી તે પ્રશ્નોને રાજકીય ક્ષેત્રમાં સ્થાન મળે છે, અને અંતે તદનુસાર કાયદા ઘડાય છે. પશ્ચિમમાં કે જ્યાં 'હું સમાજનું અંગ છું' એ ભાવના દૃશ્યમાન થતી નહોતી તે ઉદિત થઇને આટલી બધી વૃદ્ધિંગત થઈ એ વાત આપણે ખાસ લક્ષમાં રાખવા જેવી છે.

હવે હિંદુસ્તાન તરફ નજર ફેરવો. હિન્દુસ્તાનનો ક્રમ તેથી ઉલટો જ જણાય છે. પૂર્વે આ ભાવના હિન્દુસ્તાનમાં હતી એટલું જ નહિ પણ ત્હેનાથી ઉચ્ચતર ભાવના 'હું સમષ્ટિનું અંગ છું' એ પણ હતી; ત્હેનાં અનેક પ્રમાણો છે. આપણા ઋષિમુનિઓએ સ્થાપેલી સંસ્થાઓનું સૂક્ષ્મ અવલોકન કરતાં આપણને પ્રતીત થશે કે આપણી સંસ્થાઓ 'સમાજ ભાવના' અથવા 'સમષ્ટિભાવના'ના રહસ્ય ઉપર રચાયલી છે. આપણા શાસ્ત્રકારોએ આપણને કરવાને ઉદ્દેશેલા પંચમહાયજ્ઞનું રહસ્ય એ છે કે મનુષ્યે કેવળ પોતાને માટે જ જીવવાનું નથી, પરંતુ, બીજાઓનાં પ્રતિ ત્હેનાં કર્તવ્યો છે. એક તો માબાપ પ્રતિ, બીજું દેવ પ્રતિ, ત્રીજું અતિથિ પ્રતિ, ચોથું માનવજાતિ પ્રતિ, પાંચમું સર્વભૂત પ્રતિ. મનુષ્ય સમષ્ટિનું અંગ છે તેથી વ્યતિરિક્ત વ્યક્તિ નથી એ સમજાવવાનો પંચ મહાયજ્ઞનો ઉદ્દેશ છે.

બીજું, આપણા ઋષિમુનિઓએ ગુણ કર્મની દૃષ્ટિથી સમાજના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એમ ચાર વિભાગ કરી દરેકને પોતપોતાને કરવાનાં કાર્યો વહેંચી આપ્યાં અને તેમ છતાં તેઓ વચ્ચે એકીભાવનો સંબંધ કાયમ રાખ્યો. બ્રાહ્મણોએ ધનવાન થવું નહિ, આધ્યાત્મિક જીવન ગાળવું, અને ત્હેનો લાભ સર્વ સમાજને આપવો; ક્ષત્રિયોએ સર્વ પ્રજાનું રક્ષણ કરવું; વૈશ્યોએ દ્રવ્ય ઉપાર્જન કરવું પણ તે કેવળ પોતાના જ મોજશોખને માટે નહિ પરંતુ સમસ્ત પ્રજાને માટે; અને શૂદ્રે આ ત્રણે વર્ગની શુશ્રૂષા કરવી. આ ઉપરથી સમાજના ચાર વિભાગ 'સમાજભાવના' નાં ધોરણ ઉપર પાડેલા છે એમ પ્રતીત થશે,

ત્રીજું, આપણી સંયુક્ત–કુટુંબ–સંસ્થા પણ સામાજીક તત્વ ઉપર સ્થાપલી છે. એ સંસ્થાના ગુણદોષ બતાવવાનું આ સ્થાન નથી. પરંતુ આ સંસ્થા નૈસર્ગિક રીતે મનુષ્યને વધારે ઉદાર અને કર્તવ્યશીલ બનાવે છે, અને બીજા માણસોને મદદ કરવાનું શીખવે છે, એ વાત તો ઉપર ઉપરથી જોનારને પણ જણાયા વગર રહે એમ નથી. 'હું ને મ્હારી અલી અને મ્હારો કીકો'–એ સૂત્ર ઉપર સ્થાપલી પશ્ચિમની કુટુંબ સંસ્થાના કરતાં આપણી કુટુંબ સંસ્થા સામાજીક જીવન ખીલવવાને વધારે અનુકુળ છે એ તો સર્વે કોઇને માન્ય કરવું પડશે.

ચોથું. Village communities. આ ઉપર હું વિશેષ બોલવા માગતો નથી, પરંતુ આ સંસ્થા પણ આપણા લોકોના સામાજીક જીવનની સચોટ સાક્ષિ પૂરે છે.

આ ઉપરથી હિન્દુસ્તાનમાં પૂર્વે 'સમાજ ભાવના' હતી એ વાત સ્પષ્ટ થઈ. પરંતુ આ ભાવના ઘણા લાંબા વખતથી નષ્ટ થઈ ગયેલી છે એ વાત પણ એટલી જ સત્ય છે. આપણા ઉપર પર પ્રજાને રાજ્ય કરવાનો વારો આવે એ જ શું બતાવે છે? પર પ્રજાનુ શાસન એ જ આપણામાં સમાજ ભાવના નષ્ટ થયાનું સબળ પ્રમાણ છે. સદ્‌ભાગ્યે હાલમાં દયાળુ બ્રીટીશ સરકારના શાંત અમલમાં તે ભાવનાનો થોડો થોડો ઉદય થવા લાગ્યો છે. આ સંબધી લાલા લજપતરાયે આપણા દેશમાં કેટલીક સમાજભાવનાથી થયેલી પ્રવૃત્તિઓને અનુલક્ષીને પોતાના લેખમાં સવિસ્તર લખ્યું છે. એ બધું અત્ર આપવાનુ પ્રયોજન નથી. અત્ર કહેવાનું એ છે કે એ ભાવના ઉદિત થઈ છે એ વાત ખરી પરંતુ ત્હેને વૃદ્ધિંગત કરવાને અને આપણા જીવનમાં ત્હેને ઉતારી દેવાને આપણે કટિ કસવી જોઇએ. આપણા રાજ્યકર્તાઓ આપણી સમાજની બાબતોમાં વચ્ચે પડતા નથી, અને તે વાત એક દૃષ્ટિએ ઠીક છે; પરંતુ તેથી આપણી જવાબદારી બમણી વધે છે, અને આપણી સમાજના સર્વે પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ આણવાનું કર્તવ્ય આપણને પ્રાપ્ત થાય છે એ વિસ્મરવુ જોઇતુ નથી.

## કેટલીક વ્યાવહારિક સૂચનાઓ.

આ પ્રમાણે ઐતિહાસિક દૃષ્ટિથી આ ભાવનાનુ નિરીક્ષણ કર્યા પછી હવે આપણે આ વિષયના છેલ્લા અંગ પ્રતિ વળીએ. તેમાં આ ભાવનાનો સાક્ષાત્કાર કર્યા પછી આપણે ત્હેને કેવી રીતે આચારમાં ઉતારવી તે સંબંધી કેટલીક વ્યાવહારિક સૂચનાઓ કરીશું. પ્રથમ તો આ ભાવનાનું સ્વરૂપ જે ઉપર બતાવવામાં આવ્યું છે તે સંપૂર્ણ આપણી રગેરગમાં ઉતરી જવું જોઇએ, અને તેમ કરવા પ્રયત્ન સેવવો એ આપણું પ્રથમ કર્તવ્ય છે. તેમ થયા પછી તે સ્વાભાવિક રીતે આચારમાં ઉતરી જશે. તદપિ અત્ર કેટલીક સૂચનાઓ કરવી યોગ્ય જણાય છે.

આ બાબતમાં પ્રથમ પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે આપણા હિન્દુસ્તાન દેશમાં હિન્દુ, મુસલમાન, પારસી, ક્રિશ્ચીયન, યાહુદી વિગેરે ભિન્ન ભિન્ન જાતિઓ વસે છે તેની એક પ્રજા થઈ શકે ખરી? શા–માટે નહિ? વાસ્તવિક રીતે એક પ્રજા થઈ છે જ. માત્ર સુદૃઢ થવી બાકી છે. એક પ્રજા થવાને માટે આપણે ઉપર જોયું કે એકીભાવની વૃદ્ધિ થવી જોઇએ. તે એકીભાવને માટે એક દેશ, સમાન રાજકીય હિત, અને ઇંગ્રેજી ભાષાને લીધે વધતો જતો સમાગમ એ અનુકૂળ સાધનો છે. જુદા જુદા ધર્મ અને જુદી જુદી જાતિ એ પ્રતિકૂળ

વસ્તુઓ પણ છે. પરંતુ તેથી કાંઈ ગભરાઈ જવાનું નથી. કાર્ય દુષ્કર છે ખરૂં પરંતુ અસાધ્ય નથી. આ બાબતમાં પ્રો. ગીડીંઝ પોતાના Principles of Sociology નામના પુસ્તકમાં કહે છે કેઃ—

"In a nation that has an admixture of many races and nationalities in its demotic composition, the strong sense of dissimilarity long remains as an obstacle to complete assimilation.'

આમ હોવાથી આ વિવિધ જાતિઓ વચ્ચે ઐકીભાવ વધારવાનું આપણને હાલમાં પ્રાપ્ત થાય છે. આ બાબતમાં વિદુષી બાઈ એની બીસંટ કહે છે તેમ એક વાત એ યાદ રાખવાની છે કે દરેક માણસે હું ગુજરાતી છું, હું દક્ષિણી છું, હું મુસલમાન છું, હું યાહુદી છું એવું અભિમાન ન રાખતાં 'હું ઇન્ડીયન છું,' હું હિન્દ માતાનો પુત્ર છું એવું અભિમાન રાખવું જોઇએ.

એ હિન્દ માતાની અર્થાત હિન્દુસ્તાનની આધુનિક શું સ્થિતિ છે? પ્લેગ, દુષ્કાળ, કોલેરા આદિ રાક્ષસોએ આપણી સમાજમાં સદાને માટે ઘર કર્યું હોય એમ દીસે છે. કુદરતે આપણને પુષ્કળ અન્નસંપત્તિ આપી હતી, દૂધની પણ લીલા લહેર હતી, પરંતુ અનેક કારણોથી દેશમાં નિર્ધનતા અને દરિદ્રતા ફેલાઈ, અને હવે આપણા દેશ-બાંધવોમાંના હજારો અરે લાખોને દિવસમાં એકવાર પણ પેટ ભરીને ખાવા મળતું નથી. લાખો માણસોને એવા ખરાબ અન્ન ઉપર દિવસો કાઢવા પડે છે કે જે અન્ન સુધરેલા દેશમાં ઢોરોને પણ આપવામાં આવતું નથી. અનાજ દિવસે દિવસે મોઘું થતું જાય છે, અને દૂધ અને ઘી પણ જોઇએ તેટલા જથ્થામાં ભેગ વગરનાં મળતાં નથી. આપણાં બાળકો દૂધ વિના શું કરશે? વળી લોકોની મ્હોટી સંખ્યા તદ્દન અજ્ઞાન છે. સ્ત્રીઓની સ્થિતિ પણ સુધારવા લાયક છે. અનાથ બાળકોનું રક્ષણ કરવાને જોઇએ તેટલી સંસ્થાઓ નહિ હોવાથી ઘણા અન્ય ધર્મમાં વટલાઈ જાય છે. હલકી વર્ણના લોકોની સ્થિતિ તો તદ્દન અધમ છે. આમ હોવાથી આધુનિક સમયમાં ભગીરથ પ્રયત્નો કરવાનું આપણને પ્રાપ્ત થયું છે. શું આપણે આપણી ફરજ અદા નહિ કરીએ? નહિ કરીએ તો આપણી સમાજ અને આપણે, ઉભય અધોગતિને પામીશું. કાંઈ બીજાને માટે તે કરવાનું નથી, આપણે પોતાને માટે તે કરવાનું છે-એમ આ વ્યાખ્યાન ઉપરથી સમજવાનું છે.

પ્રથમ તો ત્યારે આ વાત સ્પષ્ટ રીતે સમજવી જોઇએ કે આ સમય આપણને માટે વૈભવનો સમય નથી. આપણા હજારો ભાઇઓ ભૂખે મરે અને આપણે વૈભવ ભોગવીએ-એ 'હું સમાજનું અંગ છું' એ ભાવનાનો સાક્ષાત્કાર કર્યા પછી ઉચિત લાગે છે? માટે વૈભવના પદાર્થોનો ત્યાગ કરી સાદાઈ સેવવી એ ધર્મ આપણને આધુનિક સમયમાં પ્રાપ્ત થાય છે. તેમ છતાં વૈભવનો પ્રચાર વધતો જાય છે એ હાલના સમયનું અનિષ્ટ ચિન્હ છે. તેવી જ રીતે હવે આપણે આલસ્ય કે પ્રમાદ સેવવાનું નથી અને સમાજના પ્રશ્નો પ્રતિ ઉદાસીનતા રાખવાની નથી એ પણ સ્મરણમાં રાખવું ઘટે છે.

બીજી વાત ધ્યાનમા રાખવાની એ છે કે આપણા વર્તન એવા પ્રકારના ન હોવા જોઇએ કે જે સમાજને હાનિકર્તા હોય કેટલેક અશે કાયદો આવા કૃત્યો અટકાવે છે પરતુ કાયદેસર રીતિએ નૈતિક દૃષ્ટિથી અયોગ્ય અને સમાજને હાનિકારક એવા કૃત્યો થઈ શકે ખરા અને તે ઘણા થાય છે આ અંગભાવનાનો સાક્ષાત્કાર કર્યા પછી આપણી પ્રવૃત્તિ આવા કાર્યો કરવા તરફ ન થવી જોઇએ

ત્રીજુ પ્રત્યેક પુરૂષની અને શિક્ષિત પુરૂષની તો ખાસ દ્વિવિધા પ્રવૃત્તિ હોવી જોઇએ એક પોતાના અને પોતાના કુટુબના પોષણને અર્થે બીજી સમાજ હિતને અર્થે પ્રત્યેક શિક્ષિત પુરૂષે પોતાની પરિસ્થિતિ યોગ્યતા અને અધિકારનો વિચાર કરીને પોતાની સમાજને અમુક જાતની નિસ્વાર્થ સેવા કરવાનો દૃઢ સકલ્પ કરવો જોઇએ અને અવકાશનો સમય બધો આરામમા કે મોજ મઝામા ન ગાળતા આ સેવાને અર્થ વ્યતીત કરવો જોઇએ પ્રત્યેક શિક્ષિત પુરૂષે તો અમુક પ્રકારની સમાજ સેવા કરવાનુ મ્હારે માથે ઋણ છે એમ માનવુ જોઇએ આ વાત આપણામાના ઘણા ગ્રેજ્યુએટો જે મોટે ભાગે દેશ સેવાને માટે મ્હોટા મ્હોટા મનોરથો બાધે છે અને પ્રવૃત્તિમા પડ્યા પછી તે સર્વે ભૂલી જાય છે તેમણે ખાસ સ્મરણમા રાખવાની છે.

ચોથુ યોગ્ય વખતે ધન ઉપાર્જન કરવાની પ્રવૃત્તિમાથી નિવૃત્ત થઇને જેમ રીટાયર થયેલા માણસો ગપ્પા મારીને અથવા બીજી રીતે દિવસો નકામા ગાળે છે તેમ નહિ કરતા આપણો બધો વખત સમાજ સેવાને અર્પણ કરવો અને તેમા આપણે માથે લીધેલુ કામ વધારે ને વધારે આગળ લઈ જવુ

પાચમુ ગ્રેજ્યુએટો અતડા રહે છે એમને ભણ્યાનુ અભિમાન હોય છે સામાન્ય મનુષ્યોમા તે પ્રેમથી ભળતા નથી વિગેરે વિગેરે આક્ષેપો જે વારવાર ઘણા મ્હોટા માણસો તરફથી થવામા આવે છે તે જો કે તન સત્ય નથી તદપિ કટલે અશે તો ખરા છે માટે, આપણે જ્યારે દેશમા જઇએ ત્યારે મ્હોટી મ્હોટી વાતો કરવાનુ છોડી દઈ આપણા ખેડુતો અને ઇતિર સામાન્ય લોકોમા ભળવુ તેમને નશ્નો પુછી તેમની સ્થિતિ જાણવા પ્રયત્ન કરવો, તેમને યોગ્ય સલાહ આપવી અને જરૂર લાગે તો તે હકીકત છાપામાં મોકલવી

છઠ્ઠુ પ્રત્યેક સામાજીક પ્રશ્નને આપણા ઘરનો પ્રશ્ન સમજવો જોઇએ આ સબધમાં આપણા ઘરડાઓ તરફથી 'હોળીનું નાળીએર થતુ નહિ' 'જેના પગ પર પડે તે ઉછાળે' એવી એવી દુનિયાદારીના ડહાપણના તથા વ્યવહાર કુશળતાના નમુના તરીકે-કેટલીક નામર્દાનીની શીખામણો મળે છે તે શિખામણો પ્રતિ તો ઘરડા ઉપર પૂજ્યભાવ રાખવા છતા પણ, દુર્લક્ષ કરવુ ઘટે છે નથી મેળવવુ અમ્હારે એવુ દુનિયાદારીનુ ડહાપણ અને નથી પ્રાપ્ત કરવી અમ્હારે એવી વ્યવહારકુશળતા કે જે અમ્હને અમ્હારા સમાજ પ્રતિના કર્તવ્યોથી પરાઙ્મુખ કરે છે

સાતમુ, હાલમા પ્રત્યેક જ્ઞાતિની ઉન્નતિને માટે ભિન્ન ભિન્ન મંડળો અસ્તિત્વમાં આવે

છે. આ મંડળોનો ઉદ્દેશ પોતાની જ્ઞાતિની સુધારણા અને ઉન્નતિ કરવાનો હોય છે. આવાં મંડળોની વિરૂદ્ધ મ્હારે કાંઈ કહેવાનું નથી. સમસ્ત હિન્દી પ્રજાની ઉન્નતિને અર્થે આવા ઉદ્દેશ-વાળાં અનેક મંડળો સ્થાપવાની આવશ્યકતા છે. પરંતુ આ સર્વ મંડળોએ ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું એ છે કે અમ્હે સર્વ હિન્દની પ્રજાનાં અંગો છીએ. તેથી પ્રત્યેક મંડળે હું બીજાનું હરીફ છું એ ભાવ સેવવાનો નથી, પરંતુ અમ્હે સર્વ એક પ્રજાનાં અંગો છીએ એવો ભાવ સેવી પરસ્પર પ્રેમ વધારવાનો છે. પ્રત્યેક મંડળે એમ સમજવું જોઇએ છે કે અમ્હે અમ્હારી ઉન્નતિ સાધીએ છીએ તે અન્ય જ્ઞાતિઓને હલકી પાડવાને માટે નહિ, પરંતુ અમ્હારી ઉન્નતિથી હિન્દની પ્રજાની ઉન્નતિ થાય છે માટે. આમ હોવાથી, દરેક મંડળે પોતાની ઉન્નતિ સાધવાની છે એટલું નહિ, પરંતુ ત્હેની સાથે અન્ય આવાં મંડળો પ્રતિ ભ્રાતૃ-ભાવ સેવી ત્હેમને સહાયક થવાનું છે—એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

## ઉપસંહાર.

આ પ્રમાણે આપણે 'હું સમાજનું અંગ છું' એ ભાવનાનું સ્વરૂપ અંગી અને અંગનાં ઉદાહરણો લઈ જોયું. પછી એ ભાવનાની સત્યતા યુક્તિથી અને પ્રમાણોથી યથાશક્તિ સિદ્ધ કરી, આધુનિક સમયમાં તે ભાવનાની આવશ્યકતા જોઈ. પછી ઐતિહાસિક દૃષ્ટિએ ત્હેનું નિરીક્ષણ કરી, હાલના સમયમાં તે ભાવનાને આચારમાં મૂકવાને કેટલીક વ્યાવહારિક સૂચનાઓ કરી. અંતે મ્હારે આપ સર્વને પ્રાર્થના એ કરવાની છે કે સર્વ મહાન બાબતોમાં જેમ સત્યશીલ અને એકનિષ્ઠ થવાની જરૂર છે તેમ આ બાબતમાં પણ છે. આપ એવા નથી એમ હું આક્ષેપ નથી કરતો પણ આવા ગુણની આવશ્યકતાનું સ્મરણ કરાવું છું. આ પ્રશ્ન એક ગંભીર પ્રશ્ન છે; અને 'હું સમાજનું અંગ છું' એ ભાવનાની સત્યતા આપણને પ્રતીત થઈ હોય, તો પછી ત્હેને આચારમાં ઉતારવાને માટે કટિ કસવાનું જ પ્રાપ્ત થાય છે. બીજો રસ્તો નથી. પરમાત્મા મ્હારા દેશબાંધવોને કર્તવ્યબુદ્ધિ અને પરમ શક્તિ આપો જેથી તેઓ પોતાનાં સમાજ પ્રતિનાં કર્તવ્યો બજાવવા સદા તત્પર રહે. અસ્તુ.

બહેચરલાલ નટવરજી ત્રિવેદી.

## સૂર્યની લગની.

પદ.

( રાગ આશાગોડી )

લગની કાં સૂર્યની લાગી સૂર્યમુખી !
લગની સૂર્યની કાં લાગી ? ધ્રુવ પદ.
તું રહિ સ્થાવર એ ચળ પાછળ ફેરવે દૃષ્ટિ સુહાગી ! સૂર્યમુખી૦ ૧
શું એ દિઠું એવું એ અતિ ઉષ્ણમાં કે તું રહી અનુરાગી ! ? સૂર્યમુખી૦ ૨
કમલિની એ મલિને સ્થળ જળમાં તપમા કર્યે એ અભાગી ! સૂર્યમુખી૦ ૩
હાય હૃદય સંકુચાય બિડાયે જતાંય એણે એને ત્યાગી ! સૂર્યમુખી૦ ૪
અવગુણ અન્ય ભલે દેખો અતિશય હરિ મુજ પ્રેમ પરાગી ! !
તેથી આ લગની છે લાગી !
લાગી હો લાગી છે લાગી—
તેથી તેથી લગની આ મુજને છે લાગી ! ! ૫

*તા. ૧૮-૯-૯૫. } હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

---

## " લેઇક વિકટોરીઆ ન્યાંઝા. "

ઉગ્યો લાલ પ્રકાશ રમ્ય કરતો ભાનુ દિશા પૂર્વમાં,
ને રંગ્યું જલ લેકનું[1] ઉછળતું રાતા પીળા રંગથી;
હર્ષે એ વિકસી રહ્યાં અવનવાં શ્વેતોત્પલો ફરતા,
ઝાંખાં ચંદ્રક તારલા, ઉઠી ઉપા, નીચી નમી પોયણી.

સિબીલ[2] કંઠિ કરતી તયારી,
જાવા યુગાન્ડા[3] સ્ટીમને[4] ભરીને;
ભોં ભોં કરી ફ્લૅગ[5] ઉડાવતી એ,
દેખાડતી એ પ્રભુની પ્રભાને.

---

* સમ્પાદક રા. સ. સુમનસ હરિલાલ ધ્રુવ.

(૧) લેક Lake=સરોવર. (૨) સિબીલ=સ્ટીમરનું નામ.

(૩) યુગાન્ડા દસ્ટ આફ્રીકાનો ભાગ. (૪) સ્ટીમ=વરાળ. (૫) ફ્લૅગ=વાવટો.

આવે પશ્ચિમથી કુદી જળ પરે લાંબી વિનીફ્રેડ[૬] આ,
ઊડે આગળ મોતીડાં સમ રૂડો વારિ–ફુવારો ઉંચો;
આનન્દે ધબકી રહ્યું ફિછળતું સાંચાસમું કાળજું,
જાણ્યે મસ્ત મદે પિયુ ઘર જતી કો સુન્દરી સ્વર્ગની.

આવે દૂરે રમતું એક જહાજ નાનું,
દેખાય ને ઘડીકમાં નઝરે ન આવે;
અંકે ગ્રહી નચવતા જનની સમાન,
ઊંચા ઉડે વીચિથી એ જળરાશિમાંથી.

નાગા કેવળ લોકનું દળ પણે નાનાં હલેસાં વડે,
હોડીને હંકારતું ઝડપથી પાડી બૂમો જોરથી;
જાવા હર્ષે ન માય જાળ ધરવા બેટો તરન્તા[૭] જહાં,
મચ્છીને પકડી અને દૂર પછી કાચી ઉભું ખાય છે.

બીજે ખેતર પુરથી મિસરના[૮] વર્ષાદની ના સ્પૃહા,
ધોધોધો કરતી જતી દિન અને રાત્રિ બધી [૯]નીલ આ;
જાણ્યે બે ત્રણ દિનમાં વહી વહી ખાલી થશે લેક હા,
દીપું એક ઘરે નહિ અખુટ છે કાલાન્તરો છે ગયા.

ઓહો જંગલી લોકના સુખ સટે મીઠા જળે આ ભર્યાં,
ગર્જન્તો ગભીરૂ ઊંડું ઉદધિ આ વિસ્તારથી છે પડયો;
આવી આ મધુરી કૃતિ નિરખતાં ઉદ્‌ગાર આ નીકળે—
શી બુદ્ધિ જગનાથની :અકલિતા, વ્યાપીપણું :છે બધે.

નૈરોબી,
બ્રિટિશ ઇસ્ટ આફ્રિકા.

"હિમ્મતલાલ."

---

(૬) વિનીફ્રેડ=સ્ટીમરનું નામ.

(૭) Floating islands.

(૮) Egypt.

(૯) The River Nile.

## યમુનાનો ઉપકંઠ. ? ? ?

( A Sonnet. )

( વસંતતિલકા. )

જ્હાં વ્યોમ રેલી રવિરાજ અતુલ તેજે,
મંજુ સરિત યમુના પ્રતિબિમ્બ રેડે;
તુષારબાષ્પઃકુસુમે રસ રેલી જામ્યાં,
ગુંજાર ગાન કરતાં ભ્રમરો ભરાયા. ૪

વારિ વીચિથી વિલસી હસતાં મરીચિ,
ઊભાં ઉંચાં ગજતરૂ શિવને નમાવી,
ત્યાં ઉપકંઠ વહતો મૃદુ ગન્ધવાહ,
રેલી રસેથી હસતો કરે મંજુ ગાન. ૮

વિહંગ વારિથી રમે ઉડી વ્યોમ આંકે,
મીઠો ધ્વનિ વિલસીને વીચિવારિ પ્રેરે;
વિપુલ વિષ્ણુપદનું પડી સઘ વ્યૂહ,
આપ્યું અહિત રમતુ યમુના સલિલ. ૧૨

જ્હાં શૈલ અદ્રિ પરથી સરતી યમુના,
મંજુલસ્મિત ધરીને વહતી ઉષામાં. ૧૪

બંધુમંડલ.
લાઠી.
તા. ૨૨-૧૧-૦૮
નર્મદાશંકર હરગોવિંદ શુક્લ.

# એક ચિત્ર.

ભગવાન્ સૂર્યનારાયણના ઉગ્ર તેજને નહિ ગણકારતાં નીલમ વૃક્ષો પરસ્પર આલિંગન કરી ઉભાં હતાં. આમ્ર, મોગરો, બદામ ઇત્યાદિની મધ્યમાં શુદ્ધ સ્ફટિકનો એક ઉંચો ઓટલો હતો. વૃક્ષોની પાછળ વિશાળ મેદાનમાં આશ્રમમાં અભયદાન પામેલાં હરિણો આનંદથી વાગોળતાં હતાં. આશ્રમની ગાયો તાપથી વિશ્રાન્તિ લેવા ઝાડો નીચે સુખપૂર્વક ચરતી હતી. વૃક્ષોના મંડપથી થોડે દૂર એક ન્હાનું સરોવર હતું; કાંઠા ઉપર બે ત્રણ રત્નજડિત શિલાઓ પડી હતી. સ્વચ્છ જલમાં પ્રતિબિંબિત થતું આકાશ સરોવરના ઉદરમાં અનંતતાનું ભાન કરાવતું હતું. સરોવર ઉપરથી વહી જતી મંદવાયુની લહરી શુદ્ધ જલને હસાવતી હતી. પક્ષીઓ રડ્યાં ખડ્યાં નજરે પડતાં હતાં. સમગ્ર વિશ્વ ભગવાન્ ઉષ્ણરશ્મિના પ્રચંડ તાપથી કંટાળી શાંતિમાં ઝૂકતું હતું.

આવી સંધિની શાંતિ ક્ષણવાર જ ટકી. બે વૃક્ષો વચ્ચે એક તરૂણી હાથમાં બાલક લઈ ઉભી દેખાઈ; પછવાડે કોઈ અસાધારણ કદનો પુરૂષ હતો. પેલી રામા સ્ફટિકના ઓટલા તરફ આવતી જણાઈ. બે ઝાડ વચ્ચે થઇને લાવણ્યની નદી વહેતી હોય તેમ તે રામાનું ગમન મોહક હતું. તે આ પૃથ્વી ઉપરની ન હતી; તે તો કલ્પવૃક્ષની મંજરી હતી, અપ્સરાઓમાં શિરોમણિ હતી. તેના હાથમાં આશરે પાંચેક માસનું એક બાલ હતું. તેના મનોહર કુમળા અવયવો ઉગતા નવપલ્લવોનું ભાન કરાવતા હતા. તેની પારદર્શક ચામડી નીચે લોહીનું વહન સ્પષ્ટ દેખાતું હતું. પોતાની માતાને અને સમગ્ર વિશ્વને હસતું હોય તેમ તેના મુખ પર સ્મિત ફરકતું હતું.

તરૂણી સમગ્ર બ્રહ્માંડને લેખતી ન હોય તેમ હંસગતિથી તે ઓટલા પાસે આવી. શુદ્ધ સ્ફટિકમાં પણ રાગ પૂરતી તે યુવતિ ઉપર ચડી અને તાપમાંથી વિશ્રાંતિ લેવા વનદેવી આવી હોય તેમ શીતળ શિલા ઉપર હસતી હસતી બેઠી. પેલો યુવાન તો આ બધો વખત તેની સાથે જ હતો. પિંગંજરાથી અને શ્મશ્રુથી તેની આકૃતિ સૌમ્ય જણાતી નહતી. તેની ચક્ષુઓ તીવ્ર અને વેધક હતી. તેના અવયવો સુસ્થિત અને દૃઢ હતા. આ ઉપવનને તે આજ અન્ય દૃષ્ટિથી જોતો હતો. ચાલતાં ચાલતાં પણ તેની દૃષ્ટિ તે રામાની ગતિ ઉપરજ હતી. એ લલિત ગતિમાં અને ચેષ્ટાઓમાં તે બ્રહ્માનંદ પીતાં શીખ્યો હતો.

બન્ને ઓટલા પર સ્વસ્થ થયાં. પેલું કુદરતનું રમકડું તો આ સર્વ નાટક જોઈ હસતું હતું. એ હૃદય વિમલતાને જ ઓળખતું હતું. એ નિર્દોષ આનંદ ઝીલનારાં ત્યાં જ હતાં.

'આ બાલાના અવતારથી' તરૂણી બોલી 'મ્હારા સુખમાં વૃદ્ધિ થઈ છે.' અનાહત નાદથી પરિચિત કર્ણો ચમક્યા અને વૈખરીને વધાવવા મંડ્યા.

'પ્રિયે' તરૂણ બોલ્યો 'આ બાલક આપણી સ્નેહગ્રંથિ છે, આપણા આત્માનો નૂતન અવતાર છે.'

શીત જલકણ વહેતી મંદ લહરી તેમના મુખ પર છવાઈ. શીર્ણ પાંદડાં ખડખડ્યાં, શાખાઓ પણ હલી ન હલી થઈ.

'સ્નેહનું ફળ અત્યંત મિષ્ટ હોય છે. બાલક એ અમ અબળાઓનું જીવન છે—પ્રાણનો આધાર છે.' રૂપાની ઘંટડી વાગતી બંધ થઈ.

'તારા નંદન વનમાં પણ આવાં ફળો દુર્લભ છે' મુનિથી બોલી જવાયું.

મેનકાના મુખ ઉપર શોકની છાયા પથરાઈ. તેને નંદન વન યાદ આવ્યું. અર્ધ ઉઘડેલ છીપ વચ્ચે મોતી જણાય તેમ તેની આંખમાં આંસુ ચળક્યું.

'કેમ, વ્હાલિ !'

તરુણી બોલી શકી નહિ. નિર્દોષ બાનકની લવાર રેખા પર આંસુ ખરી પડ્યું. હૃદય થડકવા લાગ્યું.

'પ્રિયે, આ શું ?'

રામા ગદ્દગદ કંઠે બોલી 'આ બાલકને મ્હારે છોડવું—' ફરી ડૂસકો મૂક્યો. શોકસાગર ઉછળ્યો અને માઝા મૂકી.

'વ્હાલિ મેનકા, તારું કહેવું હું યથાર્થ સમજી શકતો નથી.'

તરુણી રોતી રોતી બોલી 'અમ અપ્સરાઓને આ બાલકોને સ્વર્ગમાં લઈ જવા અધિકાર નથી.'

મુનિરાજ ચમક્યા. પૂર્વ સ્થિતિ આંખ આગળ તરી આવી. અભ્યાસના પરિપાકથી એકાગ્ર થયેલું મન રાગ અને ત્યાગ વચ્ચે ઝૂલવા લાગ્યું.

મેનકાએ ચલાવ્યું 'કારણ કે અમે દેવનગરની નાયિકાઓ છઈએ.'

મુનિના કર્ણ તો અંતરમાં ઉતર્યાં હતા. રાગાવિષ્ટ થઈ આ શું કર્યું એ વિચાર રગે રગે વ્યાપી રહ્યો. મેનકાનું સ્વરૂપ એક ઘડીમાં તૃણવત્ જણાયું, ક્રોધથી પૂછ્યું, 'તું અહીં કેમ આવી હતી ?'

ઋષિની હૃદયરાણી બોલી 'સ્વામીના આદેશથી.'

'દેવતાઓ એવો આદેશ શા માટે કરે ?'

'તમારા તપની પરીક્ષા કરવા માટે.'

ઋષિનું સમાધાન ન થયું. 'એ સાત્વિક સત્વોમાં આવો ઈર્ષ્યાભાવ સંભવે ?'

'તેઓ તો નિમિત્ત માત્ર છે. અત્યંત પવિત્ર હૃદયવાળાઓને જ પ્રભુના સ્થાનમાં સ્થાન મળે છે. પ્રભુને માર્ગે ચઢનારાઓ જ્યાં સુધી સર્વસ્વ ત્યાગ કરતા નથી ત્યાં સુધી તેઓને એ પદ દુર્લભ છે. આવા ત્યાગની પરીક્ષા દેવો અમુક સમયે કરે છે.' નંદનવનની કોકિલા ટહુકી તે ટહુકી.

ઉછળતું લોહી શમ્યું. અપ્સરા નિર્દોષ જણાઈ. માત્ર પોતાનાં તપમાં જ ખામી લાગી.

રવિબિંબ પશ્ચિમમાં લટક્યું. પવનનો સુસવાટો વધ્યો. જલતરંગો ઉછળી ઉછળી મુનિનાં દર્શન કરવા લાગ્યા.

આંતરગાન ચાલ્યું 'ત્રિશંકુને સશરીર સ્વર્ગમાં મોકલનાર મારી આ દશા ?!' હૃદયનો વૈરાગ્ય બમણા જોસથી ઉછળ્યો.

આ તરફ મેનકા શોકાતુર હતી. શાપની બ્હીકથી તેનું નૂર ઉડી ગયું. એ છૂબ ક્ષમા સરખી પણ યાચી શકી નહિ. આ સ્થિતિ લાંબી ટકી નહિ. સૂર્યાસ્ત થયો અને સંધ્યા સમગ્ર વિશ્વમાં વ્યાપી રહી. કુંજોમાં, વાટિકાઓમાં, જલમાં, ઉપવનોમાં અને વિશાળ આકાશમાં લાલાશ પ્રસરી ગઈ. રાગની પાછળ અંધકાર તો સમય જ શોધે!

મેનકાથી રહેવાયું નહિ. ઋષિને ચરણે બાળકને મૂકી પ્રણામ કર્યાં. 'ક્ષ......મા——' વધારે શું બોલાય?

ક્ષમા મળી ચૂકી. 'તારો શો દોષ? જે થયું છે તે યોગ્ય જ છે. તું તો મારી ગુરુ થઈ. વિપત્તિઓની શિક્ષા ઘણી મોંઘી છે.' બાળક ઉંચકી પાછું આપ્યું, મુખ ઉપર હાથ ફ્વરાયા અને વિમુખ થઈ મુનિએ ચાલવા માંડ્યું.

નંદનવનની મોહિની બાલક ધરી રહી. આંખો શિથિલ થયાં, હૃદય રોવા લાગ્યું, અને ચક્રવાકીનો વિલાપ સમજતાં શીખ્યું. પણ એક મોતી પણ ખર્યાં ન ખર્યાં.

અંધકાર વ્યાપી રહ્યો. સમગ્ર નભમંડળ જોઈ રહ્યું. શકુન્તો માળામાં સુખે સૂતાં હતાં.

તથાપિ, પૂર્વ દિશામાં શાંત તેજનાં કિરણો સ્ફુર્યાં.*

તા. ૬-૮-૧૯૦૮
ગામળદાસ કૉલેજ
ભાવનગર.

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ.

---

* આ લઘુ લેખ ચારેક વર્ષ ઉપર લખ્યો હતો. તેમાં અત્યારે ઘણા ફેરફાર થઈ શકે તેમ છે અને કરવા યોગ્ય પણ લાગે. છતાં, મારા એ સમયના વિચારો અસલ સ્વરૂપે રહે તે જ વધારે સારું લાગવાથી આમાં જરા પણ ફેર કર્યો નથી. કેટલીક ભૂલો પણ સુંદર હોય છે.

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ.

# કવિ નરસિંહ મહેતા કૃત ગરબા.

આપણી ગુજરાતી ભાષામા કવિ વલ્લભ ભટના રચેલા ગરબા ઘણા પ્રસિદ્ધ છે, તે ઉપરથી કેટલાક માણસનુ એમ ધારવુ છે, કે ગુજરાતી ભાષામા પહેલ વહેલો ગરબાનો રાગ આ જ કવિએ દાખલ કર્યો હશે પણ આ નીચે આપેલી નરસિંહ મહેતાની કવિતાના રાગ ઉપરથી જણાશે, કે આવું માનવુ એ બરાબર નથી મહેતાના સમયમા પણ ગરબાનો રાગ આપણા પ્રાન્તમા જાણીતો હશે, ને તેથી જ તેમણે આ કવિતા ગરબાના રાગમાં બનાવી હશે.

જો કે, પાછળથી કેટલાક કવિઓની રચેલી કવિતા મહેતાના નામ ઉપર ચઢી છે ખરી, પણ મહેતાની પોતાની રચેલી અને આવી નામ ઉપર ચઢી ગયેલી કવિતામા એટલો બધો તફાવત છે, કે તે સ્પષ્ટ જણાયા વગર રહેતો નથી મહેતાની કવિતાની ભાષા, અર્થ, મધુરી અને કેટલાક જૂની ભાષાના શબ્દોથી રચાયેલી છે.

આવી નામ ઉપર ચઢેલી કવિતામાથી થોડીક કવિતા આપવાનો વિચાર છે, તે બનશે તો આગળ ઉપર આપવામા આવશે

જે હસ્તલિખિત પુસ્તકમાથી નીચે લખેલી કવિતા આપવામા આવી છે, તે પુસ્તકના અક્ષરો કાના માત્ર સાથેના છે, તેમ જોડણી પણ ઘણે ભાગે શુદ્ધ છે તો પણ હાલના સમયને અનુસરીને જોડણીમા સહજ ફેરફાર કરવામા આવ્યો છે અનિયમિત વર્તમાનકાળના ક્રિયાપદને ભુતકાળમા મુકવા પડ્યા છે, કેમકે તેમ કર્યા વિના ચાલે તેમ ન હતુ.

હાલ ચાલતા ગરબાના રાગના દરેક ચરણને છેડે 'લોલ' શબ્દ મુકવામા આવે છે, તેને ઠેકાણે આ ગરબામા ફક્ત 'લો' એક જ અક્ષર છે દરેક ચરણના અંત ભાગમા આ 'લો' અક્ષર હોવાથી તે ભૂલથી નહિ, પણ તે વખતે તેમ બોલાતો હશે, તેમ જાણી અહીં તે જ રીત કાયમ રાખી છે, વખતે તે સમયમા તેની રીતે ગાવામા આવતુ એ હોય.

## ગરબો ૧ લો.

(ગોરમાના ગરબાનો રાગ)

શરદ નીશાએ શ્રી મહારાજ, કે વનમા આવીઆ રે લો,<br>
મધ નીશાએ વજાડી વેણુ, કે ગોપીકા ચાલીઓ રે લો

શ્રવણે સુણી મોરલીનો નાદ, કે વ્યાકુળ થયા રે લો,<br>
જે જેમ હુતુ પોતાને ધામ, કે તે તેમ નિસર્યા રે લો.

જોયો પૂરણ નંદ પરિબ્રહ્મ, કે સુધ બુધ સર્વ ટળી રે લો,<br>
જુએ નયણા ભરી ભરી નાર, કે ગોપીકા સહુ મળી રે લો.

વચન બોલ્યા શ્રી મહારાજ, કે કહો કેમ આવીયાં રે લો;
વળતી બોલી વ્રજની નાર, કે તમ આશરે આવીયાં રે લો.
રંગભર રાસ રમાડો નાથ, કે શરદ સોહામણો રે લો;
ઉગ્યો સોલ કળાનો ચંદ્ર, કે અતિ રળીઆમણો રે લો.
પુરણ પ્રીત જોઈ પરિબ્રહ્મ, કે રૂદીઆ ભીડીઆં રે લો;
રંગભર રમવા માંડ્યો રાસ, કે કારજ સીધીઆં રે લો.
વાજે તાલ પખાજ ને ઝાંઝ, કે વેણુ વાંસળી રે લો;
નાચે નરહરિ નંદકુમાર, કે ગોપીકા સહુ મળી રે લો.
ચોકમાં ફરતી વ્રજની નાર, કે વચે રાધા હરિ રે લો;
નવ સત સજા કે શણગાર, કે પાવલ ઘુઘરી રે લો.
હમચી લે હરજીની સાથ, કે તાલી લે હાથમાં રે લો;
નાચે નટવર મદન ગોપાળ, કે જુવતીના સાથમાં રે લો.
અંત્રીક્ષ દેવતા રહીને જોએ, કે પુષ્પ વધાવતા રે લો;
રૂપે રૂડો નરસૈંઆનો નાથ, કે મનમાં ભાવતા રે લો.

## પદ ૨ ગરબો.

(રાગ ઉપરે પ્રમાણે.)

વા'લા મારા વૃંદાવનને ચોક કે, વે'લા પધારજો રે લો;
વા'લા મારા ગોકુલની વ્રજનાર કે, વેહેગે બોલાવજો રે લો.
અમને રમવાના છે કોડ કે, વા'લા સંગ ખેલડી રે લો;
લેવા મુખડાનો મકરંદ કે, મળી તેવ તેવડી રે લો.
સારી શરદ પુનમની રાત કે, સુંદર સોહામણી રે લો;
અમને રાસ રમ્યાના કોડ કે, રંગભર ભામની રે લો.
વા'લા મારા ગોકુલીએ પધાર્યા તે, અમને તારવા રે લો;
વા'લા મારા લાકલડી સાહી તેડ ધેન ચારવા રે લો.
રૂડું જમનાજીનું નીર કે, ત્રટ રળીઆમણું રે લો;
રૂડી બંસી બટની છાંહ કે, સુંદર સોહામણી રે લો
ફરતું ગાન કરે વ્રજનાર કે, વચમાં વા'લમો રે લો;
મળીયો વ્રજવીનતાનો સાથ કે, તાલી લે હાથમાં રે લો.
પ્રગટ્યું પુરવ જનમનું પુણ્ય કે, ત્રેડે તાપ દણ્યો રે લો;
નાચે નરસૈંઓ આનંદ કે, રસ વાધ્યો ઘણો રે લો.

## પદ ૩. ગરબો.

( રાગ ગરબાનો )

કે શમીઠા જઇને પોઢ્યા કે, નંદાજીના કાનમા રે લો,
રાધાજી કુંજ ભુવનને દ્વાર કે, ઉભા હેરવા રે લો.

વા'લે મારે લીધો દડુલો હાથ કે, માંડ્યો ફેરવા રે લો;
રમીએ ઉછાળીને નાખ્યો કે, રાધાજીના ઉરમા રે લો.

રાધાજીએ સંતાડ્યો કાંચળડી માંહે કે, સુખના પૂરમાં રે લો,
ત્યારે હરિએ નાખ્યો હાથ કે, વળગા ઝુમ થઇ રે લો.

રાધા રોળી વ્રજની નાર કે, અંગની સુધ ગઈ રે લો;
વા'લે મારે રોળી વ્રજની નાર કે, રંગની રેલ વહી રે લો.

રસીએ લીધા નથના મોતી કે, કૌતક ખેલવા રે લો,
જોતા નાક થઈ તપાસ કે, રાધા નારને રે લો.

રસીઆ આપો નથનાં મોતી કે, નાક પેહેરીએ રે લો,
સહીએર જાણશે એવી વાત કે, ઘેર જઈ સોપરો રે લો.

પરણ્યો જાણશે એવી વાત કે, ગદા થાપશે રે લો,
પરણ્યો પોંકશે મારી રાત કે, આખ ગતી થશે રે લો.

ચોટી ખણશે ગોરે ગાલ કે, મીઠડી લાગશે રે લો,
નણદલ જાણશે એવી વાત કે, જાણે ગઈ ગામડી રે લો.

જુઓ જેઠાણીના ઢંગ કે, ઘેર ઘેર આડશે રે લો;
જેઠ મારો શ્રી મહારાજ કે, જઈ કે'શે માતને રે લો.

બાપને લાડકડી છઉં નાર કે, બીજી કો નહી રે લો,
લાવો લાવો પારીજાતકના ફુલ કે, નાથને વધાવીએ રે લો.

નાચે નરસૈંઓ સુખ દાસ કે, લીલા જોઈ નાથની રે લો,
સદા રમે છે રામ કે, લીલા પ્રકાશની રે લો.

**છગનલાલ વિદ્યારામ રાવળ.***

---

* સંપાદક.

## બંગાળામાં સાહિત્યપરિષદો.

સંવત્ ૧૯૬૪ ના વૈશાખ માસના વસંતના અંકમાં મ્હારા મિત્ર રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે 'મરાઠી લેખકોનું ચોથું સંમેલન'. એ નામનો એક લેખ લખ્યો હતો. ત્હેમાં બંગસાહિત્યપરિષદ્ માટે ત્હેમને તે વખતે કાંઈ હકિકત મળી નહિ શકવાથી એ સંબન્ધે તેઓ કાંઈ લખી શકયા નહોતા. હાલમાં મ્હને એ સંબન્ધે જે હકિકત મળી છે તે ગુજરાતી સાહિત્યસેવકોને ઉપયોગી થઈ પડશે એવા હેતુથી એની સંક્ષિપ્ત નોંધ અત્રે રજુ કરૂં છું.

બંગાળી સાહિત્ય અન્ય દેશી ભાષાઓના સાહિત્ય કરતાં ઉચ્ચ સ્થાન ભોગવે છે છતાં તે ભાષાનું સાહિત્ય હજુ પણ બની શકે એટલું વિશાળ અને સર્વ પ્રકારે ખામી વગરનું બનાવવા માટે ત્યાંના વિદ્વાનો તન મન અને ધનથી જે પ્રયાસો કરી રહ્યા છે તે ખરેખર ધન્યવાદયોગ્ય અને અનુકરણીય છે. ત્યાંનું સાહિત્યક્ષેત્ર કેવી રીતે ખેડાય છે તે હમણાં ત્યાં મળેલી બે સાહિત્યપરિષદોમાં થયેલા કામકાજ નીચે આપેલી સંક્ષિપ્ત નોંધ ઉપરથી સહજમાં જણાઈ આવશે.

ફેબ્રુવારીની શરૂઆતમાં બંગાળામાં રાજશાહી મુકામે બંગસાહિત્યસંમેલન ( All Bengal Literary Conference ) અને બોગરા મુકામે ઉત્તરબંગસાહિત્યસંમેલન ( North Bengal Literary Assemblage ) થયાં હતાં. બન્ને સભાનું કામકાજ જોતાં મુખ્ય હેતુ બન્નેનો એક જ હતો. વધતા જતા બંગાળી સાહિત્યને હરેક જાતના બની શકે તેટલા વ્યાવહારિક ઉપાયોથી શાસ્ત્રીય શોધ અને વિજ્ઞાનથી વિભૂષિત કરવું અને ત્હેને માટે જે જુસ્સો જોઇએ તે વિદ્વાનોમાં ઉત્પન્ન કરવો. આ શુભ હેતુ પાર પાડવા બંગાળી વિદ્વાનો, રાજાઓ, ધનાઢયો અને જમીનદારો એક સરખી રીતે મદદ કરવા આગળ પડયા છે. કલકત્તામાં બંગસાહિત્યસભાએ હમણાં પોતાના માટે એક સુંદર ભવન બંધાવ્યું છે અને થોડા વખત ઉપર એની વાસ્તુક્રિયા ઘણી ધામધુમથી કરવામાં આવી હતી. આ પ્રસંગે બંગાળાના વિદ્યારત્નોએ હાજરી આપી શ્રોતાજનોને જ્ઞાનામૃતનો સ્વાદ ચખાડયો હતો. પ્રખ્યાત નવલકથાકાર બંકિમચન્દ્રની છબીની પધરામણી સભાસ્થાનના મુખ્ય ખંડમાં યોગ્ય રીતે કરવામાં આવી હતી. આ શિવાય બીજું ઘણું વ્યાવહારિક અને ઉપયોગી કામકાજ થયું હતું.

રાજશાહી મુકામે બંગસાહિત્યસંમેલનના પ્રમુખસ્થાને ડા. પી. સી. રૉય બીરાજ્યા હતા. ડા. રૉય એ એક પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી છે. એમના ભાષણમાં મુખ્ય ઉદ્દેશ બંગાળી સાહિત્યનું હવે વિજ્ઞાન તરફ વલણ કરાવવું એ હતો. દેશની સ્થિતિમાં આ પચાસ વર્ષમાં અદ્દભુત ફેરફારો થયા છે ત્હેને લીધે તથા દેશની આર્થિક ઉન્નતિને લીધે વિજ્ઞાનનો વિષય બધા વિદ્વાનોએ પ્રથમ હાથમાં લેવો જોઇએ એમ એમનું ફરી ફરીને કહેવું થયું હતું.

અધ્યક્ષના ભાષણ પછી વિવિધ પ્રકારના નિબંધો વંચાયા હતા. તે બધાની સંક્ષિપ્ત નોંધ આપતાં પણ વિસ્તાર થઈ જાય એ ભયને લીધે ફક્ત જે જે વિષયો ચર્ચાયા હતા ત્હેમાંના મુખ્ય વિષયોનાં ફક્ત નામ આપીને જ સંતોષ માનીશું. એથ્નોલોજી ( Ethnology )

વ્યાવહારિક રસાયનશાસ્ત્ર ( Practical Chemistry ) વનસ્પતિશાસ્ત્ર (Botany) ખગોળ વિદ્યા ( Astronomy ) અને બીજા એવા જ વિષયો ઉપર ઘણા નિબંધો વંચાયા હતા. અને ત્હેના ઉપર સારી રીતે ઊહાપોહ થયો હતો. સ્વાભાવિક રીતે આ વિષયો શ્રોતાજનોના કાનને નીરસ અને સ્વાદમાં શુષ્ક લાગે પણ સભામાં શ્રોતાજનોએ એક ચિત્તથી અને આનંદથી સાંભળ્યા હતા જે બંગાળી સાહિત્યનું સારૂ ભવિષ્ય બતાવી આપે છે. બંગલક્ષ્મી મિલ્સ સાથે સંબંધ ધરાવતા એક ગૃહસ્થે રંગના હુન્નર ઉપર એક વ્યાખ્યાન આપ્યું હતું અને જાત જાતના રંગોથી રંગેલા કપડા તથા સુતરના નમુનાઓ શ્રોતાજનોને તથા સભાસદોને બતાવી ત્હેની પુરેપુરી સમજ આપી હતી. કલકત્તેથી એક વૃદ્ધ બંગાળી પંડિતે 'અસમયના ઘટિકા યંત્રો' ઉપર એક નિબંધ ત્હેના ચિત્રો સાથે મોકલ્યો હતો અને વિદ્વાનોનો એ વિષય ઉપર સારી રીતે ઊહાપોહ થયો હતો.

બોગરા મુકામે ઉત્તર બંગ સાહિત્ય સમેલન તારિખ ૩૧ મી જાનેવારીને રોજ મળ્યું હતું. બોગરા શિલ્પકળામાં અને ઐતિહાસિક બનાવો માટે એકલા બંગાળાના નહિ પણ સુધરેલી દુનિયાના વિદ્યાર્થિઓ અને શોધખોળ કરનારાઓને પુરતો ખોરાક આપે એવું સ્થાન છે. એવા સ્થાનમાં મળેલી આ સાહિત્યપરિષદનું પ્રમુખસ્થાન નગરના તન્ત્રત પંડિત જગદીશ્વર કે જેઓ પ્રાચીન તથા અર્વાચીન વિદ્યાથી વિભૂષિત છે તેઓને આપવામાં આવ્યું હતું.

આ સમેલને ઘણા ઉપયોગી અને વ્યાવહારિક ઠરાવો સાહિત્યની વૃદ્ધિ માટે કર્યા છે. બંગાળી સાહિત્યને દેશની આર્થિક અને હુન્નર ઉદ્યોગની સ્થિતિ સુધારવામાં ઉપયોગી થઈ પડે એવું હરેક પ્રકારની મ્હેનત લઈ કરવું એમ આ સમેલને ઠરાવ કર્યો અને આ હેતુ પાર પાડવા માટે એક ન્હાનું પણ મજબુત મંડળ સભાસદોમાંથી ચુંટી કાઢવામાં આવ્યું અને ત્હેના કાર્યક્રમના નિયમો નક્કી કર્યા.

ત્યાર પછી વિવિધ વિષયો ઉપરના નિબંધો વંચાયા. એક પ્રખ્યાત ઝવેરીએ હીરા ઉપર ધાતુનો ઢોળ ચઢાવવાનો હુન્નર મુસલમાની રાજ્ય થયું તે પહેલાના દેશીઓ જાણતા હતા એમ દાખલા આપી સાબીત કરી આપ્યું હતું. માલદામાં બલાલસેનના મ્હેલમાંથી આવી ઈંટો મળે છે તે જણાવી આ ગૃહસ્થે એનો એક નમુનો સભામાં બતાવ્યો હતો. બીજી એવી પણ નાના પ્રકારના ધાતુના રંગોથી રંગેલી બોગરામાં મહાસ્થાન ગઢના ખંડિયેરમાંથી ખોદી કાઢેલી કેટલીક ઈંટોના નમુના આ ગૃહસ્થે રજુ કર્યા હતા.

બોગરામાં મળેલી આ પરિષદે જે જે ઠરાવો સાહિત્ય વૃદ્ધિ માટે પસાર કર્યા છે તે બધા એટલા મહત્વના છે કે તે તમામ આ સ્થાને આપ્યા વગર આ લેખનો હેતુ પાર પડે એમ નથી તેથી વિસ્તારનો ભય બાજુએ મુકી નીચે મુજબ ત્હેની નોંધ આપવામાં આવે છે. આ ઠરાવોને સાત વિભાગમાં વ્હેંચી નાખી પ્રત્યેક માટે નીચે મુજબ ઠરાવો કરવામાં આવ્યા હતા.

## ૧ બંગાળી સાહિત્યની વૃદ્ધિ.

બંગાળી સાહિત્યની વૃદ્ધિ માટે એક ચોક્કસ રસ્તો લેવા સમેલને સભાસદોમાંથી એક

ન્હાનું સરખું મંડળ નિમ્યું અને તે મંડળને ચાલુ વર્ષમાં ઉત્તર બંગાળના અપ્રસિદ્ધ પુસ્તકોમાંનાં એકાદ બે પુસ્તકો કે જે ઐતિહાસિક બનાવો માટે ઉપયોગી હકીકત આપતા હોય એવાં પ્રસિદ્ધ કરવાનું કામ સોંપ્યું.

બીજું એક મંડળ નિમી પરિષદે ત્હેને માટે એવું ઠરાવ્યું કે આ મંડળના સભાસદોએ બની શકે એટલા અસાધારણ ઇંગ્રેજી, ફારસી અને અરેબીક ગ્રન્થોના બંગાળી ભાષામાં તરજુમા કરી દર વર્ષે પ્રસિદ્ધ કરવા.

સભામાંના ત્રણ બંગાળી ગૃહસ્થોને ઉત્તર બંગાળના પ્રાચીન તથા અર્વાચીન બંગાળી ગ્રન્થકારોના નામનું ત્હેમના લખેલા પુસ્તકોની યાદી સાથે એક પત્રક તૈયાર કરવાનું કામ સોંપ્યું.

ત્રણ બંગાળી અને એક મુસલમાન ગૃહસ્થ મળી ચાર ગ્રહસ્થોનું એક મંડળ સ્થાપી ત્હેને ઉત્તર બંગાળના સંસ્કૃત, ફારસી અને અરેબીક ગ્રન્થકારોનું ત્હેમના પુસ્તકોની યાદી સાથે સંપૂર્ણ ટિપ્પણ કરવાનું સોંપ્યું.

બે બંગાળી અને એક મુસલમાન મળી ત્રણ ગ્રહસ્થોને વાતચીતમાં વપરાતા ઘરગથ્થુ શબ્દોનો બંગાળી ભાષામાં એક કોષ તૈયાર કરી પરિષદના મંત્રિ તરફ રજુ કરવાનું કાર્ય સોંપ્યું.

## ૨ પ્રાચીન શોધખોળ.

ઉત્તર બંગાળમાં આવેલી પ્રાચીન જગ્યાઓ જે ઐતિહાસિક, ધાર્મિક અને શિલ્પકળાની શોધખોળ માટે ઉપયોગી થઈ પડે એવી હોય ત્હેવી જગ્યાઓનું એક પત્રક કરવા માટે સાત ગૃહસ્થોનું એક મંડળ નક્કી કર્યું.

## ૩ અસલી સ્મરણચિહ્નોનું સંરક્ષણ.

પ્રાચીન સ્મરણચિન્હોના રક્ષણ માટે છ ગૃહસ્થો અને એક મંત્રિની નિમનોક કરી અને ચાલુ વર્ષમાં આ મંડળે નિચે મુજબ કામ કરવું એમ પરિષદે ઠરાવ્યું.

દિનાજપુરમાં મંગળ બરીના બદાલ સ્તંભનો અને દિનાજપુરના મહારાજાની જમીનદારીમાં ખોગરમાં આવેલા ખર્જેશ્વરી દેવીના પ્રાચીન દેવાલયના જીર્ણોદ્ધારનાં કામો હાથમાં લેવાં.

## ૪ પ્રાચીન શોધખોળનું સંગ્રહસ્થાન.

એથ્નોલોજી, એન્થ્રોપોલોજીની શોધખોળ માટે પ્રાચીન નમુનાઓ ઉત્તર બંગાળના પ્રગણાઓમાંથી મળે તેટલાં એકઠાં કરવા સારૂ પરિષદે પ્રગણાવાર ન્હાનાં ન્હાનાં મંડળો નિમ્યાં. આ નમુના માટે એક કાયમનું સંગ્રહસ્થાન રાખવાનો ઠરાવ કર્યો અને ત્હેને 'ઉત્તર બંગ સારસ્વત ભવન' એવું નામ આપવાનું નક્કી કર્યું.

## ૫ આર્થિક સુધારા માટેની તજવીજ.

ઉત્તર બંગાળના પ્રાચીન અને અર્વાચીન ઉદ્યોગ હુન્નર અને વ્યાપારની સ્થિતિની સંપૂર્ણ

તપાસ કરવા માટે જરૂર પડે તે પ્રમાણે ખર્ચ કરવા અથવા પારિતોષકો આપવાના ઠરાવો તથા નિયમો પરિષદે પસાર કર્યાં.

## ૬ શિખામણ.

. સર્વાનુમતે એક એવો ઠરાવ આ પરિષદે કર્યો કે પુસ્તકો, કાવ્યો, નાટકો અને વર્તમાનપત્રોમાં લખનારાઓએ ભવિષ્યમાં કોઈ વ્યક્તિને દુઃખ લાગે અને જાતિ જાતિમાં કલેશ ઉત્પન્ન થાય એવી અંગત ટીકાઓ જેને માટે ઐતિહાસિક સાબીતિ રજુ થઈ શકે એમ ના હોય તેવી પોતાના લખાણમાં કરવી નહીં.

## ૭ શાળાઓ માટે પુસ્તકો.

છોકરા છોકરીઓની પ્રાથમિક કેળવણી વાસ્તે સરળ બંગાળી ભાષામાં ઇતિહાસ, વિજ્ઞાન અને બીજા સાહિત્યના વિષયો માટે પાઠમાળાઓ તૈયાર કરવી અને હેતુ પાર પાડવા સારૂં વિદ્વાનોને વિનંતિપત્રકો મોકલવા એમ ઠરાવ્યું.

## ૮. પારિભાષિક શબ્દકોષ.

આ પ્રમાણે આ બે સભાએ દેશના ઉત્કર્ષ માટે જે શુભ કાર્મની શરૂઆત કરી છે તે ખરેખર પ્રશંસનીય છે. આ શિવાય બીજી 'નેશનલ કાઉન્સીલ ઓફ એજ્યુકેશન' જેવી હમણાંની ઉભી થયેલી સંસ્થાએ પણ સાહિત્યવૃદ્ધિ માટે ઘણા યોગ્ય પ્રયાસો કરવા માંડયા છે તેમાંના એકાદ બે પ્રયાસની નોંધ લઇશું તો તે અસ્થાને થઈ પડશે નહીં. વિજ્ઞાનશાસ્ત્રના પારિભાષિક શબ્દોના યથાર્થ શબ્દો બંગાળી ભાષામાં ઉત્પન્ન કરવા માટે બંગાળાના કેટલાક વિદ્વાનો એ શરૂઆત કરી છે. પણ જેટલી જોઇએ તેટલી ત્વરાથી એ કામ ચાલતું નહિ હોવાથી હાલમાં આ સંસ્થાએ એ કામ કરવાનું પોતાના હાથમાં લીધું છે. ઘણાકોનું એવું કહેવું છે કે આવો કોષ બંગાળી ભાષામાં કરવા કરતાં સંસ્કૃત ભાષાની છુટથી મદદ લઈ હિંદી ભાષામાં કરવામાં આવે તો હિંદુસ્થાનના તમામ લોકો એનો લાભ લે. આ માટે આ મંડળને સૂચના કરવામાં આવી છે પણ પરિણામ હજુ જણાયું નથી. થોડા વખતમાં વિજ્ઞાનના પારિભાષિક શબ્દોનો બંગાળી ભાષામાં એકાદ કોષ બહાર પડ્યાની વાત સાંભળીશું તો એ માટે આશ્ચર્ય થશે નહિ.

આપણા ગુજરાતી વિદ્વાનો હવે પછીની સાહિત્યપરિષદ્‌માં આ વિષય સંબંધી ચર્ચા કરી પાંચ સાત વિદ્વાનોનું એક મંડળ નક્કી કરી તે મંડળને આ કામ સોંપે અને તે મંડળ પ્રેમ અને ઉત્સાહથી તે સ્વીકારી એ કામની એકદમ શરૂઆત કરે તો બે ત્રણ વર્ષમાં આવો એક કોષ જેની હાલના સમયમાં બહુ અગત્ય છે તે તૈયાર થઈ જશે અને તેથી દેશના ઉપર તેમનો કાયમનો ઉપકાર થશે.

સાહિત્યના ઉત્કર્ષ માટે વિદ્વાનોમાં સંપ અને પ્રેમની આવશ્યકતા છે. સાહિત્યક્ષેત્ર ખેડવા માટે એક નહિં પણ અનેક સાધનોની જરૂર છે અને જે આ સાધનો પૈકી એકાદ

સાધન જોઇએ તેવું મજબુત નહિં હોય તો ખેતીના કામમાં વિક્ષેપ આવ્યા વગર રહેશે નહિં અને જરા વિક્ષેપ પડયો કે કરેલી બીજી બધી મ્હેનત નકામી થઈ પડે છે એટલા ખોગરામાં મળેલી સાહિત્યપરિષદે વિદ્વાનોને એક બીજાના લખાણ ઉપર અંગત ટીકા નહિ કરવા જે શિખામણ આપી છે તે ઘણી જ યોગ્ય છે અને તે સરખી રીતે મારા ગુર્જર વિદ્વાનોને પણ લાગુ પડે છે.*

નાગપુર, મધ્ય પ્રાંત. ૧-૩-૦૯ } મન્વન્તરાય મણિરાય હરકાળ.

---

૫.

# ઉદ્દેશ્ય અને વિધેય.

( અનુલેખ. )

## ( પ્રયોજન. )

એ સંબધમાં આ લેખકે લખેલું ગર્ચાપત્ર મુદ્રાલયમાં ગયા પછી રા. રા. નરસિંહરાવનો લેખ ૨ જો ( માર્ગશીર્ષના અંકમાં ) જોવામાં આવ્યો.

પરતુ, એ ' કટાળા ભરેલા ' લંબ લેખથી પણ તેઓની પુર્વોક્ત સ્થિતિ બહુ ' સુધરતી ' ન હોવાથી કેટલુંએક વક્તવ્ય પ્રાપ્ત થાય છે.

પુનઃ જેમ પુર્વે રા. નવલરામે કલ્પેલા અને રા. રમણભાઇએ મોદેલા ' સ્વાનુભવરસિક ' અને ' સર્વાનુભવરસિક ' એ શબ્દોને દુષિત ઠરાવી રા. નરસિંહરાવે ' આત્મલક્ષી અને પરલક્ષી ' એ શબ્દો યોજેલા ( વસંત. વ. ૪. અ. ૭. પૃ. ૨૫૯ ), પરંતુ ' તે ચયનાનો સ્વીકાર ' હજી સુધી બહુ લેખકોએ કર્યો જણાતો નથી, તેમ પણ તેથી વિપરીત પ્રકારે, પ્રસ્તુત નવીન લેખમાં વધારે પ્રાધાન્ય અપાયલા ' અધ્યાહાર ' ના સંબંધમાં, ફ્લ ન થાય અર્થાત્ ભ્રાન્તિજ્ઞાનથી સ્વીકાર ન થાય તેથી પણ કેટલુંએક વક્તવ્ય પ્રાપ્ત થાય છે.

પુનઃ પ્રથમ લેખમાં ન્યાય વ્યાકરણાદિ તત્ત્વદર્શિ શાસ્ત્રોની સ્વમતને પુષ્ટિ હોય એમ દર્શન

---

* રાજકોટમાં આવતી પરિષદ્ ભરવાની હિલચાલ ચાલે છે તે પ્રસંગે ઉપરનો લેખ અમારા કાઠીઆવાડી બન્ધુઓને કેટલીક વિચારવા યોગ્ય સૂચના આપી ઉપયોગી થશે એમ અમે આશા રાખીએ છીએ. તન્ત્રી.

નવી, નવીન લેખમા, તેઓની પણ 'બુદ્ધિના સાધનથી પરીક્ષા' રૂપ અંશના મિશ્રણથી, તેઓના શુદ્ધરૂપમા શિથિલતા અને મંદતા આણવા જે પ્રયત્ન થયો છે તેથી પણ કેટલુએક વક્તવ્ય પ્રાપ્ત થાય છે

પુનઃ 'તુષ્યતુ' ન્યાયથી તે પણ ઉપેક્ષતા, 'આપ્ત ગ્રન્થોના તત્ત્વો બુદ્ધિના સાધનથી પરીક્ષા કરીને ઉપયોગમા' લેતા તેમાથી વિરુદ્ધ નિષ્કર્ષો ખેચાઈ જાય તેને પ્રસંગે પણ કેટલુએક વક્તવ્ય પ્રાપ્ત થાય છે

જેમકે—'અધ્યાહાર'ના નિરર્થ વિસ્તારવાળા પ્રસંગના આદિમા જ લક્ષણમા 'કશામાથી' 'અન્ય સ્થાનમાથી' એ શબ્દો (પૃ ૭) આકાક્ષા વિના, પણ 'પૂર્વોક્ત'રૂપ ઇષ્ટાશની સ્વાર્થ સિદ્ધિ સારૂ આણેલા છે (પૃ ૧૨)

અને જેમકે—પ્રથમ લેખમા અવિશિષ્ટ 'અનુક્ત' માત્રની જ વાત હતી, તેની ઢલિમા 'નિતાત' અને 'કેવલનિતાત' એમ અપૂર્વ અધિક નિવેશોરૂપ વ્યર્થ શ્રમનો અગીકાર કર્યો છે

અને જેમકે—પ્રથમ લેખમા માત્ર 'પૂર્વોક્તનો જ અધ્યાહાર માની લઉં' પ દેશાનુ સધાન પ્રવૃત્તિ હતી, તે સ્થિતિસ્થાન 'મિક્તથી બદલી' આ બીજા લેખમા 'પૂર્વાનુક્ત'ને પણ અધ્યાહારના તત્ત્વમા પ્રવેશ કરાવ્યો છે

અને જેમકે—તેમ કરતા—અધ્યાહારના લક્ષણના ભાગભૂત 'અનુસધાન'નો 'ખડ' કરી, 'સધાન'નો વિલક્ષણ રીતિએ ઉપયોગ કર્યો છે (પૃ ૮), અને અનુ–સધાન' શબ્દના 'અનુ' ભાગમા કેવલ અપ્રસિદ્ધાર્થ 'પૂર્વોક્ત'નુ અનુસધાન કર્યું છે (પૃ ૧૨)

અને જેમકે—પ્રથમ લેખમા 'અર્થાધ્યાહાર'ની વાત જ ન હતી તે 'પૂર્વાનુક્ત અર્થ'નું આ બીજા લેખમા 'સધાન' કર્યું છે

અને જેમકે—તેમ કરતા—'અર્થાધ્યાહાર' ઉપર બુદ્ધિથી કલ્પિતાર્થનો અધ્યારોપ કરી દેવામા આવ્યો છે

એ ઇત્યાદિ જે અનેક નિષ્પ્રયોજિકા અને અગ્રાહ્ય કલ્પનાઓ તા ન મિક્ષ લવના ? આ લેખમા 'ખેચી આણાઈ' છે તે દર્શાવવા પણ કેટલુએક વક્તવ્ય પ્રાપ્ત થાય છે.

શબ્દાર્થની 'ખેચતાણ' વાદીઓ સ્વકલ્પિત અર્થને મનાવવા કે પરોક્ત અર્થને મિથ્યા ઠરાવવા કરે છે. અર્થનિર્ણયમાટે તેમ કરવુ એ અપ્રશસ્ત છે

## ( અધ્યાહાર. )

આ બીજા નબરના લેખમા મૂળ વિષયથી 'દૂર–દૂર–સુદૂર' જઈ ન નરસિંહરાવે અઢ (૧૮) પૃષ્ઠના લેખમા અગીઆર (૧૧) પૃષ્ઠ જેટલો ચિત્તવ્યાયામ અધ્યાહારના રૂપનુ દર્શન કરાવવા કર્યો છે, તેથી 'હેમના ચાર મુદ્દાઓમાથી' એ વિષય પ્રથમ વિચારશે

અંત્ર 'સુજ્ઞવર્ગ' ને ઉપક્રમ ઉપસંહાર જોતાં અનાયાસ જણાઈ આવશે કે-આ અર્કાંડ-પલ્લવિતનું બીજ એ મૂલ મુખ્ય 'વાતો' (૧) પૂર્વોક્તિની પુનઃ અનુક્તિ હોય ત્હાં અધ્યાહારને પ્રસંગ છે, (૨) નિતાંત અનુક્તિમાં અધ્યાહારના તત્ત્વને પ્રવેશ આપ્યો છે તે વાજબી નથી—એ એને 'પ્રમાણબાધિત' નથી એમ સ્વીકારાવવામાં છે, અને બીજા લેખમાં (૩) 'અર્થાધ્યાહાર' રૂપ એક નવી વાતને પ્રવેશ આપ્યો છે તે છે.

અત્રના પૂર્વના લેખમાં જે એક પ્રસિદ્ધ સંસ્કૃત ઉદાહરણ આપ્યું છે, તે એક જ આ ત્રણે વાતોને 'પ્રમાણબાધિત' અને નિર્મૂલ કરવા પૂર્ણબલ-છે, એ સુજ્ઞવર્ગને આપાતતઃ જ જણાય તેમ છે, તથાપિ કેટલાએકથી જે 'આપ્તવાક્યની અન્ધ પૂજા' રૂપ નામને પામે તેવી વાત એક કોરે રાખી, 'બુદ્ધિના સાધનથી પરીક્ષા' નામક પદવીને જે વાત ધારણ કરી લે તેની પરીક્ષા તે જ ધોરણે કરવી અપ્રાસંગિક નહિ કલ્પાય.

ઉપરની પહેલી વાતના સંબંધમાં રા. નરસિંહરાવના તેરમા પૃષ્ઠમાં અસુજ્ઞ વાચકને વધારે ગુંચવારામાં નાખે એવો "આ કારણથી—" આરંભાતો સંગ્રહાત્મક 'પેરેગ્રાફ' છે. એના પ્રથમ વાક્યમાં રા. નરસિંહરાવ પોતાનું મૂલ વચન વિશિષ્ટ કરવા 'યોગ્ય કારણ' જોતા નથી. છતા બીજા વાક્યમાં અમુક અંશે તેને વિશિષ્ટ કરે છે. અને તુરત જ ત્રીજા વાક્યમાં 'इदं तृतीयं' ઉપસ્થિત કરાય છે, જેમાં પહેલી વાતને 'ઓક' બીજી વાતનો ઓક ખાઈ જતાં ટકવવાનો હતો એમ ગૂઢ તાત્પર્ય બતાવે છે; જે બીજી વાત એ રીતિએ વિષયનું મૂલ પીઠ સિદ્ધ થાય છે, અને જે પૂર્વ લેખમાં દર્શાવ્યું છે તેમ અને પશ્ચાત્ લેખમાં દર્શાવાશે તેમ સર્વથા નિષ્પ્રયોજન અને તેથી અગ્રાહ્ય છે.

એસર્કપૂત્નપીઠ અનન્યલભ્ય "નિતાંત નુક્તિ" એ શબ્દો અને તેનો અર્થ રા. નરસિંહરાવના જ શાસનથી અનુગમ્યમાન છે. એનાં પ્રકાશક ઉદાહરણો તેઓ જે આપે છે તેમાં કોઈ એક વિલક્ષણ તર્કશૈલીથી 'ગૌણ' અધ્યાહાર તો સ્વીકારે છે. અનુક્તિ એ અભાવાત્મિકા હોતાં જેમ નિતાંત આદિ ન્યૂનાધિકત્વબોધક કોઈ વિશેષણથી વિશિષ્ટ કરી શકાય નહિ તેમ અધ્યાહારના પણ મુખ્ય–ગૌણ એવા ભેદો તર્કવિરુદ્ધ જ છે, કારણ તેમાં મૂલભૂત જે આકાંક્ષા તે ન્યૂનાધિકબલા હોઈ શકતી જ નથી જેથી મુખ્ય–ગૌણ એવા ભેદોની કલ્પના કરવી પડે. આ અને અન્યત્ર સર્વ સ્થલે માત્ર એક 'પદાધ્યાહાર' થી જ રુડું નિર્વાહ થાય છે ત્યાં આવી આવી એક એકથી અસંબદ્ધ ભિન્ન કલ્પનાઓ કોઈ એક સ્થલે અસ્થિરતાની સૂચક છે.

રા. નરસિંહરાવના આ બીજા નવા લેખમાં બીજી નવી વાત "અર્થાધ્યાહાર" છે. એ સંબંધમાં તેઓ 'ઘોષણા કરે છે કે'—"નૈયાયિક અને મીમાંસક બંને મતનો સંગ્રહ આ ચારે વિભાગમાં થાય છે...અને મીમાંસક મત પ્રમાણેના (ग) વિભાગને પણ શુદ્ધ અધ્યાહાર-તરીકે મ્હેં સ્વીકાર્યો છે." (પૃ. ૧૫)

એ સંબંધમાં નિતાંત દિલગીરી સાથે વક્તવ્ય પ્રાપ્ત થાય છે કે અત્ર 'આપ્ત ગ્રન્થોનાં

તત્ત્વોને' 'સમઝવામા ખામી' નિઃસંદેહ છે, અને તેવી 'બુદ્ધિના સાધનથી પરીક્ષા કરી ઉર ચોગમા' લેવાયેલ અર્થાધ્યાહાર પ્રમાણસાધિતથી પણ અધિક છે

અર્થાધ્યાહાર - અધ્યાહારના શુદ્ધ તત્ત્વના ગ્રહણ સારૂ 'વાક્યાર્થબોધ'ની પ્રક્રિયા સમજવી આવશ્યક છે આ પાક્ષરમા તે આમ છે કે—વાક્ય એ શબ્દોના સમૂહાત્મક છે જે શબ્દ વા પદ ઉક્ત - શ્રુત થાય છે તેના ઉત્તરકાલમા જ તેના અર્થની સ્ફૂર્તિ શ્રોતાને થાય છે, અને પછી સમગ્ર વાક્યના અર્થનો બોધ થાય છે, જે શાબ્દબોધ પણ કહેવાય છે અત્ર આ લક્ષવા યોગ્ય છે કે પ્રથમ પદબોધ અને પછી અર્થબોધ, અને અંતે વાક્યબોધ કે શાબ્દબોધ અને એક વાક્યમા પૂર્ણ કિંવા યથાર્થ શાબ્દબોધ થવા કોઈ પદની આકાક્ષા હોય, અને અનુક્તિના અનેક કારણોમાથી કાઈ એક કારણથી તે ઉક્ત ન હોય, તો શાબ્દબોધની સિદ્ધિસારૂ તેનો અધ્યાહાર કરવો પ્રાપ્ત થાય છે પૂર્વે લેખમા કહ્યુ છે તેમ અને અત્ર પણ કહેવાયુ તેમ અધ્યાહારમા બીજ આકાક્ષા અને અનુક્તિનો સમુચ્ચય છે અને તે ઉભયમા કોઈ જાતિના ઉચ્ચાવચ ભેદો નથી જેથી તજ્જન્ય કોઈ વિભાગોની કલ્પના ના ગૌરવમા ઉતરવુ પડે ઉપર જે શાબ્દબોધનો ક્રમ કહ્યો તે લક્ષમા રાખતા ત્વરિત જ અવગત થશે કે જ્યા અધ્યાહારની પ્રાપ્તિ થાય ત્યા પ્રથમ પદનો જ અધ્યાહાર થાય અને તે અધ્યાહૃત પદથી અર્થનો બોધ થઈ શાબ્દબોધ નિષ્પન્ન થાય છે એમ નૈયાયિકો'નુ મત છે "મીમાસકો' પદાધ્યાહારને નથી ગણતા, પણ પદજન્ય જે અર્થ તેનો જ અધ્યાહાર, આદિથી જ પદાધ્યાહારની અપેક્ષા વિના, માની લે છે, અને તેને 'અર્થાધ્યાહાર' કહે છે

એ રીતિએ જેઓ પદાધ્યાહાર માને તેઓને અર્થાધ્યાહાર માનવા જરૂર રહેતી નથી, અને જેઓ અર્થાધ્યાહાર સ્વીકારે છે તેઓને પદાધ્યાહાર માનવા અપેક્ષા જ રહેતી નથી

સુજ્ઞ વાચકને એથી સપ્રમાણ જણાશે કે રા નરસિંહરાવનો 'અર્થાધ્યાહાર' 'અત્યાર સુધી ના જાણેલો' છે, પદાધ્યાહાર અને અર્થાધ્યાહાર એમ બે જુદા માનવામા 'ભુલ ખવાઈ' ગઈ છે અને તન્મૂલક જે ચતુષ્પાદ વિભાગની કલ્પના કરાઈ છે તે મિથ્યાગુર્વી છે

### ( અધ્યાહારનો યૌગિકાર્થ. )

(૧) રા નરસિંહરાવ 'યૌગિકાર્થ'ને બદલે 'યોગાર્થ' વાપરે છે ભાષા-શુદ્ધિ માટે પોકાર કરનારના મુખમા એ આશ્ચર્યકર છે (૨) ના કમલાશંકરનો દોષ કાઢતા ના નરસિંહરાવ લખે છે કે—'પોતામા જ પૂરો સમાયલો અન્ય સસર્ગનો ગન્ધ ના પામેલો (અર્થ) પ્રથમ બતાવવો' ઇત્યાદિ (પૃ ૬) પરતુ પોતે તે ઉપદેશ ન પાળતા એકદમ આરભમા જ (પૃ ૭) 'યોગાર્થમાથી ઉપજાવી કાઢેલો અર્થ' આપ્યો છે, અને 'પ્રથમ'ને બદલે અતમા (પૃ ૧૨) 'અધ્યાહારનો યોગાર્થ' 'અન્ય સ્થળેથી ખેંચી લાવવુ' એમ આપ્યો છે (૩) અહી દશ અક્ષરોમાથી પ્રથમના સાત અક્ષરોને યૌગિકાર્થ સાથે કઈ પણ સબધ નથી અધ્યાહાર એ અધિ+આ+હૃ ઉપરથી નામ છે હૃ નો અર્થ લઈ જવુ આહૃ-એટલે લાવવુ આણવુ અધિ ઉપસર્ગનો અર્થ પ્રસ્તુતમા, એથી 'અધ્યાહાર'નો યૌગિક અર્થ 'પ્રસ્તુતમાં આણેલુ' એટલો જ થાય.

( અધ્યાહારનું લક્ષણ. )

યૌગિકાર્થ સિદ્ધ થયા પછી તેમાં બે આકાંક્ષા ઉપસ્થિત થાય કે—'પ્રસ્તુતમાં આણેલું' પણ તે શું ? અને ક્યાંથી ? આમાં પહેલી આકાંક્ષા યથાર્થા છે કારણ તે સંબંધમાં અનેકોની સંપ્રાપ્તિનો સંભવ છે. તેથી તે આકાંક્ષાના નિરાસાર્થે અને અનાકાંક્ષિત અન્ય સર્વ પદોની વ્યાવૃત્તિસારૂ લક્ષણકારોએ 'આકાંક્ષિતપદ' જે એક પ્રકારે 'અશ્રુતપદ' છે તેનો નિવેશ લક્ષણમાં કર્યો છે.

(૪) પરંતુ 'ક્યાંથી ?' એ આકાંક્ષા યથાર્થા નથી, કારણ વાક્યમાં અન્ય ઉક્ત પદો જ્યાંથી લાવવામાં આવ્યાં હોય છે ત્યાંથી જ અનુક્ત પણ આકાંક્ષિત પદો લાવાય છે. અને તે સ્થાન રા. નરસિંહરાવનું પૂજાસ્થાન 'શૂન્યકાર કે અનાકાર' (પૃ. ૧૦; ૧૨) નહિ પરંતુ શબ્દાર્થ–જ્ઞાનરૂપ ભાંડાર છે, એ નિર્વિવાદ તેમ જ સુપ્રસિદ્ધ છે. અને જે અતિપ્રસિદ્ધ હોય તે સંબંધમાં આકાંક્ષાને અવકાશ નથી હોતો.

(૫) એથી લક્ષણકારોએ લક્ષણમાં 'આકાંક્ષિતપદ'—જે શબ્દો રા. નરસિંહરાવના લક્ષણમાં અદૃશ્યપદને પામ્યા છે તે–એ શબ્દોનો નિવેશ કર્યો છે, અને તેઓએ કે તેઓના વિમર્શકાર કોઈ ટીકાકારોએ પણ રા. નરસિંહરાવના પરમ ઇષ્ટ 'અન્ય સ્થલે' 'કશામાંથી' 'અન્ય સ્થાનમાંથી'—જે શબ્દો રા. નરસિંહરાવની દૃષ્ટિ આગળ તરી રહેલ પૂર્વોક્તિરૂપ સ્વાર્થના (પૃ. ૧૨) સાધનસારૂ અનુસંધાયલા પ્રતીત થાય છે તે—એ વાસ્તવિક અનપેક્ષિત શબ્દોને લક્ષણપંક્તિમાં પ્રવેશ આપવા અલ્પ પણ અગત્ય ધારી નથી.

અધ્યાહારલક્ષણસ્થાપન સંબંધમાં રા. નરસિંહરાવની ક્રિયા 'કરવાનું ન કરે, અને ન કરવાનું કરે' એવા પુરુષવત્ થઈ ગઈ છે.

( ન્યાયકોશનાં લક્ષણ. )

(૬) (પૃ. ૧૪–૧૫) ન્યાયકોશમાં મ. મ. ભીમાચાર્યે મોટે ભાગે પરગ્રંથોગત વાક્યોનો સંગ્રહ કર્યો છે. પ્રસ્તુતમાં, તેઓએ બે ભિન્ન ગ્રંથોમાં ભિન્ન શબ્દોમાં લક્ષણ પ્રાપ્ત થતાં તે ઉભય આપ્યાં છે. અધ્યાહારમાં બે અંશો અનુક્તિ અને આકાંક્ષા; તેમાં પ્રથમને ઉદ્દેશી અશ્રુતપદાનુસંધાન અને દ્વિતીયને ઉદ્દેશી આકાંક્ષિતપદાનુસંધાન એમ ભિન્ન લક્ષણોની રચના થઈ છે એ સ્પષ્ટ છે. અધ્યાહૃત પદ જે એક દૃષ્ટિથી અશ્રુત કહેવાય છે તે જ બીજી દૃષ્ટિથી આકાંક્ષિત કહેવાય છે. એમ વસ્તુતઃ હોતાં, 'એ બે એક જ એમ ભીમાચાર્યનો આશય જણાતો નથી' (પૃ. ૧૫) 'आकांक्षितपदानुसंधान' તે હેના પેટામાં અન્તર્ગત એક પ્રકાર છે' ઇત્યાદિ સમજ અને વચનો 'ક્ષતિયુક્ત' છે. ઉભય પદાધ્યાહારનાં જ લક્ષણ છે, અને ઉપર દર્શાવ્યું છે તેમ તેના વિભાગ નથી.

( અધ્યાહારના વિભાગ. )

(૭) આ પ્રસંગમાં અર્થાધ્યાહારના કલ્પિત અર્થને મનમાં રાખી, તથા અનાકાંક્ષિત

'અન્ય સ્થાનમાથી 'ને પ્રાધાન્ય આપી વિભાગોનો જનતાડનવત્ નિષ્ફળ વ્યાપાર કર્યો છે અને તે કલ્પિત વિભાગો ઉપરથી ઉપસહારમા ( પૃ ૧૨ ) 'બેચી આણવાનો શબ્દ . પૂર્વોક્ત હોવો જોઇયે પૂર્વે અનુક્તનો અધ્યાહાર એ વચા જ અન્તર્વિરોધવાળું છે' આદિથી આદિના કલ્પિત અર્થને સત્ય ઠરાવ્યો છે એ અન્યોન્યાશ્રય-દોષગ્રસ્ત હોવાથી 'પ્રમાણબાધિત ' છે.

(૮) ન નરસિંહરાવ સ્વકલ્પિત અધ્યાહારવિભાગોમા ખ તથા ઘ પ્રકારોને અધ્યાહારા ભાસ તો અને કહે છે ( પૃ ૧૨ ) તે રીતિએ તો તેઓને વિભાગમા સ્થાન જ ન મળવુ જોઇએ, કારણ આભાસો વિભાગાન્તર્ગત કરાતા નથી વસ્તુતરતુ એ પ્રકારોના જે ઉદાહરણો અપાયા છે તે પદાધ્યાહારના જ છે, અને તેમને આભાસ એટલે મિથ્યાભૂત કહેવા એ જ અયોગ્ય છે

(૯) પુન સર્વે તન્ત્રોમા પ્રસિદ્ધ જ કે વિભાગ રૂપની પ્રયોજનતા અને પ્રવૃત્તિ ત્યારે થાય છે કે જ્યારે પરરૂપમા કોઈ સત્ય વિભાજક ધર્મની સત્તા હોય અને વિભાગોથી કંઈ વિશેષ ફળની સિદ્ધિ થતી હોય

રા નરસિંહરાવ કૃત અધ્યાહારના વિભજનમા પ્રથમ તો પૂર્વે દર્શાવ્યુ તેમ 'અર્થાધ્યાહાર ' એ વિભાગ તેના અર્થના ભ્રમજનક છે અને પુન અધ્યાહારનુ ફળ જે યથાર્થ શાબ્દબોધ તેમા તે અધ્યાહૃત—પદ કે પદો પૂર્વ ઉક્ત હોય કે અનુક્ત હોય—તે પદ હોય કે તેથી ઉત્પન્ન થતો અર્થ હોય—ગમે તે કે ગમે તેમ હોય—તો પણ તેમા કંઈ પણ ફેર પડતો નથી અથવા તે માનનુ વિશેષાધાયક થતુ નથી. તેથી અધ્યાહાર પ્રસગમા વિભાગ કલ્પના ' પૂર્વાચાર્યોએ કરી નથી અને તેવી કોઈ પીના વિકારા નવીના [illegible] અગમ્યા છે

( અનુસધાન. )

(૧૦) રા ન સિંહરાવ અધ્યાહારના લક્ષણમા આ પ્રધાનભૂત શબ્દના સબધમા જણાવે છે,કે—"અનુ ઉપસર્ગ અનુસધાનમા છે તેથી ધ્વનિત થાય છે કે એ ખેચી આણવાનો શબ્દ કે અર્થ પ્રસ્તુત વાક્યની પૂર્વે આવી ગયો હોવો જોઇએ. ( પૃ ૧૨ ) અર્થાત્ અનુ 'નો અર્થ પૂર્વોક્ત છે

પરંતુ 'અનુ 'નો અર્થ પૂર્વ થતો જ નથી, પણ તેથી કેવલ વિપરીત 'પશ્ચાત્' એમ થાય છે 'સધાન 'નો અર્થ જોડવુ એમ છે, 'અનુસધાન એટલે પાછળથી જોડવુ વાક્યમા આકાક્ષિત અધ્યાહૃત પદ નિયમેકરી ' પાછળથી જોડાવુ હોવાથી લક્ષણમા 'આકાક્ષિત પદ-અનુસધાન ' એમ રચના છે

એથી ન. નરસિંહરાવે અનુસધાનના સ્વકલ્પિત વા ભ્રાતિપ્રયુક્ત અર્થ ઉપરથી અકિત અધ્યાહારનું સ્વરૂપચિત્ર અભિત્તિક છે

(૧૧-૧૨) રા નરસિંહરાવે કલ્પિત 'અનુવાદ વિભાગમા બે વાત ભેદનુ પણ ધ્યાન

એમ્ચે એવી છે તે એ કે—અધ્યાહારમાં પોતે માની લીધેલા 'પૂર્વ'ના અંશને અવકાશ આપવા ચારેમાં 'પૂર્વ'નો નિવેશ કર્યો છે, અને 'અનુક્તિનું અનુસંધાન' એવા વિલક્ષણ પ્રયોગની બીતિથી જાણે કે લક્ષણગત 'અનુસંધાન' પદનો 'ખંડ' કરવા 'ધૃષ્ટતા' કરી કેટલેક પ્રસંગે 'સંધાન' પદનો પ્રયોગ કર્યો છે. શાસ્ત્રમાં અને વિશેષેકરી અજ્ઞાનીઓને યથાર્થ બોધ આપવામાં આવી યુક્તિઓના ઉપયોગો ભયંકર છે.

## ( ઉદાહરણપરીક્ષા. )

(૧૩) ક્ના ઉદાહરણના 'ખુલાસા' ઉપરથી (પૃ. ૮) રા. નરસિંહરાવ એમ માનતા જણાય છે કે—પાછલા વાક્યમાં સંભળાયલો જે શબ્દ છે, તે જ ખેંચીને પ્રસ્તુત વાક્યમાં આણાય છે,

એ વાત ચિંતનીય છે. પ્રથમ વાક્યમાં જે શબ્દ પ્રયોજાયો હોય છે તેનું પ્રયોજન-તેની શક્તિ તે જ વાક્યમાં ક્ષીણ થઈ જાય છે. તેથી અન્યમાં અધ્યાહૃત શબ્દ 'પૂર્વોક્ત' ખેંચી આણાયલો હોતો જ નથી, પરંતુ નવીન જ હોય છે. તે પૂર્વવત્ કદાપિ હોય, પરંતુ તે જ છે એમ કહેવાઈ શકાય નહિ.

જેને રા. નરસિંહરાવ નિતાંત અનુક્તિ સમજે છે, અને જેનો અધ્યાહાર તેઓ અસંભવી માને છે, તેવા પદનો પણ અધ્યાહાર એ જ કારણથી યથાર્થ થાય છે, અને તેવાં ઉદાહરણો પણ પ્રસિદ્ધ છે.

અત્ર ભ્રાંતિ થવાનું કારણ 'અનુસંધાન' પદના અર્થની ભ્રાંતિ કલ્પાય છે.

(૧૪) એના પેટામાં કર્તાના અધ્યાહારનું જે ઉદાહરણ છે તે (ग) વર્ગીય ઉદાહરણથી ભિન્ન નથી. ભિન્નવત્ ભાસવાનું કારણ માત્ર છિન્નભિન્ન વાક્યો છે તે છે.

(૧૫) ग વિભાગને રા. નરસિંહરાવ પોતે જ આભાસ કહે છે (પૃ. ૧૨) એટલે એ સંબંધમાં વિશેષ કહેવાનું રહેતું નથી, તો પણ ग નું ઉદાહરણ ગુજરાતી ભાષા સંબંધમાં વિષમ છે. કારણ, સંસ્કૃત ભાષામાં તો પ્રત્યયમાં માત્ર કર્તૃત્વનું જ નહિ પરંતુ કર્તા-કર્મ-સંખ્યા અને કાલ એ ચારેનું દ્યોતકત્વ માનેલું છે. પરંતુ ગુજરાતીમાં તેમ ચાલે તેમ નથી. કારણ 'ગયો' એ પ્રયોગમાં હું, તું, તે, ત્રણેનો સંભવ છે. તેથી પ્રત્યયાર્થમાં ત્વમાદિનો અર્થ સંગૃહીત છે એમ કહી શકાય તેમ નથી. (૧૬) વસ્તુતઃ વૈયાકરણો પ્રત્યયમાં કર્તૃત્વની દ્યોતકતા સમજે છે, નહિ કે પ્રત્યયાર્થમાં જ સંગ્રહણ. (પૃ. ૯.) રા. નરસિંહરાવ પોતે જ આગાઉ છતાં તે સંબંધમાં 'વાદગ્રસ્ત ગણી સકાશે' (પૃ. ૧૭) ઇત્યાદિ લખી એ મતને 'લંગડું' કરી નાખે છે, છતાં સ્વાનિષ્ટ 'પૂર્વાનુક્ત'ને અવકાશ આપવા એટલે કે પોતે પણ નિતાંત અસ્વીકાર નથી કર્યો એવા ઉત્તરનો અવકાશ રાખવા ભેદ સ્વીકાર્યો લાગે છે. (૧૭) પુનઃ એ પ્રકારને 'अनाकांक्षितपदसंधान' એવી એક નૂતન સંજ્ઞા આપી છે. પરંતુ તે 'સ્વ-

વિરુદ્ધ' જણાય છે. જો પદ અનાકાંક્ષિત હોય તો તેનું અંધાન કેવું? એ સર્વ તો 'પોતાના જ અર્થને પોતે જ આક્ષેપવિષય કરે એવી પદ્ત્રીનું' (પૃ. ૧૯) પરમોદાહરણ છે.

(૧૮) ग વિભાગના ઉદાહરણનું વિવરણ કરતાં રા. નરસિંહરાવ 'ખાશો કે નહિ? અથવા શું કરશો? હેવો ભાવ' અધ્યાહૃત થયાનું કહે છે. અત્ર 'શું કરશો' એવો ભાવ અધ્યાહૃત થતો હોય તો તે અર્થ પૂર્વોક્ત નથી. પૂર્વોક્ત તો માત્ર 'આવો'નો જ અર્થ છે. અર્થાત્ અત્ર પણ સ્વોક્તિવિરોધ પ્રત્યક્ષ જ છે. (૧૯) વળી એ ઉદાહરણમાં 'તમે' એ બહુવચન માનાર્થે છે, વ્યક્તિ એક છે; તેથી 'તમે'ને બદલે વસ્તુભૂત 'તું' મુકવામાં આવે તો અધ્યાહૃત પદ 'ખાઈશ' જ થશે. અર્થાત્ વ્યક્તિઓ, ક્રિયા આદિ સર્વ તે જ હોતાં છતાં પણ તે રા. નરસિંહરાવના ग વિભાગને બદલે क વિભાગમાં જ જશે. અર્થાધ્યાહારના ભ્રાંતિજ્ઞાનમૂલિકા આ વિભાગની કલ્પના છે, એ પૂર્વે કહ્યું છે, અને કર્તૃભેદબલથી વા કાલાદિભેદબલથી ક્રિયાપદના રૂપના ભેદ ઉપરથી ક્રિયા-અર્થનો ભેદ ન હોતાં પણ તેને અર્થાધ્યાહાર માનવો એ સમીચીન નથી.

(૨૦) घ ભેદના ખુલાસામાં એક નવી વાત 'કદિના બળને' ખેંચી આણી છે. તેનો અન્વય ક્યાં થાય છે એ સ્પષ્ટ સમજાતું નથી. (૨૧) એના ઉદાહરણો પદાધ્યાહારનાં ગણવામાં કંઈ પણ બાધક પ્રમાણ નથી અને પોતે પણ આ વિભાગને અંતે આભાસ જ કહ્યો છે, એટલે તે સંબંધમાં વિસ્તારવા અગત્ય નથી.

(અપૂર્ણ.)

નડીઆદ,

૮-૨-૦૫.

તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.

## દિગ્—દર્શન.

**ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિનો મણિમહોત્સવ.**

ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિને આ વર્ષે સાઠ વર્ષ પૂરાં થયાં તેની ખુશાલીમાં ગઈ તા. ૯ માર્ચથી આરંભીને ચાર દિવસ એની 'ડાયમન્ડ જ્યુબિલિ' અર્થાત્ મણિમહોત્સવ* ઉજવવામાં આવ્યો હતો.

સોસાઇટિના ઑનરેરિ સેક્રેટરિ રા. રા. લાલશંકર ઉમિયાશંકર—જેમની સોસાઇટિ પ્રત્યેની મમતા અને તે પ્રત્યે કરેલી દીર્ઘ સેવા સુપ્રસિદ્ધ છે—તેઓએ એક ટુંકા પણ સમયોચિત ભાષણમાં સોસાઇટિની વર્તમાન સ્થિતિ નીચે મુજબ જણાવી:—

"સોસાઇટિના લાઇફ મેમ્બર ૫૭૦ થયા છે, ૧૦૧ લાઇબ્રેરીઓ રજીસ્ટર થઈ છે, સોસાઇટિનું રોકડ ફંડ લગભગ રૂા. ૯૦૬૦૦ છે. સ્થાવર મિલ્કત રૂા. ૨૦૮૯૮ ની છે. જંગમ મિલ્કત રૂા. ૪૯૦૦૦ ની છે. કુલ સોસાઇટિનું ભંડોળ ગઈ તા. ૧ લી જાન્યુઆરીએ ૧૬૦૦૮૦ રૂ. ના સુમારે છે. આ સિવાય જૂદા જૂદા હેતુઓ પાર પાડવાને સારૂ સોસાઇટિને ટ્રસ્ટફંડો મળેલાં છે તે રૂા. ૨૨૪૫૦૮ નાં છે. તેમાંથી તેના હેતુઓ પ્રમાણે કામ થાય છે. સોસાઇટિએ સાઠ વર્ષમાં આ પ્રમાણે શક્તિ મેળવી છે. એ શક્તિનો ઉપયોગ પુસ્તકો પ્રસિદ્ધ કરી જનસમાજની નીતિ વધારવા, જ્ઞાન ભંડોળ વધારવા, ભાષાની અભિવૃદ્ધિ કરવા તથા સાહિત્ય વધારવામાં કરવામાં આવ્યો છે. આજ સુધીમાં સોસાઇટિએ ૨૫૧ પુસ્તકો પ્રગટ કર્યાં છે."

આટલું કહી રા. રા. લાલશંકરભાઇએ બે વિચાર—બહુ મહત્ત્વના—શ્રોતાઓ આગળ મૂક્યા: ભાષા એ વિચાર દર્શાવવાનું સાધન છે અને તેથી જે પ્રમાણમાં વિચારમાં વધારો થતો જાય તે જ પ્રમાણમાં ભાષા પણ વધારે સમૃદ્ધ બને એ સ્વાભાવિક છે. અને તે કારણથી આજ પર્યન્ત સોસાઇટિએ કોષ રચવાનું કામ કેમ ન કર્યું તેનો ખુલાસો થશે. બીજું ગુજરાતી ભાષાની સ્થિતિ અન્ય પ્રાન્તની ભાષાઓ કરતાં જુદી તરેહની છે અને તેથી એના વિકાસમાં કેટલીક અડચણો નડે છે: દાખલા તરીકે, હિન્દુ પારસી ખોજા વગેરે વિવિધ કોમનાં માણસો એનો ઉપયોગ કરતા હોઈ એના ઘણાક પ્રશ્નોનું સર્વમાન્ય સમાધાન કરવું કઠણ પડે છે. "હિન્દુઓ સંસ્કૃત શબ્દોનું ભરણું કરવા માગે છે, પર્શિયન શીખેલા પર્શિયન શબ્દોનું ભરણું કરવા માગે છે—વગેરે." છેવટે, પોતાનો મત જણાવી કહ્યું કે—"રાજ્ય, વિચાર, રીતભાત એ બધા ઉપર આધાર રાખીને ભાષા બંધાય છે. મારા વિચાર પ્રમાણે ભાષાનું બંધારણ જનસમૂહના ખપમાં આવે તેવું થવું જોઇએ. જોડણી માટે પણ તેમ થવું જોઇએ."

---

* સોસાઇટિનું અધિકારિમંડળ એને 'હીરકમહોત્સવ' કહે છે, પણ એ 'તરજુમિયો'-શબ્દ અમને ઓછો કર્ણપ્રિય લાગવાથી અમે એને મણિમહોત્સવ કહ્યો છે.

સોસાઇટિ સામે જે ત્રણ ચાર મ્હોટા આક્ષેપ કરવામાં આવે છે કે—તેણે આજ પર્યન્ત એક પણ કોષ બહાર પાડયો નથી, જોડણી મંબન્ધી સર્વમાન્ય નિયમો ઘડ્યા નથી, 'તળપદી' શૈલીને જ ઉત્તેજન આપ્યા કરીને ભાષાને સંસ્કારવતી બનાવી નથી—એનો રા. ગ. લાલશંકરભાઇએ ઉપરના શબ્દોમાં બેશક એક વિચારવા લાયક ઉત્તર વાળ્યો છે. વળી, તેઓ સોસાઇટિની નાણાં સંબન્ધી સ્થિતિ વિષે માત્ર આંકડા આપીને જ આત્મસ્તુતિથી દૂર રહ્યા છે; પરંતુ ભવિષ્યમાં સોસાઇટિ સાહિત્યસેવાના નવા માર્ગો ઊઘાડશે તો તેમાં પણ રા. રા. લાલશંકરે સંપાદન કરેલી ઉત્તમ આર્થિક સ્થિતિ સાધનભૂત થશે એ વાત ભૂલવા જેવી નથી.

પ્રમુખ તરીકે દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઇએ ભાષણ આપ્યું. એ દેશહિતૈષી વિદ્વાનનાં ભાષણો હરકોઈ શ્રોતા જિજ્ઞાસા અને માન પૂર્વક સાંભળે છે, અને સાંભળી વિચારવંત થઈ ઘેર જાય છે. ભાષાના અલંકારની એ વિદ્વાને કદી દરકાર રાખી નથીઃ પણ સર્વ અલંકારનો અલંકાર—દૃઢ આત્મનિશ્ચય—તે એમની વાણીને સમર્થ બનાવે છે, અને પ્રત્યેક વાક્ય પાછળ દીર્ઘ અનુભવ અને ગંભીર મનન રહેલાં છે એમ પગલે પગલે પ્રતીતિ થાય છે. સોસાઇટિની શરૂઆત શી રીતે થઈ ઇત્યાદિ જણાવીને, એના કામની તુલના કરવાની બાબતમાં એમણે એક ઉત્તમ—ઐતિહાસિક—દૃષ્ટિબિન્દુ રજુ કર્યું. તેમણે જણાવ્યું કે—

"જૂદા જૂદા કાળ પ્રમાણે સોસાઇટિનો ઉપયોગ થતો ચાલ્યો છે. પ્રથમ કાળ અજ્ઞાન અને વહેમોને દૂર કરી જ્ઞાનનો ફેલાવો કરવાનો હતો અને તેથી તે વખતે ભૂત જાદુ વગેરેને લગતાં પુસ્તકો પ્રકટ થયાં અને વધારાને માટે બુદ્ધિપ્રકાશ શરૂ કર્યું. પ્રથમ વીશ વર્ષ આ પ્રમાણે ક્રમ ચાલ્યો............

તે પછી યુનિવર્સિટિની કેળવણીનો ફેલાવો થતા અંગ્રેજીનાં ભાષાંતરો માટે પ્રયત્ન થવા લાગ્યો અને હાલ હજુ તે દિશા ચાલે છે. મરાઠી, બંગાળી અને સંસ્કૃતમાંથી પણ ભાષાંતરો થયાં છે. હુન્નર કળા માટે પણ પુસ્તકો થવા લાગ્યાં છે. આ પ્રમાણે વખત પ્રમાણે કામ થતું ચાલ્યું છે."

ઇત્યાદિ કહીને સોસાઇટિએ કરેલા કામ માટે સન્તોષ જાહેર કર્યો. એમના જ ગંભીર શબ્દો અત્રે ઉતારીએ તો—

"આ લાંબા વખતમા કરવાનાં કામો રહી ગયાં હશે અથવા વહેલાં કરવાનાં કામો મોડાં પણ થયાં હશે; પણ મંડળીના કામની તુલના તેની પરિસ્થિતિ ઉપરથી કરવી જોઇએ. પોતે એ સ્થિતિમાં આવીને તેનો તોલ કરવો જોઇએ. તે પ્રમાણે મિત્રદૃષ્ટિથી તુલના કરતાં અપૂર્ણતાઓ રહેવા છતાં પણ કહેવું જોઇએ કે સોસાઇટિનું કામ અસંતોષકારક નથી."

શાન્તિથી વિચાર કરી જોતાં દિ. બહાદુરના ઉપલા અભિપ્રાય સાથે મળ્યા વિના ચાલે તેમ નથી. ઘણી વાર એમ પૂછવામાં આવે છે કે ગુજરાતના ગદ્ય અને પદ્યનો ઉત્તમ ભાગ સોસાઇટિની બહાર જ રચાયો છે એ શું? અમને આ આક્ષેપમાં જે આશ્ચર્ય સમાએલું છે તે બિલકુલ અસર કરતું નથીઃ અમારી સમજણ તો એવી છે કે જગતની પ્રતિષ્ઠિત સંસ્થાઓ અસાધારણજનો માટે હોતી જ નથીઃ જેમ ધર્મના વિષયમાં સન્તો તે વર્ણાશ્રમવ્યવસ્થાની બહાર જ વિલસે છે, તેમ નિબંધ

કે ઈનામી કવિતા લખીને કાર્લાઇલ કે મોર્લિ નર્મદ કે મણિલાલ જેવા ગદ્યલેખક થવાતું નથી. અને જે ગદ્યને લાગુ પડે છે તે જ સવિશેષ રીતે પદ્યને પણ લાગુ પડે છે. ગુ. વ. સોસાયટિ જેવી સંસ્થાનું કર્તવ્ય તે વિવિધ માર્ગે સ્વયં ઉપજેલી અને પરિણામે વિજયવંતી નીવડેલી પ્રવૃત્તિઓને સુપ્રતિષ્ઠિત કરવાનું છે—દ્રવ્યની મદદથી એવું કામ વિદ્વાનો ઉત્પન્ન કરવાનું નથી, પણ સિદ્ધ વિદ્વાનોને ફુરસદ સાધી આપીને નવી શોધખોળ કરવામાં તેઓનો ઉપયોગ કરવાનું છે; અને આપણી દેશની ખાસ સ્થિતિ વિચારતાં એની એક વિશેષ ફરજ એ છે કે સસ્તાં, સરળ, અને મનોહર પુસ્તકો પ્રસિદ્ધ કરીને સર્વત્ર સાહિત્ય અને કેળવણીનો પ્રચાર કરવો અને એ રીતે આપણાં પશુતુલ્ય બન્ધુજનોને મનુષ્ય બનાવવાં.

આગળ ચાલતાં, દેશી ભાષાની હાલની સ્થિતિ શાથી કંગાળ છે એ વિષે દિ. બ. અંબાલાલભાઇએ ઊંડા મર્મગ્રાહી વિચારો દર્શાવ્યા, અને આને અંગે—

### 'મૂળ ગ્રન્થો કેમ થતા નથી?'

—એ વિષે એમણે જે કારણનિરૂપણ કર્યું તે ભાગ તો એમની ભાષા અને વિચારના નમૂના તરીકે ગુજરાતી ભાષાના સાહિત્યમાં ચિરકાળ ટકશે.

જ્ઞાનની બાબતમાં આપણી સ્થિતિ આપણા વેપારની સ્થિતિના જેવી જ માત્ર 'દુકાનદારી'ની છે એમ ખેદ દર્શાવીને, દિવાન બહાદુર કહે છે કે—

"ભાષા ને સાહિત્ય તે લોક સમસ્તની વાણી છે. વિચારો, તરંગો અને લાગણીઓ પ્રમાણે શબ્દને રૂપ મળે છે. જેવી લાગણી તેવી છાપ આવે છે તથા મનની દૃષ્ટિ પ્રમાણે વિષય વિસ્તૃત થાય છે. રૂપિયાના રણકારાની પેઠે ખરી લાગણીના વિચાર ખરા આવે છે. સત્યની ભૂમિમાં સાહિત્ય પુષ્ટ પાકે છે; સ્વતંત્રતાનો તેને વાયુ મળવો જોઇએ, અઘટિત અંકુશની છાયાથી તેને દૂર રાખવું જોઇએ. દેશની ઉન્નતિની જોડે સાહિત્યની ઉન્નતિનો સંબંધ છે. રાજકીય, સાંસારિક, ઔદ્યોગિક તથા શિક્ષણ વગેરેની સ્થિતિ સુધરે તેની જોડે સાહિત્યમાં પણ સુધારો થાય."

મૂળ ગ્રન્થોના અભાવ માટે દિ. બ. અંબાલાલભાઇએ બતાવેલા ખેદમાં અમે પણ ભાગ લઇએ છીએ; પણ અમને લાગે છે કે દેશના આર્થિક ઉન્નતિના ક્રમમાં 'દુકાનદારી' એ એક આવશ્યક પગથીઉં છે અને તે જ રીતે સાહિત્યની ઉન્નતિ માટે પણ ભાષાન્તરોની જરૂર છે.

અમને તો હજી આ દિશામાં એટલું બધું કર્તવ્ય નજરે પડે છે કે એ કર્યા વિના મૂળ ગ્રન્થોની વાત કરવી તે ભવિષ્યના કાલ્પનિક તેજથી અંજાઈ રહી વર્તમાનનું સાચું પગલું ચૂકવા જેવું છે. હજી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ જગતના મહાન કવિઓ નવલકથાકારો તત્ત્વજ્ઞો વિજ્ઞાનશાસ્ત્રીઓ પ્રવાસીઓ વગેરેના ગ્રન્થોનું ગુજરાતી વાચકને શું ભાન કરાવ્યું છે? એણે આજ સુધી પદ્ધતિસર એક પણ ભાષાન્તરમાળા ક્યાં રચી છે? ભાષાન્તરોનું કામ સાહિત્યની ઉન્નતિ-અર્થે તમને નજીવું લાગતું હોય તો લૅટિન–ગ્રીક–ઇટાલિયન

વગેરે ભાષાના અભ્યાસે ઈંગ્લંડના સાહિત્યને કેટલો ઉપકાર કર્યો છે, લૉક અને શેક્સપિયરના તરજુમાથી ફ્રાન્સ અને જર્મનિ કેવા નવાં થયાં છે ઇત્યાદિ વિચારી, પ્લેટ બ્રધર્સના પરદેશી સાંચાનો ઉપયોગ કરીને કાપડ વણતાં આપણે શરમાતા નથી, બલ્કે કાપડ વણવાની પાશ્ચાત્ય પદ્ધતિનું અનુકરણ કરવામાં 'સ્વદેશી'નો વિજય માનીએ છીએ, તો સાહિત્યના વિષયમાં એ જ પ્રમાણે હજી કેટલોક વખત અનુકરણ કરવુ પડે તો એમાં શું ખોટું છે?

છેવટે, પ્રમુખશ્રીએ સમસ્ત હિન્દુસ્થાનની એક ભાષા કદી પણ થઈ શકે એ આશા સ્વપ્નતુલ્ય જણાવીને ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે પ્રયત્ન કરવાની જરૂર બતાવી અને તે માટે ભવિષ્યમાં શું શું કર્તવ્ય છે તે વિષે કેટલીક સૂચનાઓ કરી.

(૧) ઊંચી કેળવણી અને સર્વ જાતનુ જ્ઞાન દેશી ભાષામાં મળે તેમ થવું જોઇએ.

(૨) જનસમાજમાંના સર્વને સામાન્ય જ્ઞાન મળવું જોઇએ: સંસ્કાર વગરનું એક પણ મનુષ્ય ન રહેવું જોઇએ.

(૩) સ્ત્રીકેળવણી સ્ત્રીઓની સ્થિતિને અનુસાર આપવાની જરૂર છે. હાલની કેળવણી છાકરી મજે છે. અંગ્રેજીની જરૂર નથી. અવકાશ હોય તો ભલે તેનો ઉપયોગ કરે.

(૪) સાહિત્યનો અર્થ નાટક કે કવિતા જ નથી, માણુસના સર્વ જાતના લિખિત વિચારોનો તેમાં સમાવેશ થાય છે. સાહિત્યના પ્રવાહને દેશકલ્યાણને રસ્તે વાળવાની હવે જરૂર છે.

(૫) ગુજરાતી ભાષાનાં સર્વ પુસ્તકોનો સંગ્રહ આ સોસાઇટિમા થવો જોઇએ.

(૬) ગુજરાતી જૂનુ સાહિત્ય ઉધઈ ખાય છે તે હસ્તગત કરવામા ઢીલ થાય તેટલી ગુજરાતી સાહિત્યને હાનિ છે. ગુજરાતી જૂના સિક્કા, તામ્રપત્રો વગેરેનો પણ સંગ્રહ થવો જોઇએ.

ઉપલી સૂચનાઓ પૈકી છેલ્લી બે તો સર્વમાન્ય છે અને તે ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ માથે લઈ શકે એમ છે એટલુ જ નહિ પણ એ સંસ્થાનુ જ એ પરમ કર્તવ્ય છે; અને ભવિષ્યમાં એ તરફ વિશેષ લક્ષ અપાશે એમ સંપૂર્ણ આશા રહે છે. દિવાન બહાદુરે દર્શાવેલી સાહિત્યના સ્વરૂપની વિશાળતા પણ હવે સર્વત્ર સ્વીકારાય છે, અને યદ્યપિ તે કરતાં પણ એને વિશેષ વિશાળ માનીને મનુષ્યનુ મનુષ્યત્વ વધારે સ્ફુટ અને ઉન્નત કરવાનો સાહિત્યનો ઉદ્દેશ છે એમ કહીએ તો પણ—ગુજરાત વ્હર્નાક્યુલર સોસાઇટિ જેવી સંસ્થા તો દેશકલ્યાણ કરતાં વધારે ઊંચો અને વ્યવહારસાધ્ય ઉદ્દેશ આગળ જ રાખી શકે એ ખુલ્લું છે. તથાપિ આ સ્થળે એટલુ કહ્યા વિના ચાલતું નથી કે સાહિત્ય તે માત્ર કવિતા કે નાટક જ નથી એમ ભવિષ્ય માટે સૂચના રૂપે સ્મરણુ આપવું તે ગુ. વ. સોસાઇટિએ આજ પર્યન્ત કરેલું કાર્ય જોતાં જરા અસ્થાને દીસે છે. ગુ. વ. સો.એ તેમ માનવાની ભૂલ કરી નથી એટલું જ નહિ પણ નાટક કે કવિતાનો સાહિત્યમાં સમાવેશ એને માન્ય હશે કે કેમ એ વિશે પણ એણે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો જોતાં શંકા ઉપજે છે! દિ. બ. અંબાલાલભાઇના સ્ત્રીકેળવણી વિષેના વિચાર પરત્વે મતભેદનો અવકાશ છે. તથાપિ વ્યક્તિના પ્રશ્ન તરીકે આ પ્રશ્નને ન

વિચારતાં સમસ્ત દેશના પ્રશ્ન તરીકે એને વિચારીએ તો દિવાન બહાદુરનો નિર્ણય યથાર્થ અને સંગીન છે એમ કબૂલ કર્યા વિના ચાલશે નહિ. દેશમાં કેળવણી વિસ્તારવાની દિ. બહાદુરે જરૂર બતાવી તે પણ સર્વમાન્ય છે, પરંતુ સાક્ષાત્ નિશાળો ઉઘાડીને એ કામ કરવું તે સોસાઇટિના કર્તવ્યપ્રદેશની બાહિ છે કે કેમ એ વિષે શંકા રહેશે. દિવાન બહાદુરની પહેલી સૂચના–ઉચ્ચ કેળવણી પણ દેશી ભાષાદ્વારા જ આપવી જોઇએ—એ અતિ મહત્ત્વની તેમ જ અત્યારે સર્વ દેશમાં સ્વીકારાતી કેળવણીની પદ્ધતિને અનુસરતી છે: તથાપિ અંગ્રેજીદ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાની ચાલતી રૂઢિ એવી ઊંડી જડ ઘાલી બેઠી છે કે એને ફેરવવી સર્વથા અશક્ય છે. પણ 'અશક્ય શા માટે છે?' એમ જ્યારે અમે અમારા મનને વિશેષ પ્રશ્ન પૂછીએ છીએ ત્યારે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ હજી આપણા જનસમાજમાં તેમ જ અધિકારિમંડળ સમક્ષ જોઇએ તેટલું વજન પ્રાપ્ત કર્યું નથી એવો ખેદજનક ઉત્તર સિવાય બીજો ખુલાસો મળતો નથી.

બીજે દિવસે 'ભાષાશુદ્ધિ' ઉપર ગુજરાત મેઇલ ટ્રેઇનિંગ કૉલેજના પ્રિન્સિપાલ રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી—એઓએ કેટલાક વિચારો દર્શાવ્યા. વિષય અપૂર્વ હતો, અને રા. રા. કમળાશંકરભાઇએ એ ઉપર બહુ જુસ્સાથી દૃઢતાથી અને નિઃશંકપણે ભાષણ કર્યું. એમણે શુદ્ધ ભાષા વાપરવાની આવશ્યકતા બતાવી, મમ્મટનું દોષનું લક્ષણ તથા દોષના વિશેષ પ્રકારો લઈ એનાં ઉદાહરણો આપ્યાં. એ ઉદાહરણો. આજકાલ પ્રસિદ્ધ થતી અનેક ચોપડીઓ સરકારી રાહે પોતા પાસે અભિપ્રાય માટે આવે છે તેમાંથી લીધેલાં હતાં; અને તેથી તે તે દોષો માત્ર કલ્પિત નથી પણ હાલ લખાતી ગુજરાતી ભાષામાં ખરેખર નજરે પડે છે એમ જણાવ્યું. બુકકમિટિ સમક્ષ આવતાં પુસ્તકોનો મ્હોટો ભાગ અર્ધશિક્ષિત લેખકોને હાથે લખાએલો હોય છે એ જોતાં, રા. કમળાશંકરભાઇએ બતાવેલી ભૂલોમાંની ઘણીખરી વિદ્વજ્જનોને સ્વયં પ્રકાશ લાગે અને તેથી રા. કમળાશંકરભાઇએ ઉઠાવેલો શ્રમ નિરર્થક જણાય; પરંતુ વિદ્વાનો કરતાં અર્ધશિક્ષિત લેખકો જ—દ્રવ્ય કીર્તિ વગેરે વિવિધ લાલસાઓથી પ્રેરાઈ—ગુજરાતી ભાષાના પુસ્તકોમાં દિનપરદિન ઉમેરો કરતા આવે છે, અને ગુજરાતી ભાષામાં કેટલાક દુષ્ટ પ્રયોગને રૂઢ બનાવતા જાય છે એ જોતાં રા. કમળાશંકરભાઇનું ભાષણ આપણી ભાષાને બહુ ઉપયોગી સેવા બજાવશે એમ અમને લાગે છે.

આરંભમાં તેઓ દોષનું લક્ષણ આપવા જતાં પ્રસંગોપાત્ત 'લક્ષણ' શબ્દના પ્રયોગ વિષે કેટલુંક બોલ્યા અને શાળોપયોગી પુસ્તકોમાં લક્ષણને બદલે 'વ્યાખ્યા' શબ્દ પ્રયોજાય છે તે સામે ટીકા કરી. રા. કમળાશંકરભાઈ માટે પૂર્ણ માન સાથે અમારે એટલું કહેવું જોઇએ કે આપણા વડીલ ગુજરાતી લેખકોએ Definition માટે 'વ્યાખ્યા' શબ્દ કેવળ અકારણ યોજ્યો નહતો. અત્રત્ય નૈયાયિકોનો 'લક્ષણ'–શબ્દ અને અંગ્રેજી 'Definition' —Logical definition—તે સર્વથા સામાનાર્થક નથી. મિલ પરિપૂર્ણ સન્તોષકારક Definitionમાં એક નહિ, પણ એ શબ્દના અર્થમાં સમાતા બધા અસાધારણ ધર્મોનું પ્રકટીકરણ આવશ્યક માને છે; અને સંસ્કૃત નૈયાયિકોના 'લક્ષણ'માં તો એક જ અસાધારણ ધર્મ આવે તો બસ એટલું જ નહિ પણ જોઇએ તે કરતા અધિક વ્યાવર્તક–ભેદક

ધર્મો હોય તો તેટલો અંશ પદકૃત્યવિચારમાં નિષ્પ્રયોજન ગણાઈ આક્ષેપને પાત્ર થાય છે આ કારણથી પ્રાચીનોએ 'વ્યાખ્યા' શબ્દ વાપર્યો હોય તો આશ્ચર્ય નહિ *

વસ્તુત આપણા નૈયાયિકોની 'લક્ષણ'ની સમજણ બરાબર છે કે મિલની 'Definition'ની બરાબર છે કે મિલની Definitionને મળતા અર્થમાં પણ અન્ય સસ્કૃત તત્ત્વજ્ઞોએ લક્ષણ શબ્દ વાપર્યો છે,-ઇત્યાદિ વિચાર ભાષાશુદ્ધિના વિષયની બહાર જાય છે, અને તેથી આપણી પૂર્વના લેખકોએ વસ્તુવિચારમાં ગમે તે ભૂલ કરી હોય પણ ભાષાશુદ્ધિની ભૂલ તો તેઓએ કરી જણાતી નથી

સસ્કૃત અને ફારસીમાથી ગુજરાતીમાં આવેલા તત્સમ શબ્દો મૂળ રૂપમા લખવા જોઇએ એ નિયમ વિચારમા સારો છે, પણ આચારમા ઉતરતા પ્રશ્ન થાય છે કે આ બન્ને ભાષાનુ પુરુ જ્ઞાન વિદ્વાનોમા દુર્લભ છે તો સામાન્ય વર્ગના લેખકોમા તો એની આશા કેમ રાખી શકાય? આ ઉપરાત, સસ્કૃત શબ્દો પરત્વે પણ દિ બ. અબાલાલભાઇએ પ્રમુખ તરીકે કહ્યુ હતુ તે સ્મરણમા રાખવા જેવુ છે કે ગુજરાતી ભાષા તે સસ્કૃત ભાષાની કન્યા ખરી પણ તે હવે આંગળી છોડીને છૂટી ચાલતા શીખી છે દાખલા તરીકે 'પ્રશ્નોદાન' 'વિન્ધ્યાચળ પર્વત' ઇત્યાદિ પ્રયોગ સામેનો રા કમળાશકરનો વાંધો આ વસ્તુસ્થિતિના વિસ્મરણમાથી ઉત્પન્ન થએલો અમે માનીએ છીએ ભાષાના અનેક પ્રકારમા સમાસનુ અગ (ઉદા૦ 'દાર') પ્રત્યયરૂપે લેખાવા માડે છે અને આ વલણ આપણે છેક પાણિનિમા પણ જોઇએ છીએ. વળી, જો રૂઢિને લઇ 'सप्त सप्तर्षयः' અને 'पञ्च पञ्चजनाः') એવા પ્રયોગો નભાવી લેવાય છે તો 'વિન્ધ્યાચળ પર્વત' કહેતા છૂટ અટકાવવાનુ કોઈ જ કારણ નથી એ રીતે તો 'કૉન્સ્ટન્ટિનોપલ' 'વિન્ડર્મીઅર' કે 'ઑક્સ્ફર્ડ' ન કહેતા 'કૉન્સ્ટન્ટાઇન-શહેર' 'વિન્ડર સરોવર' કે 'ઑક્સ-ફોર્ડ' એમ પ્રયોગો જ કરવા પડે! ભાષાશુદ્ધિના આવા કટ્ટરના અત્યાગ્રહ બાદ કરતા—રા. કમળાશકર ભાઇના દોષસ્થો અને એના આકૃતિગણ શાળાપત્રમા પ્રસિદ્ધ થશે ત્યારે ગુજરાતી લેખકોને તેથી લાભ થયા વિના રહેશે નહિ

•

ત્રીજે દિવસે રા રમણભાઈ મહીપતરામ નીલકંઠ—એઓએ ગુજરાતી નાટકો અને નવલકથાઓ ઉપર એક રસિક અને ગુજરાતી સાહિત્યના પરિચયથી ભરપૂર એવો નિબન્ધ વાચ્યો. નવલકથાના કારણચિન્તનમા, ઇગ્લડમા પ્યૂરિટન લોકોએ નાટકશાળા બન્ધ કરી અને તેથી

---

* The only adequate definition of a name is as already remarked, one which declares the fact and the whole of the facts, which the name involves in its signification . . . . Differenta being seldom taken to mean the whole of the peculiarities constitutive of the species, but some one of those peculiarities only, a complete definition would be *per genus et differentias*, rather than *differentiam* It would include with the name of the superior genus, not merely *some* attribute which distinguishes the species intended to be defined . but all the attributes implied in the name of the species —Mill's Logic

નાટકને સ્થાને નવલ-કથા ઉત્પન્ન થઈ—મનુજહૃદયના સમારાધનનું એક દ્વાર બંધ થતા બીજું ઊઘડ્યું—એટલી એક ન્હાની સરખી વાત ઉમેરવા ઉપરાંત એ નિબન્ધ ઉપર કાંઈ કહેવાનું રહેતું નથી. ગુજરાતી નાટકો અને નવલકથાઓનું એમાં કરેલું ઐતિહાસિક અને સહૃદયતાભર્યું અવલોકન સમગ્ર વાંચવા જેવું હોવાથી એ નિબન્ધ વસન્તમાં અમે હવે પછી પૂરેપૂરો આપીશું.

ચોથે દિવસે સાક્ષર જનોનો એક મેળાવડો કરવામાં આવ્યો હતો તેમાં નીચેનાં કાવ્યો ફોનોગ્રાફમાં ગાવામાં આવ્યાં હતાં.

| | | |
|---|---|---|
| ૧. | ઈશ્વર પ્રાર્થના. | ભોળાનાથ. |
| ૨. | અભિનંદન. | નરસિંહરાવ. |
| ૩ | વસન્ત. ( આવો આવો વસંત વધાવો. ) | કવિ દલપતરામ. |
| ૪. | ગુર્જરીગિરા. | કવિ પ્રેમાનન્દ. |
| ૫. | જય જય ગરવી ગુજરાત. | કવિ નર્મદાશંકર. |
| ૬. | ગુણવંતી ગુજરાત. | ખબરદાર. |
| ૭. | ગુજરાતની મુસાફરી. | નવલરામ. |
| ૮. | કાશી. ( ગગને આજ૦ ) | મણિલાલ. |
| ૯. | વસંત ૠતુ ખીલ્યો વનમાં—ગરબી. | કવિ દલપતરામ. |
| ૧૦. | વીરની વિદાય. | प्रेमभक्ति. |
| ૧૧. | મહેમાનોને પ્રાર્થના. | कान्त. |

# " કાવ્ય એટલે શું. ? "

( જુઓ શ્રાવણનો અંક. )

[ રા. કેશવલાલભાઇએ ચર્ચા ઉઠાવ્યા પછી તે ઉપર ગ. ગ. મહાનન્દ ભટ્ટ, રા. રા. રમણભાઈ મહીપતરામ, તથા રા. ગ. મગનભાઈ ચતુરભાઈ એ ત્રણ ગૃહસ્થોએ કેટલુંક પોતાના વિચાર જણાવ્યા, તથા છેવટે પ્રમુખ રા. રા. કમળાશંકરભાઇએ ઉપસંહારરૂપે કહ્યું. તે સર્વે એ ત્રણ ખંડમા અત્રે આપીશું. રા. મહાનન્દભાઈ સભામાં તો ગદ્યમા જ બોલ્યા હતા પણ પાછળથી તેઓએ નીચેના પદ્યમાં પોતાના વિચાર સમાવવાનું ઉચિત ધાર્યું છે તે ખુશીથી અત્રે સ્વીકારીએ છીએ. ]

## કવિનાં લક્ષણ.

( સવૈયાની ઢેશી )

### કૃતિ.

લેખક માન લક્ષ દઈને, સાંભળ તુ લક્ષણ કવિના.
શીતળતા છે ચંદ્ર તણી, પણ તેજસ્વી કિરણો રવિના. ૧

એની કૃતિની અદ્દભુત બાળા, જગજ્જનોને મોહ પમાડે;
એની નજરે પડતા જનને, કાષ્ઠપુતળી પેઠે રમાડે. ૨

હૃદયકમળથી ઉદ્દભવ ધરતી, મુખકમળથી વેશ ધરંતી;
હસ્તકમળથી વિરમતિ પળભર, ચરણકમળથી નૃત્ય કરંતી ૩

નેત્રકમળમાં વિકસતી બાળા, હૃદયભાવને દર્શાવંતી:
ચતુર ચિત્ત ચોરંતી ચતુરા, શ્રોતાના ઉર હર્ષાવંતી. ૪

એનાં અંગો સર્વે અનુપમ, કવિની કન્યા કોમળ સ્વરની,
એના સરખું રૂપ ઉપજાવા, હું નવ સમજુ શકિત અવરની. ૫

મુખકમળ દેખીને રાચે, કોઈક હસ્તકમળથી,
હૃદય કમળથી કોઈક રાચે, કોઈક ચરણકમળથી. ૬

નખ કે વેણી દન્ત નાસિકા, ચક્ષુ ચારૂ ચિબુક કદાપી,
નજરે પડતા નેહ ઉપજશે, એક અંગ પણ બન્યું તથાપી. ૭

જે કોઈ જેની નજરે પડિયું, વખાણ તેણે તેનાં કરિયાં;
એક અંગના મોહનશક્તિ, વિસ્તૃત કરીને પાના ભરિયાં. ૮

કવિ શિરોમણિ કાળીદાસે, ઉભયા રૂપે એને પરખી:
કોઇએ એનો ભાવ વખાણ્યો, કોઇએ એની કાયા ન રાખી. ૯

કોણ ખરૂં ને કોણ ખોટું છે, મમ્મટ પણ મનગમતું બોલે;
હું તો સમજું એહ ખરો જે, સર્વે અંગો સરખાં તોલે. ૧૦

કેરીરસનું કાવ્ય કરીને કોણ કહોને સ્વાદ બતાવે ?
એનો જેણે અનુભવ કીધો, મજા માનીને મુખ મલકાવે. ૧૧

કવિના રસની કવિને સમજણ, પંડિત બીજા પાણી વલોવે;
બાળક મૂગું રડતું રહે નહિ, કોઈ ન કહેશે કયમ એ રોવે ? ૧૨

એ જ પ્રમાણે કાવ્ય કર્યું ને કવિ કયો તે અન્ય ન જાણે;
અનુભવીનો અનુભવ સાચો, એનું કથવું સર્વ પ્રમાણે. ૧૩

એક સ્વરૂપે રહેશે તેનું, સ્વરૂપ બતાવા સૌ મથશે:
ઘડિયે ઘડિયે રૂપ બદલતા, કવિનાં રૂપને કો કથશે. ૧૪

કવિ ઘડિમાં અર્ભક બનશે, ઘડિમાં બાળક આંગણ રમતું;
કાલું બોલી લોક હસાવે, નાચી કૂદી સૌને ગમતું. ૧૫

વળી ઘડિમાં વીર બનીને, શૌર્ય ધરે વાસવ કેરૂં;
સ્વરૂપ દેખીને રામા રાચે, નૃત્ય કરે બની મસ્ત અનેરૂં. ૧૬

ઘડીમાં મુગ્ધા ચૌદ વર્ષની, બનીને યુવકોનાં મન લોભે;
ઘડીમાં એના હાવભાવથી, સ્વર્ગ અપ્સરાસમ એ શોભે. ૧૭

ઘડીમાં જ્ઞાની થઈ ગુણવંતો, અગમ નિગમનો મર્મ જણાવે;
ઘડીમાં રસિક બની નવરંગી. રમા રાગનો ભેદ જણાવે. ૧૮

ઘડીમાં અદ્દ્ભુત રૂપ ધરીને, સ્વર્ગ મૃત્યુ પાતાળ હલાવે;
ઘડીમાં એના ચમત્કારથી, ગિરિ સરોવર વૃક્ષ ચલાવે. ૧૯

વિધિની સૃષ્ટિ તણો એ દ્રષ્ટા, દેખે તેવું સ્વરૂપ સૂજાવે.
શ્રોતાને તદ્રૂપ બનાવી, .કિમિયાગરનું કર્મ બજાવે. ૨૦

કવિતા રૂપી મંત્ર વંશીથી, મનગમતું એ જગત જગાવે;
વૈક્લને પણ વીર બનાવી, શૂર અરિરણમાંથી ભગાવે. ૨૧

સંન્યાસી શૃંગારી બનાવી, ગૃહસ્થને સંન્યસ્ત ધરાવે;
ભોળા જનને કંઈક ભમાવે, કપટીને કલ્પાન્ત કરાવે. ૨૨

પાછા હઠતાને પડકારી, શૂરાને નવું શૂર ચઢાવે;
બાળકનાં મન રંજન કરીને, નીતિ રીતિથી પાઠ પઢાવે. ૨૩

ઉંઘણસીની ઉંઘ ભગાડે, શ્રાન્ત જનોને નિદ્રા લાવે;
કવિતાવંશીનાદ સુણીને, :.અજ્ઞાની પણ શીર્ષ હલાવે. ૨૪

બાળક સુણશે, યૂવક સુણશે, સુણશે વૃદ્ધ જનો વણ બીતે;
કોમળ અંગી યુવતી સુણશે, સુણશે માત બનેલી પ્રીતે. ૨૫

કાયર શરા જ્ઞાનથી પુરા, અડબંગો પણ એહ વખાણે;
કવિતાવંશીનાદમન્ત્રમાં, સર્વે સરખી મોજ પ્રમાણે; ૨૬
કવિહૃદયના દર્પણમાં સૌ, પ્રતિબિમ્બ પડશે ને ઠરશે;
જોનારા જન દિઙ્મુઢ થઇને, નિજ હૃદયનાં દર્શન કરશે. ૨૭
દરેક ભાવનાં ભિન્ન સ્વરૂપો, વાણી રૂપે વેશ ધરે છે;
શ્રોતા શ્રોત્ર પ્રવેશ થયેથી, ચક્ષુને એ દર્શન દે છે. ૨૮
દર્શનથી પછે મોહ પામીને, તદ્રૂપ થઇને નૃત્ય કરે છે;
કારણ કાર્ય સફળ થાતાં પછિ, ઉત્તમ કવિનું ઊર ઠરે છે. ૨૯

## ભક્ત પણ કવિ છે.

ભક્તિ રસથી ભીના કવિ કો, પ્રેમમૂર્તિનું ભાન કરાવે;
'દાસોહં'ના 'સોહં' બનીને, આત્મસ્વરૂપ મુખ આગળ લાવે. ૩૦
ચાખ્યો રસ તે કદિ ન ભૂલે, ભક્તકવિપદવી એ રાજે,
શાન્ત સરોવર લહરી એની, જગત જનોના હિતને કાજે. ૩૧
નૃસિંહ, બાપુ, ધીરાનાં પદ, ભોજા ભક્ત તણી ચાબુકથી;
નારાયણના ભક્ત કવિએ, ઉદ્ધાર્યા કુટિલ કુપથથી. ૩૨
એને કવિમાં કેમ ન ગણિયે, ક્ષેમ જગતનું એના ઉરમાં;
કવિનું કાર્ય યથાર્થ બજાવી, ઝીલાવે ભક્તિ રણપૂરમાં. ૩૩
મોહક વાણી દોષ વગરના, અર્થભરી રસિકા રમણી;
શૃંગારી કવિયોની કૃતિથી, મોજ જણાવે છે બમણી! ૩૪
એની કૃતિને કાવ્ય ગણીને, કવિપદવીમાં એને પરખું;
કવિના 'તરંગ' નથી એ 'જવાળા,' શીતળ પાણી સરોવર સરખું.૩૫
વળી કુધારા વે'મ જગતના, આર્ય પ્રદેશે બહુ ફાલ્યા,
મૃદુ હૃદયના કવિના ઉરમાં, બાવળ શળ પ્રમાણે સાલ્યા. ૩૬
તેને નિર્મૂળ કરવા અવની, ગુર્જર દેશ તણીમાં જાગ્યા;
નર્મદને કવિ દલપત તેને, વે'મ યવન દેખીને ભાગ્યા. ૩૭
એકે ધીમા વળી ત્વરાથી, બીજાએ બહુ બાણ ચલાવ્યાં;
વે'મ કુધારા શીર્ષ કપાતાં, ધન્ય સહુએ શીર્ષ હલાવ્યાં. ૩૮
અદ્ભુત કાર્ય કરીને પોતે, સ્વર્ગ થકી નજરે ન્યાળે;
ગોવર્ધન, ને બાળ, કલાપી, દૃષ્ટિ સમીપ આવ્યા ભાળે. ૩૯
દિલગીર થાતા તો પણ આશા, ઉર વિષે સબળી ધારે;
છે કંઈ હજીએ, તેને દેખી, દર્દ દિલનું વીસારે. ૪૦

નિર્મળ હૃદય કવિનું દર્પણ, સુખડું તેમાં સર્વ નિહાળે;
વરરાજા બનવાને ઉત્સુક, કાળો ડાઘ જુવે છે ગાલે. ૪૧

શ્યામ ડાઘ તો ચન્દ્ર વિષે છે, તો પણ શીતળ તેહ સુધાકર,
ક્ષાર-પણું અર્ણવમાં છે પણ, લોક કહે એને રત્નાકર. ૪૨

માટે મારા લેખક બન્ધુ, લક્ષણ કવિનાં આમ વિચારો,
સારાસાર વિચાર કરીને, કવિની પંક્તિમાં પગ ધારો. ૪૩

હું છું વાચક, નથી કંઈ લેખક, સેવક લેખક વર્ગ તણો;
ઉચરૂં વાણી નિર્મળ પાણી, પ્રક્ષાલક હું પાય તણો. ૪૪

## ઉપસંહાર.

દંભીથી નહિ કાવ્ય બને કદિ, શિષ્ટ બની કવિતા ન કરાયે;
તે કવિતા લેખાય એવી જ્યમ, તુંબીમાં ખટ ખટ કંઈ થાયે. ૪૫

કવિનું મન અતિ સરળ હોય છે, બાળક સાથે બાળક જેવું;
ઘરડા સાથે ઘરડા જેવું, તરૂણ સાથ તરૂણ જન તેવું. ૪૬

સર્વદર્શી કવિ જ્ઞાન હોય છે, ગૃહસ્થ ગૃહવ્યવહાર સુજાણે;
સન્યાસાશ્રમ કેમ હોય છે, તે પણ પોતે પૂર્ણ પ્રમાણે. ૪૭

રંક ગૃહોની રીત સુરીતે, જે પરિપૂરણ આપ પિછાણે,
લાંક લર્દગા કેમ હોય છે, એથી કદિ ન રહે અજાણે. ૪૮

આમ કોઈ પ્રતિભા પાડે તે, ઉરમા ઉર્મી પ્રગટે તેની,
રસપ્રવાહમાં મનને ખેંચે, અદ્ભુત શક્તિ જોતાં એની. ૪૯

માત્ર શબ્દનો આડંબર કરી, શ્રોતાને ગમ ન પડે તેવી;
વાણી ન કદિ કવિ ઉચ્ચારે, અકળામણ ઉપજાવે એવી. ૫૦

[ શા. શા. મહાનન્દ ભટ્ટ—વસન્ત ઑફિસ. ]

---

## “નાતભાઈઓની એક બીજા પ્રતિ ફરજો” એમાં રહી ગયેલી મોટી ભૂલોનું શુદ્ધિપત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૯ | ૩૩ | લિયાણા | મિયાણા |
| ૭૧ | ૯ | ચાણગણ | શાણપણ |
| ૭૧ | ૨૯ | કરતાં જેમ શહેરીભાઈઓ કરતાં, જેમ પોતાના લત્તામાં વસતા ભાઈઓ વધારે, તે પ્રમાણે | કરતાં જેમ શહેરીભાઈઓ વધારે, મુંબાઈ જેવાં લાખોની વસતીના શહેરમાં શહેરી ભાઈઓ કરતાં જેમ પોતાના લત્તામાં વસતા ભાઈઓ વધારે, તે પ્રમાણે. |
| ૭૩ | ૩ | જામે, તેટલો | જામે, કે તેટલો |
| ૭૩ | ૧૭ | અપ્રમાણિકાણું | અપ્રમાણિકપણું |
| ૭૪ | ૧ | પુરૂષના | પુરૂષોના |
| ૭૪ | ૧૬ | હાઈસ્કૂવમાં | હાઈસ્કૂલનાં |
| ૭૫ | ૨૦ | લત્તા મુકરર | લત્તામાં મુકરર |
| ૭૫ | ૨૮ | નકામો ખર્ચ | ભરે ખર્ચ |
| ૭૭ | ૧૭ | પકતી | પકડતી |
| ૭૭ | ૨૨ | કારણ નથી | કારણ એ નથી |
| ૭૭ | ૨૯ | લેવાવા | લેવાના |
| ૭૭ | ૩૫ | મગજને | મગજ અને |
| ૭૮ | ૩ | નીતિ જે | નીતિ,—જે |
| ૮૪ | ૪ | ભાગ છે, | ભાગ છે,— |
| ૭૮ | ૩૬ | સામાનાઓને | મામાઓને |
| ૭૯ | ૧ | તેમનામાં ન | તેમનામાં જ ન |
| ૭૯ | ૧૪ | આકશાજનક | આશાજનક |
| ૭૯ | ૧૬ | પુરૂષનો | પૌરૂષનો |
| ૭૯ | ૨૧ | પાઠા | પાઠો |

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા ૦-૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમા,રૂા ૦-૧૨-૦ ત્રીજામા રૂ ૧-૪-૦

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂા ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છૂટક નકલ એક અંકના | રૂ ૦-૬-૦ " |

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ 'વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ' અને વ્યવસ્થાપક જવાબદાર છે, અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૩ કોઈ પણ લેખનુ અસલ લખાણ-એ લેખ 'વસન્ત મા દાખલ કરવાનો ઠરાવ્યો, હોય કે ન હોય-પણ એ લેખકને પાછુ મોકલવાને અમો બંધાતા નથી.

વ્યવસ્થાપક.

---

# ગ્રન્થકારો માટે ખાસ સગવડ.

વસન્ત-પત્રનો સાહિત્યપ્રેમી જનોમાં બહોળો પ્રચાર છે પરન્તુ અત્યાર સુધી પૃષ્ઠમાં જગા ન હોવાથી છૂટથી પુસ્તકોની જાહેર ખબરો લઈ શકાતી નહોતી પોસ્ટલ દરમાં ફેરફાર થવાથી હવે આ પત્રના વજનમાં વધારો કરી શકાયો છે અને તેથી બે નવાં પૃષ્ઠ ઉમેરી જાહેર ખબરો દાખલ કરવાનું અમે સ્વીકાર્યું છે આ અનુકૂળતાનો લાભ લેતા ગ્રન્થકારો ચૂકશે નહિ એમ આશા છે

વ્યવસ્થાપક.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यथा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.


વર્ષ ૮, અંક ૪. [ માસિક. ] વૈશાખ, સંવત્ ૧૯૬૫.


## કર્મયોગ—૧.

ધર્મ અને તત્ત્વજ્ઞાન—નાં પરમ રહસ્યો જેવાં આપણાં શાસ્ત્રમાં શોધાયાં છે તેવાં બીજા કોઈ પણ દેશનાં શાસ્ત્રોમાં શોધાયાં નથી એમ આપણે સકારણ અભિમાનથી માનીએ છીએ; આપણાં શાસ્ત્રોમાં પણ—

" गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।
या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥ * "

—એમ શ્રીમદ્‌ભગવદ્ગીતામાં સર્વ શાસ્ત્રોનું સન્દોહન થએલું કહેવાય છે, અને એ મહાન ગ્રન્થનો મહાન ઉપદેશ તે કર્મયોગ છે એમ આપણે સારી રીતે જાણીએ છીએ. આ દૃષ્ટિએ વિચારતાં, આજનો વિષય એવો વિશાળ ગંભીર અને રહસ્યભૂત લાગે છે કે એનું નિરૂપણ કરવા જતાં મન અને વાણી કંપે એ સ્વાભાવિક છે. પણ બીજી દૃષ્ટિએ વિચારતાં—આજના વિષય કરતાં વધારે નિકટ પડેલો, રહેલો, અને સરળ બીજો વિષય જ નથી. જેમ પરમાત્મા 'अणोरणीयान् महतो महीयान्' 'મ્હોટાથી પણ મ્હોટો અને ન્હાનાથી પણ ન્હાનો છે,' તેમ આપણો આજનો વિષય—જે પરમાત્માને જ લક્ષે છે અને એની જ પ્રાપ્તિનો રાજમાર્ગ છે—તે પણ એના જેવો જ મ્હોટામાં મ્હોટો અને ન્હાનામાં ન્હાનો, કઠણમાં કઠણ અને સ્હેલામાં સ્હેલો છે. પરમાત્મા કોઈ વિ-

* ભાવાર્થ:—ગીતા કે જે સાક્ષાત્ વિષ્ણુભગવાનના મુખકમળમાંથી નીકળી છે તેને સારી પેઠે આત્મામાં ગાઈ લેવી—બીજાં લાંબાં લાંબાં શાસ્ત્રોનું કાંઈ જ પ્રયોજન નથી.

દ્વાનોનો જ નથી—વિદ્વાનોનો છે તેમ બાળકોનો પણ છે; તેમ કર્મયોગ તે પણ પં- ડિતોએ જ ચર્ચવાનો વિષય નથી; સામાન્ય જનોનો પણ એ વિષે વિચાર કરવાનો અધિકાર છે-બલ્કે કર્તવ્ય છે. આ બાજુ ઉપર હું આપનું ખાસ લક્ષ ખેંચવા માગું છું કારણકે ઘણાં માણસો આવા વિષયો તો માત્ર વિદ્વાનો માટે જ છે એમ સમજી એનાથી બ્હીને આઘાં રહે છેઃ પણ વસ્તુતઃ આ વિષય તો આપણા 'જીવનનો રોટલો' છેઃ ખાધા વિના ચાલે તો આ વિષય વિના ચાલે. આપણા જીવનને ટકાવવા કાંઈ ને કાંઈ કર્મરૂપી અન્ન તો આપણા શરીરમાં આપણે નાંખતા જ રહીએ છીએઃ ઉધમાં કોળીઆ ભરીએ છીએ એટલે શું ખા- ઇએ છીએ—કાચું કે પાકું, ચોખ્ખું કે ધૂળભર્યું—તેનું આપણને ભાન રહેતું નથી. માટે જરા જાગ્રત્ થઈ જોઇએ કે—આપણે ખાઇએ છીએ તે આપણા શરીરને માફક આવે એવું છે કે કેમ, એથી શરીર પોષાશે કે ક્ષીણ થશે ?

આ જ્ઞાન શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને-પરમાત્માએ આપણ સર્વને- આપ્યું છેઃ એનો આપણે લાભ લઇએ.

મેં હમણાં જ કહ્યું તેમ—આપણે આજના વિષયને કઠણ માની બેસવાનું કાંઈ જ કારણ નથી. 'કર્મયોગ'—આ મ્હોટો જણાતો શબ્દ કર્મ અને યોગ એ બે શબ્દો મળીને થએલો છેઃ અને બંનેનો અર્થ બહુ સહેલો છે. કર્મ—એટલે ક્રિયા—એ આપણે રાત- દિવસ કર્યાં જ કરીએ છીએ, એટલે એ તો આપણને સુપરિચિત છે. માત્ર યોગ શ- બ્દના અર્થમાં થોડુંક જાણવાનું રહે છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં 'યોગ' શબ્દ, સામાન્ય લોકો હાલમાં એ શબ્દનો જેવો અર્થ—પ્રાણની અમુક અમુક ક્રિયાઓ—સમજે છે તેવા અર્થમાં વપરાએલો નથીઃ ગીતાના તત્ત્વજ્ઞાનમાં યોગ-શબ્દ તે તે શબ્દો સાથે જોડાઈ તેમાં અમુક વિશિષ્ટતા પૂરે છે,—જેમકે 'ભક્તિયોગ,' 'જ્ઞાનયોગ' 'ધ્યાનયોગ,' 'કર્મયોગ.'

સ્ત્રી પુત્ર દ્રવ્ય સ્વર્ગ આદિ અનેક વિષયોને આપણે ભજીએ છીએ, તે ઉપર પ્રીતિ બાંધી- એ છીએ—તે ભજનને, તે પ્રીતિને પ્રભુ સાથે જોડવી તે 'ભક્તિયોગ' છે. આપણા જ્ઞાનના વિષય પણ અસંખ્ય પદાર્થો છે પણ તે સર્વનું અધિષ્ઠાન બ્રહ્મ છે એમ સમજી આપણા જ્ઞાનનો પ્રભુ સાથે સંબન્ધ કરવો એનું નામ 'જ્ઞાનયોગ'. આપણે બહુ બહુ પદાર્થોનું 'ધ્યાન' અર્થાત્ એકાગ્ર ચિન્તન કરીએ છીયે, અને એ રીતે એ પદાર્થોના આત્મા સાથે આપણા આત્માની એકતા અનુભવીએ છીએ—પરન્તુ એ જ એકાગ્ર ચિન્તન પરમાત્માનું કરવું—મનની વૃત્તિ વિષયમાંથી રોકી પરમાત્મામાં જોડવી—એ 'ધ્યાનયોગ;' અને તે જ રીતે, આપણે પ્રતિક્ષણ જે કર્મો કર્યાં કરીએ છીએ તેને પ્રભુ સાથે જોડવાં તેનું નામ 'કર્મયોગ' છે.

પણ તમે પૂછશો કે—આપણાં કર્મોને પ્રભુ સાથે શી રીતે જોડવાં ? એનો ઉત્તર કે એના આદિ અન્ત અને મધ્ય ત્રણેમાં પ્રભુ સ્થાપીને. આપણાં કર્મો પ્રભુમાંથી જ નીકળે છે અર્થાત્ હું-તું-રૂપી ગોમુખમાંથી બહાર આવતી કર્મરૂપી ગંગા એ ગોમુખમાં ઉત્પન્ન થતી નથી પણ વિષ્ણુના ચરણકમળમાંથી વહે છે—એ એક દૃઢ સમજણ રહેવી જોઇએ. બીજું,

કર્મ પોતે પણ ભગવાનનું જ સ્વરૂપ છે, ગંગા પોતે પણ ભગવતી જ છે એ દૃષ્ટિ રહેવી જોઇએ. વળી, એ સર્વ કર્મો મ્હારા સ્વાર્થ માટે કરવાનાં નથી–એમ કરવાનો યત્ન તે તો ગોમુખમાંથી નીકળતી ગંગાને પાછી ગોમુખમાં જ પૂરવા જેવો મિથ્યા યત્ન કહેવાય—પણ પરમાત્મા અર્થે કરવાનાં છે, ચાલતું રૂપક વાપરીએ તો, કર્મગંગાએ વિશ્વમહાસમુદ્રમાં ભળી પરમાત્માનું નિવાસસ્થાન બનવાનું છે એ ત્રીજી સમજણ હોવી જોઇએ.

આમ ત્રિવિધ રીતે કર્મનો પ્રભુ સાથે યોગ કરવો એ ભગવદ્ગીતાનો મહાન ઉપદેશ છે અને રખેને કોઈ અદ્વૈતસિદ્ધાન્તીને મારી ભાષા દ્વૈતવાદથી અંકાએલી લાગે, તે માટે મારે સ્પષ્ટ કરવું જોઇએ કે આ કર્મયોગ તે ખરો અદ્વૈત સિદ્ધાન્ત–જેને આપણે તત્ત્વજ્ઞાનનો શિરોમણિ માનીએ છીએ—તેનો વિરોધી નથી, પણ અનુરોધી છે.

'પ્રકૃતિ' અને 'પુરુષ'—એ દ્વૈત; એનો અદ્વૈતભાવ ત્રણ રીતે બની શકે એક તો પ્રકૃતિનો ફક્ત નિષેધ કરીને. આ રીતે કેવળ અકર્તા દ્રષ્ટા પુરુષ જ રહે, અને કર્મ માત્ર બંધ થઈ જાય. બીજી રીત તે 'પુરુષ'નો નિષેધ કરીને આ રીતે ફક્ત જડ ક્રિયાવની પ્રકૃતિ જ રહે, અને તે પણ ચૈતન્યના તેજને અભાવે અન્ધકારથી છવાઈ જાય. આમાંનો પ્રથમ સિદ્ધાન્ત તે આલસ્ય અને નિર્વેદમાં પરિણમે, અને બીજો સિદ્ધાન્ત ઐહિક જીવનમાં કૃતકૃત્યતા માનનાર નાસ્તિકના મતનું રૂપ લે. પણ આ બન્ને રીતથી જુદી જ ત્રીજી રીત અદ્વૈતસિદ્ધિની એ છે કે પ્રકૃતિ અને પુરુષ ઉભયનુ પરમાત્મામા અદ્વૈત સાધવુ. અર્થાત્, એક રીતે બોલીએ તો, પ્રકૃતિનો નિષેધ ન કરવો, પુરુષનો પણ ન કરવો—અને કરવો ત્યારે બંનેનો કરવો ઉભયગ્રાહક અને ઉભયબાધક એક તત્ત્વ–પરમાત્મા–મા કરવો. આપણા કર્મના વિષયમાં આ સિદ્ધાન્ત ઉતારીએ તો—કહેવાનું કે પ્રવૃત્તિનો નિષેધ ન કરવો, નિવૃત્તિનો પણ ન કરવો, અને પ્રવૃત્તિમાં નિવૃત્તિ સાધવી, અને નિવૃત્તિમા પ્રવૃત્તિ સાધવી, અર્થાત્ જેવી શ્રીમદ્ભગવદ્ગીતા કહે છે તેમ—

> " कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
>
> स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ "

જે પુરુષ કર્મમાં અકર્મ જુવે અને અકર્મમાં કર્મ જુવે તે જ પુરુષ સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન્–જ્ઞાની–છે, અને અખિલ કર્મનો કરનાર કર્મયોગી પણ તે જ છે.

આમ અદ્વૈતદૃષ્ટિથી શ્રીમદ્ભગવદ્ગીતાએ કર્મ અને જ્ઞાનનો, પ્રવૃત્તિ અને નિવૃત્તિનો, અવિરોધ સ્થાપ્યો છે.

હજી એક મહત્ત્વનો પ્રશ્ન વિચારવાનો રહે છે—કર્મ પ્રભુ સાથે જોડવાં, પણ તે કેવા જોડવાં? સારાં ખોટાં સર્વ? ઉત્તર કે—ખોટાં કર્મો તો પ્રભુ સાથે જોડી શકાતાં જ નથી. અન્ધકારને તેજ સાથે શી રીતે જોડાય? ત્યારે ખોટા કર્મો માટે જવાબદારી કોની? મ્હારી પોતાની જ. ત્યારે આનો અર્થ શું એવો કે ખોટાં કર્મ તેટલાં મ્હારાં, અને સારાં તેટલાં પ્રભુનાં? બેશક એમ જ. પણ આ પ્રશંસા અને નિન્દાના વિભાગ માટે તમે કાન્ધુ

માગશો. તમે પૂછશો કે—આ વિભાગ તે માત્ર ભક્તનો વિનય જ છે કે એની ઉપપત્તિ થઈ શકે—એવું કારણ બતાવી શકાય—એમ છે? કારણ સ્પષ્ટ છે કે જે કાંઈ ખોટાં કર્મ થાય છે તે 'હું'માંથી જ—અહંતામાંથી જ થાય છે:

તુલસીદાસજીએ કહ્યું છે કે—

" दया धर्मको मूल है पापमूल अभिमान "—

અર્થાત્ '**દયા**'—આત્મભાવ—એ ધર્મનું મૂળ છે, અને '**અભિમાન**' હુંબુદ્ધિ એ પાપનું મૂળ છે. અને 'દયા'-શબ્દનો અર્થ નેત્રનાં અશ્રુ જ નથી, પણ એ અશ્રુમાં અને અશ્રુની પાછળ ઝળકતો આત્મભાવ છે; અને 'અભિમાન'-શબ્દ જે દયાના પ્રતિયોગિરૂપે—એટલે કે 'દયા'થી ઉલટા અર્થમાં વપરાયો છે તેનો અર્થ 'ગર્વ' નથી, પણ ગર્વ આદિ સઘળી દુષ્ટ વૃત્તિઓનું બીજભૂત જે હુંપણું—અહંતા—તે છે. આ આત્મભાવ અને અહંતા વચ્ચેનો ભેદ લક્ષમાં રાખવાનો છે. જે સ્વયંપ્રકાશ ચૈતન્ય મ્હારા તમારા સર્વમાં—પ્રકૃતિ સુદ્ધાંતમાં—રહેલું છે અને જેને ઘટપટાદિની માફક વિષય ન કરી શકવાથી, છતાં સ્વયંપ્રકાશ અનુભવવાથી, આપણે 'આત્મા' કહીએ છીએ તેનું સર્વત્ર પ્રત્યભિજ્ઞાન કરવું એને સર્વત્ર ઓળખવો—'ચીનવો'—એના સ્વીકારમય થવું—અર્થાત્ એના જ્ઞાનને શોભતાં મન વાણી અને કર્મ કરવાં, એનું નામ **આત્મભાવ**. એથી ઉલટી રીતે—તમારા સ્હામી મ્હારી જાતને સ્થાપવી, વિશ્વ સ્હામે મ્હારા પિંડને મૂકવો, એક અખંડ ચૈતન્યને અજ્ઞાનથી ખંડિત કરવું, અને તદનુસાર મન વાણી અને કર્મને સ્વાર્થપરાયણ કરવાં એનું નામ **અહંતા.**

અહંતા કેમ ટળે, અને આત્મભાવ કેમ ઉદય થાય? આ પ્રશ્ન ઉપર આવીએ છીએ ત્યારે આપણાં પ્રાચીન શાસ્ત્રોનો મહિમા આપણને પુરેપૂરો દેખાય છે. એમાં એક સાધન ન બતાવતાં અસંખ્ય સાધનો બતાવ્યાં છે, જેમાંનું કોઇને એક તો કોઇને બીજું તો કોઇને ત્રીજું એમ વિવિધ મનુષ્યોને પોત પોતાના સ્વભાવાનુસાર વિવિધ સાધનો ઉપયોગી થઈ પડે છે. દરેક મનુષ્યે પોતપોતાની ખામી અને સ્વભાવનો વિચાર કરીને તે તે સાધનો શ્રદ્ધાથી ગ્રહણ કરવાં. એટલો વિચાર કરવાની પણ શક્તિ પ્રાપ્ત ન થઈ હોય તો પરમ કૃપાળુ શ્રીકૃષ્ણ પરમાત્માએ મનુષ્ય માત્રને ઉપદેશેલા કર્મયોગના ધોરી માર્ગે ચઢવું. અનેક સત્કર્મો કરતાં કરતાં ઉત્તમ શીલ જામે છે, પણ તે જામતા પહેલાં પોતાની સ્વતન્ત્ર બુદ્ધિથી કર્તવ્યનો નિર્ણય કરવાનો લોભ રાખવો વૃથા છે. જેને આ વિષયની સ્વતન્ત્ર બુદ્ધિ જેને અંગ્રેજીમાં 'conscience' કહેવામાં આવે છે એના નિર્ણય ત્યારે જ પ્રામાણિક બને છે કે જ્યારે એ બુદ્ધિ રાગદ્વેષાદિ દોષ થકી મુક્ત થાય છે, અને સંસારના અનુભવથી પરિપક્વ બને છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે આપણા શાસ્ત્રકારોએ વર્ણાશ્રમના ધર્મો રચી મૂક્યા છે. એ વર્ણાશ્રમધર્મોનું સેવન કરવું અને તે નિષ્કામ વૃત્તિથી પરમાત્મા ઉપર દૃષ્ટિ રાખીને કરવું એ કર્મયોગનું રહસ્ય છે. એ ધર્મોના આચરણમાં કોઈ વહેમી કે જુલમી વ્યવસ્થાને અધીન થવા જેવું નથી. મનુષ્યસ્વભાવના અને સંસારતન્ત્રના પૂર્ણ અનુભવી, પ્રતિભાશાલી, અને પરોપકારી મહાત્માઓએ જગતના કલ્યાણાર્થે એ માર્ગો બનાવ્યા છે. તે કેટલીક વખત લાંબા અને વિકટ લાગતા હશે ખરા, પણ ઘણાએક ટુંકા અને સુગમ દેખાતા માર્ગો જ વસ્તુતઃ ભૂલભૂલામણી ભરેલા નીવડે છે;

ત્યારે શું ગીતાનું તાત્પર્ય ચાલતી રૂઢિએ ચાલ્યા કરવું એમ ઉપદેશવાનું છે ? નહિ જ. કર્તવ્યનો નિર્ણય કેવલ સ્વતન્ત્ર બુદ્ધિથી કરવો કેવો કઠણ છે એ જણાવવા, શ્રીકૃષ્ણ ભગવાને

" कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्य च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥ "

—એમ કર્મ-વિકર્મ-અને અકર્મ ત્રણેની બાબતમા ચેતતા રહેવાનુ કહ્યુ છે,
અને

"....शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि"—

—એમ શાસ્ત્રનો વિધિ અનુસરવાની આજ્ઞા કરી છે. તે જ સાથે કાર્યાકાર્યનો નિર્ણય કરવા માટે પણ આત્મૌપમ્યાદિ ( પોતાની જાત જેવી મ્હામાની જાતને ગણવી વગેરે—) ધોરણ બતાવ્યાં છે. દરેક કૃત્યની સાગસાન્તાના વિવેક માટે પ્રકૃતિના ગુણોનું પૃથક્કરણ કર્યું છે, અને એ ગુણો—સત્ત્વ રજસ્ અને તમસ્—એનાં સ્વરૂપો પણ સૂક્ષ્મતાથી વર્ણવ્યાં છે. વળી દૈવી સંપત્ અને આસુરી સંપત્ એમ આપણી વૃત્તિઓના વિભાગ પાડ્યા છે તે પણ અમુક કૃત્ય આપણી દૈવી સંપત્‌ને પોષે છે કે આસુરી સંપત્‌ને એ વિચારવા માટે છે.

રૂઢ થઈ ગયેલા વર્ણાશ્રમ ધર્મોમાં કેટલાક એવા પણ જણાશે કે જે દૈવી સંપત્‌ને બદલે આસુરી સંપત્‌ને ઉપકારક થાય છે. એવા ધર્મોને મેલ સમજીને દૂર કરો; અને શુદ્ધ ભાગને તારવી કાઢો એની મૂળ ઉજ્જ્વળતાને તમારા આચરણમાં પ્રતિફલિત કરી અધિક ઉજ્જ્વળ બનાવો, અને મિથ્યા વાદવિવાદ ન કરતાં તમારા જીવનના દૃષ્ટાન્તથી જ બતાવી આપો કે આપણા પ્રાચીન ધર્મમાં કેવી ખૂબી છે! અધિક શુ કહું ?*

---

* એક ન્હાની શાસ્ત્રીઓની અને વિદ્યાર્થીઓની સભા સમક્ષ પ્રમુખ તરીકે " કર્મયોગ " ના વિષય ઉપર હું થોડુંક બોલેલો, તેનો અત્રે થોડોક વિસ્તાર કર્યો છે.

# " ગુજરાતી છાપો. "

"ગુજરાતી વર્તમાનપત્રોની શરૂઆત મુંબઈમાં ૧૮૨૨ ના વર્ષમાં થઈ હતી. હિંદુસ્તાનમાં પેહેલું દેશી પત્ર બંગાલના સીરામપોર શેહેરના એક મિશનરી ડૉક્ટર માર્શમેન અને મી. વૉર્ડે તા. ૨૧ મી મે ૧૮૧૮ ને દિને કાહાડ્યું હતું, અને તે બંગાળી ભાષામાં પ્રગટ કરાવ્યું હતું, તે પછી આ દેશમાં બીજું દેશીપત્ર " મુંબઈ સમાચાર " ઉભું કરનાર મરહુમ મોબેદ ફરદુનજી મરઝબાનજી હતા, જેઓ સુરતના પેહેલા કદમી થયેલા દસ્તુર કાઉસ ફરેદુન સુનજમીના નબીરા થતા હતા. તેઓ ૧૮૦૦ ના વર્ષને આસરે મુંબઈમાં મુલ્લાં ફીરોજ પાસે એલમ શિખવાને આવ્યા હતા. મોબેદ ફરદુનજી ચાલાક જેહનના તથા ચપળ બુદ્ધિના હોવાથી તેઓએ મુલ્લાં ફીરોઝ પાસે ફારસી અને અરબી ભાષાઓનું પુષ્ત ગ્યાન મેળવ્યું હતું. ઉપરાંત બીજા ધંધાન્ઝામાં પડવાને લીધે તેમનો બાહેરનો અનુભવ પણ સારો હતો. તેઓએ એક ગુજરાતી છાપખાનું કહાડવા પોતાનું ધ્યાન દોડાવ્યું, અને તે વખત પ્રમાણે તેના સંબંધમાં સારી કોશેશ અને મહેનત કરવામાં આવી. ઇનસાફને ખાતર જણાવવું જોઇએ કે, ગુજરાતી છાપખાનું, ગુજરાતી પંચાંગ તથા ગુજરાતી વર્તમાનપત્રનો પાયો નાખનાર મોબેદ ફરદુનજી મરઝબાનજી હતા, પણ તેઓ આગમજ તેમના એક હમવતની મોબેદ જીજીભાઈ બેહેરામજી છાપગર પાસે " બૉમ્બે કૂરિયર " પત્રના માલેક મી. લ્યુક ઍશ્બર્નરે ગુજરાતી ટાઈપ ઓટાવી પોતાના વર્તમાનપત્રમાં ગુજરાતી જાહેર ખબર આવે તેને માટે તે કામે લગાડ્યા હતા. ૧૭૯૭ ના વર્ષના " કૂરિયર " પત્રમાં ગુજરાતી ભાષામાં જાહેર ખબરો પ્રગટ થયેલી મેં જોઈ છે. ૧૮૧૨ માં મોબેદ ફરદુનજીએ ઉપલું ગુજરાતી છાપખાનું સ્થાપ્યા પછી બીજે વર્ષે એટલે ૧૮૧૪ ના વર્ષની દીવાળીથી તેમાંથી રામશંકર નામના એક પ્રખ્યાત જોશીની મદદથી ગુજરાતી પંચાંગ* કહાડવા માંડ્યું હતું, અને તેની કીમત રૂપીઆ બેની રાખી હતી.

ઈ. સ. ૧૮૨૨ માં ગુજરાતી ભાષામાં મુંબઈ સમાચાર પત્ર દર અઠવાડિયે એ છાપખાનામાંથી નિકળવા માંડ્યું હતું. તે કહાડવા આગમજ મુંબઈ સરકાર તેમ જ અહીંની દેશી પ્રજાની મદદ માગવામાં આવી. તે વેળાના મુંબઈના ગવરનર માઉંટસ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને તેની ૫૦ નકલ લેતી કીધી, અને મુંબઈ મધે તે વખતે વસતા પેહેલે વાંધેના ચોદ અંગ્રેજોએ અકેક નકલ માટે તેના ઘરાક થઈ આ ઇલાકા મધેના પેહેલા દેશી સુધારાના આ નવાં સાધનને ઉત્તેજન આપ્યું. દેશી પ્રજામાંથી હિંદુઓ; મોહોમેદનો અને પારસીઓએ તેને આશરો આપ્યો. આ સઘળી ગોઠવણ થયા પછી મોબેદ ફરદુનજીએ તા. ૫ મી જુન ૧૮૨૨ ને દિને મુંબઈ ગેઝેટ પત્રમાં પોતે કાહાડવા ધારેલાં વર્તમાનપત્રને લગતી મદેહનજર અંગ્રેજી તેમ જ ગુજરાતીમાં લખાણથી છપાવી હતી. મુંબઈ સમાચાર પત્રે પોતાનો પેહલો દેખાવ તા. ૧ લી જુલાઈ ૧૮૨૨ ને મુબારક દિને આપ્યો હતો. એ દિવસ ગુજરાતી છાપાની મુંબઈમાં શરૂઆત થયાના દિવસ તરીકે નોંધ રાખવા જોગ છે. મુંબઈ સમાચાર દર અઠવાડીએ સોમવારે સહવારે નિકળવા માંડ્યું હતું. પ્રથમ થોડીક જાહેર ખબરો તથા અંગ્રેજી વર્તમાનપત્રો ઉપરથી ઉતારી લીધેલી બાબતો આપવામાં આવી હતી. બાદ તેના માલેકની

---

* હાલ પણ આ પંચાંગ હયાતી ભોગવે છે ને તેની ૩૦,૦૦૦ નકલો નીકળે છે.

નજર વધુ ઉઘડતાં ગુજરાત મધેના પોતાના મિત્રો મારફતે તેણે ત્યાંની ખબરો મંગાવવા માંડી. એથી અંગ્રેજી પત્રોને પણ મુંબઈ સમાચારમાંથી નવી ખબરો મળવા લાગી, અને અવાર નવાર તેના તરજુમા કરી તેઓ ઉતારો કરવા લાગ્યા. આસતે આસતે સમાચારમાં ખબર અંતર આવવા ઉપરાંત ગામ ખાતાંની અને મુખ્ય કરીને પારસીઓને લગતી જાહેર બાબતો ઉપર અધિપતિએ ચર્ચા ચલાવવા માંડી. પેહલી ચર્ચા મરણ પછવાડેના મોટા તથા નકામા ખર્ચોને લગતી હતી. તે પછી મુંબઈ સમાચાર વજન પામવા લાગ્યું. બાદ પારસીઓની સભાવતો, ધર્મનાં કામો, જાણીતા આસામીઓના મૃત્યુ, દેશ પરદેશની ખબરો વગેરે પ્રગટ થવા માંડ્યાં.

મુંબઈ સમાચાર નિકળ્યા પછી કબીસાંને લગતી તકરાર ઉભી થઈ. સને ૧૮૨૬ ના જુલાઈ મહિનામાં ભરૂચના દસ્તુર અસપંદયારજી કામદીને "કદીમ તારીખ પારસીઓની કસર" એટલે કબીસો-જરથોસ્તી દીનમાં જાય જ છે તે માટે એક કેતાબ સુરતમાં છપાવી. એ તકરારને દફો આપવા મુલ્લાં ફીરોઝે મુંબઈ સમાચારના અધિપતિ મોબેદ ફરદુનજી પણ તેઓના શાગિર્દ હોવાથી એ બન્ને સાહેબોએ તકરાર ઓરતવાર રીતે ચલાવી એ તકરારને લીધે દર અઠવાડીયે સમાચારનું કદ વધીને બેવડું થવા માંડ્યું.

શેહેનશાહીઓ તરફથી દસ્તુર ફરદુનજી દોરાબજી જામાસ્પ આસાના, કે જેઓ દસ્તુર અસપંદયારના મુંબઈના આડત્યા હતા, તેઓએ મુલ્લાં ફીરોઝ સાથે તકરાર ચલાવવા "અખબારે કબીસે"નું શિલાછાપનું વર્તમાનપત્ર કહાડવા માંડ્યું. કદમીઓ તરફથી એ જ મતલબથી "એબતાલે કબીસે" નામે બીજું પત્ર કહાડવામાં આવ્યું.

તકરાર દહોડ વર્ષે એટલે ૧૮૨૭ ના વર્ષની આખરીએ બંધ પડી અને તે સાથે આ બે પત્રો પણ બંધ થયાં.

## ગુજરાતી વાંચવાનો પારસીઓનો શોખ

—એ તકરારે પેદા કરયો હતો. દશ વર્ષ સુધી દર અઠવાડીએ મુંબઈ સમાચાર નિકળતું રહ્યું હતું. બાદ તા. ૨ જી જાનેવારી ૧૮૩૨ થી તે દરરોજ એકેકા શીટ ઉપર છપાઈ બાહેર પડવા લાગ્યું. પણ એક જ વર્ષ તેમ ચાલુ રહ્યું. ૧૮૩૩ ના વર્ષની શરૂઆતથી તે અઠવાડીઆમાં બે વાર નિકળવા લાગ્યું. મોબેદ ફરદુનજી મરઝબાંનજીએ દશ વર્ષ સુધી મુંબઈ સમાચાર ચલાવ્યું હતું. જે અરસામાં તેમને ઘણી ખોટ અને નુકસાન આવ્યાથી તા. ૧ લી અકટોબર ૩૮૩૨ ને દિને તેઓએ તે શેઠો ખરશેદજી મેહેરજીભાઈ અને હોરમજી મેહેરજીને વેચ્યું હતું. તેઓના વંશમાં ચોત્રીસ વર્ષ સુધી તે રહ્યું. જે દરમ્યાન તા. ૧ લી નવેમ્બર ૧૮૬૦ થી તેના કદમાં વધારો કરી તે દરરોજનું કરવામાં આવ્યું હતું. તા. ૨૭ મી જુન ૧૮૬૬ થી તે હાલના માલેકના હાથમાં આવ્યું છે, અને પુરતા ટેકા તથા વજન સાથે એ પત્રે પોતાનું પોણી સદીનું પુરાતણપણું જાળવી રાખ્યું છે.

મરહુમ મોબેદ ફરદુનજી મરઝબાનજીના એક શાગિર્દ મોબેદ નવરોજજી દોરાબજી ચાનદારૂએ પોતાના એ ઉસતાદના હાથ હેઠળ સારો અનુભવ મેળવ્યો હતો, અને તા. ૧ લી

સપ્ટેમ્બર ૧૮૩૦ થી "મુંબાઈ વર્તમાન" નામનું એક અઠવાડિક ગુજરાતી પત્ર કાહાડવા માંડી ૧૩ માસ રહી તેનું નામ ફેરવી "મુંબઈના હલકારૂ અને વર્તમાન" કરી રાખ્યું હતું. જે પાછળથી અઠવાડીયામાં બે વારનું પત્ર કર્યું હતું.

૧૮૩૩ ના નવંબર માસમાં તેનું નામ ફેરવી 'મુંબઈના ચાબુક' કરી રાખ્યું હતું, જે અઠવાડીયામાં બે વાર પ્રગટ થતું હતું. એ પત્રમાં કેટલુંક સુધી પુર હિંમતથી સ્વતંત્ર લખાણ થતું હતું. એના લખનારે ગુજરાતી ભાષાની ઝમક વધારવામાં બહુ સારો હિસ્સો આપ્યો હતો. તેમ જ તેની પાસે વિશેષણો તો સુમાર વિનાનાં હતાં, જેનો ખ્યાલ 'ચાબુક" ના આગલા અંકોમાંથી લેજતદાર અલંકારીકલ્લખાણના માત્ર ચાર *ફકરાઓ વાંચી સંભળાવ્યાથી તમો બાનુઓ અને ગૃહસ્થોના મનમાં ઝટ આવી જશે. મી. નવરોજજી દોરાબજી ચાનદારૂએ એ "ચાબુક" પત્ર પોતાની હયાતીની આખેરી સુધી, ચલાવ્યું હતું. પણ પાછળથી તેની સ્થિતિ તથા વિચારોમાં કેટલીક ફેરફાર થયો હતો. "ચાબુક" નિકળ્યું તે જ દરમાયનમાં "જામે જમશેદ" નિકળવા માંડ્યું હતું. મરહુમ મી. પેશતનજી માણેકજી મોતીવાળાએ દર સોમવારે તા. ૧૨ મી માર્ચ ૧૮૩૨ થી એ પત્ર શિળા છાપમાં પ્રગટ કરવા માંડ્યું હતું. જે ૬ વર્ષ રહી બીબાંમાં છપાવા લાગ્યું અને તા. ૧ લી ઑગસ્ટ સને ૧૮૫૩ થી તે દરરોજનું ન્યુસપેપર થયું. તેના માલેક મુંબઈની પારસી પંચાયતના સેક્રેટરી હોવાથી પારસીઓને લગતી સઘળી ખબરો તથા જરથોસ્તી ધર્મને લગતી ઘણીક ચુનોચરા એ પત્રમાં શરૂઆતના જ આવતી હતી. તેના અધિપતિઓ તરીકે મરહુમ દસ્તુર એદલજી દોરાબજી સંજાના, મરહુમ મી. ડોસાભાઈ ફરામજી કરાકા મરહુમ મી. નવરોજજી ફરદુનજી વગેરે એ લાંબી મુદત સુધી કામ ચલાવ્યું હતું.

એ શરૂઆતથી જુના વિચારવાળા પારસીયોની લાગણીનું પત્ર ગણાય છે. "જામે જમશેદ" છાપખાનામાંથી સને ૧૮૩૮ થી "મુંબાઈ દુરબીન" નામનું એક અઠવાડિક પત્ર મી. નશરવાનજી ટેમુલજી તરફથી ચાલતું હતું, જે ૮ વર્ષ ચાલી બંધ પડ્યું હતું. તા. ૧ લી ઓગસ્ટ ૧૮૪૯ થી "સમાચાર દરપણ" નામનું દરરોજનું પત્ર મરહુમ મી. ખુરશેદજી નોશરવાનજી કામાની મદદથી મી. નવરોજજી ગાય તથા દસ્તુરો કેકોબાદ મીનોચેહેર મુલ્લાં ફીરોઝ અને અસપંદયાર ફરામજી રબાડીએ પ્રગટ કરવા માંડ્યું હતું. જે લગભગ ૨૦ વર્ષ ચાલી સને ૧૮૬૮ માં "અખબારે સોદાગર" સાથ જોડાઈ ગયું હતું. હવે "ચિતગ્નાન દરપણ" તથા "પારસી રીફોરમર" ની માત્ર નોંધ લઈ, આપણે "રાસ્તગોફતાર" પત્રની તવારીખ જોઇએ. એ પત્ર તા. ૧૫ મી નવેમ્બર ૧૮૫૧ ને દિને પખવાડિયાનાં પત્ર તરીકે અને બીજે વર્ષથી અઠવાડિક પત્ર તરીકે મરહુમ મી. ખુરશેદજી નોશરવાનજી કામાની સહાયતા હેઠળ આસિસ્ટંટ પ્રોફેસર ×દાદાભાઈ નવરોજજીની કલમથી લખાતું નિકળવા માંડ્યું હતું ૧૦ વર્ષ સુધી તેની માલેકી શેઠો ખુરશેદજી નોશરવાનજી કામા, ખરશેદજી રૂસ્તમજી કામા, ડોસાભાઈ ફરામજી કામા, શોરાબજી શાપુરજી બંગાળી, નવરોજજી ફરદુનજી અને

---

* ફકરાઓ બાપણુમાં આપ્યા નથી.

× હાલના આપણા હિંદના દાદા.

પેશતનજી રતનજી કોલાહને હસ્તક હતી, જેઓએ ૧૦ વર્ષના અરસામા રૂ. ૧૦,૦૦૦ ની ખોટ ખમી હતી મરહુમ મી. કરસનદાસ મુળજીવાળું "સત્ય પ્રકાશ" નામનુ હિંદુ પત્ર એ પત્ર સાથ સને ૧૮૬૧ મા જોડાયુ હતુ અને છેવટે તા ૮ મી સપ્ટેમ્બર સને ૧૮૬૯ ને દિને એ પત્રની માલેકી મેસર્સ બેહરામજી ફરદુનજીની કંપનીના હાથમા ગઈ હતી, જે હજી સુધી છે. એ પત્રે પારસીઓમા હિમતથી લખવાની પહેલ કાઢી, તથા ગુજરાતીમા લખાણ કરવાની એક નવી જ ઢબ તથા રૂઢી એ પત્રથી જન્મ પામી "અખબારે સોદાગર" તા ૧ લી જુન ૧૮૫૨ થી અઠવાડિયામા ૩ વાર વેપારી. ખબર અંતર પ્રગટ કરવા માટે મરહુમ મી. દાદાભાઈ કાવસજીએ પ્રગટ કરવા માડ્યુ હતુ, જે તા ૧ લી જાનેવારી ૧૮૬૦ થી દરરોજનું પત્ર થયુ હતું અને તે જ કુટુબમા હજી ચાલુ છે

મુબઈમાં રમુજી પત્ર તરીકે "પારસી પંચે ' તા. ૧ લી જાનેવારી ૧૮૫૪ થી દેખાવ આપ્યો હતો, અને તે મી દાદાભાઈ અરદેશર શેહેરીએ કાહાડવા માડ્યુ હતુ. એ પત્રની મતલબ જેઓ પોતાની જાહેર ફરજને બરાબર અદા નહિ કરે તેઓના સોગ કહાડી ચિતારવાની અને તે રીતે બીજાઓમા દાખલો બેસાડવાની હતી એ પત્ર દશ મહિના સુધી ચાલી બંધ પડ્યુ હતુ '૧૮૫૭ મા તે પાછુ સજીવન કરવામા આવ્યુ હતુ અને ૧૮૫૮ ના વર્ષના નવેબર મહિનાથી મી નશરવાનજી દોરાબજી આપ અખબારે પોતાને હસ્તક તે લીધુ હાલ તે "હિદી પંચ" ને નામે તેના કુટુબ તરફથી જ ચલાવવામા આવે છે. '૫૪ મા "આપ અખબાર' નામે અઠવાડિક પત્ર એમણે કાહાડ્યુ હતુ. ૧૮૬૨ મા મેસર્સ કરસનદાસ મુળજી અને નાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ "સત્ય દીપક" નામનુ અઠવાડિક પત્ર કાઢ્યુ. જે ચાર વર્ષ ચાલ્યુ હતુ એ પછી "બાગે નસીહત, ' દોસ્તે પારસી" બાનુઆન, "પારસી મિત્ર," "સૂર્ય પ્રકાશ," અને દોસ્તે હિદ, પત્રો નિકળ્યા હતા

૧૮૬૫ મા મુંબઈ સમાચારમાથી છુટા થનારાઓ સામે ' સૂર્યોદય " નામે પત્ર શેઠ મનચેરજી હોરમસજી કામાની સહાયતા વડે કાઢવામા આવ્યુ

પણ તે ત્રણ વર્ષમા બંધ પડ્યુ ૧૮૬૮ મા "લોકમીત્ર" પત્ર એ જ છાપખાનામાથી અઠવાડિયામા એકવાર પ્રગટ થયા બાદ ૧૮૮૯ થી તે બે વાર પ્રગટ થાય છે એ પછી સન્ડે રીવ્યુ, ધર્મદાપરસ્ત અને બોમ્બે ક્રોનીકલ પત્રો નિકળ્યાં, જે પણ થોડા ઘણા વરસ ચાલી બંધ પડ્યા

૧૮૭૧ મા "આર્યમિત્ર" નામનુ અઠવાડિક હિંદુ પત્ર નિકળવા માડ્યું હતું જે બંધ પડવા પછી, સને ૧૮૮૦ થી "ગુજરાતી" નામે પત્ર નિકળવા લાગ્યું, જે હાલ ઘણુ આગળ વધી બોહોળી ગ્રાહકી સાથે ચાલે છે સને ૧૮૭૪ મા "સત્યમિત્ર" નામનું અઠવાડિક પત્ર નીકળવા લાગ્યું જે બીજે હાથ બદલાઈ હજી સુધી ચાલુ છે છેલ્લે સને ૧૮૮૨ ની શરૂઆતમા મી ફરામજી કાવસજી મેહેતાએ "કયસરેહિંદ" પત્ર કાહાડ્યુ, જેમા થોડુંક પછી ઈંગ્રેજી આર્ટિકલો દાખલ થવા લાગી અને એ પત્ર હાલ મોટી ગ્રાહકી સાથે ચાલે છે.

મુંબઈમાં આજ સુધીમાં ૩૨ ઈંગ્રેજી અને ૪૧ ગુજરાતી વર્તમાનપત્રો પ્રગટ થયેલાં જણાય છે, જેઓનો મોટો ભાગ બત્રે ચ્યાર વર્ષની કારકીર્દી પછી બંધ પડ્યો હતો, એ સઘળાં ૭૪ પત્રો કાંઈ સારે હાથે લખાતાં નહિ હતાં. ઘણા ખરા તો બેવકૂફ હાથે લખાતા હતા. તારી મારી, ગાળાગલોચ અને લોકોની નીચ નિંદા એટલી હદ સુધી છપાતી હતી કે આજે તે વાંચતાં આપણને કમકમાટ છુટે. બાજે વખત તેના લખનારાઓને કાંઈ એવું પડતું. તો સારાં માણસોને "મરઘી ચોર" પોદરો, કાણોકકઈ, બટકીબલા, લંબારીકા, એકુ રોધી, વગેરે વગેરે વિશેષણો લગાડવામાં આવતાં હતાં. કેટલાક આગલા લખનારાઓની ઉતરતી પંકતીનો ખ્યાલ તમને આ ઉપરથી આવશે કે સને ૧૮૫૬ ના નવેમ્બર માસમાં એક પારસી અધિપતિએ રસ્તે બેઠેલા એક બપાજી મીઠાઈ વેચનારના ખુમચામાંથી બે લેવડી ઉપાડી ખટપટ થતાં તે મીઠાઈવાળાને મારવાથી તેને રૂ. ૨ નો દંડ થયો હતો, બીજા બે અધિપતિઓને રસ્તે ધાંધળ કરવા માટે દંડ થયા હતા. ૪૧ ગુજરાતી વર્તમાનપત્રોમાંથી ૩૨ ની હયાતી ખતમ થઈ છે અને હાલ ૯ હયાતી ભોગવે છે. જેઓ સારે હાથે ચાલનારા પત્રો છે. હલકી પંક્તિના પત્રોને બાદ કરીયે તો હું ખાતરીથી કહું છું કે ગુજરાતી વર્તમાનપત્રોએ આપણી દેશી કોમમાં ઘણા ફાયદા, સુધારા તથા વધારા કીધા છે જે સઘળા ફાયદા તથા સુધારા સઘળા લોકોને આઈનાની માફક રોશન છે. હું છેવટે એટલી જ પ્રાર્થના કરૂં છું કે, દેશના સુધારા તથા આગળ વધવાનાં મજબુત હથિયાર વર્તમાનપત્રોનો જય થાઓ. "*

નાગપુર,<br>મધ્ય પ્રાન્ત.<br>તા. ૨૨-૩-૧૯૦૯. } મન્વન્તરાય અભિરાય દુરકાળ.

---

* મિ. પોટનું ભાષણ.

# પ્રાસંગિક નોંધ.

મુંબાઇના 'મિલ ઓનર્સ એસોસિએશન'ના પ્રમુખ તરીકે, આપણાં સુતર કાપડનાં કારખાનાં વિષે બોલતાં, મિ. શન્જલભાઇએ નીચે પ્રમાણે આંકડા ટાંક્યા હતાઃ

૧૮૭૮ માં આપણા દેશમાં ૫૮ કારખાનાં હતાં;
૧૮૯૨ માં „ ૧૩૦ „ થયાં;
૧૯૦૮ માં „ ૨૨૪ „ થયાંઃ તેમાં ૬૭,૬૨૦ ત્રાકો, અને ૫૭,૬૪,૩૪૬ ફિરકીઓ હતી.

છેલ્લાં પંદર વર્ષમાં સેંકડે ૧૫૦ ટકા ત્રાકમાં અને ૭૨ ટકા સાળમાં વધારો થયો છે. આખા દેશની ત્રાકો પૈકી સેંકડે ૭૨ ટકા, અને સાળ પૈકી ૩૦ ટકા મુંબાઇમાં છે. કુલ ૧,૦૨૦,૦૦૦ આ ધન્ધામાં કામ કરતા તેને બદલે—૧૯૦૭-૦૮ માં આ ધન્ધા ઉપર સવા બે કરોડ માણસોનું ગુજરાન ચાલ્યું છે અને તે ઉપરાંત, લોઢવાના અને ગાંસડી બાંધવાનાં કારખાનાંમાં એક લાખ માણસ કામે લાગ્યાં છે.

ગયે વર્ષે આ કારખાનાંઓમાં સવા સત્તર કરોડ રૂપીઆની મૂડી રોકાએલી હતી (બાંધણી થાપણ એ ઉપરાંત જુદી એમ એકપત્રકાર તરફથી બતાવવામાં આવ્યું છે.)—જે પંદર વર્ષ ઉપરના આંકડામાં સેંકડે ૫૬ ટકા વધારો દર્શાવે છે. આટલું છતાં હજી આપણે ૨૬ કરોડ રૂપીઆનું વગરકાંતું રૂ પરદેશ ચઢાવીએ છીએ, અને ૪૮ કરોડનું કાપડ પરદેશથી વ્હોરીએ છીએ।

× × × × × ×

'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'-પત્રમાં એક આગળ પડતા મિલમાલેકે સુતર-કાપડનાં કારખાનાંઓની હાલની સ્થિતિ વિષે એક લેખ લખ્યો છે. તેમાં એ ગૃહસ્થે રૂની મોંઘવારી, પરદેશી માલનો જથ્થો, ચાંદી અને ચીનની હુંડીની કિંમતમાં ઘટાડો, હિન્દુસ્થાનના કેટલાક ભાગમાં પડેલો દુકાળ, અને અનાજની મોંઘવારીને લીધે મજુરીના દરમાં વધારો—એ મુખ્ય કારણોને પરિણામે એ ધન્ધાની મુંબાઇની મિલોના નફામાં નીચે પ્રમાણે ઉત્તરોત્તર ઘટ બતાવી છેઃ

| | | |
|---|---|---|
| ૧૯૦૫ માં નફો | ૩.૪૭ | કરોડ |
| ૧૯૦૬ માં „ | ૩.૧૪ | „ |
| ૧૯૦૭ માં „ | ૧.૮૫ | „ |
| ૧૯૦૮ માં „ | ૧.૩૧ | „ (½ કરોડ એજંટના કમિશન સુદ્ધાં) |

અનાજનો ભાવ ૪૦ ટકા વધી ગયો છે તેના કારણની તપાસ કરવાનું સરકારે કબુલ કર્યું છે. મિ. ગોખલેએ એવો મત દર્શાવ્યો હતો કે સરકાર વધારે રૂપીઆ પાડે છે તેથી ભાવ વધ્યા

છે. કરાંચીવાળા મિ. વેબે અને ઇકૉનૉમિક જર્નલમાં મિ. કીન્સે આ મતને ટેકો આપ્યો છે. પરંતુ હિન્દુસ્થાનના ખચાનચીએ પોતાનો અભિપ્રાય એવો જાહેર કર્યો છે કે પૃથ્વીના બધા દેશોમાં ચીજોના ભાવ વધ્યા છે, અને હિન્દુસ્થાને પણ હવે સોના નાણું સ્વીકાર્યું છે એટલે તે દેશોને અનુસરીને જ એના ભાવ રહેવાના. મિ. કીન્સ્ બતાવે છે કે આ અનુમાન ખરૂં નથીઃ કારણ કે ૧૯૦૩ થી ૧૯૦૭ સુધીમાં ઈંગ્લંડમાં અનાજનો ભાવ ૧૬ ટકા વધ્યો છે, અને હિન્દુસ્થાનમાં ૪૩ ટકા વધ્યો છે. સરકાર રૂપીઆ પાડવા બંધ કરે તો ભાવ નમે ખરા; પણ આથી એક મુશ્કેલી એ ઉત્પન્ન થાય કે રૂપીઆ પાડવાથી સરકારને ટંકશાળમાં જે નફો થાય છે—જેનું સોનું લઇને ભરી મૂકવામાં આવે છે—તે બંધ થઈ જાય; અને બીજું ચાંદીનો ભાવ બેશી જાય, એટલે ચીન સાથેના વેપારને ભારે ધક્કો પહોંચે—અર્થાત્ મિલોનો ખીલતો ઉદ્યોગ—જે અત્યારે કફોડી સ્થિતિમાં છે તે આ કરતાં પણ વધારે ભારે નુકસાનમાં આવી પડે. સરકાર દેશી કાપડ ઉપર લેવાતી જકાત કાઢી નાંખે અને પરદેશી કાપડ ઉપર દસ ટકા જકાત નાંખે એમ મિલવાળા માગણી કરે છે.

હજી આ ધન્ધો પડી ભાગ્યો ન કહેવાય કારણકે 'સ્ટેટ્સમન' પત્ર વિલાયતી કાપડની આયાતમાં ૮·૪૬ કરોડનો ઘટાડો અને પરદેશથી અત્રે વણાટ માટે આવતા સૂતરમાં ૧૦·૩૭ લાખનો વધારો, તથા સાંચાઓની આયાતમાં ૧૯૦૬–૦૭ કરતાં ૭૮ લાખ અને ૧૯૦૭–૮ કરતાં ૧૦ લાખ રૂ. નો વધારો બતાવે છે.

× × × × × ×

ટાઇમ્સ ઑફ ઇન્ડિયાના એક ખબરપત્રીએ જાપાનથી પત્ર લખ્યો છે તે વાંચતાં જણાય છે કે—જાપાનમાં આપણી પેઠે જ સગાં સંબન્ધીઓને ગુજરાન ચલાવવામાં મદદ કરવાની રીત છે અને તેથી બટકતા ભિખારીઓ થોડા જોવામાં આવે છે, અને તેઓને કામે લગાડવા માટે કાયદો રચવાની જરૂર જણાઈ નથી. વળી, પ્રજાના સેંકડે ૬૫ ટકા ખેતીના ધન્ધામાં રોકાએલા છે. પરંતુ આપણી અને એની વચ્ચે કેટલીક તફાવત છેઃ ત્યાંના લોકો એક ધન્ધામાંથી બીજા ધન્ધામાં સહેલાઈથી જઈ શકે છે; તથા ખેતીમાં રોકાએલા ૬૫ ટકામાંના ૨૦ ટકા ખેતી સાથે બીજા ન્હાના ન્હાના ધન્ધા પણ કરે છે, અને ખેતીની પદ્ધતિ પણ સુધરેલી અને શાસ્ત્રીય છે.

* * * * * *

કલકત્તાની આર્ટ સ્કૂલવાળા મિ. હૅવેલે હિન્દુસ્થાન રિવ્યૂમાં એક લેખ લખ્યો છે, તેમાં એમણે હાથે ચલાવવાની શાળોની મજબૂત હિમાયત કરી છે. આ જાતની શાળોમાં યોગ્ય સુધારો કરી એનું સંરક્ષણ કરવું કે જતે દહાડે વરાળ યન્ત્રની હરીફાઇમાં એ મરી જશે એમ ધારી એવા સાંચાઓનાં કારખાનાં તરફ જ સઘળું લક્ષ આપવું—આ એક મોટો પ્રશ્ન છે. મિ.

હૅવેલનુ એમ કહેવું છે કે હાથે ચલાવવાની શાળો હજી દેશમાં પુષ્કળ છે અને એનું સંરક્ષણ કરવું જોઇએ મિ. હૅવેલ કારખાનાં કરતાં કૌટુમ્બિક ઉદ્યોગ સ્વતન્ત્રતા વગેરે કારણસર વધારે પસંદ કરે છે. એ કહે છે કે વીજળીની મદદથી દરેક કુટુમ્બ છૂટો છૂટો માલ પણ કિફાયત ભાવે નીપજાવી શકશે અને મ્હોટાં કારખાના સ્હામે ટકી શકશે એમ મારી રીતે આશા પડે છે. ઑસ્ટ્રિયા વગેરે દેશોમા દરેક કુટુમ્બ પોતપોતાને હાથે ચલાવી શકે એવી શાળો છે અને તે ફતેહમન્દીથી કામ કરે છે. ત્યાંનાં ઘણા કુટુમ્બો કૃત્રિમ જ્વાહીર બનાવવાના હુન્નરનો બહોળો ધન્ધો કરે છે

*  *  *  *

કલકત્તામાં રહેતા અમેરિકાના કૉન્સલ જનરલે હિન્દુસ્થાનમા કપાસીઆના ઘીનો ધન્ધો કરવા પોતાના દેશી ભાઇઓને સલાહ આપી છે.

એના લેખમા આપણને દિલગીરી ઉપજાવે એવી મ્હોટી હકીકત એ છે કે છેલ્લા બે વર્ષમાં હિન્દુસ્થાનમાં દૂધના ઘીની કિંમત સેંકડે ૧૨૫ ટકા વધી ગઈ છે અને તેથી ઘણા ખરા ગરીબ લોકોને તો એ પૌષ્ટિક ખોરાક મળતો જ નથી પહેલા ઘી મોઘુ હતુ એટલુ જ નહિ પણ વિશેષમાં પરદેશ પણ તે મોકલી શકાતુ ૧૮૭૬–૭૭ ની સાલ સુધી એશિયાના પૂર્વ અને દક્ષિણ કાંઠે અત્રેથી વર્ષે દહાડે ૫૦૦ ટન ઘી ચડતુ, અને ૧૮૭૯–૮૦ મા ૧,૨૩૬,૪૩૩ રતલ ઘી ચડયાની નોધ છે. તેને બદલે ૧૯૦૭–૮ મા હિન્દુસ્થાને ૪,૦૬,૫૫૫ રતલ ઘી આયાત કર્યુ છે. આ મ્હોટા ફેરફારનુ કારણ શોધવાની અગત્ય જણાય છે

આ ધન્ધાનો લાભ આપણા પ્રાન્તમા પણ કેટલાક ગૃહસ્થોને જણાયો છે અને તેઓ તે માટે કંપની ઉભી કરે છે અમેરિકાના કૉન્સલ જનરલની સલાહ અમલમા આવે તે પહેલા આપણા લોકો ફતેહમન્દ થાય એમ અમે ઇચ્છીએ છીએ.

પણ આ હકીકત વાચતા અમારૂ હૈયુ ભરાઈ આવ્યુ કે દેશમાથી કેટલાક બધા ધન્ધા દિનપરદિન નાશ પામતા આવે છે। આર્થિક જાગૃતિની ઘણી જરૂર છે.

[ વસન્ત-ઑફિસ. ]

## સરિતા.

( હરિગીત. )

ભીની ઉષા છે વહી ગઈ, હજી રક્ત થોડાં વાદળાં;
પ્રતિબિમ્બ નાખે પાણીમાં, કરી મિશ્ર રંગો અવનવા.
ઉત્સાહીં પણ ગાંભીર્યધારી સુન્દરી સરિતા જતી;
અવલોકીં લીલા સૃષ્ટિની, મન મગ્ન કાંઈ થતી થતી.
કુમળા સમીરના સ્પર્શથી, પક્ષી મુદિત થઈ કલરવે;
ઝાકળ થકી લીલાં બનેલાં, વૃક્ષના ઓળા પડે.
તૃણ, પત્ર તુજ તન પર તરે, તેથી વધુ તું શોભતી;
નિશિ શ્યામતા સર્વે ધુએલી અધિક તેથી ઓપતી.
થઈ સ્વચ્છ ને આનન્દભીની, નિજ તરંગ ઉછાળતી;
ખળ ખળ થતા ધીમા અવાજે, ચળકતી ચાલી જતી.
વિશ્રાંતિ લેવાને મસે, બહુ ખગ કીનારે તરવરે;
ગુણહીન થઈ તુજ સંતતિનો ભક્ષ હર્ષે તે કરે.
પૃથ્વી તણા રસકસ ચુસી પૃથ્વીસમા ગુણ ધારતી:
નિજ ઉદર માંહિં અસંખ્ય પ્રાણી પોષતી ઔદાર્યથી.
કો મેલ તુજ જલમાં ધુએ, કદિ ક્રોધ તેથી નવ કરે;
કરીં પંક નીચે ઠારી દે કે, છોળથી હાંકી દીએ.
નિશ્ચય કરી જે નીસરી, તેમાં કદી નવ ચૂકતી;
નિયમિત રહી તુજ ક્રમ મહિં ઉત્સાહથી આગળ જતી.
બની આગ્રહી તું પ્રતાપ વાળી ટેક ધારી શોભતી;
તુજ શૌર્ય ને દાક્ષિણ્ય ભાળી, અવનિ આ સહુ ક્ષોભતી.
સિન્ધુપતિ ને જઈ મળી, આનન્દથી બહુ કંપતી;
ગુણના નિધી! અનુગુણ કીધી, છે ધન્ય એઉ દંપતી!
નિધી મહીં તન્મય થતી, સહુ નિજ સ્થિતિનાં કલ્પતી;
પુરવાસિનો ઘોંઘાટ સુણી, મગ્ન મગ્ન થતી જતી.

( માલિની. )

નહિં નહિં ખુશ થા તું, હર્ષઘેલી સરિતા!
નથી જન સહુ એવાં, તેથી ધીરી જરી થા.
જનની તવ કરી જે, હોય સૌની હમારી;
તું સમ ગુણ ગ્રહાના, દિવ્યતા ના સ્વીકારી.

નર્યાં નર્યાં ઉર રહેનાં નિર્મળાં તેજ જેવાં;
નર્યાં નર્યાં રસ ભીનાં, શુષ્ક છે વેણુ જેવાં.

નિયમિત નહીં રહેતાં, શૈર્ય ધારે ન અંગે,
નર્યાં નર્યાં જ સ્વધર્મી છે ન ઉત્સાહ અંગે.

પણ નજર કરી જો ! વ્યોમમાં રેખ પેલી !
કંઈ ધન વીંખરાયું, રક્તતા છે ઢરેલી.

દિનકર પુર પ્રકાશે, ઘેરતા જાય જ્યારે;
અગણ ગુણ સરિતા, મગ્ન થાજે તું ત્યારે !

બ્હેન ઉષા.

---

## રોહિણી-ચંદ્ર.

### ગઝલ.

વ્હાલા, મુંને પૂછો છો શું રોજ " શું દીઠું તેં મુજમાં " !
કહોને આપ જ પ્રિય પ્રાણ, તમે શું દીઠું છે મુજમા ? વ્હાલા૦ ૧

હું તો ઘેરાઈ, બંધાઈ ચોપાસ, નિરાધાર એકલી અહિં !
હું તો બ્હીલાઈ, છેદાઈ, ભેદાઈ, હવે રહ્યું શું મુજમા વ્હાલા૦ ૨

તજે સ્વજન ખીજે ! નીંદે દુર્જન, કુભાતિ દેખી !
સદા ભર્યાં આંસુ ! આ શું લુખ્યું ? રસ દેખો, કાં મુજમાં. વ્હાલા૦ ૩

નહિં કંઈ ગુણ, સુનામ, ન રંગીલી છબીલી હું જરી !
જેથી મોહ થાય, ઉપજે પ્રેમ એવું ભાસે શું મુજમાં ? વ્હાલા૦ ૪

વ્હાલા, નથી વનસ્પતિ અન્ય, હમતી તમને જોઈ—
કહિ કહિ કુમુદા, ચંદ્ર ! ચહો શું, લોભાઈ મુજમા ? વ્હાલા૦ ૫

*હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

---

* મમ્પાદક—રા. ગ. સુમનસ્ હરિલાલ ધ્રુવ.

## —ને.*

( હરિગીત. )

મુખ પર ધરીને પ્રેમ તું શું સ્મિત મધુર કરતી હતી!
" વ્હાલા! મ્હને ના વિસરશો " એવાં વચન વદતી હતી.
" છબિને હૃદયની સાથ રાખી સ્મરણ કરૂં હું આપનું
રે! આપનો વિયોગ એ કારણ મહા સંતાપનું." ૧

એ સ્મિત થકી, એ વચનથી, એ પ્રેમના ઉદ્દગારથી;
ત્હેં છેતર્યો, હું છેતરાયો, ને રહ્યો સુખમાં રમી.
ત્હેં જે કર્યું, ત્હેં જે કહ્યું, ત્હેં લખ્યું, તું જે હસી;
તે સર્વ માન્યું સત્ય, ને ત્હારી છબી ઉરમાં વસી. ૨

સાચો સુકોમળ સ્નેહ ત્હારા અન્તરે પ્રકટ્યો નથી,
મ્હારો વિયોગ જરાય ત્હારા હૃદયમાં ખટક્યો નથી;
તો પણ ઠગાયો હું, ઠગ્યો ત્હેં પ્રેમનાં વચનો થકી,
ઠગણી! ફરી ઠગ એક વેળા, એક વેળા ફરી! ફરી! ૩

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

* સેન્ડોરના એક કાવ્યના સ્મરણથી આ લખાયું છે. " હું ઠગાતો હતો, છતાં જ્યાં સુધી મ્હને ત્હારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો ત્યાં સુધી હું કેવો સુખી હતો; એ સુખ ગયું તે ગયું જ. ફરી એ આવશે નહીં." એટલો જ આ કાવ્યનો ભાવાર્થ છે. એથી વધારે ઉંડો અર્થ શોધવાનો નથી. મો. પા. દ.

# જૈન ધર્મ એ બૌદ્ધ ધર્મની શાખા નથી.

'મહુંમ પ્રસિદ્ધ ઇતિહાસકાર સર વિલ્યમ હંટર A Brief History of the Indian peopleમાં જૈન માર્ગ વિષે લખે છે કે —

"હિંદમાંથી પણ બૌદ્ધ માર્ગ છેક જતો રહ્યો નથી. તેના ઉત્તમ મતોમાંના ઘણા મત હજી હિંદુ ધર્મમાં સજીવન છે. વળી જૈન નામે એક વિશેષ પંથ તેણે પાછળ મૂક્યો છે"

ઉપલા લખાણ ઉપરથી જણાશે કે સર વિલ્યમ જૈન ધર્મને બૌદ્ધ ધર્મની શાખા માને છે. જૈન ધર્મ એ બૌદ્ધ માર્ગની શાખા નથી પણ એક સ્વતંત્ર પંથ છે અને બૌદ્ધ માર્ગની પહેલાંનો છે એમ હવે યુરોપીયન વિદ્વાનો પ્રોફેસર હર્મન જેકોબી, લોયમેન વગેરે સ્પષ્ટપણે જણાવે છે તથાપિ આપણે તે સંબંધમાં શિક્ષકોની જાણ માટે કેટલીક હકીકત અત્રે ધ્યાનમાં લાવવાની જરૂર છે. યુરોપિયન ઇતિહાસકારોને હાથે, આર્ય ધર્મના પરમ તાત્વિક વચનોનો આશય નહિ સમજવાથી, ઇતિહાસ લખવામાં કેટલીકવાર ગેરસમજુતી ઉભી થવાનો સંભવ છે. યુરોપીયન ઇતિહાસકારો જાણી જોઇને કદી પણ વિરોધકારક હકીકત લખે નહિ એ સ્વીકાર્યા છતાં જડવાદની સૃષ્ટિમાં ઉછરેલા એ વિદ્વાનો પોતાના આશય સાથે અન્યના આશયને અજાણતાં ગેરભેગ કરી દે એ શું બનવા જોગ નથી?

વિદેશીય વિદ્વાનો કેટલીકવાર ભૂલ ખાઈ જાય છે પણ આપણે હમણાં બતાવી શકીશું કે જૈન ધર્મ એ બૌદ્ધ ધર્મની શાખા નથી પણ એક સ્વતંત્ર અને પ્રાચીન પંથ છે

બૌદ્ધ ધર્મના અને જૈન ધર્મના વિશેષ સિદ્ધાંતો મળતા આવતા હોવાથી, બંને અહિંસા ધર્મને પ્રરૂપતા હોવાથી, ઇંદ્રભૂતિ (ગૌતમ) ગણધર અને ગૌતમ બુદ્ધના નામો એક સરખાં હોવાથી, શ્રાવક, શ્રમણ, અર્હંત, બુદ્ધ, સર્વજ્ઞ, તીર્થંકર, તથાગત વગેરે શબ્દો બંને ધર્મમાં સામાન્ય રીતે વપરાયેલા હોવાથી, બંનેએ કર્મનો નિયમ સ્વીકારી બ્રાહ્મણોની મોટા સહ જવાની મધ્યસ્થ સત્તાનો નાશ કરવાને પુરજોરથી પ્રયત્ન કરેલો હોવાથી, બંને ક્ષત્રિય વીરની લગત તે વખતના ધર્મ સામે એક સરખી હોવાથી, ધર્મ પ્રચારને માટે બંનેને લગભગ એક જ ક્ષેત્ર પ્રાપ્ત થયેલું હોવાથી—એ બંને ધર્મને એક માની લેવાની કેટલાક વિદ્વાનોએ ભૂલ કરી છે. પ્રમાણભૂત પ્રાચીન શોધકોએ હાલમાં સ્પષ્ટ બતાવી આપ્યું છે કે જૈન માર્ગ એ બૌદ્ધ માર્ગ કરતાં પ્રાચીન અને સ્વતંત્ર પંથ છે આ વિગતોમાં ઉતરતા પહેલાં બૌદ્ધ ગ્રંથોમાં આપેલી બુદ્ધના જન્મચરિત્રની કેટલીક હકીકત સંક્ષેપમાં આપણે જોઈ જઈએ

બુદ્ધ એ કપિલવસ્તુ નામે નેપાળની દક્ષિણમાં આવેલા નગરમાં ઇક્ષ્વાકુ કુળમાં જન્મ્યા હતા. (એ ગામને હાલ નગર ખાસ કહે છે ને તે ગોરખપુર પાસે રોહિણી નદી ઉપર આવેલું છે) બુદ્ધના પિતા રાજા શુદ્ધોદન શાક્ય ક્ષત્રી અંજન રાજાની મહામાયા અને પ્રજાવતી નામે બે કન્યાને પરણ્યા હતા. દેઢ ૪૫ વરસની ઉમરે મહામાયાને ગર્ભ રહ્યો. તે રાત્રે તેને સ્વપ્નું આવ્યું કે સ્વર્ગના ચાર દૂતો તેની ગજશય્યા ઉપાડી ગયા અને હિમાલયના શિખર

ઉપર એ શય્યાને મૂકી ત્યાં દિવ્ય સરોવરના પાણીથી સ્નાન કરાવી દિવ્ય વસ્ત્ર પહેરાવ્યાં અને રૂપેરી પર્વતના સોનેરી મહેલમાં સ્વર્ગીય શય્યામાં તેને સુવાડી. તે સૂતી હતી તેવામાં એક ઉત્તમ શ્વેત હાથી ત્રણ વાર મસ્તક નમાવી તેના ગર્ભમાં પેઠો. આટલું સ્વપ્નું આવ્યા પછી મહામાયા જાગી ગઈ. તેણે રાજાને સ્વપ્નનું વૃત્તાંત કહ્યું. તેણે ૬૪ જોશીઓને સ્વપ્નાનો અર્થ સમજવા માટે બોલાવ્યા. તેમણે તેમનો અર્થ એ કહી બતાવ્યો કે રાણીને મહા ધર્મધુરંધર પુત્ર થશે. અંતે સવાનવ મહિને વનમાં ફરવા ગયેલી મહામાયાને સાલ વૃક્ષની નીચે ઉભાં ઉભાં વસંત રૂતુની પુનમને દિવસે પુત્ર બુદ્ધનો પ્રસવ થયો અને ત્યાર પછી સાતમે દિવસે એ મહામાયા ગુજરી ગઈ. તેથી તે કુમારનું લાલન પાલન તેની ઓરમાન મા ગૌતમીએ કર્યું. બુદ્ધનો જન્મ થવાથી રાજાની સર્વ આશા સિદ્ધ થવાથી તેનું નામ સિદ્ધાર્થ પાડ્યું. બુદ્ધના જન્મ વખતે દેવતાઓએ આવી તેને વંદણા કરી અને કાલ દેવલરૂપી જમીને સ્વર્ગમાં ગયેલા ત્યાં દેવતાઓ આ જન્મ વખતે જે આનંદ કરી રહ્યા હતા તે જોયો અને તે વાત પૃથ્વી પર આવી શુદ્ધોદનને કહી. બુદ્ધના જન્મ વખતે કપિલવસ્તુમાં કોઈ દરીદ્રી રહ્યું નહિ, જેને જોઈએ તે મળ્યું. બુદ્ધને નાનપણથી જ વૈરાગ્ય ઉત્પન્ન થઈ ધીમે ધીમે તે વૈરાગ્ય કેમ વૃદ્ધિ પામ્યો તે સર્વ વાત બુદ્ધગ્રંથોમાં વિસ્તારથી લખી છે.

બુદ્ધને યુવાવસ્થામાં દંડપાણિની કન્યા ગોપા સાથે પરણાવ્યા. દંડપાણિ તેનો મામો થતો હતો. તેને એક રાહુલ નામે પુત્ર થયો. જરા, મરણ અને વ્યાધિનાં સંકટો જોવાથી રાજકુમાર બુદ્ધનો વૈરાગ્ય પ્રદીપ્ત થયો. તેણે ત્યાગી થવાની પિતા પાસે રજા માગી પિતાને પાર વગરનું દુઃખ થયું. ત્યાર પછી પિતાએ કુમાર નાશી ન જાય તેવી કંઈક તજવીજ કરી. નાનપણથી જ બુદ્ધને માટે તેના પિતાને ત્યાગી થઈ જશે એવી ફીકર પેદા થઈ હતી; તેની એ ચિંતા ખરી પડે એવું લાગવાથી તેના દુઃખનો પાર રહ્યો નહિ. છંદકને લઈ ઘોડા પર બેસી બુદ્ધ અરધી રાતે કપિલ વસ્તુમાંથી નાશી ગયા. શાકય રાજ્ય છોડીને વૈશાલી નગર ગયા ને ત્યાંથી તે મલ્લ રાજ્યમાં પેઠા. લગભગ ૪૫ ગાઉ સુધી ઘોડાપર બેશી અનોમા નદીને તીરે ઘોડેથી નીચે ઉતર્યા. અને છંદકને ઘોડો સ્વાધીન કરી કપિલવસ્તુમાં પાછા જવા ફરમાવ્યું. આ બનાવથી રાજા શુદ્ધોદન, માતા ગૌતમી, પતિપ્રાણા ગોપા, અને સગાં સ્નેહીએ વિલાપ કરવામાં બાકી રાખી નહિ. ગોપાએ તે દિવસથી ત્યાગિનીનો વેશ ધારણ કર્યો.

બુદ્ધ સાત દિવસ અનોમાને તીરે એક વનમાં રહ્યા. પછી કેટલેક દિવસે તે વૈશાલી નગરમાં ગયા ત્યાં કેટલોક વખત રહી પછી તે મગધની રાજધાની રાજગૃહમાં ગયા. ત્યાં હાલમાં જેને રત્નગિરિ કહે છે તેને આગળ પાંડવ શૈલ કહેતા હતા ત્યાં એક ગુફામાં બુદ્ધ રહ્યા. રાજા બિંબિસારને રક્ષકોએ ખબર આપવાથી તેણે બુદ્ધ કોણ છે તે જાણવા માટે અનુચરો મોકલ્યા ને બીજું કેટલુંક કહેવાની સાથે અનુચરોને કહ્યું કે જો તે મૂર્ત્તિ અંતરિક્ષમાં ઉડી જાય તો જાણજો કે તે જિન મૂર્ત્તિ છે. રક્ષકોએ શોધી કહાડેલી તેની ગુફામાં રાજા ગયો. ત્યાં વાતચીતમાં જણાઈ આવ્યું કે આ તો મારા મિત્ર શુદ્ધોદનનો પુત્ર છે. શુદ્ધોદન પાસે પાછો જવાને તેણે બુદ્ધને ઘણી વિનંતી કરી પણ બુદ્ધે તેનું માન્યું નહિ. બિંબિસારે તેને રાજ્યનો અર્ધ ભાગ ગ્રહણ કરવા કહ્યું તે પણ તેણે માન્યું નહિ. બિંબિસારે

(શ્રેણીક) કહ્યું કે જ્યારે આપ પરમ જ્ઞાન મેળવા ત્યારે રાજગ્રહીમા પધારી મને કૃતાર્થ કરજો આમ કહીને રાજા પાછો નગરમા ગયો બુદ્ધે પોતાના ૭ વરસમા બીજાની પાસેથી તથા જાત મહેનતથી ઘણુ જ્ઞાન મેળવ્યુ ઉરૂબિલ્વમા તેને તેના ભાગી ગયેલા પાચ બ્રાહ્મણ શિષ્યો આવી મળ્યા ૭ વરસ સુધી તો તેમણે ઉપસર્ગ સહન કરવામા અને ધ્યાનાવસ્થામા ગાળી નાખ્યા ૭ વરસમા એક દિવસ પણ ઉંઘ્યા નથી પણ ૭ વરસ પછી તેમને ધર્મસાધન માટે શરીરની રક્ષા કરવાનુ સૂઝયુ છે તે વખતે તેમણે સ્મશાનમા પડેલી મૃત સ્ત્રી ધાનુ એક તરફ પડેલુ વસ્ત્ર લઈ પહેર્યું બુદ્ધને સ્વપ્નુ આવેલુ કે દેવરાજ ઇંદ્ર ત્રણ તારની વીણા લઈ આ યા છે પહેના તા માથી કર્કશ શબ્દ નીકળ્યો બીજો તાર ન મ હોવાથી સ્વર જ નીકળ્યો નહિ ને ત્રીજામાથી ઘણો સારો સ્વર નીકળ્યો આ સ્વપ્નનુ શુ ફળ છે તે વિચારતા તેની નિરાશા ઉડી ગઈ તે ફરી ઉત્સાહી થયા અને જ્ઞાન મેળવવાનો પ્રયાસ ક વા માડયો ત્યાથી નીકળી તેને પ્રથમ સુજાતાને ત્યા ખી ભોજનથી પારણુ કર્યુ પછી તે નિર્જન જગ્યામા દુર્વાસન ઉપર પદ્માસન વાળીને બેઠા, એમ ધ્યાનસમાધિમા છેવે તેને વ ના ઝાડ નીચે અરૂણોદય વખતે કેવળ જ્ઞાન ઉપજ્યુ

મૃગદાવમા તેને આજીવક બ્રાહ્મણ દીન વદને મળ્યો (જેણે ગયાજીને રસ્તે બુદ્ધનો તિરસ્કાર કર્યો હતો) તે બીહગ ગામમા એક વાઘરીની કન્યા સાથે લપટાયો તેથી તેને એક પુત્ર થયો પણ આ આળસુ સાધુથી વાઘરીની કન્યા અસતુષ્ટ હતી અને વારવાર તેને મારતી તેથી તે ભાગીને બુદ્ધ પાસે આ યો બુદ્ધે તેને પોતાનો શિષ્ય સ્થાપ્યો પ્રથમના ત્રણ વરસ બુદ્ધે રાજગ્રહીમા ગાળ્યા વારવારના ઉપદેશથી તેનુ નવીનત્વ જતુ રહ્યુ તેથી લોકોએ તેના શિ યોને વારવાર અપમાનિત કરવા માડયા તેથી બુદ્ધ રાજગ્રહી છોડીને બીજે ગયા પિતાને મળવા કપિલવસ્તુ તરફ જતા માર્ગમા તે મલ્લ રાજ્યમા થોડા દિવસ રહ્યા અને તેમને બુદ્ધ પથમા મેળવ્યા કપિલવસ્તુમા નદ, રહુન વગેરે બધાઓએ તેની પાસે દીક્ષા લીધી આથી શુદ્ધોદનના દુ ખમા બાકી રહી નહિ શુદ્ધોદને ત્યા થી બુદ્ધ પાસે નિયમ કરાવ્યો કે કોઈના છોકરાને પિતા માતાની અનુમતિ વગર તારા સઘમા તુ દાખલ કરીશ નહિ પ્રસેનજીતના શાવસ્તિ નગર ત ફ જતા માર્ગમા તે વૈશાલીમા થોડા વખત રહ્યો અને પછી રાજગ્રહમા આવ્યો. ત્યાથી વૈશાલીના મહાવનમા આવ્યો ત્યા શાક્ય અને કળીઆ જાતના કજીઆની વાત સાભળી તેમને બુઝવવા ગયા રાજગ્રહીમા તેણે બિંબિસારની પટરાણી ક્ષેમા રાણીને આરજા કરી સ્ત્રીને મોક્ષની લાયક ઠરાવી ત્યાર પછી બુદ્ધ તીર્થંકર નામના હિંદુ દાસઓની સાથે ધર્મ સબધી વિચારોમા પ્રગટ થયા અને તેના નેતા પૂર્ણ નામે બ્રાહ્મણને હરાવ્યો જેતવનમા તેના શત્રુ બ્રાહ્મણ તીર્થંકરોએ તેને અપમાન પહોચાડવાને બારે તદબીર કરી હતી

બુદ્ધ પાસેથી જતા રહેલા તેના દેવદત્ત શિષ્ય અને બિંબિસારના પુત્ર અજાતશત્રુને બહુ બનતું તેથી એ અજાતશત્રુ (કોણિક) બુદ્ધની વિરૂદ્ધ થયો હતો તેણે તેના પિતા બિંબિસારનું ખુન કર્યું બિંબિસાર બુદ્ધનો પ મ ભક્ત હતો દેવદત્તે અજાતશત્રુની મદદથી બીજો પથ સ્થાપ્યો પણ દેવદત્ત થો । વખતમા ગુજરી જવાથી અજાતશત્રુ બુદ્ધને માનવા

લાગ્યો અને બૌદ્ધ ધર્મની વૃદ્ધિ કરવા લાગ્યો. પણ તેણે રાજ્યલોભથી બુદ્ધના મૃત્યુની એક વરસ પહેલાં બુદ્ધનું વિહારક્ષેત્ર શ્રાવસ્તી જીતી લીધું અને બુદ્ધના જન્મસ્થાન કપિલવસ્તુનો તથા તેના વંશજોનો નાશ કર્યો. ત્યાર પછી રાજ્યલોભથી અજાતશત્રુએ ઉજ્જિજય લોકોનો નાશ કરવાને તૈયારી કરી પણ તેમાં તેઓનું ઐક્ય તોડ્યા શિવાય તે ફાવ્યો નહિ. પછી તેણે રાજગૃહને બદલે ઉજ્જિયોને જીતી લેવામાં બાંધેલા કિલ્લા પાટલીપુત્ર કે પાટણામાં પોતાની રાજ્યધાની કરી. બુદ્ધ એક વાર પાટલીપુત્રથી ગંગા પાર થઈ કોટીગ્રામ ગયા હતા. પછી વૈશાલીના લીક્ષવિશ–વંશી રાજાએ બુદ્ધને જમવા નોતર્યો હતો તે તેણે નિમંત્રણ સ્વીકાર્યું નહોતું કેમકે તે પહેલાં તે અંબપાલી વેશ્યાને ત્યાં ભોજન કરવાને વચન આપી ચુક્યા હતા. ૮૦ મા વર્ષની ઉમરે તે વૈશાલીના પર્વતની તળેટીમાં બેલુર ગામમાં ગયા હતા. બુદ્ધે અંતકાળ સમે લાંબો વખત બોધ કર્યો. એ વખતે મલરાજાઓ તેને જોવા આવ્યા હતા. બુદ્ધે પોતાના બોધમાં શિષ્યોને એક ઠેકાણે કહ્યું હતું કે તમને ઠીક લાગે તેમ મેં ઘડી કાઢેલા કેટલાક નાના નાના નિયમો કાળને અનુસરી કાઢી નાંખવા પડે તો કાઢી નાંખજો. તેના મૃત્યુ પછી સાતમે દિવસે મલરાજગણે સુગંધી કાષ્ઠથી તેના શબને બાળ્યું અને તેની રાખ રાજગ્રહી, વૈશાલી, કપિલવસ્તુ, અલકાપુરી, રામગ્રામ, ઉત્પદ્વીપ, પાવાપુરી, કુશીનગર વગેરે સ્થળના શિષ્યો લઈ ગયા. તેના ઉપર આનંદ નામના શિષ્યનો અત્યંત રાગ હતો, તેને મૃત્યુ વખતે બુદ્ધે સારો ઉપદેશ આપ્યો હતો. એ વખતે વૈશાલી નગરમાં સાધારણ રાજતંત્ર ( સ્થાનિક સ્વરાજ્ય જેવું ) ચાલતું હતું એમ બુદ્ધ ગ્રંથોમાં લખ્યું છે. બુદ્ધે વારંવાર રાજગ્રહીમાં ચોમાસાં કર્યાં હતાં. કોંડાન્ય, આનંદ, અનિરૂદ્ધ, દેવદત્ત, સારીપુત્ર, મોદ્દગલાયન, વગેરે તેના શિષ્યો હતા. સારીપુત્રે દીક્ષા લીધા પછી એક ભિક્ષુક સમાજ સ્થપાઈ હતી તેને સંઘ કહેતા. સંઘની પવિત્રતા માટે જે સભામાં નિયમો ઘડવામાં આવ્યા હતા તે સભાનું નામ બૌદ્ધ ગ્રંથોમાં "શ્રાવક સન્નિપાત" લખ્યું છે. ને એ નિયમોને "પ્રતિમોક્ષ" કહ્યા છે.

જૈનોના ૨૪ મા તીર્થંકર શ્રી મહાવીર જે શ્રી બુદ્ધનાં સમકાલીન હતા તેમની સાધારણ હકીકત જૈન માર્ગે ગુજરાતમાં પ્રચલિત હોવાથી ઘણાઓના જાણવામાં હશે તેથી અહિં તેમનું ચરિત્ર આપી વિષય લંબાવવાની જરૂર જોઈ નથી.

હવે આપણે શ્રી મહાવીર અને શ્રી બુદ્ધની કેટલીક વાતો એકઠી તપાસીએ. મહાવીર કુંડ પર કુંડ ગ્રામકે ક્ષત્રિય કુંડનગરમાં સિદ્ધાર્થ રાજાને ત્યાં ત્રિશલાદે ક્ષત્રિયાણીને પેટે અવતર્યા હતા. આચારાંગ સૂત્રમાં કુંડ ગ્રામને એક સન્નિવેશ કહેવામાં આવેલ છે. ( સન્નિવેશ એટલે મોટી મોટી વણજારો કે સંઘને વિશ્રામ માટે ઉતરવાની જગ્યા. ) સિદ્ધાર્થ રાજા વૈશાલી નગરના ચેટક ( ચેડા ) રાજાના બનેવી હોવાથી વધારે વજનદાર થઈ પડ્યા હતા. બાંદરા જેમ મુંબાઇનું પરૂં છે તેમ કુંડ ગ્રામ એ વૈશાલીનું એક પરૂં હશે. આ વૈશાલી નગરી વિદેહ દેશમાં હતી. બુદ્ધ જે કોટીન ગ્રામમાં ગયેલા તે જ સિદ્ધાર્થનું કુંડ ગ્રામ. કોટીન ગ્રામથી બુદ્ધ વૈશાલી ગયા અને જ્ઞાત ક્ષત્રિય કે જેઓ નિર્ગ્રંથ ધર્મ ( જૈન ધર્મ ) પાળતા હતા તેના મુખીને પોતાના ધર્મમાં દાખલ કર્યો. વૈશાલીના સાધારણ રાજતંત્ર સંબંધે બુદ્ધ અને મહાવીર બંનેના

ગ્રંથોમાં લખાયું છે. પણ ચેડા રાજા વિષે બુદ્ધ પુસ્તકમા કાંઈ વૃત્તાંત પુરૂ પાડવામા આવ્યુ નથી ચેડા રાજા મહાવીર ભગવાનનો મામો થતો હોવાથી વૈશાલીના રાજ્યમા જૈન ધર્મે સારો ફેલાવો કર્યો હતો મહાવીર અને બુદ્ધે પોતપોતાના કુટુંબીઓને બોધ પમાડવા માટે સારી મહેનત લીધી હતી. શ્રેણિક રાજાના બૌદ્ધ અને જૈન બને ગ્રંથોમા યોગ્ય વખાણ કરવામા આવ્યા છે ચેલણાને પીઅરમા જૈન ધર્મનો પરિચય હોવાથી તેને બુદ્ધ ધર્મ માનનાર પોતાના દીકરા અજાતશત્રુ (કોણિક) ઉપર પ્યાર નહોતો બાપને મારી ગાદી ઉપર બેઠેલા અજાતશત્રુએ ચેડારાજા સાથે લડાઈ કરી તેનો દેશ મગધ સાથે જોડી દીધા પછી જૈન તથા બૌદ્ધ ધર્મને એ એક મોટુ ક્ષેત્ર પ્રાપ્ત થયુ હતું

વિદેહ મગધ અને અગ દેશમા મહાવીર સ્વામીએ પોતાની જીદગીનો ઘણો વખત ગાળ્યો છે એ દેશના રાજાઓ એમના ભક્ત હતા ઉત્તરમા ઠેઠ હિમાલયની તળેટી સુધી તેમણે મુસાફરી કરી હતી, જૈન ધર્મના બને પંથો (શ્વેતાંબરી ને દિગબરી) તેમને એક સરખા ભાવથી પોતાના છેલ્લા તીર્થંકર માને છે તેમણે મખલી પુત્ર ગોશાલો (બુદ્ધને મળેલો આજીવક બ્રાહ્મણ) કે જેણે આજીવક પંથ સ્થાપ્યો હતો તેના ઉપર વિજય મેળવ્યો હતો

યુરોપીયન વિદ્વાનો, જૈન અને બૌદ્ધ બને ધર્મમા મુખ્ય મૂળ તત્વ અહિંસા પ્રથમ ધર્મ છે તેથી, તથા કેટલાક નામો લગભગ એકના એક હોવાથી, એ બને ધર્મો એક હોવાનુ અથવા બુદ્ધની શાખા જૈન છે એમ માની લેવાને લલચાય છે બુદ્ધ ઇક્ષ્વાકુ કુળમા જન્મ્યા હતા તેમ મહાવીર પણ ઇક્ષ્વાકુ કુળમા જન્મ્યા હતા બુદ્ધને બે માતા હતી ત્યારે મહાવીરને પણ દેવાનંદા ને ત્રિશલા બે માતા હતી બુદ્ધની માને શ્વેત હાથીનુ સ્વપ્નુ આવ્યુ હતુ, તેમ મહાવીરની માને ૧૪ સ્વપ્નાનામાના ૧ લા સ્વપ્નામા શ્વેત હાથીનુ સ્વપ્નુ આવ્યુ હતું મહાવીરના સ્વપ્નપાઠકોમા મુખ્ય ૮ જોશી હતા ત્યારે બુદ્ધના સ્વપ્ન પાઠકોમા ૬૪ જોશી હતા બુદ્ધના તથા મહાવીરના બનેના જન્મ્યા પછી દેવતાઓએ વંદણા કરી હતી ને ઉત્સવ કર્યો હતો બનેના જન્મ વખતે નગરનુ કોઈ દરિદ્રી રહ્યુ નહોતુ બુદ્ધની સ્ત્રીનુ નામ યશોધરા હતુ ને મહાવીરની સ્ત્રીનું નામ યશોદા હતું બુદ્ધના ઓરમાન ભાઇનું નામ નદ હતુ ત્યારે મહાવીરના મોટા ભાઇનુ નામ નંદીવર્દ્ધન હતું મહાવીરના બાપનુ તથા બુદ્ધનુ બનેનું નામ સિદ્ધાર્થ હતું બુદ્ધ મામાની દીકરી પરણ્યો હતો, ત્યારે મહાવીરનો ભાણેજ જમાલી મહાવીરની દીકરીને પરણ્યો હતો. બુદ્ધનો આનંદ ને મહાવીરનો ગૌતમ બને સરખા રાગી હતા. બુદ્ધને તપસ્યામા જેમ સુંદર સ્વપ્નુ આવેલું તેમ જ મહાવીરને પણ કેટલાક સ્વપ્ન તેવી અવસ્થામા આવેલા વગેરે કેટલીક વાતો લગભગ મળતી આવે છે

આનો ખુલાસો એટલો જ છે કે હિંદુઓમા આજે પણ ઘણા કુટુબમા એક સરખા નામો પાડવામા આવે છે સમકાલીન ધર્માચાર્યોના સાંસારિક રીત રીવાજો એક જ જ્ઞાતિમા લગભગ સરખા હોય તેમા નવાઈ નથી આવુ મળતાપણુ જ્યારે ઘણુ થોડુ છે ત્યારે જુદાપણુ વધારે છે વળી બુદ્ધના ગ્રંથમા નિગ્રંથ સાધુઓ (જૈન સાધુઓ) ની હકીકત આવે છે એ જ બતાવી આપે છે કે બુદ્ધની પછી આ જૈન ધર્મ ઉત્પન્ન થયો નથી

બુદ્ધ ઇક્ષ્વાકુ વંશના શાક્ય કુળમાં જન્મ્યા હતા ત્યારે મહાવીર જ્ઞાતૃ કે નાયકુળમાં જન્મ્યા હતા. બુદ્ધ કરતાં મહાવીરે સખત ક્રિયા પાળી હતી. બુદ્ધના શિષ્યો અને મહાવીરના શિષ્યોનાં નામ એક સરખાં નથી. બુદ્ધ એ કપિલવસ્તુમાં જન્મ્યા હતા ને મહાવીર કુંડ ગ્રામમાં જન્મ્યા હતા. બુદ્ધનો જન્મ થયા પછી તેની મા મરી ગયાં હતાં ત્યારે મહાવીરની ભર યુવાની સુધી તેની મા જીવતાં હતાં. બુદ્ધે પોતાના પિતાની ઇચ્છા ઉપરાંત દીક્ષા ગ્રહણ કરી હતી ત્યારે મહાવીરે પોતાના માબાપની ઇચ્છાને માન આપી તેઓ ગુજરી ગયા પછી દીક્ષા લીધી હતી. બુદ્ધે પાછળથી શરીર સાચવવા વસ્ત્ર પહેરવા માંડયાં હતાં ત્યારે મહાવીરે દીક્ષા લીધા પછી ફરી કદી પણ વસ્ત્ર ધારણ કર્યાં નહોતાં. બુદ્ધે તપશ્ચર્યામાં ૭ વરસ ગાળ્યાં હતાં ત્યારે મહાવીરે સાડાબાર વરસ ગાળ્યાં હતાં. બુદ્ધે વસ્ત્ર પહેરવાં માંડ્યાં હતાં, ત્યારે મહાવીરે વસ્ત્રનો પરિત્યાગ કર્યો હતો. બુદ્ધ કુશીનગરમાં નિર્વાણ પામ્યા હતા ને મહાવીર પાવાપુરીમાં નિર્વાણ પામ્યા હતા. બુદ્ધની પહેલાં મહાવીર નિર્વાણ પામ્યા હતા. બુદ્ધે એક રાહુલ નામે પુત્ર થયા પછી દીક્ષા લીધી હતી અને મહાવીરે એક પ્રિયદર્શના નામે પુત્રી થયા પછી દીક્ષા લીધી હતી. એકનું ખરું નામ શાક્ય મુનિ હતું ત્યારે બીજાનું વર્ધમાન હતું. પાછળથી એક બુદ્ધના મુખ્ય નામે અને બીજા મહાવીરના મુખ્ય નામે ઓળખાયા હતા. બાકી જિન, અર્હત, સર્વજ્ઞ, સિદ્ધ, બુદ્ધ, મુક્ત વગેરે સામાન્ય નામો એ બંને ધરાવતા હતા.

બુદ્ધે કાળના ચાર મુખ્ય ને નાના આઠ ભાગ પાડ્યા છે ત્યારે મહાવીર દેવે કાળના બે મુખ્ય ભાગ ને ૬ નાના ભાગ પાડ્યા છે. બુદ્ધે બ્રાહ્મણોએ ચાર યુગની ગોઠવેલી પદ્ધતિ જ્યારે કાળવિભાગમાં દાખલ કરી છે ત્યારે મહાવીર પ્રભુએ રાત્રિ દિવસના સ્વાભાવિક ક્રમ ઉપરથી ઉત્સર્પિણી અને અવસર્પિણી એ બે મુખ્ય ભાગ પાડ્યા છે. બુદ્ધના સાધુઓ ભિખારીનાં વસ્ત્રો પહેરતા ત્યારે મહાવીરના સાધુઓ નહિ જેવાં અલ્પ વસ્ત્ર પણ પહેરતા અને દિગંબરી પણ રહેતા. જિનકલ્પી સાધુઓનો તો એ મુખ્ય આચાર હતો. બુદ્ધના યતિઓ ભુખરા લાલ રંગનાં કપડાં પહેરતાં ત્યારે શ્રી મહાવીરના યતિઓ ધોળાં વસ્ત્ર પહેરતા. બુદ્ધના યતિઓ બની શકે ત્યાં સુધી વનસ્પતિના ખોરાક ઉપર રહે છે, ત્યારે જૈનના યતિઓ તો હંમેશાં વનસ્પતિના ખોરાક ઉપર જ રહે છે. બુદ્ધના યતિઓ માથે વાળ રાખે છે ત્યારે જૈન યતિઓ તો હાથે લોચ કરી મુંડા કરે છે. નાનાં પ્રાણીઓની દયા માટે બુદ્ધ કરતાં શ્રી મહાવીરે ઘણું કર્યું છે.

બંનેનો વિચાર બ્રાહ્મણ કરતાં ક્ષત્રીઓને ઉંચા ગણવાનો હતો અને તેમાં બુદ્ધ કરતાં શ્રી મહાવીરે કાંઈક વિશેષ કર્યું છે. આ બંને પંથોની બ્રાહ્મણ ધર્મ સામેની લડાઇ એ જૂના અને નવા જમાનાના લોકોની લડાઈ જેવી હતી. બ્રાહ્મણ ધર્મે જ્યારે પોતાની જાતને જ ઉંચી ગણી હતી ત્યારે શ્રી બુદ્ધ અને મહાવીરે તો સર્વ જાતીને ધર્મમાં ભેળવવા માટે એક સરખી ગણી છે અને જે સળવળાટ બ્રાહ્મણ ધર્મમાં કેટલાંક વર્ષ થયાં ચાલતો હતો તેનો લાભ બંનેએ લીધો હતો.

બૌદ્ધ ગ્રંથોમાં નિગ્રંથ ( જૈન ) ધર્મનું નામ આવે છે પણ તેના સ્થાપનાર તરિકે જ્ઞાત

પુત્ર (મહાવીર દેવ) હતા એમ લખ્યું નથી. તેનું કારણ એ જણાય છે કે બુદ્ધની પહેલાં જૈન ધર્મ ચાલતો હતો. (શ્રી મહાવીર પહેલાં ૨૩ તીર્થંકર થઈ ગયા હતા) એ ચાલતા આવેલા ધર્મમાંથી શ્રી મહાવીરે સુધારો કરી અન્ય ધર્મના અત્યાચારને સખત ફટકો માર્યો. જૈનો ૨૪ તીર્થંકરને માને છે ત્યારે બૌદ્ધો ૨૫ તીર્થંકરને માને છે. બૌદ્ધ મત વધારે ઉત્સાહી અને કાર્યસાધક હતો અને જૈન મતનું વલણ તત્વચિંતન તરફ વધારે હતું. આથી બૌદ્ધ ગુરૂઓએ એ ધર્મને આખા એશિયામાં ફેલાવ્યો અને જૈન માર્ગ કાંઈ પણ ઘોંઘાટ કર્યા વગર હિંદની હદમાં જ ટકી રહ્યો. બૌદ્ધ મતમાં સાધુ સિવાય સંસારની ગોઠવણ નથી એમ સંસારીની યોજના નહિ રાખવાથી એ ધર્મ હિંદમાં એક વાર પડયા પછી ઉભો થઈ શક્યો નહિ. પણ જૈન ધર્મનાં સર્વ સ્થાનકો તો ચતુર્વિધ સંઘ (સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા) ની ગોઠવણથી આજે પણ આબાદ સ્થિતિમાં ઉભાં છે. બ્રહ્મ દેશનો બૌદ્ધધર્મી માછી માછલી પકડતી વખત મનમાં એમ બોલે છે કે હું કાંઈ માછલી મારતો નથી. હું તો તેને માત્ર પાણીની બહાર કાઢું છું, પછી તે તેના કુદરતી મોતે મરી જાય છે. હું જાતે મારૂં તો પાપ લાગે. આમ બૌદ્ધ ધર્મમાં દયા ઉતરી ગઈ છે. ચીનના બૌદ્ધો માંસ ભક્ષણ કરે છે. જૈનોની દયા અનુપમ છે.

શ્રી મહાવીરે ૪૨ વર્ષ ચારિત્ર પાળી ૭૨ વર્ષ પુરાં કરી ૭૩ મે વર્ષે નિર્વાણ પદ મેળવ્યું; ત્યારે બુદ્ધે ૫૦ વર્ષ ચારિત્ર પાળી ૮૦ વરસની ઉમરે એ પદ મેળવ્યું છે.

આમ સરખામણી કર્યા પછી વિદ્વાનોના આ વિષય સંબંધે કેટલાંક અનુમાન તપાસી બીજા વિદ્વાનોએ તેના આપેલા રદીઆનો સાર તપાસીએ. આથી કદાચ કોઈ કોઈ સ્થળે ચર્વિતચર્વણ જેવું થશે તો પણ એક ઘર કરી ગયેલી માન્યતા દૂર કરવા તેમ કરવું જરૂરનું છે.

જેઓ શ્રી મહાવીરને જ જૈન ધર્મના સ્થાપક ગણે છે તેઓ ભૂલ કરે છે. શ્રી મહાવીર એ ધર્મસ્થાપક નથી પણ ધર્મ સુધારક છે. જૈનના ૨૩ મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથના સંતાનીઆનું વર્ણન બૌદ્ધ ધર્મમાં પણ છે.

બૌદ્ધ અને જૈન ધર્મના વિરૂદ્ધમાં ગોશાળાએ આજીવિક પંથ સ્થાપ્યો હતો. શ્રી મહાવીર અને બુદ્ધ સમકાલીન હતા એમ ન માનીએ તો અથવા એ બંને એક જ હતા એમ માનીએ તો પછી ગોશાળો જે શ્રી મહાવીરનો મુખ્ય શિષ્ય હતો તે સમકાલીન મની ન શકાય. પરંતુ ગોશાળાની વાત બંને ધર્મનાં પુસ્તકોમાં આવે છે. બંને ધર્મ તે કાળે એટલે બુદ્ધના વખતમાં જો એક જ હોત તો ગોશાળાને એક જ ધર્મની વિરૂદ્ધમાં લડત ચલાવવાનું રહેત પણ ગોશાળાએ તો બંને ધર્મ વિરૂદ્ધ પોતાની લડત ચલાવી છે.

બુદ્ધ અને મહાવીર એક જ હતા તે વાત હવે ઉભી રહેતી નથી. મહાવીર થયા જ નહોતા એમ માની લેવું એ તો બુદ્ધના અને હિંદમાંના અન્ય લખાણોથી વિપરીત છે. મહાવીરના અસ્તિત્વનો ઈનકાર થઈ શકે તેમ નથી. ઉલટું બુદ્ધના અસ્તિત્વનો ઈનકાર કેટલેક સ્થળે કરવામાં આવ્યો છે. વળી કેટલાક એવી દલીલ કરે છે કે મહાવીરના મુખ્ય શિષ્ય ગૌતમ,

બૌદ્ધ ધર્મના સ્થાપક બુદ્ધ હતા. આપણે એ દાવાની તકરારમાં ઉતરવા માગતા નથી. અહીં કહેવાનું માત્ર એટલું જ છે કે બંને એક જ પુરૂષ નહિ પણ જૂદા જૂદા (સમકાલીન) ધર્મપ્રચારક હતા. બુદ્ધ જ્યારે બૌદ્ધ ધર્મની સ્થાપના કરવામાં રોકાયેલ ત્યારે શ્રી મહાવીરે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ જોઈ પ્રાચીન જૈન ધર્મને નવું રૂપ આપ્યું.

હવે આપણે શ્રી બુદ્ધ અને મહાવીરનાં જન્મ-નિર્વાણનાં વર્ષો ઉપર આવીએ. શ્રી મહાવીરનો જન્મ ઈ. સ. પૂર્વે ૫૯૮ માં અને નિર્વાણ ઈ. સ. પૂર્વે ૫૨૬ માં થયાનું જૈન ગ્રંથો કબૂલ કરે છે. પણ બુદ્ધના જન્મ-નિર્વાણનાં વર્ષો નક્કી કરવાને તેવાં સ્પષ્ટ સાધન નથી. કેમકે હિંદમાં તત્વજ્ઞાનનો ઇતિહાસ આપવાનો જૂના કાળમાં રિવાજ જોઈ લેવાય છે, પણ એ તત્વજ્ઞાનમાં સ્થાપકોનાં જીવન લખાયેલાં જડતાં નથી.

ચાઈલ્ડર્સની પાલી ડીકસનેરીમાં બુદ્ધના જન્મની સાલ ઈ. સ. પૂર્વે ૬૨૨ અને નિર્વાણની સાલ ઈ. સ. પૂર્વે ૫૪૩ ની આપેલી છે. પણ યુરોપના વિદ્વાનોએ જે નવી શોધ કરી છે તેમાં જણાવે છે કે આ સાલોમાં લગભગ સો વરસ ઓછાં કરવાં જોઇએ. તેઓ જન્મ-મરણની સાલો ૫૫૭ અને ૪૭૭ આપે છે. પરંતુ ડોકટર કનિંગહામ સીલોન અને બરમાના બુદ્ધ ગ્રંથો ઉપરથી બહુ બારીક તપાસ કરીને બુદ્ધના જન્મ નિર્વાણની સાલ ૫૪૪ થી ૪૧૮ ની આપે છે. ચંદ્રગુપ્તની નક્કી થયેલી સાલો સાથે આ સાલો મળતી આવે છે અને આપણે હાલ બીજાઓની પેઠે એ સાલને ખરી માનીશું. આથી જણાશે કે મહાવીરના સમકાલીન બુદ્ધ, શ્રી મહાવીરની પહેલાં થયેલ નથી; તો બૌદ્ધ ધર્મની શાખા જૈન ધર્મ શી રીતે હોઇ શકે? શ્રી મહાવીરની પહેલાં પણ જૈન ધર્મ ચાલતો હતો તે હવે આપણે બુદ્ધના ગ્રંથો પરથી જોઇએ.

બુદ્ધનાં પુસ્તકો વારંવાર મહાવીરને જ્ઞાતપુત્ર કહી નિર્ગ્રંથોના વડા તરીકે ઓળખાવે છે. નિર્ગ્રંથ એ જૈનોના સાધુઓનું જૂનું નામ છે. શ્રી મહાવીરના સમય પછી પણ એ નામ જૈનોના અર્થમાં વપરાતું રહ્યાનો પુરાવો અશોકનો ઈ. સ. પૂર્વેનો ૨૪૩ ની સાલનો લેખ પુરો પાડે છે. શ્રી મહાવીર પહેલાં ૨૫૦ વર્ષ ઉપર જૈનોના ૨૩ મા તીર્થંકર પાર્શ્વનાથ થયા હતા તેમનો પરિવાર શ્રી મહાવીરે સુધારેલા જૈન ધર્મમાં દાખલ થયાનું ઉત્તરાધ્યયન સુત્રમાં જણાવ્યું છે. બુદ્ધના અંગુતર નિકાય નામે ધર્મગ્રંથમાં નિર્ગ્રંથના કર્મ સિદ્ધાંત વિષે લખ્યું છે. કર્મની હકીકત, ક્રિયાવાદ, આ ક્રિયાવાદની હકીકત, દંડ, આત્માની નિરંજનતા, જીવદયા, પૌષધ કરનાર શ્રાવકો વગેરે જે હકીકત નિર્ગ્રંથ સંબંધે બૌદ્ધ ગ્રંથોમાં લખાયેલી છે તે સર્વે જૈન ધર્મને લાગુ પડે છે. વળી ચાર વ્રતને બદલે શ્રી મહાવીરે પાંચમા વ્રતની યોજના કરી. એ બધું એમ બતાવે છે કે બુદ્ધ પહેલાં નિર્વાણ પામેલા મહાવીરે જૈન ધર્મની સ્થાપના કરી નથી પણ જે જૈન ધર્મ અગાઉથી ચાલ્યો આવતો હતો તેમાં દેશકાળ મુજબ યોગ્ય સુધારો કર્યો છે.

તપશ્ચર્યાને જડવાદીઓ માત્ર કાયાકષ્ટ માને છે અને કહે છે કે બુદ્ધે એવું કાયાકષ્ટનું ધોરણ છોડી દીધું હતું. પણ એ વાત ખોટી છે. એટલુ ખરૂં છે કે જ્યારે બુદ્ધે તપશ્ચર્યાને

ગૌણપદ આપ્યું હતું ત્યારે મહાવીરે તપશ્ચર્યાને વધારે ઉત્તમ ગણી તેની જરૂરીઆત ભાર દઇને સ્વીકારી છે.

જૈનધર્મ બૌદ્ધધર્મની શાખા નથી પણ તે ત્યાર પછી નીકળેલો એક નવો પથ છે એમ જોઇ શકનારાઓને જે વિદ્વાનોએ યોગ્ય દલીલથી ઉત્તર આપ્યો છે તે તપાસી આ વિષય બધ કરીશું.

જૈનોએ વૈશેષિક તત્વજ્ઞાન ઉપરથી પોતાનો ધર્મ રચી કહાડયો છે એવી તેમની દલીલને ઉત્તર એ છે કે જૈનોએ ન્યાય, સાંખ્ય અને પૂર્વ મીમાંસાવાળી વૈશેષિક ફીલસુફીનો અભ્યાસ તો ઠેઠ હરિભદ્ર સુરિના વખતમાં એટલે છઠ્ઠા સૈકામા કરવા માંડયો હતો. ક્રિયાવાદ અક્રિયાવાદ, સત્કાર્ય, અસત્કાર્ય ઇત્યાદિ બાબતો મેળવવાથી જણાશે કે જૈન અને વૈશેષિકના સિદ્ધાતોમાં મોટો ફેરફાર છે. વૈશેષિકનુ તત્વજ્ઞાન એ બાબતમા જે કાંઈ કહે છે તે જૈન તત્ત્વજ્ઞાન કબુલ રાખતું નથી.

બૌદ્ધ પુસ્તકો પાલીમાં લખાયાં છે ત્યારે જૈન પુસ્તકો પાલી પછીની પ્રાકૃત ભાષામાં લખાયાં છે તેથી તે ધર્મ પાછળથી ઉત્પન્ન થયો એમ જેઓ દલીલ કરે છે તેમને હવે ઉત્તર આપીએ. જે કોઈ એવું સમજતા હોય કે જૈન શાસ્ત્રો જ્યારે લખાયા ત્યારે જ રચાયાં તો તેમણે તે માન્યતા દૂર કરવી. કેમકે જૈન સિદ્ધાતો ઘણા કાળ પહેલા રચાયા હતાં અને મુખપાઠથી યાદ પણ રાખવામાં આવતાં હતાં. પરંતુ એ સિદ્ધાતો જ્યારે પુસ્તકારૂઢ કરવામાં આવ્યાં ત્યારે જૈનોએ હમેશની રીત મુજબ તે વખતની પ્રચલિત ભાષામાં એ સિદ્ધાતો લખી કહાડયા તેથી કાંઈ એમ ઠરતુ નથી કે જૈનો પ્રાચીન નથી. દૃષ્ટાંત તરીકે સંસ્કૃત ભાષા સાક્ષર વર્ગે પાછળથી તૈયાર કરી તેથી તે ભાષામાં લખાયેલા ગ્રંથોમાના સિદ્ધાંતો શુ તે પહેલા તે તે ધર્મમાં પ્રચલિત નહોતા ? જૈનોએ કયા કાળમાં શાસ્ત્રો લખ્યા અને શા કારણથી લખ્યાં તે એક જૂદા વિષય તરીકે લખી શકાય તેવું છે.

જૈન ધર્મ અને બુદ્ધ ધર્મના ગ્રંથો વાંચનારાઓ, તે બેમા મોટામા મોટો તફાવત તપશ્ચર્યા વિષેનો જોઈ શકશે. બુદ્ધે જ્યારે માત્ર નીતિનો ઉપદેશ કરી તેમા જ મોક્ષની પ્રાપ્તિ માની છે ત્યારે મહાવીરે નીતિ ઉપરાત કર્મનાં દળીઆ કાપી નાખી નિઃકર્મ થવા માટે સખત તપશ્ચર્યા ઠરાવી આત્મિક શક્તિને ઘણી સારી રીતે ખીલવી છે. એક વિદ્વાન સંથાગ વિષે લખતાં સખત ક્રિયામાં જૈનો અને બૌદ્ધા બન્નેનો ભેદ બતાવી આપે છે. વળી બીજા એક વિદ્વાન પણ તપશ્ચર્યા સંબંધે જૈન બૌદ્ધની સ્થિતિ સરખાવી જૈનના પ્રાચીનત્વની પ્રશંસા કરે છે.

બુદ્ધે સખત તપશ્ચર્યાથી પરમજ્ઞાન મેળવ્યુ હતુ તેણે પાછળથી એવી સખત તપશ્ચર્યાને ગૌણ પદ આપી નીતિને પ્રધાન પદ આપ્યુ છે. જૈનોમાં પણ નીતિ પાળવા વારંવાર કહેવામાં આવ્યું છે પરંતુ એ પગથીએથી આગળ વધી તપશ્ચર્યાને પણ વખાણવામાં બાકી રાખ્યુ નથી. શ્રી મહાવીર ભગવાને કૈવલ્ય જ્ઞાનની પ્રાપ્તિ કરી તે સખત તપશ્ચર્યાનો જ પ્રભાવ છે. તપશ્ચર્યાનુ સેવન એ દેહેંદ્રિયના દમન માટે, આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે, ને આત્મિક શક્તિની ખીલવણી માટે અવશ્ય જરૂરનું છે. દેહાદિ દમવાથી એટલે જડ વસ્તુ-અજીવ ઉપર વૈરાગ્ય લાવી ચેતન જીવને ઓળખી સર્વ જીવ પર સમભાવ રાખવાથી ચૈતન્યનુ ખરૂં ભાન થાય છે

એમ જૈનો સારી રીતે સમજે છે. જે જે જૈનો પ્રબળ પુરૂષાર્થથી આત્મજ્ઞાન પામવાને અખંડિત ઉદ્યોગમાં મચી રહ્યા હતા, તેઓએ કૈવલ્ય પદની પ્રાપ્તિ કરી છે અને બીજાઓ પણ યથાકાળે તેવેજ રસ્તે કૈવલ્યની પ્રાપ્તિ કરશે. વિવિધ તપશ્ચર્યા વડે ઘન ઘાતી કર્મોનો નાશ કરી કૈવલ્યની પ્રાપ્તિ થયા પછી જ તીર્થંકરોએ જગતના જીવોને હિતકારક બોધ આપ્યો છે. સંસારમાં તેઓ નીતિવાન હતા એટલું જ નહિ પણ સંસાર ઉપરથી જ્યારે ભાવ ઉઠી જઈ વૈરાગ્ય પ્રાપ્ત થયો ત્યારે જ સંસાર છોડી આત્મ-અભ્યાસ માટે વનોપવન સેવવા ચાલ્યા ગયેલા. સંસાર છોડવો એટલે શું તે તેઓ બહુ સારી રીતે સમજતા હતા. એટલું કહી હવે વિરમીશું. ઇતિશમ્.

પોપટલાલ કેવળચંદ શાહ.

---

## ઉદ્દેશ્ય અને વિધેય.

( અનુસંધાન પૃષ્ઠ ૧૩૩ થી. )

### ( અધ્યાહારવિભાગકલ્પનોપસંહાર. )

(૨૨) અર્થાધ્યાહારના જ ખંડનથી ग અને ঘ ભેદો ખંડિત થઈ જાય છે. રા. નરસિંહરાવના જ કથનથી ख અને ग ભેદો આભાસાત્મક હોતાં ( પૃ. ૧૨ ) મિથ્યા જ છે. એટલે પરિશેષથી क રહે તે એકલ હોતાં વિભાગ કહેવાઈ શકાય નહિ. (૨૩) પુનઃ क અને ग ભેદને ' ખરા અધ્યાહાર ' ગણવામાં કારણ રા. નરસિંહરાવ જણાવે છે કે-" પ્રસ્તુત વાક્યમાં હાજર ન હોવાને લીધે પૂર્વગત વાક્યમાંથી શબ્દ અથવા અર્થ આણવાથી પ્રસ્તુત વાક્યના અર્થબોધની પૂર્તિ થાય છે, તે (क) અને (ग) માં. " ( પૃ. ૧૨ )

એ મત જો વાસ્તવિક ગણવામાં આવે તો—સંસ્કૃતમાં જે પાણિનિઆદિપ્રણીત સૂત્રાત્મક લેખો છે, અને ઇંગ્રેજીમાં કથાઓમાં પ્રકરણોનાં, અને ગુજરાતીમાં રા. નરસિંહરાવ આદિની કવિતાના આરંભમાં જે મથાળાં હોય છે, જેથી શાબ્દબોધ ઉત્પન્ન થતો મનાય છે, અને જેસારૂ ' પૂર્વગત નહિ એવા ' અનેક પદોના અધ્યાહાર કરવા પ્રાપ્ત થાય છે, તે સર્વને તિલાંજલિ જ પ્રાપ્ત થાય.

આથી વાચક વર્ગને પ્રતીત થશે કે વસ્તુતઃ પદ કે અર્થ પૂર્વોક્ત હોય કે ન હોય તો પણ શુદ્ધ અધ્યાહાર થઈ શકે છે. રા. નરસિંહરાવે મીમાંસકોના અર્થાધ્યાહારને અન્યથા સમજી અનપેક્ષિત નવીન વિભાગાદિમાં પ્રવૃત્તિ કરી છે; અને પોતે પ્રથમ લેખમાં પૂર્વોક્તિમાં જ અધ્યાહારના પ્રસંગને સંકુચિત કરેલો, તે સુધારી પૂર્વાનુક્તિનાં પ્રત્યક્ષ ઉદાહરણોને અવકાશ આપવા નવીન વિભાગોની કલ્પના કરી, પુનઃ ' પોતાના અર્થને પોતે જ આક્ષેપ વિષય કર્યો છે ' એમ કોઈ આક્ષેપ ન કરી શકે તેસારૂ પોતે જ તેને આભાસ જણાવી દીધા છે.

## ( અન્ય પ્રયોગો. )

(૨૪) " હાય ! હાય " ( પૃ. ૧૧ ) માંથી 'હુ દુઃખી છું' એ અર્થને વ્યંજનાનો વિષય ગણ્યો છે. પરંતુ " हा इति खेदे " એ કોશવાક્યથી જ 'હા' ની ખેદાર્થતા અભિધા શક્તિથી જ ગ્રાહ્ય થાય છે. એથી અત્ર અર્થગ્રહસારૂ વ્યજનારૂપ દ્રાવિડપ્રાણાયામનો શ્રમ વ્યર્થ છે. (૨૫) " મોતીલાલ " ( પૃ. ૧૨ ) રૂપ સંબોધનમા સંબોધન વિભક્તિનો જ વાચ્યાર્થ અભિમુખીકરણ થાય છે. ત્યાં પણ અભિધા શક્તિગમ્ય જ અર્થ છે. એ સંબધમાં, રા. નર સિંહરાવની કલ્પનાશક્તિ 'સુકર' ગઈ છે.

## ( અનુક્તિસ્વરૂપ. )

(૨૬) પૂર્વે કહ્યું છે તેમ 'અનુક્તિ' અભાવરૂપા હોવાથી તેને નિતાંત કે કેવલ નિતાંત એવાં પદોથી વિશિષ્ટ કરવી એ અશાસ્ત્રીય છે. કોઈ પણ જાતિની અનુક્તિ હોય પણ તે અનુક્ત પદની આકાંક્ષા સહજ પણ થાય તો તે અધ્યાહારવિષય થાય છે એટલે અનુક્તિને વિશિષ્ટ કરવામાં કંઈ પણ લાભ નથી.

(૨૭) ઘટમાનય એ ઉદાહરણમાં त्वं કેવી રીતે અનુક્ત છે એ સંબંધમાં વિવાદ છે તો તેવાને મધ્યબિંદુ કરી નિતાંતાદિ ભેદમાં ઉતરવું યોગ્ય નથી.

(૨૮) પુન કેવળ નિતાંત અનુક્તિના ઉદાહરણમાં 'નામ માત્ર'થી વસ્તુસિદ્ધિ થતી નથી. 'ઘોડો તો—' એ અર્ધોક્તિમાં રામાને–વક્તાને–તો સંપૂર્ણ શાબ્દબોધ છે. પરંતુ શ્રોતાને અર્ધોક્તિના કારણથી પૂર્ણ શાબ્દબોધોદય ન થતાં તે શ્રોતા શેઠ તુરત જ ' શું ? ' ઇત્યાદિથી સ્વ–આકાંક્ષાનું ઉત્થાપન કરે છે. તેના ઉત્તરમાં સેવક ગમાએ આકાંક્ષાની પૂર્તિ કરી જ હશે –અવાચક નહિ જ રહ્યો હોય––પરંતુ તે ભાગની રા. નરસિંહરાવે 'અનુક્તિ' કરી એ ઉદાહરણ 'કેવળ નિતાન્ત અનુક્તિ'નું કરી 'ઠોકી બેસાડ્યુ છે.' પ્રકૃત ઉદાહરણ માત્ર અર્ધોક્તિનું જ ગણાશે. અત્ર કેવળ નિતાંત અનુક્તિ કોઇને ઇષ્ટ હોય તો તે રા. નરસિંહરાવને જ હશે; શેઠ અને રામાને તો હોવી જ ન જોઇએ, નહિ તો આટલી પણ ઉક્તિ–પ્રત્યુક્તિ ન થાત. અર્ધોક્તિના પ્રસંગને 'કેવલ નિતાંત અનુક્તિ'રૂપે સમજણમાં ઉતારવું કઠિન પડે છે

(૨૯) અંતિમ ઉદાહરણ રાજા–વિદૂષકના સંવાદનું છે. (પૃ. ૧૭) તેમાં કર્તા અનુક્ત છે. રામા–શેઠના સંવાદમાં ક્રિયા અનુક્તા હતી. (પૃ. ૧૨ ) એથી એ સંબંધમાં જે કહેવાયું છે તે પ્રસ્તુતમાં પણ લાગુ પડે છે. સંક્ષેપમાં, આ પણ અર્ધોક્તિનુ ઉદાહરણ છે.

અત્ર પ્રથમ પંક્તિમાં કર્તૃપદના અધ્યાહારની આવશ્યકતા કોઈ નિર્વિકલ્પક કે સંશયાત્મક અર્થના નિર્દેશક પદનો અધ્યાહાર કરી પૂરાશે. જો એવા સ્થલોએ નિતાંત અનુક્તિનો જ આગ્રહ હોય તો વક્તાને જે નિર્વિકલ્પકજ્ઞાન આદિમાં થાય છે તેના અભાવનો અનિષ્ટ પ્રસંગ ગલેપતિત થશે.

(૩૦) એક પાસ ઘ નાં ઉદાહરણોમા 'નિતાંત અનુક્તિ' બતાવાય છે ( પૃ ૧૧

બીજી પાસ નિતાંત અનુક્તિમાં અધ્યાહારના પ્રવેશને 'વાજબી નથી' કહેવાય છે (પૃ. ૧૮) ત્રીજી પાસ ઘ ના ઉદાહરણોમાં અધ્યાહાર મનાય છે (પૃ. ૧૦.)

રા. નરસિંહરાવ જ લખે છે કે—"ઉક્ત કે અધ્યાહૃત ક્રિયા વિના, નિતાંત અનુક્ત ક્રિયાનું વાક્ય બને જ નહિ......અનુક્ત ક્રિયા હોય તો વાક્ય લંગડું રૂહે—એટલું જ ખરું છે." (પૃ. ૧૮.)

અત્ર ઘના ઉદાહરણોમાં વાક્યત્વ છે તેની કોઇથી ના પાડી શકાય તેમ નથી. રા. નરસિંહરાવના કથન પ્રમાણે તે 'લંગડું' ન રહે વાસ્તે ક્રિયાધ્યાહાર પ્રાપ્ત થાય છે, અને તેઓના મત પ્રમાણે તે ક્રિયાઓ 'નિતાંત અનુક્તિનો પ્રકાર' છે. (પૃ. ૧૧.)

આ વાક્યોના સમન્વયથી એક જ તાત્પર્યાર્થ નિર્ગલિત થાય તેમ છે તે એ કે "નિતાંત અનુક્તમાં પણ અધ્યાહારને પ્રવેશ છે."

રા. નરસિંહરાવ સ્વોક્તિવિરોધ વા સ્વપ્રતિજ્ઞાહાનિના ભયથી, તેને 'આભાસ' કહે તો તેથી સત્યવાક્યને અવાક્યત્વપ્રાપ્તિ રૂપ દોષ આવે છે, અને 'આભાસ ન' કહે તો તેમને ઇષ્ટ નિતાંત અનુક્તિમાં તેમને અનિષ્ટ અધ્યાહારના બલાત્ પ્રવેશથી અનિષ્ટપ્રાપ્તિપ્રસંગ આવે છે. એમ આ પ્રસંગમાં રા. નરસિંહરાવને ગળે ઉભયતઃપાશારજ્જુ પતિત થાય છે.

## (અન્ય ભાષાઓમાંથી પ્રમાણ.)

(૩૧) રા. નરસિંહરાવે અત્ર (પૃ. ૧૩) જે ઇંગ્લિશ ભાષામાંથી ઉદાહરણો આપ્યાં છે તે એકદેશી છે. નીચેનાં ઉદાહરણો પણ અધ્યાહાર (ellipsis) નાં સ્વીકૃત છે, અને તેમાં પૂર્વોક્તિનો અંશ પણ નથી. એથી રા નરસિંહરાવનું 'પોષક પ્રમાણ' સત્પ્રતિપક્ષિત છે.

Prythee, peace=I pray thee, hold thy peace અત્ર I, hold અને thy ત્રણ અધ્યાહૃત છે. અને તે પદો–શબ્દો–પૂર્વાનુક્ત જ છે.

Give you good night (Hamlet. 1. 1.) અહિં God એ અત્યુપયોગી અને રા. નરસિંહરાવના મતે નિતાંત અનુક્ત એવો શબ્દ અધ્યાહૃત છે.

સામાન્ય વપરાતા Thanks એમાં I offer you my એટલાં બધાં 'પૂર્વ' અનુક્ત પદો અધ્યાહૃત રહે છે.

(૩૨) આ પ્રસંગમાં પ્રથમ Psychology શબ્દનો પ્રયોગ કરી તેનો અર્થ માનસશાસ્ત્ર આપ્યો છે. એ ઉભય શબ્દોનો રૂઢાર્થ અને પ્રસિદ્ધાર્થ મનરૂપ પદાર્થના જ સ્વરૂપ, ધર્મો, નિયમો આદિનું નિરૂપણ જે શાસ્ત્ર કરે છે તે છે. એથી એ શબ્દનો અત્ર ઉપયોગ અયથાર્થ છે. એ નામ ઉપરથી ઉત્પન્ન વિશેષણના અર્થની વાત જુદી છે.

સર્વ ભાષામાં અધ્યાહારની વિદ્યમાનતા સ્વ–ભાવથી જ છે. અને તે વ્યાકરણનો અથવા શાબ્દબોધનો વિષય મનાયો છે. અધ્યાહારવિષયમાં 'મનની ક્રિયા' થાય છે તે ઉપરથી

એમ કહેવાનું હોય તો ભૂમિતિશાસ્ત્ર (Geometry) અક્ષરગણિત (Algebra,) આદિ પણ Psychologyમાં ગણાશે, જેમ થતું અજ્ઞાત છે.

## (અધ્યાહારની ઉત્પત્તિનું સૂક્ષ્મ કારણ.)

(૩૩) અવે વળી 'કેવળ નિતાંત' વિલક્ષણ ઉક્તિ આવે છે કે—' ખરા અધ્યાહારની ઉત્પત્તિનું સૂક્ષ્મ કારણ વાક્યમાં અમુક શબ્દ ઉપર ભાર છે.' (પૃ. ૧૩)

વસ્તુત અમુક શબ્દ ઉપર ભાર એ વિધેયતા કિંવા મુખ્યપદતા દર્શાવવા મુકાય છે. રા. નરસિંહરાવના ઉદાહરણમાં (પૃ. ૧૪) 'લાડુ' એ પદ અનધ્યાહત-ઉક્ત-રહે ને 'કેટલા' એ ઉપર ભાર મૂકી બોલવામાં આવે તો પણ સમાન જ અર્થ સરે છે. તેથી 'અધ્યાહાર' અને 'ભાર'ની વચ્ચે 'સગાઈ'ની કલ્પના અનાધાર છે.

અધ્યાહારમાં વાસ્તવિક સૂક્ષ્મ કારણ 'લાઘવ' છે. અને તન્મૂલક સાધારણ કારણો પુનરુક્તિનુ નિવારણ (પૃ. ૧૪,) સંક્ષેપપ્રિયતા (સૂત્રાદિમાં,) ભયાદિ (રા. નરસિંહરાવનાં ઉદાહરણો-ચોટ્ટા તો-ઈ૦,) અતિપ્રસિદ્ધતા (શ્રોતા-વક્તા ઉભય સંમતા,) અને ક્વચિત્ અજ્ઞાન પણ (ન્યૂનપદાદિમાં) યથાસંભવ હોય છે.

## ('બાકીના મુદ્દાઓ.')

(૧) ઉદ્દેશ્ય અને વિધેય એ શબ્દો ગુજરાતીમા વાપરવાની પ્રથમ સૂચના પોતે કરી હતી એ દર્શાવવું એ રા. નરસિંહરાવના પ્રથમ લેખની પ્રવૃત્તિનુ પ્રધાન પ્રયોજન હતુ, એ 'અપૂર્વતાનો હક' રા. નવલરામને સોંપાયો એટલે તે પ્રયોજન શાંત થઈ ગયુ.

(૨) 'ઉદ્દેશ્ય' શબ્દની મેહેતાજીઓને ઉદ્દેશી રા કમલાશંકરે આપેલી સમજણ—એ સંબંધમાં રા. નરસિંહરાવ આવે જણાવે છે કે તેના 'ફલિતાર્થને સંબન્ધે મતભેદ હમારા બેમા છે જ નહિ.' (પૃ. ૬) અર્થાત્ બીજા મુદ્દા સંબંધમા પણ 'ઝગડો' શાંત થયો.

'એ ફલિતાર્થ પ્રાપ્ત કરવાના ક્રમમાં ભેદ' રા. નરસિંહરાવ માને છે. યૌગિકાર્થ ઉપરથી ફલિતાર્થ પ્રાપ્ત કરવાનો ક્રમ શાસ્ત્રીય છે. પણ સામાન્ય પાત્રોની યોગ્યતા દૃષ્ટિમા રાખી રા. કમલાશંકરે પ્રવૃત્તિ કરેલી એ તથા પોતે એ શાસ્ત્રીય ક્રમને સંલગ્ન રહી પ્રવૃત્તિ કરી છે એમ કહેતા નથી તેથી, તેઓના લેખમા 'શિથિલતા' આવી હોય તો તે અરુંધતીદર્શનન્યાયથી વાંધો લેવા યોગ્ય ન ગણાય—તે અપરાધ ક્ષમ્ય જ છે.

મદીય પૂર્વલેખમાં ઉદ્દેશ્યના અર્થ 'વિચારવા યોગ્ય' સંબંધમા જે લખાયું છે તે સંબંધમાં કોઈ કદાપિ વિશેષ સ્પષ્ટીકરણ ઇચ્છશે. તે સંબંધમાં રા. નરસિંહરાવ 'એ જાણે પ્રાથમિક અર્થ, યોગાર્થ હોય એમ **ભાસ થાય છે**' એમ લખી, 'એમ પ્રાથમિક અર્થ તો કોઇયે જાણ્યો નથી' ઇત્યાદિ લખે છે. એ પણ 'ખેંચતાણ' જ છે. ગ. કમલાશંકરે તે

અર્થ 'યૌગિકાર્થ' રૂપે આપ્યો હોય એમ માનવા કોઈ કારણ નથી. આરોપ કરવામાં કોઈ પ્રતિબંધ કરે તેમ નથી.

ટેલર વ્યાકરણમાંથી જે અવતરણ અપાયું છે તે 'વાક્યવિન્યાસ' ( જે Analysis સ્થાનીય છે તે ) પ્રકરણમાં છે. એટલે તે અત્ર સંગત જ છે. ઉદ્દેશ્યના અર્થક્રમદર્શનમાં અધિકારિપરત્વે તો 'વિચારવા યોગ્ય' એ એક પદ ગણી શકાય તેમ છે, કારણ, 'સર્વ ભાષાને સમાન હેવા 'માનસશાસ્ત્ર' પ્રમાણે પણ, 'વિચાર' એ કોઈ પણ ઉક્તિ-ઉદ્દેશ્યની કે વિધેયની ઉક્તિ-થવામાં પૂર્વગત છે. જે 'વિચારવા લાયક' છે તે ઉદ્દેશ્ય અને 'જે વિચારાયું' તે વિધેય, એમ અર્થબોધ થવામાં મૂલાર્થક્ષતિકર કોઈ પણ જાતિનો બોધ થતો નથી. જે વિચારાયું તે કહેવાયું, એટલે જેને વિષે કંઈ કહેવાયું તે ઉદ્દેશ્ય એમ અર્થ ફલિત થઈ શકે છે.

રા. નરસિંહરાવનો આ અર્થ ઉપર આક્ષેપ, 'વિચારવાયોગ્ય' એ સામાન્ય સમજણ નહિ પણ યૈગિક અર્થ રૂપ આપ્યો છે એમ માની લઈ આરોપ કરવાથી, તથા સામાન્ય પાત્રોને ઉદ્દેશી જે કથનો હતાં તે ઉપર અસામાન્ય શાસ્ત્રીય દૃષ્ટિનો પાત કરવાથી, થયો હોય એમ ભાસ થાય છે.

(૩) ઉદ્દેશ્ય શબ્દનો રા. નરસિંહરાવે સુ-ધારેલો અર્થ—'સામાન્ય સમજુતી' માં તો શિથિલતા ક્ષમ્ય છે. પરંતુ શાસ્ત્રીય ક્રમથી અર્થનિર્દેશમાં સ્વલ્પ પણ સ્ખલન ભ્રાંતિજ્ઞાનને ઉત્પન્ન કરતું હોવાથી, તેવાં સ્ખલનો પ્રતિ 'આંખ્ય મીંચી' નાખવી યોગ્ય નથી.

(૪) રા. નરસિંહરાવ ઉપદેશે છે કે—' કોઈ પણ વિષયમાં અત્યંત દૃઢ સિદ્ધાંત કરી નાખનારાં વચનો વાપરવામાં જોખમ છે.' ( પૃ. ૬ ) પરંતુ તે ઉપર 'ક્રિયા પ્રાધાન્ય' સંબંધમાં લખતાં સ્વલક્ષ રહ્યું જણાતુ નથી, એ પૂર્વના લેખમાં દર્શાવ્યું છે.

એ વિષય સંબંધમાં આ નવીન લેખમાં વળી એક નવીન પ્રમાણ 'મ્હારા સંમાન્ય ગુરુ' રાજારામ શાસ્ત્રી બોડસે અમુક શીખવ્યું હતું એમ આણ્યુ છે. અહીં પણ મહાભાષ્યાન્તપાઠક પ્રસિદ્ધ વૈયાકરણના સંબંધમાં 'એ શાસ્ત્રીનું અજ્ઞાન હોય.' ( પૃ. ૬ ) એમ કલ્પના પ્રકાશ કરવામાં 'ધૃષ્ટતા' એક વાર અટકી નથી. 'વખતે મ્હારા સમજવામાં ખામી હશે' એ જે 'મોડો મોડો પણ સંશય' થયો છે એ જ આ વિષય સંબંધમાં નિશ્ચયાર્થ જણાય છે. વ્યાકરણના જ સંબંધમાં 'શબ્દવ્યુત્પત્તિકૌમુદી' જેવા ગંભીર નિબંધના લેખક મ. મ. રાજારામ શાસ્ત્રી વાક્યમાં ક્રિયા પ્રધાન છે એવું કોઈ મત શીખવવા ભૂલ કરે એ સર્વથા કલ્પનાને અગોચર છે.

## ( સિદ્ધાંતદર્શક ઉપસંહાર )

રા. નરસિંહરાવના લેખમાં જે અનેક ભ્રાંતિપ્રયુક્ત અને વિરુદ્ધાર્થ પ્રતિપાદક અંશો

જણાય છે તેમાંના બહુનો અધ્યપર્યંત, અન્યોને બ્રાન્તિનિવારણ સારૂ નિર્દેશ કરી, જેઓ વાદવિવાદના નહિ પણ માત્ર સિદ્ધાંતના જ જિજ્ઞાસુઓ છે તેઓ અર્થે, સંસ્કૃત શાસ્ત્રકારોએ બહુ ચર્ચા પછી જે સામાન્યતઃ સ્વીકાર કર્યો છે તે લક્ષમાં રાખી પ્રસ્તુત વિષયને સબદ્ધ કથાય છે

ચર્ચાનું મૂલ ઉદ્દેશ્ય-વિધેય સંજ્ઞાઓ હતી ત્યાંથી આરંભતાં, વાક્યપૃથક્કરણના વિષયમાં અન્ય કોઈ સંજ્ઞાઓ કરતાં એ પદો વિશેષ ઉચિત છે જેમ એક જ પુરુષ સંબંધ ભેદથી કાકો, મામો, માસો, આદિ પૃથક્ નામોથી વ્યવહારાય છે, તેમ જ સંબંધભેદથી વ્યાકરણમાં કર્તા ક્રિયાપદ આદિ સંજ્ઞાઓ, વાક્યપૃથક્કરણ, શાબ્દબોધ આદિમાં ઉદ્દેશ્ય વિધેય ઇત્યાદિ, કોઈ સ્થલેએ લક્ષ્ય લક્ષણ આદિ તે તે સારૂ પ્રવર્તે છે

'વાક્યપૃથક્કરણ' (Analysis) એ સંસ્કૃત સરણિમાં પ્રકારાન્તરે જ્ઞાત જ હતું, અને અપૂર્વ નવીન વિષય નથી, એ સંસ્કૃત શ્લોકોના અર્થ શીખવતાં જે અન્વયાદિ કરવાની પ્રાચીન શૈલી છે તેથી અને 'કથંભૂતી'-ટીકાઓમાં જે પ્રમાણે અર્થલાપનિ । ઉત્થાપ્ય આ (?)ગ્રામાં આવે છે તેથી પરિચિતોને સિદ્ધ કરી આપવું પડે તેમ નથી

ઉદ્દેશ્ય અને વિધેય એ સંજ્ઞાઓ પ્રતિયોગિ-સંજ્ઞાઓ હોવાથી તેઓના યથાર્થ સ્વાર્થ સારૂ પરસ્પરની અપેક્ષા રહેતી હોવાથી નિર્દુષ્ટ લક્ષણ ક્લિષ્ટ થાય એ સ્વાભાવિક છે તેથી સામાન્ય વ્યક્તિઓને ઇષ્ટ અર્થ અવગત થાય તેમ કરવા જતાં લેખમાં 'શિથિલતા' આવી જાય તો તે સજ્જનોથી દૂષણીય નથી

(૨) વાક્યમાં કર્તા ક્રિયાપદ આદિમાં પ્રાધાન્ય કોઇને નથી કારણ સ્વરૂપથી જ તેઓ પરસ્પરની આકાંક્ષા રાખે છે તેની ક્રિયાપદ અને ક્રિયાના આશ્રયભૂત કર્તા અને વિષયભૂત કર્મ એ ત્રણમાંથી શાબ્દબોધ સારૂ એકની ઉક્તિ થાય તો શેષ અન્યની આકાંક્ષા રહે છે જ અને તેમાંથી જે અનુક્ત હોય તેની શાબ્દબોધ સારૂ અધ્યાહારથી પૂર્તિ કરવી પડે છે એમ યથાસંભવ, કર્તા કર્મ કે ક્રિયાપદ કોઇનો પણ અધ્યાહાર થઈ શકે છે.

પૂર્વે કહ્યું છે તેમ અધ્યાહારમાં બીજ અનુક્તિ અને આકાંક્ષાનો સમુચ્ચય છે એથી ગમે તે પદનો અધ્યાહાર કરી લેવાતો નથી પરંતુ જેથી આકાંક્ષાપૂર્તિપૂર્વક યથાર્થ શાબ્દબોધ થાય તેવો જ શબ્દ જો અનુક્ત હોય તો તે અધ્યાહૃત કરવો પડે છે

શાબ્દબોધ શ્રોતા વક્તા ઉભયની બુદ્ધિને અધીન હોય છે એથી બહુ વાર સ્પષ્ટાર્થોમાં અમુક પદ અથવા બહુ પદો અધ્યાહૃત રહ્યા જાય છે કોઈ સ્થલે વક્તા બુદ્ધિપૂર્વક કોઈ પદ કે પદો 'અનુક્ત' રાખે (જેમકે રા નરસિંહરાવના ઘોડા અને વાઘના ઉદાહરણોમાં) તો ત્યાં નિતાંત અનુક્તિના ભ્રમક્ષત્રના પડવા જેવું નથી કારણ વસ્તુસિદ્ધ શાબ્દબોધ શ્રોતાને મોડો વહેલો ગમ્યોક્તિથી વા અધ્યાહાર વિધિથી પ્રાપ્ત થશે જ નહિ તો શાબ્દબોધ જ નહિ બને, અથવા શ્રોતાને સંશયાત્મક કે ભ્રમાત્મક શાબ્દબોધ થશે.

અધ્યાહૃત પદની પૂર્વોક્તિ કે પૂર્વાનુક્તિ (સ્વરૂપે કે રૂપાન્તરથી) અધ્યાહારના સ્વરૂપમાં કંઈ પણ વિશેષાધાયિકા કે ન્યૂનતાપાદિકા ન હોવાથી લક્ષણમાં તેને પ્રવેશ આપવો કે તન્મૂલક ભેદ કરવા એ અશાસ્ત્રીય પંથા છે.

જેને વિભક્ત્યાદિ લાગ્યાં નથી તે 'શબ્દ' કહેવાય છે. તે વિભક્ત્યાદિયુત થતાં 'પદ' કહેવાય છે. પદના સમૂહથી વાક્ય થાય છે. વાક્યથી અર્થબોધ એ ફલ છે. અર્થબોધ યથાર્થ અને અયથાર્થ હોય છે. વાક્યનાં અંગો અયથાર્થ વા દૂષિત હોય તો અયથાર્થ બોધ થાય છે.

વાક્યનાં પદોથી પદાર્થબોધ અને અનંતર સમુચ્ચયાત્મક શાબ્દબોધ થાય છે. તેથી શાબ્દબોધમાં ન્યૂનતા રહેતી હોય ત્યાં અમુક પદ-અર્થબોધની અપેક્ષા રહે છે. અર્થબોધની ન્યૂનતા તદ્બાચક પદોની ન્યૂનતાથી થાય. તેથી શાબ્દબોધ સારૂં જ્યાં આકાંક્ષા રહે ત્યાં પદાધ્યાહાર આવશ્યક થાય છે. તે અધ્યાહૃત પદના અર્થબોધથી શાબ્દબોધ નિષ્પન્ન થાય છે. કેટલાએકો તેને બદલે અર્થને જ આદિથી અધ્યાહૃત માની લે છે. એમ પદાધ્યાહાર અને અર્થાધ્યાહારનું અંતર છે, પરંતુ તેમાંનું કોઈ એક જ સ્વીકારવાથી ઇષ્ટસિદ્ધિ થાય છે.

એમ હોવાથી અધ્યાહારમાં પૂર્વોક્તિ કે અનુક્તિ મૂલક, શબ્દ કે અર્થ મૂલક, લક્ષણ કે વિભાગોની કલ્પના નિષ્પ્રયોજના નિષ્ફલા અને અગ્રાહ્યા છે.

નડીઆદ,
૮-૨-૦૭.

તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.

# ગુજરાતી નાટકો અને નવલકથા.

મુંબાઈની યુનિવર્સિટીનો પહેલવહેલો "કોનવોકેશન" સને ૧૮૬૨ ની ૨૮ મી એપ્રિલે ભરાયો અને સહુથી પહેલી બી. એ. ની પદવી મહાદેવ ગોવિન્દ રાનડે, રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર અને તેમના બીજા ૭ સહાધ્યાયીઓને આપવામાં આવી તે વખતે તે યુનિવર્સિટીના પ્રમુખ અને મુંબાઇના ગવર્નર સર બાર્ટલ ફ્રેયરે મુંબાઇની યુનિવર્સિટીનો આરંભ તા. ૧૮ મી જુલાઈ ૧૮૫૭ ના રોજ થયો ત્યારથી થયેલા શિક્ષણક્રમનો વૃત્તાન્ત દર્શાવતાં કહ્યું હતું કે ૧૮૫૯ માં પહેલવહેલી મેટ્રીક્યુલેશનની પરીક્ષા થઈ તેમાં હાજર થયેલા ૧૩૨ ઉમેદવારોમાંથી ફક્ત ૨૨ ફતેહમંદ થયા, અને એ પ્રમાણે ઘણી ઓછી સંખ્યા લાયક જણાવાનું કારણ મુખ્યત્વે એ હતું કે ઘણા ઉમેદવારો બીજા વિષયોમાં પ્રવીણ જણાયા છતાં તેમની માતૃભાષાનું તેમનું જ્ઞાન ઘણું અધુરૂં માલમ પડયું હતું. અને, યુનિવર્સિટીમાં દાખલ થવા ઇચ્છનાર વિદ્યાર્થીને સ્વભાષાનું જ્ઞાન અવશ્ય હોવું જોઇએ એવો આગ્રહ દર્શાવી તેમણે એ નવીન પદવીધારીઓને સંબોધન કરી કહ્યું હતું કે

"But while I trust that we may henceforward look for profound scholars among the educated Hindus and Parsees, I trust, that one of your great objects will always be to enrich your own vernacular literature with the learning which you acquire in this University."

"પરંતુ હવે શિક્ષણ પામેલા હિંદુ અને પારસીઓમાં પરમ વિદ્વાનો ઉત્પન્ન થશે એવી હું આશા રાખું છું તે સાથે હું એવી પણ આશા રાખું છું કે તમારૂં એક મ્હોટું લક્ષ્ય એ રહેશે કે આ યુનિવર્સિટીમાં તમે જે વિદ્યા પ્રાપ્ત કરો છો તે વડે તમારી સ્વભાષાના સાહિત્યને સમૃદ્ધિમાન્ કરવું."

ત્યારબાદ એ યુનિવર્સિટીના મકાનનો પાયો તા. ૨૯ મી ડીસેમ્બર ૧૮૬૮ ના રોજ નાંખવામાં આવ્યો ત્યારે તે વખતના પ્રમુખ અને ગવર્નર સર સીમર ફિટ્ઝજીરલ્ડે પણ આ જ પ્રકારની આશા દર્શાવેલી કે,

"For many years this University may fulfil its high mission—enable the youths of Western India to cultivate the great gifts of mind with which God has blessed them—enable them to take part not only in the Government of their country, but *enable them to take part in adorning* the literature of their country, and thus furnish another evidence of the vast benefits that always accrue from a liberal and enlightened Government."

"ઘણાં વર્ષો સુધી આ યુનિવર્સિટી પોતાનો ઉચ્ચ ઉદ્દેશ સફલ કરે—પશ્ચિમ હિંદુસ્તાનના યુવકો પોતાને ઈશ્વરે કૃપા કરી આપેલી મ્હોટી માનસિક શક્તિઓ કેળવે, અને પોતાના દેશના રાજ્યતંત્રમાં સામીલ થાય એટલું જ નહિં, પણ પોતાના દેશના સાહિત્યને શોભાયમાન કરે અને એ રીતે ઉદાર બુદ્ધિના તથા જ્ઞાનોદીપનવાળા રાજ્યથી કેવા વિશાળ લાભ થાય છે તેનું એવું વિશેષ પ્રમાણ દર્શાવે, આવું સામર્થ્ય યુનિવર્સિટી એ યુવકોને આપે."

આ પ્રમાણે, આ દેશના સાહિત્યનો વિકાસ કરવાની શક્તિ પ્રાપ્ત થાય એ ઉદ્દેશ યુનિવર્સિટીના શિક્ષણના આરંભથી લક્ષમાં રહેલો છે. વળી એટલું જ નહિં પણ આ દેશમાં યુનિવર્સિટીઓ સ્થપાયા પહેલાં પણ કેળવણીની વ્યવસ્થામાં એ હેતુ ઉદ્દિષ્ટ હતો. ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના ( Court of Directors ) અનુશાસક મંડળે તા. ૧૯ જુલાઇ ૧૮૫૪ ના રોજ હિંદુસ્તાનની કેળવણી વિશે મોકલેલા આજ્ઞાલેખમાં લખ્યું હતું કે

"As the importance of the vernacular languages becomes more appreciated, the vernacular literatures of India will be gradually enriched by translations of European books or by the original compositions of men whose minds have been imbued with the spirit of European advancement, so that European knowledge may gradually be placed in this manner within the reach of all classes of the people."

"આ દેશની ભાષાઓનું મહત્ત્વ વધારે સમજાતું જશે તેમ હિંદુસ્તાનની ભાષાઓનાં સાહિત્યમાં યુરોપનાં પુસ્તકોનાં ભાષાન્તરોથી વૃદ્ધિ થશે અથવા તો યુરોપના ઉત્કર્ષની ભાવનાથી પૂર્ણ થયેલા ચિત્તવાળા પુરુષોના સ્વતઃ કલ્પિત ગ્રન્થોથી આ દેશના સાહિત્યમાં વૃદ્ધિ થશે, અને એ રીતે યુરોપીય જ્ઞાન ધીમે ધીમે બધી જાતના લોકોથી પ્રાપ્ય થઈ શકશે."

ઇંગ્રેજી શિક્ષણના આરંભમાંની આ હકીકતને આજના વિષય સાથે સંબંધ એ છે કે ગુજરાતનાં નાટકોનું અને નવલકથાઓનું સાહિત્ય ઇંગ્રેજી શિક્ષણ દાખલ થયા પછી જ ઉત્પન્ન થયેલું છે અને ઇંગ્રેજી શિક્ષણને પરિણામે જ થયેલું છે. ગુજરાતી ભાષામાં નાટક અને નવલકથાના લેખનની સ્થિતિ ઉપર દૃષ્ટિ કરતાં ઇંગ્રેજી શિક્ષણથી ગુજરાતી સાહિત્યની વિવૃદ્ધિ થવાની જે આશા રખાઈ હતી તે કેટલે દરજ્જે પરિપૂર્ણ થઈ છે એ પણ જોઈ શકાશે.

આપણી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સ્થાપના યુનિવર્સિટીના પણ પહેલાં સને ૧૮૪૮ માં થયેલી છે અને ગુજરાતી ભાષા તથા સાહિત્યને ખીલવવાનો જ તેનો ઉદ્દેશ છે. પરન્તુ, નિસર્ગશક્તિવાળી કલ્પનામય કૃતિઓ ઇનામની હરિફાઇથી કે કરારથી બહુધા રચાતી નથી તેથી સોસાઇટીએ રચાવેલાં કે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોમાં નાટકો અને નવલકથાઓનું દર્શન થતું નથી. અને, સાહિત્યવૃદ્ધિનાં સામાન્ય બળો ઉપરથી એવી રચનાઓનું જે રૂપ બંધાયું છે તે આજ તપાસવાનું છે.

નાટકો અને નવલકથાઓને આ ઐતિહાસિક દર્શનમાં એકઠાં કરવામાં એક બીજી પણ અનુકૂળતા રહેલી છે. એ બન્ને પ્રકારની રચનામાં મનુષ્યોનાં કલ્પિત જીવનવૃત્તાન્ત આપવામાં

આવે છે બન્નેમા પાત્રો દ્વારા મનુષ્યોના લક્ષણ (character) ના બધારણનું દર્શન કરાવવામા આવે છે આ રીતે બન્નેમા વાર્તામય વસ્તુ (plot) હોય છે અને બન્નેમા જનસ્વભાવના ચિત્ર હોય છે આમ છતા પ્રાચીન સાહિત્યમા નાટકો ઘણા લખાયા અને નવલકથાઓ બીલકુલ લખાઈ નહિ એનું શુ કારણ?—એ પ્રશ્ન ઘણી વાર ચર્ચાયો છે અને તેના ઉત્તર પણ અનેક રીતે અપાયા છે ગ્રીસના તેમ જ હિંદુસ્તાનના પ્રાચીન સાહિત્યમા આ સ્થિતિ જોવામા આવે છે એ બન્નેમા નાટકોની રચનાનો ઘણો પ્રચાર તથા વિકાસ થયો છે અને તેમના સૂત્રો અને નિયમો પણ બહુ વિસ્તારથી તથા વિગતથી રચાયા છે પણ, નવલકથાની રચનાનો ઉપયોગ થયો નથી અને તેથી તેના સૂત્રો કે નિયમોનો પણ વિચાર થયો નથી. આનુ એક કારણ એ ધારવામા આવે છે કે નવલકથાના પુસ્તકો છપાવવાનું પ્રાચીનકાળમા સાધન નહોતું સાધારણ લોકસમૂહને વાચતા આવડતુ નહોતું અને છાપવાની કળા ન હોવાથી પુસ્તકો સખ્યાબધ રચાઈ શકે તેમ નહોતું પરતુ નાટકો તો ભજવી બતાવવામા આવતા અને તેથી ભણેલા અને નહિ ભણેલા સર્વ કોઇને તેનો લાભ મળી શકતો, સર્વ કોઈ તેને ઉત્તેજન આપી શકતા, અને એ કારણથી જનસ્વભાવનો ચિત્ર નાટકના આકારમા આપવાનું અન્યથા રોતુ વલણ થતુ પ્રાચીન સમયમા નાટકો લોકપ્રિય થવાનુ એ કારણ ખરૂ છે, પણ નવલકથાઓના અભાવનો એ ખુલાસો સતોષકારક લાગતો નથી પ્રાચીન સમયમા પુસ્તકો છપાવવાના સાધન નહોતા છાપવાની કળા નહોતી સાધારણ લોકને વાચતા આવડતું નહોતુ તે છતા નાટક સિવાય બીજી જાતના પણ પુસ્તકો લખાયા અને નવલકથાને એ અંતરાય શાથી નડયો એ સમજાતું નથી વધારે પ્રબળ કારણ તો એ જણાય છે કે સર્વ દેશોના સાહિત્યમા ગદ્ય કરતા પદ્ય ઘણુ વહેલુ રચાયુ છે, અને પદ્ય મ્હોડે રાખવાની સુકરતાને લીધે કવિત્વ વગરના વિષયો પણ પ્રથમ પદ્યમા રચાતા આને લીધે ગદ્ય સાહિત્યના ઉદ્ભવને પ્રાચીન સાહિત્યમા પદ્યના પ્રમાણમા થોડુ ઉત્તેજન મળતું નાટકોમા ગદ્ય અને પદ્ય બન્નેનો સમાવેશ થાય છે પરતુ, પ્રયોગ સારૂ તે સર્વ પાડે કરવાનું હોવાથી નાટકને બીજા ગદ્ય સાહિત્યની મુશ્કેલી નડતી નહોતી વળી કાવ્યોમા પદ્યમય કથાઓમા અને આખ્યાનોમા વાર્તાઓ પ્રકટ થઈ શકતી તેથી કેવળ વાતારસ ઉપજાવવા માટે કોઈ નવીન પ્રકારની રચનાની જરૂર જણાતી નહિ બાણભટ્ટે પોતાના અપૂર્વ બુદ્ધિપ્રભાવથી વાર્તા માટે નવુ રૂપ ઘડયુ હતું તેની 'કાદમ્બરી' એક વિશિષ્ટ પ્રકારની નવલકથા જ છે પરતુ તેના સમય પછી સસ્કૃત સાહિત્યની અવનતિ થઈ અને એ નમુનો અનુકરણ થયા વિનાનો રહ્યો

અર્વાચીન યુરોપમા નાટકોનું સ્થાન નવલકથાએ લીધુ તેનુ મુખ્ય કારણ એ છે કે આચારવિચારના આધુનિક સુધારાને લીધે રીતભાતો બદલાઇ અને લાગણીઓના બાહ્ય આવિર્ભાવ બદલાયા મનુષ્યલક્ષણની સાધારણ પણ ઝીણી ઝીણી અને જાતજાતની વિગતો નાટ્યપ્રયોગ કે કવિતાને સારૂ અયોગ્ય થઇ પડી તેના વિસ્તાર અને તેની સાધારણતા માટે પદ્ય જ ઉચિત જણાયુ નિત્યના વ્યવહારમા અનેક પ્રસગોની વિવિધતા દાખલ થઈ હતી વેપારથી, હુન્નરથી સૃષ્ટિવિજ્ઞાનની શોધોથી અને પ્રવાસથી જીવનવ્યાપાર નમુનાના અમુક વર્ગોથી બનેલો હોવા કરતા છુટક છુટક વિગતોના ભરાવવાળો વિશેષતાથી દેખાવા લાગ્યો હતો, અને

એ વર્તમાન સ્થિતિ મોહનો વિષય થઈ પડી હતી તેથી તેના વર્ણન માટે એક નવા પ્રકારની ગદ્યમય રચના નવલકથારૂપે ઉત્પન્ન થઈ. **नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम्।** 'ભિન્ન રુચિઓવાળા માણસોનું એક સરખું સમારાધન કરનાર (બધાને એક સરખી રીતે પ્રસન્ન કરનાર) તે નાટક છે, એ વસ્તુસ્થિતિ શ્રાવ્ય કવિતા સંબંધે નાટકની હતી. જુદી જુદી જાતનાં કાવ્ય પસંદ કરનાર સહુ કોઈને નાટકમાં પ્રસન્નતાનું કારણ મળતું. પરંતુ જીવનની ભિન્નતા બહુ વધી જતાં ભિન્ન ભિન્ન રુચિઓના સમારાધન માટે અનેક પ્રકારની નવલકથાઓ જરૂરની થઈ પડી. અલબત્ત, એ પણ લક્ષમાં રાખવાનું છે કે નાટકની ઘટના કરવી એ બહુ કુશળ કવિનું કામ છે. માત્ર વાર્તાનું વસ્તુ લીધાથી નાટક થતું નથી; સમસ્ત કાર્યની એકરૂપ કલ્પના કરી તેનું બીજ સ્થાપવું અને પછી તેનો ઉદ્ભેદ કરવો, અનેક અંગોની સંધિ કરવી, જનસ્વભાવનું આલેખન કરવું, અને રસનિષ્પત્તિ કરવીઃ એ સર્વ સિદ્ધિ મહાશક્તિમાન્ કવિથી જ થઈ શકે છે. અને એ જ કારણથી, પ્રથમ જેઓ વાર્તાઓ રચવા સારૂ કાવ્યના મંદ અનુકરણરૂપ કથાઓ અને આખ્યાનો લખતા હતા અથવા નાટકના મંદ અનુકરણરૂપ સંભાષણો લખતા હતા તેઓ નવલકથાના યુગમાં નવલકથાકાર થઈ ગયા છે. સામાન્ય શક્તિના લેખકો સહેલા માર્ગ તરફ ઝટ વળી જાય છે. નાટકનું કવિત્વ વિરલ છે અને દરેક જમાનામાં પ્રકાશમાન થતું નથી, એ પણ નાટકોનો જથ્થો પ્રમાણમાં નાનો હોવાનું કારણ છે. જર્મનો એમ માને છે કે તેમની પ્રજામાં શેક્સપિયર હજી ભવિષ્યમાં થવાનો છે.

ઉપર કહ્યું કે ગુજરાતી ભાષામાં નાટકો અને નવલકથાનું સાહિત્ય ઈંગ્રેજી શિક્ષણના આરંભ પછીનું જ છે. એ સંબંધે શંકા થશે કે 'પ્રાચીન' ગુજરાતી સાહિત્યમાં પ્રેમાનન્દનાં નાટકો મળી આવ્યાં છે. પ્રેમાનંદે અગીઆર નાટકો લખેલાં કહેવામાં આવે છે, પણ તેમાંના ત્રણ જ હાલમાં હાથ લાગ્યાં છેઃ 'રોષદર્શિકાસત્યભામાખ્યાન,' 'પાંચાલીપ્રસન્નાખ્યાન' અને 'તપત્યાખ્યાન'. પ્રેમાનન્દે એ ગ્રન્થોને 'આખ્યાન'નું જ નામ આપ્યું છે. પરંતુ તે સંસ્કૃત સાહિત્યગ્રન્થોના નિયમાનુસાર થયેલાં નાટકો છે. વિનયથી પ્રેમાનન્દ પોતાને 'કવિ' નહિં પણ 'ભટ' કહે છે અને પોતાની કૃતિઓને 'કાવ્ય' કે 'નાટક' નહિં પણ 'આખ્યાન' કહે છે. પ્રેમાનન્દનાં આ નાટકોથી ગુજરાતી ભાષામાં નાટકનું સાહિત્ય થયું નથી અથવા સાહિત્ય પર બીજી અસર થઈ નથી એ સુવિદિત છે. આ ત્રણ નાટકો વડોદરામાં હાથ લાગ્યાં ત્યાં સુધી પ્રેમાનન્દે નાટકો લખ્યાં છે એ વાત પણ જાણવામાં નહોતી. તેનાં બાકી રહેલાં નાટકોનાં નામ પણ હજી જાણવામાં નથી. પ્રેમાનન્દના ઘણા શિષ્યો હતા, છતાં તેમાંથી કોઈએ નાટક લખવા પ્રયાસ કર્યો નથી અને પ્રેમાનન્દ પછી બીજા કોઈ પ્રાચીન કવિઓએ પણ એ દિશામાં કલમ ચલાવી નથી. એ રીતે પ્રેમાનન્દે વાવેલો છોડ ગુજરાતી ભાષામાં ઉગ્યો નહિં. પ્રેમાનન્દનાં કાવ્યો બહુ લોકપ્રિય થયાં છે. સાધારણ વ્યવહારની વાતચિતમાં તેમાંથી ઉદાહરણ લેવાય છે. જુના લેખકોએ તેનાં કાવ્યોનાં અનુકરણ કર્યાં છે અને અર્વાચીન લેખકોએ તેમાંથી ઉતારા કર્યા છે. પરંતુ તેનાં નાટકોની એવી છાપ લો઼ા ઉપર કે સાહિત્ય ઉપર બીલકુલ પડી નથી. પ્રેમાનન્દના પહેલાં પણ ગુજરાતી ભાષામાં કોઈ નાટક-

કાર થયા નથી. ગુજરાતી ભાષામાં ગ્રન્થો થવા માંડયા તે પહેલાં પંડિતોનો શોખ વ્રજભાષાના સાહિત્ય તરફ હતો, પણ, તે સમયમાં તે ભાષામાં નાટકો થયેલાં જાણવામાં નથી. આ કારણોથી પ્રેમાનન્દનાં ત્રણ નાટકોથી ગુજરાતી ભાષામાં નાટકોનું સાહિત્ય થયેલું ગણી શકાતું નથી. તેની કાંઇ પણ છાયા કે અસર વિના હાલનું નાટકસાહિત્ય ઉત્પન્ન થયું છે.

હાલનાં નાટકો રચાયાં તે પહેલાં આ પ્રાંતમાં ભવાઇની સંસ્થા હતી, પણ તેનું કાંઇ સાહિત્ય નહોતું. 'ભવાઇ સંગ્રહ'નું પુસ્તક લખાયું ત્યાં સુધી ભવાઇના બધા વેશ ભવૈયાઓને મહોડે જ રહેલા હતા. એ રચનાઓમાં કવિત્વની કે કલાની કંઇ પણ ખુબી નથી. તેની શૈલી સંસ્કાર વગરની છે અને ભાષા ગુજરાતી, મારવાડી અને હિંદુસ્તાનીના અશિષ્ટ મિશ્રણની બનેલી છે ભવાઇઓ કોણે રચી તે પણ જાણવામાં નથી, પરંતુ તેમાંનાં પદ્ય જુદા જુદા કર્તાઓની કૃતિઓમાંથી સંગ્રહ કરી લીધેલાં છે એમ જણાય છે. સંસ્કૃત નાટકોમાં સૂત્રધારને તેના નટો ભાનાર્થે 'ભાવ' કહેતા તે પ્રયોગ ઉપરથી 'ભવાઇ' અને 'ભવૈયો' શબ્દ થયા છે એમ મર્હુમ હરિલાલ હર્ષદરાય ધ્રુવનું માનવું હતું. પરંતુ, એ સિવાય સંસ્કૃત નાટકોની રચનાને અને ભવાઇઓને કાંઇ બીજો સંબંધ જણાતો નથી, અને હાલનાં નાટકોને અને ભવાઇઓને પણ કાંઇ સંબંધ નથી.

નાટકનું સાહિત્ય ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પુષ્ટિ પામ્યું નથી એમ પ્રથમ કહ્યું છે. પરંતુ, એક વિચિત્ર હકીકત એ છે કે, ગુજરાતી ભાષામાંનું હાલનું સહુથી પહેલું નાટક ગુજરાત વર્નેક્યુલર સોસાઇટીની ફરમાશથી લખાયું અને તે મંડળ તરફથી પ્રસિદ્ધ થયું હતું. એ પુસ્તકનું નામ "લક્ષ્મી નાટક" છે અને તે સને ૧૮૫૧ માં કવિ દલપતરામને રૂ. ૫૦ નું ઇનામ આપી રચાવ્યું હતું. ગ્રીક નાટકકાર એરિસ્ટોફેનિસના "પ્લુટસ" નામે નાટકના અંગ્રેજી ભાષાન્તર ઉપરથી મિ. ફાર્બસની સહયતાથી એ રચેલું છે. ગ્રીક પુરાણોમાંના ધનપતિ "પ્લુટસ"ને ઠેકાણે ગુજરાતીમાં "લક્ષ્મી" ને આણી છે. પણ પ્લુટસ પેઠે લક્ષ્મીને આંધળી કલ્પવામાં પ્રસિદ્ધિવિરોધનો દોષ રહેલો છે. સમસ્ત નાટક નીતિબોધક અને તત્ત્વની મૂર્તિઓરૂપ પાત્રોવાળું રૂપક (allegory) છે, અને તેનો સાર એ છે કે ન્યાયથી ધન પેદા થાય છે પણ અન્યાયથી ધનનો નાશ થાય છે. નાટક સર્વ ગદ્યમય છે અને ફક્ત છેવટે એક ગીત છે. એ પુસ્તક સાહિત્યમાં પ્રસિદ્ધિ પામ્યું નથી અને હાલ વિસારે પડેલું છે. આ પછી કવિ દલપતરામે એક જ નાટક લખ્યું છે, તે 'મિથ્યાભિમાન નાટક' છે. તે સને ૧૮૭૯ માં પ્રસિદ્ધ થયું હતું. એ પુસ્તક ગુજરાતી ભાષામાં સારી પેઠે જાણીતું છે. રતાંધળાપણું નાકબૂલ કરતા જીવરામ ભટ્ટના મિથ્યાભિમાનથી થતો હાસ્યરસ કોઇ વાચકથી અજાણ્યો નથી. પરંતુ એ પુસ્તકમાં વાર્તા ઉપરાંત નાટકની વિશેષતા નથી. નાટકકાર તરીકે કવિ દલપતરામ ગુજરાતને જાણીતા નથી. નાટકમાં ગમે તે સ્થળે અને ગમે તે પ્રસંગે રંગલો (વિદૂષક) આવે અને પાત્રોનો ઉપહાસ કરે એ પદ્ધતિ કવિ દલપતરામે ભવાઇમાંના 'રંગલા' ઉપરથી લઇ આ નાટકમાં દાખલ કરી જણાય છે એ પદ્ધતિ પાછળથી ગુજરાતી નાટકોમાં દાખલ થઈ તે આના અનુકરણ પરથી થઇ એમ લાગે છે. પરંતુ, વિદૂષકને સ્થળ તથા કાલનું અન્તર કુદી શક-

નાર સર્વવ્યાપી પુરુષ કદિ દલપતરામે બનાવ્યો નથી. તેમનું અનુકરણ કરનારાઓએ વિદૂષકને એવો બનાવ્યો છે. દલપતરામે તેને 'વિદૂષક' નહિં પણ 'રંગલો' જ કહ્યો છે.

આ પછી સોસાઈટીએ 'વેણીસંહાર' અને 'પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળે-સોળ આના ફજેતી અથવા રૂઢિદિગ્વિજય' એ બે નાટકોનું મરાઠીમાંથી ભાષાંતર કરાવ્યું છે અને 'ભ્રાંતિસંહાર' નામે નાટક રચાવ્યું છે. એ સિવાય બીજાં નાટકો સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયાં નથી.

ગુજરાતી નાટકનો આરંભ કરનાર તો રા. રા. રણછોડભાઈ ઉદયરામ જ છે. 'જયકુમારીનો જય' એ નામે નાટક તેમણે સને ૧૮૬૧ માં લખવા માંડ્યું અને સને ૧૮૬૨ માં બુદ્ધિપ્રકાશમાં તે કકડે કકડે પ્રસિદ્ધ કરવા માંડ્યું તથા ૧૮૬૫ માં તે આખા પુસ્તકના આકારમાં 'જયકુમારી વિજય નાટક' ને નામે બહાર પાડ્યું. એ પુસ્તકની પ્રસ્તાવનામાં તેઓ લખે છે કે "ભવાઇ ઉપર અભાવ ઉપજવાથી પ્રથમ મારૂં લક્ષ નાટક ઉપર ગયું અને મનમાં એમ આવ્યું કે નાટકવિષય પણ ગુજરાતી ભાષામાં ખેડાવો જોઇએ. આ વિષય ઘણો અઘરો છે, તેથી સામાન્ય સમજણવાળા લોકોનું મુખ તેમાં થયું કઠિણ છે; માટે પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનોનાં નાટક આપણી ભાષામાં પ્રસિદ્ધ થવા માંડે, તેના અગાઉ ઉપરના પ્રકારના લોકોનો તેમાં કાંઇ પણ પ્રવેશ થવાને સાધન મળે એટલા માટે મે આ પુસ્તક લખવાનું આરંભ્યું." અને આ કારણથી તેઓ પ્રસ્તાવનામાં લખે છે કે કુશળતાથી લખાયેલા નાટક સરખી વસ્તુ, નાયક અને રસભેદની રચના ન કરતાં સામાન્ય લોકોને સમજણ પડે એવો વિસ્તાર તેમણે એ પુસ્તકમાં કર્યો છે. એ પુસ્તકમાં નાંદી, સૂત્રધાર અને નટીનાં ભાષણ વગેરેથી સંસ્કૃત નાટકો સરખો આરંભ કર્યો છે. પણ, તે પછી સંસ્કૃત નાટકોનો નમુનો લીધો નથી. એ નમુનો લેવાય કે સંસ્કૃત (કે ગ્રીક) નાટકોના નિયમો સચવાય તો જ નાટક રચાય એમ નથી; પરંતુ રસ, વસ્તુસંકલના અને પાત્રભેદ, એ નાટકમાં આવશ્યક છે અને તે કેમ જાળવવાં એ નિયમો ઘડનારનું લક્ષ્ય હોય છે. નાટકની સંધિઓનાં અંગ ગણાવી સાહિત્યદર્પણકાર વિશ્વનાથ કહે છે,

**रसव्यक्तिमपेक्ष्यैषामङ्गानां सन्निवेशनम् ।**
**न तु केवलया शास्त्रस्थितिसम्पादनेच्छया ॥**

"રસવ્યક્તિ ખાતર આ અંગોનો સંનિવેશ કરવાનો છે; પણ ફક્ત શાસ્ત્રમાં કહેલી સ્થિતિ સંપાદન કરવાની ઇચ્છાથી કરવાનો નથી."

ઉપર કહ્યા તે અંશો સિદ્ધ થવા માટે નાટકોમાં બીજનો ક્રમશઃ ઉદ્ભેદ હોવો જોઇએ અને નાટક તે કાવ્ય પણ હોવું જોઇએ, એમ સંક્ષેપમાં કહીએ તો ચાલે. 'જયકુમારી વિજય' માં બીજના આવા ઉદ્ભેદને બદલે સંભાષણરૂપ વાર્તા છે અને તે ગદ્યજ છે. કેટલીક ભાષામાં નાટકમાંનાં બધાં સંભાષણ પદ્યમાં હોય છે; સંસ્કૃતમાં નાટક ગદ્યપદ્યમય હોય છે પણ સારા નાટકકારની કૃતિમાં ગદ્ય કવિત્વવાળું હોય છે અને જ્યાં ભાવ એક-એક એકઠા થઇ જાય છે, જ્યાં વધતો વધતો રસ સઘન થાય છે, ત્યાં તે પદ્યમાં–કવિ-

તામા નિકળી આવે છે 'જયકુમારી વિજય' ના મધ્ય ભાગમા આ પ્રકારના કાવ્ય મુકવાનો પ્રયત્ન છે, તે સિવાય જ્યા પદ્ય છે તે માત્ર સભાષણરૂપ છે નાયક નાયિકાના લાબા પત્રો તેમની પાસે વચાવ્યા છે અને તે પણ ગદ્યમા છે જયકુમારી ગરીબ કુટુબની પણ સુશિક્ષિત કન્યા છે અને તેના ગુણથી આકર્ષાઈ પ્રાણલાલ નામે ધનવાન અને કેળવાયેલો પુરુષ કેટલીક મુશ્કેલીઓ છતા આખરે તેની સાથે લગ્ન કરે છે એ કથાનો સાર છે આ પુસ્તકથી રા ા રણછોડભાઈની નાટકકાર તરીકે ખ્યાતિ થઇ એટલુ જ નહિ, પણ, કેટલાક કાળ સુધીને માટે એ પુસ્તકથી ગુજરાતના નાટકની રચનાનો આકાર રચાયો. પ્રેમવશ થયેલા નાયકનાયિકાઓ પોતા વચ્ચે ઘણુ અતર છતા અનેક વિઘ્નો તરી જઇ આખરે લગ્ન કરી સુખી થાય —એ જ વાર્તા આ પછી રચાયેલા અને ભજવાયેલા નાટકોમા સમાઇ હતી, અને, નાયકનાયિકા વચ્ચેના અતરની કલ્પનામા અને તેમને નડેલા વિઘ્નોની કલ્પનામા જ એ સર્વ નાટકોની એક બીજાથી ભિન્નતા હતી આ સર્વ પ્રવાહને વહેતો કરવાનુ માન ગ ગ. રણછોડભાઇને ઘટે છે આરભમા સૂત્રધાર પછી વિદૂષક પ્રવેશ કરે અને નાટકનો સમારભ સમજી ન શકવાથી મૂર્ખાઇ ભરેલા પ્રશ્નો કરે એ પદ્ધતિ પણ આ નાટકમા મુકેલા એવા પ્રસગના અનુકરણથી થઇ છે પણ નાટકના સાહિત્યમા ા ા રણછોડભાઇની સહુથી વધારે ખ્યાતિ આ પછી સને ૧૮૬૬ મા પ્રસિદ્ધ કરેલા 'લલિતા દુ ખદર્શક નાટક' માટે છે. એ તેમની પ્રથમ કૃતિ પેઠે સુખમય પરિણામવાળુ નથી, પણ દુ ખમય પરિણામવાળુ કરુણરસ નાટક ( tragedy ) છે. બાળલગ્નથી અને વરમા ગુણને બદલે કુળ જોવાથી કેવા માઠા પરિણામ થાય છે, એ દર્શાવવાનો એ નાટકનો હેતુ છે એમા આરભમા સૂત્રધાર નટી વગેરે આવતા નથી અને સસ્કૃત નાટકોનો નમુનો નાટકની રચનામા લીધો નથી. 'મધુરેણ સમાપયેત્ '—'મધુરથી સમાપ્તિ કરવી,' એ સૂત્ર અનુસાર સસ્કૃત નાટકોમા અતે કરુણરસ આવતો નથી, તેથી આ નવો માર્ગ ગ્રહણ કરવામા રા રા. રણછોડભાઇએ યોગ્ય હિમત ધારણ કરી છે દુ ખમય અન્તવાળુ નાટક રચી તેમા કરુણરસ જમાવવો એ અઘરૂ પણ છે, અને આ હિમત અને રસિકતાના અભાવથી તેમનુ અનુકરણ કરનારાઓ આ માર્ગ બહુધા ગ્રહણ કરી શકયા નથી 'લલિતા દુ ખદર્શક' પ્રસિદ્ધ થતા જ બહુ લોકપ્રિય થઇ પડ્યુ મુબાઇની "ગુજરાતી નાટક મડળી" એ લાબા વખત સુધી એ ખેલ ભજવ્યો, અને તેમા દરેક પ્રસગે શ્રોતાઓની મહોટી ઠઠ ભરાતી, એ સર્વ સુવિદિત છે એના નાયક 'નન્દનકુમાર' ની કુખ્યાતતા એટલી લોકપ્રસિદ્ધ થઇ કે 'નન્દન' એ મુબાઇની પ્રાકૃત ભાષામા મૂર્ખતાવાચક અને અધમતાવાચક શબ્દ થઈ પડયો હતો. એક વેળા એ ખેલ જોઇ એક ડોસી પર એવી મજબુત અસર થઇ હતી કે તેની પોતાની છોકરીનો વિવાહ જેની સાથે કરેલો તે નંદનકુમાર જેવો જ છે અને તેની સાથે છોકરીનું લગ્ન કરતા તે લલિતા જેવી જ દુ ખી થશે એમ તેને લાગ્યુ અને તેણે ઘેર જઇ વિવાહ તરત તોડી નાખ્યો આ રીતે 'લલિતા દુ ખદર્શક' જનવિચારમા પ્રબળ અસર કરાવનાર થયુ અને નાટકસાહિત્યમા પણ પત્નીની દુ ખી સ્થિતિ ચિતરવાનો નમુનો અનુકરણ કરનારાઓને એ નાટકથી મળ્યો અલબત્ત, ઉપર કહ્યુ તેમ તેમણે બહુધા એવી દુ ખી સ્થિતિનો સુખમય અત કલ્પ્યો અને કરુણરસમય અતની યોજના તેઓ કરી શકયા નહીં.

બીજના ઉદ્ભેદમા, પાત્રની કલ્પનામાં અને કાવ્યબન્ધમાં 'લલિતા દુ ખદર્શક' 'જયકુ

મારી વિજય' કરતાં ઘણું ચઢિયાતું છે. લાંબાં ગદ્ય ભાષણોની શૈલી એમાં પણ કાયમ છે અને તે સાથે લાંબાં પદ્ય વર્ણનોની શૈલી દાખલ થઇ છે. નાટકની રચનાને આવો વિસ્તાર ઉચિત નથી. નાટકસાહિત્યની દોરી એ રીતે રા. રા. રણછોડભાઇના હાથમાં આવી તે પછી તેમણે સંસ્કૃત નાટકોનાં ભાષાન્તરરૂપ 'માલવિકાગ્નિ મિત્ર', 'વિક્રમોર્વશી', 'રત્નાવલિ' વગેરે ગુજરાતી નાટક રચ્યાં તેમ જ સંસ્કૃત પુરાણો પરથી 'નળ દમયંતી', 'હરિશ્ચંદ્ર', 'બાણાસુર મદમર્દન' વગેરે નવીન નાટકો લખ્યાં અને ગુજરાતી નાટકસાહિત્યને વિશદ્ધ કર્યું. નાટકોની રચનામાં તેમનો એક દૃઢ આગ્રહ હતો કે પ્રાકૃત વર્ગની અધમ રુચિ ખાતર નાટકમાં અધમતા આણવી નહિં, પણ, લોકસમાજ ઉન્નતિ ગ્રહણ કરી શકે તે માટે ઉન્નતિસાધક અંશો નાટકમાં દાખલ કરવા. આ નિયમ ઘણો સ્તુત્ય હતો, અને, પાછળથી થયેલા બીજા લેખકોએ તે જાળવ્યો નહિં, તથા નાટકમંડળીઓએ એ પ્રયોગ માટે રચાવેલાં નાટકોમાં તેનો કેવળ અનાદરજ થયો એ બહુ શોચનીય છે. ગુજરાતી નાટકસાહિત્યની વૃદ્ધિ થઇ નહિં, તેમાં ઉચ્ચતા આવી નહિં, એનું આ એક મ્હોટું કારણ છે.

આ રીતે ગુજરાતી નાટકસાહિત્યનો આરંભ હિંદુ સંસારમાં સુધારો કરવાની ભાવનાથી થયો, અને બીજાં બળો પણ આવી મળ્યાં.

દક્ષિણની નાટક મંડળીઓ ગુજરાતમાં આવીને ખેલ ભજવતી હતી તેની અસર નાટકમંડળીઓ ઉપર અને નાટકના લેખકો ઉપર થઈ હતી. ઉપર કહ્યા પ્રમાણે રા. રા. રણછોડભાઇનાં નાટકોની બળવત્તર અસરને લીધે દક્ષણી નાટકોની ઝાઝી છાપ સાહિત્ય પર પડી નહિં. દક્ષણી કંપનીઓ ગુજરાતમાં ખેલ કરતાં એવી રૂઢિ રાખતી કે પાત્રો ગદ્યમાં મરાઠીને બદલે હિંદીમાં બોલે, પણ, પદ્ય એ પ્રમાણે સહેલાઇથી બદલાય તેમ ન હોવાથી તેમનાં ગાયન મરાઠીમાં જ ગવાતાં. આ શૈલીની અસર ગુજરાતની નાટક મંડળીઓ પર થઈ હતી. મોરબી નાટક મંડળીનાં નાટકોમાં આરંભમાં કેટલાંક વર્ષ સુધી પાત્રોની ગદ્ય ભાષા હિંદી હતી અને ગાયનો ગુજરાતીમાં હતાં. અલબત્ત, હવે એ શૈલી જતી રહી છે.

ઈંગ્રેજી અને સંસ્કૃત નાટકોનો અભ્યાસ અને તેમની છાયા ગુજરાતીમાં આણવાની ઇચ્છા એ કારણ તો પ્રથમથી પ્રવર્તતું હતું જ. અને, નાટક મંડળીઓએ નાટકના વિષયોની શોધમાં પુરાણ કથાઓ તથા રજપુત, મુસલમાન અને મરાઠા રાજ્યના સમયનાં વૃત્તાન્ત લેવા માંડ્યાં તેથી ઇતિહાસ તરફ દૃષ્ટિ ગઈ, અને અભ્યાસથી પણ નાટક સાહિત્યને પ્રેરકબળ મળ્યું.

સંસ્કૃત નાટકોનાં ભાષાન્તર ઉપર કહ્યાં તે સિવાય રા. રા. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક કૃત અને રા. રા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર કૃત "શાકુંતલ" નાં ભાષાન્તરો, મર્હુમ મણિલાલ નભુભાઈ કૃત "માલતી માધવ" અને "ઉત્તરરામ ચરિત" નાં ભાષાન્તર, અને રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ કૃત 'મુદ્રારાક્ષસ'નું ભાષાન્તર એ વિશેષ વિદ્વત્તા વાળાં છે.

પુરાણ કથાઓ પરથી કરેલાં નાટકોમાં કવિ નર્મદાશંકર કૃત "દ્રૌપદી દર્શન," "રામ જાનકી દર્શન" અને "બાલકૃષ્ણ વિજય" એ વગેરે નાટક થયાં. પરંતુ કવિ નર્મદાશંકરનું એ પ્રકારનું કવિત્વ ન હોવાથી તે તેમની બીજી કવિતા જેટલી પ્રસિદ્ધ પામ્યાં નહિં.

ઐતિહાસિક નાટકોમાં રા. રા. ગણપતરામ રાજારામનું "પ્રતાપ નાટક" મુખ્ય છે.

મર્હુમ હરિલાલ હર્ષદરાય ધ્રુવ રચિત 'આર્યોત્કર્ષ' નાટક રાષ્ટ્રીય ભાવનાની જાગૃતિનું બળ દર્શાવે છે. તે નાટકમાં તેમ જ તેમના 'વિક્રમોદય'માં કેટલાંક સારાં કાવ્ય છે, પણ નાટકની બીજી વિશેષતા નથી.

'મોટા માધવરાવ પેશવા'નું નાટક મરાઠી પરથી ગુજરાતીમાં રા. રા. ગણપતરામ વેણીરામ ઓઝાએ સને ૧૮૭૧ માં પ્રસિદ્ધ કરેલું. પણ, અસલ મરાઠી નાટકોનાં ભાષાન્તર તે પછી થયાં નથી. મરાઠી સાહિત્યની છાપ ગુજરાતી સાહિત્ય ઉપર બહુ ઓછી બેઠી છે.

મુંબાઇની 'પારસી નાટક મંડળી' માટે મર્હુમ કેખશરૂ નવરોજજી કાબરાજીએ સને ૧૮૬૯ માં 'બેજન અને મનીજેહ'નું નાટક રચ્યું હતું, અને સને ૧૮૮૩ માં શેરિડનના "સ્કુલ ફોર સ્કેન્ડલ" પરથી તેમણે "નિન્દાખાતું" નામે નાટક રચ્યું હતું. આ પ્રમાણે તેમણે કેટલાંક નાટકો રચ્યાં પરંતુ ગુજરાતી સાહિત્ય પર તેની કાંઈ અસર થઈ નહિં. હાલના પારસી લેખકોનો જોસ 'નવલકથા' ઉપર છે, નાટક ઉપર નથી.

મર્હુમ નવલરામ લક્ષ્મીરામના "વીરમતિ" નાટકમા કેટલાંક સારાં ભાષણ અને સારાં કાવ્ય છે, પરંતુ સમગ્ર નાટકનું વસ્તુ સંકલિત થાય અને રસમય બને એવી રચના તેમાં નથી. મોલીયરના "મોક ડૉક્ટર" ઉપરથી તેમણે રચેલું 'ભટનું ભોપાળું' હાસ્યરસની નિષ્પત્તિ બહુ સારી રીતે કરે છે.

સમાજની અને વ્યક્તિની નીતિનો બોધ કરનારા કેટલાક નાટકો પણ થયાં, પરંતુ તે કાં તો ઉપદેશના ભાષણ રૂપ અને વસ્તુસંકલનાની તથા રસની ખુબી વિનાનાં થયાં છે, અથવા એ નીતિને ત્યાજ્ય દર્શાવવાનો હેતુ નાટકમાં સફળ કરવા સારૂ જે કવિકૌશલની જરૂર છે તેને અભાવે અજાણતાં અનીતિની પુષ્ટિ કરનારાં થયાં છે. મરહુમ પાનાચંદ આનંદજીએ રચેલા 'વ્યભિચાર ખંડન' નાટકનો હેતુ સારો છતાં એક પ્રવેશમાં નિર્લજ્જ અનીતિનો પ્રસંગ અને તે પછી બીજા પ્રવેશમાં 'જ્ઞાનસૂર્યગિજા'નું તેવી અનીતિની દુષ્ટતા દર્શાવનારૂં ભાષણ-એવી રચનાથી અનીતિનું વાંચન ફેલાય એટલું જ પરિણામ થયું છે મલિનતા દર્શાવનારૂં ચિત્ર પોતે પ્રકટ રીતે મલિન હોવું જોઇએ નહિં, માત્ર સૂચનાથી મલિનતા દર્શાવાય અને તેનાં કેવાં અનિષ્ટ પરિણામ આખરે થાય છે એ કુશળ વસ્તુસંકલનાથી દર્શાવાય તો જ નાટકથી નીતિબોધ થઈ શકે.

આટલાં પ્રેરકબળો છતાં ગુજરાતી નાટકસાહિત્ય ઉન્નતિ પામ્યુ નથી એ કબુલ કરવું જોઇએ. એનું એક કારણ ઉપર કહ્યું તેમ એ છે કે નાટકનું કવિત્વ બહુ વિરલ છે અને તેમાં કુશલતા સંપાદન કરવી એ બહુ દુર્ઘટ છે. બીજું કારણ એ છે કે ભજવાતાં નાટકોમાં છેક પ્રાકૃત વર્ગની રુચિ સંપાદન કરવાનો હેતુ હોવાથી ઉચ્ચી ભાવના કલ્પવામાં આવી નહિં. સંભાષણના રૂપમાં કહાણી લખી તેમાં વિષયવાસનાને ઉદ્દીપ્ત કરવી, ગમે તે રીતે હાસ્ય ઉપજાવવું કે કોઈ પાત્રને ઉપદેશક બનાવી તેની પાસે ડહાપણનાં ટાહેલાં કરાવવાં એ નાટકનો ઉદ્દેશ થઇ પડયો છે. સત્યદર્શન કહી બતાવવું નહિં અને ઉપદેશ કોઇ પ્રસંગે સ્પષ્ટ ન સુકતાં સમજનારને આખા નાટક પરથી પોતાની મેળે કાઢી લેવા દેવો-એ રીતિ અઘરી હોવાથી નાટકને ઉપદેશકને ભાષણ કરવાનુ સભાસ્થાન બનાવવામાં આવ્યું છે. "મદ્યપાન દુઃખદર્શક ચંદ્રમુખી નાટક" માં મદ્યપાન નિષેધનું જબરૂં પાનાનું ભાષણ છે તે કેવી રીતે ભજવાય એનો ખ્યાલ પણ આવી શકતો નથી. ભજવવા માટે નાટકો રચવાનાં ન હોય

તો નાટક અને નિબંધમાં શો ફેર રહ્યો ? વળી નાટક તે કેવળ વાર્તા જ નથી, વાર્તા કરતાં નાટક બહુ વધારે સંકુલ અને બહુ વધારે ગાઢ રસવાળું છે. વાત કહેનાર કરતાં નાટકકારની પદવી ઘણી ઉંચી છે. એ ભુલી જવાયાથી નાટકની કલાની અવગણના થઇ છે. સંભાષણમાં વાર્તા મુક્યાથી અને ગદ્ય ભાષણ કરતાં પાત્ર થાકે ત્યાં તેને ગાવા માટે પદ્ય મુકવાથી નાટક થાય છે, એ સહેલો માર્ગ જડયાથી ઉચ્ચ લક્ષ્ય વિસરાઇ ગયું અને ઉંચી પ્રતિનાં નાટક માટે અભિલાષા થઇ જ નહિં. બીજું કાંઇ લખી શકે નહિં તે નાટક લખે એવી સ્થિતિ થઇ ગઇ. એથી પણ સહેલો નવલકથા લખવાનો માર્ગ નિકળ્યો ત્યારે જ ગ્રંથકર્તૃત્વપદના આ ઉપાસકોએ નાટકનો કેડો મુક્યો.

આ દશામાં એક જ આશ્વાસનસ્થાન ગુજરાતી નાટકસાહિત્યમાં પ્રાપ્ત થયું છે. કુશળતાથી કરેલી સંકલના, જનસ્વભાવનું રસિક ચિત્ર અને કવિત્વમય ભાવનો અનુપ્રવેશ મર્હુમ વિદ્વાન્ મણિલાલ નભુભાઇ દ્વિવેદી કૃત "કાન્તા" નાટકમાં જ જોવામાં આવે છે. ખરેખરી સર્વાનુભવરસિક કવિતા એ નાટકમાં જ જોવામાં આવે છે; કવિના હૃદયની વિશેષતા ઢંકાયેલી રહે એવી રીતે પાત્રોનાં હૃદયનાં ભાવપૂર્ણ ચિત્ર આપવાની શક્તિ એ નાટકમાં દૃષ્ટિગોચર થાય છે અલબત્ત, એ કવિનો એ પહેલો પ્રયાસ હતો અને તેમાં આરંભની કૃતિના દોષ હતા, પરંતુ નાટકકારનો વિશેષ બુદ્ધિપ્રભાવ તેમાં અસંદિગ્ધ હતો. "સુંદર કલ્પનાનો વિલાસ, સર્વ ઇંદ્રિયોના સુખનો ઉત્કટ અભિલાષ, સર્વાનુભવનો કૌશલથી સ્વીકાર, સૃષ્ટિલીલાનું અનેક રૂપે દર્શન, રુચિથી વર્ણન તરફ વલણ, એ સર્વ મહાસર્વાનુભવ રસિકતાનાં લક્ષણ એ કૃતિમાં હતાં. શોચનીય એ હતું કે એ નાટક સને ૧૮૮૪ માં લખ્યા પછી રા. મણિલાલે નાટકલેખન મુકી દીધું અને ગુજરાતી સાહિત્યમાં ઉગેલા સૂર્યને અસ્ત પમાડી દીધો.

વિશેષ ગુણવાળું બીજું એક નાટક તે પછી પ્રસિદ્ધ થયું. બાબુ જ્યોતિરિન્દ્રનાથ ટાગોર કૃત "અશ્રુમતિ" નાટક પરથી મર્હુમ નારાયણ હેમચન્દ્રે ગુજરાતીમાં ભાષાન્તર કરેલું તે રા. રા. નરસિંહરાવ ભોળાનાથે સુધારી કવિત્વમય રૂપમાં મુક્યું છે. એમાં પણ ઉંચું સર્વાનુભવરસિકકવિત્વ છે. પરંતુ એ પુસ્તક માત્ર ભાષાન્તર હોવાથી ગુજરાતી સાહિત્ય તે માટે વિશેષ દાવો કરી શકે નહિં. એજ ગ્રન્થકારના 'પુરુવિક્રમ' નાટકનો પણ મર્હુમ નારાયણ હેમચન્દ્રે ગુજરાતીમાં તરજુમો કર્યો છે.

શેકસપિયરનાં નાટકોનાં પણ ભાષાન્તર કે પ્રતિકૃતિઓ ગુજરાતીમાં થયાં છે. રા. રા. મગનલાલ હરિલાલ પરીખે સને ૧૮૯૨ માં Comedy of Errors ઉપરથી વસ્તુ લઇ 'આશ્ચર્યકારક ભૂલવણી' નામે નાટક પ્રસિદ્ધ કર્યું છે અને "કાઠીઆવાડી" ના ઉપનામથી લખનાર રા. રા. નર્મેશંકર પ્રાણશંકર દવેએ 'જુલિયસ સીઝર' અને 'ઓથેલો' એ બેનાં ભાષાન્તર કર્યાં છે અને All's well that ends well ના વસ્તુ ઉપરથી "ચંદ્ર-રમણ" નામે પ્રતિકૃતિરૂપ નાટક રચ્યું છે.

રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકો વિશે પ્રથમ કહ્યું છે એ નાટકોમાં ઉચ્ચ આદર્શ ગ્રહણ થાય તો પ્રેક્ષકોની રુચિ પણ ઉંચી આવે અને લેખકોની ઉચ્ચ માર્ગ તરફ દૃષ્ટિ પણ થાય એમાં શક નથી. આ સંબંધ કહેવું જોઇએ કે ભજવાતાં નાટકોમાં કેટલીક કૃતિઓ સારા અંશવાળી થઇ છે. મર્હુમ ડાહ્યાભાઇ ધોળશાનો નાટકના સાહિત્યની ઉન્નતિ કરવાનો પ્રયાસ સુવિદિત છે. 'કાઠીયાવાડી નાટક મંડળી' ના વ્યવસ્થાપક રા. રા. વિશ્વનાથ જેઓ

એડ્યુએટ છે તેમનો પણ એ ખાસ ઉદ્દેશ છે, અને એ આશાજનક ચિહ્ન છે 'મોરબી નાટક મંડળી' ના અને 'ગુજરાતી નાટક મંડળી' ના ખેલના કેટલાક ગાયનો સુરસ છે અલબત્ત, જે ગાયનો દસ દસ વાર "વન્સ મોર" ના પોકારને લીધે ફરી ફરી ગાવામા આવે છે તે તો બહુધા જુદાં જ છે તેમા માત્ર પ્રાકૃત રુચિની તુષ્ટિ હોય છે. નાટકોની સ્થિતિ સુધારવા માટે "વન્સ મોર" ની વ્યવસ્થા નાબુદ કરવાની જરૂર છે એથી કાલક્ષેપ થાય છે એટલું જ નહિ, પણ, નાટકનુ રસરૂપ રચાવામા ભારે ક્ષતિ થાય છે પ્રેમ કે ક્રોધના એનાએ વચનો ઘડી ઘડી બોલાવાથી, આવેશથી ચાલ્યા જનાર પાત્રે ફરી ફરી એનો એ અભિનય કરવાથી, રંગભૂમિ ઉપર કેવળ કૃત્રિમતા પ્રવર્તી રહે છે મરણના પ્રસગ પણ 'વન્સ મોર' થવાથી 'મરવાનું તો એક જ વાર હોય છે' એ સાધારણ સત્ય પણ ખોટુ ઠરે છે પાત્રના કુશળ અભિનય કે સગીતથી પ્રસન્નતા થતા 'વન્સ મોર' નો ઉદ્ગાર થાય ત્યારે પાત્ર ડોકુ નમાવી ઉપકાર માને અને નાટક આગાડી ચાલે એ જ યોગ્ય રીતિ છે

રંગભૂમિ ઉપર કદી કદી સારા ગાયનો મુકાય છે એ ઉપર કહ્યું. પરંતુ એકલા છુટક કાવ્યોથી નાટકનું સમગ્ર રૂપ થતું નથી બધી સકલના કવિત્વપૂર્ણ હોવી જોઇએ નીરસ અને પ્રાકૃત અંશોનો સર્વથા પરિહાર થવો જોઇએ પ્રયોગની પણ નાટકોમા બહુ ખામી છે, અને તે ભભકાબધ પડદાઓથી કે રંગભૂમિની શોભાથી પુરાતી નથી પરંતુ એ વિષયમા અત્યારે ઉતરીશુ નહિ

નાટકમંડળીઓના નાટકોમા કવિત્વ નહિ અને લેખકોના નાટકોમા નાટ્યતત્વ નહિ એવી જે હાલ બહુધા સ્થિતિ છે તે દૂર થઈ ગુજરાતી નાટકસાહિત્યમા અવનવી સમૃદ્ધિ પ્રાપ્ત થશે, અને વિશેષ બુદ્ધિશક્તિવાળા નાટકકર્તા ગુજરાતી ભાષામા ઉત્પન્ન થશે એ આશામા જ હાલ તો સતોષ માનવાનો છે

૨.

હવે નવલકથા તરફ નજર કરીએ નવલકથાઓનુ સાહિત્ય પણ ઇંગ્રેજી શિક્ષણ પછી ગુજરાતી ભાષામા ઉત્પન્ન થયુ છે, અને ઇંગ્રેજી નવલકથાઓની આકૃતિ લઇને જ ગુજરાતી નવલકથાઓ રચાઈ છે "પ્રાચીન" ગુજરાતી સાહિત્યના સમયમા એ પ્રકારની કથારચના જાણવામા નહોતી સસ્કૃત સાહિત્યમા પણ નવલકથાનો નમુનો નથી અને નવલકથાના નિયમો નથી. ગદ્યમા રચેના કલ્પનામય લેખોનુ સ્થાન સસ્કૃત સાહિત્યમા હતું ખરૂં, પણ, તે લેખો નવલકથાના નમુનાના નહોતા. સાહિત્યદર્પણકારે "શ્રવ્ય" કાવ્યની વ્યાખ્યા કરતા કહ્યું છે કે —

श्रव्य श्रोतव्यमात्र तत्पद्यगद्यमय द्विधा ।

'જે (કાવ્ય) માત્ર સાંભળવાનું (નાટક પેઠે દશ્ય"—જોવાનું નહિ) હોય છે તે શ્રવ્ય તે પદ્યમય અને ગદ્યમય એ રીતનું હોય છે'

અને ગદ્ય કાવ્યની વિશેષ વ્યાખ્યા કરતાં કહ્યુ છે કે —

वृत्तबन्धोज्झित गद्य मुक्तक वृत्तगन्धि च ।
भवेदुत्कलिकाप्राय चूर्णक च चतुर्विधम् ॥
आद्य समासरहित वृत्तभागयुत परम् ।
अन्यद्दीर्घसमासाढ्य तुर्य चाल्पसमासकम् ॥

"ગદ્ય વૃત્તબંધ વગરનું હોય છે, તે "મુક્તક," "વૃત્તગન્ધિ," "ઉત્કલિકાપ્રાય" અને "ચૂર્ણક" (એ) ચાર પ્રકારનું હોય છે. (તેમાંથી) પહેલું સમાસ વગરનું (સાદું), બીજું વૃત્તરચનાના થોડા ભાગવાળું, ત્રીજું ઘણા સમાસવાળું (દઢ અક્ષરવાળું) અને ચોથું થોડા સમાસવાળું (કઠોર અક્ષરવાળું)'.

कथायां सरसं वस्तु गद्यैरेव विनिर्मितम् ।
क्वचिदत्र भवेदार्या क्वचिद्वक्त्रापवक्त्रके ॥
आदौ पद्यैर्नमस्कारः खलादेर्वृत्तकीर्तनम् ।
आख्यायिका कथावत्स्यात्कवेर्वंशादिकीर्तनम् ॥
अस्यामन्यकवीनां च वृत्तं पद्यं क्वचित्क्वचित् ।
कथांशानां व्यवच्छेद आश्वास इति बध्यते ॥
आर्या वक्त्रापवक्त्राणां छन्दसा येन केनचित् ।
अन्यापदेशेनाश्वासमुखे भाव्यर्थसूचनम् ॥

"કથા"માં વસ્તુ (plot) રસવાળું અને ગદ્યમાં રચેલું હોય. કોઇ ઠેકાણે આર્યા હોય, કોઇ ઠેકાણે વક્ત્ર કે અપવક્ત્ર (નામના છંદ) હોય, શરૂઆતમાં પદ્યમાં નમસ્કાર હોય અને ખલ (શઠ પુરુષ) વગેરેનું ચરિત્ર આપેલું હોય. "આખ્યાયિકા" કથા જેવી હોય, તેમાં કવિના વંશ વગેરેનું વર્ણન હોય, અને તેમાં બીજા કવિઓનું ચરિત્ર હોય અને કોઇ કોઇ ઠેકાણે પદ્ય હોય. કથાના અંશોનો ભાગ "આશ્વાસ" નામે રચાય છે. આશ્વાસના આરંભમાં આર્યા, વક્ત્ર કે અપવક્ત્રમાંના કોઈ છન્દથી બીજે ગમે તે બહાને ભાવી અર્થનું સૂચન કરવામાં આવે છે.' સાહિત્યદર્પણમાં 'કાદમ્બરી' ને 'કથા' કહી છે અને 'હર્ષચરિત' ને આખ્યાયિકા કહી છે. દંડીના મત પ્રમાણે કથા અને આખ્યાયિકામાં કંઇ ભેદ નથી.

આ રીતે આ 'ગદ્ય કાવ્યો'માં પદ્યની છાપ ઘણી રહેલી છે. તેમની વાક્યરચનામાં પદ્યના ઓછા વધતા અંશ હોય છે હાલની નવલકથાના જેવી પદ્યથી કેવળ જુદી જાતની ભાષાની રચનાઓ 'ગદ્ય કાવ્યો'માં નહોતી; કેમકે વૃત્તબંધ સિવાય કાવ્યના બીજા અંશ તેમાં વિદ્યમાન હતા. નાટક કે કાવ્યમાં કથાનો નાયક (hero) ધીરોદાત્ત, ધીરોદ્ધત, ધીરલલિત કે ધીરપ્રશાન્ત હોવો જોઇએ એ નિયમ કથા અને આખ્યાયિકામાં શિથિલ કર્યો છે, અને ખલ પણ દુષ્ટ નાયક (villain) તરીકે તેમાં આવી શકે છે. કાવ્ય અને કથા કે આખ્યાયિકા વચ્ચે આ કરતાં વધારે અંતર કલ્પાયું નહોતું. નવલકથામાં કાવ્યરસ બહુ ઓછો હોય છે પણ કથા અને આખ્યાયિકા કાવ્ય સરખાં ગાઢ રસવાળાં હતાં.

આ પ્રકારની સંસ્કૃત સાહિત્યની કથા કે આખ્યાયિકાના નમુના વર્તમાન યુગની નવલકથાની ઉત્પત્તિના કારણભૂત થયા નથી. 'પ્રાચીન' ગુજરાતી સાહિત્યમાં કથાના બે પ્રકાર ઉદ્ભવ પામ્યા હતાઃ 'આખ્યાન' અને 'વાર્તા.' પ્રેમાનંદનાં 'આખ્યાનો'માં દેવકથાના પ્રસંગ હતા; પુરાણોમાં કહેલી અદ્દ્ભુતતાના અંશવાળી કથાઓ એ આખ્યાનોમાં વર્ણવી છે; મનુષ્યોના વ્યવહારોમાં દેવોના પ્રભાવવડે અલૌકિક વૃત્તાંત બને, એવી તેમાં રચના છે. સામળભટની 'વાર્તાઓ' માં એવી દેવકથાને બદલે માનવકથા છે અને પુરાણોમાંના પ્રસંગ તેમાં નથી. આખ્યાનો અને વાર્તાઓ એ બંને શાખાઓ પદ્યમાં હતી, અને કથા વર્ણવવી એ બંનેનો ઉદ્દેશ હતો. સામળભટના પહેલાં ઇસવી સનના સોળમા સકામાં જંબુસરનાવડરાજ

નામે કબીરપંથી લેખકે 'રસમંજરી'ની 'વાર્તા' પદ્યમાં લખી હતી અને તે એ રીતે પહેલો વાર્તા લખનાર છે. પ્રેમાનંદના પહેલાં પણ વસ્તો, તુળસી, એમણે દેવકથા લખેલી. પરંતુ, 'આખ્યાન' અને વાર્તા'ની શાખાના પ્રવર્તાવનાર તો પ્રેમાનંદ અને સામળ ભટ જ છે

યુરોપની કથાઓમાં 'રોમેન્સ' અને 'નોવેલ' એવા જે બે પ્રકાર છે તે વચ્ચેનો કેટલોક ભેદ આ 'આખ્યાન' અને 'વાર્તા' વચ્ચે છે 'રોમેન્સ'માં પાત્ર અમાનુષ કે ઐતિહાસિક હોય છે અને તેમાં અલૌકિક ચમત્કારોવાળો અદ્‌ભુત વૃત્તાંત હોય છે 'નોવેલ'માં વર્તમાન સમયના સાંસારિક મનુષ્યોની લૌકિક જીવનકથા હોય છે સામળભટની વાર્તામાં 'દેવ'ની નહિ પણ 'ભૂત પિશાચ'ની અમાનુષ કથા કદી કદી આવે છે ખરી, પરંતુ એકંદરે તેની 'વાર્તા' 'રોમેન્સ' કરતાં 'નોવેલ'ને વધારે મળતી છે પ્રેમાનંદનાં આખ્યાનમાં સામાન્ય સાંસારિક પાત્રો નથી અને તે 'રોમેન્સ'ને વધારે મળતાં છે

વર્તમાન ગુજરાતી નવલકથા આ 'આખ્યાન' કે 'વાર્તા'ના નમુનાને આધારે પણ રચાઇ નથી. 'રોમેન્સ' અને 'નોવેલ'ના મિશ્રણથી શરૂ થઇ હાલની ગુજરાતી નવલકથા 'નોવેલ'નું રૂપ ગ્રહણ કરતી જાય છે 'નવલકથા' માંનું 'નવલ' એ પદ ઇંગ્રેજી 'નોવેલ' ઉપરથી ઉપજાવેલું છે અને સંસ્કૃત નામ 'નવલ' નો આભાસ તેને આપી દેવામાં આવ્યો છે અલબત્ત, 'નવલ' એ સંસ્કૃત શબ્દ નેતા 'નવલકથા' નો કાંઇ વિશેષ અર્થ થતો નથી અને સંસ્કૃત ભાષામાં 'નવલકથા' એવો શબ્દ પણ નથી, પરંતુ એ શબ્દ ગુજરાતી ભાષામાં હવે 'નોવેલ'ના અર્થમાં રૂઢ થયો છે, અને તે નામે વાંધો લેવાનું કાંઇ કારણ નથી. ઇંગ્રેજી novel (નોવેલ) શબ્દ ઇટાલિયન novella (વાત-વૃત્તાંત) ઉપરથી થયો છે અને તે ઉપરથી ઇંગ્રેજી ભાષામાં 'નોવેલ' નો જે લાક્ષણિક અર્થ થયો છે તે જ 'નવલકથા' નો ગુજરાતીમાં સમજવાનો છે

ગુજરાતી ભાષામાં પહેલવહેલી લખાયેલી નવલકથા તે 'કરણઘેલો' છે તેના કર્તા મર્હૂમ રા બ નંદશંકર તુળજાશંકરે તે પ્રસિદ્ધ કરતાં પ્રસ્તાવનામાં લખ્યું હતું કે, 'આ પ્રાંતના ઘણા ખરા લોકોને ગુજરાતી કવિતામાં લખેલી વાર્તાઓ વાચવાનો ઘણો શોખ છે પણ હજી સુધી એવી વાર્તાઓ પદ્યમાં લખાયલી ગુજરાતી ભાષામાં ઘણીજ થોડી છે, અને છે તે લોકોમાં પ્રસિદ્ધ નથી આ ખોટ પૂરી પાડવાને તથા અંગ્રેજી ગાથા તથા વાર્તાના જેવાં ગુજરાતીમાં પુસ્તકો તૈયાર કરાવવાને આ પ્રાંતના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મેહેરબાન રસલ સાહેબે મારી આગળ પોતાની મરજી જણાવી તથા એવી એક વાર્તા બનાવવાને તે સાહેબે મને કહ્યું. તે ઉપરથી આ પુસ્તક મેં રચ્યું ' આ પુસ્તક સને ૧૮૬૮ માં પ્રસિદ્ધ થયું, અને તે આ રીતે ઇંગ્રેજી નમુનો ગુજરાતી ભાષામાં દાખલ કરવાના ખાસ ઉદ્દેશથી લખાયું હતું ગ્રંથકર્તાના વિશેષ બુદ્ધિપ્રભાવને લીધે એ પુસ્તક ઘણું રુચિર અને ચિત્તાકર્ષક બન્યું છે અલબત્ત, ગુજરાતી ભાષામાં એ પ્રકારની એ પહેલી રચના હતી અને ગ્રંથકર્તાનો એ પ્રથમ પ્રયાસ હતો, તેથી તેમાં કેટલીક ખામી હતી મર્હૂમ નવલરામે દર્શાવ્યું છે તેમ એમાંનાં કેટલાંક વર્ણન 'તાલમેલીયાં' અર્થાત્ કૃત્રિમ છે, તોપણ ગ્રંથકારની પ્રબળ વર્ણનશક્તિ એ પુસ્તકમાં જણાઇ આવે છે એમાં શક નથી સ્થળોનાં વર્ણન ઘણે ઠેકાણે માત્ર પુસ્તકોમાં વાંચેલી હકીકતપરથી લખેલાં હોવા છતાં આબેહૂબ છે અને વસ્તુસ્થિતિના જાણનાર કહી શકે નહિ કે ગ્રન્થકારે આ સ્થળ જોયું નહિ હોય એ ગ્રન્થમાં કરેલું રાજાની સ્વારીનું વર્ણન વાંચ્યા પછી તે લખતાં સુધી ગ્રન્થકારે કદી સ્વારી જોયેલી હતી નહિ એ વાત માનવી અઘરી પડશે. ગ્રન્થની રચના કૌશલવાળી છે, તેમાં વાર્તાક્રમ સારો જળવાયો છે એકનો એક મનુષ્ય જુદે જુદે નામે દેખા દેતો નથી, પણ. પાત્રભેદ જળવાય એવી રીતે

જુદા જુદા મનુષ્યોના સ્વભાવ ચીતરવામાં આવ્યા છે; એમાંનાં વર્ણનો રુચિકર છે; ભાષા સાદી પણ અર્થવાહક છે, અને શૈલી સબળ તથા અસરકારક છે એ ગ્રન્થમાં 'રોમેન્સ' અને 'નવલકથા' બન્નેના અંશનું મિશ્રણ છે. આ પછી ગ્રન્થકર્તાએ બીજું કોઇ પુસ્તક રચ્યું નહિં એ શોચનીય છે. ઇંગ્લાંડમાં હેમિલ્ટન નામે વક્તાએ આખી જીંદગીમાં એક જ ભાષણ કરેલું પણ તે બહુ સારૂં કરેલું તે વખતથી તેને 'single-speech orator' (એકજ ભાષણવાળા વક્તા) નું ઉપપદ આપેલું. તે પ્રમાણે રા. બ. નંદશંકરને 'single-novel novelist' (એકજ નવલકથાવાળા નવલકથાકાર) નું ઉપપદ આપી શકાય. 'રાણકદેવી' ની કથા આ જ પ્રકારની લખવાનો તેમનો ઇરાદો હતો, પણ, રાણકદેવીની કથા બીજા લેખક તરફથી પ્રસિદ્ધ થયા પછી તેમણે એ વિચાર મુકી દીધો હતો.

આ નમુના પ્રમાણે રા. સા. મહીપતરામ રૂપરામ કૃત 'વનરાજ ચાવડો' અને 'સધરા જેસંગ' ની તથા રા. રા. અનંતપ્રસાદ ત્રિકમલાલ કૃત 'રાણકદેવી' ની કથાઓ પ્રસિદ્ધ થઇ. પણ તે સિવાય એ પ્રકારની ઐતિહાસિક વૃત્તાન્તના પાયા ઉપરની બીજી કથાઓ રચાઇ નથી. ઇતિહાસના પાયા વગર પણ તેના આભાસવાળી કથા રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસે 'અંધેરી નગરીનો ગર્ધવસેન' એ નામે લખી છે તે આ અંશ સિવાય બીજી કેટલીક રીતે આ કથાઓને મળતી છે.

ઐતિહાસિક વૃત્તાન્તો ઉપરથી થયેલી આ કથાઓ પહેલાં ભાટ ચારણોને મ્હોડે રહેલી કથાઓનો ભંડાર મોજુદ હતો અને 'ગુજરાત તથા કાઠીઆવાડ દેશની વાર્તાઓ' અને 'ગુજરાતની જુની વાર્તાઓ' નામનાં ઉપયોગી પુસ્તકોમાં એ વાર્તાઓનો સંગ્રહ થયેલો છે. પરંતુ એ સાધનો નવલકથાઓ માટે ઉપયોગમાં લેવામાં આવ્યાં નથી.

'કરણઘેલો' પ્રસિદ્ધ થયો તેજ અરસામાં રા. સા. મહીપતરામ રૂપરામે 'સાસુ વહુની લડાઇ' નામે ગૃહસંસારની કથા પ્રસિદ્ધ કરી હતી. સાંસારિક વૃત્તાન્તની એ પહેલી જ નવલકથા છે. તેમાં સામાન્ય હિંદુ કુટુંબમાં રહેતાં સ્ત્રી પુરુષના સ્વભાવ અને લાગણીઓનુ આલેખન છે.

ઉપર કહ્યું તેમ નવલકથાની રચનાનો આરંભ થતાં નાટકરચના તરફ વલણ ઓછું થઇ ગયું અને નવલકથાની સંખ્યા ઘણી વધી ગઈ તથા વધતી જાય છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ગ્રન્થાલયમાં ૯૫ નાટકો છે અને ૨૧૨ વાર્તાઓ છે. એકંદર સંખ્યા લેવામાં આવે તો નવલકથાઓનું પ્રમાણ એથી પણ બહુ વધારે નિકળે. નવલકથાને ઉદ્ભૂત કરનારાં ઘણાં બળો પ્રવર્તિત થવાથી ગુજરાતી ભાષામાં નવલકથાના સાહિત્યની આવી અતિશય વૃદ્ધિ થઇ છે. આ સર્વમાં પ્રથમ બળ તે ઇંગ્રેજી નવલકથાઓનાં પરિચયરૂપ હતું. એને પરિણામે ઇંગ્રેજી નવલકથાઓનાં ગુજરાતીમાં ભાષાન્તર થયાં, પ્રતિકૃતિઓ (adaptations) થઇ, અને તેમના નમુનાની નવી કથાઓ થઈ. આ રીતે મેડોઝ ટેલરની સીતા, તારા, પાંડુરંગ હરિ, વગેરે કથાઓના, અને સ્કૉટની કનેનટીન ડરવૉડ વગેરે કથાનાં ભાષાન્તર થયાં. મિ. જહાંગીરશાહ તાલેયારખાંએ મેડોઝ ટેલરની કથાઓનો કાંઇક નમુનો લઈ 'મુદ્રા અને કુલીન', 'રત્નલક્ષ્મી' વગેરે કથાઓ લખી. એ પુસ્તકો દર્શાવે છે કે પારસીઓ પણ શુદ્ધ ગુજરાતી ભાષા લખવા ઇચ્છા કરે તો લખી શકે છે. રેયનોલ્ડસની કથાઓ ઉપરથી 'જનાનખાનાની બીબીઓ' વગેરે લખાયાં છે. ઇંગ્રેજી નવલકથાઓનાં ભાષાન્તર કરવામાં અને તે કથાઓ ઉપરથી વસ્તુ લઈ પ્રતિકૃતિરૂપ કથાઓ રચવામાં સહુથી વધારે પ્રયાસ પારસી

લેખકોએ કર્યા છે. મર્હુમ મિ. કેખશરૂ નવરોજજી કાબરાજી. મિ. બમનજી નવરોજજી કાબરાજી અને બીજા ઘણા પારસી લેખકોએ આ પ્રકારની કથાઓ રચી છે. અલબત્ત, આ પ્રકારની કથાઓમાં ભાષા કે શૈલીના કંઈ પણ ગુણ નથી અને નૈસર્ગિક ઉત્પાદક શક્તિ દર્શન નથી; માત્ર વાર્તા તરીકે જ તે વંચાય છે અને વખણાય છે. જ્યાં ભાષાન્તર નથી હોતું ત્યાં તેમાં પારસી સંસારનું ચિત્ર હોય છે અને યુરોપીય સંસારનાં ચિત્રપરથી મૂળ લીધેલું હોવાથી તેમાં કૃત્રિમતાના ઘણા અંશ હોય છે. પારસી વાચકોમાં આ વાર્તાઓનો ઘણો પ્રસાર છે અને આ વાર્તાસાહિત્યને વહેતું રાખવા જેટલી સેવા આ લેખકો બજાવે છે એમાં શક નથી. બંગાળી નવલકથાઓ ઉપરથી પણ કેટલાક લેખકોએ ભાષાન્તર કર્યા છે અને એ ભાષાન્તરકર્તાઓમાં મુખ્ય મર્હુમ નારાયણ હેમચન્દ્ર છે. રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ, રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મર્હુમ કૃપાશંકર દોલતરામ એ વગેરે લેખકોએ પણ બંગાળીપરથી ભાષાન્તર કર્યા છે. બંગાળી નવલકથાની છાપ આ ભાષાન્તરો દ્વારા ગુજરાતી નવલકથાના સાહિત્ય ઉપર પડી છે. રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથે લખેલા 'મુકુલમર્દન' *નામે સ્વતંત્ર કલ્પનાની નવીન કથામાં તેમ જ બીજી નવીન કથાઓમાં આ છાપ* જણાઈ આવે છે. મરાઠી નવલકથાઓની કાંઇ પણ છાપ ગુજરાતી ભાષામાં પડી નથી. ભષાન્તર સિવાય બીજું પ્રવર્તક બળ તે સંસાર સુધારાની ભાવનારૂપ હતું. મર્હુમ કરસનદાસ મુળજી, મર્હુમ કેશવલાલ મોતીલાલ, રા. રા. ભવાનીશંકર નરસિંહરામ વગેરેએ એ ઉદ્દેશથી કેટલીક કથાઓ લખી છે. ત્રીજું બળ તે રાષ્ટ્રીય ભાવનાના ઉદયરૂપ હતું અને તેને પરિણામે થયેલી કૃતિઓમાં પ્રથમ તે રા. રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇકૃત ' હિંદ અને બ્રિટાનિયા ' છે. રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યાએ પ્રસિદ્ધ કરેલું છે 'કાદમ્બરી'નું ભાષાન્તર પણ પ્રેરકબળ થઇ પડયું અને તેની અસરથી એ નમુનાની કેટલીક કથાઓ રચાઈ. રા. રા. દોલતરામ કિરપારામકૃત ' કુસુમાવલી ' ને આ વર્ગમાં મુકી શકાય.

પરંતુ, ગુજરાતી ભાષાના નવલકથા સાહિત્યમાં શ્રેષ્ઠ પદવીએ પહોંચેલી અને એ સાહિત્યના ઉજ્જવલ કીર્તિસ્તંભરૂપ થયેલી કૃતિ તે મર્હુમ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી રચિત ' સરસ્વતીચંદ્ર ' છે. શ્રોતા જનોને તેની ઓળખાણ આપવાની જરૂર નથી. એ પુસ્તકની રચના સર્વને સુવિદિત છે. એ પુસ્તકથી નવલકથાસાહિત્યમાં વિશેષ સમૃદ્ધિ પામ્યાનો દાવો કરવાનો ગુજરાતી ભાષાને આધાર મળ્યો છે. એ વાર્તાના ચાર ભાગમાં નવલકથાનું કુશલતાવાળું સ્વરૂપ પ્રથમ ભાગમાં છે. બીજા ભાગમાં સામાન્ય હિંદુ સંસારનું ચિત્ર છે, પણ તેમાં ભાવના કરતાં વાસ્તવિકતા વધારે છે. ત્રીજા ભાગમાં દેશી રાજ્યોના રાષ્ટ્રીય ઉદય સાથેના સંબંધનું નિરૂપણ વિશેષ અને કથાભાગ થોડો છે. ચોથા ભાગમાં નવલકથાનું સ્વરૂપ બહુધા લુપ્ત થઇ ગયું છે એમ કહીએ તો ચાલે. તેમાં ગ્રન્થકર્તાના અનેક વિષય ઉપરના મહાન્ વિચારોનો સંગ્રહ વિશેષે કરીને છે. નવલકથા ભાષામાં અને સાહિત્યમાં કેટલું ભારે બળ પ્રવર્તાવે છે તે ' સરસ્વતીચંદ્ર ' ની પ્રસિદ્ધિથી આપણ સર્વને દૃષ્ટિગોચર થયું છે. કર્તાને એ પુસ્તકથી સાહિત્યમાં મહાન્ પદવી મળી છે એટલું જ નહિં પણ સરસ્વતીચંદ, કુમુદસુંદરી, કુસુમસુંદરી, ગુણસુંદરી, વિદ્યાચતુર, બુદ્ધિધન, ચન્દ્રકાન્ત, વગેરે પાત્રોનાં ચિત્ર વર્તમાન જમાનામાં વિચાર અને ભાવનાના બંધારણનાં, ચર્ચાનાં, તથા ઉદાહરણનાં સાધનરૂપ થયાં છે. આ પુસ્તકથી નવલકથાસાહિત્યને કેવું નવું પ્રેરક મળ્યું છે તે અનેક અનુકરણોનાં તેની છાપ પડેલી જોતાં જણાઇ આવે છે. ' સુન્દર અને વિદ્યાનન્દ ', ' વિક્રમની વીસમી સદી ' વગેરે કથાઓમાં આ પુસ્તકની છાપ દૃષ્ટિગોચર થાય છે. એ અસર હજી પ્રવર્તમાન રહેશે એવો સંભવ છે.

માસિકોમાં અને વર્તમાનપત્રોમાં કથાઓ પ્રસિદ્ધ થાય છે અને એ વ્યવસ્થા તરફથી ભેટનાં પુસ્તકરૂપ નવલકથાઓ બહાર પડે છે એ પણ એક પ્રેરક બળ થઇ પડ્યું છે. 'ગુજરાતી' પત્ર તરફથી બહાર પડેલી વાર્તાઓ આ પ્રકારની નવલકથાઓમાં મુખ્ય છે.

'છુપી પોલીસ'ની (detective) વાર્તાઓનું સાહિત્ય પણ ઇંગ્રેજી કથાઓને આધારે થવા માંડ્યું છે. માસિકોમાં તેવી વાર્તાઓ લખાય છે તેમ છુટક પુસ્તકો પણ તે પ્રકારનાં પ્રસિદ્ધ થાય છે.

મુસલમાન અને પારસી લેખકો ઇંગ્રેજી પરથી માત્ર ભાષાન્તર કરવાને બદલે નવીન કથાઓ રચવાના પ્રયાસમાં દાખલ થયા છે એ શુભ ચિહ્ન છે. મી. કરીમઅલી રહીમઅલી નાનજીઆણીનું 'દુનિયા દર્પણ' અને મી. મહેરજીભાઇ માણેકજી રતુરાનું (નાટકરૂપ) 'વાનપ્રસ્થ' શુદ્ધ ગુજરાતી ભાષામાં લખાયેલાં છે, અને કથાસાહિત્યમાં આ પ્રકારના અંશથી એક નવી પુષ્ટિ પ્રાપ્ત થઇ છે. મુસલમાન લેખકો તો ગુજરાતી ભાષા શુદ્ધ સ્વરૂપે લખવાની કદી વિરુદ્ધ હતા જ નહિં, અને પારસી લેખકોએ પણ 'પારસી ગુજરાતી'નો આગ્રહ હવે મુકી દેવા માંડ્યો છે અને જોડણીની શુદ્ધતા તથા વ્યાકરણોના નિયમોની આવશ્યકતા સ્વીકારવા માંડી છે. પારસી લેખકોની નવલકથા કેળવવાની વૃત્તિ આ રીતે સાહિત્યને બહુ સહાયતા કરશે એમ આશા રહે છે.

આપણા સંસારજીવનમાં romantic (કૌતુકભરેલી વિચિત્રતામય) અંશ ઓછા છે તેથી લાગણીની તીવ્રતા થોડી છે અને જીવનવ્યવહારની સાધારણતા વધારે છે, એ સ્થિતિ નવલકથાસાહિત્યના ઉત્કર્ષનો અવરોધ કરનારી છે એ લક્ષમાં રાખવું જોઇએ. બાળલગ્ન વગેરે સંસ્થાઓ પ્રેમપ્રસંગનાં ચિત્રને ઉત્પન્ન થવા દેતી નથી. નાતની વ્યવસ્થા પ્રવાસને રોકે છે, અને પ્રેમ પેઠે પ્રવાસ પણ નવલકથાના સાહિત્ય માટે આવશ્યક છે. આપણી પ્રજાની ગરીબાઇ જીવનમાં અદ્ભુતતાનો ઉદ્ભવ થવા દેતી નથી. રૂઢિની અશિથિલતાથી જીવનમાં એકમાર્ગીપણું (monotony) વ્યાપે છે અને વિવિધતા આવતી નથી. આપણા જીવનમાં આ સર્વ વિષયો સંબંધે વિકાસ થશે તેમ અલબત્ત નાટક અને નવલકથાના એ અન્તરાય પણ દૂર થશે અને એ સાહિત્યની વૃદ્ધિને વધારે અનુકૂળતા મળશે. પ્રજાજીવનના સર્વ અંશો એક બીજા સાથે સંકળાયેલા છે. આપણા માનવંતા પ્રમુખ દી. બ. અંબાલાલભાઇએ આરંભના ભાષણમાં કહ્યું હતું તેમ પ્રજાજીવનના અનેક અંશોનો એક બીજા સાથેનો સંબંધ (inter-dependence) લક્ષમાં લઇ રાષ્ટ્રીય, સાંસારિક, નીતિવિષયક, ઉદ્યોગવિષયક, સાહિત્યવિષયક, સર્વ ભાવનાઓનો સાથે ઉલ્લાસ થવો જોઇએ. અને તે પ્રમાણે આપણું પ્રજાજીવન જેમ ઉલ્લાસ પામશે, જેમ વિસ્તાર પામશે, તેમ આપણું સાહિત્ય પણ એ નવી વૃદ્ધિ અનુભવશે. નાટક અને નવલકથાની રચના માટે નૈસર્ગિક ઉપાદક શક્તિ (originality)-ની જરૂર છે અને તે આપણે આપણા પ્રયાસથી ઉત્પન્ન કરી શકતા નથી. પણ જ્યાં એવી શક્તિ હોય ત્યાં તે ઉગી નિકળે એવી અનુકૂળતા આપણે કરી શકીએ છીએ. અંકુર અનેક સ્થળે છે, અને વૃષ્ટિ થતાં જેમ સૃષ્ટિ પ્રફુલ્લ થાય છે તેમ આપણા પ્રજાજીવનમાં વિવિધ અંશોનું પોષણ થતાં આપણી પ્રજાના હૃદયનો પણ વિકાસ થશે અને વિશિષ્ટ શક્તિઓ ખિલી નિકળશે. પ્રભુ એ કૃપા સત્વર કરો એવી યાચનાથી સમાપ્તિ કરીશું.

રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

---

## THE NOVEL

"Every novel which is a true picture of any part, however humble, of humanity, should be suggestive and inspiring. "Tell me a story," says the child, and listens rapt in attention, unconscious that while the story-teller carries on the tale his own mind is being widened by new thoughts and charged with new ideas. We are all children when we sit with the open novel and go off into the Land of the other Folk. We come back, when we close the book, with a wider experience of humanity, with new friends, new loves, and new enemies. I think that the strongest defence of fiction should be the fact that the true presentation of humanity from any point of view must tend to the increase of certain virtues—sympathy, pity, and an ardour inextinguishable, when once it has seized the soul, for justice. This is a great claim for fiction, yet I advance it in favour not only of the great works which move a whole nation, but of the humble stories whose only merit is their plain unvarnished truth. What made *The Vicar of Wakefield* popular? What preserves it? It is not a great work, it deals not with ambitious and great passions, it treats simply of a single family undistinguished, one of the crowd, yet so truthfully and naturally that we cannot suffer it to be forgotten.

In these days the most important teacher—the most widespread, the most eagerly heard—whether for good or evil is the novelist. Between Russia in the East and California in the West, it is the novelist who teaches. He is the fount of inspiration; he gives the world ideas, he makes them intelligible; sometimes, in rare cases, he so touches the very depths of a people that his words reverberate and echo as from rock to rock and from valley to valley far beyond the ear of him who listens. In these cases he makes history, because he causes history to be made.

—*Sir Walter Besant*

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ,(૫) ગુજરાતીના નાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૨૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે )

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં,રૂા ૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છુટક નકલ એક અંકના | રૂ. ૦-૬-૦ ,, |

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે. અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૩ કોઈ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો, હોય કે ન હોય-પણ એ લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

વ્યવસ્થાપક.

# ગ્રન્થકારો માટે ખાસ સગવડ.

વસન્ત-પત્રનો સાહિત્યપ્રેમી જનોમાં ઠીક પ્રચાર છે પરન્તુ અત્યાર સુધી પૂંઠામાં જગા ન હોવાથી છૂટથી પુસ્તકોની જાહેર ખબરો લઈ શકાતી નહોતી. પોસ્ટલ દરમાં ફેરફાર થવાથી હવે આ પત્રના વજનમાં વધારો કરી શકાયો છે. અને તેથી બે નવાં પૃષ્ઠ ઉમેરી જાહેર ખબરો દાખલ કરવાનું અમે સ્વીકાર્યું છે. આ અનુકૂળતાનો લાભ લેવા ગ્રન્થકારો ચૂકશે નહિ એમ આશા છે.

વ્યવસ્થાપક.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् । उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૮, અંક ૫. [ માસિક. ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૬૫.

## કર્મયોગ:-૨.

આપણે ગયા અંકમાં કર્મયોગનું તત્ત્વ એના સાદા અને સગળ સ્વરૂપમાં યથાશક્તિ વિચાર્યું. એમાં આપણે જોયું કે—પરમાત્મામાં દૃષ્ટિ સ્થાપી કર્મનિષ્ઠ રહેવું, અને પોતપોતાની પ્રકૃતિનો વિચાર કરી અધિકાર જોઈ કર્તવ્યનિર્ણય કરવો એ એ મહાન ઉપદેશનું રહસ્ય છે. એ ઉપદેશની મહત્તા એ છે કે મનુષ્યજાતિના અમુક જ વર્ગને—રાજાને કે રંકને, વિદ્વાનને કે અભણને, સ્ત્રીને કે પુરુષને જ તે લાગુ પડતો નથી. મનુષ્ય માત્રને—અને તે પણ સર્વ દેશમાં અને સર્વ કાળમાં લાગુ પડતો એ ઉપદેશ છે. અને એમ છે તો—એમાંથી વર્તમાન કાળમાં આપણે—હિન્દનિવાસી આર્યજનોએ—શો ભાગ અદા કરવાનો છે એ વિચારનું સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે.

आलस्य—विषाद—चिन्ता शंका आदि आत्मशोषक वृत्तिओने दूर करी, उद्यम—उत्साह—आनन्द आदि आत्मपोषक वृत्तिओ प्रजामां दाखल करवी—ए एक मुख्य बोध छे.

ગઈ ઔદ્યોગિક પરિષદ્‌ના પ્રમુખ મિ. મુધોળકરે સંન્યાસની ભાવના ઉપર જે એકદેશી આક્ષેપ કર્યો હતો* તેમાં તો આપણે નહિ સંમત થઈએ. પરંતુ તે સાથે એ પણ સ્મરણમાં રાખીશું કે—

*"The ascetic ideal, which holds in contempt this world and its interest, has exercised for centuries past a dominating influence on the Indian mind.........
The downfall of our industries, arts and trade, is as much due to this cause, as to the heavy disabilities and restrictions imposed upon them by the economic and fiscal policy of England and other countries."

"न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ " भ. गी.

—"માત્ર કર્મ કરવાં માંડી વાળવાથી માણસ નિષ્કર્મદશા પ્રાપ્ત કરતો નથી, તથા સંન્યાસ—કર્મત્યાગ–એટલાથી જ એ સિદ્ધિ પામતો નથી."—એવું ભગવદ્વચન છે. અને જો એ વચન માત્ર ઉચ્ચારીને બેશી ન રહેતાં આપણા સમસ્ત દેશના જીવનમાં એનું સતત સ્મરણ રાખવા–રખાવવાનું આપણું કર્તવ્ય છે, તો એટલું સ્પષ્ટ છે કે કહેવાતા 'બાવાઓ' અને 'ફકીરો'—જેઓ વસ્તુતઃ નિસ્ત્રૈગુણ્ય કે સત્ત્વગુણની દશાએ પહોંચેલા નથી પણ નિદ્રા આલસ્ય અને પ્રમાદથી ઉપજતી તમોગુણની જ દશા ભોગવે છે–તેઓની સંખ્યામાં જેમ બને તેમ ઘટાડો કરવો. આપણા અજ્ઞાન દરિદ્ર અને વિવિધ ધન્ધા વગરના દેશમાં, એ જાતિના લોકને 'જાઓ! મજુરી કરો.' એમ તિરસ્કાર કરીને બારણેથી કાઢવા—એટલાથી કાર્યસિદ્ધિ નથી. અન્ત્યજ વર્ગ (Depressed Classes) નો ઉદ્ધાર કરવાનો આજ કાલ જે યત્ન થાય છે તેવો જ, બલ્કે તે કરતાં પણ વિશેષ મહત્ત્વનો, યત્ન આ બાવાઓના અને ફકીરોના ઉદ્ધાર માટે કરવો જોઇએ. નાશ પામેલી અને નાશ પામતી જતી ગ્રામસંસ્થાઓને સજીવન કરવા તથા પરસ્પર–સહાયક નાણાં ધીરનારી પેઢીઓ સ્થાપવા આપણે સરકારને વારંવાર કહીએ છીએ; પરંતુ તે જ પ્રમાણે, બાવાઓની અને ફકીરોની જમાતોમાંથી જે ધાર્મિક જીવન ઊડી ગયું છે તે ફરી લાવવાનું અને તેઓના ધાર્મિક જીવનમાં ઉપકારક થાય એવી કેળવણીની સંસ્થાઓ ઉભી કરવાનું કામ આપણે માથે નથી? તન્દુરસ્ત શરીરમાં સડેલા ભાગને બહાર ફેંકી દેવાનું સ્વાભાવિક વલણ હોય છે; તદનુસાર, જ્યારે એ જમાતોમાં ખરૂં ધાર્મિક જીવન આવશે ત્યારે એના દુષ્ટ અંશો એની મેળે જ સંઘ બહાર થઈ જશે–અને એ રીતે, અત્યારે અતિશય ભારે થઈ પડેલી એ વર્ગની સંખ્યા ધીમે ધીમે ઘટતી જશે. એ જીવન ફરી જાગ્રત્ કરવા માટે તે તે જમાતોને હાથમાં લઈ તેઓમાં સંસ્કૃત અને અન્ય દેશી ભાષાઓની કેળવણીની સંસ્થાઓ દાખલ કરવાનો યત્ન કરવો જોઇએ. દેશમાં ઉત્પન્ન થએલી ઔદ્યોગિક જાગૃતિને અંગે, તેઓ આગળ દ્રવ્ય અને કુટુમ્બસુખની લાલચો ધરીને તેઓને આલસ્ય અને પ્રમાદ ત્યજાવી ઉદ્યોગી કરીએ એ છેક ખરાબ નથી, કારણ કે એટલે અંશે આપણે તેઓને તમોગુણમાંથી કાઢી એથી ચઢીઆતા એવા રજોગુણમાં પ્રવેશ કરાવીશું; પરંતુ ખરૂં કર્તવ્ય તો એ જ છે કે આપણા દેશનું સંન્યાસાશ્રમનું માહાત્મ્ય આપણે તદ્દન વીસરી ન જતાં એ મહાસંઘ આગળ જ્ઞાન ત્યાગ અને પરોપકારની સત્ત્વગુણી ભાવના સદા કાયમ રાખીને જનસમાજને એ વર્ગનો લાભ અપાવવો.

વળી શ્રીમદ્ભગવદ્ગીતાએ નિન્દેલો 'કર્મ–અનારંભ' નો દોષ તે માત્ર બાવાઓમાં અને ફકીરોમાં જ છે એમ નથી. કેળવાએલા વર્ગને કેળવાએલી—સામાન્ય કરતાં ચઢીઆતી—કસોટીએ તપાસીએ તો એની પણ મ્હોટી સંખ્યા 'હું મ્હારા દેશનો રોટલો દેશને યોગ્ય બદલો આપીને ખાઉં છું કે કેમ?' એ પ્રશ્નનો સન્તોષકારક ઉત્તર આપી શકે એમ નથી. હિન્દુસ્થાનની તીજોરીનાં નાણાં બહુ જ મ્હોટે ભાગે આપણા અભણ દેશબન્ધુઓના પરસેવાનાં બનેલાં હોય છે; અને એમાંથી જ આપણી કૉલેજો અને કચેરીઓનાં ખર્ચ ચાલે

છે.* આ ધ્યાનમાં રાખીએ તો આપણો કેળવાએલા વર્ગનો મ્હોટો ભાગ અભણ વર્ગ પ્રત્યેનું પોતાનું દેવું બનાબર વાળે છે એમ કહેવું કઠણ પડશે.

આલસ્ય જેવાજ આત્માને ખાઈ જનાના બીજા દોષો તે વિષાદ ચિન્તા શંકા આદિ છે. આપણા કેળવાએલા જનોમાંના ઘણાએકને દેશ પ્રત્યે લાગણી તો હોય છે, પણ તેઓ એની વર્તમાન સ્થિતિ જોઇને એવા વિષાદમા-ખેદમા-ડૂબી જાય છે કે તેઓને કાંઈ પણ કર્તવ્ય કરવા જેવું લાગતું નથી. દેશનું અજ્ઞાન, એનું દારિદ્ર્ય, એનો કુસંપ—આદિ, પ્રતિબન્ધ-કનો ઢગ જોઈ તેઓના ગાત્ર શિથિલ થઈ જાય છે, અને તેમા પણ જ્યારે પશ્ચિમના દેશો સાથે પોતાના દેશને સરખાવે છે ત્યારે તો એ બે વચ્ચેનું અંતર જોઈ, એક પગલું ભરવાની પણ તેઓમાં હામ રહેતી નથી વળી, દેશમાં કોઈ કોઈ સ્થળે અનિષ્ટ પ્રવૃત્તિઓ થતી જોઇ એના ભવિષ્ય માટે ચિન્તા કરનારો વર્ગ પણ છે. પણ ચિન્તા એ રોગનો પ્રતીકાર નથી એ એ ક્યા વિચારે છે? વળી એક વર્ગ એવો પણ છે કે જે કાર્યાકાર્યના સંશયમાજ ડુબ્યો રહે છે—દાખલા તરીકે, સમાજસુધારાના પ્રશ્નમા—જાતિસંધારણનો લાભ લઈ સ્ત્રીકેળવણી વગેરે તે તે સુધારા કરવા, કે ભલે એ સુધારા મોડા થાય પણ પ્રથમ તો જાતિનોજ નાશ કરવો? એક રીતે કરતા, જાતિબન્ધનો દૃઢ થાય છે બીજી રીતે કરતા, સુધારો થતો નથી બીજો દાખલો લઇએ—શાળાઓમાં જુદા જુદા ધર્મનું શિક્ષણ આપવા જતા ધર્માન્ધપણું વધે છે ન આપવાથી ધર્મભ્રષ્ટતા થાય છે. આ પરસ્પર વિરોધી દલીલો વચ્ચે કર્તવ્યમૂઢ થઈ ઉભો રહેનારો એક વર્ગ છે.

આ સર્વ દોષનો પ્રતીકાર એના વિરોધી ગુણમા રહેલો છે આળસ ખંખેરી ઉદ્યમ કરો—કામ કર્યાનો આનન્દ જુદો જ છે, જેના સ્વાદનું આળસુ માણસને ભાન જ નથી. વિષાદ ત્યજી ઉત્સાહી બનો—સ્વદેશનો ઉદ્ધાર કદી પણ અશક્ય નથી. ઉત્સાહથી જાપાને

---

* "The influence of higher education is expected to elevate the national life proportionately to its height and depth The writer in *East and West* to whom I have referred estimates Rs 4 per head as the annual cost of primary, education. That of collegiate education ranges from over Rs 250 per head in Government institutions to, perhaps, a third of that sum in private colleges—say, an average of Rs. 100 per head. That is to say, 25 pupils can be educated in a primary school for what it takes one young man to undergo University education The State cannot spend so much on one person except in the belief that the influence of the one man will more than compensate for the loss of opportunity of primary education of 25 children In other words, State support of higher education rests on the condition that higher education has an essential altruistic foundation as its basis and as its outcome. On the portals of a University and in the hearts of every University man should be engraved the motto "Freely you have received, freely give " Original research, altruistic service, and the always selfless work of teaching—these are the ends to which Universities exist, and their claim to the support of the state depends on their due fulfilment "—*K. Natarajan.*

ટુંક સમયમાં કેટલું સાધ્યુ છે એ તમે જાણો છો જ. જર્મની આજથી ત્રીસ ચાળીસ વર્ષ ઉપર દરીયાઈ યુદ્ધમાં કામ લાગે એવી એક પણ નૌકા બાંધી શકતું નહતું: આજ ઈંગ્લાંડને એ કામમાં જર્મનીની હરીફાઈ કરવી પણ મુશ્કેલ થઈ પડી છે. આપણે ભૂતકાળમાં જગતને વ્યવહાર અને પરમાર્થ ઉભયમાં ઉપયોગી થતું પુષ્કળ જ્ઞાન આપ્યું છે તો ભવિષ્યમાં એ જ મહત્ત્વ ફરી કેમ નહિ પ્રાપ્ત કરી શકીએ? કદાચ કોઇને આ આશા મિથ્યા લાગતી હશે. પણ વર્તમાનમાં દૃષ્ટિ રૂંધી રાખીને પોતાની શક્તિના સ્વરૂપનો ખ્યાલ બાંધવો એ બહુ જ ભ્રમજનક વિચારપદ્ધતિ છેઃ ભૂત અને ભવિષ્ય ઉભય પરત્વે એ ખોટી છે. સર વિલ્યમ જોન્સને સંસ્કૃતમાં નાટકો છે એમ કહેવામાં આવ્યું ત્યારે એ માની પણ શક્યો નહતો કે એ નાટકો શેક્સપિયરનાં નાટકો જેવી રચનાનાં હશે; અને માત્ર ભવાઇનો જ પરિચય ધરાવનાર બે ત્રણ પેઢી ઉપરના આપણા પૂર્વજોને કાલિદાસ કે ભવભૂતિનો કશો જ ખ્યાલ નહતો. તે જ પ્રમાણે ૧૮૫૬ ના બળવા પહેલાંના લોકને વર્તમાન વિવિધ પ્રવૃત્તિઓ વિષે વાત કરી હોત તો તે કોઈક બીજી જ દુનીઆની વાત જેવી સમજત. જગતની વિવિધ પ્રજાનો ઇતિહાસ આપણને કોઈ પણ સત્ય મુખ્યત્વે કરી શીખવતો હોય તો તે એ છે કે મનુષ્યની ઉત્તમતા અને અધમતાની શક્યતાને સીમા નથી. જો હાથ પગ જોડી બેશી રહી દિનપરદિન અધિક ને અધિક અધમતા પ્રાપ્ત કરવાનું આપણામાં સામર્થ્ય છે, તો તે જ રીતે કમ્મર કસી કર્તવ્યપરાયણ થઈ દિનપરદિન અધિક ને અધિક ઉત્તમતા મેળવવાનું સામર્થ્ય પણ આપણામાં કેમ ન હોય? આમ વિચારી, ઉત્સાહી થવું—એ અર્ધું કામ કર્યા બરાબર છે.

**ચિન્તા** એ મનુષ્યના આત્માનો એક ત્રીજો રોગ છે—અને તે ગયા અંકમાં બતાવેલી અહંતાનું જ ચોખ્ખું પરિણામ છે. કર્તવ્ય કર્યા પછી, હિન્દુસ્થાનનું શું થશે, એ ફિકર આપણને શાની? જે માણસ કર્તવ્યપરાયણ છે તેને તો એવી ફિકર સુઝતી જ નથી. એ તો વર્ડ્ઝવર્થના 'Solitary Reaper'ના જેવો પોતાના કર્તવ્યમાં એવો મસ્ગૂલ છે કે એને તો બીજો શું કરે છે તે જોવાની પણ ફુરસદ નથી. આપણું કર્તવ્ય ભૂલી પ્રભુની ફિકર આપણે પોતાને માથે વ્હોરવી એ મિથ્યાભિમાન છે. સતત સ્મરણમાં રાખવું કે આપણા દેશની ફિકર પ્રભુને છેઃ ભારતવર્ષના કલ્યાણ માટે નરનારાયણ તપશ્ચર્યા કરે છે.

ચોથો દોષ—**શંકા**—તે પણ કર્તવ્ય ચૂકવનાર એક શક્તિ છે અને એનો પ્રતીકાર શ્રીમદ્‌ભગવદ્ગીતાએ શ્રદ્ધાપૂર્વક કર્તવ્ય કર્યાં જવું એ બતાવ્યો છે. વિચારની ખરી કસોટી આચાર છે, અને તેથી કાર્યાકાર્યના વિચારમાં ગુંચાઈ ન પડતાં* અનુભવી મહાત્માઓ ઉપર શ્રદ્ધા રાખી તેઓને બતાવેલે માર્ગે પ્રયાણ કરવું, અનુભવ લેતા ચાલવું, અને એ અનુભવથી પોતાની ભૂલો સુધારતા જવું; અર્થાત્ વિચારને એકલાને મહત્ત્વ ન આપતાં, આચારથી વિચારને શુદ્ધ કરતા રહેવું—આ શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશેલા કર્મયોગનું મુખ્ય તાત્પર્ય છે.

આમ, આલસ્ય વિષાદ ચિન્તા શંકા આદિ દોષો ત્યજી ઉદ્યમ ઉત્સાહ આનન્દ શ્રદ્ધા

---

* "Let us not turn our duties into doubts"—*Burke*.

આદિ ગુણો ઉપજાવવાનો બોધ વર્તમાન સમયે આપણને કેવો ઉપયોગી છે એ આપણે જોયું. પણ એ ઉપરાંત એક બીજું મહત્ત્વનું તાત્પર્ય પણ હાલના સમયમાં આપણે ખાસ યાદ રાખવાનું છે. અર્જુનના હૃદયમાં ઊંચા વિચારો આવવા માંડ્યા હતા 'રુધિરે ખરડ્યા ભોગ' ભોગવવા એને ગમતા નહોતા, એના સગાં સંબન્ધીઓ માટે એને દયા ઉપજી હતી. પણ હજી એ વિચારો, વસ્તુત એના આત્માથી—અને તેથી એના અધિકારથી—કેટલા દૂર હતા તેનું એને ભાન ન હતું. કર્તવ્ય કરતાં કરતા જ આગળ વધાય છે એ ભૂલી જઈ વચલું કર્તવ્ય ઓળંગી જઈ, સહસા બ્રાહ્મણની ભાવના સિદ્ધ કરવાનું એને મન થયું હતું. એવે પ્રસગે, શ્રીકૃષ્ણે એને ઉપદેશ કર્યો તેનો સાર એ નીકળે છે કે એક સારી અને એક ખોટી એવી બે ભાવના વચ્ચે વિરોધ આવી પડયો હોય ત્યારે તો નિર્ણય કરવો સહેલો છે, પણ જ્યારે બન્ને સારી ભાવના વચ્ચે પસંદગી કરવાની હોય ત્યારે જ વિકટ પ્રસંગ ઉત્પન્ન થાય છે, અને તેવે પ્રસગે અધિકાર ઉપર દૃષ્ટિ રાખવી-અર્થાત્ ભવિષ્યથી ખેંચાઈ જઈ વર્તમાન કર્તવ્ય ભૂલવુ નહિ હવે, આ જ ઉપદેશ આપણી હાલની દશાને લાગુ પાડીએ તો તે એ છે કે સ્વદેશસેવાના મ્હોટા નામથી અંજાઈ જઈ, આપણી નિકટ પડેલા હમેશના કર્તવ્ય ચૂકવા નહિ સ્વદેશસેવાની ભાવના દૃષ્ટિ આગળ રાખવાની ના નથી કહેવાનુ તાત્પર્ય એટલુ જ છે કે ખરી સ્વદેશસેવા તે આપણા નિત્ય કર્મ કરવાથી જ સધાય છે જે રાત દિવસ 'સ્વદેશ' 'સ્વદેશ' એમ નામ ઉચ્ચાર્યા કરે છે તે જ ખરો સ્વદેશસેવક નથી પણ જે એક પિતા તરીકે, પુત્ર તરીકે, ભાઈ તરીકે, મિત્ર તરીકે, પાડોશી તરીકે, સુસારર તરીકે, દુકાનદાર તરીકે, અમલદાર તરીકે, એમ વિધ વિધ રૂપે કુટુમ્બમા શેરીમા બજારમા કચેરીમાં પોતાનુ કર્ત ય યથાર્થ બજાવે છે એ જ ખરો સ્વદેશભક્ત છે આપણી અને આપણી ભાવનાની વચ્ચે કંઈ મરુદેશ પડેલો નથી વચલો પંથ ન્હાના મ્હોટા અસંખ્ય સુન્દર કર્તવ્યથી છવાએલો છે, તેમાં થઈને જ આપણે આપણા ઉદ્દિષ્ટ સ્થાન તરફ પ્રયાણ કરવાનુ છે. આ સત્ય સમજાય તો વિદ્યાર્થીઓ, ગૃહસ્થ અને પ્રજાજન બનતા પહેલા, નજદીક કર્તવ્ય પોતાને માથે ખેંચી લેવાની લાલચમા કરે છે તે ન કરે. તેમ જ સામાન્ય પ્રજાજન કેટલીકવાર, પોતાનુ ખરૂ કર્તવ્ય વિસારે નાખી સ્વદેશસેવાને નામે મિથ્યા શક્તિનો વ્યય કરે છે તેમ ન કરતાં પોતાના અલ્પ પ્રદેશમા કર્તવ્ય બજાવી દેશને વધારે ઉપયોગી થાય આ જાતની સંગીન કર્તવ્યભાવના દેશમા ઉપજાવવાની અત્યારે ઘણી જરૂર છે—કારણ કે અત્યારનો સમય એવો છે કે રાત્રિ ગઈ છે, અને પ્રભાત થયુ છે.

બ્રિટિશ રાજ્ય એ આપણા દેશના કલ્યાણનો નવો ઉષ કાળ છે. આપણા ઝળહળતા તેજોમય દિવસો તો પ્રાચીન કાળમા ગયા, પણ મધ્યકાળની ઘોર રાત્રિ વ્યતીત થઈને દેશમાં પ્રાત કાળનાં કિરણો ફરી ફૂટતા અત્યારે જ દેખાય છે. ખાસ આ વિચારમાં કોઈને સ્વદેશભક્તિની ખામી લાગતી હોય તો એને મારો આટલો જ નમ્ર ઉત્તર છે કે—સ્વદેશ સૌને વ્હાલો છે: પણ સ્વદેશભક્તિને નામે અસત્ય વ્હાલુ નથી. બ્રિટિશ રાજ્યના આગમન પહેલાં 'દેશનું ભવિષ્ય' એ વિચાર પણ કોઈને સૂઝતો હતો? પગ તળેની ભૂમિ ઉપરાંત બે ડગલાં પણ કોઈની દૃષ્ટિ દૂર જઈ શકતી? અરે! જે ભગવદ્ગીતા માટે અત્યારે આપણે આટલું બધુ અભિમાન ધરાવીએ છીએ તેનું જ્ઞાન પણ કેટલા થોડાને હતુ! અને તેથી કહેવુ જોઈએ કે

ચોતરફ વ્યાપી રહેલો અન્ધકાર દૂર થઈ કર્તવ્યના માર્ગ ઉઘડતા હવે જ આપણને નજરે પડે છે: એક અન્ધારી રાત્રિએ લૂટારૂ અને હિંસ્ર પ્રાણીઓથી ભરેલા જંગલમાં ફસાઈ પડેલા વટેમાર્ગુને પોતાના જાન માલના રક્ષણ ઉપરાંત ભાગ્યે જ કાંઈ પણ કર્તવ્ય હોય છે: એને સૂર્યોદય થતાં, માર્ગ સૂઝીને જે આનન્દ થાય છે તેવો જ આનન્દ અત્યારે ખરા દેશસેવકને થવો જોઇએ.

પ્રભાતના ઘંટાનાદ દૂર દૂરથી શ્રવણે પડે છે, અને

" मित्रो जनान् यातयाति ब्रुवाणः "—ऋ. सं.

—અર્થાત્ પ્રભુ પોતે આપણને, આનન્દ અને ઉત્સાહથી સજ્જ થઈ, હળ લઈ, પોતપોતાને સોંપેલા કર્તવ્યક્ષેત્રમાં શ્રમ કરવા, બીજ રોપવા, અને દેશની સમૃદ્ધિ વધારવા બોલાવે છે.

---

## " કાવ્ય એટલે શું ?"

( અનુસન્ધાન પૃ૪ ૧૪૪ થી.)

રા. રા. કેશવલાલે કાવ્યના સ્વરૂપ વિશે જે વિદ્વત્તાભરેલું નિરૂપણ કર્યું છે તે મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે એકંદરે સંમતિને યોગ્ય છે. તેમણે કરેલી વ્યાખ્યાનો સાર એ છે કે 'ભાવનો સતત વાણીમય પ્રવાહ તે કાવ્ય.' રા. રા. કેશવલાલના ભાષણ પછી જે ચર્ચા થઈ છે તેમાં કાવ્યના એ લક્ષણ સામે વાંધો લેવામાં આવ્યો નથી પણ એ લક્ષણ પરથી જે અનુમાન કરવામાં આવ્યાં અને કેટલાંક ઉદાહરણો લઈ એ લક્ષણને આધારે જે ટીકા કરવામાં આવી તે સામે વાંધો લેવામાં આવ્યો છે. આ રીતે રા. રા. કેશવલાલે કરેલી વ્યાખ્યા વિશે કંઈ ગેરસમજુત થઈ લાગે છે અને સંક્ષેપમાં ફરી અવલોકન કરવાથી કદાચ ગેરસમજુત દૂર થઈ શકશે.

પ્રથમ તો કાવ્ય માટે ભાવ આવશ્યક છે. જ્યાં ભાવનું અસ્તિત્વ ન હોય ત્યાં કાવ્યત્વ હોઈ શકતું નથી. માત્ર કાવ્યના બાહ્ય આકારથી, પદ્યમય રચનાથી, કાવ્ય થતું નથી, એ સિદ્ધાન્ત સ્વીકારવાની કોઈ ના પાડતું નથી, પણ તે સિદ્ધાન્ત યથાર્થ રીતે લાગુ નહિં પાડવાથી જ જે કાવ્ય નથી તેને કાવ્ય કહેવાની ભૂલ થાય છે. જે કાંઈ વાક્ય પદ્યમાં ગોઠવેલું હોય,–ભાષણ કર્તાએ યોજેલા શબ્દમાં કહેતાં, જે કાંઈ કવિતા હોય,–તે કાવ્ય જ હોય એવો આગ્રહ કરવાથી આ વિષયમાં વિવેક રહેતો નથી. આ માટે, ભાવનું મહત્ત્વ લક્ષમાં રાખવાની જરૂર છે. ભાવ તે વિચારવિષયક વ્યાપારથી ભિન્ન છે. મનના વિચારવિષયક વ્યાપાર પણ આપણને આશ્ચર્ય પમાડે તેવા હોય છે, પણ તેટલા પરથી તે કાવ્યયોગ્ય ભાવ હોતા નથી. યુકેલિડ સરખાની ગણિત વિદ્યા, શંકરાચાર્ય સરખાનું તત્ત્વજ્ઞાન, ન્યુટન સરખાનું પદાર્થવિ-

જ્ઞાન આશ્ચર્યજનક છે એમા શક નથી, પણ, તે કારણથી તેમના લેખ કાવ્ય કહેવાતા નથી. અને એ લેખને ગદ્યને બદલે પદ્યમા મુક્યા હોય તો પણ તે કાવ્ય કહેવાય નહિં. કારણ એ છે કે ભાવમય વ્યાપારના એ લેખ નથી ભાવમય વ્યાપાર વિચારવિષયક નહિં પણ વિકારવિષયક હોય છે. બીજી રીતે કહીએ તો કાવ્ય તે બુદ્ધિની નહિં પણ હૃદયની કૃતિ છે મનના વ્યાપારોમા આ ભેદ ક્યા પડે છે તે આપણે નક્કી કરી શકતા નથી, શરીરવિજ્ઞાનથી તે ગમ્ય નથી, પણ તેટલા પરથી એ ભેદ નથી એમ ઠરતુ નથી યુરોપમા જડવાદ પ્રબળ હતો તે જમાનામા એક ખગોળવેત્તાએ કહેલુ કે મેં આકાશમા બધે દુરબીન ફેરવી જોયુ છે પણ કોઈ ઠેકાણે ઈશ્વર દેખાયો નથી, માટે ઈશ્વર છે નહિ. ભાવની ઉત્પત્તિનુ સ્થૂલ સ્થાન નક્કી થઈ શકે નહિ માટે તે ઉત્પત્તિ થતી જ નથી એમ કહેવુ એ આના જેવી જ ભ્રાન્તિ છે. ભાવ એ વિચારથી જુદા પ્રકારનો અનુભવ છે એ આપણે વાસ્તવિક રીતે જાણીએ છીએ. અને તે સામે આપણે એમ પણ જાણીએ છીએ કે બધા મનુષ્યોમા તે એકસરખી ગાઢતા વાળો હોતો નથી કોઈ મનુષ્યો ઓછા ભાવપરાયણ અને કોઈ મનુષ્યો વધારે ભાવપરાયણ હોય છે જેઓ ભાવપરાયણ ન હોય તેઓ આપણા ગમે તેટલા માનને પાત્ર હોય તો પણ તેમને ભાવપરાયણ કહેવા, ને કાવ્યત્વ વગરની તેમની કૃતિને કાવ્યનુ નામ આપવુ એ યથાર્થ નથી તેમના બુદ્ધિવ્યાપાર મહાન્ હોય તો તેમની બુદ્ધિની મહત્તા સ્વીકારવી જોઈએ અને એ તેમને માન આપવાનો ખરો માર્ગ છે, પણ, તે કારણથી તેમને કવિ કહી શકાય નહિં અને તેમને કવિ કહેવામા તેમને ખરૂ માન અપાતુ નથી એજ પ્રમાણે કોઈ વિચારો પદ્યમા જણાવેલા હોય તે આપણને ગમે તેટલા સારા, ગમે તેટલા ખરા, ગમે તેટલા ઉંડા લાગતા હોય તો પણ તેટલા પરથી તે પદ્ય તે કાવ્ય છે એમ કહી શકાય નહિં. તે વિચાર ભાવમય છે કે નહિં, એ મુખ્યત્વે જોવાનુ છે. કાવ્યત્વ સબધે વિચારનુ મૂલ્ય જોવાનુ નથી પણ ભાવની ખુબી જોવાની છે ભાષણ કર્તાએ

ઘડી તણા ચાર ટકોર વાગ્યા
ઉદ્યોગી લોક જન સર્વ જાગ્યા,
જાણે શ્રુતી ચાર તણા ઉચ્ચારે,
મુમુક્ષુ અજ્ઞાનપણુ ઉતારે

એ વગેરે પદ્ય ઉદાહરણાર્થે કહ્યા હતા અને તેની ભાવહીનતા દર્શાવી હતી. ભાષણ પછીની ચર્ચામા એક ગૃહસ્થે આગ્રહ કર્યો હતો કે આ પદ્યમા શ્રુતિ મોક્ષ અને જ્ઞાનની વાતો છે તે છતા તે કાવ્ય ન કહેવાય તો ઘણુ અજુગતુ થાય પરંતુ અમુક રચના કાવ્ય છે કે નહિં તે જોવા માટે તો તેમા ભાવ છે કે નહિ એ જ મ્હોટી કસોટી છે. 'ચાર શ્રુતિના ઉચ્ચારથી મુમુક્ષુ જનો પોતાના અજ્ઞાનપણાનો ત્યાગ કરે છે' એ વાક્યના અર્થનુ ધર્મજ્ઞાન સબધે ગમે તેટલુ મૂલ્ય હોય પરંતુ એ વાક્યાર્થમા કાંઈ ભાવ સમાયેલો નથી એ વાક્યાર્થ માત્ર બુદ્ધિનો વિષય છે. 'ઘડીયાલના ચાર ટકોરા વાગ્યા એટલે બધા ઉદ્યોગી લોકો જાગ્યા' એમા પ્રાતઃકાળે બનતી સામાન્ય હકીકત કહી છે, એ હકીકતના કથનમા કાંઈ ભાવ છે કે કાવ્યત્વ છે એમ કોઈ ઘડી ભર પણ કહેશે નહિં. આ બે વાક્યાર્થને 'જાણે' શબ્દથી જોડી ઉત્પ્રેક્ષા અલંકાર આણ્યો છે, પણ ભાષણકર્તાએ કહ્યુ છે તેમ અહીં અલંકારનું કાંઈ સ્થાન

નથી, અલંકાર વડે શોભાવવા જેવો કાંઈ ભાવ નથી તેમ જ અલંકારમાં કાંઈ ચમત્કાર નથી, બીજા વાક્યાર્થનું પ્રથમ વાક્યાર્થ સાથે સરખાપણું કલ્પવામાં કાંઈ રુચિરતા રહેલી નથી. આ પદ્યવાળા વર્ણનમાં આ પ્રકારના ઘણા અલંકારની રચના છે તેમાં પણ આ જ પ્રમાણે એકેક પ્રસંગની હકીકત કહી તેને એકેક અલંકારની ચીઠ્ઠી ચહોડી છે. આવા અલંકારના સંગ્રહમાં કાંઈ કાવ્યત્વ રહેલું નથી. અલંકારનો કોપ બનાવવામાં આવે, અને અનેક વસ્તુઓ તથા પ્રસંગોને કોનું કોનું સામ્ય આપવું એ તેમાં દર્શાવવામાં આવે, - મુખને કમળ સાથે સરખાવવું, હોઠને પરવાળા સાથે સરખાવવા, હાથને દંડ સાથે સરખાવવા, દાંતને મોતી સાથે સરખાવવા, ગતિને સિંહના જેવી કહેવી, કીર્ત્તિને ધોળી કહેવી, વર્ષાબિન્દુને આકાશનાં આંસુ કહેવાં—એ વગેરે અલંકારની તૈયાર સામગ્રીનો સંગ્રહ કરવામાં આવે, તો તે કોપ તે કાવ્ય બને નહિ. ભાવનું વાસ્તવિક અસ્તિત્વ હોય અને ભાવમહત્તાથી રંગાયેલી દૃષ્ટિએ અમુક અલંકારની કલ્પના થાય ત્યારે અલંકારની યથાર્થતા હોય છે તે વિના કેવળ કૃત્રિમ અલંકાર ઘડી કહાડવાથી કાવ્યત્વ આવતું નથી.

ભાવની વાસ્તવિકતા કાવ્યમાં હોવી જોઇએ, અર્થાત્ કાવ્ય રચનાર કવિને ભાવનો અનુભવ થયો હોવો જોઇએ, એ પ્રધાન અંશ લક્ષમાં નહિ રાખ્યાથી ભાવ વગર માત્ર સભારંજન ખાતર, ચતુરાઈ ખાતર, અમુક જાતની શબ્દરચના આણવા ખાતર, અમુક જાતના અલંકાર આણવા ખાતર, અમુક જાતના બુદ્ધિવિષયક વિચારો દર્શાવવા ખાતર અથવા એવા કોઈ ભાવહીન હેતુ ખાતર કરેલા પદ્યને કાવ્ય કહેવાની ભૂલ થાય છે. રસનું સ્વરૂપ જોઈશું તો પણ આ જ વાત ફલિત થાય છે. જીવનમાં વિવિધ અનુભવથી મનુષ્યના ચિત્તમાં જે સહૃદયતાવાળી વૃત્તિઓ બંધાય છે તેને સ્થાયી ભાવ કહે છે. કવિ પોતે અનુભવેલા ભાવનું એવું ચિત્ર આપે છે કે જેથી એ સ્થાયી ભાવનો સાક્ષાત્કાર થાય, એ સ્થાયી ભાવ જાગૃત થઈ સહૃદયતાનો ઉલ્લાસ થાય ત્યારે રસની નિષ્પત્તિ થાય છે. આ પ્રમાણે રસ તે હૃદયના ભાવનો જ વિષય છે, અને કવિને પ્રથમ ભાવનો અનુભવ થયો હોય ત્યાર પછી કાવ્ય રચતાં રસનો પ્રસંગ આવે છે, માત્ર ચતુરાઈ વાપરી કે યુક્તિ કરી શબ્દો કે વાક્યો ગોઠવવામાં આવે એમાં ભાવનું અસ્તિત્વ હોતું નથી. ભાવનો અનુભવ આપોઆપ થાય છે, તે ઉપજાવાતો નથી. કવિને પોતાને ભાવ અનુભવ થયા વગર સભાને રંજન કરવાને પદ્ય ગોઠવી કહાડે તેમાં રસ હોય નહિ, કેમકે ત્યાં મૂળમાં કવિનો ભાવ જ હોતો નથી. અલંકાર વગેરેની કલ્પના તે માત્ર ભાવને પ્રકાશિત કરવાનું અને શોભાવવાનું સાધન છે. ભાવ ન હોય ત્યાં એવાં એકલાં સાધનથી કાવ્ય થતું નથી

ભાવના વાણીમય પ્રવાહથી કાવ્ય થાય છે એમ કહેવાનું તાત્પર્ય એ છે કે ભાવ બીજી રીતે પણ પ્રકટ થાય છે, ચિત્રમાં રંગ અને રેખાની રચનાથી ભાવ પ્રદર્શિત થાય છે, શિલ્પ કૃતિમાં આકૃતિઘટનાથી ભાવ પ્રદર્શિત થાય છે, સંગીતમાં સ્વરસંવાદથી ભાવ પ્રદર્શિત થાય છે, પણ કાવ્યમાં વાણીના વિલાસથી ભાવ પ્રદર્શિત થાય છે. કવિના હૃદયમાં ઉદ્દીપ્ત થયેલા ભાવ અમૂર્ત હોય છે તેને મૂર્ત રૂપ આપવા સારૂ કવિ વાણીનો આશ્રય લે છે. ભાવથી પ્રેરિત થયેલો કવિ ભાવ પ્રદર્શિત કરવા સારૂ સૃષ્ટિમાંથી નમુના લઈ ભાવમય મૂર્ત રૂપો વાણીમાં રચે છે. ચિત્રકાર, શિલ્પકાર કે સંગીતવિધાયક પણ ભાવ પ્રદર્શિત થાય એવાં મૂર્ત રૂપ રચે છે

પણ તે વાણીમય નથી હોતા કવિના મૂર્ત રૂપો વાણીમય હોય છે આ કારણથી કાવ્યનું લક્ષણ દર્શાવતા કહેવામા આવે છે કે કાવ્ય તે અમુક વિશિષ્ટતાવાળો શબ્દ છે. શબ્દ અને અર્થ તે કાવ્ય કે શબ્દવાળો અર્થ તે કાવ્ય એ વિશે સસ્કૃત વિવેચનમા મતભેદ છે શબ્દનો અર્થ તે પણ શબ્દની પેઠે રસનો વાહક છે, પરન્તુ કાવ્યના મૂર્ત રૂપમા અર્થની પછી શબ્દની બરાબરીની ગણવી કે તેથી ઉતરતી ગણવી એ નક્કી કરવુ કઠણ છે તેથી આ મતભેદ થયો છે પરંતુ ગમે તે પ્રકારના શબ્દની રચનાથી અથવા ગમે તે પ્રકારના અર્થના સંગ્રહથી કાવ્ય થતુ નથી રસવડે આનદ આપે એવા શબ્દ અને અર્થથી કાવ્ય થાય છે. રસ ન હોય એવી શબ્દરચના રમુજી હોય તેથી વિનોદ થાય અથવા અર્થસગ્રહ વિચારવત હોય તેથી જ્ઞાન મળે પણ તે કાવ્ય કહેવાય નહિ આ રીતે શબ્દથી કાવ્ય થાય છે એમ કહેવાનો ઉદ્દેશ એવો નથી કે શબ્દના ઝડકમકથી કે ઉભા અવળા અને આડા વચાય એ રીતે શબ્દો ગોઠવ્યાથી કાવ્ય થાય કાવ્યનો ચમત્કાર ભાવમા છે રસવ્યક્તિમા છે, શબ્દ ગોઠવવાની ચતુરાઈમા નથી વાક્યનો અર્થ પસદ પડતો કે તેમ એ કાવ્યની કસોટી નથી પણ અલૌકિક ભાવવાળો છે કે કેમ એ કસોટી છે રસગગાધરમા કહ્યુ છે તેમ 'તારે ઘેર પુત્ર જન્મ્યો' 'ને ધન આપીશ' એવા વાક્ય સાભળી માણસને હર્ષ થાય પણ તે માટે એ વાક્યો કાવ્યમય ન કહેવાય કાવ્યનો આનદ એથી જુદા જ પ્રકારનો છે

ચિત્ર વગેરે કળાઓના વિધાનમા ભાવનુ દર્શન માત્ર એક અમુક પ્રસગનુ જ આવી શકે છે, એક ચિત્રનો બીજા ચિત્ર સાથે સબધ થઈ શકતો નથી; પરતુ કાવ્યમા તો ભાવનો સતત પ્રવાહ ચાલુ રહે છે, એક પ્રસગ પુરો થઈ રહે એટલે કાવ્ય પુરૂ કરવુ પડતુ નથી પણ બીજો પ્રસગ તેની જોડે સાધી શકાય છે વાણીના પ્રભાવથી કાવ્યમા આવુ સાતત્ય જાળવી શકાય છે

કાવ્યમા ભાવ વહે છે એમ કહેવાથી તેમા ઉચ્ચારનુ આન્દોલન હોય છે અર્થાત્ છન્દ સરખી શબ્દરચના હોય છે એ અંશનો પણ કાવ્યની વ્યાખ્યામા સમાવેશ થાય છે એમ કદાચ કહી શકાય ભાવ અને લાગણીઓની પરપરા ઉછળીને વહેતા પ્રવાહ પેઠે કે ઊર્મિમાના પેઠે એક પછી એક ન્યૂનાધિક પ્રાબલ્ય ક્રમમા અનુભવગમ્ય થાય છે, તેમ જ ભાવ અને લાગણીઓના આવેશથી શરીર કપાયમાન અને દોલાયમાન થાય છે તે આપણે જાણીએ છીએ હૃદયંગમ ભાષણ કરતા વક્તાઓના શરીર આમથી તેમ હિચે છે, રસમય કાવ્ય વાચતા આવેગપૂર્ણ થઈ આપણે ઉઠીને ફરવા માડીએ છીએ, સગીતથી રસમગ્ન થતાં પુરુષો શીર્ષ ધૂણાવે છે આ સર્વ દર્શાવે છે કે ભાવ સાથે આંદોલન સકળાયેલું છે. ભાવ શબ્દમા પ્રકટ થતા શબ્દરચના પણ એ આન્દોલન ગ્રહણ કરી લે છે અને છન્દ જેવી રચનામા ગોઠવાય છે. અલબત્ત ભાવની ગાઢતા ન હોય ત્યા આન્દોલન ન્યૂન હોય છે અને આછા ભાવવાળાં કાવ્ય ગદ્યમા હોઈ શકે છે, પરંતુ તે ગદ્યમા પણ કાઈ તાલબન્ધ હોય છે એવા ગદ્ય કાવ્ય કવિતાની સીમા ઉપર હોય છે.

છન્દ આ રીતે ભાવનુ આન્દોલન જાળવે છે તે સાથે કવિતાની વાણીની અલૌકિકતા પણ જાળવે છે. છન્દ કવિતામા છન્દ સાધારણ રસહીન વાસ્તવિકતાનો પ્રવેશ થતો અટકાવ-

નારી આડ ('a perpetual barrier against reality') રૂપ બને છે. છન્દની રચના પ્રાકૃત વાસ્તવિકતાનું અકાવ્યત્વ તરત પ્રકટ કરી આપે છે અને એવી વાસ્તવિકતાને કાવ્યથી દૂર રાખે છે. જેટલું વાસ્તવિક હોય તેટલા બધાનું કવિત્વમાં સ્થાન નથી.

નિત્યના જીવન વ્યવહારની સાધારણ ક્રિયાઓ ગમે તેવી આબેહુબ બતાવવામાં આવે તો પણ કાવ્યમાં કે ચિત્રમાં શોભે નહિ. વાસ્તવિકતામાંથી જે ભાવનું ઉદ્દીપન કરે છે તે જ કવિતામાં અને ચિત્રાદિ કળાઓમાં અવકાશ પામી શકે છે.

કાવ્યના સ્વરૂપ વિશે આવું વિચારપૂર્ણ વિવેચન આપણા વિદ્વાન ભાષણકર્તાએ કર્યું અને આવી મનનયોગ્ય ચર્ચા ઉદ્દભુત કરી તે માટે તેમનો ઉપકાર માનવો ઘટે છે.

[ રાં. રા. રમણભાઈ મહીપતરામ.—વસન્ત–ઓફિસ. ]

---

## પ્રમાદી નાવિક.

મનોહર તરંગ આ ઉપર ચન્દ્રિકા વિસ્તરે,
સુધાધવલ અન્તથી ઝબક સાથ વિદ્યુત્ સરે;
વહી પવન મન્દ મન્દ જડ અંગ જાગ્રત્ કરે,
નહીં વિધુર અન્તરે તદપિ કાંઈ આશા ઠરે!

× × ×

હતો ચરસ ભૂલથી સરતનો જરાએ નહીં,
નહીં સફરલાભની પ્રગટતી સ્પૃહાએ મહીં;
સદૈવ સુખનાવમાં સ્વજનસંગ માટે જતો,
કૃતાર્થ સહચારથી પ્રણયથી હમેશાં હતો!

ફર્યા સકલ ખંડના નવનવે કિનારે અમે,
હવાઇ દરિયાઇ કૈંક નિરખ્યા ચમત્કારને;
શશી સહિત રાત્રિઓ મહિં અનેક ગોષ્ઠી કરી,
ગયા દિવસ તે બધા! નહિં જ આવવાના ફરી!

ગયા, વખત આવતાં સ્વજન સર્વ છૂટા થયા,
ઘણા સફરમાં અને સરત જીતવાને ગયા;
રહી પ્રિયતમા સખી નિકટ માત્ર નૌકા પરે,
ગણી ઉભય અર્થ સર્વ ભટક્યાં મહાસાગરે!

ભર્યાં દિલ વિલાસથી, મધુર કૈંક ગાનો કર્યાં,
તર્યાં જલધિમાં અને વિરલ ટાપુઓમાં ફર્યા;
જતાં નિકટ બન્દરો નિરખતાં હલેસે વહી,
" ન હોય સુખનાવની કદર બન્દરોને, " કહી !

ઘણી વખત થાકતાં નિજ કરે સુવાડી મને,
પ્રિયા ઉભય નાવને ચલવતી ધરીને કને;
કદી ગહન અન્ધકાર પ્રસર્યા પછી જાગતો,
તથાપિ ગણતો નહીં, સદયની ક્ષમા માગતો !

અહો હૃદયહીનતા ! અવધિ છેક કાઠિન્યની !
વ્યથા ન સમજી શક્યો પ્રિયતમામુખે દૈન્યની !
કદાપિ લઈ અંકમાં રસિક કૈં કથાઓ કહૂં,
ગણી પરિસમાપ્તિ ચિત્ત કૃતકૃત્ય માની લહૂં !

કહે કરુણ એકદા, " નવ જગ કિનારે સખે !
જરા જનસમાજમાં ? જઇ જલે થવાશે રખે ! "
હતાં સજલ નેત્ર એ, મુજ ભરેલ નિદ્રાલસે
પડ્યો તરત ઊંઘમાં ! સ્મરણ તે નહાવાં ખસે !

× × ×

કરાલ રજની મહીં ગગનગર્તમાં ડૂબતી,
દગે દગ ઉઘાડતાં ચડી અનેક તારાસતી,
હતી શિથિલ નાવલી સ્થિર, જગ ન દીઠી ક્રિયા,
પડ્યો તરત જલ્પતો જલધિમા પ્રિયા ! હા પ્રિયા !

લખેલું, ઈ. સ. ૧૮૯૧ માં } कान्त.

# રાણકદેવી કાવ્ય.

## પ્રથમ ખંડ.

### પ્રાસ્તાવિક.

હમણાં એક ઉત્સાહી ને વિદ્વાન લેખકગણ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવા યત્ન કરી રહ્યો છે. આ સમુદ્રમંથનમાંથી જ કોઈ કવિવર ઉદ્‌ભવશે એવી આશા રસિકજનો રાખે છે. જો કે હાલ તો કોઈ સમર્થ કવિ દૃષ્ટિમર્યાદામાં દેખાતો નથી છતાં હાલ જે અનેકાનેક છૂટા છવાયા પ્રયત્નો કાવ્યક્ષેત્રમાં થાય છે તે જ મહાકવિની ઉત્પત્તિનું પ્રારંભચિન્હ છે. ધૂમાડો સારી પેઠે થયા પછી જ ભડકો થાય છે. બાહ્ય દૃષ્ટિએ ધૂમાડા ને ભડકા વચ્ચે સામ્ય નથી દેખાતું છતાં એ બન્ને એક જ પિતાનાં બાળક છે, એક બીજાનાં પ્રતિસ્પર્ધી દેખાવા છતાં અન્યોન્ય સહાયક છે. અગ્નિને પ્રારંભે ને અંતે ધૂમાડો હોય જ છે. જ્યારે અગ્નિ પ્રજ્વલિત થઈ ખીલી નીકળે છે ત્યારે એ જ ધૂમાડાની રજકણો સૂક્ષ્મ તનખા રૂપે અવસ્થાંતર પામે છે

એક વખત એવો હતો કે જ્યારે મ્હારી બાળકબુદ્ધિને એમ લાગતું હતું કે આ લેખકો જે કવિતા કરવાના હાસ્યાસ્પદ પ્રયત્નો કરે છે તે માત્ર મિથ્યા કીર્તિશોધક પામર જીવો હશે. નવીન કિશોરાવસ્થામાં ( ૧૪ થી ૧૭ સુધીની ઉમરમાં ) પદ્ય લખવાના મ્હેં પ્રયાસ કરેલા અને માલ વિનાની હજારેક લીટી જુદા જુદા વિષયો પર ચીતરી કાઢેલી. પરંતુ વધતા જતા અભ્યાસને લીધે, અંગ્રેજી, સંસ્કૃત અને ગુજરાતી મહાકવિઓનાં કાવ્યો જાણવા વાંચવાથી મ્હને મ્હારા ક્ષુદ્ર પ્રયાસ પ્રત્યે ઘણો જ અભાવ થયો. એમ ખાતરી થઈ કે મ્હારી પદ્યરચના કવિતા નથી અને ગમે તેટલો વિકાસ થયા પછી પણ એ કવિત્વના ઉત્તમ ગુણયુક્ત થનારી નથી. આવી ખાતરી થયાથી એ પ્રયાસ લગભગ છોડી દીધો અને ત્યાર પછી ઘણો વખત સુધી હાલના નવીન પદ્યલેખકો પ્રત્યે મ્હારી દૃષ્ટિ બહુ માનભરી નહોતી.

હમણાં કેટલોક વખત થયાં આ માનસિક અવસ્થાનો અંત આવ્યો છે. હમણાં હમણાં એવી વૃત્તિ થઈ છે, કેટલેક સુસ્થળેથી એવો બોધ મળ્યો છે કે માતૃભાષાની સમૃદ્ધિ વધારવા યથાશક્તિ પ્રયત્ન કરવો એ ધર્મ્ય કાર્ય છે. એ ધર્મ્ય કાર્યમાં કીર્તિની અપેક્ષા કે ઉપેક્ષાનો પ્રસંગ જ નથી. ગુર્જરીમાતાનું નવું સાહિત્યમંદિર ચણાય છે તેમાં યથાશક્તિ ઉદ્યમ કરી સહાય આપવી એ પ્રત્યેક ગુર્જર પુત્રનો ધર્મ છે. કીર્તિની લલુતા રાખવી, એ મંદિરમાં વડા કારીગર થવાની આશા બાંધવી એ મૂર્ખતા છે. આપણાથી વધારે ન બને તો બે ઈંટ પણ મૂકવી એ જ ધર્મ છે. કંઈ ન બને તોયે માટીના ટોપલા ઉચકી કારીગર કને લઈ જવામાં પણ ધર્મ છે. ઉત્તમ કાર્ય આપણાથી ન બને માટે કંઈ પણ ન કરવું એ બાલિશતા છે, મૂર્ખતા છે, અધમતા પણ છે.

આવો માર્ગ સુઝતાં તે પ્રમાણે અનુસરવા આગ્રહ ઉત્પન્ન થયો. દબાઈ ગયેલી હૃદયવૃત્તિ ઉત્તેજિત થઈ. સાહિત્યસેવકો પ્રત્યે પ્રીતિ થઈ, મમતા થઈ, અને જ્ઞાનની વૃત્તિ ઘણી જ

વધી. આમ થતાં પદ્યરચનાનું મૂકી દીધેલું કાર્ય ફરી હાથમાં લેવા મનોવૃત્તિ થઈ અને તે રોકવી તે યોગ્ય લાગ્યું નહિ.

આવી પવિત્ર ભાવનામાંથી રાણકદેવી કાવ્યનો જન્મ થયો છે. એ બાળક વધીને મોટું થાય એ અદૃશ્યાધીન છે. એ કાવ્ય સ્તુતિપાત્ર થશે કે નિંદાપાત્ર થશે એનો વિચાર કરવા જરૂર જણાઈ નથી. સ્તુતિ નિન્દાની એ પગલે ઉપેક્ષા જ છે. અલ્પશક્તિ પ્રમાણે સાહિત્ય-મંદિરમાં બે ઈંટ મૂકવા જેવો જ આ પ્રયાસ છે. કવિ ઉપકવિમાં લેખાવાની વૃત્તિનો છાંટો પણ નથી. માત્ર ધર્મ્ય કાર્ય સમજી આ કાવ્યનો આરંભ કર્યો છે.*

## ઉપોદ્‌ઘાત.

સૌંદર્ય, લાવણ્ય, સતીત્વ અને અદ્‌ભુત જીવનવૃત્તાંત એ સર્વ કાવ્યને જોઈતાં સાધન સતી રાણકદેવીનું ચરિત પુરાં પાડે છે. આખા ગુજરાતમાં એના જેવી રૂપવતી, ગુણવતી, *ભાગ્યવતી, ભાગ્યહીન. સ્ત્રી બીજી કોઈ થઈ નથી. થઈ હશે તો તે પ્રસિદ્ધિમાં આવી નથી.* આ કારણોથી રાણકદેવી સંબંધી કાવ્ય લખવાનુ સુઝયું. વળી ઘણી નાની વયમાં મેં રાણકદેવીનો મોરબી કંપનીનો નાટક જોયલો ને પ્રથમ નાટક મ્હેં એ જ જોયલો તેથી એ સતી સ્ત્રીના સંસ્કાર હૃદયમાં જડ ઘાલી બેઠા છે.

કલ્પિત કરતાં ઐતિહાસિક વસ્તુ હમેશાં વધારે અસરકારક હોય છે અને રાણકદેવીને નાયિકા કરવાનું એ પણ એક કારણ છે. રાણકદેવીનો યથાર્થ ઇતિહાસ કંઈ છે નહિ પણ જે છે તેમાં પ્રસંગોપાત્ત આ કાવ્યના ઉદ્દેશને અનુકૂળ ફેરફારો કરવા પડશે. એ ફેરફારો કવિતામાં દોષ રૂપ નથી.

આ કાવ્યના કેટલાક ભાગ પાડી ખંડ કરવા ધાર્યું છે. ને દરેક ખંડમાં દશવીશ દર્શન આવશે. મેજીક લેન્ટર્નની પ્લેટો માફક એકેક દર્શન એકેક ચિત્ર આપશે. આ ચિત્ર ઘણાં જ ટૂંક હોવાથી અને થોડાં ઘણાં એક બીજાથી સ્વતંત્ર હોવાથી વાચકનો કંટાળો દૂર કરવામાં સહાયભૂત થશે.

### દર્શન—૧.

પ્રસંગ—

(ગિરનારની તળેટીમાં એક ન્હાના મકાનમાં રાણકદેવી હડમત કુંભારને ત્યાં શાંત જીવન ગાળે છે તેનું ચિત્ર છે. રાણકદેવીની ઉમર આશરે ૧૧ થી ૧૩ સુધીમાં કલ્પેલી છે. માટીનાં વાસણ તથા જાત જાતનાં સુંદર રમકડાં ને પુતળાં બનાવી આ રંક કુટુંબ પ્રજાપતિ

* આ લાંબી પ્રસ્તાવના લખવાનો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે મ્હને સુઝેલો માર્ગ બીજાને પણ સુઝાડવો. હાલ કેટલાક યુવકો જેઓમાં માતૃભાષાની સેવા કરવાની કૈંક શક્તિ છે તેમનું તે પ્રતિ બીલકુલ લક્ષ નથી. એવા કેટલાકનો મ્હને સમાગમ પણ થયો છે. હમણાં હમણાં વધેલાં જ્ઞાનથી કવિતાનો તેમ જ અન્ય સાહિત્યનો આદર્શ એટલો બધો ઉચ્ચ થઈ ગયો છે કે ઉત્સાહી લેખકોમાં તેથી કૈંક કાયરતા આવી જાય છે, આવી નિર્બળ ચિત્તવૃત્તિને રોકવા ને યથાશક્તિ પ્રયત્ન કરવા સર્વ કોઈને ઉત્તેજવાને અર્થે જ આ પ્રસ્તાવના લખાઈ છે. આશા રહે છે કે ઉદ્દેશ સફળ થશે.

નામ સાર્થક કરે છે. રાણકદેવીની વૃદ્ધ, ભલી, માં આવી સુંદર કન્યાને આવું મેલું કામ કરતાં વારે છે તેનો આ બાળા યથાર્થ ઉત્તર આપે છે.)

(વસંતતિલકા.)

સૌરાષ્ટ્ર સુંદર રસાળ પ્રદેશ મધ્યે,
ઉત્તુંગ સુંદર ગિરિ ગિરનાર રાજે;
શો શાંત મોહક મનોહર ભવ્ય લાગે,
શું તેથી રમ્યગિરિ આ **ગિરિનાર*** કા'વે ?

(અનુષ્ટુપ્.)

સૃષ્ટિસૌંદર્યની શોભા, દીસે અદ્‌ભુત આ સ્થળે;
વિશ્વનું વધ્યું સૌંદર્ય, સંઘર્યું+ ત્યાં વિધિયે હશે.

(માલિની.)

ગિરિવર ચરણે કો, ઝુંપડું રમ્ય દીસે;
હુડમત કરી કો ત્યાં, કુંભકર્તા વસે છે.
ગુણિયલ ભલી ભાર્યા, દિવ્ય કન્યાની સંગે:
સરલ સુખ રચીને, દિન કૈ નિર્ગમે છે.

(શિખરિણી.)

ભલી ભોળી ભાર્યા, રૂપવતી અતિ દિવ્ય દુહિતા;
મૃતિકાની નિત્યે, વિધ વિધ નવી વસ્તુ રચતાં.
મૃતિકાની સર્વે, બની સકળ આ સૃષ્ટિરચના;
શું કન્યાને માતા, વિધિકૃતિતણું હાસ્ય× કરતાં!

(અનુષ્ટુપ)

બાળાને વારતી માતા, માટીમાં હાથ રંગતાં;
માતા—"રહેવા દે! બીટી મ્હારી! કામ આ કરવાં ભુંડાં."
રાણકદેવી—"વૃદ્ધ તું માવડી લ્હારો, છીર્ણ દેહ દમે શ્રમે;
"રહું જોઈ યુવા હું તો, ધિક્ક મ્હેં ધરી કાયને.

"માટીના હાથ માટીમાં, અંતે તો ભળી આ જશે;
"ભલે તો મિત્રતા ભાવિ, આજથી વધતી રહે.
"મ્હને માતા! ગમે આવી, માટીની સૃષ્ટિ માંડવી;
"નિઃસત્ત્વ સત્ત્વ* યોજીને, કલ્પનાને રમાડવી."

---

* ગિરિઓમાં નારીરૂપ. સુંદરતા મોહકતા વિગેરે ગુણોને લીધે.
\+ વિશ્વ રચતાં વધેલાં સૌંદર્યનો ઢગલો બ્રહ્માએ આ સ્થળે કર્યો હશે અને એ સૌંદર્યનો ઢગલો એ જ ગિરિનાર પર્વત એવી ઉત્પ્રેક્ષા.
× પુતળાં રમકડાં બનાવીને વિધિકૃતિનું અનુકરણ કરવાથી.

## દર્શન—૨.

**પ્રસંગ—**

( રાણુકદેવી પોતાના મકાનથી થોડે છેટે પ્રાતઃકાળની લીલા નિહાળતી ઉભી છે તેવામાં સિદ્ધરાજ જયસિંહનો માનીતો વૃદ્ધ બારોટ ત્યાં આવી પ્હોંચે છે. રાણુકદેવીનું અલૌકિક રૂપ જોઈ તે ચકિત થાય છે અને તે કુંભારની છોકરી છે જાણી વિસ્મય પામે છે. મહારાજા સિદ્ધરાજને યોગ્ય આ કન્યા છે એવો મનમાં નિશ્ચય કરી રાણુકદેવી સાથે તેના પિતાને મળવા જાય છે. )

( દ્રુતવિલંબિત છંદ. )

લલિત રંગલીલા નભમંડળે,
નિરખતી ઉભી બાળ ઉષા સમે;
પદપ્રહારથી રેણુ ઉરાડતો,
તુરગ એક દીઠો ધસી આવતો.

( અનુષ્ટુપ્ )

પડ્યો અર્ધઘડ્યો હસ, સમીપે શ્વેત માટીનો;
કુંળી અંગુલિથી બાળા, આરંભે પ્રિય કાર્ય તે.
થંભાવી અશ્વ એવે તો, વૃદ્ધ કો ઉતર્યો નીચે,
દેખી અદ્ભુત લાવણ્ય, બની સ્તબ્ધ ઉભો રહ્યો.

( ઉપજાતિ. )

અહો ! દીસે અદ્ભુત બાળકી આ,
હશે વિધાતાની સ્વયંકૃતિ એ.§
શું સ્વર્ગથી ઉતરી આજ આવી ?
સર્વેશની શક્તિપ્રમાણભૂતા.[1]

( અનુષ્ટુપ્. )

બારોટ વચન—" પ્રભુની લાડકી કન્યા ! બાળા ! બોલ તું કોણ છે ?
" તાતને માત ક્યાં ત્હારાં ? એકલી રંક વેષ છે."

( ઉપજાતિ. )

રાણુકદેવી—" દીસે પ્હણે સુંદર વામ ન્હાનો,
" વસું હું ત્યાં માતપિતાની સંગે;
" પ્રજાપતિ આ સ્થળમાં પ્રસિદ્ધ,
" છે તાત મ્હારો નથી રંક છેક."

---

* જીવ વગરનાં પ્રાણીઓ અર્થાત્ રમકડાં.

§ બીજાં સાધારણ મનુષ્યો બ્રહ્માના સેવક વર્ગને હાથે ઘડાતાં હશે એવી ઉત્પ્રેક્ષા.

૧ સર્વ શક્તિમાન ઇશ્વર આવું પણ રૂપ ઘડી શકે છે તેના પ્રમાણ, સાબિતી રૂપ. સર્વ શક્તિમાન છે માટે જ આવું ઘડી શકે.

( ખંડ નારાચ. )[1]

" દિવ્ય દેહધારિણી,
" શું કન્યકા કુંભારની ?
" ન માનું વાત બાળની.
" હશે જ ગુપ્ત ભેદ કં.

( ઉપજાતિ. )

" પડ્યું દીસે પંક જ પંકમાં આ,
" શું સંભવ્યું પંકજ પંકમાં આ ?[2]
" વિરોધિતા વિશ્વ વિષે વિધાતા,
" રચી હશે શા ગૂઢ હેતુથી ત્હેં ?"

( દ્રુતવિલંબિત. )

ચકિત ચારણ ગુર્જરનાથનો,
ઘડીક લુપ્ત વિચાર વિષે રહ્યો;
હરખથી હસતે વદને વદ્યો[3]
" લઈ જશે મીઠી ! તાત કને મ્હને ?"

( અનુષ્ટુપ્. )

હા ! કહીને, પુરોગામી બની એ મુગ્ધ બાલિકા;
શોકમિશ્રિત જિજ્ઞાસા, કન્યકા હૃદયે દ્રવે.

( દ્રુતવિલંબિત. )

કુતુહલે વળી શોકની છાય શી ?
સમજી શું પલટાતી દશા હશે ?[4]
રવિ કરે જડ ચેતન[5] જાગતું,
યુગલ ચાલ્યું વિચિત્ર[6] વિલોકતું.

**નરહરિલાલ ત્ર્યંબકલાલ.**

---

૧ નારાચની એક લીટીના બે સરખા ભાગ કરી પ્હેલો અક્ષર દરેક આમ બનેલી લીટીનો અનુકૂળતા પ્રમાણે છોડી દઇને કે રહેવા દઇને.

૨ કમળ સરખી સુંદર આ કન્યા કુંભારના ઘરના કાદવમાં પડી છે તો ખરી પણ શું એ ત્યાં જ ઉત્પન્ન થઈ હશે ?

૩ આવી કન્યા સિદ્ધરાજને મેળવી આપવાથી મ્હને મોટો લાભ થશે તેથી હર્ષ.

૪ રાણકદેવીનું ભવિષ્ય સુખરૂપ નથી અને તેવાં ભવિષ્યની શરૂઆતનું આ પ્રથમ પ્રકરણ છે.

૫ રવિકિરણ વડે જેમ ચેતનવાળાં પ્રાણીઓ જાગે છે તેમ જડ સૃષ્ટિ પણ જાગીને પ્રફુલ્લ થાય છે.

૬ વિચિત્ર યુગલ—દ્વંદ્વ બારોટ ને સુંદરબાળા.

# ધર્મવિચાર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૯૬ થી )

**માયાવાદ**

નરી સ્થૂલ દૃષ્ટિએ સૃષ્ટિની સ્થિતિ જોતામા આવે છે તે ઉપરથી પ્રશ્નો ઉદ્ભવે છે કે સૃષ્ટિ શી રીતે તથા ક્યારે ઉત્પન્ન થઈ, કેવી રીતે તથા ક્યા લગણ સૃષ્ટિ ન્હેશે તથા નાશ પામશે આ પ્રશ્નો પુરાતન કાળથી મનુષ્ય જાતિને સુઝયા છે તથા તેનુ સમાધાન દરેક ધર્મમા કરવામા આવ્યુ છે આસ્થા અથવા શ્રદ્ધા બાજુ પર મુકી કયા ધર્મમા ઉપલા પ્રશ્નોનુ ખરેખરૂ સમાધાન છે એ બુદ્ધિથી વિચારતા સંકટ આવે છે. એક ઈશ્વરે પોતાની ઈચ્છાનુસાર સૃષ્ટિ ઉત્પન્ન કરી એ શ્રદ્ધાથી માન્ય કરો તો ઠીક, નહિતર બુદ્ધિ કબુલ કરતી નથી ને દ્વૈતપણુ આવે છે સૃષ્ટિ પોતાની મેળે ઉત્પન્ન થઈ એમ કહીએ તો અકર્તૃત્વ દોષ આવે છે ઈશ્વરને અનંત સર્વ શક્તિમાન કલ્પો તો કેટલીક શંકાનુ સમાધાન થઈ શકે છે પણ સર્વ શકાઓનુ સમાધાન થતુ નથી આ પ્રશ્ન વિશે વેદાંતના સિદ્ધાન્તો તપાસીશુ તો સમાધાન થશે પરમાત્મા અથવા પરબ્રહ્મની સ્ફુરણાથી વિવર્તરૂપ આ સર્વ દૃશ્ય સૃષ્ટિનો આવિર્ભાવ તથા લય થાય છે ને પરબ્રહ્મમા અંતર્ધાન થઈ જાય છે તળાવ અથવા નદીમા પથ્થર નાખવાથી પાણીના કુડાળા થાય છે ને પછી જેટલી શક્તિથી પથ્થર નાખ્યો હોય તેટલી શક્તિનુ પ્રાબલ્ય ક્ષીણ થાય એટલે પાણીમા જે કુડાળા થયા હોય તે ધીમે ધીમે ઓછા થતા લય પામે છે ને પાણી અસલ શાંત સ્થિતિમા આવી જાય છે તે જ પ્રમાણે પરબ્રહ્મ અથવા અદૃષ્ટની સ્ફુરણાથી દૃશ્ય સૃષ્ટિનો આવિર્ભાવ અથવા ભાસ થાય છે ને અંતે લય થાય છે જડ ચેતન સૃષ્ટિ પાણીના કુડાળા પકેમ એક રીતે ચલાયમાન થઈ દેખાય છે પણ એ સ્થિતિ વાસ્તવિક નથી વ્યવહાર દૃષ્ટિએ આ ભાસમાન જડ ચેતન જગત્ ખરૂ લાગે છે આ જગત્ આપણે જોઈએ છીએ તે સત્ય નથી તથા અસ્તિત્વમા નથી એમ કેમ કહી શકાય? છે પણ ખરૂ ને નથી પણ ખરૂ વ્યવહાર દૃષ્ટિએ છે, પારમાર્થિક દૃષ્ટિએ નથી એટલા જ માટે જગતને માયારૂપ કલ્પ્યુ છે માયા એટલે ભ્રાન્તિ ( Illusion ) સ્વપ્ન અથવા બાજીગરના ખેલ (ઇન્દ્રજાળ) પેઠે છે સ્વપ્ન દશામા ક્દી નહિ જોએલી, અનુભવેલી વ્યવહારકાર્ય જોવામા આવે છે, અનુભવાય છે પણ જાગૃત દશા પ્રાપ્ત થઈ કે સ્વપ્નામા જોએલી સૃષ્ટિ મિથ્યા હતી ને છે એ ખાત્રી થાય છે. બાજીગરનો તમાસો ચાલતો હોય છે તે વખત તો સત્ય લાગવાનો પણ ખેલ પુરો થયા પછી શાંત વિચાર કરતા દરેક ખેલ હાથચાલાકીનો હતો એ નિશ્ચય થાય છે, તેજ પ્રમાણે વ્યવહાર પ્રસંગ વ્યવહારમા લીન હોઈએ ત્યા લગણ ખરૂ લાગે છે ને વ્યવહારમાથી વિરક્ત થઈ વિચાર કરીશુ તો સર્વે મિથ્યા પ્રપંચરૂપ સ્વત સિદ્ધ થશે માયાવાદમા સૃષ્ટિનુ અસ્તિત્વ નથી એમ કલ્પના નથી. પણ પરમાર્થ દૃષ્ટિએ જગતની માયા મિથ્યા તથા ભ્રમણારૂપ છે એ કલ્પના છે આ વાદના પ્રતિપાદનથી દુનિઆના નીતિમય જીવન પર ઘણી અસર થાય છે. પરમાત્મામા લીન થવુ, મોક્ષ પામવો, નિર્વાણ મેળવવુ એ સાધ્ય ઉચ્ચ પદ સ્વીકારી સૃષ્ટિ માયારૂપ મિથ્યા આભાસ છે એ કલ્પના અથવા સિદ્ધાન્ત દૃઢ થયો તો વ્યવહારમા મનુષ્યોનુ જીવન નીતિમય તથા ઉચ્ચ થયા વિના રહેશે નહિ. જગત્ મિથ્યા છે એ સિદ્ધાન્ત જો મનુ-

.ધ્યને થયો તેને લોભ મોહ મદ મત્સર ઇર્ષા ગર્વ વગેરે નડવાનાં નહિં. ધીમે ધીમે નષ્ટ થશે તથા ક્ષમા, દયા, મૃદુતા, સંતોષ વગેરે સદ્‌ગુણો દૃઢ થશે. વ્યવહારમાં મારૂં તારૂં, અસત્ય, પાપ કર્મો તરફ અરૂચિ તિરસ્કાર એવા પુરૂષને થવાનો. એવા સત્પુરૂષનું ઐહિક જીવન વ્યવહાર દૃષ્ટિએ વિચિત્ર લાગવાનું પણ અંતે એવા પુરૂષનો વ્યવહારમાં પણ જય થવાનો. એવા પુરૂષને જે પરમાનંદ થાય છે તેની સાધારણ વ્યવહાર લીન પુરૂષને તો કલ્પના પણ થઈ શકશે નહિં.

[ પુનર્જન્મ ]

પુનર્જન્મ કલ્પના જ છે કે સત્ય વાદ છે? મનુષ્યનો પુનર્જન્મ હોવો જોઇએ કે નહિ? પુનર્જન્મ થાય છે કે નહિ? દુનિઆના કેટલાક ધર્મો પુનર્જન્મમાં માનતા નથી. હીંદુ ધર્મમાં પુનર્જન્મની કલ્પના માનવામાં આવે છે. આત્માના અસ્તિત્વમાં માનીએ ને પુનર્જન્મમાં ન માનીએ તો સૃષ્ટિના આરમ્ભ કાળથી અસંખ્ય આત્માઓ થયા તથા સૃષ્ટિના અંતકાળ લગણુ અસંખ્ય આત્માઓ થશે એમ માનવું પડશે. મનુષ્યની જીંદગી એક જ હોય તો આ બધો વ્યવહારનો પ્રપંચ યોજવાની શી જરૂર? મનુષ્યનું આયુષ્ય ૬૦ થી સો વર્ષ લગણનું ગણીએ તો તેટલા વર્ષનો નકશો કરી દરેક મનુષ્ય તે પ્રમાણે જીવન કેમ નથી યોજતા? આયુષ્યની પણ નિશ્ચયતા ક્યાં છે? દુનિયાના વ્યવહારમાં લીન થઈ અનેક આશાઓ, તર્કોના કિલ્લાઓ, દગા પ્રપંચથી સ્વાર્થ સાધવા તથા લક્ષ્મી પ્રાપ્ત કરવા અનેક યુક્તિઓ યોજવી એ શા માટે? એમ નિર્માણ હોય કે મનુષ્ય જન્મ્યો કે અમુક વર્ષ લગણ જીવવાનો તો વ્યવહાર પ્રપંચ સમજી શકાય પણ જીંદગી અનિશ્ચિત છે. જન્મતાં બાળક મૃત્યુ પામે છે અથવા થોડા વર્ષનું થઈ દુનિઆનો સ્વાદ ચાખ્યા વિના મરણ પામે છે અથવા પૂર યૌવનમાં સગાં સંબંધીને મુકી મૃત્યુ પામે છે. તો આ દુનિઆમાં જન્મનુ પ્રયોજન શું? ને એક જ જન્મનું પ્રયોજન તથા લાભ શું? બ્રહ્માંડ સૃષ્ટિ તથા પરબ્રહ્મ દૃષ્ટિથી વિચારતાં સહજ કલ્પના ઉદ્‌ભવે છે કે મનુષ્ય દેહનો એક જન્મ હોઈ શકે નહિ.

બ્રાઉનિંગ કહે છેઃ—

> "Truly there needs another life to come!
> If this be all and other life await us not for one
> I say it is a poor cheat, a stupid bungle
> A wretched failure. I, for one, protest
> Against it, and I hurl it back with scorn."

[ ખરેખર અન્ય જીંદગી હોવી જોઇએ: ફક્ત આ એક જ જીંદગી હોય ને બીજી જીંદગી રાહ જોતી નહિં હોય તો, હું મારે માટે કહું છું કે આ જીંદગી વંચના છે, મુર્ખાઇ ભરેલો ઘોટાળો છે, કંગાલ નિરાશા છે. હું એનો નિષેધ કરૂં છું ને ધિઃકારથી પાછી ફેંકી દઉં છું. ] એક જન્મના ટુંક વખતમાં આત્મા તથા પરમાત્માનું પૂર્ણ જ્ઞાન તથા અનુભવ પ્રાપ્ત થઈ શકે નહિં. બાળકને જ્ઞાન આપતાં વખત લાગે છે. ક્રમપૂર્વક જ્ઞાન અપાય છે, એકી વખતે સર્વ વ્યવહાર યોગ્ય બાધા જ્ઞાન અપાતું નથી. જેમ જેમ બાળક ઉમરે મોટું થતું

જાય છે તેમ તેમ જ્ઞાન પ્રાપ્ત કરવામા યોગ્યતા વધતી જાય છે તે જ પ્રમાણે મનુષ્યને એક જીંદગીમા વ્યાવહારિક અથવા પારમાર્થિક જ્ઞાન બધુ મળી શક્તુ નથી પુરાણોમા ચોર્યાસી લક્ષ ( અસખ્ય ) જન્મ મનુષ્યના માન્યા છે ક્રિયમાણુ કર્મ પ્રમાણે એમાથી ઓછાવધતા મનુષ્યને ભોગવવા પડે છે પ્રારબ્ધ કર્મ શ્રેષ્ઠ હોય તો યે । જન્મમા મનુષ્ય મોક્ષ પામે છે દુનિઆના મહાન્ અદ્ભુત શક્તિ ધરાવનારા બાળકના દાખના જુઓ કંઈ અલૌકિકતા લાગશે પાચ છ વર્ષના બાળકને ગાયનનુ અપૂર્વ ગાયન તથા નહિ શીખેલી ભાષામા આવડે એ ગત જન્મમાં ગાયનની પૂર્ણતા મેળવેલી એ સિદ્ધ કરી નથી આપતું ? કઈ ન્યૂનતા રહી હશે તે પ્રાપ્ત કરવાને આ જન્મ થયા હશે એમ કેમ નહિ માનવુ ? શ્રીમત્ શકરાચાર્યના જીવનનો વૃત્તાત શુ સૂચવે છે ? મધ્ય વયમા આટલુ અગાધ જ્ઞાન કેમ પ્રાપ્ત કર્યું ! ઇશ્વરી અશ પણ ખરો ને પૂવ જન્મમા ધર્મ તથા શાસ્ત્ર જ્ઞાન પ્રાપ્ત કરેલુ એ પણ ખરૂ બીજા અદ્ભુત શક્તિ ધ ાવના । પુરૂષના દાખલાઓ પણ પુનર્જન્મ સિદ્ધ કરે છે.

[ કર્મવાદ ]

આત્માનુ અમરત્વ તથા પુનર્જન્મનુ અસ્તિત્વ માન્ય કર્યું તો કર્મવાદમા માન્યા વિના છુટકો થતો નથી એક જ માબાપથી જન્મેના પુત્ર પુત્રીનું સ્વરૂપ સ્વભાવનુ મળતાપણુ અથવા ભિન્નતા, લૌતિક કારણોથી સમજાવી શક પણુ એક જ જાતના સયોગોમા મુકાએેના ઉછરેલા તથા કેળવાએેના પુત્રોની વ્યાવહારિક સ્થિતિમા ધનપ્રતિષ્ઠા, ધર્મવૃત્તિ આચરણુમા ભિનતા શી રીતે હોઇ શકે એ પ્રશ્નનો નિર્ણય વિજ્ઞાનશાસ્ત્રના નિયમોથી થઈ શકતો નથી એક જ માબાપના પુત્રોમા એક વિદ્વાન ને બીજો મૂર્ખ, એક ધનવાન અને બીજો રક એક ધાર્મિક ને બીજો નાસ્તિક, એક દયાળુ અને બીજો ક્રૂર એવા અનેક દૃષ્ટાન્તો જોવામા આવે છે આ ભિન્નતાનું સમાધાન ફક્ત વિજ્ઞાનશાસ્ત્ર અથવા શરીરવિદ્યાથી થઈ શકતુ નથી જડવાદી કહેશે કે એમના મગજનુ બધારણ સારૂં હોવાથી વિદ્યા પ્રાપ્ત કરી શકે છે ને તેથી ધન મેળવી શકે છે તે બીજાના મગજનો પદાર્થ મજબુત નહિ હોવાથી બુદ્ધિ તીવ્ર હોતી નથી ને તેથી વિદ્યા પ્રાપ્ત કરી શકતી નથી ને દ્રવ્ય મળતુ નથી આ નિર્ણય ખરૂ શકાનુ સમાધાન નથી આ સમાધાન માટે કર્મવાદની આવશ્યક્તા છે કર્મની કલ્પના માનવાથી શકાઓનું સમાધાન થાય છે-તેટલા માટે કર્મ કેવા પ્રકારના છે તે જાણવાની જરૂર છે કર્મ ત્રણ મુખ્ય પ્રકારના મનાયલા છે.

•

(૧) પ્રારબ્ધ (૨) સચિત (૩) ક્રિયમાણ પ્રારબ્ધ એટલે દરેક મનુષ્યે સૃષ્ટિઓમા અનેક જન્મોમા કરેલા કર્મા જે ફળ આપવાને પ્રવૃત્ત થાય છે તથા જેને લીધે પુનર્જન્મ લેવો પડે છે તેનો સમૂહ તે મનુષ્યનું પ્રથમ કર્મ ક્યારે શરૂ થયુ એ પ્રશ્નનો ઉત્તર આપી શકાય એમ નથી એટલે તો સ્વેચ્છાપરિગ્રહ ( Assumption ) કરવો જોઇશે સચિત એટલે ગત જન્મોમા પાપ પુણ્ય કર્મો દરેક મનુષ્યે કર્યા હોય તથા ભોગવ્યા વિના બા કોય તેનો સમૂહ-ક્રિયમાણુ એટલે ચાલુ જીવનમા જે નિત્ય નૈમિત્તિક પાપ પુણ્ય કર્મો કરીએ છીએ તે પ્રારબ્ધ કર્મનુ ફળ ભોગવ્યા વિના છુટકો થતો નથી સચિત તથા ક્રિયમાણુ કર્મની પરમાત્માના જ્ઞાનથી નિવૃત્તિ થાય છે પ્રારબ્ધ કર્મની ખરાબ અસર ક્રિયમાણ શુભ કર્માનો જયો

અતિ પ્રબળ હોય તો ઓછી થઈ શકે છે. એને પુરૂષાર્થ કહે છે. વ્યવહારમાં પુરૂષાર્થનું મહત્વ અતિશય છે. પુરૂષ પ્રયત્ન તથા પુરૂષાર્થ વિના ચલન, ગમન વગેરે શરીરની ક્રિયાઓ થઈ શકતી નથી. વેદાન્તમાં પુરૂષાર્થને મુખ્ય સ્થાન આપ્યું છે. ધાર્મિક પુરૂષાર્થ કર્યાથી પ્રારબ્ધને પણ કેટલે અંશે ફેરવી શકાય છે. પુરૂષાર્થ એટલે ધર્મ તથા નાતિ નિયમો પાળવા તનમનધન અર્પણ કરી શુભ પ્રયાસ કરવો તે. તેટલા જ માટે સર્વ ધર્મોમાં નીતિને પ્રાધાન્ય આપ્યું છે. જોઇએ તો સ્વતંત્રેચ્છામત (Doctrine of free will) કહો અથવા પુરૂષાર્થ કહો. ગમે તે નામ આપો પણ ભાવાર્થ એક છે. સ્વતંત્રેચ્છામતનું સ્વતંત્ર ચલન નથી.

[ પુરૂષાર્થ. ]

ટેનીસન કવિએ કહ્યું છે:—

"Man can half control his doom"

(મનુષ્ય પોતાનું નિર્માણ અર્ધ ભાગે કાબુમાં રાખી શકે) ટેનીસન કવિ પણ કહેતો નથી કે મનુષ્ય પોતાનું સર્વ ભવિષ્ય પોતાની મેળે ઘડી શકે છે. સ્વેચ્છામતની કંઈ હદ સ્વીકાર્યા વિના છુટકો થતો નથી. કેટલીક અવધિ સુધી સ્વેચ્છામતનું સ્વતંત્રપણું સ્વીકારાય પણ ત્યાર પછી સ્વેચ્છાની જગ્યા રહેતી નથી. કંઈ અદૃષ્ટ અનિર્વચનીય યોગનું અસ્તિત્વ સ્વીકારવું પડે છે. વેદાન્તમાં નસીબ, કીસમતમાં શ્રદ્ધા રાખી હાથપગ જોડી બેસી રહેવું એ માન્ય નથી. ભગવદ્‌ગીતા, યોગવાસિષ્ઠમાં પુરૂષાર્થ પ્રતિપાદન કરવામાં આવ્યું છે તથા નસીબ પર આધાર નહિં રાખવા સખત વચનોના પ્રહાર કરવામાં આવ્યા છે. વેદાન્તનું પુરૂષાર્થ તે વ્યાવહારિક પુરૂષાર્થ એકલું સમજવાનું નથી પણ પારમાર્થિક પુરૂષાર્થ પ્રધાનપણે સમજવાનું છે તથા ગૌણપણે વ્યાવહારિક સમજવાનું છે.

નસીબ અથવા કીસમત પર શ્રદ્ધા રાખી કંઈ પણ કર્મ કર્યા વિના બેસી રહો તો શરીર શી રીતે ચાલી શકે તથા શી રીતે વ્યવહાર કરી શકે? ક્રિયાના નિયમ પ્રમાણે કર્મ તો એની મેળે થયાં જ જાય છે. હાથપગ જોડી બેસી રહેવામાં પણ કર્મ ને ક્રિયા સમાયલાં છે.

[ નસીબ; કીસમત ]

ગીતામાં કહ્યું છે:—

"नहिकश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।"

(કોઈ પણ મનુષ્ય ક્ષણ માત્ર પણ કર્મ કર્યા વિના રહેતો નથી.) શારીરિક કર્મ ક્રિયા ચલન, આકુંચન વગેરે થયા કરે છે. કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો કર્મ કર્યાં કરે છે. નિદ્રામાં, સ્વપ્નમાં, સુષુપ્તિમાં પણ કર્મનો પ્રવાહ સહોદિત ચાલ્યાં કરે છે. વ્યાવહારિક તથા પારમાર્થિક પુરૂષાર્થથી મનુષ્ય પોતાની જીંદગીનો નૈસર્ગિક અથવા પ્રસંગાધીન પ્રવાહ કેટલીક હદ સુધી જુદી દિશામાં ફેરવી શકે છે. પુરૂષાર્થનું પ્રાબલ્ય માનવામાં નહિં આવે ને નસીબમાં જ આસ્થા રાખવામાં આવે તો દરેક મનુષ્ય પોતાનાં કરેલાં કુકર્મો માટે જવાબદાર નથી એમ બચાવ કરી શકે.

પણ આવા જવાબ જનસમાજ અથવા નજ્યકર્તા કબુલ કરતા નથી. નીતિનિયમો ભગ માટે સમાજ શિક્ષા કરે છે તથા કાયદાનુ ઉલ્લઘન કરવા માટે રાજા તરફથી સજા કરવામા આવે છે. જનસમૂહના રક્ષણ માટે યોજાયના નિયમો પ્રમાણે દરેક મનુષ્યને વર્તવાની ફરજ છે જ્યારે વ્યવહારમા નસીબ પ્રમાણે મનુષ્યના કર્મ થાય છે એમ માન્ય કરવામા આવતુ નથી તો પરમાર્થ દૃષ્ટિએ મનુષ્ય કર્મ નસીબાધીન છે એમ કેમ મજુર થાય? ગમે તેવા નીચ કુળમા જન્મ હોય, દુષ્ટ સયોગોથી મનુષ્ય ઘેરાયલો હોય, સગતિ પણ ખરાબ હોય તો પણ પુરૂષાર્થથી (એટલે સદ્વર્તનથી) નીતિનિયમ પાળવાથી, ધાર્મિક આચરણથી, ધર્મશાસ્ત્રના અભ્યાસ, મનન તથા નિદિધ્યાસનથી વ્યાવહારિક તથા પારમાર્થિક નસીબ સુધારી શકે છે

[ જ્યોતિષશાસ્ત્ર ]

નસીબવાદનો વિચાર કરતા જ્યોતિષશાસ્ત્ર સત્ય છે કે મ? મનષ્યનુ આયુષ્ય નિર્માણ થયેલુ હોય છે શી રીતે? ગ્રહોની અસર મન ય પર હોઈ શકે ને થાય છે તો શી રીતે? એ વિષયોનું થોડુ મનન કરવુ યોગ્ય છે જ્યોતિષશાસ્ત્રનો પાયો ગણિતશાસ્ત્ર પર રચાયેલો છે તથા જે ઇમારત ચણી છે તે અવલોકન તથા અનુભવથી બનેલી છે મહાન્ ઋષિઓ તથા શાસ્ત્રીઓ હજારો વર્ષ પૂર્વ થઈ ગયા તેમના અનુભવ તથા અવલોકનથી રચાયના જ્યોતિષના અનેક ગ્રથો છે પશ્ચિમ તથા પૂર્વના જડવાદીઓ જ્યોતિષને વહેમ ગણે પણ જિજ્ઞાસુ એને વહેમ તરીકે કાઢી નાખતો નથી. પૃથ્વી સૂર્યમડળ તથા ગ્રહોનો અસખ્ય ગાઉનો અતર છે એ ખરૂ પણ જો પશ્ચિમના ખગોળશાસ્ત્રમા માનવામા આવે છે કે દરિયાની ભરતી તથા ઓટ સૂર્ય તથા ચદ્રાધીન છે વળી સૂર્યના કિરણોની શક્તિથી સમુદ્રનુ પાણી ઉચ્ચે આકર્ષાઈ મીઠુ પાણી રૂપ આવે છે વનસ્પતિ જડ ચેતન પ્રાણિઓનું જીવન સૂર્ય પર આધાર રાખે છે તો સૂર્ય તથા અન્ય ગ્રહો મનષ્યના શરીર તથા જીવન પર અસર કરે તથા મનષ્ય દેહ તથા જીવન ગ્રહાધીન હોય એ અસભવિત કેમ કહી શકાય? મનુષ્યના જન્મસમય વખત ગ્રહોની સ્થિતિ હોય છે તે પ્રમાણે મનુષ્યનુ આયુષ્ય, શરીર ઉત્પત્તિ તથા વ્યાવહારિક તથા પારમાર્થિક સુખ દુખ કળી શકાય એમા અસભવિત શુ છે? જન્મ કાળ બરાબર નોધ્યો હોય ને ગણિતમા ભુલ નહિ હોય તો જ્યોતિષના ફળાદેશમા ભુલ પડવાનો સભવ ઘણો ઓછો છે બનકે નથી એમ કહી શકાય ગ્રહકુડળી પરથી જીવનનો નકશો કહી શકાય આયુષ્ય પણ અચૂક કહી શકાય ગ્રહોની સ્થિતિ મનુષ્યોના વલણો સૂચવે છે પુરૂષાર્થથી તથા ધર્મ તથા નીતિ પ્રમાણે *ક્રિયમાણુ કર્મોથી કેટલીક બાબતમા જીવનમા ફેર થઈ શકે છે આયુષ્ય વધી શકે છે તથા* વ્યાવહારિક જીવન પણ બદલાય છે તે જ પ્રમાણે ખરાબ વર્તનથી માઠી અસર થાય છે તેટલે જ અશે જ્યોતિષના ફળાદેશમા ક્રિયમાણ કર્મોથી ઓછો વધતો ફેર પડે છે ને તેથી ફળાદેશના વર્તારામા ફરક પડવાથી જ્યોતિષ અસત્ય છે એમ કહેવામા આવે છે શાસ્ત્ર તો સત્ય છે. જ્યોતિષીનું જ્ઞાન તથા અવલોકન શક્તિ બરાબર નહિ તેથી ફરક પડે છે પ્રશ્ન પુછનાર કયા દેશ તથા કુટુમ્બમા જન્મ્યો છે તે પ્રથમ જાણ્યુ હોય તો પરિણામમા બીનકુલ ફેર આવે નહિ ગ્રહો પરથી મનુષ્યના શરીરાકૃતિ સ્વભાવ, આયુષ્ય, વ્યાવહારિક સુખ દુખ, ધર્મવૃત્તિ વગેરે મુખ્ય બાબતો અચૂક કહી શકાય છે આ પ્રત્યક્ષ અનુભવથી દરેક મનુષ્ય પોતાની ખાત્રી કરી શકે એમ છે

ધર્મજ્ઞાન તથા અધ્યાત્મજ્ઞાન શી રીતે પ્રાપ્ત થાય? તત્ત્વશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્રના ગ્રંથોના અધ્યયનથી ધર્મજ્ઞાન મેળવી શકાય. આત્મજ્ઞાન માટે પ્રથમ ધર્મજ્ઞાન થવું જોઇએ ને પછી રાજયોગ અથવા હઠયોગનું જ્ઞાન તથા અનુભવ થાય અથવા દૃઢ ભક્તિભાવમાં લીન થાય તો એની મેળે પરમ ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

[ ધર્મજ્ઞાન તથા અધ્યાત્મજ્ઞાન શી રીતે મેળવાય. ]

ગીતામાં કહ્યું છેઃ—

• अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ॥
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥

( આત્મજ્ઞાન પર નિત્ય નિષ્ઠા રાખવાથી તથા તત્વજ્ઞાનાર્થ દર્શનથી ખરૂં જ્ઞાન મળે છે આથી ઉલટું હોય તે અજ્ઞાન છે. ]

મુંડકોપનિષદમા વિદ્યા બે પ્રકારની કહેવામાં આવી છે.

"शौनको ह वै महाशालोऽङ्गिरसं विधिवदुपसन्नः पप्रच्छ ।
कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवतीति । तस्मै स होवाच ।
द्वे विद्ये वेदितव्ये इति हास्म यद्ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ॥
तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदो ऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति । अथ परा यया तदक्षरमधिगम्यते"

( મહાન શૌનક ઋષિએ અંગિરસ ઋષિ સમીપ વિધિપૂર્વક આવીને પ્રશ્ન કર્યો કે 'હે ભગવન્ શું જાણવાથી આ સર્વ જાણવામાં આવે છે ! તેને ઉત્તર આપ્યો. 'બે વિદ્યા જાણવાની છે, જેને બ્રહ્મ જાણનારા પરા તથા અપરા કહે છે; અપરા એટલે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા ( શબ્દોચ્ચાર, ) કલ્પ ( કર્મવિધિ ) વ્યાકરણ, નિરૂક્ત ( શબ્દાર્થ જ્ઞાન, ) છન્દ તથા જ્યોતિષ: પરા એટલે જેથી તે અક્ષર ( આત્મભૂત ) જાણવામાં આવે છે. )

મુંડકોપનિષદમાં કહેલી અપરા વિદ્યા એટલે આપણે વ્યવહારમાં ધર્મશાસ્ત્ર તથા વિદ્યાજ્ઞાન કહીએ છીએ તે. પરા વિદ્યા એટલે આપણે યોગજ્ઞાન કહીએ છીએ તે. પરા વિદ્યા કેમ પ્રાપ્ત થાય તે વિશે એ ઉપનિષદમાં કહ્યું છેઃ—

"न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।
ज्ञानप्रसादेन विशुद्धसत्त्वः ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥"

( આત્મજ્ઞાન ચક્ષુથી વાચાથી અન્ય ઇન્દ્રિયોથી તપથી અથવા અગ્નિહોત્રાદિ કર્મથી પ્રાપ્ત થતું નથી; જ્ઞાન પ્રસાદથી વિશુદ્ધ અન્તઃકરણવાળો યોગ્ય પુરૂષ એકાગ્ર મને ધ્યાન કરવાથી આત્માને જોઈ શકે છે. ) તેટલા જ માટે મનન તથા નિદિધ્યાસનને મુખ્ય સાધન ગણવામાં આવ્યાં છે. આનું નામ જ રાજયોગ અથવા ભક્તિયોગ.

ગીતામા કહ્યુ છે —

> "श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ।
> ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥"

(અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે, ધ્યાન કરતા કર્મફળત્યાગ શ્રેષ્ઠ છે, કારણ ત્યાગથી શાતિ થાય છે ) હઠયોગની ક્રિયાથી શરીર, કર્મેન્દ્રિયો તથા મન સ્થિર થઈ ધ્યાન કરવાને અનુકૂળ સ્થિતિ આવે છે ધ્યાન તથા સમાધિ કરવાને હઠયોગ સાધન છે સન્યાસી અથવા બાવાઓ હઠયોગની સાધનાથી શરીરને કાબુમા રાખી શકે પણ મન શુદ્ધ નહિ થયુ હોય તથા ક્રોધ મોહ વગેરે નાશ થયા નહિ હોય તો તેવાને આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી

પરમ દશા પ્રાપ્ત કરવાને શરીર સુખ, બુદ્ધિ વિકાસ અને ધર્મશાસ્ત્રજ્ઞાન તથા સુકર્મ નિરમા કયેની પા વિદ્યા જ્ઞાન આવશ્યક છે આ સર્વ સામગ્રી સર્વ દશામા ઉત્તમ પ્રકારે મળી શકે છે ? ચાર આશ્રમધર્મ ક્રમવાર પાળવાથી કે એકદમ બાળકપણમાથી સન્યાસ ગ્રહણ કરવાથી ? હિંદુ ધર્મમા ચાર આશ્રમો મનુષ્ય માટે યોજેલા છે (૧) બ્રહ્મચર્ય, વિદ્યાભ્યાસ શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત કરવા અનુકૂળ આશ્રમ (૨) ગૃહસ્થાશ્રમ વ્યવહારમા પડી લક્ષ્મી પ્રાપ્ત કરી સ્ત્રી પુત્ર સુખ ભોગવી ઉત્તર દશામા જ્ઞાન મળે તથા પરમાર્થ કરાય તેની સામગ્રી એકઠી કરવા અનુકૂળ (૩) વાનપ્રસ્થાશ્રમ વ્યવહાર છોડી દઈ એકાતવાસમા રહી મનન કરવાની દશા (૪) સન્યાસ સાધારણ રીતે આ ક્રમ પ્રમાણે આશ્રમ ભોગવ્યાથી મનુષ્યના જીવનનુ સાર્થક થાય છે તથા અન્ય જન્મમા આગળ વધવાને યોગ્ય જ્ઞાન તથા અનુભવ મળે છે બાળકપણથી સન્યાસ ગ્રહણ કરી ઉચ્ચ ધર્મજ્ઞાન પ્રાપ્ત થાય એ તો મહાન્ અધિકારી હોય ત્યારે જ બની શકે દુનિઆમા રખડતા અજ્ઞાની તથા માન નામના સન્યાસી તો દેશને બોજારૂપ છે પોતાનુ કે પારકાનું કલ્યાણ કરી શકતા નથી વાનપ્રસ્થ તથા સન્યાસ આશ્રમ દરેક મનુષ્યથી પાળી શકાતો નથી બ્રહ્મચર્ય તથા ગૃહસ્થાશ્રમ યોગ્ય રીતે પાળી શકાય તો મનુષ્ય આત્મ જ્ઞાન પ્રાપ્ત કરવાને યોગ્ય દશામા આવી શકે છે સસ્કૃત શ્લોક છે —

> शैशवे ऽभ्यस्तविद्य स्याद्यौवने धनसंग्रहा ।
> वार्द्धके निवृत्तिं प्राप्य गृह एव हरिं भजेत् ॥

(બાળકપણામા વિદ્યાભ્યાસ કરવો, યુવાવસ્થામા ધનસગ્રહ કરવો, વૃદ્ધાવસ્થામા નિવૃત્ત થઈ ગૃહની અદર જ હરિનું ભજન કરવુ ) વ્યાવહારિક જીદગીના દુખના તથા કસોટીના અનેક પ્રસગોથી તરેહ તરેહના અનુભવ મળે છે તથા ઇચ્છાશક્તિ દૃઢ થાય છે દુનિઆનો ત્યાગ કરી જગલમા કે એકાન્તમા જતા રહેવાથી કઈ લાભ નથી એ તો એક જાતની મન નિર્બળતા છે કુટુમ્બને ત્યજી દેવુ જીદગીના કર્તવ્યોથી દૂર રહેવુ દુનિઆની પ્રગતિ પર તિરસ્કારથી જોવું તથા પ્રાણી માત્રના હિત માટે કઈ પ્રયાસ કરવો નહિ એ દૃઢ માર્ગ નથી. આવા વર્તનથી સ્વાર્થપરતા વધે છે તે પરમાર્થ બુદ્ધિને બદલે સકુચિત સ્વાત્મતાબિંદુમા નર્ક

વિચાર પ્રવેશ કરે છે. દુનિઆમાં રહેવું પણ દુનિઆને વળગવું નહિં, સર્વ જગત્ પ્રતિ પ્રેમ દૃષ્ટિથી જોવું તથા વર્તવું. સ્વાર્થ કરતાં પરમાર્થને વધારે શ્રેયસ્કર ગણવો. આનું નામ જ સ્વાર્થત્યાગ. આ જ ઉચ્ચ માર્ગ છે. હિંદી કવિત પ્રમાણે

" ધંધેમેંસે ધ્યાન લગાવે, સોઈ પ્રભુકા બંદા "
વ્યવહારમાં રહી ધ્યાન કરી શકે તે જ પ્રભુનો બંદો છે.

ગીતામાં કહ્યું છે:—

"यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते"

(જે પુરૂષ નિત્ય કર્મ કરે છે પણ તેના ફળનો ત્યાગ કરે છે તે જ ખરો ત્યાગી છે.)

આવા ત્યાગીને દુનિઆમાંથી જઈ એકાંતવાસ કરવાની જરૂર નથી. વ્યવહારમાં રહીને ત્યાગ કરી શકે છે.

અર્વાચીન અંગ્રેજ કવિ કહે છે:—

Stand not aloof nor apart,
Plunge in the thick of the fight;
There in the street and the mart,
That is the place to do right;
Not in home cloister or cave,
Not in some kingdom above;
Here on this side of the grave,
Here we should labour and love.

(તટસ્થ તથા આઘા ઉભા રહો નહિં, ઝઘડાના વચમાં મહોલ્લા અને બજારમાં ઝંપલાવો, પરમાર્થ કરવાની એ જગ્યા છે; નહિં કોઈ મઠ તથા ગુફામાં કે ઉપરના કોઈ રાજ્યમાં પણ આ દુનિઆમાં અહીંઆ આ જીંદગીમાં પ્રેમથી કામ કરવું જોઇએ.)

(અપૂર્ણ.)

મુંબાઈ, ગીરગામ.
તા. ૧૫-૧૧-૧૯૦૮
રવિવાર.

મનમુખરામ કૃષ્ણસુખરામ મહેતા.

# રસાયનશાસ્ત્રનો ખેતીમાં ઉપયોગ:

ખેતી અને ઉદ્યોગ એ બન્ને એક જ માબાપનાં—સંતાન છે અને પ્રજાના કલ્યાણમાં તે બંને ટેકા રૂપ છે તો પણ-તેમની વચ્ચે ઘણા લાંબા વખતથી વિરોધ જોવામાં આવે છે. વિજ્ઞાન અને વ્યાવહારિક જ્ઞાન એ બન્ને જો યોગ્ય વખતે વચ્ચે પડયાં ન હોત તો ખેતી અને ઉદ્યોગનો વિરોધ, ઉદ્યોગના પ્રવાહ ઝડપથી ચાલતા હોવાથી વધી જાત. આ વિરોધ શમાવવાના મંગળ કાર્યમાં રસાયણશાસ્ત્રે ઘણો આગળ પડતો ભાગ લીધો છે.

રાસાયણિક શોધખોળ અને ખેતી એ બે વચ્ચેનો સંબંધ બતાવવામાં જર્મનીનો પ્રોફેસર લિબિગ પહેલ વહેલો હતો. તેણે ૧૮૪૦ માં બે પુસ્તક પ્રગટ કર્યાં જેમાં,—અર્વાચીન ખેતીની પરિપક્વતા કેવી રીતે થઈ છે, અને અમુક ક્ષેત્રફળવાળી જમીનમાં વધતી જતી વસ્તીને પુરતો ખોરાક કેવી રીતે મળે છે એ તેણે સારી રીતે સમજાવ્યું છે.

લિબિગે કૃષિશાસ્ત્ર સંબંધી પોતાના નવા વિચાર જણાવ્યા એટલુંજ નહિ પણ તેણે કૃત્રિમ ખાતર બનાવવાની તદ્દન નવી નવી રીતો પણ યોજી અને જ્યારે આ બાબત રાસાયણિક ઉદ્યોગમાં હાથ ધરવામાં આવી ત્યારે જોઇતાં સાધનો તૈયાર હતાં અને ફક્ત તે યોજનાનો અમલ કરવાનું બાકી રહ્યું હતું. લિબિગે જણાવેલા સિદ્ધાંતો નીચે પ્રમાણે છે —

૧. લીલા છોડના પોષણને માટે Inorganic ( ઇનૉર્ગેનીક-નિરિન્દ્રિય ) અને ખનિજ પદાર્થોની જરૂર છે.

૨. છોડને, કાર્બોનિક ઍસીડ, ઍમોનીઆ, નાઇટ્રીક ઍસીડ, પાણી,—મૅગ્નેશીઆ, પોટાશ, સોડા, ફૉસ્ફૉરીક ઍસીડ, ગંધકનો તેજાબ, સીલીસીક ઍસીડ, ચુનો અને લોઢું; એ પદાર્થોની જરૂર છે.

આ ઉપરાંત કેટલાક છોડને મીઠું જોઇએ છીએ.

૩. જમીન, પાણી અને હવાનાં જે તત્વો છોડના જીવનને સારૂ જરૂરનાં છે તે વચ્ચે તેમ જ પ્રાણીઓ અને છોડનાં પોતાનાં તત્વો વચ્ચે એવી જાતનો સંબંધ છે કે તેમની આંતર શક્તિને ટેકો મળે તે સારૂ તે વખતે ખનિજ પદાર્થોનું રૂપાન્તર જે રાસાયણિક ક્રિયાથી થાય છે તેમાંની એક પણ ન થાય તો તે છોડ કે તે પ્રાણી વધી શકે નહિ.

૪. મનુષ્ય-અને જનાવરનાં મળમૂત્ર ખાતર તરીકે વપરાય છે તેમાં જે Organic ( ઑર્ગેનીક-સેન્દ્રિય ) તત્વો રહેલાં છે તેમને લીધે વનસ્પતિના જીવન ઉપર કંઈ પણ અસર થતી નથી. પણ તે ખાતરમાંના *કાર્બનનું કાર્બનિક ઍસીડ, અને નાઇટ્રોજનનું ઍમોનીઆમાં* રૂપાન્તર થવાને લીધે છોડનાં તત્વોમાં આડકતરી રીતે ફેરફાર થાય છે. છોડ અથવા પ્રાણીના અવશેષનું ઑર્ગેનીક ખાતર બને છે. તેને બદલે જમીનમાં તે ખાતરના જે ઇનૉર્ગેનીક સંયુક્ત પદાર્થો થાય છે તે વાપરી શકાય.

સારી રીતે ઉછેરેલા છોડની રાખનું પૃથક્કરણ કર્યા પછી તે છોડને કયા કયા ખનિજ પદાર્થોની જરૂર છે તે લિબિગે જણાવ્યું, અને કેટલાક છોડને અનુકૂળ જમીનમાં, તે શોષી શકે એવા સર્વ પદાર્થો છે એમ નક્કી થયું ત્યારે છેવટ એવું અનુમાન નીકળ્યું કે ખેડાયલી જમીન સંતોષકારક પાક આપી શકતી નથી, અથવા તો હમેશની હવાપાણીની સ્થિતિમાં પણ પાક ઓછો ઉતરતો જાય છે એ બધાનું કારણ છોડને પોષણ કરે એવા ખનિજ પદાર્થો ઓછા છે એ હોવું જોઇએ. આ હકીકત ઉપરથી, ખાતરનો, ફરતા ફરતી પાકનો તથા જમીન પડતર રાખવાનો ખરો ઉપયોગ સમજવાનું ઘણું સહેલું થઈ પડયું. જમીન પડતર રહેવાથી અદ્રાવ્ય (ગળી ન જાય એવાં) ખનિજ પદાર્થોનાં તત્વો છુટા પડવાનો જમીનને વખત મળે છે અને અંતે પાક સારો ઉતરેછે. પરંતુ આ ત્રણે ઉપાયો પુરતા માલૂમ પડ્યા નહિ અને તે ઉપરથી એમ સાબીત થયું કે જુના વખતથી ચાલી આવેલી રીતોથી જે ખનિજ પદાર્થો પુરા પડતા હતા તેના કરતાં પાકને લીધે વધારે ખનિજ પદાર્થો ઓછા થતા હતા એટલે જમીન નબળી પડી જતી હતી. નાનાં ખેતરોમાં પાકનો બધો અવશેષ ખાતર રૂપે જમીનમાં પાછો જાય છે કારણ કે બધો પાક તે ખેતરનો ધણી ખાય છે; અને તે કારણથી સ્વાભાવિક રીતે વિભક્ત થવાની ક્રિયાને લીધે તે ખેતરોની ફળદ્રુપતા સચવાય છે: પરન્તુ જ્યારે ઘણા મળમૂત્ર વગેરે બીજા કામમાં વપરાય છે અને તેમને બદલે તેમની ગરજ સારે એવા બીજા પદાર્થો જમીનમાં પાછા જતા નથી ત્યારે જમીનની ફળદ્રુપતા ધીમે ધીમે ઓછી થતી જાય છે. પહેલાં જે દેશોમાંથી રોમમાં અનાજ આવતું તે દેશો હાલ ઉજ્જડ થઈ ગયા છે એ દાખલા આપીને લિબિગે પોતાનો વાદ ખરો છે એ સાબીત કરી આપ્યું. વળી ખેતીની હાલની પદ્ધતિ—જેથી છોડને પોષણ કરે એવા ઘણા અગત્યના પદાર્થો જમીનમાંથી હમેશને માટે ઓછા થતા જાય છે—તે બતાવીને પણ તેણે સાબીત કર્યું કે ઉપર બતાવેલાં માઠાં પરિણામ હવે પછી પણ આવ્યા વગર રહેશે નહિ. પરંતુ આપણા વ્યાપારી જીવનની ખીલવણી એટલી બધી થઈ છે કે ખેતીવાડીની અસલની પદ્ધતિ પર હવે પછી આપણાથી કામ કરી શકાશે નહિ; તેટલા માટે ખરો રસ્તો એ રહ્યો છે કે પહેલાં વનસ્પતિ કે પ્રાણીઓ મારફતે જમીનને જે ખાતર મળતું હતું તે જ ખાતર, નવાં સાધનો ઉપજાવી કાઢી, કુદરતી કે કૃત્રિમ રીતે તૈયાર કરવું. ચુનો અને સીલીસીક ઍસીડ, એવા પદાર્થો દરેક પ્રદેશમાં મળી શકે છે; પણ બીજા જે પદાર્થો વિષે તેમ નથી તેમ જ જેમની ખરેખરી ખોટ માલૂમ પડે છે તેવા પદાર્થો ભાડા વગેરે લીધે મોંઘા પડતા હોય તો પણ છોડને કામમાં આવતા હોવાથી તે બનાવવાનું કામ આપણે હાથ ધરવું જોઇએ. લિબિગ અને તેના અનુયાયીઓની શોધખોળ-પરથી એમ માલૂમ પડયું છે કે પાકને લીધે જે પદાર્થો જમીનમાંથી ઓછા થાય છે તે પુરા પાડવા સારૂ જમીનમાં જે રાસાયણિક ક્રિયાઓ થાય છે તેથી ફૉસ્ફૉરિક ઍસીડ અને પોટાશ એ બે પદાર્થો—જે છોડને ખાસ જરૂરના છે—તે જલદીથી મળતા નથી. આ ઉપરાંત ઍમોનીઆ અને નાઇટ્રિક ઍસીડ જેવાં નાઇટ્રોજનવાળાં ખાતર પણ ઘણાં જરૂરનાં છે.

જમીન નબળી પડી જાય છે અને તેને લીધે ખેતીનો પાક ઘણો ઓછો થઈ જાય છે એવું લિબિગે પુરવાર કર્યું તે ઉપરથી ઉપજેલા ગભરાટને લીધે, નવા સિદ્ધાંતવાળા બેહદ ઉમંગી પુરૂષોએ આપણી સામાજીક અને આર્થિક સ્થિતિમાં ઘણો ફેરફાર થાય એવાં અનુ-

માન કાઢયા અને સૂચનાઓ કરી. છોડને પોષણ કરે એવા, શહેરના રહીશોનાં મળમૂત્રના જે પદાર્થો—ખેતીવાડીના કામમાંથી હમેશ ઓછા થતા ગયા તેમની કીમત ગણી કાઢીને તે પુરુષોએ છેવટ એમ અનુમાન કર્યું કે મળમૂત્રનો સંગ્રહ કરવામાં જો ચીના લોકો જેવી જ સાવચેતી રાખવામાં આવે તો જ બચવાનો માર્ગ રહે. આ ઉપરથી શહેરના કચરાનું અને મેલા પદાર્થોનું ખાતર બનાવવાની અસંખ્ય યોજનાઓ તૈયાર થઈ અને આ યોજનાઓને અમલમાં લાવવાને ઘણા પૈસાનો વ્યય થયો. પણ વધારે હોશિયાર માણસોએ લિબિગના સિદ્ધાંતોની શાન્ત મને પરીક્ષા કરી અને થોડા વખતમાં ખોળી કાઢયું કે પૃથ્વીના અમુક ભાગમાં એકઠા થયેલા કોનમાં જેવા ખનિજ પદાર્થોનો ઉપયોગ કરવાથી, છોડને પોષણ કરનાર પદાર્થો, ધાતુ ઓગાળી શુંચવણવાળા સાધનો, તૈયાર કરી શકાય. ફૉસ્ફેટ, સોડીઅમ નાઇટ્રેટ, અને પોટાશના ખાર ઠેકાણે ઠેકાણે નીકળવાથી તેમ જ હવામાંના અખુટ નાઇટ્રોજનને જુદો પાડી તેનો ઉપયોગ કરવાની શોધખોળથી ઉપર જણાવેલા વિચારનું સમર્થન થયું.

આવી રીતે પૃથ્વીમાંથી નીકળતા કાચા પદાર્થોનું જોઈતા રૂપમાં રૂપાન્તર કરી તેને ઉપયોગમાં આણવું એ રસાયનિક ઉદ્યોગની એક ઘણી અગત્યની શાખા છે અને ગ્રેટ બ્રિટનમાં પહેલ વહેલા ફૉસ્ફેટનો ઉપયોગ સ્થપાવાથી તેની બનાવટ વિષે હું પ્રથમ વિવેચન કરું છું.

હાડકાના ખાતરથી ખેતીમાં લાભ થાય છે એ વાત લાંબા વખતથી ગ્રેટ બ્રિટનમાં જાણીતી છે. આમ હોવાથી બીજા દેશોમાંથી ગ્રેટ બ્રિટનમાં ઘણાં હાડકાં આયાત થાય છે. લિબિગના સિદ્ધાંતોની પુરેપુરી કદર કરવામાં ગ્રેટ બ્રિટન પહેલ વહેલું હતું અને હાડકાનું ખાતર આટલું બધું ઉપયોગી કેમ થઈ પડે છે તેનું કારણ લિબિગે એમ જણાવ્યું કે જેવી રીતે ગ્વાનો નામના ખાતરમાં જલદીથી પિગળે તેવો ફૉસ્ફેટ છે તેવી જ રીતે હાડકાના ખાતરમાં પણ આવા ફૉસ્ફેટ છે. નૉરફૉક અને સફોકની જમીનમાંથી નીકળતા કૉપ્રોલાઇટ નામના ખનિજ ફૉસ્ફેટને કામમાં લેવા સારૂ તેમાં તેજાબ નાખી, તેના દ્રાવ્ય મોનોફૉસ્ફેટમાં રૂપાન્તર કરવાની લિબિગે ભલામણ કીધી હતી. આ રીત ખેતરમાં અખતરા કરવાથી, ફતેહમંદ નીવડી હતી અને તેથી તે સુપર ફૉસ્ફેટના ઉદ્યોગનો પાયો થઈ પડી હતી. આને લીધે ગંધકનો તેજાબ બનાવવાના ઉદ્યોગમાં પણ ઘણો વધારો થયો હતો. આવી રીતે ગ્રેટ બ્રિટનમાં સુપર ફૉસ્ફેટનો ઉદ્યોગ ઉભો થયો અને તે ઝપાટાબંધ સર્વ સુધરેલા દેશોમાં પ્રસર્યો. યુરોપ અને અમેરિકામાંના કારખાનાને જોઈતા કાચા પદાર્થો માટે તે વખતની ખરીદી ઘણી ઓછી જ જણાઈ પડી અને તેથી આખી દુનિયામાં ફૉસ્ફેટ માટે ખોળ થવા માંડી. આ ખેળ કેટલી બધી ઝડપથી કરવામાં આવી તે, દુનિયામાં કેટલો ખનિજ ફૉસ્ફેટ કાઢવામાં આવ્યો તેના આંકડા પરથી સમજાશે.

ટન. યુનાઇટેડ સ્ટેટ્સને વિષે નીચે પ્રમાણેની હકીકત છે—

સને ૧૯૦૦ માં ૨,૮૦૦,૦૦૦ } ૧,૫૫૫,૦૦ ટન.

સને ૧૯૦૫ માં ૩,૮૦૦,૦૦૦ } ૨,૦૦૦,૦૦ ,,

આ પૈકી નીચે પ્રમાણે ફૉસ્ફેટ પરદેશ ખાતે ચઢયો હતો:—

| | યુનાઇટેડ સ્ટેટસમાંથી | આલજીરીઆ અને ટ્યુનીસમાંથી. |
|---|---|---|
| સને ૧૯૦૦ માં | ૬૨૦,૦૦૦ ટન. | ૪૪૦,૦૦૦ |
| સને ૧૯૦૫ માં | ૯૩૫,૦૦૦૦ ટન. | ૮૦૦,૦૦૦ |

ઉપર જણાવેલા ખનિજ ફૉસ્ફેટનું સુપરફૉસ્ફેટમાં રૂપાન્તર કરવાને, ૩,૦૦૦,૦૦૦ ટન ગંધકના તેજાબની જરૂર પડી હતી. આ આંકડા ઉપરાંત ટોમસ અથવા તો બેઝીક સ્લેગમાં જે ઘણો ફૉસ્ફેટ નીકળે છે તે પણ ધ્યાનમાં લેવા જેવો છે.

વધારે ટકા ફૉસ્ફેટવાળા પિગ જાતના લોઢામાંથી બેસેમર કન્વર્ટરમાં (Bessemer Converter) ટોમસ અને ગીલક્રાઇસ્ટે શોધી કાઢેલી રીતથી પોલાદ બનાવવાનું સહેલું થઈ પડ્યું. લોઢાની કાચી ધાતુમાં જે ફૉસ્ફરસ હોય છે તેનુ આ રીતથી ફૉસ્ફોરીક એસીડમાં રૂપાન્તર કરવામાં આવે છે અને ધાતુના રસમાં જે ચુનો નાખવામાં આવે છે તેની જોડે આ એસીડ મળી જઈ બેઝીક ક્વોડ્રીફૉસ્ફેટ (*Basic Quadriphosphate*) બને છે. ઘણું ખરૂં જમીનમાંથી નીકળતાં બધાં ફૉસ્ફેટ ટ્રાઇફૉસ્ફેટના રૂપમાં હોય છે અને તે પાણીમાં પીગળી શકતા નથી: પરંતુ આ ક્વાડ્રીફૉસ્ફેટ, સાઇટ્રીક એસીડ જેવા નરમ (weak) ઑર્ગનિક એસીડમાં દ્રાવ્ય છે એટલું જ નહિ પણ જમીનની અંદર થતા ઘણા જ ધીમા રાસાયણિક ફેરફારોમાં બનતા વધારે નરમ એસીડોમાં પણ દ્રાવ્ય છે. આમ હોવાથી જો ક્વાડ્રી ફૉસ્ફેટનો—ખાતર તરીકે ઉપયોગ થાય તો પાક ઘણો સારો ઉતરે.

જુની બેસીમરની રીતમાં ફક્ત જે લોખંડની કાચી ધાતુમાં ફૉસ્ફરસ નહોતો તે જ કામ આવતી અને તેથી જર્મનીમાં જે કાચી ધાતુઓ ઘણા પ્રમાણમાં નીકળતી તેમાં ફૉસ્ફરસ વધારે ટકા જેટલો હોવાથી તેની કીમત ઘણી ઓછી ઉપજતી. આ કારણને લીધે ટોમસ અને ગીલક્રાઇસ્ટની રીત જર્મન લોકોએ એકદમ ગ્રહણ કરી અને તેમાં જર્મન ધાતુશોધક શાસ્ત્રીઓએ યોગ્ય સુધારા કર્યા.

આને લીધે, ઈ. સ. ૧૮૭૯ માં જર્મનીમાં ૭,૨૪૦,૦૦૦ ટન કાચી ધાતુ કાઢવામાં આવી અને ૨,૭૩૦,૦૦૦ ટન પિગ જાતનુ લોઢું તૈયાર કરવામાં આવ્યું. પણ ઈ.સ. ૧૯૦૬ માં આ ધંધો વધવાથી ૨૬,૭૦૦,૦૦૦ ટન કાચી ધાતુ કાઢવામાં આવી. (આમાંની ૨૧,૦૦૦,૦૦૦ ટન ધાતુમાં ફૉસ્ફરસ હતો) અને ૧૨,૪૭૮,૦૦૦ ટન પીગ જાતનું લોઢું બનાવવામાં આવ્યું આ પૈકી ૮,૦૦૦,૦૦૦ ટન ધાતુ ટોમસ અને ગીલક્રાઇસ્ટની રીતે બનાવવામાં આવી હતી. આ રીતથી કારખાનામાં ૧,૫૦૦,૦૦૦ ટન જેટલો બેઝીક સ્લેગ નીકળ્યો. તેમાંના જેમાં ૧૮ કે ૨૦ ટકા ફૉસ્ફોરીક એસીડ હતો તે સસ્તા અને ઉપયોગી ફૉસ્ફેટીક ખાતર તરીકે જર્મનીમાં વપરાયો. આ ખાતરનો મુખ્ય ઉપયોગ પોટાશના ક્ષાર સાથે મિશ્રણ કરવામાં થયો. જર્મનીના પોલાદ બનાવનારાઓને આ સ્લેગમાંથી ઘણી ઉપજ થઈ. ઈ. સ. ૧૯૦૭ માં આખી દુનિયામાં ૨,૭૦૦,૦૦૦ ટન જેટલો ટોમસ ફૉસ્ફેટ બન્યો હતો. એવી ગણતરી કરવામાં આવે

છે કે એક સાલ ઘઉનો પાક ૨ા એકર જમીનમાથી ઉતારીએ તો જેટલો ફોસ્ફરસ ઓછો થાય તેટલો ફોસ્ફરસ ૪૦૦ કીલો ટોમસ ફોસ્ફેટમાથી મળે

ફોસ્ફેટ વિષે ઉપર પ્રમાણે વિવેચન કર્યા પછી હવે હુ છોડને જોઇતા બીજા અગત્યના પૉટાશ નામના પદાર્થના ઉત્પન્ન વિષે વિવેચન કરૂછુ લિબિગના સમય પહેલા પણ લાકડાની રાખના ખાતરથી મળતા ફાયદા અનુભવથી જણાયલા હતા, પણ જગલ ઓછા થઇ જવાથી, તેમજ ઉદ્યોગમા પૉટાશનો ખપ વધી જવાથી ખેતી માટે જોઇએ તેટલો પોટાશ મેળવવાનુ અશક્ય થઈ પડયુ. ફેલ્સપારમાથી પોટાશ મેળવવાને ગ્રેટબ્રીટનમા વૉર્ડ જે અજમાયેશ કરી તે વેપારી રીતે જોતા ફત્તેહમદ નીવડી નહિ. આયોડીન અને બ્રોમીન કાઢતી વખતે સીવીડ અથવા કેલ્પમાથી જે નકામો પ્રવાહીપદાર્થ નીકળે છે તેમાથી ફ્રાન્સ અને સ્કૉટલૅન્ડમા પોટેસીઅમ ક્લોરાઇડ અને પોટેસીઅમ શેલ્ફેટ મળી શક્યા ખરા પણ ઘણા થોડા પ્રમાણમા જે બીટરૂટ જમીનમાથી ઘણો પોટાશ શોષી લે છે તે પોટાશ મેળવવાનુ એક મોટુ સાધન છે આ પોટાશ શુગર મોલાસીસમાં પાછો આવે છે આ મોલાસીસમા ઘણી ખાડ હોય છે પણ તેનો સ્વાદ ખારો હોવાથી તે ખાવાના કામમા આવતો નથી પણ તેનો ફર્મેન્ટેશનથી આલ્કોહોલ બનાવવામા આવે છે અને આલ્કોહોલ ગાળી લીધા પછી તેમાથી બાકી રહેલા પ્રવાહી પદાર્થનુ બાષ્પીકરણ કરવાથી અને તેને બાળી નાખવાથી પોટાશ મળી આવે છે સાગ બીટરૂટના પાકથી જમીનમાથી દર એકરે ૧૦૦ કીલોગ્રામ પોટાશ ઓછો થાય છે માટે બીટ ઉગાડવાથી આપણને જયાબધ પોટાશ મળી શકે એ દેખીતુ છે મૉડેબર્ગના બીટરૂટવાળા જીલ્લામા ૧૦ વરસમા દરવર્ષે ૪૫૦૦ ટન જેટલો પોટાશ નીકળ્યો હતો પણ આ દેખીતા અને ઝટ મળેલા લાભને અગે ઘણુ નુકશાન થયું, કારણકે બીટરૂટ ઉગે તે સારૂ જરૂરના પોટાશના ક્ષાર જમીનમાથી ઓછા થવાથી ગ્વાનો અને સુપરફૉસ્ફેટ ઘણુ નાખતા છતા પણ તે જમીનની ફળદ્રુપતા એટલી બધી ઘટી ગઈ કે અતે ખાડ બનાવવાના ઉદ્યોગને જબરો ધોકો લાગ્યો લિબિગના સિદ્ધાતો ખરા છે એવુ ખેડુતને પણ સ્પષ્ટ માલુમ પડયુ સૉલ્ટ ગાર્ડનમાના મધર લિકર્સ (નકામા પ્રવાહી પદાર્થ) માથી પોટાશના ક્ષાર વિષે બલાર્ડ અને મર્લ પોતાનો લાબો અભ્યાસ પુરો કર્યો તે અરસામા એટલે સને ૧૮૫૭ મા સ્ટૅસ્ફર્ટ આગળ પોટાશના ક્ષારની ખાણો નીકળી સિધવની ખાણો ખોદતા સને ૧૮૫૨ મા ખગ સિધવ ઉપર બીજા મીશ્રક્ષારોના મોટા થર જણાયેલા હતા આ થરમા પોટેશમ ક્લોરાઇડ, મૅગ્નેશમ ક્લોરાઇડ અને પોટેશમ સલ્ફેટ હતા. આ પૂરા સ્વાદવાળા અને રગવાળા ક્ષારો સિંધવ તરીકે વાપરી શકાય તેવા ન હોવાથી તેને નકામાક્ષાર તરીકે ગણી કાઢ્યા અને સિંધવ માટે જેટલો ભાગ કાઢવો પડતો તે ભાગ કચરા તરીકે નાખી દેવો પડતો

આ વખતે હુ સ્ટાસ્ફર્ટની બીટરૂટ ફેક્ટરીમા રસાયણશાસ્ત્રી તરીકે કામ કરતો હતો લિબિગનો ઉમગી અનુયાયી હોવાથી તે વખતે બીટરૂટના પાકની પ્રત તથા તેના જથ્થામા જે ભારે ઘટાડો થયો હતો તે વિષેના વિચારોથી મારૂ મગજ તર હતુ તે કારણથી આ નકામા ક્ષારનો અભ્યાસ કરવાનું મે શરૂ કર્યું આ ક્ષારમા કયા કયા રાસાયણિક તત્ત્વો છે તે હીનરીશ રોઝ અને મારીડ નકી કર્યું હતું મારા અભ્યાસમા મને માલુમ પડયું કે ઉદ્યોગ

અને ખેતીમાં આ ક્ષાર કામ આવે તેવા છે. ઘણી મુશ્કેલીઓ અને વિઘ્નો વેઠયા પછી સને ૧૮૬૧ માં મેં દરરોજ ૫ ટન નકામા ક્ષારનું કામ કરી શકે એવી પોટાશના ક્ષારની ફેક્ટરી સ્થાપી. આ કારખાનામાં પોટેશમ ક્લોરાઇડ ઉપરાંત પોટેશમ નાઇટ્રેટ બનાવવામાં કામ આવે એવું પોટાશનું ખાતર પણ તૈયાર થતું. મારી યોજનાઓ વ્યાવહારિક અમલમાં આવી તે પહેલાં મને કંઈ પણ આશ્રય મળ્યો નહોતો; પરંતુ મારા કારખાનાની ફત્તેહ સર્વ ઠેકાણે જણાયા પછી બીજાં ઘણાં કારખાનાં સ્થપાયાં તેથી મારી આબરૂ મારા ધાર્યા કરતાં વધારે વધી. સને ૧૮૬૨ની આખરે સ્ટાસ્ફર્ટમાં ચાર પોટાશની ફેક્ટરીઓ હતી, અને સુરોખાર તથા પોટાશ બનાવવામાં વૉસ્ટર અને ગ્રુનીબર્ગ તથા લીસ્લર–ટાઉન્સેન્ડવાળાઓ વધારે અનુભવી હોવાથી તેમજ તેમની પાસે મુડી પણ વધારે હોવાથી આ ઉદ્યોગનો ઘણો વિસ્તાર થયો. આ ચાર કારખાના વધીને ૧૮૬૪ માં ૧૮ થયાં તેમાં ૧૩૯,૦૦૦ ટન નકામો ક્ષાર વપરાતો હતો. આજ વર્ષમાં ડ્યુક ઑફ ઍન્હાલ્ટની લીઓપોલ્ડશાલની પટોશની ખાણ પણ જડી. સને ૧૮૭૨ માં આવી ૩૩ ફેક્ટરીઓ હતી તેમાં ૫૦૦,૦૦૦ ટન નકામો ક્ષાર વપરાતો.

ખાણમાંથી ક્ષાર કાઢવાનો ઉદ્યોગ પહેલાં ફક્ત સરકારના હાથમાં હતો; પણ ઈ. સ. ૧૮૬૫ ના માઇન્સ ઍક્ટની રૂઇએ ખાનગી ગૃહસ્થો પણ આ ધંધો કરવા લાગ્યા; તેમાં ખાનગી મુડી પણ રોકાવા લાગી અને આરંભમાં ઘણી ફત્તેહ અને ઘણો નફો મળવાથી ખાણો ખોદવાના અખતરાનો પ્રચાર વધતો ગયો, અને નવા ક્ષારનાં થર શોધાવા લાગ્યા. પહેલાં એમ ધારવામાં આવતું હતું કે પોટાશના ક્ષારનાં થર ફક્ત માગ્ડેબર્ગ–હાલ્બરસ્ટાટની ખીણના નાના પ્રદેશમાંજ માલૂમ પડે છે; પછીથી એમ માલૂમ પડ્યું કે હાનોવર, મેક્લન બર્ગ અને થુરીન્જીયા પ્રદેશ સુધી પણ તે થરો પથરાયલાં છે, દક્ષિણમાં પણ આ થરો જડે છે એવું જ્યારે ખાત્રીપૂર્વક માલૂમ પડ્યું ત્યારે બીજા દેશોમાં જેમ સોનાની ખાણો ખોદવાની ધૂન ભરાઈ ગઈ હતી તેમ જર્મનીને પણ સટ્ટા કરવાના અને નવી કમ્પનીઓ ઉભી કરવાના પ્રસંગો આવ્યા. હદ ઉપરાંત સટ્ટો થવાના પરિણામે અને નુકશાનકારક અને હદ ઉપરાંતના ઉત્પન્નને દાબી દેવાને સારૂ ગયે વર્ષે પ્રશીયામાં પોટાશના ક્ષારોની ખાણ ખોદવાનો હક સરકારે ખાનગી વેપારીઓ પાસેથી છીનવી લીધો અને પ્રશીયન સરકારે જે સઘળા ક્ષારના થરો ખાનગી ગૃહસ્થોના હાથમાં ગયા નથી તે સર્વ પોતાને કબજે કરી લીધા છે તેમજ વળી તે વખત સુધીમાં જે કોલસાની ખાણો ન માલૂમ પડેલી હોય તે સર્વ લઈ લીધી છે. સને ૧૮૭૨ થી ૧૯૦૭ ના સુધીના વરસમાં ખાનગી પોટાશની ખાણોની સંખ્યા ૫૦ સુધીની થઈ છે. વળી બીજા ૨૬ કારખાનાવાળાઓએ સુરંગો ફોડવાનું કામ શરૂ કર્યું છે. અને ૫૦૦ નવી પોટાશની કંપનીઓએ ઘણું ખરૂ ફત્તેહમંદ રીતે પ્રયોગનું કામ કર્યું છે.

કાચા પોટાશના ક્ષારનું ઉત્પન્ન અને વેચાણ સને ૧૮૭૨ માં ૫૧૪,૦૦૦ ટનનું હતું તે વધીને સને ૧૯૦૫ માં ૫,૧૨૯,૦૦૦ ટનનું થયું હતું. આની કીમતનો આંકડો ૪,૨૫૦,૦૦૦ પાઉન્ડ થયો. આ ક્ષારના બે ઉપયોગ થાય છેઃ—તેમાંથી ખાણો પાસેની ફેક્ટરીઓમાં પોટેશમ ક્લોરાઇડ, સલ્ફેટ અને કાર્બોનેટ, મૅગ્નેશમના ક્ષાર, બ્રોમીન, વગેરે શુદ્ધ પદાર્થો તૈયાર કરવામાં આવે છે. અથવા તો તે ક્ષારને કુદરતી સ્થિતિમાંજ ખાતર તરીકે

વાપરવામાં આવે છે, પોટાશની સર્વે ખાણુ વાળાઓએ એકત્ર થઇને એક સીન્ડીકેટ કર્યું છે. જે ઉત્પન્નની હદ નક્કી કરે છે, મેમ્બરોના ભાગની વહેંચણી કરે છે, જુદા જુદા તૈયાર થયેલા પદાર્થોની કીમત આંકે છે, અને પોટાશનાં ખાતર દાખલ કરવાનું તથા જુદાજુદા દેશોમાં ખાતાઓ સ્થાપી અને રાસાયણિક શોધખોળને ઉત્તેજન આપી આ ખાતરની ખપત વધારવાનું વ્રત આદરી તેમાં કામ કરે છે.

પોટાશના ક્ષારના કુલ ઉત્પન્નમાંથી ૧૬ ટકા જેટલો ભાગ રાસાયણિક ઉદ્યોગમાં અને બાકીનો ૮૪ ટકા જેટલો ભાગ ખેતીમાં વપરાય છે, આમાંનો સૌથી મોટો ભાગ જર્મન ખેડુતો વાપરે છે. પોટાશના ક્ષારના ખાતરની ખપત ૧૮૭૯ માં ૪૩,૦૦૦ ટન, ૧૮૯૯ માં ૮૦૩,૦૦૦ ટન અને ૧૯૦૫ માં ૧,૬૮૫,૦૦૦ ટનની હતી. બીટરૂટના પાકને લીધે પોટાશના ક્ષારનો ઉપયોગ ઈ. સ. ૧૮૬૨ માં શરૂ થયેલો હોવાથી, શાસ્ત્રીય જ્ઞાનનો ઉપયોગ કરી ખાતર નાખવાથી શો ફાયદો થાય તે નીચેના સને ૧૮૬૨ અને સને ૧૯૦૭ ની સાલના આંકડા પરથી જણાશે —

સને ૧૮૬૨ માં કારખાનામાં ૧,૫૮૦,૦૦૦ ટન બીટરૂટ વપરાયો હતો તેમાંથી ૧૨૫,૦૦૦ ટન ખાંડ નીકળી હતી. ( આ લેખે ૧૨॥ ટન બીટરૂટમાં એક ટન ખાંડ નીકળે ) આ વર્ષે ખાંડ પરદેશ જતી નહોતી; પણ ઉલટું ૯૦૦૦ ટન જેટલી ખાંડની આયાત કરવામાં આવી હતી.

સને ૧૯૦૭ માં ૧૪,૧૮૬,૦૦૦ બીટરૂટ વપરાયો તેમાંથી ૨૨,૪૨૦૦૦ ટન ખાંડ નીકળી ( આ લેખે ૬¼ ટન બીટરૂટમાંથી એક ટન ખાંડ નીકળે ) આ વર્ષે ૧૧,૪૩૦૦૦ ટન જેટલી પરદેશ ખાતે ચઢાવવામાં આવી હતી.

જર્મની સિવાય જે બીજા દેશોમાં પોટાશનુ ખાતર મોટા પાયાઉપર વપરાય છે તેમાં યુનાઇટેડ સ્ટેટસ પહેલે નંબરે છે. ગ્રેટબ્રીટનમાં પણ આ ખાતર મોટા જથામાં વપરાય છે અને આયર્લેન્ડમા આની ખપત વધવાનો સંભવ છે કારણકે સણ ઉગાડવામા અને તે દેશની મોટી ખાણોને ખેડવા લાયક બનાવવામાં આ ખાતર ઘણું કામ આવે એમ છે. વળી સિંહલદ્વીપના ચા અને કોકોના વાવેતરમાં તથા ઑસ્ટ્રેલીયાના શેરડીના ખેતરોમાં પણ પોટાશનાં ખાતર વપરાય છે.

જર્મન પોટાશના થરોના વિસ્તારના સંબંધમાં અને જે ઘણી ખાણો હજુ પણ ચાલે છે તે બાબતના ઉપરના આંકડાપરથી જણાશે કે પૃથ્વીના બીજા કોઈપણ ભાગમાં આવા મોટા થરો ન મળી આવે તો પણ આખી પૃથ્વીને પુરો પડે એટલો પોટાશ જર્મનીમાથી જ મળી શકે.

**સાંકળચંદ જેઠાલાલ શાહ.**

---

* સોસાયટી ઓવ કેમીકલ ઇન્ડસ્ટ્રીના લંડન સેક્શનની તા. ૨ જી નવેમ્બર ૧૯૦૮ ની મિટિંગમાં પ્રોફેસર એડોલ્ફ ફ્રેન્કે આપેલું ભાષણ.

## "ગુજરાતી છાપો."

(અનુસન્ધાન પૃષ્ઠ ૧૫૪ થી.)

મી. બહમનજી બહેરામજી પટેલ. એઓએ જ્ઞાનપ્રસારક મંડળી તરફથી સને ૧૮૯૪-૯૫ ની મોસમમાં તા. ૨૭ અપ્રેલ ૧૮૯૫ ને દિને આપેલું ભાષણ ૫ મું.

વિષયઃ—મુંબઈનાં ઈંગ્રેજી તથા ગુજરાતી છાપાની શરૂઆત, અને તેની તવારીખ.—એ મેં ગયા અંકમાં ઊતાર્યું. હવે ગુજરાતી સાહિત્યના ઇતિહાસ માટેના આ એક અગત્યના પ્રકરણ સંબન્ધી બે શબ્દો કહી આ લેખ સમાપ્ત કરીશઃ—

પ્રજામાં વાંચનની અભિરૂચિ ઉત્પન્ન કરનાર અને જ્ઞાનનો પ્રસાર કરનાર સાધનોમાં વર્તમાનપત્રો અગ્રસ્થાને આવે છે. વળી જીવનની જરૂરીઆત ચીજોમાં પણ વર્તમાનપત્રો પ્રજામાં અહુણા એક અગત્યનું સ્થાન ભોગવે છે. હાલમાં એકપણ સુશિક્ષિત ઘર એકાદ બે વર્તમાનપત્રો વગર જોવામાં આવશે નહિં. સમાજમાં વર્તમાનપત્રોએ આટલુ બધું ઉચ્ચસ્થાન શી રીતે પ્રાપ્ત કર્યું? ત્હેનાં કારણો તપાસતાં જણાય છે કે વર્તમાનપત્રોએ પ્રજાની ઘણી અગત્યની શેવાઓ બજાવી છે, દેશની આર્થિક સંસારિક, ધાર્મિક અને રાજકિય સ્થિતિનું ભાન કરાવનાર વર્તમાનપત્રો છે. દેશમાં તથા પરદેશમાં બનતા વિવિધ પ્રકારના પ્રસંગોની દર રોજ ખબરો આપણને વર્તમાનપત્રોથી મળે છે. વર્તમાનપત્રોએ આપણને ખોટે રસ્તે જતા અટકાવ્યા છે, સાહસિક બનાવ્યા છે, ધર્મ તરફ લક્ષ દોરાવ્યું છે. એ સિવાય વર્તમાનપત્રોએ પ્રજાની તથા દેશની ઘણી ખાસની ઘણી શેવા કરી છે છતાં તેના ઇતિહાસ તરફ આપણું કેટલું બધુ દુર્લક્ષ્ય છે! આજથી ૬૦, ૭૦ વર્ષ ઉપર વર્તમાનપત્રોનું નામ ન્હોતું તે વખતે આપણી તથા આપણા સાહિત્યની સ્થિતિ કેવી હતી તે તો જ્યારે સાહિત્યનો સંપૂર્ણ ઇતિહાસ લખાશે ત્યારે જણાશે. વર્તમાનપત્રોની ઉત્પત્તિ ક્યારથી, કોનાથી કેવા સંજોગોમાં થઈ તથા તેની શરૂઆત કરનાર ગ્રહસ્થો કોણ હતા, તેમણે ત્હેમના આ સાહસમાં શી શી વિપત્તિઓ વેઠી હતી એ શું સાહિત્યના ઇતિહાસનું એક પ્રકરણ નથી?

મ્હારા એક બંગાળી મિત્ર શ્રીયુત એસ. સી. સન્યાલ, એમ, એ હાલમાં હિંદુસ્થાનના ઇંગ્રેજી તથા દેશીવર્તમાનપત્રોની શરૂઆતનો ઇતિહાસ લખે છે. આ પુસ્તકના કેટલાક પ્રકરણો કલકત્તા રિવ્યુમાં આવી ગયા છે. તેઓએ ઘણી મ્હેનતથી એ સબન્ધે ઘણી રસીક અને જાણવાજોગ હકિકત મેળવી છે ત્હેમનુ એ પુસ્તક બ્હાર પડશે ત્હેમાં મુંબઈ ઇલાકાના વર્તમાનપત્રો સબંધી હકીકત અપાઈ છે તેથી વિશેષ હકીકત માલમ પડશે. હાલ તો મ્હને મુંબઈમાં ગુજરાતી વર્તમાનપત્રોની શરૂઆત થઈ તે વખતની જ હકીકત મળી છે તે સાહિત્ય શેવકોને, ત્હેમાં વિશેષે કરીને સાહિત્યના ઇતિહાસ લખનાર ગ્રહસ્થને ઉપયોગી થઈ પડશે એમ ધારી આપી છે. સને ૧૮૯૫ની ૨૭ એપ્રીલે મુંબઈની જ્ઞાનપ્રસારક મંડળી આગળ મી. બહમનજી બ્હેરામજી પટેલે "મુંબઈના ઇંગ્રેજી તથા ગુજરાતી છાપાની શરૂઆત અને તેની તવારીખ" ઉપર એક ભાષણ આપ્યું હતું. આ ભાષણની એક નકલ પ્રસંગાનુસાર મ્હારી પાસે

આવ્યાથી ત્હેમાંથી ગુજરાતી વર્તમાનપત્રો સંબંધી આપેલી હકીકતનો ઉતારો ઉપર કહી ગયા તે હેતુથી આપેલ છે. મી. બહમનજીના આ ભાષણમાં માસિકો સબંધી કાંઈ પણ હકીકત નથી. વર્તમાનપત્રોના ઇતિહાસ સાથે માસિકોની શરૂઆતનો ઇતિહાસ પણ લખાવવાની જરૂર છે હમણાં થોડાક વખત ઉપર સ્ત્રીબોધ માસિક જે જુનામાં જુનું માસિક છે તેની ૫૦ વર્ષની જ્યુબીલીનો ઉત્સવ કરવામાં આવ્યો હતો તે વખતે જો કાંઈ આ સબંધે બોલાયું વંચાયું હોય તો તે ઉપયોગી થઈ પડશે અને તે ઉપરથી એકાદ વિદ્વાન એ સબંધેની વિશેષ હકીકત એકઠી કરી વખતસર પ્રગટ કરશે તો આપણાં સાહિત્ય તરફ એક અગત્યની ફરજ બજાવેલી ગણાશે. મી. બહમનજી શીવાય બીજા એક પારસી ગૃહસ્થ મી. ડોસાભાઈ ફરામજી કડાકાએ સને ૧૮૪૫ માં Bombay 'Students Library and Scientific Society આગળ "History of the Bombay Press" ના વિષય ઉપર એક અગત્યનું ભાષણ આપ્યું હતું, આ ભાષણ સોસાયટીના કામકાજના વાર્ષિક અહેવાલમાં અથવા કાર્યક્રમની નોંધના પુસ્તકમાં પ્રસિદ્ધ થયું હશે પણ પ્રયાસ કરતાં પણ ત્હેની નકલ મળતી નથી તે જો કોઈ મ્હેનત લઈ મેળવશે અને ત્હેમાંની હકીકત પ્રસિદ્ધ કરશે તો કાંઈ વિશેષ હકીકત મળી શકવાનો સંભવ છે. કમનશીબે મી. બહમનજી પટેલ હમણાં બે વર્ષ ઉપર (૧૯૦૭ માં) સ્વર્ગસ્થ થયા છે એટલે એ તરફથી આ સબંધે કાંઈ વિશેષ હકીકત મળી શકે એમ નથી. વળી મરહુમ મી. પટેલે ફક્ત મુંબઈના જ વર્તમાનપત્રોનો ઇતિહાસ આપેલો છે. મુંબઈ શીવાય ગુજરાતના બીજા જેવાં કે અમદાવાદ, સુરત વિગેરે સ્થળોમાં તે અરસામાં કે તે પછી નીકળેલા વર્તમાનપત્રો અને માસિકો સંબંધીની હકીકત જો મેળવી શકાય તો તે પણ ઉપયોગી થઈ પડશે એમાં શંકા નથી.

મન્વન્તરાય મણિરાય દુરકાળ.

---

## આપણી પ્રાચીન અને અર્વાચીન શિક્ષણપદ્ધતિની તુલના.

( અંગ્રેજી ઉપરથી. )

આપણી પ્રાચીન અર્વાચીન શિક્ષણપદ્ધતિની તુલના કરી જોતાં આપણને સહજ માલુમ પડી આવશે કે આપણા પૂર્વજોએ તે વખતને અનુસરીને પસંદ કરેલી કેળવણીની પદ્ધતિ કોઈ પણ રીતે ખામી ભરેલી નહોતી. પાશ્ચિમાત્ય વિચારો પ્રમાણે દરેક પ્રકારનું જ્ઞાન માત્ર પોતાનો મનુષ્ય તરીકેનો ધર્મ બજાવવા ખાતર જ નહીં પરંતુ પોતાનું ગુજરાન ચલાવવા અને પોતાની જીંદગીને સુખરૂપ બનાવવા ખાસ અગત્યનું છે. પણ આપણા ભારતવર્ષમાં અસલ અનાજ જ્યાબંધ પાકતું અને તેથી આપણા દેશમાં કેળવણી માત્ર પોતાના ભરણ પોષણને માટે જ નહીં પણ મનુષ્ય તરીકેની પોતાની ફરજ બજાવવામાં મદદરૂપ થઈ પડે તે માટે જ જરૂરની ગણવામાં આવતી હતી. એ તો નિર્વિવાદ છે કે હાલ અસલના કરતાં લોકોની મોટી સંખ્યા કેળવણીનો લાભ લે છે, પરંતુ કેળવણી લેવાનો આશય અને કેળવણીનું સ્વરૂપ ઘણાં ઉતરતી પંક્તિનાં થઈ ગયાં છે. શું આપણે હાલની કેળવણીથી પરિપક્વ થએલા વિદ્વાનોને આગળના ઉચ્ચતમ અને જ્ઞાનનિધિ મહાત્માઓ કે જેમનાં યશોગાન સુધારા અને કેળવણીને ઉંચામાં ઉંચે શિખરે પહોંચેલા દેશો પણ કરે છે, તેમની સાથે

સરખાવી શકીશું ? બાલ્યવયમાંથી કમાવાની ચિંતા ઉત્પન્ન થવાથી આધુનિક શિક્ષણપદ્ધતિનો આશય નિરૂપાયે હલકો થઈ ગયો છે.

કેટલાકનું કહેવું એમ છે કે બ્રાહ્મણોની કેળવણીની અસલ રીતિથી માત્ર યાદશક્તિજ ખીલે છે અને આધુનિક રીતિ તો વિચારશક્તિનો વિકાસ કરે છે. બ્રાહ્મણોએ યાદશક્તિનેજ કેળવવામાં બહુ દીર્ઘદષ્ટિ વાપરી હોય એમ લાગે છે કારણ કે તે વખતે હાલના જેવાં છાપખાનાં નહોતાં ભૂતકાળનું જે થોડું ઘણું જ્ઞાન આપણને હાલ ઉપલબ્ધ થાય છે તેને માટે આપણે તેમનો પૂર્ણ આભાર માનવો ઘટે છે. તે જમાનાની વસ્તુસ્થિતિ જોતાં માત્ર યાદશક્તિનો જ વિકાસ કરવો તે યોગ્ય હતું એટલું જ નહીં પણ છાપખાનાંને અભાવે જે મુશ્કેલી ઉભી થાય તે દૂર કરવાનું મુખ્ય સાધન પણ તેજ હતું.

જો આપણે આ પદ્ધતિને ભૂલ ભરેલી કહીશું તો તેજ દોષ આપણી હાલની રીતિમાં પણ દૃષ્ટિગોચર થશે, કારણ કે માણસની વિચારશક્તિને કેળવણી મળે તે પહેલાં તેની યાદશક્તિ પૂર્ણ રીત્યે ખીલવી જોઇએ એ સિદ્ધાંતની સત્યતા માટે બે મત થશે નહીં. વળી બ્રાહ્મણોની અસલની પદ્ધતિ જો કે યાદશક્તિને જ કેળવતી તોપણ તેનાં પરિણામરૂપે બહાર પડેલા ગ્રંથો વિચારશક્તિથી પરિપૂર્ણ જોવામાં આવે છે. ખરી રીત્યે તપાસતાં હિંદ જેવા દેશમાં નાનપણમાંથી વિચારશક્તિનો વિકાસ કરવાથી કોઇ પણ પ્રકારનો લાભ થયો નથી. આપણા દેશમાં માબાપો કેળવણી પામેલાં હોતાં નથી. આપણું નૈતિક વાતાવરણ ધીમેધીમે હલકા પ્રકારનું થતું જાય છે અને આવા પ્રસંગો વચ્ચે આપણા બાળકોનાં કોમળ મનપર વિચારશક્તિની અસર અકાળે દૃઢ થવાથી વૃદ્ધ અને ઘડાએલા માણસો તરફની માનની પૂજ્ય લાગણીનો સર્વત્ર અભાવ જોવામાં આવે તો આશ્ચર્ય જેવું નથી. આપણી પ્રાચીન પદ્ધતિ લોકોના મોટા ભાગની યાદશક્તિનો વિકાસ કરતી અને ઉંડા ઉતરી શકે એવા મહાપુરૂષોની વિચારશક્તિ પણ ખીલવતી. મતલબ કે હાલની પદ્ધતિ દરેક માણસની વિચારશક્તિ ખીલવવાનો પ્રયાસ કરે છે તે આપણા દેશને જરા પણ લાભપ્રદ નથી જ વસ્તુ પોતે નજરે પણ જોઇને હોય અથવા જે બાબતપર પોતે સ્વતંત્ર વિચાર ચલાવ્યો ન હોય તે વિષે એક ન્હાના બાળકને વાદવિવાદ કરતો જોઇને કોને હસવું નહીં આવે ? તે બીચારો પોતાની આગળ હમેશાં વારંવાર બોલાતી બાબત એકદમ બાલ્યસ્વભાવ પ્રમાણે એકદમ ગ્રહણ કરી લે છે અને આને વિચારશક્તિનો વિકાસ થએલો ગણવામાં આવે છે ! !

આપણા પૂર્વજોએ ડહાપણ વાપરીને ગુરૂએ શિખવેલી દરેક બાબતપર પૂર્ણ શ્રદ્ધા રાખવાની આજ્ઞા કરી હતી કારણ કે જ્ઞાનની પૂર્ણ સ્થિતિએ પહોંચ્યા પહેલાં ગુરૂના ઉપદેશ પર સંશય થાય તે અયોગ્ય જ ગણાય. ગુરૂએ કહેલી જે કેટલીક બાબતો પ્રથમ આપણને સમજાતી ન હોય અથવા કેવળ અસંભવિત જ લાગતી હોય તે આગળ ચાલતાં આપણી બહારે અજાણથી ધર્મો આપણા મગજમાં કેવી રીત્યે ઉતરી જાય છે તેનો દરેક માણસને અનુભવ હશે જ.

બ્રાહ્મણોની અસલની પદ્ધતિ પ્રમાણે વિદ્યાર્થિઓનાં માબાપો તરફથી ગુરૂનું માત્ર ગુજરાન ચાલે એનો બંદોબસ્ત કરવામાં આવતો હતો. શિખવવાને માટે ફી લેવામાં આવતી નહીં

અને ગુરૂને પગાર પણ મળતો નહીં. આધુનિક રીતિ પ્રમાણે ઉપરની બન્ને બાબતો હાલ પ્રચલિત છે. આ ઉપરથી વિચાર કરતાં પ્રાચીન પદ્ધતિ આપણને યોગ્ય અને સંતોષકારક લાગે છે. હાલમાં શ્રીમંત અને ગરીબને એક સરખી ફી આપવી પડે છે અને નિયમિત પગાર મળવાથી ઘણા ખરા શિક્ષકોના મનમાં "પાંચ કલાક શિખવવા માટે પગાર મળે ને વધારે વખત કામ શા માટે કરીએ?" એ વિચાર દૃઢ થઈ ગયો છે. જ્યારે અસલના ગુરૂઓ પોતાનાથી બને તેટલો વખત વિદ્યાર્થિઓને કેળવણી આપવામાં વ્યતીત કરતા.

હાલની સુધરેલી શિક્ષણપદ્ધતિમાં ધાર્મિક શિક્ષણને પાણીચું આપવામાં આવ્યું છે, જ્યારે પૂર્વે શિક્ષક અને ધર્મોપદેશક એ બન્નેની ગરજ બ્રાહ્મણો સારતા હતા. આથી ઉભય પક્ષને લાભ થતો. બ્રાહ્મણોને પોતાના નિર્વાહને માટે જોઈતાં સાધન પુરાં પડતાં અને વિદ્યાર્થિઓને એક જ ગુરૂ પાસેથી બે પ્રકારનું જ્ઞાન મળી શકતું. આથી વખત અને પૈસાનો વ્યર્થ વ્યય થતો અટકતો.

હાલના વિદ્યાર્થિઓ પોતાના શિક્ષકની શિખવવાની રીતિમાં દોષ કાઢવામાં કુશળ માલુમ પડે છે અને તેનું કારણ શિક્ષકો ઝાઝા હોવાથી તેમની વચ્ચે સરખામણી કરવાનો તેમને પ્રસંગ મળે છે એ જ છે. બ્રાહ્મણોની અસલની રીતિ પ્રમાણે ગુરૂ તરીકે એક જ જણ હતો અને તે સર્વગુણસંપન્ન ગણાતો. એક જ શાળામાં અનેક શિક્ષકો હોવાથી વિદ્યાર્થિઓના મનમાં ઉપર બતાવ્યા પ્રમાણે શિક્ષક માટેનો પૂજ્યભાવ રહેતો નથી. તેમનાં મન છાલકાં થઈ જાય છે. એકના એક વિદ્યાર્થિની જૂદા જૂદા શિક્ષક તરફ જૂદી જૂદી વર્તણૂક જોવાથી આ બાબતની સત્યતા જણાઈ આવે છે.

ગુરૂને જ ઘેર રહી વિધિપુરઃસર બ્રહ્મચર્ય પાળી વિદ્યા સંપાદન કરેલા યુવકનું શારીરિક બંધારણ કેવું હોય તેનો વિચાર માત્ર કરતાં જ આપણું હૃદય આનંદથી કેટલું ઉભરાઈ જાય છે? પોતાને ઘેર રહી અસંખ્ય વિઘ્નો વચ્ચે અભ્યાસ કરનાર વિદ્યાર્થિની શોચનીય સ્થિતિ સહુ કોઈને વિદિત છે. ગુરૂની પરિચર્યામાં નિશદિન અવિભક્ત ચિત્તે રહેનાર, હરેક વખતે છુટી હવામાં ફરનાર અસલના વિદ્યાર્થિને હાલની કસરતશાળા ક્રીકેટ, હોકી, ફુટ બોલ વિગેરેની જરા પણ જરૂર દેખાતી નહીં. આ ઉપરથી એ માનવાનું નથી કે તે વખતે શારીરિક કેળવણી તરફ મુદ્દલ લક્ષ આપવામાં આવતું નહોતું. જો કે વિદ્યાર્થિને ફરજીઆત કસરત કરવા અથવા ક્રીકેટ રમવા જવાનું નહોતું તો પણ હાલના વિદ્યાર્થિની જે શોચનીય શારીરિક અવનતિ થઈ ગઈ છે અને તેથી તેને દવા વિના એક દિવસ પણ ચાલતું નથી તે અસલ જોવામાં આવતી નહીં.

હાલમાં (professional શિક્ષકવૃત્તિના) શિક્ષકો મળી શક્તા નથી એમ કહેવામાં આવે છે: આ મુશ્કેલી અસલ પણ આપણા પૂર્વજોને જણાઈ હતી અને તેનો નીચે પ્રમાણે ઉપાય યોજવામાં આવ્યો હતો. સર્વ લોકોના ચાર વર્ગ પાડવામાં આવ્યા હતા. પહેલો વર્ગ ભણનાર અને ભણાવનાર બ્રાહ્મણોનો, બીજો યુદ્ધ કરનાર અને સર્વનું રક્ષણ કરનાર ક્ષત્રિયોનો, ત્રીજો વેપારી વૈશ્યોનો અને ચોથો ચાકર તરીકે કામ કરનાર શૂદ્રોનો હતો. આ ઉપરથી એમ નથી ધારવાનું કે પક્ષપાતી અને સ્વાર્થી બ્રાહ્મણોએ ઉંચા અથવા ચોથા વર્ગને માત્ર ગુલામગિરીમાં

રાખવાનો વિચાર કર્યો હતો. બ્રાહ્મણો વિદ્યામાં અને ધાર્મિક જ્ઞાનમાં એટલા બધા આગળ વધ્યા હતા કે પોતાના સ્વાર્થને ખાતર તેમની તરફ આવી રીતે વર્તે એ અસંભવિત જ હતું. છેલ્લા વર્ગના શૂદ્રોને જીંદગી પર્યંત ચાકર તરીકેની હલકી પંક્તિએ ઉતારી પાડવા માટે કેટલાક પ્રાચીન પદ્ધતિને દોષિત ગણે છે પરંતુ આધુનિક પદ્ધતિ તો દરેક જણને—ભલે તેનો પગાર મોટો હોય વા ટૂંકો પણ તેને—નોકરીની પરાધીન સ્થિતિમાં લાવી મૂકે છે.

અસલ ચારે વર્ગના અભ્યાસ માટે હાલના જેવી શાળાઓ હોય એમ જણાતું નથી. દરેક જાતનું જ્ઞાન સંપાદન કરવું અને તે બીજાઓને શિખવવું તે માત્ર બ્રાહ્મણોનો જ ધર્મ અને હક હતો. ગુરૂ બ્રાહ્મણ વિદ્યાર્થીઓને તેમના ભલાને માટે જ માત્ર નહીં પણ જનસમાજના લાભ ખાતર અભ્યાસ કરાવતા. અને આ પ્રમાણે શિક્ષકો પણ તૈયાર થતા. આ શિક્ષકો ગુરૂ તરીકે કામ કરતા નહીં પણ કથાવાર્તા વાંચીને લોકોમાં વિદ્યાનો પ્રસાર કરતા. આથી હલકા વર્ણના લોકો કે જેમને લખતાં કે વાંચતાં આવડતું નહોતું તેમને પણ જ્ઞાન અને ઉપદેશની પ્રાપ્તિ થતી અને તેઓ સાધારણ ધાર્મિક અને નૈતિક સિદ્ધાંતો જાણવાને શક્તિમાન થતા. તે વખતના મોટા મોટા કવિઓમાં કેટલાક હલકા વર્ણના પણ હતા કે જેમને બ્રાહ્મણોની માફક કોઈ પણ ગુરૂએ અભ્યાસ કરાવ્યો નહોતો. તત્વજ્ઞાનના કેટલાક ઉન્નત વિચારો કે જે પાશ્ચિમાત્ય તત્વવેત્તાઓએ માત્ર થોડા વખત ઉપર જ માન્ય રાખ્યા છે તે અસલના હિંદવાસીઓ સાધારણ ગણતા. જ્ઞાનનો આટલો બધો પ્રસાર કોણે કર્યો હતો? બ્રાહ્મણોએ જ, અને તે માટેનું સઘળું માન તેમને જ ઘટે છે. પાછળથી આ પદ્ધતિની ધીમે ધીમે અધોગતિ થઈ અને ભરણ પોષણના સાધન તરીકે ગણાવા લાગી. પાછળથી થઈ ગએલા બ્રાહ્મણોએ કેટલાક વ્હેમો લોકોમાં દાખલ કરી દીધા એ ખરૂં, પણ એટલું તો આપણે સર્વએ માન્ય રાખવું પડશે કે નિયમિત રીતે શાળાઓ ચલાવ્યા વિના અસલના બ્રાહ્મણોએ જ પોતાની પદ્ધતિ પ્રમાણે હાલની પદ્ધતિ કરતાં ઓછે ખર્ચે લોકોના મોટા ભાગમાં કેળવણીનો પ્રસાર કર્યો હતો.

હાલની પદ્ધતિ પ્રમાણે જ્યાં નિશાળો હોય ત્યાં જ માત્ર લોકોના થોડા ભાગને કેળવણી મળે છે અને હલકા વર્ણના લોકોમાં ધાર્મિક અને નૈતિક વિચારો ફેલાવવાને માટે કાંઈ પણ ગોઠવણ થએલી નથી. તદન ન્હાનાં ન્હાનાં ગામડાંઓમાં 'અજવાળી રાત્રે કથા અને ભજનીયાંથી લોકોમાં જ્ઞાનનો પ્રસાર કરતી મંડળીઓનો હાલની પદ્ધતિમાં અંશ પણ જોવામાં આવતો નથી. આપણા પ્રખ્યાત લોકપ્રિય મહારાજા સયાજીરાવ ગાયકવાડે આધુનિક પદ્ધતિની આ ખામી જોઈ છે અને તે દૂર કરવાના ઉપાય તરીકે જે માણસો ગરીબ લોકોમાં જઈ ભાષણો કરી જ્ઞાનનો ફેલાવો કરે તેમને ઉત્તેજન આપવા માટે મોટી બક્ષીસો આપવાની ગોઠવણ કરી છે. પરંતુ આ પ્રમાણેનાં ભાષણો આગળની કથાઓના જેટલી ઉંડી અસર સાંભળનારાંઓનાં મન પર કરતાં નથી. વળી આવાં ભાષણ સાંભળનારાંઓમાં થોડી ઘણી કેળવણી તો હોવી જોઇએ જ અને તે ગામડાંનાં લોકોમાં હોવી અશક્ય છે. હાલની સામાજીક સ્થિતિ જોતાં આપણને એમ પણ સ્પષ્ટ જણાઈ આવે છે કે સ્ત્રીઓ અને મજૂર વર્ગના ઘણા માણસો આ ભાષણોનો લાભ લઈ શકતા નથી. બ્રાહ્મણોની પ્રાચીન પદ્ધતિમાં આ દોષનો કેવળ અભાવ જ હતો.

છેવટે આપણા દેશના હાલના સંજોગો ધ્યાનમાં લેતાં પ્રાચીન પદ્ધતિ આપણામાં પાછી દાખલ કરી શકાય એમ નથી. તો પણ કેળવણી પામેલા વર્ગને તે પદ્ધતિમાંથી ઘણો જ સાર ગ્રહણ કરવાનો છે. આપણી પોતાની સંસ્થાઓના લાભો આપણા શિવાય અન્ય માણસો ખરી રીતે કળી શકે નહીં. આ આપણી સંસ્થાઓને વગર વિચાર્યે હસી કાઢવામાં આવે અથવા તેની અયોગ્ય ટીકા કરવામાં આવે અને આપણે મૌન્ય ધારણ કરી સાંભળ્યા કરીએ તો આપણો ધર્મ બજાવવામાં આપણે ઘણા જ પછાત કહેવાઇએ. અંગ્રેજી કેળવણી અને તેના પરના ચળકતા ઓપથી અંજાઈ જઇને આપણે એમ માનવાનું નથી કે અત્યાર સુધી આપણે વ્યર્થ જીંદગી ગાળી છે. ઉંડો વિચાર કરી જોતાં આપણા ભૂતકાળ માટેની માનભરી લાગણીથી આપણામાં સ્વદેશભક્તિનો જુસ્સો જાગૃત થાય છે અને આપણા ભૂતકાળના સાહિત્યના બ્હોળા ખજાનામાંથી જે કોઈ પણ બંધુ શોધ કરી આપણા ભૂતકાળને માટે પૂજ્ય લાગણી ઉત્પન્ન કરે એવી કેટલીક બાબતો પ્રકાશમાં લાવશે તો તેણે દેશની એક મહાન સેવા બજાવી ગણાશે.

કાશીરામ અંબાશંકર જાની.

---

## બગીચામાં.

( ગઝલ. )

બગીચો આ હમારો શો, સુભગ સૌન્દર્ય વાળો છે!<br>
સુગન્ધીદારને સારો, મ્હને અત્યન્ત વ્હાલો છે. ૧

ખ્હણે શાં રમ્ય વૃક્ષો તે, ફૂલે ફુલે ઝુકી રહે છે!<br>
શીળી છાયા પ્રસારીને, મ્હને શી શાન્તિ એ દે છે! ૨

ધીરો ધીરો પવન વાતો, મગજને તર બનાવે છે;<br>
કળીને પુષ્પને ચુમી, મધુર સંસ્કાર લાવે છે. ૩

ભ્રમર શો આ ખ્હણે બેસી લવે છે પ્રેમની વાતો!<br>
મધૂરૂં ગુંજતો શું એ? અલૌકિક પ્રેમી છે આ તો. ૪

જવા દે પ્રેમની વાતો, સહુ એ તો ઠગાઈ છે;<br>
જગતમાં સર્વ સ્થળમાં હા! દગલ્બાજી બિછાઈ છે. ૫

જશે આ ભૃંગ પણ ઊડી, અને એ પ્રેમ પણ જાશે;<br>
અવર પુષ્પો ચુસીને એ, વ્યભિચારી સુખી થાશે. ૬

અરે! એ સુખ તે શાનું? ભટકતો ભામરો એ છે,<br>
મધૂરાં ગુંજનો કરતો, પછી એ સામરો દે છેહ. ૭

બળી એ ભૃંગની રીતિ, બળી ક્ષણ વારની પ્રીતિ;<br>
સુનિશ્ચલ પ્રેમ જેનો છે, ન તેને છે કદી ભીતિ. ૮

તરને ચેસડી ખાઝે; અને શી પ્રેમથી રાચે!
નહીં છોડે કદી એને, અવરનો સ્નેહ ના માચે. ૯

જુઓ આ સારસી કેવી, સરળને શુદ્ધ છે સ્નેહી!
પતિવ્રતધર્મ એ પાળે, અને સન્માર્ગ ના છાંડે. ૧૦

અહા! શાં પંખીઓ પેલાં, ઉડે છે હર્ષથી ઘેલાં!
કરે કલ્લોલ એ કેવાં! ન ચિન્તાથી દબાયાં છે. ૧૧

અરે! આ આપણે કેવા, અજબ અન્ધારમાં રહેતા!
પ્રીતિને હર્ષ સ્વાતંત્ર્યો, સહુ બલિદાનમાં દેતા. ૧૨

ફસાયા સ્વાર્થના ફંદે; કપટ કૌટિલ્યમાં મોહ્યા;
ચ્હડ્યા ચિન્તા તણે ચાકે; રડાવ્યાં અન્યને રોયા. ૧૩

ત્હમે જડ જેહને કહોછો, ખરે! છે તે ઘણાં સારાં;
નહીં તે સ્વાર્થવાળાં છે, કપટ કુકર્મથી કાળાં. ૧૪

હૃદય તેનાં કુંળાં શાં છે, નથી જડ એ ત્હમો જેવા;
રમે છે શાં! હસે છે શાં! સુપુષ્પો પંખીઓ કેવાં! ૧૫

અરે ઓ પંખીઓ મ્હારાં! મ્હને લાગો ઘણાં વ્હાલાં;
રમાડું પ્રેમથી ત્હમને સુણું વેણો વદો કાલાં. ૧૬

નહીં હું બન્ધમાં નાંખું, નહીં હું સાંકળે બાંધું;
ત્હમોને ખેલતાં જોઈ, ત્હમારો આત્મ આરાધું. ૧૭

સુખે ફરજો, સુખે હરજો, સુખે સહુ સાથ સંચરજો;
સુખે સ્વાતંત્ર્યમાં રહેજો, સદુપદેશો સુખે કરજો. ૧૮

પ્હણે પેલા ફુવારાનું, સલિલ શું વેગથી ઝરતું!
રચીને રાસ રૂડો શો, બળી નીચે સુખે સરતું! ૧૯

અહા! શું મિષ્ટ છે પાણી, સુધાની શી થતી લ્હાણી!
જીવનના જેવડી ઝેરી, જરી ખારાશ નહીં ત્યાંહીં. ૨૦

પિતા માતા તણી પ્રીતિ, ભગિનીની ભલી માયા:
સતી સ્નેહાળ ને સાચી, સરળ સન્માર્ગિણી જાયા. ૨૧

સહુના સ્નેહને સંચી, ઝરણ જ્યારે જશે વહેતું;
અહા! મીઠાશ તેની શી! હૃદય આનન્દશે કેવું? ૨૨

પરન્તુ આ ક્ષણિક વિશ્વે, ક્ષણિક સુખો બિછાયાં છે;
અને દુઃખો તણા ઘેરા, ભયંકર મેઘ છાયા છે. ૨૩

ક્ષણિક છે સર્વની પ્રીતિ, ક્ષણિક છે સર્વની માયા;
સહુ સંસારનાં સત્ત્વો, ઉપર છે મૃત્યુની છાયા. ૨૪

ખિલેલાં પુષ્પ કરમાશે, અને પંખી મરી જાશે;
સગાં સ્નેહી ટળી જાશે, ત્હને છોડી ખસી જાશે. ૨૫

ચિરાશે ત્યાં હૃદય ત્હારૂં, ઠેર્વન ત્હોરૂં થશે ખોરૂં;
અને આ આત્મ આખામાં, છવાશે ઘોર અન્ધારૂં. ૨૬

જગત વેરાન ત્યાં થાશે, જીવન નિષ્ફળ બધુ જાશે,
વિષમ અગ્નિની જ્વાળામાં, બળીને ખાખ તું થાશે. ૨૭

જુદી સંસારની માયા, જુદી આ આપણી કાયા;
જુદી જંજાળ લોકોની, જુદાં છે રંકને રાયા. ૨૮

સમજ સૌ સ્વપ્નનાં જેવું, સમજ મૃગતૃષ્ણિકા જેવું;
દિસે પ્હેલાં ઘણું સારૂં, પછી ખોટુ પડે કેવું ! ૨૯

ત્યજી દે નિન્દ એ ગાઢી, ત્યજી દે એ વિષમ ઝાડી,
અને ત્યજ સ્નેહ સંસારી, બધી ભ્રમણા દિસે ખાલી. ૩૦

સહુ સ્નેહી થકી થયા, હશે તો તુ ભયે હોજે !
પરન્તુ સ્નેહીના સ્નેહી, તરફ તુ જાગીને જો ! જો ! ૩૧

નહીં એ સ્નેહ ચળવાનો, નહીં એ સ્નેહ ટળવાનો,
ભજે જે ભક્તિથી તેને, ભજી તેને જ મળવાનો. ૩૨

નહીં ત્યાં રાય કે રંક, નહીં નર–નારીના ભેદો;
નહીં ત્યાં કારમાં કૃત્યો, નહીં ત્યાં મર્મના છેદો. ૩૩

પ્રભુ આવ્યો ત્હમો પાસે, ત્રિવિધ તાપો ટળી જાશે;
કરીશ કર્તવ્ય મ્હારાં ને, પછી હું–તુ ભળી જાશે. ૩૪

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

## " શું " ની વ્યુત્પત્તિ.

### ( ચર્ચાપત્ર. )

રા. રા. નરસિંહરાવ " कीदृश " એ પદને ' શું 'નુ મૂલ દર્શાવી એ ઉત્પત્તિમાં બે ઉત્સર્ગ બતાવે છે. (વસન્ત વ. ૮. અં. ૨.) પરંતુ તે ઉભયમાંનો એક પણ પ્રકૃતમાં સંભવતો નથી, તેનાં નીચે લખેલાં કારણો, એ સંબંધમાં નિર્ણય કરતા પહેલાં, લક્ષમાં લેવા જેવા છે,

૧. कीदृशं ઉપરથી " શું " ની ઉત્પત્તિમાં, અસ્વરિત અવયવ–સ્વર કે સસ્વર વ્યંજનનો લોપ ઉત્સર્ગ રૂપે મનાય, તો સંસ્કૃતમાં તત્સમાન ईदृश, यादृशं, तादृश એ શબ્દો છે, જે ઉપરથી પણ, એ ઉત્સર્ગ સત્ય હોય તો, તુલ્ય ન્યાયથી પરિણામે " શું " જ ઉત્પન્ન થવું જોઇએ. પરંતુ તેમ અન્યત્ર થતું નથી.

૨. જે બીજો ઉત્સર્ગ બતાવ્યો છે તેમાં ઉત્સર્ગ માની લઈ તેની સમર્થના સારૂ ઉદા-

હરણો શોધી કાઢ્યાં છે કે ઉદાહરણો ઉપરથી ઉત્સર્ગ 'બનાવ્યો' છે, તે નિશ્ચયાત્મક સમજાતું નથી, પરંતુ આટલું તો સ્પષ્ટ જ છે કે—પાંચ ઉદાહરણોમાંના ચાર તો 'દૃષ્ટાન્તવૈપમ્ય–દોષ' થી દુષ્ટ છે, એટલું જ નહિ પરંતુ તેમાંના કેટલાએકોની વ્યુત્પત્તિ પણ ભુલ ભરેલી છે.

(૧) ડાહ્યો—દાક્ષિણ ઉપરથી ડાહ્યો એમ રા. નરસિંહરાવે લખ્યું છે પરંતુ બહુ કરીને દક્ષ ઉપરથી છે.

ઉત્સર્ગમાલા અનુસાર દાક્ષિણ ઉપરથી માત્ર દક્ખની એટલો જ અપભ્રંશ થાય.

(૨) સખણો—એ સુલક્ષણ કરતાં સક્ષણ ઉપરથી ઉત્પન્ન થયો હોય એમ ભાસે છે.

સુલક્ષણ ઉપરથી ગુજરાતીમાં સલખણ થયાનું શાસ્ત્રી વ્રજલાલ જણાવે છે (ઉ. મા. ૧. આ. પૃ. ૧૦૪.)

(૩) ઉદાસ (સ)—એ તો સાક્ષાત્ તત્સમ છે. એથી માત્ર સ્વપ્રકટિત ઉત્સર્ગને 'ટેકા' સારૂ 'ઉદાસીન' એ શબ્દ પ્રતિ દૃષ્ટિવલન થયું અનુમાનાય છે.

(૪) નોતરૂં—એ રા. નરસિંહરાવના મત પ્રમાણે સાક્ષાત્ તદ્‌ભવ હોય તો ક્રમોત્પત્તિના ઉત્સર્ગમાં ઉદાહરણ રૂપે કેવી તર્કપ્રણાલીથી તે આકર્ષી અણાયો છે એ અતર્ક્ય છે.

એ રીતિએ 'શું' ની વ્યુત્પત્તિમાં બીજો ઉત્સર્ગ પણ સંભવતો નથી.

*　　　*　　　*

ગુજરાતીમાં 'શું' એ પૃચ્છાવિષયના અર્થમાં સર્વનામ રૂપે (૨) કેવાના અર્થમાં વિશેષણ રૂપે અને (૩) કેવલ પ્રશ્નાર્થમાં અવ્યય રૂપે પ્રવર્તે છે.

સંસ્કૃતમાં એ ત્રણે અર્થમાં વર્તતો એવો કોઈ એક શબ્દ નથી, તેથી એ ત્રણ ભિન્નાર્થ શબ્દોનું મૂલ પણ ભિન્ન સંભવે છે.

રા. નરસિંહરાવે 'શું'નું મૂલ कीदृशं દર્શાવ્યું છે, એ માત્ર વિશેષણ 'શું' નું છે. અવ્યયરૂપ 'શું' ને તે સહ સંબદ્ધ કરવા જે કલ્પના, વિશેષણના અવ્યયરૂપે ઉપયોગનાં સંસ્કૃત ઉદાહરણો આપી, કરી છે (વસન્ત વ. ૪. અં. ૧૦. પૃ. ૩૯૯–૪૦૦.) તે કિલષ્ટ અને દુર્ઘટ છે, કારણ ગુજરાતીમાં 'શું' એ વિશેષણ રૂપે અને અવ્યય રૂપે અતિ ભિન્નાર્થક છે.

किं એવું સંસ્કૃતમાં પ્રશ્નાર્થક અવ્યય છે. ગુર્જરભાષાતત્ત્વજ્ઞ શાસ્ત્રી વ્રજલાલ ઉક્તિસંગ્રહમાં किं ઉપરથી ગુર્જર અપભ્રંશ 'શું' થયાનું લખે છે. તેઓએ તત્ર ક્રમ દર્શાવ્યો નથી, પરંતુ એક સુજ્ઞ વિદ્વાન્ તે किं–ક્યમ્–ચ્યમ્–સ્યમ્–'શું' એમ હોવાનું સૂચવે છે, તે પણ 'વિદ્વાન મિત્રોએ' વિચારણીય છે.

મુંબાઈ,<br>સંવત ૧૯૬૫.<br>વૈશાખ શુદિ ૧૩.

**તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.**

---

# શ્રુતિસ્વરસિદ્ધાન્ત.

( અનુસન્ધાન પૃષ્ઠ ૬૩ થી. )

(च) છેવટે ગ્રામ વ્યવસ્થાના ધોરણમા પણ એ જ રીતનુ પરિણામ આવેછે. આપણા સંગીતમાં ત્રણ ગ્રામ સ્વીકારાયાછે, ષડ્જ, મધ્યમ, અને ગાન્ધાર–બીજા અનેક સંભવે, પરંતુ બહુધા આ ત્રણ ગ્રામોમા શ્રુતિયોના સ્થાનમાં અલ્પતમ ફરક આવશે એ વગેરે કારણોથી એ ત્રણ જ ગ્રામ વ્યવહારપાત્ર ગણાયાછે, એમ લાગેછે. ષડ્જથી સપ્તક શરૂ કરવાને બદલે **म** થી અથવા **ग** થી શરૂ કરિયે અને જે સપ્ત સ્વર ફલિત થાય તે યથાક્રમ મધ્યમ અને ગાન્ધાર ગ્રામ,—એમ ગ્રામનુ સ્થૂલ સ્વરૂપ છે. સપ્ત સ્વરો વચ્ચે અન્તરો બધાં સરખા નથી, તેથી ગ્રામ બદલાતા નવા સપ્તકના સ્વરોના સ્થાન બદલાય એ કેવળ સ્વાભાવિક જ છે. છતા રા. બ. વ હેને ૨૨ શ્રુતિની વ્યવસ્થાના એક ખાસ દૂષણ તરીકે ગણેછે એ સમજી શકાતુ નથી. ઉદાહરણ લઇયે. **म** $\frac{૪}{૩}$ છે તે **स** સ્થાને મૂકીશું તો હેના **म** ને સ્થાને $\frac{૪}{૩}\times\frac{૪}{૩}=\frac{૧૬}{૯}$ આવશે, તેમ જ હેના **ध** ને સ્થાને $\frac{૪}{૩}\times\frac{૫}{૩}=\frac{૨૦}{૯}$ આવશે આ $\frac{૧૬}{૯}$ તે **नि**$=\frac{૧૫}{૮}$ કરતા $\frac{૧૨૮}{૧૩૫}$ ભિન્નછે, અને $\frac{૨૦}{૯}$ તે **रि**$=\frac{૯}{૪}$ કરતાં $\frac{૮૦}{૮૧}$ ભિન્નછે. અર્થાત્ મધ્યમ ગ્રામમા ષડ્જ ગ્રામના **नि** કરતા $\frac{૧૨૮}{૧૩૫}$ જેટલા ઓછા સ્થાને **म** વાગશે, અને તાર સપ્તકના **रि** કરતા $\frac{૮૦}{૮૧}$ ઓછે સ્થાને **ध** વાગશે. આ પરિણામ સ્વર સપ્તકના સ્વરૂપથી જ સિદ્ધ છે અટલે એ માટે ઉપાય જ નથી. રા. બર્વે એમ હક કરેછે કે પોતાની ૨૪ શ્રુતિમા ગ્રામવ્યવસ્થામા આ પ્રકારનુ દૂષણ નથી આવતું પરંતુ વસ્તુસ્થિતિ એમ છે ખરી ? આ માટે હેમની ૨૨ શ્રુતિમાળા તથા ૨૪ શ્રુતિમાળા, અને મ્હારી ૨૨ શ્રુતિમાળા સરખાવતા, ગ્રામ બદલાતા જે પરિણામ આવેછે હેનો સાર, બધી ગણતરી કરી જોતાં, નીચે પ્રમાણે આવેછે —

### (૧) રા. બર્વેની ૨૨ શ્રુતિમાં—

**મધ્યમ ગ્રામમાં**—ચાર સ્વરોને હેમના શ્રુતિમંડળમા સ્થાન જડતુ નથી;

**ગાન્ધાર ગ્રામમાં**—( તીવ્ર **ग** ને ષડ્જ લેતા ) પાચ સ્વરોને સ્થાન જડતા નથી,

**ગાન્ધાર ગ્રામમાં**—( શુદ્ધ **ग** વાળામાં ) ત્રણ સ્વરોને સ્થાન જડતા નથી,

( સ્થાનચ્યુત તો પાચ સ્વરો થાય છે ),

અને કઢંગાં પ્રમાણો તથા ફરક પણ કઢંગા આવેછે તે તો વળી જુદાં જ.

### (૨) રા. બર્વેની ૨૪ શ્રુતિમાં—

**મધ્યમ ગ્રામમાં**—ત્રણ સ્વર હેમની ૨૪ શ્રુતિમા નથી જડતા, અને હેમા ફરક કઢંગા છે.

**ગાન્ધાર ગ્રામમાં**—પાંચ સ્વરો હેમના શ્રુતિમંડળમાં જડતાં નથી; અને હેમાંના બે સ્વરો વિચિત્ર ફરકવાળા છે.

અને (૩) મ્હેં બતાવેલા ૨૨ શ્રુતિમંડળમાં—

**મધ્યમ ગ્રામમાં**—બે સ્વરો જ ( ૧૦/૯ અને ૪૦/૨૭ ) સ્થાન ન જડનારા છે. ( પણ હેમના ફરક ૮૧/૮૦ જેટલા જ છે. તે શાસ્ત્રીય અને અલ્પાલ્પતમ હોઈ મૂળ સ્વરો ઉપર જઈ સકાશે અને ગ્રામ સચવાશે.)

**ગાન્ધાર ગ્રામ** ( ૫/૪ ग વાળા )માં—માત્ર એક જ સ્વર ૧૩૫/૧૨૮ ને સ્થાન જડતું નથી.

**ગાન્ધાર ગ્રામ** ( ૬/૫ ग વાળા )માં—બે સ્વરોને જ ( ૨૭/૨૦ અને ૬૪/૪૫ એ બેને જ ) સ્થાન જડતું નથી, પણ આ બંને પણ પોતપોતાના સંભવનીય સ્વરો જોડે ૮૧/૮૦ ના જ ફરકવાળા છે તેથી ઉપર કહ્યું તેમ તે સ્વરો લઈને ગ્રામ રચી સકાય.

આ રીતે ગ્રામવ્યવસ્થાના ધોરણમાં પણ રા. બર્વેની શ્રુતિમાળાઓ વિજયિની નથી નીવડતી; મ્હારી શ્રુતિમાળા જ અલ્પતમ ફરકવાળી હોવાથી ઇષ્ટ ગણાય એમ છે.

પરંતુ રા. બર્વેને પૂર્ણ ન્યાય આપિયે. હેમણે ગ્રામવ્યવસ્થા ૨૪ શ્રુતિમંડળમાં શ્રુતિની સંખ્યાનાં અંતરોને ધોરણે બતાવીછે, તે રીતે હેમની ગ્રામવ્યવસ્થા ઉદ્દિષ્ટ હશે અને આ આન્દોલનપ્રમાણુની ગણતરીના ધોરણે નહિં હોય—એમ માનિયે. પ્રાચીનોએ સંગીત ગ્રન્થોમાં ગ્રામવ્યવસ્થા બતાવતાં અમુકસ્વર અમુકશ્રુતિમાં જઈને બેસેછે એમ લક્ષણ ગ્રામનાં બતાવ્યાંછે, એ ખરું. પરંતુ એ વિશે પૂર્ણ ખુલાસો મળતા સુધી સંશયની દૃષ્ટિ રાખવી પડેછે. રા. બર્વેએ સંગીતગ્રન્થોની ગ્રામવ્યવસ્થા બતાવીછે હેમાં હેવાં સંશયનાં સ્થળ કેટલાંક છે. ખરી વાત એ છે કે પ્રાચીનોએ પોતાની તીક્ષ્ણ શ્રવણશક્તિને આધારે જ વાધના ઉપર સ્થાન સ્થાપીને શ્રુતિયો ઠરાવીને, શ્રુતિયોની સંખ્યાના તફાવતોથી જ ગણુના ગ્રામ માટે કરેલી જણાયછે; નાદશાસ્ત્રાધારે આન્દોલનપ્રમાણોનું ધોરણ ઉપયોગમાં આણ્યું નથી. તેથી આ બે માર્ગ વચ્ચે ભેદ આવેછે.

પરંતુ નાદશાસ્ત્રના ધોરણનો માર્ગ જ ખરો છે એ નિર્વિવાદ છે. છતાં રા. બર્વેએ શ્રુતિસંખ્યાના અંતરવડે ગ્રામવ્યવસ્થા બતાવીછે તે જોતાં હેમાં પણ ગ્રામ બદલાતાં સ્વરોનાં સ્થાન બદલાયા વિના રહેતાં નથી. લંબાણ થાય તેથી બધી ગણતરી આપી નથી. પરંતુ હેમણે નિબન્ધના પૃષ્ઠ ૮૦–૮૧ મે જે નિયમો દોહરામાં બતાવ્યાછે તે પ્રમાણે શ્રુતિયો માંડી ગ્રામ બનાવી જોતાં જણાયછે કે—

ગાન્ધાર ગ્રામમાં—માત્ર ધ અને નિ સ્વરસ્થાને રહેછે, બાકીના ચાર સ્વરોનાં સ્થાન બબ્બે શ્રુતિ જેટલાં વધી જાયછે;

મધ્યમગ્રામમાં—એક સ્વરનું સ્થાન બે શ્રુતિ જેટલું ફરે છે.

પરંતુ આ ફરક 'તે બસ નથી.' વિશેષ ફરક તો સ્વરપ્રમાણની કસોટીથી જડેછે. તે એ રીતે કે રા. બર્વેના નિયમે રચાયલા ગ્રામના સ્વરોનું સપ્તક તે ગ્રામના મેરુસ્થાને રહેલા સ્વરને યથાક્રમે **રિ ग म प** વગેરેનાં પ્રમાણોથી ગુણતાં જે સપ્તક ફળે છે તેથી ભિન્ન જ ઊપજેછે. અર્થાત્ ખરા ગ્રામથી ભિન્ન સપ્તક આ શ્રુતિમંધ્યાના અંતરના ધોરણથી પ્રાપ્ત થયેલું સપ્તક જણાયછે એટલે એ નિયમ સ્થૂલ છે એમ પણ નહિં કહેવાય; એ નિયમમાં સત્યાંશ જ નથી જડતો. તેથી એ નિયમની અચલતાનો કલ્પિત મહિમા રા. બર્વે ગાયછે તે મ્હારી અલ્પ મતિને તો અયોગ્ય લાગેછે.

આ સર્વ પરીક્ષાથી જણાશે કે રા. બર્વે પોતાની ૨૪ શ્રુતિની વ્યવસ્થા માટે—

(૧) વાદી, અનુવાદી, સંવાદી, અને વિવાદી વ્યવસ્થામાં બંધ બેસતાપણું;

(૨) ગ્રામરચનામાં સુવ્યવસ્થા;

(૩) પ્રાચીન શ્રુતિ વ્યવસ્થા કાયમ રહી ત્હેમાં સુધારણા;

અને

(૪) પાશ્ચાત્ય નાદશાસ્ત્ર સાથે મેળ;

એમ અદ્ભુત દાવા કરેછે ત્હેને પુષ્ટિ મળતી નથી, એટલું જ નહિ, પણ એ પ્રત્યેક બાબતમાં હેમની વ્યવસ્થા દૂષિત જ જણાઈ આવીછે. માટે "આજ સુધી હિન્દુસ્તાનમાં શ્રુતિસિદ્ધાન્ત વિશે જેટલાં મતો પ્રચલિત હતાં અને હાલ છે તે બધાં મતોથી પૃથક્ વ્યાવૃત્તિ થઈ શકે, અને બધાં મતો કરતાં આ મતમાં કેટલું લાઘવ છે તે સ્પષ્ટ જણાઈ આવે તે માટે" પોતાના મતનું "જ્હાં સુધી શાસ્ત્રીય રીત્યા યોગ્ય ખંડન નહિ થાય ત્હાં સુધી બધા મતરૂપી ગણોનો ઈશ છે—ગણેશ છે—" એમ વિલક્ષણ આડમ્બરથી પોતાના મતના "ગણેશ મત" નામનો ખુલાસો આપેછે, ત્હેમાં આડમ્બર શિવાય બીજું નજરે પડતું નથી.

એ દાવામાં-ગ્રહ, અંશ, અને ન્યાસની બાબતમાં પણ પોતાની વ્યવસ્થાની શ્રેષ્ઠતા કલ્પીછે. તે વિશે પણ આશ્ચર્ય ઉત્પન્ન થાયછે. કેમકે—

**ग्रह**—એટલે જે સ્વરથી કોઇ રાગનો આરમ્ભ થાય તે સ્વર.

**न्यास**—એટલે જે સ્વર ઉપર કોઇ રાગની સમાપ્તિ થાય તે સ્વર;

અને

**अंशस्वर**—એટલે કોઇ રાગમાં જે મધુર ( અર્થાત્ કોમલ ) સ્વર ઉપર કાંઇક વિશેષ કાળ થોભાય, અથવા હેમાં જે સ્વર વારંવાર સેવાય, તે સ્વર;

આમ લક્ષણ છે. તો રા. બર્વેની ૨૪ શ્રુતિમાં હેવું શું નવું આવ્યું કે જેથી પ્રાચીન ૨૨ શ્રુતિમાં નહોતું તે હેમાં પ્રવિષ્ટ થયું? મૂળની ૨૨ શ્રુતિનાં સ્થાન કાયમ રાખીને બે નવી ઉમેરી ૨૪ નથી બનાવી; પણ ઘણી ખરી બધીનાં સ્થાન ફેરવી નાંખીને ૨૪ શ્રુતિ રચાંછે; તો તે ઉપરથી તો એમ થાય કે ૨૨ શ્રુતિમાં જે ગ્રહ, અંશ, ન્યાસ, આવે તે તદ્દન ખોટા હોઈ ૨૪ શ્રુતિમાંથી ઊપજે તે જ ખરા. પરંતુ પ્રાચીન વ્યવસ્થામાં આટલું ખરું દૂષણ જોવાની હિમ્મત તો રા. બર્વે પણ નહિં કરે. રા. બર્વેએ આલાપની અંદરના ગ્રહ, અંશ, ન્યાસની વાત કરીછે તે ખરું. પણ આલાપ તે રાગની અંદરનો જ ભાગ છે, રાગના સ્વરૂપની બ્હાર આલાપ જઈ ના સકે; તેથી આલાપના ગ્રહ, અંશ, ન્યાસ કહેવામાં વિશેષ ભેદ કે સાર્થક્ય નથી. રા. બર્વેના આ ગ્રહાદિક સંબન્ધેના અપૂર્વ હક ઉપર અશ્રદ્ધાની દૃષ્ટિ રાખિયે તો ક્ષમ્ય ગણાશે.

હવે પ્રાચીન **ग-नि** વિશેનો રા. બર્વેનો સિદ્ધાન્ત જોઇયે. એ સિદ્ધાન્ત એમ છે કે પ્રાચીન શુદ્ધ **ग-नि** તે હાલના કોમળ **ग-नि** છે; અને પ્રાચીન તીવ્ર **ग** અને તીવ્ર **नि** તે હાલના શુદ્ધ **ग-नि** છે. આ સિદ્ધાન્ત બહુ અંશે ખરો જણાયછે. સંગીતપારિજાતના સ્વરસ્થાપન પ્રકરણ ઉપરથી જે સ્વરો આપણે ઉપજાવ્યા તે જોતાં જણાશે કે પ્રાચીન શુદ્ધ **ग** નું વીણામાં સ્થાન ૩૦ ઇંચ ઉપર, અને શુદ્ધ **नि** નું સ્થાન ૨૦ ઇંચ ઉપર છે. (રા. બર્વેએ પણ તેમ જ અર્થ લેઈ સ્થાન આ બેને આપ્યાંછે.) અર્થાત્ **ग**$=\frac{૬}{૫}$ અને **नि**$=\frac{૯}{૫}$ એમ પ્રમાણ છે. તે હાલના કોમળ **ग-नि** જ છે. એટલે એ સિદ્ધાન્તનો આ ભાગ તો પૂર્ણાંશે ખરો જણાયછે.

હવે બીજો ભાગ—હાલના **ग-नि** શુદ્ધ તે પ્રાચીન વ્યવસ્થામાં કિયા? તે પ્રશ્નના ઉત્તર નો છે. પ્રાચીન તીવ્ર **ग-नि** એમ સામાન્યરૂપે કહેલું બરોબર છે. પણ પ્રાચીન ૨૨ શ્રુતિમાંના કિયા સ્વર આ છે તે તપાસતાં રા. બર્વેના સિદ્ધાન્તમાં જરાક શઙ્કાને સ્થાન મળે છે. કેમકે હાલના **ग-नि** (શુદ્ધ) તે તો રા. બર્વેને મતે પણ $\frac{૫}{૪}$ અને $\frac{૧૫}{૮}$ યથાક્રમ છે, (હેમના નિબન્ધનું પરિશિષ્ટ ૧ અંક ૩ ખાનું ૨૭ જુવો; ત્હાં **ग** ના ઇંચ ૭$\frac{૧}{૫}$ અને **नि** ના ૧૬$\frac{૪}{૫}$ આપ્યાછે; એટલે સ્વર પ્રમાણ ઉપર કહેલાં આવેછે). અને રા. બર્વેએ પારિજાતના સ્વરસ્થાપનમાંથી તો—

તીવ્ર **ग** (૭॥ ઇંચ—એટલે ૨૮॥ ઇંચ)$=\frac{૨૪}{૧૯}$ અને તીવ્ર **नि** (૧૭ ઇંચ—એટલે ૧૯ ઇંચ)$=\frac{૩૬}{૧૯}$ એમ પ્રમાણ ફલિત થાય એમ કર્યુંછે. તો આ અસંગતિનું સમાધાન કાંઇ જડતું નથી. આ વિરોધ ઉપરાંત—પોતાની ૨૨ શ્રુતિમાં રા. બર્વે આ **ग-नि** (હાલના શુદ્ધ) તે પ્રાચીન અંતર **ग** તથા કાકલી **नि** એમ બતાવેછે તે વિશે શઙ્કા ઉત્પન્ન થાયછે. કેમકે રા. બર્વેએ આપેલી વ્યવસ્થા પ્રમાણે પ્રાચીન સ્વરોમાં નીચે પ્રમાણે સ્થિતિ છે:—

| સ્વરોનાં પ્રાચીન નામ | તીવ્રાદિ સંજ્ઞાથીપ્રાચીનનામ | મ્હેં સ્થાપેલી ૨૨ શ્રુતિમાં સ્થાન | ત્હેનાં આન્દોલનપ્રમાણ | ટીપ |
|---|---|---|---|---|
| શુદ્ધ ग | ग શુદ્ધ | ग શુદ્ધ | $\frac{૬}{૫}$ | |
| સાધારણ ग | તીવ્ર ग | म ની ૧ લી શ્રુતિ | $\frac{૫}{૪}$ | —હાલનો શુદ્ધ ग |
| અંતર ग | તીવ્રતર ग | म ની ૨ જી શ્રુતિ | $\frac{૧૨૫}{૯૬}$ | × |
| મૃદુ म | તીવ્રતમ ग | म ની ૩ જી શ્રુતિ | $\frac{૩૨}{૨૫}$ | × |
| શુદ્ધ म | म શુદ્ધ | म શુદ્ધ | $\frac{૪}{૩}$ | |
| શુદ્ધ नि | नि શુદ્ધ | नि શુદ્ધ | $\frac{૯}{૫}$ | |
| કૈશિક नि | તીવ્ર नि | स ની ૧ લી શ્રુતિ | $\frac{૧૫}{૮}$ | —હાલનો શુદ્ધ नि |
| કાકલી नि | તીવ્રતર नि | स ની ૨ જી શ્રુતિ | $\frac{૧૨૫}{૬૪}$ | § |
| મૃદુ स | તીવ્રતમ नि | स ની ૩ જી શ્રુતિ | $\frac{૪૮}{૨૫}$ | § |
| स | स | स | ૨ | |

× આ પ્રમાણોનો વ્યુત્ક્રમ* કરવાનોછે; કેમકે $\frac{૩૨}{૨૫}$ તે $\frac{૧૨૫}{૯૬}$ થી ઊતરતા પ્રમાણમાં છે. (પાછળ મ્હારી ૨૨ શ્રુતિ માળાની ચર્ચા જુવો.)

§ આ પ્રમાણોનો પણ વ્યુત્ક્રમ કરવાનોછે, કેમકે $\frac{૪૮}{૨૫}$ તે $\frac{૧૨૫}{૬૪}$ કરતાં ઊતરતા પ્રમાણમાંછે. (પાછળ મ્હારી ૨૨ શ્રુતિ માળાની ચર્ચા જુવો.)

---

* આ વ્યુત્ક્રમ વિશે પાછળ (વસન્ત સં. ૧૯૬૫ પૌષ પૃષ્ઠ ૫૬૮ પેરા ૩ માં) ઇશારો કર્યો જ છે. વ્યુત્ક્રમ સ્વીકારવો કે કેમ એમ ત્હાં સંદિગ્ધ વચન છે. પરંતુ વ્યુત્ક્રમ સ્વીકારવો જ જોઇયે, તે આ પ્રમાણોની ઇંચગણના મૂકીને બતાવ્યાથી સ્પષ્ટતાથી સિદ્ધ થશેઃ—

અંગ્રેજી ૨૧ શ્રુતિમંડળમાં—

E sharp (ग તીવ્ર) નુ પ્રમાણ $\frac{૧૨૫}{૯૬}$ અર્થાત્ ઘોડીથી અંતર $૩૬ \div \frac{૧૨૫}{૯૬} = ૨૭\frac{૮૧}{૧૨૫}$ ઇંચ;

F flat (म કોમળ) નુ પ્રમાણ $\frac{૩૨}{૨૫}$ અર્થાત્ ઘોડીથી અંતર $૩૬ \div \frac{૩૨}{૨૫} = ૨૮\frac{૧}{૮}$ ઇંચ;

એટલે ૩૬ ઇંચની દાંડીની વીણામાં આ પ્રમાણે સ્થિતિ આવેઃ—

स ———————————————— स

ઇંચ ૧૮ $\quad ૨૭\frac{૮૧}{૧૨૫}\ \ ૨૮\frac{૧}{૮}$ $\quad$ ૩૬

એટલે કે પ્રથમ F flat અને પછી E sharp એમ થાય; ઇંચનું છેટું કાંઇ ઉલટું

ઉત્તરમાં કહી સકાશે કે સપ્તસ્વર મંડળમાં કોમળ ग—नि ને શુદ્ધ સ્થાને મૂકવાથી major triad નો ખરો સંવાદ અસાધ્ય થશે, અને minor triad પ્રાપ્ત થશે; તે પણ स ग प અને ध नि रि માં minor triad નો સંવાદ આવશે અને म ध स માં major triad નો સંવાદ આવશે. આમ ધોરણોનો સંકર થશે.

પણ આ સ્હામે વળી ઉત્તર દેઈ સકાશે કે સપ્તસ્વરમાં પ્રાચીનોએ હાલના શુદ્ધ ग–नि નથી લીધા, પરંતુ ૧૨ સ્વરના મંડળમાં તો એ પણ આવશે એટલે એ ૧૨ સ્વરમંડળમાં major triad તેમ minor triad બંનેને પ્રવેશ મળશે; તેથી સપ્તસ્વરમાં કોમળ ग–नि રાખ્યા તો બહુ બાધ નહિં આવે.

કોમળ ग—नि ને શુદ્ધ સ્થાને ગણવાથી બીજો લાભ એ છે કે ૨૨ શ્રુતિમંડળમાં વ્હેંચણી બરોબર થઈ સકેછે. શુદ્ધ હાલના ग—नि લઇયે તો તે ग અને म વચ્ચે તેમ જ नि અને स વચ્ચે અવકાશ ૧૬/૧૫ હોવાથી એ અલ્પાવકાશમાં ચાર શ્રુતિયોનો સમાસ અસંભવનીય બનેછે; (આ વિશે રા. બર્વેએ યોગ્ય ચર્ચા કરીછે); તેથી કોમલ ग–नि ને શુદ્ધસ્થાને લેતાં એ અવકાશ ૧૦/૯ નો એટલે વચલાવડનો મ્હોટો બનેછે; તેથી હેમાં ચાર ચાર શ્રુતિયો ગોઠવી સકાય.

તેમ વળી હાલના ग—नि શુદ્ધને જ લઇશું તો પછી स, रि, ग, म, ध, नि એ ૭ સ્વરની ત્રણ ત્રણ શ્રુતિયો અને प ની ૪ એમ વ્યવસ્થા થઈ જશે, અને ઉદાત્તાદિક વર્ગને અંગે આવેલા સમશ્રુતિકના નિયમનો ભંગ થશે. આ કારણથી પણ પ્રાચીન ग–नि તે હાલના કોમળ એમ વ્યવસ્થા ઠીક લાગેછે.

આમ વ્યવસ્થા થવાથી રા. બર્વે બતાવે છે કે स—रि—ग॒—म—प—ध—नि॒ એ હાલનો કાફીનો ઠાઠ છે તે પ્રાચીન શુદ્ધ ઠાઠ હતો એમ જણાયછે.

આ વિશે એક પ્રાસઙ્ગિક શઙ્કા પૂછુંછું:—

રા. બર્વેને મતે પ્રાચીન रि—ध પણ હાલનાથી જુદા છે (જો કે તેમ નથી એ હું હવે તરત બતાવવાનો છું). તો પછી स—रि—ग॒—म—प—ध—नि॒—એ પ્રાચીન શુદ્ધ સપ્તક હાલનો કાફીનો ઠાઠ કેમ બનશે? તેમ જ હાલનો શુદ્ધ ઠાઠ તે પ્રાચીન શંકરાભરણનો ઠાઠ એમ કહેવામાં પણ रि—ध ને હાલનાથી જુદા કલ્પવાની સાથે વિરોધ આવેછે.

પરંતુ આ रि—ध હાલના અને પ્રાચીન ભિન્ન ભિન્ન નથી.

(અપૂર્ણ.)

નરસિંહરાવ ભોળાનાથ.

## *INDIAN INDUSTRIALISM.*

"If he (the workman ) requires education in moral earnestness, believe me the representatives of capital require it in an equal or greater degree I am not *referring* merely to the necessity for the technical training of fore men and managers, which must be taken as an elementary axiom in any scheme of industrial organisation. I refer to the moral training which will *make joint-stock enterprises* an honest success instead of a sham—an oppor tunity for the collective production and distribution of wealth, instead of a shelter for the perpetration of swindles of all kinds If industrialism is to be a selfish game of grab, or the ascendancy of the most unprincipled men in the population, we shall be much better without it The worship of wealth in itself is not ennobling, but all the noblest qualities of mankind *may be developed and exercised in building up a code of honour, probity*, and justice in its acquisition Wealth stands as a token for all the advan *tages of our material life and some of the opportunities for* higher culture and self advancement In the acquisition of wealth, therefore, there is a common motive and the possibilities of a common standard of high conduct There are *opportunities* for the development of stability of character, of grit and self restraint, and incomparable means for the reconciliation of clashing interests and the exercise of a true and benevolent charity Such charity springs from heartfelt sympathy and works for ultimate and lasting good rather than a temporary alleviation of evil. The hard facts of business make you realise the real difficulties of others in dealing with men, and the insight and self discipline which they give must operate to dispel the mists of unreality in which our aspirations are wrapped in so many directions We are compelled by the sheer force of circumstances to search out facts and not idly dream away actual advantages in a vain search for the unattainable"

—*Mr A Yusuf Ali I C S*

ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ—અમદાવાદ.

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ,(૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨–૦–૦ ( પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦–૯–૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમાં,રૂા ૦–૧૨–૦, ત્રીજામા રૂ. ૧–૪–૦

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ ૨–૮–૦ (પોસ્ટેજ સાથે) |
| છૂટક નકલ એક અંકના | રૂ ૦–૬–૦ „ |

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત–ઑફિસ"–ની સહીના લેખો માટે "વસન્ત–ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે. અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૩ કોઈ પણ લેખનુ અમલ લખાણ–એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય–પણ એ લેખકને પાછુ મોકલવાને અમો બધાના નથી.

વ્યવસ્થાપક.

# ગ્રન્થકારો માટે ખાસ સગવડ.

વસન્ત–પત્રનો સાહિત્યપ્રેમી જનોમાં બહોળો પ્રચાર છે. પરન્તુ અત્યાર સુધી, પૂરતો જગા ન હોવાથી છૂટથી પુસ્તકોની જાહેર ખબરો લઈ શકાતી નહોતી. પોસ્ટલ દરમ ફેરફાર થવાથી હવે આ પત્રના વજનમાં વધારો કરી શકાયો છે. અને તેથી બે નવા પૃષ્ઠ ઉમેરી જાહેર ખબરો દાખલ કરવાનું અમે સ્વીકાર્યું છે. આ અનુકૂળતાનો લાભ લેવા ગ્રન્થકારો ચૂકશે નહિ એમ આશા છે.

વ્યવસ્થાપક.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्.

વર્ષ ૮, અંક ૬. [ માસિક. ] આષાઢ, સંવત ૧૯૬૫.

## રસપ્રભુતા.

( પદ. )*

ઘુંટડા ભરી ભરી પીઓ કો, રસનાં સરોવરો છલકાય !
રસનાં સરોવરો છલકાય, રસિકનું મન દેખી મલકાય !—ઘુંટડા૦

આભ ભર્યું ઘુમે આનન્દે, બોળે ચંદ્ર નિત્ય,
ઝરી ઝરી રસબિન્દુ હ્રદયમાં, ચમકાવે સહુ ચિત્ત
અંતર ભરી ભરી સીંચો કો, આત્મા હરી ઝળે ઝળકાય !—ઘુંટડા૦

કુંજે કુંજે ફુલડાં ડોલે, ચૂમે લલિત વસન્ત.
વનવન પવન વહે રસ ભરતો, લીલા હસે અનન્ત
ખોબે ભરી ભરીને લ્યો કો, હૈયે નવું નવું સિંચકાય !—ઘુંટડા૦

છીપે છીપે મોતી દીપે સાગરને ભંડાર;
નયને નયને તેજ નચવતાં, વસી ઊંડે અન્ધાર.
ડુબકી ભરી ભરી કાઢો કો, તેજે નયન નયન રંગાય !—ઘુંટડા૦

કણ કણમાં મણિ મણિ વિલસે છે, બિન્દુ બિન્દુ બ્રહ્માંડ;
રસઆંદક રજ રજમાં નિરખે ભર્યો દિવ્ય ચમકાંડ:
નયનો ભરી ભરી નિરખો કો, રસ રસ ચળે ચળે નિતરાય !—ઘુંટડા૦

---

* "મઝા દેતે હૈ ક્યા યાર તેરે બાલ ઘુંઘરવાલે" એ ગઝલની ધુનમાં.

સરોવરો છલકે છલકાતાં રસજીવનને અર્થ:
ધન્ય ઝીલે રસ રાજહંસ કો, બગ ઊભાં રૂહે વ્યર્થ!
આત્મા ભરી ભરી ઝીલો કો, પ્રભુની રસપ્રભુતા પથરાય!—
ઘુંટડા ભરી ભરી પીઓ કો, રસનાં સરોવરો છલકાય!

મદ્રાસ:
૯-૬-૧૯૦૯. } અરદેશર ફ. ખબરદાર.

---

## અનાજની મોંઘવારી

હાલ દેશમાં સર્વત્ર અનાજની મોંઘવારી ચાલે છે. અનાજના ભાવમાં સેંકડે ૪૦ ટકાનો વધારો થયો છે. લોકનાં મન અવ્યવસ્થિત થયાં છે. લોકનિયુક્ત સભાસદોએ ઇમ્પીરીયલ ધારાસભામાં સરકારનું ધ્યાન આ પ્રશ્ન તરફ ખેંચ્યું છે અને સરકારે તેની તપાસ કરવાનું કબુલ કર્યું છે એ સર્વ ઠીક છે; પરંતુ તપાસને પરિણામે એકાદ ન્હાના વર્ગના લાભાર્થે, ખેડુતો જેઓ આ દેશની વસ્તીને સેંકડે ૮૦ ટકા જેટલો ભાગ છે તેમના હિતને ગેરવ્યાજબી નુકસાન ન થાય તે તરફ સરકારે અને વિશેષે લોકનિયુક્ત સભાસદોએ લક્ષ્ય રાખવું જોઇએ છીએ.

ના. ગોખલે મોંઘવારીનું કારણ સરકારે રૂપીઆ વધારે પાડવાથી રૂપીઆની કિંમત ઘટી જવાનું જણાવી, ગર્ભિત રીતે સરકારને વધુ રૂપીઆ નહિ પાડી રૂપીઆની કિંમત વધારવાનું સૂચન કરે છે. દેશની વધતી જતી જરૂરીઆત કરતાં સરકાર વધુ રૂપીઆ પાડે છે કે કેમ તે શંકાભરેલું છે. ટંકશાળો બંધ કરી સોનાનાણું દાખલ કરતી વખતે, સરકારે રૂપીઆની જે કિંમત, સોનાના ચલણમાં આંકી છે તેમાં આજ સુધી ફેરફાર થયો નથી. રૂપીઆની છત વધારે હોવાથી જો તેની કિંમત ઘટી ગઈ હોત તો તેમાં ફેરફાર થયા સિવાય રહે નહિ. ગઈ સાલ જે જુજ ફેરફાર થવાનો પ્રસંગ આવ્યો હતો તે એકંદરે રૂપીઆની છત વધારે હોવાથી આવ્યો હતો કે સ્ટેટ સેક્રેટરી અને ઇંગ્લાંડના વેપારીઓ પાસે રૂપીઆની હુંડીઓ વધારે હોવાથી આવ્યો હતો તેનો નિર્ણય થાય નહિ ત્યાં સુધી ફક્ત તેટલા જ ઉપરથી સરકારે વધારે રૂપીઆ પાડ્યા છે એમ કહી શકાય નહિ. તેમ જ અનાજના ભાવ વધવાથી જ તેવા અનુમાન પર આવી શકાય નહિ. ટંકશાળાઓ બંધ કરતા પહેલાં રૂપીઆની જે કિંમત હતી તેના કરતાં હાલ વિશેષ છે. પરંતુ ટંકશાળાઓ બંધ કરી રૂપીઆની કિંમત વધાર્યા પછી અનાજના ભાવ ઘટવાને બદલે દિનપ્રતિદિન વધ્યા જાય છે. એટલે રૂપીઆની

કિંમત ઘટવાને લીધે નહિ પણ અન્ય કારણોને લીધે અનાજના ભાવ વધ્યા હોવા જોઇએ. ગત દશ વર્ષથી દેશના એક અથવા અન્ય ભાગમા હમેશા દુષ્કાળ હોય છે જે ભાગમા દુષ્કાળ નથી હોતો ત્યા પણ વર્ષાદ માફકસર નહિ વર્ષવાથી અને જમીનનો કસ ચુસાઈ ગયેલો હોવાથી અનાજની નિપજ ઘટી ગઈ છે ઘણી જગ્યાએ ખેતીમા નુકસાન હોવાથી ખેડુતો ખેતીનો ધંધો પડી મુકી અન્ય ધધાઓમા લાગ્યા છે અફીણ તમાકુ, શણ, કપાસ, સન્સવ વિગેરેનુ વાવેતર અનાજ કરતા વધારે ફાયદાકારક હોવાથી, તેની ખેતી વધી છે એટલુ જ નહિ પણ ખેડુતો પોતાનુ સઘળું ધ્યાન મુખ્યત્વે કરીને તેવા પ્રકારની ખેતીમા જ રોકે છે અનાજની ખેતી કરે પણ તે નામની જ આ અને આવા પ્રકારના અન્ય કારણોને લીધે જ અનાજના ભાવ વધેલા હોવા જોઇએ, રૂપીઆની કિંમત ઘટવાથી નહિ

રૂપીઆ વધારે પાડવાથી રૂપીઆની કિંમત ઘટી છે એમ વાદ અર્થે કબુલ કરીએ તો પણ શું તેથી કરીને રૂપીઆ પાડવાના બધ કરી રૂપીઆની કિમત વધુ વધારવાનો માર્ગ સ્વીકારવા યોગ્ય છે? વસ્તીનો મોટો ભાગ ખેડુતનો છે કરના અસહ્ય બોજાથી તેમની સ્થિતિ દયાજનક તો હતી જ તેમા ગત દશ વર્ષથી વારંવાર દુષ્કાળ પડવાથી તેઓ તદ્દન પાયમાન થઈ ગયા છે ટંકશાળાઓ બધ થવાથી તેમના ઉપરના કર અને દેવામા લગભગ ૪૫ ટકાનો વધારો થયો છે પ્લેગ જનિત અવિશ્વાસ અને જમીન સબધી કાયદાથી તેમની આબરૂ ઘટી ગઈ છે દુષ્કાળ અને પ્લેગને લીધે મજુરીઆત વર્ગ ઘટી જવાથી ખેતીનુ ખર્ચ વધ્યુ છે આવી સ્થિતિમા રૂપીઆની કિંમત વધુ વધારવાથી ખેડુતોઉપરના કરમા અને તેમના દેવામા વધારો થશે અને તેઓ તદ્દન પાયમાન થઈ જશે

રૂપીઆની કિમત વધારવામા સરકાર, સરકારી નોકર વર્ગ શાહુકારો અને વિદેશીય કારખાનાવાળાઓનુ જ હિત સમાયલુ છે તેમના સિવાય અન્ય વર્ગોને રૂપીઆની કિંમત વધવાથી ફાયદો નથી આપણી મિલો અને અન્ય કારખાનાવાળાઓને તો તેથી નુકસાન જ છે જે વેપારીઓ ફક્ત માલના વિનિમયમા જ રોકાયલા છે તેમના હિતને રૂપીઆની કિંમત અસર કરતી નથી છુટક મજુરી કરી આજીવિકા મેળવનારના સબધમા પણ તે જ પ્રમાણે છે સરકારી નોકર વર્ગ અને શાહુકારોની સખ્યા જુજ છે. ખેડુતો કરતા તેમની સ્થિતિ સારી છે. જુજ પગારના સરકારી નોકરોને મોઘવારી ભથ્થુ આપી તેમને થતું નુકસાન અટકાવી શકાય તેમ છે સરકાર નવીન કર લઈ પોતાની ખોટ પુરી કરવાને શક્તિવાન છે અને જો નવીન કરનો બોજો ખમવાને લોકો અશક્ત હોય અથવા તો સરકાર નવીન કર નાખી શકે તેમ ન હોય તો, સૌથી ઉત્તમ માર્ગ એ જ છે કે સરકારે પોતાનુ ખર્ચ ઓછુ કરવુ પરતુ રૂપીઆની કિંમત વધારી આડકતરી રીતે ખેડુતો ઉપરના કરમા વધારો કરવો એટલુ જ નહિ પણ તેમના દેવામા પણ વધારો કરવો એ કાંઈ પણ રીતે ઇષ્ટ નથી.

હિંદુસ્તાનમા કરનો બોજો એકલા ખેડુતો ઉપર જ પડે છે શાહુકારો, નોકરો અને અન્ય વેપારીઓ તેમના સાધન અને પ્રાપ્તિના પ્રમાણમા નામનો જ કર આપે છે કાંઈ પણ કર આપતા નથી એમ કહીએ તો પણ ચાલે, જ્યારે સુવ્યવસ્થાથી થતા સરળા ફાયદા મોટે ભાગે શહેરના લોકો શાહુકારો અને વેપારીઓ જ ભોગવે છે આવી એક તરફી રાજ્યવ્યવસ્થા

અને ખેડુતોની નિર્ધન, લાચાર સ્થિતિથી જ્ઞાત હોવા છતાં, રૂપીઆની કિંમત વધારવાને ગર્ભિત રીતે સરકારને સૂચના કરવામાં ના. ગોખલેનો શું ઉદ્દેશ હશે તે સમજી શકાતું નથી. આપણા ખેડુતો સાધનહીન, અવાક્ છે. પોતાના લાભ સંભાળી શકે તેવી તેમની સ્થિતિ નથી. તેમની સ્થિતિ અને દુઃખોથી વાકેફ થવું અને તેમનું હિત સંભાળવું એ આપણા રાજકીય નેતાઓનો ધર્મ છે. આ ધર્મનો ત્યાગ અથવા તે તરફ તેમનું દુર્લક્ષ્ય અક્ષમ્ય છે. પોતાના હિત, અને પોતાની પ્રતિષ્ઠાને વાસ્તે પણ તેમણે આ ધર્મનું પાલન કરવામાં શિથિળતા બતાવવી જોઇતી નથી. અન્ય વર્ગોની આબાદીનો આધાર ખેડુતોની આબાદી ઉપર રહેલો છે. આપણા રાજકીય નેતાઓ જનસમૂહના હિત તરફ દુર્લક્ષ્ય રાખે છે એવો સરકાર તથા દેશના અન્ય વિરોધીઓ તરફથી તેમના ઉપર આરોપ મુકવામાં આવે છે. વડી ધારા સભાના સભાસદો ના. ગોખલે અને ના. દાદાભાઇએ અનાજની મોંઘવારીના સંબંધમાં જે ઉપાયો સૂચવ્યા છે તે આ આરોપ સત્ય કરાવવાને સાધનભૂત થવા સંભવ છે.

વિદેશીય વેપારીઓ પણ રૂપીઆની કિંમત વધારવા પગભેર થઈ રહ્યા છે. ઈંગ્લાંડના કારખાનાવાળાઓ તરફથી રૂપીઆ પાડવાના બંધ કરી રૂપીઆની કિંમત વધારવાની માગણી થઈ ચૂકી છે. હિંદુસ્તાન સરકાર ઉપર હાલમાં જ મોકલી આપેલા ખરિતામાં શી ભલામણ કરવામાં આવી છે તે જણાયું નથી. પણ રૂપીઆ પાડવાનું બંધ કરી રૂપીઆની કિંમત વધારવાની ભલામણ કરવામાં આવી હોય તો આવા વિકટ સંયોગોમાં આપણાં વર્તમાનપત્રો અને આપણા રાજકીય આગેવાનો ખેડુતો અને દેશના ઉગતા ઉદ્યોગો પ્રત્યેનો પોતાનો ધર્મ ચૂકશે નહિ એવી આશા છે.

ના. દાદાભાઈ અનાજની મોંઘવારીનું કારણ અનાજ પુષ્કળ જથ્થામાં પરદેશ જતું હોવાનું જણાવી અનાજની નિકાસ ઉપર જકાત નાંખવાની સૂચના કરે છે. આ સૂચના અમલમાં મુકવામાં આવે તો તેથી પણ ખેડુતોને નુકસાન જ છે. પ્રથમના કરતાં હાલ અનાજ પરદેશ વધારે જતું નથી એમ સરકાર તરફથી બતાવી આપવામાં આવ્યું છે. અનાજ પરદેશ જવાથી અત્રે મોંઘવારી થઈ છે એમ માનીએ તો પણ તે પરદેશ જતું અટકાવી ખેડુતોને તેમના માલના પુરા પૈસા ઉપજાવવા ન દેવા એ અન્યાય જ કહેવાય. ના. દાદાભાઈની સૂચના સરકાર અમલમાં મુકે એમ લાગતું નથી. તેમ તે ના. ગોખલેની સૂચના જેટલી ખેડુતોને નુકસાનકર્તા નથી. એટલે તે સંબંધી વિશેષ વિવેચન નહિ કરતાં અત્રેથી જ વિરમવું ઇષ્ટ ધારૂં છું.

અંબાઈદાસ કાલીદાસ પટેલ.

# જૈન ધર્મનું સામાન્ય સ્વરૂપ.

જિન ભગવાનને માનનાર તે જૈનો કહેવાય છે જિન શબ્દમા જિધાતુ છે જિ (To conquer) એટલે જીતવુ રાગ દ્વેષ, મોહ ઇત્યાદિ અંતરંગ શત્રુઓને જીતનાર પરમાત્મા તે જિન એવા વીતરાગી જિનોએ બતાવેલા અહિંસાદિ મતને અથવા સંયમાદિ માર્ગને જૈન ધર્મ કહે છે

જગતને સ્વભાવસિદ્ધ અનાદિ માનનાર જૈનો જૈન ધર્મ પણ અનાદિ કાળથી ચાલ્યો આવતો માને છે દિવસ રાત્રિના સ્વાભાવિક ક્રમ રૂપ થી તેમણે એક આખા કાળચક્રના બે મુખ્ય ભાગ પાડ્યા છે ઉત્સર્પિણી અને અવસર્પિણી જે કાળમા ઉત્તરોત્તર સર્વે વસ્તુઓ ઉન્ન સ્થિતિ પ્રાપ્ત કર્યે જાય છે, તે વ તીના કાળને ઉત્સર્પિણી કહે છે અને જે કાળમાં ઉત્તરોત્તર સર્વે વસ્તુઓ ઉતરતી સ્થિતિમા આવ્યે જાય છે તે કાળને અવસર્પિણી કાળ કહે છે એ દરેક મુખ્ય કાળના છ છ વિભાગ પાડ્યા છે અને તેને કાળચક્રના આરા કહેવામા આવે છે આજે ...ડ નામની અવસર્પિણીનો પાંચમો દુસમ નામનો દુષ્કર આરો ચાલે છે એ આરાના આજે લગભગ ૨૪૩૩ વરસ પસાર થયા છે એ આરો ક ન ૨૧૦૦૦ વ ર્ષનો છે

આ અવસર્પિણી કાળના ચોથા આરાને છેડે હાલના જૈન ધર્મના પ્રવર્તક શ્રમણ ભગવત મહાવીર થયા હતા એ વર્તમાન ચોવીશીના ચોવીસમા તીર્થંકર ગણાય છે તેમની પહેલા બીજા ત્રેવીસ તીર્થંકરો થઈ ગયા હતા. અતીત કાળમા પણ એવી ચોવીશીઓ થઈ ગઈ છે, અને અનાગત કાળમાં પણ એવી ચોવીસીઓ થવાની છે એમ જૈનોનુ માનવુ છે એક તીર્થંકરે બતાવેલો માર્ગ લાંબો વખત ચાલ્યા કરે છે વળી કોઈવાર કોઈ તીર્થંકર દેશકાળ મુજબ તેમા સુધારો વધારો કરવાની જરૂર લાગે તો સુધારો વધારો પણ થયા કરે છે પણ જૈનો પોતાના જૈન માર્ગને અનાદિ કાળથી ચાલ્યો આવતો માને છે

જૈનોની આખી દુનિયામા માત્ર વીસ લાખ માણસની સખ્યા હોવાથી પૃથ્વીના કોઈ કોઈ ભાગમા તો જૈન ધર્મનુ નામ પણ લોકો જાણતા નહિ હોય કેટલાક ભાગના લોકો જેઓ જૈન ધર્મનુ નામ જાણે છે, તેઓમાના ઘણા ખરા બૌદ્ધ પથની માત્ર જૈનપથ એક શાખા છે, એમ માની જૈન એ એક સ્વતંત્ર પથ છે એમ માનતા નથી કોઈ કહે છે કે હિંદુદર્શનની સ્થિતિમાથી કેટલાક પ્રકરણો કાઢી નાખી તેમાથી જૈન ધર્મનુ સ્વરૂપ ઉપજાવી કહાડવામા આવ્યુ છે એમ જેને જેમ ઠીક પડે તેમ અનુમાન બાંધી લે છે

અર્વાચીન કાળના ઇતિહાસકારો લેથબ્રીજ, વેબર વીલસન, એલ્ફીન્સ્ટન વગેરે એ જૈન ધર્મને બૌદ્ધ ધર્મની શાખા ગણી છે પણ પ્રોફેસર બાર્થે Religions of India મા સ્પષ્ટ જણાવી દીધુ છે કે એ વિષયમા મને કઈ પણ જ્ઞાન નથી પ્રોફેસર વેબરે History of Indian Literature નામના ગ્રથમા એવુ મતલબે જણાવ્યુ છે કે જૈન ધર્મ નમથી અમારૂં જે કઈ જ્ઞાન છે તે અન્ય દ્વારા જાણવામા આવ્યુ છે આમ મ ત્ર બાબતથી આ વિષયમાં પોતાની અજ્ઞાનતા કબુલ કરનાર વિદ્વાનોના મતોને છેડવાની જરૂર નથી હાલના

યૂરોપીય વિદ્વાનો પ્રોફેસર હરમન જેકોબી લોયમેન વગેરેએ હવે જૂદા જૂદા પ્રમાણોથી સાબીત કર્યું છે કે, જૈન ધર્મ બૌદ્ધ ધર્મ પહેલાંનો છે.

હિંદમાં ચાલતા જુદા જુદા દર્શનોમાંથી એકે દર્શનવાળા જૈન ધર્મ કે બૌદ્ધ ધર્મની શાખા હોય એમ જણાવતા નથી. પરંતુ એ બંને જુદા જુદા ધર્મ હોય એમ વિવેચન કરે છે. માધવ સર્વદર્શનસંગ્રહ, શંકરદિગ્વિજય, બાદરાયણના વેદાંતસૂત્રનું ભાષ્ય, રામાનુજ શારીરકમીમાંસા, વરાહમિહિરની બૃહત્ સંહિતા, હનુમાન નાટક, મહાભારત, રામાયણ વગેરેમાં જૈન ધર્મ સંબંધી જુદા જુદા ઇસારાઓ નજરે પડે છે. ઈ. સ. ની પહેલાં ૨૭૦ વરસ ઉપર પતંજલિ થયા અને તે પહેલાં સમર્થ વૈયાકરણ પાણિનિ થયા. તેમણે શાકટાયન વ્યાકરણનો આધાર અષ્ટાધ્યાયીમાં લીધો છે. એ શાકટાયન દિગંબર જૈનોના મત મુજબ તેમના આચાર્ય હતા. બુદ્ધના ધર્મ ગ્રંથો મહાવગ્ગ, મહાપરિનિવાન સૂત્ર, દીર્ઘનિકાય, માધનિકાય વગેરે ધર્મપુસ્તકો ઉપરથી પણ જૈન ધર્મની પ્રાચીનતા સાબીત થાય છે.

"જૈન ધર્મ એ બૌદ્ધ ધર્મની શાખા નથી" એ મથાળાનો વિષય વૈશાખ માસના "**વસંત**" માં પ્રગટ થઈ ગયેલ હોવાથી તે વિષે અહીં વિશેષ કહેવાની જરૂર રહી નથી.

આજે ચાલતા જૈન શાસનના નાયક મહાવીર ભગવાન ગણાય છે. તેઓ ઈ. સ. પૂ. ૫૯૮ ના વસંત (ચૈત્ર) માસના શુકલપક્ષની ત્રયોદશી મંગલવારે ઘડી ૫૫ ને ૧૧ પળે, ઉત્તરા ફાલ્ગુણી નક્ષત્રના બીજા પાયામાં ચંદ્રયોગ હતો ત્યારે જંબુ દ્વીપના ભરતખંડમાં ઈક્ષ્વાકુ વંશની જ્ઞાતૃકુળ શાખાના ક્ષત્રિય વર્ણમાં, સિદ્ધાર્થ રાજાનાં રાણી ત્રિશલાની કુખે ક્ષત્રિય કુંડ ગામમાં જન્મ્યા. ગત ભવોના અત્યંત ઉત્તમ કર્મોને લીધે જન્મ વખતનો સઘળો જોગ ઘણો સુંદર હતો. જન્મસમયે સર્વે જીવોને શાતા ઉપજી. દેવતાઓએ મોટો મહોત્સવ કર્યો અને સર્વત્ર આનંદ વરતાઈ રહ્યો. વિદેહ દેશના મહારાજા ચેટકના મહાવીરદેવ ભાણેજ થતા હતા. ગર્ભે આવ્યા પછી સર્વે રીતે રાજ્યમાં તેમજ પ્રજામાં ધન ધાન્ય અને સુખશાંતિની વૃદ્ધિ થતાં પ્રથમ નામ વર્ધમાન પાડવામાં આવ્યું હતું. પણ પાછળથી તેમનું પરાક્રમ જોઈ દિવ્ય પુરુષોએ તેમનું નામ મહાવીર ( Mighty Hero ) આપ્યું હતું.

શ્રી મહાવીર ભગવાનના પાછલા સત્યાવીશ ભવોનું જૈન શાસ્ત્રોમાં સુંદર વર્ણન આપવામાં આવ્યું છે. જેની સંખ્યા ન આપી શકાય એટલાં બધાં વર્ષો પહેલાં વર્તમાન ચોવિશીના પ્રથમ તીર્થંકર ઋષભદેવ ભગવાન (જેમને હિંદુઓ પણ માને છે તેમ)ના પુત્ર ભરત ચક્રવર્તીને ત્યાં મહાવીર ભગવાનનો જીવ પુત્રરૂપે ઉત્પન્ન થયેલો હતો. તે વખતે તેમનું નામ મરીચિ કુમાર હતું. તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાનનો સંસારની અસારતા વિષેનો અને મોક્ષનાં શાશ્વત સુખો સંબંધી ઉપદેશ સાંભળી વૈરાગ્યભાવ આવવાથી મરીચિ કુમારે દીક્ષા લીધી. સાધુની ક્રિયા તથા સદ્વર્તન પાળવાનું કામ અત્યંત દુષ્કર છે. ભુખ, તરસ, તાપ, ટાઢ વગેરે અનેક દુઃખો સહન કરવાં પડે છે; અણવાણે પગે ચાલવું પડે છે; સુઝતો આહાર મળે તો જ ભોજન લેવાય છે; એક રાતી પાઈ તો ઠીક, પણ એક સોય પણ પોતાની પાસે રાખી શકાતી નથી; રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ ઈત્યાદિ અંતરંગ શત્રુઓને જીતવાની જરૂર

પડે છે, ઇંદ્રિય જીત થઈ મનને વશ કરવાને અત્યંત શ્રમ લેવો પડે છે, ચિત્તને જ્ઞાન ધ્યાનમા તલ્લીન કરવુ પડે છે સાધુપણામા ત્યા ઘરબાર - બાયડી છોકરા હોતા નથી કે રોગ કે ભય આવી પડતા કાંઈ ચાકરી બરદાસ થાય એમા નઈ માન મલીદા ખાવાનુ કે સુખશય્યામા સાંસારિક સુખો ભોગવવાનું મળતુ નથી વેશધારી સાધુઓએ કહ્યુ આચાર પાળી શકતા નથી મહાપુરુષના વેશધારી દાભિક પોતાની પ્રતિજ્ઞામા જે સહેલુ હોય તેટલુ જ સિદ્ધ કરી શકે છે વગુના ગેગીઆ ભરવા કે લોઢાના ચણા ચાવવા જેવો સખત સાધ્વાચાર પાળવાનુ મરીચિથી બની શક્યુ નહિ સખત આચાર પળાવનારો સાધુમાર્ગ છોડી દઈ મન કલ્પિત નવો વેશ ધારણ કર્યો પણ પોતાનો ભક્તિભાવ તો દાદા ઋષભનાથ પ્રતિ ચાલુ રાખ્યો. કાળને અવસરે કાળ કરી બીજા કેટલાક ભવ કરી તે દેવતા થયા ત્રણ લોકમાના ઉર્ધ્વ લોકમા બાર દેવ લોક નવ ગ્રૈવેયક અને પાચ અનુત્તર વિમાન છે, એમ દેવતાઓ નિવાસ કરીને રહે છે તેમાના દશમા પ્રાણત નામે દેવલોકમા દેવતાઈ સુખ ભોગવી આયુષ્ય પુરૂ થતે મનુષ્ય લોકમા મહાવીર દેવ ઉત્પન્ન થયા

જીવની ચાર ગતિ છે મનુષ્ય, દેવતા, તિર્યચ અને નારકી આ ચાર ગતિમાની માત્ર એક મનુષ્યની ગતિમાથી જ મોક્ષ મળી શકે છે દેવતાના સુખો મનુષ્યો તા ઘણા ચડીઆતા હોવા છતા તેઓ મોક્ષ મેળવી શકતા નથી અરે! મનુષ્યજન્મ કેટલા બધો ઉપયોગી છે!

મહાવીર સ્વામી યથાકાળે યુવાન થતા યશોદા નામની નરવર્મા રાજાની દીકરી સાથે તેમનુ લગ્ન થયુ યશોદા મહા ગુણવતી દયાળુ, અતિથિનો સત્કાર કરવાવાળી, ધાર્મિક વૃત્તિવાળી, પતિમા જ પતિવ્રતા, મધુર ભાષિણી સાક્ષાત્ સતી હતી તેને પ્રિયદર્શના નામે એક પુત્રી થઈ હતી.

આ અસાર સસારમા સાર મેળવવા માટે સસારી મનુષ્યોનુ મન કેવી અગાધ તૃષ્ણા રાખે છે! માતપિતાની અપૂર્વ પ્રીતિ, યશોદા જેવી સુદર સ્ત્રીની પતિપરાયણતા અને રાજ્ય વૈભવ, એ સઘળુ સુખ હોવા છતા પૂર્વ સસ્કારોને લીધે ભગવાન મહાવીરનું મન શાશ્વત સુખ મેળવવા તરફ ખેંચાતું હતુ આ અસાર સસાર, આ અસાર અધિકાર, આ અસાર લક્ષ્મી ઈત્યાદિ વિચારો જ્યારે તેમના હૃદયના ઉંડાણમા પરિભ્રમણ કરતા ત્યારે મોહનુ કારણ આચ્છાદન છેદાઈ જતુ અને ત્રણ જ્ઞાનને જોરે તેમનો આત્મા પોતાના આ અતિમ ભવના કટલાક વિચારોમા ઉંડો ઉતરતો તે વખતે તે આત્મા મહાવિદેહી દશા ભોગવતો, પરતુ માત પિતાને દુ ખ થાય એવુ કોઈ પણ કામ તેની હયાતી સુધી નહિ કરવાની પ્રતિજ્ઞા તેમને માબાપની હયાતી સુધી સસારમા રહેવાની ફરજ પાડતી હતી. જૈન ધર્મમા વિનય-ગુણના બહુ વખાણ કર્યા છે કેટલેક ઠેકાણે જેમ અહિસાને ધર્મનું મૂળ કહ્યુ છે તેમ વિનયને પણ ધર્મનું મૂળ કહેલ છે માબાપની સેવાનું ફળ એ બતાવ્યુ છે કે ૧૪૦૦૦ વરસ સુધી દેવતાઈ સુખ ભોગવે તેમણે માતપિતા મરી ગયા પછી વડીલ ભાઈ નંદીવર્ધનની આજ્ઞા લઈ ૩૦ વરસની ઉમરે સસારનો ત્યાગ કરી દીક્ષા લીધી કર્મ ખપાવવા સાડાબાર વરસ સુધી ઉગ્ર તપ કર્યું તેમા તેમને પાર વગરના પરિસહ સહન કરવા પડ્યા.

જ્યારે જગલના પશુઓ શીતકાળમા ટાઢ સહન નહિ થવાથી ગુફામા પેસી જતા હતા,

ત્યારે આ રાજકુમાર ક્ષત્રિય વીર ખુલ્લે શરીરે શીત પરિસહ સહન કરતા. જ્યારે મનુષ્યો અત્યંત તાપથી અકળાઈ જઈ શરીરસુખ માટે શીતોપચાર કરતા ત્યારે પ્રચંડ તાપમાં તપેલી નદીની વેળુમાં આ મહાવીર દેવ ધ્યાનારૂઢ થતા. ભમરા, માખી, ડાંસ, મચ્છરાદિના ડંસથી જંગલના પશુઓ જ્યારે આમતેમ આરડતાં હતાં અને નદી, નાળાંનાં શીતોદક શોધતા ફરતાં ત્યારે મહાવીર દેવ એ ડંસોની કશી પરવા ન કરતાં એ ભમરાઓને પોતાના શરીરમાં ઘર કરવા દેતા હતા. આવા ધીર મહાત્મા બાર વરસમાં કદિ પણ સુતા નહોતા.

અંતે રાગ દ્વેષની પરિણતિનો તદ્દન નાશ થતાં, આત્મસ્વરૂપને સંપૂર્ણતાએ ઓળખતાં, સહજાનંદ સ્વરૂપમાં કેવલ-જ્ઞાનની સાડાબાર વરસે મહાવીર દેવને પ્રાપ્તિ થઈ. કેવલ એટલે એક, સંપૂર્ણ જ્ઞાન. સર્વ જાતનો ભેદ ટળી જઈ એકાત્મભાવથી અભેદાનંદ નિજ સ્વરૂપમાં લીનતાવાળું જે અનંત જ્ઞાન થાય તે કેવલ જ્ઞાન કહેવાય છે.

શ્રમણ ભગવંત મહાવીર પ્રભુ સર્વજ્ઞ થયા, જિન થયા, બુદ્ધ થયા, સર્વ વાતના જાણ થયા. ત્યાર પછી તેમણે જન હિતાર્થે દેશોદેશ ફરી ધર્મોપદેશ આપવા માંડ્યો અને પોતાના મત તરફ ઘણા મનુષ્યોને વાળ્યાં. આજની સાયન્સને લગતી પદાર્થવિજ્ઞાનની તેમણે ઘણી વાતો કરી છે, જો કે પાછળથી દેશકાળ જોઈ સાધુપણાની સાચવણી ખાતર અગર સ્મરણ શક્તિના કમજોરથી કેટલીક હકીકત આચાર્યોએ શાસ્ત્રોમાંથી કહાડી નાંખી છે. શ્રી મહાવીર દેવે ષટ્ દ્રવ્યની હકીકત કહી હમેશાં ચાલતી વિશ્વરચના બતાવી છે. તેમાં ધર્માસ્તિકાય તથા અધર્માસ્તિકાયની હકીકત કહી ગતિ અને આકર્ષણનો નિયમ મર્મમાં કહી બતાવ્યો છે. શબ્દનો વેગ ઠેઠ લોકના છેડા સુધી છે અને જો વચમાંથી અડચણો દૂર કરવામાં આવે તો લોકને એક છેડેથી બીજા છેડા સુધી અવાજ સાંભળવામાં હરકત ન આવે, એમ કહી મર્મમાં હાલની ટેલીફોની પ્રદર્શિત કરી છે. ઝાડો પેશાબાદિ ચૌદ પ્રકારની ચીજો જો બે ઘડીમાં ઠેકાણે ન પડી જાય તો પછી ગણિતપ્રમાણ એટીએ નહિ પણ યુક્તિપ્રમાણ એટીએ તેમાં પાર વગરના જંતુઓ ઉત્પન્ન થઈ, દુનિયાને રોગ ગ્રસ્ત કરી મુકશે અને મરકી ફેલાશે. એમ ચૌદ સ્થાનિકિયા સમુર્ચ્છિમ જીવોની એટલે રોગપ્રસારક જંતુઓની ( Germs ) હકીકત પ્રદર્શિત કરી, ગંદકી અને રોગથી બચવાનો બોધ કર્યો છે, કે જેવો બોધ હાલ ચારે તરફ પ્લેગ ફાટવાથી ડાકટરો કરવા મંડ્યા છે. ઉપવાસ, રાત્રિભોજનત્યાગ, ઉષ્ણ જળપાન વગેરે બાબતોની જરૂર બતાવી ધર્મ સાથે તંદુરસ્તીને લગતી કેટલીક હકીકત તેમણે પ્રકાશિત કરી છે. નવ તત્ત્વોનું વિસ્તાર પૂર્વક વર્ણન કરી જૈન ફીલસુફીને તેમણે ઉંચો દરજ્જો અપાવ્યો છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિમાં જીવ છે, એમ જે હમણાં જ દુનિયાના વિદ્વાનોના જાણવામાં આવ્યું છે; તે વાત અઢી હજાર વર્ષ ઉપર તેમણે પ્રગટ કરી તે જીવોની પણ દયા પાળવા ફરમાવ્યું છે.

સર્વથી ઉત્તમ અને સુંદર બાબત તો એ છે કે ( Universal brotherhood ) વિશ્વવ્યાપક ભ્રાતૃભાવને ફેલાવવાને તેમણે આખી જીંદગીમાં બાકી રાખ્યું નથી. સર્વ જીવોને પોતાના સમાન ગણી સર્વ ઉપર સમાન ભાવ રાખજો, કોઈ પણ પ્રાણીને હણશો માં, હણશો તો હણાવું પડશે, છેદશો તો છેદાવું પડશે, સર્વ જીવને શાતા વ્હાલી છે અને અશાતા અળ-

ખામણી છે, સુખ વ્હાલુ દુ ખ અળખામણું છે, માટે સર્વે જીવને સમાન ગણી બધા સાથે પ્રીતિભાવ રાખવો કોઈ સાથે વેર બાંધવુ નહિ, ત મામે સપસપીને રહેવુ એમ ભ્રાતૃભાવ વધારવાનો ઉપદેશ આપ્યો, અને એ રીતે અહિંસા ધર્મની સ્થાપના કરી અહિંસા એ જૈનોનો મુદ્રાલેખ ( Motto ) છે મોક્ષ મેળવવા માટ એક નાનામા નાના જીવથી તે મોટામા મોટા સર્વે જીવ સુધીની દયા પાળવી ને કોઇને દુ ખ દેવુ નહિ એમ ફરમાવી તેમણે માત્ર મનુષ્યોને નહિ પણ પશુ પખી, વનસ્પતિ સવ જીવને જૈનો તરફથી શાંતિ સપતુ સ્વરાજ્ય બક્ષ્યુ છે તેમના બતાવેલા માર્ગે જો ચાલવામા આવે તો મિત્રતાના સ્વરૂપમા યુરોપમા જે અગણિત સૈન્ય રાખવામા આવ્યુ છે તે રાખવાની જરૂર પડે નહિ ગત ભવથી જ તેમને એવુ મન થયુ હતુ કે જગતના જીવોમા સપૂર્ણ ભ્રાતૃભાવનો વધારો કરવા માટે શ્રમ લેવો આવા શુદ્ધ અંત કરણના સુંદર ઈરાદાથી તેમણે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું હતું " સવી જીવ કરૂ શાસન રસી, ઇસી ભાવ દયા મન હુલસી એ પદ એ મહાવીર ભગવાનના ઉદાર ઈરાદાના સ્મરણમા જૈનો આજે લલકારે છે

સમાન ભાવથી તેમણે પ્રગટ કર્યું હતુ કે યથાયોગ્ય વર્તન રાખનાર ગમે તે વર્ણનો મનુષ્ય કે સ્ત્રી મોક્ષ મેળવી શકે, ગમે તે ધર્મ પાળનારો ભ વ્ય સાધુ કે ગૃહસ્થ પણ મોક્ષ મેળવી શકે, એમ તેણે જૈન ધર્મમા સ્થળે સ્થળે ઉદાર ભાવનાવાળુ ઉત્તમ ધોરણ દેખાડી આપ્યુ છે

આળસુ પ્રમાદી કે નિરૂદ્યમીને ધિક્કારી ઉદ્યોગીને ઉત્સાહીના શ્રી મહાવીરે વખાણ કર્યા છે ભવ્ય જીવો જો પ્રબળ પુરૂષાર્થ ફેરવે તો યથાકાળે મોક્ષ મેળવી શકે એવા પુષ્કળ ઉદાહરણો જૈન સૂત્રોમા છે હાલમા જૈનોમા શાખામતોમા ઉદ્યોગ અને સપનો કઈક અભાવ હોવાથી અગાઉની પેઠે ઘણી વિશેષ જાતો જૈન ધર્મ પાળતી પણ નથી પ્રથમ જૈનોમાં ક્ષત્રિયોનો ઘણો જથ્થો હતો જૈનોના આ ચોવીસીના બધા તીર્થંકરો ક્ષત્રિય કુળમા જ ઉત્પન્ન થએના છે પરતુ હાલમા જૈનોમા વૈશ્યસમુદાય વાણિયા, પાટીદાર ભાવસાર વગેરે વર્ણ છે ચારે વર્ણમાથી ગમે તે વર્ણવાળા હાલ એ ધર્મ પાળતા જોવામા આવતા નથી ઉત્તરાધ્યયન સૂત્રમા શ્વપાક-ચમારની કુળમા અવતરેલા હરિકેશી મુનિનુ વૃત્તાત આપવામા આવ્યુ છે

શ્રમણ ભગવત મહાવીર દેવે કર્મ અને પુનર્જન્મનો સિદ્ધાત સ્વીકારી સ્પષ્ટ રીતે તેનુ વર્ણન કર્યું છે, પરતુ કર્મનુ ફળ આપનાર અન્ય મતની પેઠે સૃષ્ટિના કર્તાને માનેલ નથી. કેમકે જૈન મત સૃષ્ટિના કર્તાનો સ્વીકાર કરતો નથી તે કહે છે કે કર્મનુ ફળ પોતાની મેળે સ્વય સિદ્ધ ગ્રહણ કરાય છે સામાન્ય રીતે મનુષ્યશરીરના મુખ્ય ત્રણ ભેદ માન્યા છે, તૈજસ, કાર્મણ ને ઔદારિક અન્ય સબધને લઇને આહારક અને વૈક્રિય શરીરની પણ વ્યાખ્યા આપી છે મનુષ્ય ઔદારિક શરીરને છોડે છે એટલે વ્યવહારભાષામા બોલીએ તો મરણ પામે છે ત્યારે તૈજસ અને કાર્મણ શરીર બે આત્મા સાથે હોય છે કરેલા કર્મોથી એટલે કર્મવર્ગણાથી બનેલો કાર્મણ શરીરનો ભાગ, આત્માને કરેલા કર્મોને યોગ્ય ઠેકાણે ધમકી જાય છે ને ત્યા તૈજસ શરીર આહાર લઈ નવો દેહ ધારણ કરે છે એ નવા ઔદારિક શરીરમા કાર્મણ શરીર અને તૈજસ શરીર વાસ કરે છે, પછી ક્રમે ક્રમે પૂર્વ સરકાર સગતિ અને શ્રમ

મુજબ તેમની રચના રચાયે જાય છે. કર્મના ત્રણ પ્રકાર કહેવામાં આવ્યા છે; સત્તા, બંધ અને ઉદય. આ પ્રકારે સંચિત, ક્રિયમાણને પ્રારબ્ધ ને મળતા છે.

જ્યારે સકળ કર્મથી આત્મા મુક્ત થાય છે ત્યારે ઉર્ધ્વ સ્થાને જ્યાં સિદ્ધાલયની રચના રચાયેલી છે ત્યાં સ્થિત થાય છે. ચૌદ રાજલોકની અગ્ર ભાગ ઉપર એક સિદ્ધાલય આવેલું છે. ચૌદ રાજલોક મનુષ્યાકારે કહેલ છે.

બાર દેવલોક ઉપરનો ભાગ ગ્રીવા એટલે ડોકને આકારે કહી ત્યાં નવ ગ્રૈવેયકમાં વસતા દેવોની વાત કરવામાં આવી છે. તે ઉપર પાંચ અનુત્તર વિમાન કહેવામાં આવ્યાં છે ને છેલો બરાબર મસ્તકના ઉપલા પૃષ્ઠને આકારે તે સ્થાને સિદ્ધાલય કહેવામાં આવ્યું છે. સિદ્ધાત્મા જન્મ મરણથી છુટી જાય છે. કોઈ પણ જાતની વાસના તેને રહેતી નથી ને તે અવર્ણે, અગંધે, અરસે, અફાસે, અમૂર્ત્ત અનંત અનંત આત્મિક સુખની લહેરમાં આનંદમગ્ન સ્થિતિ ભોગવે છે. જિન ભગવાને એ સ્થિતિ પ્રાપ્ત કરવાને—એ શાશ્વત સુખ શોધવાને મહેનત કરવી એ જૈનોનું પરમ કર્તવ્ય ઠરાવ્યું છે.

જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્ન ત્રયનું પાલન કરનારા જીવો મોક્ષ મેળવી શકે છે. દયા મૂળ ધર્મ હોવા છતાં મહાવીર દેવે જૈન ધર્મમાં જ્ઞાનની ઉત્તમતા ઠરાવી ફરમાવ્યું છે કે, પઢમં નાણં તઓ દયા, પહેલું જ્ઞાન ને પછી દયા. જીવને અનંત કાળથી ભવ ભ્રમણ કરાવનાર જો કોઈ હોય તો તે અજ્ઞાન છે. માટે પ્રથમ અજ્ઞાનનો (માયા અથવા અવિદ્યાનો) નાશ કરવાને ભાર દઇને ભલામણ કરી છે.

(અપૂર્ણ.)

રાજકોટ
તા. ૧૭-૫-૦૯.

પોપટલાલ કેવળચંદ શાહ.

# લિપિ.

મ્હારા જ્યેષ્ઠ ૧૯૬૪ ના અંકમાં પ્રકટ થયેલા લેખ ઉપર શ્રાવણ ૧૯૬૪ અને કાર્તિક ૧૯૬૫ ના અંકોમાં અનુક્રમે રા. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ અને રા. ચુનીલાલ ગોવર્ધનદાસ શાહ તરફથી ચર્ચા પ્રકટ થઈ છે. બન્ને યે દેવનાગરીનો પક્ષ લીધો છે. વળી સાક્ષર શ્રી નરસિંહરાવનો આર્યધર્મપ્રકાશ, વૈશાખ ૧૯૬૪ નો અપૂર્ણ લેખ જ્યેષ્ઠ અને આષાઢમાં પૂર્ણ થયો છે.

રા. નરસિંહભાઈ કહે છે કે "બંગાલના મુસલમાન લેખકો હિન્દુ લેખકોમાં ભળી ગયા છે. આમ ભાષાના ઇષ્ટ અને શક્ય વલણને તે બંધુઓએ માન આપ્યું છે, તો લિપિના વલણને માન નહિ આપે? દેવનાગરી શક્ય છે માટે તે ઇષ્ટ છે." બંગાળાના મુસલમાન લેખકોએ ત્ય઼ાંના હિન્દુ લેખકો સાથે ભળી જઈ બંગાળી ભાષા સ્વીકારી છે, તો તે અભિનંદનીય છે; પણ તેમ કરતાં ત્હેમણે બંગાળી લિપિ જ સ્વીકારી હોવી જોઇએ. ભલે, બંગાળી લિપિ દેવનાગરીને મળતી* આવતી હોય, પણ તે ઉપરથી એમ સાર ખેંચવો કે ત્હેમણે દેવનાગરી લિપિ સ્વીકારી છે એ તો તર્કશક્તિનો વ્યુત્ક્રમ નહિ તો બીજું શું? દેવનાગરી લિપિ હું વાંચી લખી શકું એટલી જાણું છું; છતાં બંગાળી બાળપોથી પણ હુ ઉકેલી શકતો નથી.

વળી રા. નરસિંહભાઈ ઉમેરે છે કે "ઉર્દૂ શક્ય હોત તો તેને ગ્રહણ કરવી એ હિન્દુઓનું હું કર્તવ્ય માનત. બધુંઓ, આ હકનો પ્રશ્ન નથી, માત્ર કર્તવ્યનો છે." મ્હેં મ્હારા લેખમાં, ગુજરાતી લિપિ છે તે જ સારી છે, અને ત્હેને જ ચાલુ રાખવા, સૂચવ્યું છે. ઉર્દૂ લિપિનો પક્ષ લીધો જ નથી. છતાં હક અને કર્તવ્યનો ઝગડો રા. નરસિંહભાઈ ક્યાંથી ઉપસ્થિત કરે છે તે તો અગમ્ય રહે છે.

ઉર્દૂ લિપિ શક્ય છે એવી એક ગૃહસ્થ તરફથી સૂચના થઈ છે. રા. વિનાયક નંદશંકર મ્હેતા, આઈ. સી. એસ., "મૉડર્ન રિવ્યુ"ના સપ્ટેમ્બર ૧૯૦૮ ના અંકમાં નાગરી અથવા અરબ્બી લિપિની ભલામણ કરે છે. સાથે ઉમેરે છે કે જે લિપિનો સ્વીકાર કરવો હોય તે લિપિ આખા હિન્દની દરેક શાળામાં ફરજીયાત બીજી ભાષા તરીકે શિખવવી જોઇએ. ખરેખર! કેળવણીખાતું જ્યાં સુધી આ પ્રશ્ન હાથમાં લે નહિ ત્યાં સુધી આપણી ચર્ચા એ કંઇક અંશે પરિણામશૂન્ય ભાસે છે.

સરકારને મન દેશી લિપિઓમાંથી ઉર્દૂ લિપિ જ શક્ય છે; સરકારી સ્ટૅમ્પના કાગળ ઉપર અંગ્રેજી લિપિ ઉપરાંત માત્ર ઉર્દૂનો જ ઉપયોગ થયો છે. આ પ્રમાણ શક્યતા કઈ દિશામાં છે એ જ દર્શાવવા અર્થે છે—ત્હેનો પક્ષ લેવા અર્થે નથી.

---

* બંગાળી અને ગુજરાતી લિપિઓ દેવનાગરી સાથે સરખાવીએ તો ગુજરાતીનું સરખાપણું વધારે જણાશે.

એ જ રીતે રા. નરસિંહભાઈ બીજે માર્ગે ફંટાઈ, ગુજરાતી લિપિ સરળ છે એવી મ્હારી દલીલના ઉત્તરમાં કહે છે કે "રા. કરીમ મહમદ માસ્તરને હિસાબે તો દેશી કારીગરીને ઉત્તેજન આપવું નિરર્થક છે. આપણે લાંબી દૃષ્ટિથી કામ લેવાનું છે, તુરતના લાભને ધાવાનું નથી, એ આપણે ભુલી જવું જોઇતું નથી." 'લિપિ' અને 'સ્વદેશી' અસંબદ્ધ પ્રશ્નોનો સંજોગ કેવી રીતે બન્યો એ કંઇક અંશે ચમત્કાર ભાસે છે.

આવાં પ્રમાણો અંગ્રેજીમાં argumentum ad hominem કહેવાય છે. કોર્ટમાં વકીલો કંઈ જ દલીલ ન જડે ત્યારે એનો ઉપયોગ કરે છે. પક્ષકાર અને સામાન્ય પ્રેક્ષકવર્ગ પક્ષવાદીના વાક્ચાતુર્યથી સંતુષ્ટ થાય છે; પણ ત્હેની કંઈ પણ અસર જડજ ઉપર થાય ખરી કે?

તર્કશાસ્ત્રના આ પ્રવાહમાં આગળ તણાતાં રા. નરસિંહભાઈ, જાણે કે પ્રસક્ષ પ્રમાણ (axiom) ઉચ્ચારતા હોય તેમ, કહે છે કે દેવનાગરી 'ઇષ્ટ,' 'શક્ય' છે. ઇષ્ટતા તો અમુક વ્યક્તિઓ માની બેઠા છે. દેવનાગરી એ સંસ્કૃત લિપિ છે; હિન્દમાં આવેલા આર્ય સમૂહોની એ લિપિ છે. આ આર્ય પ્રજા પ્રથમ ઉત્તર હિન્દમાં જ વસી હતી. માત્ર ઐતિહાસિક યુગ પછી જ ત્હેણે વિંધ્યાચળ ઓળંગ્યો હતો. દક્ષિણની પ્રજાઓ, પ્રાચીન સમયમાં ચીનની ઉત્તરે તુરાનિયાન પ્રજામાંથી બ્રહ્મદેશ, આસામ અને વિંધ્યા અને પૂર્વ ઘાટના વચ્ચેના પ્રદેશ માર્ગે ઉતરી આવેલી છે. આ પ્રમાણે ઉત્તર અને દક્ષિણ હિન્દની જેમ પ્રજાઓ ભિન્ન છે, તેમ ત્હેમની લિપિઓ પણ ભિન્ન છે. "નાગરી પ્રચારિણી સભા" ની તા. ૨૯-૧૨-૦૫ ની મીટિંગના પ્રમુખ મિ. રમેશ ચંદ્ર દત્તે પણ એ જ મત સ્વીકાર્યું છેઃ-

"One common alphabet for the whole of Northern India and those portions of Western India which are in touch with the Sanskrit Language."

આ પ્રમાણે આર્ય અને દ્રાવિડ પ્રજા ઉપરાંત દશમા શતકથી મુસલમાનો ઉમેરાયા છે. તેઓ વળી મનુષ્ય જાતિની મૂળ પ્રજાઓનો ત્રીજો વિભાગ છે. હિન્દમાં આવેલા મૂળ મુસલમાનોમાંના ઘણા સેમિટિક (Semitic) પ્રજામાંથી હતા. ત્હેમણે અરબી લિપિને હિન્દમાં આણી ઉર્દુ તરીકે જન્મ આપ્યો છે. લિપિઓના આ શંભુમેળામાં દેવનાગરીનું પ્રમાણ કેટલું અલ્પ છે! ત્યારે એ કેવી રીતે 'ઇષ્ટ' થાય? 'શક્ય' તો નથી જ. અશક્યતા માટે અત્યાર સુધી ચાલુ આવેલા રાજકીય વિરોધો નડશે; તે ઉપરાંત ધાર્મિક વિરોધ ધારીએ તે કરતાં વિશેષ મહત્ત્વનો છે. કુરાનનો ઉર્દુ તરજુમો મુસલમાનો કચવાતે મને વાંચે છે; પણ ગુજરાતી તરજુમો તો માત્ર એક જ મ્હારા સાંભળવામાં આવ્યો છે. ધર્મનું કોઈ પણ પુસ્તક—અને આ વ્યાખ્યા મુસલમાનોની નજરમાં અતિ અતિ વિશાળ છે—ઉર્દુ સિવાય બીજી લિપિમાં છાપવું એ અધર્મ લેખાય છે. ઉર્દુ ભાષા અને ગુજરાતી લિપિ કેટલીક વખતે જોઇએ છીએ પણ ઘણા ધર્મચુસ્ત મુસલમાનોને તે પસંદ નથી. વળી મુસલમાનોનો મ્હોટો ભાગ ધર્મનાં પુસ્તકો સિવાય બીજું નહિં જેવું જ વાંચે છે.

દેવનાગરીની ઇષ્ટતા અને શક્યતા કેટલા પ્રમાણમાં છે તે નીચેના કોષ્ટક ઉપરથી કંઇક વધારે પ્રસક્ષ થશેઃ—

*૧. હિન્દમાં વસતી પ્રજાઓ અને ત્હેમના પ્રદેશઃ—

| પ્રજા. | પ્રદેશ. |
|---|---|
| ૧. કૉલિરિયન (જંગલી) ૧. સૅન્ટલ. ૨. કોલ. | પશ્ચિમ બંગાળા અને પ્હાડી મુલક. |
| ૨. દ્રાવીડિયન. | દક્ષિણ હિન્દ. |
| ૩. આર્યન. | ઉત્તર હિન્દ. |
| ૪. ઇન્ડો—ચાઇનીઝ (મૉન્ગોલિયન.) | પૂર્વ બંગાળા. |
| ૫. મુસલમાન. | થોડા ઘણા પ્રમાણમાં આખા હિન્દમાં |
| ૬. પારસી. | |
| ૭. યુરેઝિયન. | |
| ૮. યાહુદી. | |
| ૯. સીરિયન ક્રિશ્ચિયન | |

*૨. લિપિ, પ્રદેશ, અને વસતી.

| લિપિ. | પ્રદેશ. | વસતી. |
|---|---|---|
| ૧. હિન્દી. | ગંગા નદીની આજુબાજુ. | ૮,૬૦,૦૦૦૦૦. |
| ૨. બંગાળી. | બંગાળાના ઉપસાગરની ઉત્તરે. | ૪,૨૦,૦૦૦૦૦. |
| ૩. ઉરિયા. | બંગાળાના વાવ્ય ખુણામાં. | ૯૦,૦૦૦૦૦. |
| ૪. આસામિઝ. | આસામ. | ૧૫,૦૦૦૦૦. |
| (બંગાળી, ઉરિયા, અને આસામિઝ હિન્દીને ઘણી મળતી આવે છે.) | | |
| ૫. મરાઠી | દક્ષિણના પશ્ચિમ ભાગમાં. | ૧,૯૦,૦૦૦૦૦. |
| ૬. ગુજરાતી | ગુજરાત. | ૧,૧૦,૦૦૦૦૦. |
| ૭. પંજાબી. | સિન્ધુનદીના ઉત્તરના ભાગમાં. | ૧,૮૦,૦૦૦૦૦. |
| ૮. સીન્ધી. | સીન્ધ. | ૨૫,૦૦૦૦૦. |
| (સીન્ધી લિપિ ઉર્દુનું જ અંગ છે; પંજાબી તો કોણ જાણે.) | | |
| ૯. પુસ્તુ (ફારસીનો વિભાગ.) | પંજાબના ઉત્તર ભાગમાં. | |
| ૧૦. કાસ્મીરી. | કાસ્મીર. | |

* બન્ને કોષ્ઠક શાળાઓમાં ચાલતી Manual Geographyને આધારે છે.

| | | | |
|---|---|---|---|
| ૧૧. | નેપાળી. | નેપાળ. | |
| ૧૨. | ઉર્દૂ. | ઉત્તર હિન્દ અને સઘળા મુસલમાનોની સામાન્ય લિપિ તરીકે. | |
| ૧૩. | તામીલ. | હિન્દના અગ્નિ ખુણામાં. | ૧,૬૦,૦૦૦૦૦ |
| ૧૪. | મલાયલન. | ,, નૈરૂત્ય ,, | ૫૫,૦૦૦૦૦. |
| ૧૫. | કેનેરીઝ. | મૈસુર અને આજુબાજુના પ્રદેશમાં. | ૧,૦૦,૦૦૦૦૦. |
| ૧૬. | તેલુગુ. | તામીલ અને ઉરિયાનાપ્રદેશની વચ્ચે. | ૨,૦૦,૦૦૦૦૦. |
| ૧૭. | બરમીઝ. | હિન્દના ઈશાન ખુણામાં. | ૬૦,૦૦૦૦૦ |
| | ( ૧૯૦૧ ના વસ્તી પત્રક પ્રમાણે ) | | ૨૯,૪૦,૦૦૦૦૦. |

*હિન્દની આ પ્રમાણે લગભગ ત્રીસ કરોડની વસ્તીમાં આશરે સો ભાષાઓ ( languages ) અને તેહેના વિભાગો ( dialects ) પ્રચરિત છે. દ્રાવીડિયન સમૂહમાં ૫,૫૦,૦૦૦૦૦ અને બર્મીઝ સમૂહમાં ૧,૩૦,૦૦૦૦૦ ની વસ્તી છે. વળી દરેક પાંચ માણસે એક મુસલમાન છે.પારસી, યાહુદી, ક્રિશ્ચિયન વિશેષમાં. આમ બાદબાકી કરતાં શુદ્ધ નાગરીનું પ્રમાણ અતિ અલ્પ છે. નાગરીને મળતી લિપિઓને નાગરીમાં સમાવવી જોઇએ નહિ.

આ પ્રમાણે નાગરી હિન્દની એક લિપિ તરીકે માન્ય થાય એ અસંભવિત છે. તો પણ દેશમાં જો એક લિપિ હોય તો લાભ ઘણો છે. આ સ્થાન અત્યારની વસ્તુ સ્થિતિ તપાસતાં અંગ્રેજી લિપિ લે તેમ લાગે છે. રા. નરસિંહભાઈ કહે છે કે " અંગ્રેજી ભાષા તો થોડા અંગ્રેજી જાણનારાની સામાન્ય ભાષા છે, પણ બૈરાં છોકરાંનો પણ વિચાર કરવો જોઇએ; મ્હોટો ભાગ તે ભાષા જાણતો નથી." આ મત વિરૂદ્ધ બે મત અત્રે ટાંકી શકશું. આ અવતરણ સા. શ્રી નરસિંહરાવના લેખમાંથી લીધાં છેઃ—

ઑન. મિ. જસ્ટિસ સંકરન નાયર મદ્રાસ યુનિવર્સિટીના કોનવોકેશનમાં, માર્ચ ૧૯૦૮ માં આપેલા ભાષણમાં કહે છે કેઃ—

" In the existing conditions of the country, fellowship and co operation in the interests of progress must come through English education which alone is potent to create solidariby."

મિ. એચ. નારાયણરાવ, બી. એ., બી. એલ., " ટાઇમ્સ ઑફ ઇન્ડિયા, ઇલસ્ટ્રેટેડ વીકલી " ના તા. ૧-૨-૦૭ ના અંકમાં લખે છે કેઃ—

" Our wealth of words is often redundant, and it also pertains to the affairs of the unseen world. The English Language economises its synonyms and developes its power of differentiating between nice shades of meaning. It adapts itself to the growing complexity of progressive thought, while our languages have been content to provide more words than the ideas demand."

* સંખ્યાઓ Manual of Geographyને આધારે છે.

અંગ્રેજીમાંથી પદ્ય વા ગદ્યના ભાષાન્તર કરતાં નડતી મુશ્કેલીઓ જેણે અનુભવી હશે તેને આ સત્ય તાદૃશ થશે.

અંગ્રેજીએ હિન્દની એક ભાષા તરીકે જાણ્યે અજાણ્યે ક્યારનુંએ સ્થાન લઈ લીધું છે. કૉન્ગ્રેસ, અસંખ્ય કૉન્ફરન્સ, ઈત્યાદિ હિન્દની સમગ્ર સંસ્થાઓએ એ ભાષા વાપરી સફળતા કઈ દિશામાં છે એ પ્રત્યક્ષ દર્શાવ્યું છે. વ્હેતા પ્રવાહમાં વહવું એ લાભકારી છે. અંગ્રેજી હિન્દની એક ભાષા થઈ છે, અને યોગ્ય સમય થયે એક લિપિ પણ થાય, તો શી હરકત? જો ગુજરાતી છોડી, નાગરીનો સ્વીકાર કરવો હોય તો અંગ્રેજી શી ખોટી? આધુનિક 'સ્વદેશી' ચળવળને તે નહિ ભાવે, પણ—

'ઓળગુ અવધિ જરી પ્રીત તણી, શાને નહિ સાંભરી?'

જો તેમ થાય, તો અંગ્રેજીના વિશાળ સાહિત્યનો ઉપયોગ કરી શકીશું. નાગરી લિપિમાં તે લાભ મળશે?

રા. ચુનીલાલ શાહના વિસ્તીર્ણ ચર્ચાપત્રમાંથી માત્ર એક દલીલ જડે છે: 'દેવનાગરી લિપિથી પરિચિત ગુજરાતી વર્ગ (મરાઠી) વર્તમાનપત્રો વાંચતા માલૂમ પડે છે, જ્યારે મરાઠી વર્ગમાંથી તો ઘણા જ થોડા માણસો ગુજરાતી પત્રો વાંચતા હશે એમ ધારી શકાય.' આ શંકાનો ખુલાસો શ્રીયુત નરસિંહરાવે ક્યારનોયે આપી દીધો છે: "દેવનાગરી જાણનારા મહારાષ્ટ્રના લોકોને ગુજરાતી અક્ષરો વાંચતે બહુ શ્રમ કે ભ્રમ ઉત્પન્ન થતો નથી." રા. ચુનિલાલ કરતાં રા. નરસિંહરાવનો મરાઠી ભાષાનો અભ્યાસ નિઃસંશય વધારે છે. વળી રા. ચુનિલાલે મુંબાઈના ગુજરાતીઓને મરાઠી પેપરો વાંચતા જોયા હશે. ગુજરાતમાં તો તેવું કંઈ જણાતું નથી. મુંબાઈમાં લિપિને લીધે નહિ, પણ ભાષાના પરિચયને લીધે આ પરિણામ આવે છે.

ખુદ મુંબાઈમાં જ, ઘણી ખરી જાહેરખબરો તથા નામના પાટિયા, વળી દક્ષિણી લત્તાઓમાં પણ, ગુજરાતીમાં જ છે એ મ્હારી પ્હેલા લેખમાં જણાવેલી વ્યવહારિક દલીલ રા. ચુનીલાલ ચુકી ગયા લાગે છે.

ઘડી ભર આપણા સઘળા વાધાઓ ખેંચી લઈ દેવનાગરી માટે અનુમતિ આપીએ. તો પણ શંકા રહે છે કે હિન્દના બીજા પ્રાંતો તેમ કરશે? આપણે એ લિપિથી જ્ઞાત છીએ, અને આપણો ઉછરતો શિશુવર્ગ શાળાઓમાં ત્હેનો અભ્યાસ કરે છે. પણ તેલુગુ, તામીલ, અને ઉર્દૂ લિપિવાળાનું શું? "લેવા ગઈ પૂત ઔર ખોઈ આવી ખસમ." આપણું છે તે આપણે ગુમાવીશું, અને બીજાનું છે તે આપણું કરી શકીશું નહિ.

પાશ્ચાત્ય અર્થશાસ્ત્રના વિકાસનું સામ્ય કંઇક કામ લાગશેઃ ઇંગ્લેન્ડે, અઢારમા સૈકાના મધ્યમાં, અપ્રતિબંધ વ્યાપાર ( Free Trade ) નો એડમ સ્મિથનો બોધ ગ્રહણ કીધો અને લગભગ એક સદીની પાર્લામેન્ટમાં લડત ચલાવી વ્યાપારરીતિમાં હ્હેનો સ્વીકાર કરાવ્યા છતાં યુરોપ અને અમેરિકાએ ગણકાર્યું નથી; જર્મની અને યુનાઇટેડ સ્ટેટસમાં એટલો પ્રત્યાઘાત થયો કે આખરે ઇંગ્લેન્ડે પણ ૧૯૦૫ માં ન્યુકેસલના કોલસાની નિકાસ ઉપર જગાત નાંખી પાછું પગલું ભર્યું છે. હવે ઇંગ્લેન્ડમાં મનાવા લાગ્યું છે કે આખી દુનિયા અપ્રતિબંધ વ્યાપારરીતિ સ્વીકારે નહિ ત્યાં સુધી તે શક્ય નથી—અશક્ય છે, હાનિકારક છે.

જો અર્થશાસ્ત્રમાં આ પ્રમાણે અનુભવસિદ્ધાંત હોય તો સાહિત્યશાસ્ત્રમાં અપવાદ કેમ થાય? દેવનાગરીને આપણે હિન્દની એક લિપિ કરવા મથીએ છીએ; અને તેથી સર્વ હિન્દ હ્હેનો અંગીકાર કરે નહિ ત્યાં સુધી આપણો એકલાનો જ સ્વીકાર અકારણ છે.

દેવનાગરીની સંભવતા, આ પ્રમાણે સૂચવતાં, એ 'શક્ય છે,' 'માન્ય છે,' 'ઇષ્ટ છે,' ઇત્યાદિ, ઇત્યાદિ માત્ર ભ્રમણા જ છે. ગુજરાતી જ માન્ય છે; એ જ ઇષ્ટ છે. આપણા ઉછરતા સાહિત્યને વિકસાવો; મરાઠી, બંગાળીના પ્રમાણમાં નહિ જેવું છે. ઉત્સાહી ગૃહસ્થોને અન્ય ભાષાઓનો અભ્યાસ કરવા દ્યોઃ માતૃભાષામાં ઉમેરવા દ્યો. હ્હેમના કર્તવ્ય ભાન માટે આપણે હ્હેમને સહૃદય અભિનંદીશું. સામાન્ય વર્ગ માટે ગુજરાતી જ રહેવા દ્યો. દેવનાગરીની અભિલાષા મૃગજળવત્ છે. એ મનહર સરોવર કરતાં આપણું જેવું તેવું તળાવ બસ છે. એને જ સુધારો—વિકસાવો. અસ્તુ.

એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલ, મુંબાઈ. } કરીમ મહુમદ.

# કુમારિકાઓનો વિનોદ.

( ઉપજાતિ )

"ચાલો સખી સૌ, સરને કિનારે,
"વિનોદ ગોષ્ઠી કરીશુ વધારે,
"આ પર્વદિને ગીત ગાઈ રૂડા,
"વિતાડીશુ મોદ વિશે સુસન્ધ્યા"

( શાર્દૂલ )

આવા કોકિલ પક્ષીના સ્વરસમા શબ્દો મધુર અતિ,–
વાયુ સાથ મળી જઈ, વટતરુનીચે સુણાતા હતા,
શાખાભારથકી લચી પડી અને ગંભીરતા ધારતા,
એવા દ્રુમ નીચે હતી સરકતી ગેલો સાડી ઘણી

ઝંકારો નુપુરો તણા અતિ ઘણા, કર્ણે હતા આવતા,
પાનેના સુપ્રહાર મન્દ, ભૂમિથી થાતા જણાતા હતા,
કિન્તુ પાદપ એ તણી ગભીરતા જોના ન દેતી સુખો,
સન્ધ્યાના શુભ દર્શ માન કરવા, જાતો હતો સૂર્ય ત્યા

ધેનુઓ તણુ વૃન્દ પાસ થઈને ચાલ્યુ જતુ ગ્રામમા,
પીળી સાડી ધરી હતી પૃથિવીએ સર્યેશની લાજમા,
ધાની રૂહેતુ હતુ સલિલ સરનુ રંગો સુનેરી–પીળા,
વાયુ મન્દ અતીવ ઉદ્ભુત કરે કાસાર માહિ વીચિ

( શિખરિણી )

અને આવી સવ બહિર સહ્રૂને તે તરુઘટા,
કુમારી કન્યાઓ વય ઉપરથી ભાસતી હતી,
હીંચી તાળી એકે, રમત મહિ બીજી સખી પ્રતિ,
મડુ એ કન્યાઓ, અતીવ સ્મિત ફેલાવતી હતી.

હતી એકા કન્યા ચતુર અતિ તે મંડલી વિશે,
જણાતુંતુ કે–એ સખીજન તણા નેતૃપદમા,–
સહુ મધ્યે ચાલે, અતિ ગભીરતા ધારી વદને,
કદા દસ્યાદસ્ય સ્મિત હતું જણાતું મુખ વિશે.

( સ્રગ્ધરા )

સાડી ઓઢી ગુલાબી નુપુર પદદ્વયે ધારિયા તા રૂપાળા,
હસ્તે ધારેલ રૂડા વલયદ્વય હતા, રંગ સારો સુનેરી,
ગોળાકારી જણાતુ વદન રૂચિર તેનું, હતા કેશ ગુંથ્યા,
મધ્યે સેંથી ગુલાબી પલ્લવદ્વયમા ખીણ જેવી જણાતી.

આંહો રાતો કર્યો'તો ખીણુ મુખ નિકરે, ધારતો ચારૂતા તે,
ને બાલામુખ કેરી વદન ગર્ભોરતા તે વધારી રહ્યો'તો;
કિન્તુ ચાંચલ્ય તેમાં અતીવ હતું જણાતું સમાયું સુગુપ્ત,
આવી કાસારકંઠે રમતી ગમતી એ મંડલી સૌ સખીની.

( વસંતતિલકા. )

ગોળાકૃતિ કરી ઉભી રહી મંડલી તે,
લાગી પસંદગી થવા ગીત ચારૂ કેરી;
ગાવા વિવિધ ગરબા ધરતી સ્વઇચ્છા,
સંવાદ કાંઈ કરવા વળી કોઈ ઇચ્છે.
ઇચ્છા વળી ધરત દ્વાદશ માસ ગાવા,
ને વાર સાત, તિથિ પંદર કોઈ ઇચ્છે;
શૃંગારી ગીત પતિપત્ની તણી પ્રીતિનું,
ગાવા અભિલષિત કોઈ સખી જ થાય.

( અનુષ્ટુપ્. )

ઘણી ચર્ચા રીતે એવી, પસંદગી વિશે થતી,
હસીને કૂદતી સર્વે મોદનિમગ્ન બાલિકા;
વદી ત્યાં નેત્રી સર્વેની પેલી સુંદર બાલિકા,
આશ્ચર્યા જ હતુ જેનું નવલું નામ શોભતું.
" રૂસણું રાધિકા કેરૂં ચાલો ગાઈ, સહુ સખી ! "
હસી બોલી સખી સર્વે-" ગમે એવું સદા તને ! "
" રીસાજે એવી રીતે તું ભલે તારા પતિ થકી,
" સંયુક્તા તો થયા પ્હેલાં, ધન્ય ! ઇચ્છા બહુ ભલી ! "
આશ્ચર્યા થઈ લજ્જિતા, નીચું જોઈ જરા હસી,
વળી બોલી સખી પ્રત્યે-" કહો, શું લગ્ન તે હશે ? "
હસી બોલી સખી એકા-" વાઃ વાઃ ધન્ય ! સખી તને,
" લગ્નની વાત કહેવામાં શું તું ના શરમા જરા ? "
કહે ઉચ્છૃંખલા એકા-" કહેવા દો મને જ તે, "
રહી ધીમે વદી તે ત્યાં-" જાણજે તે અનુભવે;
" નહીં વર્ણાય સુખેથી, એવી તો વાત લગ્નની,
" હર્ષ-શોક થતો હોશે જાણે તે તો અનુભવી ! "
હસી સર્વ સુણી આવું, લાગી પાછી ક્રીડા વિશે,
અસ્તંગતે દિવાનાથે, ગૃહે ચાલી ગઈ સહુ.

તા. ૧૪-૧-૧૯૦૯ }
અમદાવાદ. } ચુનીલાલ વર્ધમાન શાહ.

# ધર્મવિચાર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૯૬ થી. )

( મૂર્તિપૂજા. )

મૂર્તિપૂજા ઘણા જુના કાળથી દરેક ધર્મમાં માન્ય થએલી છે. વેદકાળમાં તથા વેદના મંત્રમાં મૂર્તિપૂજનનું પ્રતિપાદન કરવામાં આવેલું છે એમ આધુનિક મૂર્તિપૂજકો કહે છે. આર્યસમાજવાળા કહે છે કે વેદમાં મૂર્તિપૂજન પ્રતિપાદન કરેલું નથી. એ તકરાર ઘણે ભાગે શાબ્દિક છે. વેદકાળમાં વરૂણ, અગ્નિ, વિદ્યુત્, ઈન્દ્ર, સૂર્યને દેવ તરીકે માની આરાધના કરવામાં આવેલી જોઇએ છીએ, બૌદ્ધ, જૈન, એસીરીઅન, કાલ્ડીઅન ધર્મમાં મૂર્તિપૂજા સ્વીકારાઈ છે. જે મનુષ્યની બુદ્ધિ વિકાસ પામી નથી તથા ધર્મશાસ્ત્રમાં ઉંડા ઉતરી અભ્યાસ તથા મનન કર્યું નથી એવા મનુષ્યને મન સ્થિર કરવાને કંઈ પણ પ્રત્યક્ષ, પ્રતિષ્ઠિત પ્રતિમાની જરૂર છે. પાષાણ, સુવર્ણ, રજત કે અન્ય ધાતુની પ્રતિમા રૂપે ઈશ્વરી અંશવાળા અવતારની અથવા દૈવી શક્તિ (માતા) ની, અથવા કલ્પિત દેવ અથવા દેવીની આરાધના કરી પુષ્પ વડે પૂજા કરી ઘણા મનુષ્ય સંતોષ પામે છે. આ પ્રતિમાપૂજનથી કંઈ હાની થતી નથી. પ્રતિમા પરમાત્માના બોધ માટે સાધન રૂપ છે. સ્થૂલારૂંધતિકાન્યાયે અજ્ઞાનીઓને કાંઇક અવલમ્બન માટે મૂર્તિપૂજા પ્રથમ પગથીઆ રૂપ આવશ્યક છે. પણ જ્ઞાન પ્રાપ્ત થતાં મૂર્તિપૂજા મુકી દેવી જોઇએ એ શ્રેષ્ઠ માર્ગ છે. ભાગવતમાં કહ્યું છેઃ—

> मृच्छिलाधातुदार्वादि मूर्तावीश्वरबुद्धयः ।
> क्लिश्यंति तपसा मूढाः परां शांति न यांति ते ॥

( જે મૂર્ખ લોકો મૃત્તિકા, ધાતુ, પાષાણ કે કાષ્ટની મૂર્તિઓને જ ઈશ્વર રૂપ જાણે છે તે ક્લેશ પામે છે ને શાંતિને પામતા નથી. ) વિકસિત દૃષ્ટિએ જોતાં મૂર્તિપૂજા એ બાળક્રીડા અથવા ચેષ્ટા લાગે છે.

( અવતાર )

મનુષ્યને ઈશ્વરનો અવતાર માનવામાં આવ્યો તો તેની આરાધના તથા પૂજા થાય એ સ્વાભાવિક છે. રામ, કૃષ્ણ, ગૌતમબુદ્ધ, ક્રાઈસ્ટ, ઝોરોએસ્ટર, આદીશ્વરને ઈશ્વરી અવતાર અથવા પેગમ્બર તરીકે પૂજવામાં આવે છે. બીજા પણ અન્ય અવતારો ઘણા ધર્મમાં માન્ય થયેલા છે. ઈશ્વરી શક્તિની પણ પૂજા થાય છે. જેવા કે શિવ, વિષ્ણુ, બ્રહ્મા, માતા, મહાન્ ભક્તો તથા ધર્મસ્થાપકો પણ ઈશ્વરી અંશવાળા પુરૂષો તરીકે પૂજાય છે, જેવા કે રામદાસ, તુકારામ, એકનાથ, નરસહીં મહેતા, કબીર, નાનક, શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, સહજાનંદ. મનુષ્ય રૂપ ઈશ્વરી અવતારના અપૂર્વ જ્ઞાન, સદ્‌ગુણ, શુદ્ધ વ્યાવહારિક જીવન માટે અનહદ પૂજ્યભાવ આવે એ સ્વાભાવિક છે. એ નિયમાનુસાર દુનિઆના મહાન પુરૂષાવતાર જેવા કે રામ, કૃષ્ણ, બુદ્ધ, ક્રાઈસ્ટ, મહમદ ઈશ્વરાંશ રૂપ પૂજાય છે. એ યોગ્ય છે. પણ ઈશ્વરાવતારમાં પૂજ્યભાવ રાખી બેસી નહિં રહેતાં તેમના રચેલા મહાન ગ્રંથોના સિદ્ધાન્તોનું જ્ઞાન પ્રાપ્ત કરવાને તથા તેમણે સ્થાપેલા નીતિનિયમો પ્રમાણે વર્તન કરવાને પ્રયત્ન કરવો જોઇએ.

અવતારોમાં મનુષ્યભાવ કલ્પી વ્યવહારમાં મનુષ્ય નિત્ય કર્મ કરે છે, ભોગ ભોગવે છે, ઉંઘે છે, સ્નાન કરે છે, જાત જાતના પોશાક તથા આભુષણ પહેરે છે, ખોરાક ખાય છે એ બધી ક્રિયાઓ અવતાર માનેલા પુરૂષની મૂર્તિ પ્રતિ કરવી તથા મૂર્તિ પાસે કરાવવી એને મનુષ્ય-સ્વાભાવારોપણ (Anthropomorphy) કહે છે. આ આરોપણનું કારણ ભક્તિભાવ છે. ઉચ્ચ ધાર્મિક બિંદુથી જ્ઞાની પુરૂષને આ ભક્તિમાર્ગ ગ્રાહ્ય નથી. વ્યવહારલીન સાધારણ બુદ્ધિના પુરૂષો માટે ભક્તિમાર્ગ સહેલો તથા સમજી શકાય એવો છે. શાસ્ત્રના ઊંડા અગમ્ય સિદ્ધાન્તો સમજવાની આ માર્ગમાં આવશ્યકતા નથી. તેટલા જ માટે દુનિઆમાં જ્યાં જોશો ત્યાં ઇશ્વિર અથવા ઇશ્વિરના અવતારમાં માન્યતા રાખી ભક્તિ કરવી એ સાધારણ ધર્મ છે.

ઇશ્વિરની અનેક શક્તિને પણ દેવાંશ માની આરાધના કરો. તેમાં બાધ નથી. દરેકની પ્રકૃતિને અનુકૂળ લાગે તે દેવ અથવા દેવીનું પૂજન કરો; એથી મન શુદ્ધ થવાનું તથા પારમાર્થિક લાભ થવાનો: પણ મૂર્તિપૂજકની સ્થિતિમાં સ્થાયી ભાવે બેસી નહિં રહેતાં ઉચ્ચ જ્ઞાનમાર્ગ સમજવા પ્રયાસ કરવો એ ઉચ્ચ પક્ષ છે. જ્ઞાની ભક્તો તથા ધર્મસ્થાપક મહાન ગુરૂ પ્રતિ પૂજ્યભાવ રાખવો એ તો દરેક મનુષ્યનો ધર્મ છે. ભક્તોનાં ભજનો તથા ધર્મ સંબંધી બોધવચનો તથા ગુરૂઓના સિદ્ધાન્તો તથા વચનો મનન કરવાં તથા તે પ્રમાણે વર્તન કરવું એ પણ ઉચિત છે.

વ્યવહારમાં કંઈ જડ વસ્તુ કે ચેતન પ્રાણી આપણને ગમ્યું તે માટે લાગણી થાય છે તો ઇશ્વિરનો અંશ જેમાં માનવામાં આવ્યો તે પ્રતિમાની પૂજા કરવામાં આવે એ સ્વાભાવિક છે. ઇશ્વિર સર્વશક્તિમાન, સર્વવ્યાપક માનવામાં આવ્યો તો મૂર્તિમાં પણ શા માટે ન આવી શકે? આમાં આસ્થાને સ્થાન છે, કેવા અત્યંત પ્રેમ તથા પૂજ્યભાવથી મનુષ્યો મૂર્તિના દર્શન કરવા આતુરતાથી દોડે છે. હજારો ગાઉની મુસાફરી કરે છે તથા પૂજ્યભાવથી વિધિપૂર્વક પૂજા કરે છે! જેનું મન તથા બુદ્ધિ વિકાસ પામ્યાં હોય ને મૂર્તિ વિના ઇશ્વિર કહો કે પરબ્રહ્મ કહો તેની માનસિક કલ્પના, યજન, તથા ધ્યાન કરી શકતો હોય તેને જ મૂર્તિની જરૂર નથી. ભલે તે નિરંજન નિરાકાર પરમાત્માનું માનસિક દષ્ટિથી દર્શન કરી માનસિક પૂજન મનન તથા નિદિધ્યાસન કરે પણ મૂર્તિપૂજક પ્રતિ ધિક્કારથી જોવું જોઇએ નહિં. કુવાના દેડકાને કુવાના પાણી શિવાય વિશાળ તળાવ નદીની કલ્પના આવી શકે નહિં. નદીમાં રહેલા દેડકાને કુવામાં પૂરવામાં આવે તો સંકોચ લાગે છે. તેમ બુદ્ધિ તથા જ્ઞાન સંકુચિત હોય તેને મૂર્તિપૂજા બસ છે. વિદ્વાન બુદ્ધિશાળી લોકો મૂર્તિપૂજકની સ્થિતિમાં જ રહી આગળ વધતા નથી એ નવાઈ છે. જ્ઞાનીને મૂર્તિ કલ્પનાની જરૂર રહેતી નથી.

(ગુરૂની આવશ્યકતા.) વિદ્યાભ્યાસ માટે જેમ ગુરૂની જરૂર પડે છે તેવી જ રીતે ધર્મ જ્ઞાન માટે ગુરૂ વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી. ગ્રંથો વાંચી એક જાતનું જ્ઞાન મળી શકે પણ ધર્મનાં ઉંડાં રહસ્યો જે અનુભવ વિના સમજી શકાતાં નથી તે જાણવા ગુરૂ જોઇએ.

મુંડકોપનિષદમાં કહ્યું છેઃ—

"तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्"

(આત્મજ્ઞાન માટે વિદ્વાન બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે જ જવું જોઇએ.)

એના પર ટીકા છેઃ—

"शास्त्रज्ञोपि स्वातन्त्र्येण ब्रह्मज्ञानान्वेषणं न कुर्यात् ।"

(શાસ્ત્રજ્ઞ હોય તો પણ સ્વતન્ત્રપણે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા યત્ન કરવો નહિં.)

ગુરૂ કેવો જોઇએ તથા કેટલી જાતના ગુરૂ હોય છે એનું અખ્ખા, ધીરા તથા નીર્ગત ભક્તોએ વિસ્તારથી વર્ણન કર્યું છે. કેટલાક ધર્મોમાં ગુરૂપરંપરા જન્મથી ચાલી આવે છે. બાલક હોય તો પણ ગુરૂ તરીકે પૂજ્ય માનવામાં આવે છે. કેટલાક ધર્મમાં શિષ્યપરંપરાથી ગુરૂ પદ આવે છે. કેટલાક ધર્મમાં પસંદગીથી ગુરૂ નીમવામાં આવે છે. જ્ઞાની, શુદ્ધ આચરણવાળો, દયાળુ ગુરૂ હોય તે પોતાના ગુણ વડે માનને પાત્ર છે. ગુરૂના પુત્ર પ્રતિ એક જાતનું સ્વાભાવિક માન આવે છે પણ પુત્ર બાલક હોય તેને ગુરૂની ગાદી અથવા પદવી પર બેસાડી ધર્મ જ્ઞાન હોય કે નહિં હોય તો પણ ગુરૂ તરીકે પૂજા કરવી એ ધર્મજ્ઞાનના વિષયમાં હાસ્યજનક લાગે છે. રાજા બાલક હોય તો સત્તા પ્રબળથી માન આપવાની ફરજ પડે છે પણ ધર્મના વિષયમાં વિદ્યા તથા જ્ઞાન નહિં હોય એવા બાલકની પૂજા કેમ થાય? એ તો અંધ આસ્થા તથા ગુલામગીરી કહેવાય. વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યો વંશપરંપરાથી આચાર્યો તરીકે પૂજાય છે. શંકરાચાર્યો સંન્યાસી હોવા જોઇએ એ નિયમને લીધે શિષ્યપરંપરાથી આચાર્ય તરીકે માન્ય થાય છે. રોમમાં કેથોલીક પંથના મુખ્ય ગુરૂ પોપ (Pope) ની કાર્ડિનલોના મત પ્રમાણે પસંદગી થાય છે.

(કર્મકાંડ.)

હોમ, યજ્ઞ, હવન, અગ્નિહોત્ર, સંધ્યા, પૂજા, નિત્ય કર્મ વગેરે કર્મકાંડ પાળવાથી નિયમિતપણું, દ્રઢતા, એકાગ્રતા, મન સ્થિરતા, પૂજ્યભાવ આવે છે. કર્મકાંડથી આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. સાધારણ બુદ્ધિવાળા વ્યવહારમાં લીન પુરૂષ માટે કર્મકાંડની વિધિ ઠીક છે. જ્ઞાન મેળવવા માટે પગથીઆ રૂપ સાધન છે. જ્ઞાન પ્રાપ્ત કરવા મન તથા શરીરની અનુકૂળ શાંત સ્થિર સ્થિતિ જોઇએ તે લાવવા કર્મકાંડ કર્યા શિવાય જ્ઞાન મળી શકે જ નહિં એ વિચાર ખરો નથી. ભાગ્યશાળી પુરૂષને કર્મની આવશ્યકતા નથી. વિદ્યા પ્રાપ્ત કર્યા પછી શુદ્ધ આચરણ પ્રમાણે જીવન ગાળવાથી તથા ધર્મજ્ઞાન મેળવ્યાથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. તત્વબોધનાં સાધનો વિવેક, વૈરાગ્ય, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, તથા મોક્ષેચ્છા છે. આ સાધનો સિદ્ધ થયાં તેને જ્ઞાન થતાં મુશ્કેલી નથી. જ્ઞાનીને કર્મકાંડનું બંધન રહેતું નથી. ઇચ્છા થાય તો નિત્ય નૈમિત્તિક કર્મ કરે, નહિંતર ધ્યાન તથા યોગ આચરણ કરે.

(પૂજા તથા પ્રાર્થના.)

પુષ્પથી પૂજા કરવી તથા મંત્રભજનથી પ્રાર્થના કરવી એનું પ્રયોજન શું? શું દેવ, મૂર્તિ અથવા ઈશ્વરને ખુશામત પસંદ છે? સર્વશક્તિમાન ઈશ્વર છે એમ માનો તો ઈશ્વરને પુષ્પ મળી શકતાં નથી કે મનુષ્યે અર્પવાં જોઇએ? ઈશ્વર સર્વજ્ઞ છે તો આપણે પાપ કરીએ છીએ

તે ઈશ્વરને જાહેર કરવાની જરૂર શું છે? તમે પાપ કરો તો તેના ફળ શા માટે તમારે ભોગવવાં નહિં જોઇએ! શું પ્રાર્થના કરે તેને ઈશ્વર માફી આપે છે? મનુષ્યના ગુણો ઈશ્વરમાં કલ્પી ઈશ્વર પક્ષપાતી-હોઈ શકે એ કલ્પના કરવી હાસ્યજનક તથા સ્વવંચના નથી? ઐહિક સ્વાર્થ માટે પ્રાર્થના કરવી એ એક જાતનો મનનો રોગ છે. ઉચ્ચ જ્ઞાની ઐહિક સ્વાર્થ સાધવા પ્રાર્થના કરતો નથી. પરમાત્માના દર્શન તથા અનુભવથી સ્વાભાવિક નિકળતા મનના પ્રેમાળ ઉદ્ગારો એ ખરી પ્રાર્થના છે. દ્વૈતમાં માનો તો પ્રાર્થના કરવી ઉચિત છે. જેણે અદ્વૈત ગ્રહણ કર્યું તે પુરૂષ યાચના કરશે નહિં. એવા પુરૂષને સર્વ કાર્યમાં પ્રાર્થના દેખાશે. ખરી પ્રાર્થના એટલે સ્વાર્થત્યાગ, સ્વાર્થ મુકી દઈ ઉચ્ચ પારમાર્થિક કૃત્યો કરવાં.

મેક્સમ્યુલર એક પત્રમાં લખે છેઃ—

"It is not enough to believe and pray, we must work and try to make ourselves useful"

(શ્રદ્ધા રાખવી અને પ્રાર્થના કરવી એ બસ નથી. આપણે કામ કરવું જોઇએ ને ઉપયોગી થવાને પ્રયત્ન કરવો જોઇએ.)

એમર્સન, કારલાઇલ તથા બ્રાઉનીંગનો અભિપ્રાય પણ આવો જ છે.

પદ્યમાં મન્ત્ર અથવા ભજનો ભિન્ન રાગમાં ગાયાથી ખરી પ્રાર્થના થતી નથી. શુદ્ધ અંતઃકરણથી સદ્‌વર્તન કરી પરમાર્થનાં કૃત્યો કરવાં એ ખરી પ્રાર્થના છે. જ્યાંલગણ મન શુદ્ધ થયું નથી ને વ્યવહાર તથા પરમાર્થમાં સત્કર્મ કરવાને બદલે પાપ કર્મ કરે છે ત્યાંલગણ ગમે તેટલી પ્રાર્થના કરે તે મિથ્યા દમ્ભ તથા સ્વવંચના છે.

એડવીન આરનોલ્ડ બુદ્ધ ધર્મના સિદ્ધાન્તોનું પદ્યમાં કથન કરતાં કહે છેઃ—

Seek

Nought from the helpless gods by gift and human,<br>
Nor bribe with blood, nor found with fruits and cakes;<br>
Within yourselves deliverance must be sought.

Light of Asia—

(દાન ને યાચનાથી નિરૂપાય દેવો પાસે કંઈ યાચો નહિં, રક્ત (યજ્ઞ) રૂપ લાંચ આપો નહિં, ફળ ને ખોરાક આરોગાવો નહિં, તમારા અંતરમાં સ્વતઃ મુક્તિ મેળવો.)

(દેવદર્શન તથા ભક્તિમાર્ગ.)

મૂર્તિના દર્શન કરવા દેવાલય તથા મંદિરમાં નિયમિત વખતે દરરોજ જવું એ મનનો નિશ્ચય બતાવે છે. એવા પવિત્ર સ્થાનોમાં ગયાથી પવિત્ર વિચાર આવે છે. વ્યવહારમાં ગુંથાયેલા મનુષ્યને આ દુનિઆ શિવાય અન્ય દુનિઆ તથા સર્વનિયામક પરમાત્માની શક્તિનું ભાન કરાવવા દેવાલયો સાધન રૂપ છે. એવા પવિત્ર સ્થળોમાં કથા કીર્તન થતાં હોય તે શ્રવણ કર્યાથી જ્ઞાન લાભ થાય છે. એક ટેવ પડી હોય તેમ દર્શન કરવા જવું ને ત્યાં પણ વ્યવહાર વિ-

મના વિચારો તથા વાતો કરવી એથી પારમાર્થિક લાભ મળતો નથી શેહેરના દેવાલયો કરતા એકાંત સ્થાનમા પર્વત પર અથવા નદીકિનારે પ્રાચીન દેવાલયો આવેલા છે તે ઇશ્વિર અથવા પરમાત્માની પ્રૌઢતા, અગાધ શક્તિ, જગતનુ મિથ્યાત્વ, વૈરાગ્ય, શાંતિ, એકાગ્રતા વગેરે શુભ વિચારો મનુષ્યના મનમા લાવે છે જગતના પ્રખ્યાત પ્રાચીન દેવાલયો જોઇને મર્વ આનદાશ્ચર્ય પામે છે ઇજિપ્તના પુરાતન પિરેમીડો, ટ્રોય તથા પેલેસ્ટાઇનના દેવાલયો, હિંદુસ્થાનના બ્રાહ્મણ, બુદ્ધ તથા જૈન ધર્મના પુરાતન દેવાલયો તથા ખડીએરો, પર્વતમા કોતરી કાઢેલી ગુફાઓ, તેમા કોતરેલી મૂર્તિઓ તથા લેખો જોઇને કોનામા પૂજ્યભાવ આવતો નથી ? આવા પવિત્ર સ્થાનોના દર્શન કરવા યાત્રા કરવી ઉચિત છે ફક્ત દર્શન, પૂજન, તથા ભક્તિ માર્ગમા મતોષ પામી અટકવુ એ ઉચ્ચ માર્ગ નથી જ્ઞાન પ્રાપ્ત કરવા યથામતિ પ્રયાસ કરવો જોઇએ જ્ઞાની એટલેથી વિરામ પામતો નથી પણ આત્મા પરમાત્માનુ અભિન્નત્વ પ્રત્યક્ષ અનુભવવા પ્રયાસ કરતો રહે છે, સત્કર્મો કર્યા કરે છે, પ્રેમ ભાવથી જગત્ તથા મર્વ જડ ચેતન સૃષ્ટિને નિહાળે છે ને પ્રેમાળ દૃષ્ટિથી પરમાત્માના બિંદુ રૂપ ભ્રાતૃ તરીકે માની તેવા જ ભાવથી મર્વ પ્રતિ વર્તન કરે છે, પરમ પદ પ્રાપ્ત કરવાને નિર્વિકલ્પ ધ્યાન ધરી સાધન મેળવવા સદા પ્રયત્ન કર્યા કરે છે

( ધર્મ તથા નીતિનો સંબધ )

ધર્મ જોડે નિકટ સબધ ધરાવનારૂ નીતિશાસ્ત્ર છે જગતના ધર્મના સિદ્ધાન્તોમા મતફેર માલમ પડશે પણ નીતિશાસ્ત્રના નિયમો સર્વમાન્ય છે ધર્મગ્રંથોમા નૈતિક સિદ્ધાન્તો જણાવેલા છે તે સર્વ ધર્મમા સમાન છે ચોરી કરવી નહિં, અસત્ય બોલવુ નહિ, જારકર્મ કરવુ નહિં, પ્રેમભાવ રાખવો વગેરે નિયમો મર્વમાન્ય છે કેટલાક ધર્માના વિશેષ નિયમો છે પણ મુખ્ય નિયમો તો સામાન્ય છે હિંસા કરવી નહિ એ બુદ્ધ તથા જૈન ધર્મનો વિશેષ મિદ્ધાન્ત છે, હિંદુ ધર્મમા પણ હવે એ સિદ્ધાન્ત માન્ય થયો છે

( સમાપ્તિ )

ધર્મનો વિષય વિશાળ છે અગાધ સમુદ્રમાથી ચંચૂપાત કરી પાણીનુ ટીપુ લઈ સત્ત્વ તથા રહસ્ય બતાવવા અ૫ પ્રયાસ છે મમુદ્રમાથી મોતી તારક (diver) ની મદદ વિના મળી શકે નહિ તેમ ધર્મ વિષયમા ગુરૂ વિના સત્ય મળી શકતુ નથી આ લેખમાં તૂટક વિચારો પ્રદર્શિત કર્યા છે તે સમુદ્રમાથી ભરતીના જોરને લીધે કિનારા પર ઘસડાઈ આવેલા કચરામા સીપ, કોડી, તથા ખારાં વીણી કાઢી સગ્રહ કરવા જેવુ છે લેખમાના વિચારો નવીન કંઈ નથી મોટા ગ્રંથોમા આ સર્વ વિચારો વિસ્તારથી ચર્ચાએલા છે આ વિષયમાં મતફેર હોય તે ટાળી સત્ય શોધન કરવા પ્રયાસ કરવાની દરેક મનુષ્યની ફરજ છે ઉપર કેટલાક વિષયોનુ દિગ્દર્શન માત્ર કર્યું છે, કેટલીક શકાઓનુ સમાધાન કરવા પ્રયત્ન કર્યો છે લેખ પૂર્ણ નથી દોષો અદર હશે હાલ આટલેથી અટકીશુ

ટેનીસન કહે છે તેમ —

> "This life of mingled pains and joys to me
> Despite of every faith and creed, remains the mystery"

( દુઃખ અને આનન્દ મિશ્ર આ જીવન આટલા પન્થ અને મત છતાં મારા મનને શુદ્ધ રહે છે. ) કે સમાધાન થાય છે એ દરેક મનુષ્યના મનની સ્થિતિ પર આધાર રાખે છે.

બ્રાઉનીંગના શબ્દોમાંઃ—

I shall be glad
If all my labours, failing of aught else,
Suffice to make such in road and procure
A wider range for thought.

( મારી સર્વ મહેનતથી, કંઈ નહિં તે પણ જ્ઞાનમાં પ્રવેશ તથા વિચારનો વધારે વિકાસ થાય તો હું આનંદ પામીશ. )

મુંબાઈ, ગીરગામ.
તા. ૧૫-૧૧-૧૯૦૮
રવિવાર.

મનસુખરામ કૃષ્ણસુખરામ મહેતા.

---

## કાવ્ય એટલે શું ?

### ચર્ચા.

( અનુસન્ધાન પૃ૪ ૨૦૧ થી.)

આપણા દેશમાંજ કાવ્યનાં અનેક લક્ષણ બંધાયાં છે એ ઉપરથી સમજાય છે કે કાવ્યના લક્ષણનો આધાર તે તે કાળની વિદ્યાએ આપેલી દૃષ્ટિના ઉપર રહે છે. આ સર્વ જુદાં લક્ષણો છતાં એક વાત સ્પષ્ટ રીતે જણાય છે કે એ સર્વ કાળમાં કવિનું જનમંડળમાં મહાન સ્થાન હતું. તત્વવેત્તાના કરતાં પણ કવિનું પૂજન વધારે પ્રિય હતું.

દલપતરામ નર્મદાશંકરાદિનો કાળ હાલ નથી, એટલે તેમના વખતમાં કાવ્યનું લક્ષણ જે બંધાતું હતું તેનો આ વખતમાં વખતે સ્વીકાર ન થાય તો તે ઉપરથી એ જમાનાના એ કવિ નહોતા એમ કહેવું ઠીક નથી. અત્યારની દૃષ્ટિએ એમનામાં અધિક ન્યૂનતા લાગે તેથી એમના સમયમાં એમની પ્રતિષ્ઠાને કોઈ રીતે વાંધો નથી.

અત્યારની ઉચ્ચ સ્થિતિ અનુસાર કાવ્યના લક્ષણની પરીક્ષા કરવાની છે અને કાવ્યનું લક્ષણ "ભાવનું નિરૂપણ" એમ ભાષણકર્તા તરફથી આપવામાં આવ્યું છે અને એ લક્ષણ તે આજની આપણી દૃષ્ટિએ સંપૂર્ણ લાગે છે કે કેમ તેટલો જ પ્રશ્ન છે. મને લાગે છે કે આ લક્ષણ ઘણે અંશે દોષવાળું છે. ક્યાં ક્યાં આ લક્ષણની આપણને ખામી જણાશે તે બતાવવાનો હું પ્રયત્ન કરીશ. મારૂં પોતાનું લક્ષણ બાંધવાનો આ પ્રયત્ન નથી કારણ કે આ પ્રસંગે એમ કરવું અનુકૂળ નથી. મારા લક્ષણનું માત્ર સૂચન જેવું જ આપને જણાશે.

પ્રથમ તો ભાવણુકર્તાને પોતાને જ આ લક્ષણ અધૂરું જણાયું હતું અને તેમાં એમને વધારો કરવાની જરૂર પડી હતી. કારણ કે ભાવ તે ક્ષણિક પણ હોય છે. તેવા ભાવને કાવ્યમાં સ્થાન નહીં આપવા સતત પ્રવાહવાળો ભાવ એમ ટીકામાં એમને ઉમેરો કરવો પડ્યો હતો. પણ જો સતત પ્રવાહવાળો ભાવ કાવ્યમાં એમના જ કહેવા પ્રમાણે લઈએ તો પછી રસમાં અને ભાવણુકર્તાના એવા ભાવમાં કશો ભેદ નથી. એટલે રસનું નિરૂપણ તે કાવ્ય એવું લક્ષણ વધારે સમજી શકાય તેમ થશે. રસનો માધુર્યની જ સાથે સંબંધ હોવાનું કાંઈ કારણ નથી. રસનો યથાર્થ અને મૂળ અર્થ પ્રવાહ છે.

આટલા સુધારાથી પણ એ લક્ષણ સંપૂર્ણ થતું નથી. કારણ કે સર્વ રસને કાવ્ય કહી શકાય નહીં. નીચા ભાવના પ્રવાહવાળા જીવન આપણે જોયાં છે સતત ઈર્ષા અને ક્રોધથી મલિન દૃષ્ટિવાળા, માણસોનો પરિચય આપણને થયો છે તેમજ કેવળ રસરંગના તરંગ ગીતરી તેમાં રમતાં અને પોતાને ધન્ય માનતાં જીવન પણ આપણાથી અજાણ નથી અને આવા ભાવમય જેમનું જીવન છે તેમના લેખને જો કાવ્ય કહીશું તો કવિના તરફની જે પૂજ્યબુદ્ધિ આપણે સર્વ કાળમાં જોઈ છે તે રહેતી મુશ્કેલ છે, અને મને જ આપણી કવિભાવનાને હલકું લાગે છે. માટે એ રસ સર્વ રસ નહીં પણ ઉચ્ચ રસ કહેવા પડશે અને આ દોષ એટલો સ્પષ્ટ છે કે રમણભાઈને પણ રસાત્મક કાવ્ય શબ્દ બોલતા ટીકામાં ઉચ્ચ રસના આત્માવાળું કાવ્ય એવું કહેવું પડ્યું.

આટલું લક્ષણ પણ યથાસ્થિત નથી કારણ કે લક્ષણને સુસ્થિત કરવા તેને કાર્યના ઉપર નહીં મુકતાં કારણના ઉપર મુકવું વધારે યોગ્ય છે નહીંતો અમુક માણસના સારા વિચારની ચોરી કરી વઈ કોઈએ લખી દીધેલો ઉચ્ચ વિચાર કવિતામાં ગણાશે. લેખના બીજા રૂપે વિચાર તો આપણને મળશે પણ એથી એના લેખકના ઉપર આપણો પૂજ્યભાવ કરવા અસ્થાને જ થશે અહીં રમણભાઈના એક વિચાર સાથે હું સંમત થાઉં છું કે કવિ કોણ એનો જો પ્રથમ નિશ્ચય થાય તો પછી એનો લેખ તે અવશ્ય કવિતા જ હોવી જોઈએ એ સ્પષ્ટ છે. માટે કાવ્યનું લક્ષણ કવિ આત્મા ઉપર જ આશ્રિત કરવામાં તેની દૃઢતા છે. ઉચ્ચ આત્માનો આવિર્ભાવ તે સદા કાવ્યમાન થાય છે. ભાવણુકર્તાનો "કવિતા" અને "કાવ્ય"નો ભેદ સંકોચશીલ છે.

ભાવણુકર્તાનું ભાવનું નિરૂપણ એ કાવ્યનું લક્ષણ સ્વીકારવામાં અનેક પ્રશ્ન ઉઠે છે. પ્રથમ તો ભાવ કોનો ? વાચકના મનમાં જે ઉદ્ભવ્યો તે કે લેખકના મનમાં જે ઉઠેલો તે ? વાચકના અધિકાર ઉપર કાવ્યનું લક્ષણ મુકવામાં ભાવણુકર્તાએ જ પોતે વાંધો લીધો છે, કારણ કે એ સારી રીતે સમજે છે કે દરેક લેખ સર્વને સરખો આનંદ આપી શકતો નથી. પણ જો ભાવ તે વાચકનો એમ કહેવામાં દોષ છે તો તે લેખકનો એમ કહેવામાં પણ એટલો જ દોષ છે કારણ કે ઘણાક પોતાની સ્થિતિ યથાર્થ સમજી શકતા નથી તે પણ એમ કહે છે કે અમે તો ઉચ્ચભાવ—અતિ ઉચ્ચભાવ—ગીતર્યો છે પણ કોઈ સમજી શકતું નથી તો તેમાં અમારો દોષ નથી ! જો વાચકના સ્વચ્છંદી ભાવ ઉપર આપણે વિશ્વાસ મૂકી કાવ્યનું લક્ષણ બાંધી શકીએ નહીં તો લેખકના પણ સ્વચ્છંદી તર્ક અને સ્વપ્ન જાળ ઉપર આપણે કાવ્યનું લક્ષણ બાંધી શકીએ નહીં.

આવી વિચિત્ર સ્થિતિમાંથી નીકળવાનો એક જ ઉપાય છે. જો લેખક પોતે જે સ્થિતિમાં છે તેજ સ્થિતિનો આબેહુબ ચિતાર આપે તો તે અવશ્ય વાચકના મન ઉપર પણ પોતાની સ્થિતિના જેવી જ છાપ પાડે છે.

આવા કવિના ભાવ સરળ અને સ્પષ્ટ હોય છે. તે ભાવ ગમે તેવો ઉચ્ચ હોય છતાં તે કવિનો યથાર્થ સ્થિતિનો ચિતાર હોઈ સરળ અને ભવ્યતાવાળો હોય છે. કવિનો ભાવ તે સત્ય સ્વરૂપ છે કારણ કે તે મૂર્તિમાન છે એના ચિતારના રંગ બુદ્ધિ પુરતી નથી કારણ કે હોય તેવી રંગિત મૂર્તિના ચિતારમાં બુદ્ધિને અવકાશ નથી પણ સરળ આંટી ઓગળવા વિનાના હૃદયનો જ એ ભાવ છે, જ્યાં બુદ્ધિ અડપલું કરવા જાય છે ત્યાં મૂર્તિને બેડોળ કરે છે. આવો ચિતાર તે વાચકના મનમાં એવો જ જ્વલિત ભાવ ઉપજાવે છે. પણ આ વિચારની સાથે કાવ્યનું લક્ષણ ભાવ કે રસના નિરૂપણનું બદલાઈ જઈ કવિ આત્માના આવિર્ભાવનું થાય છે અને તેથી લક્ષણને ઉપર સૂચવ્યા પ્રમાણે કારણના ઉપર મૂકવામાં હેતુ રહ્યો છે.

અમુક લખાણ તે ઉચ્ચ આત્માના આવિર્ભાવનું ફળ છે કે કેમ એની કસોટી સામાન્ય બુદ્ધિના ઉપર પણ મૂકી શકાશે અને બુદ્ધિ નિયમથી દોરવી શકાય છે તેથી સહૃદયત્વ જેવા અસ્થિર, અમર્યાદ અને ઘણે અંશે વિવાદગ્રસ્ત કસોટીના દોષથી તેને મુક્ત કરી શકાશે. આપણામાં કોને સહૃદય ન કહેવો? જો આખા ગુજરાતમાં માત્ર લેખક અને એનું ભક્તમંડળ એટલાજ સહૃદયની કોટિમાં આવે તો એવા કવિનું આપણને કામ પણ શું છે? પોતાના વિશુદ્ધ પ્રેમની દૃષ્ટિએ આખા જગતને આત્મામાં સમાવી દેતા મહાત્માની ઉચ્ચતા તો સર્વમાન્ય છે અને એ પ્રેમ જ એની કસોટી છે. આ પ્રેમનો સતત વહેતો પ્રવાહ શૃંગારમાં દર્શન દે છે. આ શૃંગારમાં વિષયાસક્તિને અવકાશ નથી અને શૃંગારની જે અજ્ઞાનાવસ્થામાં અધોગતિ થઈ છે તે શોચનીય છે. એ જ પ્રેમ કરૂણાનું રૂપાન્તર ધારણ કરે છે, અને તેથી જરા વિરળતામાં પ્રસરતો પ્રેમ વીરરસ રૂપે વહે છે. વીરરસનું મૂળ તો પ્રેમમાં જ છે. એ શત્રુના નાશમાં આનંદ માનતો નથી પણ પ્રેમ વસ્તુના રક્ષણમાં જ એની દૃષ્ટિ છે. શત્રુનો પરાભવ થતાં એના ઉપર પ્રેમ અને ક્ષમાથી એ જુવે છે. પ્રેમ વસ્તુનું રક્ષણ થયું કે તરત જ એનો વિનાશક ભાવ અટકી જાય છે. આ ત્રણ રસજ પ્રેમના આવિર્ભાવ છે અને બીજા રસો એના પોષક નહીં હોઈ ઉચ્ચ આત્માના ભાવ બની શકતા નથી. માટે કવિતા આ ત્રણમાંથી ગમે તે એક ભાવવાળી જ હોવી જોઇએ. બીજા રસ છે તે સ્વતઃ કાવ્યત્વવાળા થઈ શકતા નથી, વખતે મુખ્ય ત્રણ ઉચ્ચ આવિર્ભાવના પોષક બને. પણ આ સર્વ આવિર્ભાવનું શરીર વિચાર રૂપેજ બંધાય છે એટલે લેખમાંનો વિચાર શૃંગાર, કરૂણ કે વીર રસ પોષક છે કે કેમ એ જ પ્રશ્ન ઉપર કાવ્યની કસોટી રચાય છે. પણ એ વિચાર નિરૂપણમાં ઉચ્ચ આત્માનો જ આવિર્ભાવ છે કે પછી પારકાના કોઇક સારા વિચારને બુદ્ધિચાતુર્યથી પોતાનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો છે તે અનેક રીતે ખોળી કાઢવામાં આવે છે. પ્રથમ તો જો તે આત્માનો જ આવિર્ભાવ હશે તો તે સ્વાભાવિક અને પોતાની ઉચ્ચતા સાથે સંકલિત હોવાથી તેમાં ભાવની વિરૂદ્ધતા હોતી નથી. વળી એવા આવિર્ભાવનો લેખ કાંઈક એવી સરળ ભવ્યતાવાળી કળાનો સ્વભાવે જ સ્વીકાર કરે છે. તેમાં ક્ષણે ક્ષણે નવીનતા રચવાની ઉત્કંઠાથી કેટલાક કહે છે તેમ વ્યંગ્ય ઉપજાવી કાઢવાનો પ્રયાસ જ હોતો નથી.

ઘણી ઊંડી કોઈ હૃદયના ઉપર છાપ પડી હોય અને તે છાપ જ્યારે લેખનું સ્વરૂપ ધારણ કરે ત્યારે કવિએ નવી સૃષ્ટિ રચી કહેવાય છે; સાધારણ માણસના મન ઉપર પડેલી વિરલ છાપ એ સ્વરૂપ ધારણ કરી શકતી નથી, માટે એવી ગાઢ અને ઊંડી છાપના પરિણામે લખેલો લેખ તે કાવ્ય એ લક્ષણ પણ ઉપરની જ ટીકાને પાત્ર છે. દરેક ભાવની છાપ એ કાવ્ય નથી. તેમજ ઉંડી છાપજ ઉપરથી કાવ્યની રચના થાય છે એ વાત પણ સત્ય નથી. ઉત્તમ આત્માનો ભાવ જ ઉત્તમ હોય છે. સૃષ્ટિમાં જ્યાં જ્યાં એની દૃષ્ટિ પડે છે ત્યાંની સર્વ ઉચ્ચતા એના આત્માની ઉચ્ચતાના તાબંધમા જ સમાઈ રહે છે અને જ્યાં એનો આવિર્ભાવ થાય છે ત્યાં ઉચ્ચતાનુ જ ચિત્ર દોરાય છે.

ધ્વનિ વગરનો સ્પષ્ટ અર્થવાળો લેખ તે કાવ્ય કહેવાય નહીં કારણ કે એમાં ચમત્કાર હોતો નથી માટે ઊંડો ભાવ તે ધ્વનિમાં ચિત્રાવો જોઈએ—કવિતા જરા જરા સ્પષ્ટ જરા કંઈક અસ્પષ્ટ ધ્વનિવાળી જોઈએ એમ કહેવું પણ ઘણુ ભૂલ ભરેલું છે. ધ્વનિનો અર્થ સૂચન છે. એ ધ્વનિને કાવ્યના જીવનની સાથે કશો સંબંધ નથી. ધ્વનિ એ તો કળાનો ભાગ છે. ધ્વનિ હોવાથી જે લેખ કાવ્ય નથી તે તેટલા જ ઉપરથી કાવ્ય બની જતું નથી. તેમજ જે કાવ્ય હોય તેમાં ધ્વનિ ન હોય તો તે કદિ તેથી હલકુ બનતું નથી જો ધ્વનિથી જ કાવ્ય બનતું હોય તો સાગ માણસોની બીભત્સ ગાળો સદા ધ્વનિ દ્વારા જ દેવાય છે અને તેથી એમનો એવો નીચ આવિર્ભાવ તે ઉત્તમોત્તમ કાવ્ય જ ગણાશે ધ્વનિમાં ચમત્કાર નથી પણ કવિના પ્રસ્તુત દર્શનમાં જ—વિચારમાં જ—ચમત્કાર છે. ચમત્કારનો અર્થ વિસ્મય પમાડે અને કોઈએ ન કર્યું હોય તેવું નથી પણ પરમ આલ્હાદ સાથે વાચકને શાન્તિ આપે તેવુ છે. એ દર્શન જો સ્પષ્ટ અર્થમાં અને સૂચન વગર કરી શકાય તો અવસ્ય તે કાવ્ય ઘણુ જ ઉત્તમ છે પણ એવી રીતે સરળતાથી સ્પષ્ટ દર્શન કરાવી શકાતુ હોય ત્યા પણ આડકતરતી રીત વાપરી ધ્વનિના પડદા આકાશમાં પાડવાથી તે કદિ ઉચ્ચ કાવ્ય બનતુ નથી. એવા રાગે તો કાવ્ય અને કળા ઉભયની હાની જ થાય છે. સારા કહીએ એવા માણસો પણ આવો જ પ્રમાદ કરે છે. સાહિત્યકારનો અર્થ આપણને અવળોજ સમજાયો જણાય છે. ચમત્કાર એ પણ એવી જ રીતે અવિવેકથી વપરાય છે.

પણ ધ્વનિ, ચમત્કાર, પ્રતિભા, પ્રસાદ ઈત્યાદિ કળાના અંગ છે અને એ કવિતામા આવસ્યક છે પણ એ સંબંધે બોલવાને વખત નથી.

[ રા. રા. મગનભાઈ ચતુરભાઈ.—વસન્ત–એપ્રિલ. ]

૨.

## ૧ લે દિવસે દર્શાવેલા વિચારો સંક્ષેપમાં—

૧ રા. મહાનન્દની આક્ષેપયુક્ત ચર્ચા પર ટીકા.

૨ ગુજરાતી ભાષામાં કાવ્યશાસ્ત્રને લગતાં પુસ્તકો નથી; પરંતુ સંસ્કૃતમાં અનેક ગ્રન્થો રચાયા છે અને એ વિષય બહુ સારો ચર્ચાયો છે. મમ્મટનો 'કાવ્યપ્રકાશ' એ પ્રૌઢ ગ્રન્થ છે અને મમ્મટે કાવ્યનું લક્ષણ આપ્યું છે તે અમને ઇષ્ટ છે. 'तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापि' એ એમનું લક્ષણ છે. એ પ્રમાણે શબ્દ અને અર્થ બંને દોષરહિત, ગુણયુક્ત અને બહુધા સાલંકાર હોય તો કાવ્ય થાય; કવચિત્ સ્ફુટ અલંકાર ન હોય તો ચાલે. દોષની નિન્દા ઘણા આલંકારિકોએ કરી છે. દણ્ડીએ કહ્યું છે કે 'तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथंचन । स्याद्वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥ અર્થાત્, અલ્પ પણ દોષનો અનાદર કરવો નહિ; કેમકે ગમે તેવું સુંદર શરીર હોય તે પણ કોઢના એક પણ ડાઘાથી કદ્રુપું થાય છે. ભામહ ઘણો પ્રાચીન આલંકારિક છે અને એના ગ્રન્થમાંથી ઊતારા મમ્મટ જેવાએ પણ પોતાના ગ્રન્થમાં કર્યા છે, તે પણ દોષ વિષે એવા જ વિચાર દર્શાવે છે. તે કહે છે કે 'सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् । विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते' ॥ એટલે એક પણ અવદ્ય–દોષયુક્ત પદ કવચિત્ પણ પ્રયોજવું નહિ; જેમ દુષ્ટ પુત્રથી પિતા નિન્દાય છે, તેવી રીતે દુષ્ટ પદથી કવિ નિન્દાય છે. મમ્મટ પછીનો પંડિત જગન્નાથ પણ કહે છે કે रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् અર્થાત્, કાવ્યમાં શબ્દ અને અર્થ બંને ચમત્કારજનક હોવા જોઇએ. મમ્મટે सगुणौ એ વિશેષણ વાપરી કાવ્યમાં રસ હોવોજ જોઇએ એમ સૂચવ્યું છે; કેમકે ગુણ એ રસના ધર્મ છે. કાવ્યનો આત્મા રસ છે, શબ્દ અને અર્થ એનું શરીર છે. જેમ આત્મા વગરનું શરીર–શબ વર્જ્ય છે, તેમ રસ વિનાના શબ્દ અને અર્થ એ કાવ્ય નથી એમ મમ્મટનો આશય છે. રસાત્મક વાક્ય એ કાવ્ય એ વિશ્વનાથના લક્ષણ કરતાં મમ્મટનું લક્ષણ વિશેષગ્રાહી છે આ પ્રમાણે કાવ્યમાં રસ હોવો જ જોઇએ અને શબ્દ અને અર્થ દોષરહિત અને ગુણયુક્ત હોવા જોઇએ; બહુધા અલંકાર પણ હોવા જોઇએ. અંગ્રેજીમાં પણ એક લક્ષણ એ જ પ્રકારનું છે કે 'Poetry is the overflow of powerful feelings'—કાવ્યમાં પ્રબળ મનોભાવનો ઉભરાઈ જતો પ્રવાહ હોવો જોઇએ. કાવ્યકર્તામાં કેવા ગુણો આવશ્યક છે તે વિષે વિચાર કરીશું તોપણ લક્ષણ સમજાશે. 'शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् । काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥' એટલે કાવ્ય બનાવનારમાં ત્રણ ગુણ હોવા જોઇએ. ૧ શક્તિ એટલે પ્રતિભા. પ્રતિભા એટલે અપૂર્વ બુદ્ધિ. 'प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता' (નવા નવા ઉન્મેષ–અંકુરથી–સ્ફુરણથી હમેશ શોભતી પ્રજ્ઞા તેને વિદ્વાનો પ્રતિભા માને છે.) ૨ લોક, શાસ્ત્ર અને કાવ્યના પરિશીલનથી ઉત્પન્ન થતી નિપુણતા. કવિએ સૃષ્ટિનું નિરીક્ષણ સૂક્ષ્મ દૃષ્ટિથી કરવું જોઇએ, બહુશ્રુત હોવું જોઇએ અને કાવ્યોનું અધ્યયન કરવું જોઇએ. ૩ કાવ્ય કરી કે સમજી જાણતા હોય તેના ઉપદેશથી કાવ્યનો અભ્યાસ. અર્થાત્, ઉત્તમ કવિઓ અને સહૃદય પુરુષોનો સમાગમ. આ ત્રણે ગુણો હોવા જોઇએ, એકનો પણ અભાવ ન જોઇએ એ દર્શાવવા મમ્મટે

હેતુઃ પદ વાપર્યું છે, હેતવ' કહ્યું નથી. એ બધા એકઠા મળીને કાવ્યને ઉત્પન્ન કરવાનું એક કારણ થાય છે, જુદાં જુદાં કારણો નથી. ત્રણ ગુણોનો સમુદાય હેતુ છે એમ સમજવાનુ છે. કેટલાક આલંકારિકો એકલી પ્રતિભાજ વર્ણવે છે, અન્ય બે ગુણો વર્ણવતા નથી. સર્વના મત પ્રમાણે પ્રતિભા તો આવશ્યકજ છે કવિની કલ્પના ઘણા ઊંચા પ્રકારની હોવી જોઇએ. બધા કંઈ કવિ થઈ શકતા નથી. નઠારૂં કાવ્ય કરવા કરતા ન કરવુ એ ઘણુ સારૂં છે ભામહ કહે છે કે 'नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा।कुकवित्व पुन साक्षान्मृतिमाहुर्मनीषिण ॥' એટલે કાવ્ય ન કરવાથી કંઈ અધર્મ થતો નથી, કે વ્યાધિ ઉત્પન્ન થતો નથી કે દંડ થતો નથી, પરંતુ કુકાવ્યને તો વિદ્વાનો સાક્ષાત્ મરણ કહે છે. અર્થાત્, કુકાવ્યથી યશરૂપ શરીરનુ મરણ થાય છે.

બીજે દિવસે દર્શાવેલા વિચારો.

હાલમા બે 'સ્કૂલો' છે, બે પ્રકારના વિચારો ચાલે છે. કેટલાકને બહુ સરળ કવિતા રુચે છે, કેટલાકને અર્થચમત્કૃતિ વગરની કવિતા રચતી નથી. આગલે પ્રસંગે કહ્યુ હતું તેમ શબ્દ અને અર્થમા ચમત્કાર ન હોય, રસની જમાવટ થઈ ન હોય તો તે કાવ્ય કાવ્યપદને યુક્ત નથીજ. રસ હમેશા વ્યગ્ય હોય છે અને એ વ્યગ્ય અર્થ વાચ્ય અર્થના કરતા વધારે ચમત્કારવાળો હોય તો તે કાવ્ય ધ્વનિકાવ્ય કહેવાય છે અને તે ઉત્તમ કાવ્ય છે આનો અર્થ એમ નથી કે વ્યગ્ય અર્થ કોઇથી સમજાય નહિ એવો જે કાવ્યમા હોય તે કાવ્ય ઉત્તમ. જે સમજાતું નથી તે કાવ્ય જ નથી. હાલ કેટલાક એવા છન્દોબદ્ધ લખાણો જોવામા આવે છે કે તેનો અર્થ સમજવો અઘરો થઈ પડે છે. એવા પદ્યો તેમના બનાવનારને ગમે તેવા ચમત્કારવાળા લાગે તો પણ તે કાવ્ય નથીજ. પ્રસાદ અને મધુર ગુણ જેમા હોય તેજ ઉત્તમ કાવ્ય છે. પ્રસાદયુક્ત કાવ્યનુ લક્ષણ ભામહ એવુ આપે છે કે 'आविद्वदङ्गनाबालप्रतीतार्थं प्रसादवत्' અર્થાત્, જે કાવ્યને વિદ્વાનથી માંડીને સ્ત્રી અને બાળકો સુધી સ્પષ્ટ સમજે તેજ પ્રસાદગુણયુક્ત કાવ્ય છે ને તેજ ઉત્તમ કાવ્ય છે જે કાવ્યમાથી બાળક અને સ્ત્રીઓ પોતાની શક્તિ પ્રમાણે અર્થ કાઢે છે અને વિદ્વાન્ જ્યારે જ્યારે વાચે છે ત્યારે ત્યારે તેમા નવીન ચમત્કૃતિ જુએ છે તેજ ઉત્તમ કાવ્ય છે. કાલિદાસના કાવ્ય આજ કારણથી નૈષધ અને માઘ કરતા વિશેષ લોકપ્રિય થયા છે. કાવ્ય કંઈ શાસ્ત્ર નથી કે તેના પર ટીકા થાય તોજ સમજાય. પ્રહેલિકા જેવા કાવ્યો જે ટીકા વિના સમજાતા નથી તેને ભામહ એટલાજ માટે નિન્દે છે કે काव्यान्यपि यदीमानि व्याख्यागम्यानि शास्त्रवत्। उत्सव सुधियामेव हन्त दुर्मधसो हता ॥ અર્થાત્ વ્યાખ્યાગમ્ય–ટીકાથી સમજાય એવાજ કાવ્ય કંઈ ઉત્તમ કાવ્ય નથી. આ ઉપરથી સમજાશે કે વાચ્યાર્થ તો તરત સમજાવો જ જોઇએ, વ્યગ્ય અર્થ વાચક પોતપોતાની બુદ્ધિ પ્રમાણે શોધી કાઢે. જુદી જુદી વખતે વાંચવાથી જેમા કંઈ નવીન ખુબી જણાય તેજ ઉત્તમ કાવ્ય હાલના કેટલાક કાવ્યો તો ઘણા ક્લિષ્ટ છે. એવા પદ્યકારો એમ માનતા હોય કે અમે તો અમારા પોતાના આનન્દને અર્થે આવા કાવ્યો બનાવીએ છીએ તો ભલે. તેમના કાવ્યો તેઓ પોતે વાચી હર્ષ પામે. લોકોને તો તે કદી પ્રિય થનાર નથી જ. જો તેઓ લોકોને માટે લખતા હોય તો તેઓ સમજી પણ ન શકે એવા પદ્યો રચવાથી કંઈ અર્થ સરવાનો નથી.

[ રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.—વસન્ત-ઑફિસ.]

---

# વીરપૂજા.*

દરેક મનુષ્યની માનસિક વા નૈતિક સમૃદ્ધિ જન્મથી એકસરખી હોય છે કે ભિન્ન ભિન્ન પ્રકારની, તેઓની પ્રકૃતિમાં સમાનતા હોય છે કે વિશિષ્ટતા, સમાનતા હોય તો દરેકનું કુદરતી વલણ નીતિ તરફ હોય છે કે અનીતિ તરફ, તે વલણ તેવા પ્રકારનું હોવાનાં કારણો કીયાં કીયાં છે, નીતિ તરફનું જો વલણ હોય તો તેને પોષવાના, અનીતિ તરફનું હોય તો તેને રોકવાના ઉપાયો શા શા છે, મનુષ્યની પ્રકૃતિમાં સમાનતાને બદલે જો ભિન્નતા હોય તો તેવા વિશિષ્ટ સ્વભાવનાં પૂર્વગામી કારણો કીયાં કીયાં છે, એ કારણોની પ્રવૃત્તિને આપણે દોરવી શકીએ કે નહીં,—એ પ્રશ્નો ઘણા ગંભીર અને મનન કરવા યોગ્ય છે, પણ એ ઉંડી ચર્ચામાં ઉતરવું અત્યારે જરૂરનું નથી. એટલું તો નક્કી છે કે આ ભૂમિનો પ્રકાશ જોયા પછી અમુક કાળે મનુષ્યનો સ્વભાવ અમુક અમુક પ્રકારનો ઘડાયલો આપણા જોવામાં આવે છે; તે સ્વભાવમાં કંઈક વિશિષ્ટતા હોય છે જેને લીધે તે વ્યક્તિ બીજી વ્યક્તિઓ કરતાં જૂદી પડે છે; એ સ્વભાવ નાના પ્રકારના ગુણોનો બનેલો હોય છે; કોઈનામાં નિડરપણું, સત્ય, શાન્તિ, અક્રોધ, દયા—એ સાત્વિક ગુણો વધારે જોવામાં આવે છે, તો કોઈનામાં દંભ, કાયરપણું, અહંકાર, ક્રૂરતા આદિ તામસ ગુણો ખાસ નજરે પડે છે; જેનામાં સાત્વિક ગુણોનું બાહુલ્ય દેખાય તેને આપણે સદ્‌ગુણી કહીએ છીએ, જેનામાં તામસ ગુણો વિશેષ દીઠામાં આવે તેને દુર્ગુણી કહીએ છીયે. ભગવદ્‌ગીતામાં એ બે પ્રકારના ગુણ-સંઘને માટે દૈવીસંપત્ અને આસુરી સંપત્ એવાં નામ આપ્યાં છે. દૈવીસંપત્‌ના ગુણોની વિભૂતિ જ્યારે જનહિતના માર્ગમાં વા દેશકલ્યાણને અર્થે સફળ રીતે પ્રયોજવામાં આવે ત્યારે તેવા વીરનરોની જે કદર થાય છે, તેને જે માન આપવામાં આવે છે, ઉદ્ધારક અને તારક તરીકે તેનો જે સત્કાર થાય છે તેનું નામ વીરપૂજા.

એ વીરપૂજા માનવ હૃદયને સ્વાભાવિક છે. દરેક દેશમાં અને દરેક કાળમાં વીરનરની પૂજા ઓછી કે વત્તી પણ થાય છે. અનાસ્થાના કાળમાં પણ ફ્રેંચ લોકોએ પોતાના વૉલ્ટેરને અપૂર્વ આવકાર દીધો હતો, અઢારમાં શતકની નાસ્તિકતામાં પણ બૉસ્વેલ જેવાએ જોન્સનની વીરપૂજા કીધી હતી. આ સંસારના વિષમ માર્ગમાં, સુખ દુઃખના પળે પળે બદલાતા રંગમાં, અસ્તોદયનાં અહોનિશ ફરતાં ચક્રમાં, મનુષ્યના હૃદયમાં ઉંડી અને સચોટ રહેલી વીરપૂજા એ જ એક મહત્ત્વનું અવલંબન છે. મનુષ્યના પોતાનામાં વીરત્વના ઉંચા ગુણો જેટલે અંશે હોય, તે ગુણોની કદર તેને જેટલે અંશે હોય, તેના પ્રમાણમાં તે ગુણો જેનામાં વધારે સ્ફુટ થયા હોય, વધારે પરિપાક પામ્યા હોય, સરળ કાર્યને માટે વધારે અનુકૂળ બન્યા હોય તેવા વીરનરને યોગ્ય સન્માન આપી શકે છે.

સાહિત્યરસિક ઇંગ્લાંડમાં શેક્સપીયર જેવા વીરનરની કવિ તરીકે–કુદરત અને મનુષ્યના છૂપા ભેદો ખોલનાર તરીકે–હદ બહારની પૂજા થાય છે. 'હોમર અને ડેન્ટી જેવા કવિઓને

---

* આ લેખ લખાયાને ઘણો વખત થયો. એમાં કાર્લાઇલના સિદ્ધાન્તો સંક્ષેપમાં આવી જાય છે. મો. પા. ૬.

લીધે ગ્રીસ અને ઇટાલી પડતીમાં આવ્યા છતાં વાણીનું બળ ધરાવે છે,-બોલી શકે છે, ત્યારે રૂશિયાનો દેશ વૈભવ, સત્તા, સૈનિક બળ, એ સઘળું હોવા છતાં કવિઓને અભાવે મુગા નક્ષત્ર જેવો લાગે છે,'—એમ જે દેશને માટે વીરપૂજક કાર્લાઇલે કહ્યું હતું તે જ દેશનો વીર પુરૂષ કાઉન્ટ લીયો ટૉલ્સ્ટોય અત્યારે તેની ક્રાન્સ અને ઇંગ્લાન્ડની કૃતિઓને ટક્કર મારે એવી અનુપમ નવલકથાઓથી જ નહીં, પણ એક પતિ-પત્ની વ્રત પાળવાના કે શત્રુ તરફ પણ ક્ષમા રાખવાના તથા ઉપકાર કરવાના વગેરે અત્યુત્તમ બોધ માત્રથી જ નહીં, પણ વિરલ સાધુતાને લીધે અપૂર્વ સ્વાર્થત્યાગને લીધે, વિચાર, વાણી, અને વર્તનનું સામ્ય જાળવી રાખવાની અદ્દભુત શક્તિને લીધે ૮૦ વર્ષની વૃદ્ધ વયે પણ આખા યુરોપનું ધ્યાન ખેંચી રહ્યો છે, અને અન્ય જનોના અનુકરણને માટે ઉત્તમ દાખલો આપી રહ્યો છે!

વીર જનોના ઉદાર ચરિતોનું અનુકરણ એમાં જ વીરપૂજાની સફળતા છે. વીરત્વના ગુણોનું બીજ રૂપે અસ્તિત્વ હોય ત્યારે જ વીરપૂજા સંભવે છે, એ ગુણોનો વિકાસ થાય ત્યારે જ વીરપૂજાની દિવ્ય ભાવના આપણા ઉદાર અન્તરમાં વસે છે એમ કહી શકાય. વીરત્વને અનુકૂળ પ્રસંગો આપણે સરી જવા દઇએ, આપણી ઉદાત્ત ભાવનાઓને એવા પ્રસંગોએ આપણે કૃતિમાં ન ઉતારીએ ત્યારે એ ભાવનાઓને ખરી મેળ કરે!

' પુણ્ય કર્મો મન ધર્યાં,
" કૃતિ વિષે નવ તે ઠર્યાં,
" સુપ્રસંગો જે ગયા,
" આ જીવને ધર્યો શુ ત્યમે ?'

વીરપૂજાની આપણા દેશમાં ખોટ નથી આપણા મૃત્યુ પામેલા સમ્બન્ધીઓને શ્રાદ્ધ-તર્પણાદિથી આપણે સન્તુષ્ટ કરીએ છીયે, એટલું જ નહીં પણ તેમને પગલે-પગલે ચાલવા, તેમની ઉદાર કૃતિઓને સ્મરણમાં રાખવા, તેમના અધુરા રહેલા કામોને પૂરા કરવા, તેમના જીવનની ઉચ્ચ આશાઓ અને ઉમેદોને બર લાવવા આપણે ઉત્સુક છીયે, તેવી જ રીતે આપણા દેશના વીર પુરુષોને માટે આપણે અભિમાન નાખીએ છીયે, અને તેમનું અનુકરણ કરવાનો આપણો ધર્મ સમજીએ છીયે. આપણા પ્રાચીન ઇતિહાસ તરફ નજર કરીએ તો રામચંદ્ર અને શ્રી કૃષ્ણ જેવા વીરનરો વ્યાસ, વાલ્મીકિ આદિના વીરચરિત કાવ્યો વડે ઇશ્વરના અવતાર તરીકે પૂજાયા છે, અને ગૌતમબુદ્ધ, શંકરાચાર્ય વગેરેને પણ તેવું જ માન મળ્યું છે, મનુ, યાજ્ઞવલ્ક્ય જેવા ઋષિ મુનિઓને આપણે મહાત્માઓ તરીકે-પ્રભુના દિવ્ય સંદેશા લાવનાર તરીકે-પૂજીએ છીયે, અને તેમના રચેલા નિયમોથી આશ્ચર્યચકિત થઇએ છીયે, કાલિદાસ, ભવભૂતિ જેવા કવિઓ તરફ પણ આપણે અપૂર્વ ભક્તિભાવથી નિહાળીયે છીયે, અને તેમની કૃતિઓમાં દોષ સંભવે જ નહીં એવું માનીએ છીયે.

તો પણ એ વીરપૂજાનો જોસ્સો વર્તમાનકાળમાં કંઇક મન્દ પડયો છે, આપણા પૂર્વજોની આજ્ઞાઓ આ કાળમાં આંખ મીચીને પાળવાને બદલે આપણે તેની યોગ્યતા વિષે વિચાર કરીએ છીયે. શ્રુતિ સ્મૃતિઓનો આધાર રાખવા કરતા આપણી ટુંકી બુદ્ધિ ઉપર આધાર રાખવો આપણને વધારે ગમે છે. શાસ્ત્રથી પ્રસિદ્ધ થતી ઇશ્વરેચ્છા કરતા પ્રકૃતિના શાશ્વત

નિયમોથી સ્પષ્ટ જણાતી ઇશ્વરાજ્ઞા વધારે ભરોસાપાત્ર અને વજનદાર છે,–એ દલીલ જો કે વિધવાવિવાહ જેવા વિષયમાં સ્વીકારવા યોગ્ય આપણી ધર્મની અને ન્યાયની બુદ્ધિને જણાતી નથી, એ સ્વીકારથી લગ્નનો ઉંચો આદર્શ નહીં સચવાય એવી બ્હીક આપણને રહે છે, તો પણ બાળલગ્ન જેવા વિષયમાં એ જ દલીલ આપણે ખુશીથી સ્વીકારીએ છીયે. આ પ્રમાણે ભૂતકાળના વીરનરોનાં વચનો ઉપરની શ્રદ્ધા જેમ અમુક હદમાં નિયમિત થયલી છે, તેવી જ રીતે વર્તમાનકાળના વીરનરોની પૂજા પણ આપણે અમુક મર્યાદામાં રહીને જ કરીએ છીયે. એ વીરનરોને આપણે હવે ઇશ્વરના અવતાર તરીકે, અથવા ઇશ્વરી પ્રેરણાવાળા મહાત્મા તરીકે, અથવા પ્રભુના દિવ્ય સંદેશા લાવનાર તરીકે પૂજતા નથી, પણ તેમને સાક્ષરો, સુધારકો, દેશભક્તો–એવાં એવાં નામ આપીને જ સંતોષ માનીએ છીયે. તો પણ નરસિંહમહેતો અને તુકારામ, પ્રેમાનન્દ અને દયારામ, નર્મદાશંકર અને નવલરામ, નંદશંકર અને ગોવર્ધનરામ જેવા લેખકો તરફ, કબીર, નાનક અને ચૈતન્ય, દયાનંદસરસ્વતી, કેશવચંદ્રસેન, અને રાજારામમોહનરાય જેવા ધર્મ–અને સમાજસુધારકો તરફ, શૂરવીર શિવાજી અને પ્રતાપસિંહ જેવા પરાક્રમી પુરુષો તરફ, મહાદેવ ગોવિન્દ રાનાડે અને દાદાભાઈ નવરોજજી જેવા દેશહિતૈષીઓ તરફ આપણે જે લાગણી ધરાવીએ છીયે તે વીરપૂજાનો જ એક પ્રકાર છે તેની કોણ ના પાડી શકે? સ્વાર્થત્યાગના સંભવ વિષે આપણા હૃદયની શ્રદ્ધા જ્યાં સુધી નષ્ટ થઈ નથી, સ્વાર્પણના ઉત્તમ નમુનામાં પણ કંઇક સ્વાર્થ બુદ્ધિ શોધી કાઢવા જેટલી " ઝીણી નજર " જ્યાં સુધી આપણી થઈ નથી ત્યાં સુધી અનેક પ્રકારની અવનતિ પ્રાપ્ત થયલી હોવા છતાં દેશના ઉદયની આપણે આશા રાખીએ તો તે વ્યર્થ કોણ કહેશે ?

એ વીરપૂજા અત્યારે અનેક રીતે મર્યાદિત થયલી આપણા જોવામાં આવે છે ત્યારે પૂર્વકાળમાં એનો વેગ અનહદ હતો એનું કારણ શું ? એ પ્રશ્નનો ઉત્તર આપવા માટે પૂર્વકાળમાં આપણા લોકોની સ્થિતિ કેવી હતી તે વિષે કંઇક વિચાર કરવો જરૂરનો થઈ પડે છે. અનેક વર્ષ સુધી એક માણસને ભોંયરામાં રાખી મૂકેલો હોય અને પછી તેને એકાએક આ વિશ્વના પ્રકાશમાં લાવવામાં આવે તો તે વખતે તેની સ્થિતિ કેવા પ્રકારની થાય તેનો ખ્યાલ કરો ! તેનું હૃદય બાળકના જેવું ખુલ્લું, નિર્વિકારી, અને શુદ્ધ છે; તેની બુદ્ધિ પુખ્ત ઉંમરનાં માણસ જેવી ઠરેલ અને પ્રૌઢ છે. આ વિશ્વની વિવિધ વસ્તુઓ જોતાં તેમાં તેને અલૌકિક ચમત્કાર લાગે છે, તે દરેકમાં દિવ્યતાનો અંશ તેના જોવામાં આવે છે, આશ્ચર્યથી ચકિત થઇને તે તે વસ્તુઓને તે અકથ્ય ભક્તિભાવથી નમન કરે છે. પ્રાચીન આર્ય લોકોની સ્થિતિ પણ એવી જ હતી. અનન્ત આકાશ, સૂર્ય, ચન્દ્ર, તારાઓ, નદી, સાગર, સરોવર, વૃક્ષ, લતા, પુષ્પ, પ્રભાત, સન્ધ્યા, વર્ષા,–એ સઘળું જોતાં તેઓને અનહદ આશ્ચર્ય ઉપજતું, એ દરેક વસ્તુઓમાં તેઓને દિવ્યતા જણાતી,–દરેકનો દેવ હોવો જોઇએ એમ તેઓને લાગતું. ઇન્દ્ર, અગ્નિ, પૂષન્, વરૂણ, મિત્ર, પર્જન્ય, ઉષા, અશ્વિન્–એ નામથી તે તે દેવોની તેઓ સ્તુતિ કરતા, કોમ્તે જણાવેલી ત્રણ સ્થિતિમાંની જે અનેકેશ્વરવાદ ( polytheism ) ની સ્થિતિ તે તેઓની હતી.

દરેક વસ્તુમાં તેઓએ દિવ્યતા જોઈ તે શું ખોટું હતું ? આ સંસાર ચમત્કારભર્યો જ છે. અનેક વિજ્ઞાનની શોધ ખોળ થયા પછી વર્તમાન કાળમાં પણ શું એ ચમત્કાર નષ્ટ થયો

છે ? કાર્લાઈલના અભિપ્રાય પ્રમાણે આપણે માત્ર વિજ્ઞાનનાં ઉપરચોટીયા જ્ઞાનથી “ વિજળી, ” “ વરાળ, ” “ ગુરૂત્વાકર્ષણ શક્તિ ” એવાં એવાં નામો આપીને એ દિવ્ય વસ્તુઓના વિચાર કરવાનું, તેઓનો ચમત્કાર જોવાનું સામર્થ્ય ખોઈ બેઠા છીયે, આવા શબ્દ માત્રથી આપણે કંઈ મ્હોટું જ્ઞાન મેળવ્યું હોય તેમ માની લઈએ છીયે, અને ક્ષુદ્ર વિજ્ઞાનની અલ્પ શોધોથી તેની પછાડી અજ્ઞાન અને અવિદ્યાનો જે ગાઢ અન્ધકાર વ્યાપી રહ્યો છે તે ભૂલી જઈને વિદ્વત્તાની ખોટી ખુમારી આપણે રાખીએ છીયે. “ વિજળી ” ને “ વરાળ, ” આ શક્તિ ને તે શક્તિ,–એવાં એવાં નામ આપણે આપ્યાં, અને તેટલાથી સંતોષ માનીને તે તે વસ્તુઓની દિવ્યતા તરફ આપણી આંખો મીંચી. પણ એ નામનો અર્થ શું, એ શક્તિઓ એટલે શું, એ ક્યાંથી આવી, એનું મૂળ કારણ શું,–એ પ્રશ્નનો ઉત્તર વિજ્ઞાન શું આપી શકે છે ? પ્રકૃતિના નિયમો અમુક પ્રકારના છે એટલું કહીને વિજ્ઞાન અટકે છે, અમુક પદાર્થનાં આ લક્ષણો છે એટલું બતાવીને એ થંભે છે, પણ એ નિયમો એ જ પ્રમાણે હોવાનું કારણ શું, પદાર્થમાં અમુક પ્રકારના જ ગુણ શાથી અને ક્યાંથી આવીને વસ્યા; તેના જવાબ બિચારૂં વિજ્ઞાન તે ક્યાંથી આપી શકે ? અને એ જવાબ તત્વજ્ઞાનથી પણ ક્યારે અપાયો છે ? વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની ખોટી ધમપછાડથી વસ્તુનું મૂળનું દિવ્ય સ્વરૂપ કદાપિ નષ્ટ થતું નથી. એ દિવ્યતા જોનારને આપણા આ “ સુધરેલા જમાના ” મા પણ આપણે માન આપીએ છીયે, અને તેને “ કવિ ” કહીને તેનાં ક્રાન્તદર્શિત્વની આપણે કદર કરીએ છીયે.

પ્રકૃતિની દરેક વસ્તુમાં આવો પ્રભાવ જોવામાં આવે તો પછી મનુષ્યનું તો પૂછવું જ શું ? અને તે મનુષ્ય જ્યારે તેઓનો અગ્રણી હોય, વીરનરના ઉદાત્ત ગુણો તેનામાં જોવામાં આવતા હોય, જે જે ગુણો તરફ તેઓનો ખાસ પ્રેમ છે તે તે એ પુરૂષમાં પરાકાષ્ઠા પામ્યા હોય ત્યારે તેના તરફ તેઓનો ભક્તિભાવ અપૂર્વ હોય તેમા શી નવાઈ ? એ ઉપરાંત, કાળબળનો વિચાર કરો. જે મનુષ્ય પોતાની જીંદગીમાં મ્હોટામા મ્હોટો ગણાયો હોય તે તેના મરણ પછી દશ ગણો મ્હોટો થાય છે, તેની મ્હોટાઈ માપી શકાતી નથી, ઇતિહાસ કે નોંધ પોથીને અભાવે એ મ્હોટાઇનો ખરો ખ્યાલ આણવાને માટે લોકની સ્વચ્છન્દ ઘૂમતી કલ્પનાશક્તિ એ જ એકલું સાધન રહે છે, અને ત્રીસ કે ચાળીસ વર્ષમાં તો તે મનુષ્ય ઇશ્વરના અવતાર તરીકે પૂજાય છે.

પ્રાચીન કાળની એ હદ બહારની વીરપૂજા સાથે વર્તમાન સમયની ખાંધી હદમાં રહેતી વીરપૂજા સરખાવતાં સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉઠે છે કે એ ઉદાત્ત ભાવના આપણામાંથી શું ધીરે ધીરે નષ્ટ થવા માંડી છે ? જો એમ હોય તો કદાચ એક સમય એવો પણ આવે કે જ્યારે એ વીરપૂજા આપણામાંથી તદ્દન નષ્ટ થઈ હોય ! પણ એવો ભય રાખવાનું કઈ કારણ નથી. હાલના સમયમાં આપણા વીરનરોને આપણે ઇશ્વર તરીકે પૂજતા નથી તેનું કારણ આપણી વીરપૂજાની ભાવના મન્દ પડી છે એમ નહીં, પણ આપણો આદર્શ વધારે ઉંચો થયો છે, સદ્ગુણોની પરાકાષ્ઠાનું આપણું ધોરણ વધારે સખ્ત થયું છે, ઇશ્વિર સમ્બન્ધી આપણા વિચાર વધારે પ્રૌઢ થયા છે એ છે.

પૂર્વ કાળમાં બ્રાહ્મણોને આપણે જેટલા ભાવથી પૂજતા, આચાર્યોને અને મહારાજોને

જેટલું માન આપતા તેટલું હવે નથી આપતા તેનું કારણ પણ કંઈક એવું જ છે. ખોટા વીરો જ્યારે ઉઘાડા પડે ત્યારે જ ખરા વીરનરનો યોગ્ય સત્કાર થઈ શકે. દક્ષિણા કે ભોજનની લાલસાવાળા, ઉન્નતિ અટકાવનારા, પરસ્પરના વિરોધમાં મગ્ન રહેનારા ભૂદેવોને ઓળખી શકીએ ત્યારે જ ખરા ભૂદેવોનું યોગ્ય સંન્માન કરી શકાય. વિદ્યાને જેણે કોરે મૂકી હોય એવા, અનીતિમાં પ્રવૃત્ત થયલા; પરધન અને પરસ્ત્રીથી ચિત્તમાં વ્યગ્ર થનારા પાપી મહાત્માઓનો તિરસ્કાર થાય ત્યારે જ ખરા મહાત્માઓની વીરપૂજા શક્ય થાય. બાળલગ્નના તથા લાંજ કાઢવાના, રોવા કૂટવાના, મરણ પરણનો ખોટો ખરચ કરવાના વગેરે અનિષ્ટ રીવાજોને દૂર થયલા જોવાનું ઈચ્છીએ તો તે એટલા જ માટે કે સારા રીવાજોની આપણે વધારે સારી રીતે કદર કરી શકીએ, અને તેને વધારે દૃઢ અને મજબુત બનાવી શકીએ.

"The history of the world is nothing but the history of the great men who have lived and worked in it,"—જગતનાં મ્હોટાં માણસો, તેનાં જીવન અને વર્તનનો ઇતિહાસ તે જ જગતનો ઇતિહાસ છે,—એમ આપણે કબુલ ન કરીએ, વીરનરોની પ્રવૃત્તિ શીવાય સામાજીક ઉન્નતિને અર્થે બીજાં અનેક બળોની અપેક્ષા રહે છે એમ આપણે માનીએ, તો પણ વીર પુરૂષોનાં જીવનચરિત્રની ઇતિહાસ ઉપર ઘણી ઉંડી અસર થાય છે તેની આપણાથી ના પાડી શકાશે નહીં. કાળની જરૂરીયાત પ્રમાણે એવાં માણસોની ઉત્પત્તિ આપોઆપ થઈ આવે છે એમ ધારવું ભૂલ ભરેલું છે. કાળને તો ઘણીએ જરૂર હોય, કાળ તો ઘણુંએ બોલાવ બોલાવ કરે, તે છતાં વીરપુરૂષ ન જ આવે એવા દાખલા પણ જગતના ઇતિહાસમાં ઘણી વાર બન્યા છે. અમુક વખત,—અમુક પ્રકારના સંજોગો,—અને વીરનર, એ બેનો સમ્બન્ધ ઇન્ધન અને અગ્નિ જેવો છે. અગ્નિના સ્પર્શ વિના એ ઇન્ધન કદી પણ સળગી શકતું નથી. અગ્નિ હોય છતાં ઇન્ધન ન હોય એવું પણ બને છે. વીરત્વના ગુણવાળી પ્રજા વિના વીરનરની વીરતા નકામી જાય છે. લીલાં કાષ્ઠમાં અગ્નિ પ્રજ્વલિત થતાં વાર લાગે છે, તેમ જ મંદવીરત્વવાળી પ્રજામાં વીરનરની વીરતા એકદમ ભભુકી રહેતી નથી. કાષ્ઠ સુકાં હોય પણ અગ્નિ ન હોય, પ્રજા—સૈન્ય તૈયાર હોય પણ તેના સેનાપતિ તરીકે કોઈ વીરનરનો ઉદ્ભવ ન થયો હોય એવી સ્થિતિ પણ સંભવિત છે, અને તેવે કાળે કાષ્ઠની સળગવાની શક્તિ નકામી જાય છે.

થોડા સમય ઉપર જ એક પ્રસિદ્ધ વિદ્વાને કહ્યું હતું તેમ આપણા પૂર્વનો સુધારો ગ્રીસ અને રોમ થઈને ઇંગ્લાંડાદિ દેશોમાં, ત્યાંથી અમેરીકામાં, અને ત્યાંથી જાપાનમાં જઈ વસેલો છે તે ઘણા ટુંકા વખતમાં આપણા દેશમાં પાછો આવશે એવું અનુમાન કંઈક ખરૂં લાગે છે. હિંદુસ્થાનમાંથી પશ્ચિમ તરફ દોરાયલો સુધારાનો પ્રવાહ પાછો એશિયા તરફ વળવા લાગ્યો છે, અને આપણા દેશ તરફ એ આવી પ્હોંચે એ દેશની વર્તમાન સ્થિતિ જોતાં સંભવિત લાગે છે. તે સમયનો પુરેપુરો લાભ લેવાને માટે પ્રજામાં જોઇએ તેટલું વીરત્વ હોય તો પણ તેને દોરવવા માટે નેતા તરીકે વીરનરની જરૂર પડશે. એ વીરનર એની મેળે મળી આવશે એ ધારણા ઘણી પ્રિય લાગે એવી છે, પણ તે વાસ્તવિક છે ખરી ?

એવા વીરનરમાં અનેક ગુણો હોવા જોઇએ. વિમલાત્મતા—શુદ્ધ હૃદય—હોવું જોઇએ. સ્વાર્થ

શું છે તે શોધવા અને તપાસવા જેટલી નિરીક્ષણશક્તિ હોવી જોઇએ, તે સત્યને વળગી રહેવા જેટલી હીંમત અને સ્વાર્થત્યાગ હોવાં જોઇએ, અનેક અંતરાયો તોડી પાડીને હાથમાં લીધેલું કામ પાર પાડવા જેટલી ખંત હોવી જોઇએ. ભર્તૃહરિએ કહ્યું છે કે:—

" विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥ "

( "વિઘ્નો વારંવાર નડવા છતાં ઉત્તમ જનો શરૂ કીધેલું કામ છોડી દેતા નથી." ) ઇમર્સને લખ્યું છે કે "The characteristic of heroism is its persistency" ( અભિનિવેશ-દૃઢ આગ્રહ, ખંત, એજ વીરત્વનું ખાસ લક્ષણ છે. )

બુદ્ધિબળ તેનામાં હોવું જોઇએ. કાર્લાઇલના મત પ્રમાણે બુદ્ધિ એ કંઈ એવી વસ્તુ નથી કે તેના કલ્પનાશક્તિ, સ્મરણશક્તિ, વિચારશક્તિ એવા જૂદા જૂદા ભાગ પાડી શકાય. એક જ વસ્તુ જૂદા જૂદા વ્યાપારમાં રોકાતા તેને જૂદાં જૂદાં નામ ઘટતા હોય તે જૂદી વાત છે, પણ વાસ્તવિક રીતે જોતાં એ વિભાગ ખરા નથી. વળી, એ માને છે કે માનસિક બળ અને નૈતિક બળ એ બેઉ પણ સ્વતંત્ર વસ્તુઓ નથી, પણ એક જ શક્તિ જૂદી જૂદી રીતે આવિર્ભાવ પામે છે. એ વિષયમાં ખરૂં શું તે નિર્ણય કરવાનું કામ માનસ શાસ્ત્રનું અને તત્ત્વ જ્ઞાનનું છે.

સદસદ્ વિચારશક્તિ પણ ઘણી જરૂરની છે. કાર્લાઇલના મત પ્રમાણે પાપ પુણ્ય એ એવી વસ્તુ નથી કે બેન્થામ જેવા તત્વજ્ઞાનીઓ ( utilitarians ) માને છે તેમ તેથી ઉદ્‌ભવતાં સુખ દુઃખને બજારમાં શાક તોળાવતા હોઇએ તેવી રીતે તોળાવીને તેના વજન પ્રમાણે તેની કીંમત કરીએ. પાપ તે પાપ જ છે, અને કદી પણ ન કરવું જોઇએ; પુણ્ય તે પુણ્ય જ છે, અને સર્વથા કરવું જ જોઇએ. સ્વર્ગની ઉજળી અને અનન્ત ભૂમિ તે પુણ્યનું ફળ સૂચવે છે, ત્યારે અનેક અસહ્ય દુઃખોની નરકની ભૂમિ તે પાપનું ફળ સૂચવે છે.

નિરભિમાન એ ગુણ પણ અત્યન્ત આવશ્યક છે. હું કંઇક મ્હોટો છું, મ્હારી સઘળાએ સ્તુતિ કરવી જોઇએ એવો વિચાર વીરનરના હૃદયમાં કદી પણ ઉદ્‌ભવતો નથી. વીર પુરૂષ પોતાનાં મહત્ત્વનો શંકો કદી પણ રાખતો નથી. આસપાસના સંજોગોની બાંધી હદમાં પૂરાઇ રહ્યો રહ્યો પણ એનો વિશાળ આત્મા નિરભિમાનપણે પોતાના કર્તવ્યમાં મચ્યો રહે છે.

વર્તમાન સમયમાં દાદાભાઇ નવરોજજી, સર ફીરોઝશાહ મહેતા, અને સુરેન્દ્રનાથ બેનરજી જેવા, દેશભક્તોની પૂજામાં દેશના ભાવી ઉદયનાં ચિહ્ન કોને નહીં જણાય? એ વીરપૂજા એક ઉંચા પ્રકારની મનોભાવના તરીકે જ ન રહેતાં આપણી કૃતિઓમાં પણ ઉપર જણાવેલી વીરનરની ગુણસમૃદ્ધિના બળ વડે મક્કમ રીતે ઉતરે એટલું જ આપણે ઇચ્છીશું. તથાસ્તુ!

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# રેતીનું ઘર.

વિશાલ વિસ્તીર્ણ કાલસાગરનો પલવટ, દૂર દૂર લહરતો,
ઊંડો ઘેર ઊછળતો,
*ગગનની કોરને ચૂમતો,*
મહામોજ, અને ન્હાની, ન્હાની લહરી, લહરીમાં,
હિરાકણિના તણખા ઊડતાં,
' તારામણિના તેજ રેલતા,
બ્રહ્માણ્ડના ભેદ ઊકલતા,
સંસાર સમજાતો,
ભૂત ભેદાતો, ને ભવિષ્યને જગાડતો,
મહોદધિને આરે, વાલૂમાં રમતાં
રેતીનાં રાજ્ય રચતાં,
ગૃહસ્વામી સામ્રાજ્યનો અધિપતિ
હું થતો.
તે થતી સમ્રાજ્ઞી.
વાલૂના મણ્ડપમાં પણ, તે અમી રેલતી,
સુગન્ધ ભરતી, સામ્રાજ્ય સ્થાપતી.
પવન વાય તે સુગન્ધ લેઈ લેવા.
એક ઝપાટો આવ્યો,
' ફૂટયું મોતી ને રજ વિખરાણીજી,
સ્નેહ અમ્હારો સૂનો મૂકી. '
વાવાઝોડે વેરાન કરી મૂક્યું.
દેવનન્દિનીને આડે કરી લીધી.
વનઝાડને ઓશીન્ગણ સોંપી,
દેવ દેવ મહાદેવ ! ફૂલને રસભર, સૌરભ ભર કરજે ?*

મુમ્બાઈ. અરવિન્દ.

---

* સ્વ. નરસિંહરાવ હરિલાલ ધ્રુવનું આ કાવ્ય તેમ્હના ભાઈ રા. રા. સુમનસ તરફથી અહિં પ્રસિદ્ધિ માટે મળ્યું છે.

તન્ત્રી.

# " કવિતાપ્રવેશ. "§

'કાવ્યમાધુર્ય'ના સંગ્રહકર્તા રા. અંજારિયાનો ઉદ્દેશ એ પુસ્તકને સામાન્ય સાક્ષર-ભૂમિમાં પ્રવેશ કરવા ઇચ્છનાર સર્વ કાવ્યરસિકો માટે સામગ્રી ઉપસ્થિત કરવાનો હતો. આ નવીન સંગ્રહ-હેમણે હેમના સહકારી મિત્ર મિ. કરીમ મહમદની જોડે મળીને—તૈયાર કરવામાં પુનરુક્તિનો દોષ નથી તે આ પુસ્તકના હેતુપ્રદર્શનમાં બતાવાયું જ છે. અને તે દૃષ્ટિથી આ સંગ્રહ સર્વથા અભિનન્દન આપવા લાયક જ છે. આ સંગ્રહની રચનાના ધોરણની પરીક્ષા કરવામાં કાલક્ષેપ કરવાની જરૂર જણાતી નથી. હેમાં સંગ્રહ કરેલાં કાવ્યોની પસંદગીમાં પણ દૂષણ કાઢનારને માર્ગ જડશે. પણ એ વિષમ કાર્યમાં એકંદર પરિણામ ઉપર લક્ષ આપવું વાજબી છે. તે ન્યાયે કહેવાને અડચણ નથી કે આ બે જવાન સાક્ષરો વિજયી જ નીવડ્યાછે.

આરમ્ભમાં 'ગુજરાતી કવિતાનું ટૂંકું ઇતિહાસદર્શન' (ટૂંક ટૂંકું પણ ૪૫ પૃષ્ઠનું), અને અન્તમાં 'કવિઓની જીવનનોંધ' વડે, તેમ જ શબ્દકોશ×, કાવ્યોની બે તરેહની અનુક્રમણિકા,-ઇત્યાદિ વડે આ સંગ્રહને જ્ઞાનપ્રદ તેમ જ ઉપયોગી કર્યોછે. રા. અંજારિયા ગુર્જર પ્રજામાં સાક્ષરવર્ગમાં હવે જાણીતા થયાછે,—અને યોગ્યતા સાથે જ. મિ. કરીમ મહમદ જરાક હજી સુધી સંતાયલા હતા તે હાલહાલ માસિકોની બારિયોમાંથી સવિનય ડોકિયાં કરેછે. હેમની યોગ્યતા એટલામાંથી પણ જણાઈ ગઇછે. હેમને વિશે દોષ એક કાઢ્યા વિના રહેવાતું નથી. તે એ કે 'ઇતિહાસ દર્શન'ને પૃ. ૩૯ મે લખ્યું છે કે મુસલમાનોમાં મિ. નાનજિયાણી શિવાય બીજા કોઈ ગુર્જર સાહિત્ય તરફ લક્ષ આપતા જણાતા નથી, એ વચનને પોતે પોતાની સાહિત્ય તરફની વૃત્તિ અને પ્રવૃત્તિથી અને અત્યાર સુધીની કૃતિથી ખોટું પાડેછે, એ જ દોષ જણાય છે. પરંતુ મિ. કરીમ મહમદ ધર્મે મુસલમાન છે, પણ બાકી સર્વ રીતે ગુજરાતી સંસ્કારવાળા જ હોવાથી ગુજરાતી એ હેમની માતૃભાષા જ છે એટલે આ બાબતમાં હેમને માફી આપી સકાશે.

પુસ્તકની એકંદર યોજના વિશે કશું કહેવાનું બાકી રહેતું નથી. માત્ર એક ઊનતા જણાયછે. શબ્દકોશથી જે કાર્ય ના થાય તે કરનારી ટૂંકી ટીકા સ્થળે સ્થળે ખુલાસા માટે આપી હોત તો વિદ્યાર્થીઓને ખાસ લાભકારક વાત બનત. ઉદાહરણ તરીકે કાવ્ય ૧૦૨

---

§ પ્રાચીન અર્વાચીન કવિયોમાંથી હાઇસ્કૂલો માટે ચૂંટી કાઢેલો સંગ્રહ. તૈયાર કરનાર હિમ્મતલાલ ગણેશજી અંજારિયા એમ. એ. અને કરીમ મહમદ એમ. એ., એસ. ટી. સી. ટી. ઈ. સ. ૧૯૦૮.

× શબ્દકોશ કાંઈક ઉતાવળમાં થયો જણાયછે. તેમ કેટલાક શબ્દોના અર્થો વિશે જરાક શક રહે હેવું જોવામાં આવેછે.

ઉદા૦—ક્ષીરાબ્ધિ—(ક્ષીર=ખારો)+અબ્ધિ (=દરિયો)=એ નામનો દરિયો. 'ક્ષાર' ને બદલે 'ક્ષીર' ભૂલ્યમાં હશે એમ હોય, તો 'એ નામનો દરિયો' એ અર્થ 'ક્ષારાબ્ધિ'ને વિશે સંભવતો નથી.

"રાણકદેવીનો વિલાપ",* હેનો અર્થ સમઝવો વિદ્યાર્થીને તો શું પણ બીજાને પણ વિષમ છે. હેમાંના પ્રાચીન શબ્દો કોશમાં પણ નથી બતાવ્યા.

કાવ્યોનો સંગ્રહ વગેરે ગુજરાતી લિપિમાં રાખી ઉપોદ્ઘાત તથા ઇતિહાસદર્શન દેવનાગરીમાં છાપીને લિપિ સંબન્ધે આ પુસ્તકને ગંગાજમની બનાવ્યુંછે તે પણ એક આકર્ષણ જ ગણવાને અડચણ નથી. વખતે सूच्युप्रवेशेमुशलप्रवेशः એ ન્યાયે આ માર્ગે દેવનાગરી લિપિ ગુર્જર સાહિત્યમાં સર્વવ્યાપિની થાય એમ રા. અંજારિયાનું જીવનનું સ્વપ્ન કાલાન્તરે ફલીભૂત થઈ પ્રત્યક્ષ દશામાં આવિર્ભાવ પામે એ મહાઆકાક્ષાએ આ પ્રવૃત્તિ કરાવી હશે તો અસંભવનીય નથી. પરંતુ આશ્ચર્ય જરાક એ લાગેછે કે× મિ. કરીમ મહમદ અને રા. અંજારિયા એ એની વચ્ચે લિપિ સંબન્ધે મત અને રુચિનો ભેદ છતાં, આ ઠેકાણે એકસંશ્રયદુર્લભ હેવો 'મિયાં મહાદેવનો' સંયોગ થયોછે. સાહિત્યસેવાને અર્થે ન્હાની વાતમાં મતભેદને કોરાણે મૂકવામાં એક પ્રકારનું ઔદાર્ય આથી સૂચવાયછે.

અસ્તુ. હવે 'ઇતિહાસદર્શન'ના અતિ ઉપયોગી, રસિક, અને મહત્ત્વના ભાગ તરફ દૃષ્ટિ કરિયે. આરમ્ભમાં લખ્યુંછે:—

"ઉત્તર હિન્દમાં વસતા આર્યોનો એક સમુદાય મારવાડનું રણ ઓળંગી કચ્છના રણ અને ખંભાતના અખાતની તરફ ઊતરી આવ્યો. ભદ્રાર્ક ગુર્જર નામના પુરુષની સરદારી હેઠળ તેઓ આ નવા મુલકમાં આવ્યા હતા. તે ત્હેમનો અહિં પ્રથમ રાજા થયો. હેના નામ ઉપરથી આ ત્હેમનો નવો વસાવેલો દેશ ગુર્જરાત્ર કહેવાયો. આ બનાવ છઠ્ઠા સૈકાની શરુઆત (ઈ. સ. ૫૦૯) માં બન્યો. ગુર્જરાત્રનું અપભ્રંશ ગુજરાત થઈ ગયું."

આ વ્યુત્પત્તિદર્શન તથા ઇતિહાસદર્શન વિશે કાંઇક શ્રદ્ધા શિથિલ રહે તો અકારણ નથી. "કચ્છના રણ અને ખંભાતના અખાતની તરફ" એ દેશવર્ણનમાં સ્પષ્ટ મર્યાદાના અભાવે દેશના સ્થાનનો નિર્ણય થતો નથી; 'આ નવા મુલકમાં' એ પણ તેટલું જ મોઘમ છે. "તે ત્હેમનો 'અહિં' પ્રથમ રાજા થયો." 'અહિં' એટલે ક્યહાં? અને એ રાજાની રાજધાની ક્યહાં હતી? રાજ્યની વિસ્તાર સીમાઓ શી હતી? એ સર્વ શિથિલ વર્ણન છે. અને એ દેશને "નવો વસાવેલો" કહેવાથી તો જાણે તે પૂર્વે ગુજરાતના મુલકમાં જંગલ જ હોય, વસતિ પણ કાંઇ ના હોય હેવો ભાસ થાયછે;—જે ઇતિહાસની વિરુદ્ધ જ સંભવેછે. હાના પદછામાં અન્ય સ્થળે વધારે સુસ્થિત વર્ણન મળેછે. 'ગુર્જરાત્ર' નહિં પણ 'ગુર્જરત્રા' એમ નામ મૂળમાં હતું; એ ગુર્જરત્રાનો પ્રદેશ હાલના ગુજરાતની બ્હાર પ્રથમ હતો, અને

* આ દુહા જાણે એક જ વ્યક્ત કાવ્ય હોય એમ આપ્યાછે તે વસ્તુ સ્થિતિથી વિરુદ્ધ હોઈ અર્થબોધમાં ક્ષતિ કરે એમ થાયછે. રાણકદેવીને જૂનાગઢમાંથી લઈ ગયા ને તે વઢવાણ પ્હોચી ત્હાં સુધીમાં જુદા જુદા ક્રમમાં બોલાયલાં એ વચનો છે તે રીતે બતાવવું જોઇતું હતું.

× સં. ૧૯૫૪ ના જ્યેષ્ઠના 'વસન્ત'માં મિ. કરીમ મહમદનો લિપિ વિશેનો લેખ હેમનો મત સ્પષ્ટ રીતે જણાવેછે. રા. અંજારિયાની દેવનાગરી માટેની ભક્તિ સુપ્રસિદ્ધ છે.

પાછળથી હાલના ગુજરાતનો સમાવેશ હેમા થયો, અને હાલના ગુજરાતનુ નામ ગુર્જરત્રા અથવા ગુર્જરદેશ ઈ સ ના દસમા સૈકાથી વધારે પ્રાચીન કાળ સુધી જાય એમ નથી, તે પૂર્વે તો હાલના ગુજરાતનુ નામ લાટ દેશ હતું, જે દેશ છેક ઉત્તરમા આનર્તપુર અથવા આનન્દપુર (હાલના વડનગર) સુધી ગણાતો હતો વગેરે વાતો રા દેવદત્ત રામકૃષ્ણ ભાણ્ડારકર એમ એ. એ× સબળ દલીલો સાથે સ્થાપિત કરીછે, ત્હેના પ્રકાશમા ઉપરની વાત ગળે ઉતરતે જરાક વાર લાગેછે ઉપરના મત માટે આવાર શોછે અને હેમા સબળતા કેટલીછે તે જણાયા વગર આ વિશે વધારે કહેવુ અશક્ય છે રા દેવદત્તે નીચે પ્રમાણે વાતો સ્થાપિત કરીછે —

(૧) ગુજરાતનુ મૂળ નામ 'ગુર્જરત્રા' હતુ, (ગુર્જરોનુ જ્હા ત્રાણ થયુ, જ્હા એ લોકો કાયમ સ્થપાયા તે દેશ), ગુર્જર મડળ, ગુર્જરભૂમિ, ગુર્જરદેશ વગેરે નામ પણ હતા

(૨) ગુર્જર જાત્ય તે આર્ય નહિં પણ સીથિયન ઉત્પત્તિની હતી

(૩) એ ગુર્જર જાત્ય હિન્દુસ્તાનમા (ગુજરાતમા નહિ પણ ભરતખડમા) પ્રથમ છઠ્ઠા સૈકાના આરમ્ભમા દાખલ થઈ

(૪) હાલનુ રજપૂતસ્થાન તે મૂળનું ગુર્જરત્રા અથવા ગુર્જર મડળ હતુ, એટલું જ નહિં પણ એ ગુર્જરોનો પ્રદેશ તે કરતા વિસ્તીર્ણ હતો, અને એકવાર કનોજ મા હેમની રાજધાની હતી, ઈ સ ના ૧૦ મા સૈકાના આરમ્ભમા આ પ્રદેશમા તે પૂર્ણ સત્તા ધારણ કરતા હતા મહોદય વંશનો મહીપાલ રાજા ઈ સ ૯૧૪-૧૭ ના અરસામા થયો તે ગુર્જર રાજા હતો હેના સમયમા કાઠિયાવાડ ઉપર હેની આણ વર્તેલી હતી (જો કે તે ગુર્જર દેશમા દાખલ નહોતો)

(૫) ચાલુક્ય વશના રાજાઓ હાલના ગુજરાતમા પ્રવિષ્ટ થયા ત્હાર પછી હાલના ગુજરાતનું નામ ગુર્જરના તરીકે જણાયછે ત્હા સુધી ગુજરાત તે લાટ દેશ તરીકે જ ઓળખાયલોછે—જે છેક ઉત્તરમા આનર્તપુર આનન્દપુર-(=વડ-નગર) સુધી ફેલાયલો હતો અને ચાલુક્યોના વખતમા પણ દક્ષિણ ગુજરાત તો કેટલોક વખત સુધી લાટ દેશને નામે જ ઓળખાતો હતો

આ સર્વે સાબીત કરવા માટે એટલા બધા પ્રમાણો સબળ રીતે ચર્ચીને રા દેવદત્તે બતાવ્યા છે કે અહિં ત્હેની રેખા પણ આપતે અતિ વિસ્તાર થઈ જાય એમ છે માટે આ વિષયમા 'કવિતાપ્રવેશ'ના કર્તાઓ તરફથી પ્રમાણ ઉપસ્થિત થાય અને તે પછી પ્રાચીન શોધના પ્રવીણ સાક્ષરની પરીક્ષા નીચે આ પ્રશ્ન ઉતરે ત્હારે જ ઉપરના એ ગૃહસ્થોના મતની તુલના થઈ સકે હાલ તો રા. દેવદત્તના સ્થાપેલા નિર્ણયો સ્વીકાર્ય જણાયછે

આ વિશે આટલો ઇશારો કરી, હવે એક બીજા પ્રશ્ન વિશે બોલવાની જરૂર ઉત્પન્ન

× તા ૧૩ મી નોવ્હેમ્બર ૧૯૦૨ ને દિવસે (મુંબઈમા રૉયલ એશિયાટિક સોસાઇટીની મુંબાઈની શાખા આગળ) 'ગુર્જરો' વિશે વાચેલો નિબન્ધ જુવો.

થાય છે; 'ઇતિહાસદર્શન' માં કવિતામાં વપરાતા છન્દના પ્રસંગમાં પૃ. ૪૧ મે નીચે પ્રમાણે અગમ્ય વચન જોવામાં આવેછેઃ—

"બાળાશંકર અને મણિલાલે × × × ગુજરાતીમાં ગઝલો લખવા માંડી. અત્યાર સુધી માત્ર બે ગઝલો લોકપ્રિય થઈ સકીછે; ભૈરવી અને સોહિની. હામાંની બીજી તો ઘણે ભાગે હરિગીતને મળતી આવેછે. ફક્ત ગાતી વખતે જ ફેર જણાયછે. ભૈરવીની લીટી સાધારણ બે ચરણની હોવા છતાં કેટલીક વખતે ત્રણ અને ચાર ચરણ પણ જોવામાં આવે છે. વળી એ સાથે વારાફરતી સાખીને મિશ્ર કરી. સંગીતની ખૂબીમાં વધારો થઈ સકેછે. આ ગઝલનું ભૈરવી નામ ગુજરાતી છે. અસલ ફારસીમાં હેનું નામ જુદું છે."

આ સાથે પુસ્તકને અંતે આપેલી જીવનનોંધોમાંથી **ધીરા**ની નોંધમાંનું નીચેનું વાક્ય પણ ધ્યાન ખેંચે છેઃ—

"હેણે કાફીનો નવો રાગ ગુજરાતીમાં દાખલ કીધો." (પૃ. ૧૪૧)

આ ઉતારેલાં વચનોમાં પદ્યરચના અને સંગીત એ બેનાં ઉપાદાન કારણો કેવળ ભિન્ન છે એ વાતનું ખેદકારક વિસ્મરણ થયેલું જોઈ આશ્ચર્ય લાગેછે. છન્દ અને રાગ એ બે તત્ત્વતઃ ભિન્ન વસ્તુઓનો અભેદ કરવામાં કેટલી મૂલગત અશક્યતા સમાયલીછે તે સુજ્ઞજનો પણ અનેકવાર ભૂલી જતા જોઈ હસવા જેવા પ્રકાર જોવામાં આવેછે. બીજી સાહિત્યપરિષદ્ વખત રા. ધ્રુવેએ ભાષણ આરમ્ભતાં એક શ્લોક અમુક રાગમાં ગાયો. તે વખત મ્હારી પાસે બેઠેલા એક વિદ્વાન્ મિત્રને મ્હેં પૂછ્યું—"આ કિયો રાગ ગાયછે, ખબર પડેછે?" તો તરત ઉત્તર મળ્યોઃ—"શાર્દૂલવિક્રીડિત"! કાંઇક હાવો જ પ્રકાર ઉપરનાં વચનોમાં જણાઈ આવેછે. જે ગઝલ ભૈરવીમાં ગવાય, તે જ ગઝલ સોરઠમાં એ ગવાશે અને કાફીમાં એ ગવાશે, અને બીજા અનેક રાગમાં ગાઈ સકાશે; તેમ જ હરિગીતના માપને મળતી ગઝલ કાંઇ સોહિની રાગમાં જ ગવાય એમ નથી—ગમે તે જુદા જુદા રાગમાં ગાઈ સકાય.

આ સંગ્રહ કર્તાઓ કહેછે કે અમુક ગઝલ "હરિગીતને મળતી આવેછે ફક્ત ગાતી વખતે ફેર જણાયછે." એ મળતાપણું અને એ ફેર શાથી? તે પરીક્ષા કરી જોશે તો જણાશે કે મળતાપણું પદ્યરચનાનું છે,—છન્દનું છે, અને ફેર છે તે હરિગીત જે પરિચિત રીતે ગવાતો સાંભળ્યો હશે તે ગાનરૂપ અને સોહિનીમાં ગાય તો સોહિની રાગ એ બેમાં ફેર. તેમ જ અમૂક ગઝલનું "ભૈરવી નામ ગુજરાતી છે, અસલ ફારસીમાં હેનું નામ જુ છે"—એમ જે કહ્યુંછે તે પણ શું સૂચવેછે? એ જ કે ફારસીમાં જે નામછે તે હેના પદ્યબન્ધનું–છન્દનું–છે; અને "ભૈરવી નામ ગુજરાતી છે"–એ તો આજ જ જાણ્યું. ગુજરાતીમાં એ ગઝલનો ઉપયોગ કરનારા કોઇ લેખકોએ હેને મથાળે 'ભૈરવી' એમ લખેલું તે એટલા જ માટે કે ભૈરવીમાં ગાઈ સકાય; છન્દ એ સંભવે જ નહિં; પછી અજ્ઞાનથી હેનું ભૈરવી નામ છન્દ તરીકે કોઇ લઈ પડ્યા હોય તો ઉપાય નહિં; છન્દ અને રાગનાં સ્વરૂપ **તેથી** બદલાશે નહિં–માત્ર આમ બોલનારની હાંસી જ થશે.

આ પ્રકારના ભ્રમનું ઉદ્‌ઘાટન મ્હેં આજથી ચાર પાંચ વર્ષ ઉપર રા. ન્હાનાલાલ

દલપતરામ કવિનો "ગુજરાતી કવિતા અને સંગીત' એ મથાળાનો લેખ ફાલ્ગુન તથા ચૈત્ર સ. ૧૯૬૦ ના 'વસન્ત'મા આવેલો તે ઉપર ઈ સ ૧૯૦૪ ના જૂન—જુલાઈના શુમારમા ચર્ચા લખી હતી તેમા પ્રસગવશાત્ કર્યું હતુ* ના ન્હાનાલાલે પણ 'મારુ', 'નમેરી', 'શમશ્રી' વગેરે 'રાગ'ને 'વૃત્ત' કહેવાની ભૂલ કરેલી હતી તે પ્રસંગે મ્હે આ પ્રશ્નનો સ્પર્શ કર્યો હતો પરતુ હેનુ સવિસ્તર સ્વરૂપદર્શન તો ઈ સ ૧૮૯૮–૯૯ મા 'કવિતા અને સગીત" એ વિષયના નિબન્ધમા મ્હે કર્યું છે (સુદર્શન પુ ૧૪ અક ૫ જુવો) ર. ન્હાનાલાલના 'વસન્તોત્સવ' કાવ્ય ઉપર ઈ સ ૧૮૯૮ના જ્ઞાનસુધાના અક ૧–૩ મા મ્હે ચર્ચાપત્ર પ્રસિદ્ધ કર્યુ હતું તેમા આ પ્રશ્ન વિશે માત્ર સહજ ઇશારો કર્યો હતો સુદર્શન ૧૮૯૮–૯૯મા કરેલી ચર્ચામા કાઇક વિશેષ સુવ્યવસ્થા ઉમેરીને ૧૯૦૪–૫ મા 'વસન્ત'મા ઉપર કહેલા મ્હારા લેખમા આ પ્રશ્નનો ખુલાસો કર્યોછે હેનો કાઇક ખ્યાલ આવવા માટે તે ચર્ચામાથી ટૂકો જ ઉતારો આપવો અસ્થાને નહિ ગણાય.—

સગીતના ભેદ તથા પેટાભેદ નીચે પ્રમાણે છે —




* 'વસન્ત' સ ૧૯૬૦ ના આષાઢ માસનો અક પૃષ્ઠ ૨૧૩ જુવો.

§ સ્વમાન અને કાલમાન એ બે વચ્ચેનો સ્વરૂપભેદ ભૂલી જવાને લીધે જ કાંઇક, harmony (સ્વરસવાદ)ના અર્થમા 'તાલબન્ધ' એમ શબ્દ રા. ગોવર્ધનભાઇએ યોજ્યો લાગેછે તાનના સવાદમા જે બધ બેસતાપણાનો સતોષ થાયછે તે જુદી વસ્તુ છે તે જ સંવાદ ઉદ્દિષ્ટ હોઇને 'તાનબન્ધ' શબ્દ યોજ્યો હોય તો જુદી વાત છે પરતુ harmony (સ્વરસવાદ)ના અર્થમા હોય તો તો ઉપર કહેલા ભ્રમનુ ફળ ગણવુ પડશે 'તાનબન્ધ'ને બદલે 'સ્વરબન્ધ', અને 'તાલભગ'ને બદલે 'સ્વરભગ' કહ્યુ હોત તો ચાલત, અથવા જે સ્વર એક બીજાને મળતા આવે તે સ્વરોના તાન=tension સમાન હોય, માટે તે અર્થમા 'તાન' લેઈ 'તાનબન્ધ' કહ્યુ હોય તો પણ ચાલે

આ માત્ર પ્રસગવશાત્ અહિં નોધ કરી છે ઈ સ ૧૯૦૫ મા સાહિત્યપરિષદ્મા વાચેલા નિબન્ધમાં ગોવર્ધનભાઇએ 'તાનબન્ધ' શબ્દ પ્રથમ ઉપસ્થિત કર્યો જણાયછે મ્હે એ શબ્દ 'જોગણી' (ઈ સ ૧૯૦૫) ની પ્રસ્તાવનામા માત્ર ગોવર્ધનભાઇનો કરીને તે પ્રસગ માટે વાપર્યો હતો

અહિં સ્વરસંગીત તે જ શુદ્ધ સંગીત છે,—જેંને લૌકિક વ્યવહારમાં સંગીત કહેવાયછે તે. **સ રિ ગ મ પ ધ નિ** એ સપ્ત સ્વરના (તથા હેના પેટાભેદ કોમલ તીવ્રાદિના) અનુક્રમ, સંખ્યા, વગેરેને લઈને રચનાન્તરથી થતું મધુર સ્વરૂપ તે જ સ્વરસંગીત.

વર્ણસંગીત—એટલે વર્ણાનુપ્રાસ (અક્ષરસગાઈ, અથવા પદલાલિત્ય, તથા યમક (rhyme);

તાલ—આપણી ગીતકલામાં સ્વીકારાયલા સર્વ તાલ-એકતાલ, ત્રિતાલ, ઝંપા, વગેરે; તેમ જ પાશ્ચાત્ય ગીતકલાના તાલ;

છન્દ, વૃત્તના તાલ—માત્રામેળ છન્દોના તાલ, તેમ જ અક્ષરમેળ વૃત્તોના સ્વતઃસિદ્ધ શબ્દ નૃત્યમાં સમાયલા તાલ;

શબ્દ નૃત્ય—rhythm, ગદ્યમાં તેમજ પદ્યમાં આવતું;

નૃત્ય—નૃત્ય કલાનું નૃત્ય.

આ ઉપરથી જણાશે કે છન્દ તથા વૃત્તમાં સમાયલા તાલ તે જ સંગીતના વિશાળ અર્થમાં પણ સમાસ પામશે; પણ છન્દ તથા વૃત્ત તે તો સ્વરૂપતઃ તેથી પણ બ્હારની વસ્તુ છે. હેમાં તો માત્ર સ્વરોના લઘુગુરુત્વમૂલક માત્રાસ્વરૂપ ઉપર જ આધાર છે. અને શુદ્ધ સંગીત (જેમાં જ ભૈરવી, સોહિની આદિક રાગિણી તથા રાગો આવે) તે તો સ્વરોના ધ્વનિ-નાદ-ના પ્રમાણસ્વરૂપ ઉપર—**સ રિ ગ મ પ ધ નિ** એ સ્વરઘટના ઉપર બંધાયલુંછે.* ટૂંકામાં રાગોનું ઉપાદાનકારણ નાદશ્રુતિ§ છે, અને છન્દનું ઉપાદાનકારણ વર્ણશ્રુતિ§ છે.

વર્ણશ્રુતિ અને નાદશ્રુતિ બંનેમાં માપનું આધારભૂત પાત્ર તો સ્વર જ શક્ય છે; વ્યંજન જાતે સ્વરવિના ઉચ્ચારાવો અશક્ય છે, તેથી છન્દને માટે માત્રાનું માપ તે જેમ સ્વરની જ લઘુગુરુતાનું છે, તેમ જ રાગમાં **સરિગમ** વગેરે સુરોમાં રહેલી નાદશ્રુતિનું માપ પણ સ્વરમાં જ સંભવે. પરંતુ છન્દના સંબન્ધમાં સ્વરના ઉચ્ચારણમાં કેટલો કાળ રોકાયછે તે મપાયછે, ત્હારે રાગના સંબન્ધમાં તે તે સ્વરના ધ્વનનમાં નાદનાં આન્દોલનો (vibrations) ની સખ્યાને આધારે રચાયલાં પ્રમાણ મપાયછે.

આ વસ્તુગત ભેદ કાંઈક વધારે પ્રત્યક્ષવત્ થવાને માટે એક કાલ્પનિક દૃષ્ટાન્ત લઈયે. એમ ધારો કે અક્કેક ઇંચની લંબાઈના અને તેટલી પ્હોળાઈના ચોરસનું એક માપ, અને

---

* આટલે સુધીનો ભાગ મ્હારા ઈ. સ. ૧૯૦૪-૫ ના લખાણમાંથી સારછે. તે પછી આવનારું વિષયસ્ફોટન હાલ નવું ઉમેરુંછું.

§ આ શબ્દોનો વિશેષ ખુલાસો "શ્રુતિસ્વરસિદ્ધાન્ત" નું અવલોકન 'વસન્ત' માં આવેછે ત્હાં જુવો. 'વસન્ત' સંવત ૧૯૬૫ ના કાર્તિકનો અંક, પૃ. ૪૪૯. વર્ણશ્રુતિ= syllable; નાદશ્રુતિ=નાદની અલ્પતમ મધુર પરિમિતિ (unit).

તેથી બમણી લંબાઈ. પણ તેટલીજ પ્હોળાઈનું બીજું માપ; હેવા કકડાઓની જુદી જુદી રચનાઓને જાણે જુદા જુદા બન્ધ ગણી જુદાં જુદાં નામ આપિયે.

ઉદાહરણ:—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ઈંચ લંબાઈ— | ૧ | ૧ | ૨ | ૧ | ૨ | ૧ | ૧ | ૨ |
| (क) | ▢ | ▢ | ▭ | ▢ | ▭ | ▢ | ▢ | ▭ |
| (ख) | ▢ | ▭ . | ▢ | ▢ | ▢ | ▭ | ▢ | ▭ |
| ઈંચ લંબાઈ— | ૧ | ૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૧ | ૨ |

હામાંના (क) ને ગમક બન્ધ એમ નામ આપિયે અને (ख) ને વિલાસબન્ધ એમ નામ આપિયે. આ દૃષ્ટાન્ત તે છન્દનું પ્રતિબિમ્બ ગણી સકાય.

હવે એ જ ચોરસ કકડાઓમાં લાલ, લીલા, પીળા વગેરે રંગ જુદા જુદા ક્રમ, વ્યુત્ક્રમ, વગેરે પ્રકારની ગોઠવણમાં પૂરિયે, અને તે ગોઠવણોને જુદાં જુદાં નામ આપિયે;

(ग) લાલ, લીલો, પીળો, લીલો, પીળો, લાલ, ભૂરો, કાળો;

(घ) લીલો, લીલો, પીળો, લાલ, લાલ, લીલો, કાળો, ભૂરો.

હામાંની (ग) રચનાનું નામ મોહક લહરી, અને (घ) નું નામ ચંચલલહરી; એમ પાડિયે; તો આ લહરીરચના તે રાગનું પ્રતિબિમ્બ ગણી સકાય.

હાવાં બે જુદાં જુદાં શાસ્ત્ર જાણે હોય, તો જે ગમક, વિલાસ વગેરે બન્ધનો વિષય તે અને મોહક, ચંચલ વગેરે લહરીનો વિષય તે પરસ્પરથી ભિન્ન જ થાય એ સ્પષ્ટ જણાશે. ગમક બન્ધમાં મોહક લહરી પૂરિયે માટે હેને મોહક બન્ધ નહિં કહેવાય, બન્ધ તો ગમક જ રહેશે. હેમાં બીજી લહરી પણ મૂકી સકાશે. એક જ બન્ધમાં જુદી જુદી લહરી મૂકી સકાશે, માટે કાંઈ બન્ધ તે લહરીથી નહિં ઓળખાય, અને લહરી તે બન્ધથી નહિં ઓળખાય; તે જ રીતે એક જ છન્દમાં જુદા જુદા રાગ પૂરી સકાય* માટે કાંઈ રાગ તે છન્દ ના કહેવાય, અને છન્દ તે રાગ ના કહેવાય.

આ ઉદાહરણમાં કલ્પિત જ યોજનાઓ લેવી પડીછે અને તેથી કાંઈક શ્રમથી સમ-

* દરેક છન્દ બધા રાગમાં ગાઈ સકાય એમ વખતે નથી સંભવતું. હેનાં કારણો રાગોનાં કેટલાંક સૂક્ષ્મ સ્વરૂપમાં છે; જેમકે અમુક રાગમાં અમુક સ્વર અમુક રીતે આવેછે, બહુ વાર તે સ્વર ઉપર ઠરાતું નથી અથવા વધારે વાર ઠરવું પડે છે;–ઇત્યાદિ; જે કોઇક છન્દના બન્ધમાં સ્વરોની માત્રાના નિયમને લીધે સધાવું કઠણ પડેછે; ઇત્યાદિ. આ ઝીણી વાત વધારે ચર્ચવાની જરૂર નથી. આ કેવળ આકસ્મિક સ્થિતિ છે; તે ઉપરના સામાન્ય તત્ત્વને બાધ આણે એમ નથી.

આય એમ વખતે હશે. પરંતું આ સ્થળે દર્શાવવાના બોધને માટે હેમાં સામર્થ્ય પૂરૂં છે. આ ઉદાહરણોમાં જે પ્રકારનો પરસ્પર ભેદ બન્ધ અને લહરી વચ્ચેનો સંભવેછે, તે પ્રકારનો (તે જ સ્વરૂપનો નહિં, પણ ત્હેને મળતો કાંઈક) ભેદ છન્દ અને રાગની વચ્ચે છે.

માટે જેમ 'ભુજંગી રાગ' એ વચન હાસ્ય ઊપજાવે એમ છે, તે જ પ્રમાણે વિપરીતક્રમમાં "ભૈરવી ગઝલ" અને "સોહિની ગઝલ" એ વચનો પણ અર્થહીન, બલ્કે અનર્થમય જણાયછે.× તેમજ ધીરાએ 'કાફી' નો નવો રાગ દાખલ કર્યો એમ નહિં પણ કાફી રાગમાં ગાઈ સકાય હેવી એક નવી ચાલનું પદ દાખલ કર્યું,–એટલું જ કહેવામાં સાર છે.* કાફી રાગ તો ધીરાની પૂર્વે ઘણા કાળથી વ્યવહારમાં હતો.

આ પ્રશ્ન ચર્ચવામાં વખતે કાંઇ દૃઢ વચનો બોલાયાં હશે તો તે માટે રા. અંજારિયા તથા મિ. કરીમ મહમદ ક્ષમા કરશે એમ આશા છે; કેમકે આ જોવા જઇયે તો અતિ સરલ વિષય–સંગીત અને છન્દના સ્વરૂપના કક્કા ખખ્ખા જેવા વિષય–માં શિક્ષિત જનો પણ પુનઃ પુનઃ ગોથાં ખાયછે તે જરાક અસહ્ય લાગે હેવું છે. અને આટલું જરાક અપ્રિય વચનોનું જોખમ જે લીધુંછે તે એટલા જ માટે કે જે વિદ્યાર્થીવર્ગને માટે આ પુસ્તક રચાયુંછે તે વર્ગમાં આ મૂલતત્ત્વો વિશે કેવળ પાયાથી જ ભૂલ ભરેલા વિચાર બંધાઈ જાય તે સર્વથા અનિષ્ટ છે, અને બને તો તે પરિણામ થતું રોકવું એ કર્તવ્ય છે. એ વર્ગની દૃષ્ટિયે કદાચ આ ચર્ચા ભાગ્યે પડશે. પરંતુ રા. અંજારિયા તથા મિ. કરીમ મહમદનીજ્ઞાન વિષયમાં જાણીતી ઉદારતા અને સત્ય સ્વીકારક વૃત્તિના ઉપર એટલો વિશ્વાસ રાખી સકારી કે બીજી આવૃત્તિ વખત આ મહત્ત્વની ભૂલનો ઘટતો સુધારો દાખલ કરશે, એ રીતે તેમ જ પોતાના સંપર્કમાં આવતા વિદ્યાર્થીઓના મનમાં આ વિશેનો ભ્રમ પેસવા નહિં દે અથવા પેઠેલો કાઢી નાંખવાનો પ્રયત્ન કરીને, સુફળ આણશે; એ આશા વ્યર્થ નહિં ગણાય.

(અપૂર્ણ.)

નરસિંહરાવ ભોળાનાથ.

---

× ગઝલ હોઈ ભૈરવીમાં ગવાય, અથવા સોહિનીમાં ગવાય,–એમ ઇચ્છાધીન વાતનું નિદર્શન હોય, તે વાત જુદી છે. અને ત્હેમાં વિશેષ મુદ્દો પણ નથી જણાતો. ઉપરનાં વચનોમાં તો છન્દને જ રાગનું નામ આપવાનો હેતુ હોયછે.

* ધીરાનાં પદ જે ચાલમાં ગવાયછે ત્હેમાં રાગ કાફી છે કે કેમ તે પણ સંશયની વાત છે. કેટલોક ભાગ તો ગૌડસારંગની છાયાવાળો જણાયછે, પરંતુ કાફીનો ભાગ પ્રધાન છે એ ખરૂં.

# ત્રીજી સાહિત્ય પરિષદ્–વિષયોની યાદી.

[ ત્રીજી સાહિત્યપરિષદ્ રાજકોટમાં આવતા ભાદ્રપદ–આશ્વિન માસમાં મેળવવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. એ પરિષદ્ મેળવવા માટે નીમેલી કારોબારી કમિટિના સેક્રેટરીઓ તરફથી સૂચના રૂપે વિષયોની નીચેની યાદી બહાર પાડવામાં આવી છે. તન્ત્રી. ]

## વિષયોની યાદી.

આ યાદી સૂચના રૂપ જ છે. એમાં ગણાવેલા દરેક વિષય ઉપર લેખ આવશે જ એમ માનવાનું નથી. એથી ઉલટું આ ઉપરાંતના પણ ગુજરાતી વાઙ્મયના ગમે તે વિષય લખવાની સૌ કોઇને છૂટ છે, માત્ર એવી આશા રાખવામાં આવે છે કે જે કોઈ વિષય મોકલવામાં આવે, તે જેમ બને તેમ સંગીન અને સ્હડતી પંક્તિના કરવા તરફ લેખકો ધ્યાન આપશે, કેમકે પરિષદના ઉદ્દેશોની સિદ્ધિનો આધાર લેખોની સંખ્યા અને વિષયોની વિવિધતાના કરતાં તેમના ગુણ અને વિદ્વત્તા ઉપર વધારે છે.

૧. ભાષા અને ભાષાશાસ્ત્ર:

- ક. સામાન્ય: આ વિભાગમાં ગુજરાતી વ્યાકરણ (લિપિ, જોડણી, વ્યુત્પત્તિ, વાક્યરચના, સમાસ વિચાર વગેરે) ની હાલની સ્થિતિ કે તેના કોઈ પણ અંશના ઇતિહાસનું શાસ્ત્રીય વિવેચન.
- ખ. પ્રાંતિક અને કોમ કોમની બોલીઓ —
  પ્રાંતિક બોલીઓ—જેવી કે ઝાલાવાડી.
  કોમ કોમની બોલીઓ—જેવી કે કાઠી, ચારણી, ભીલી.
  સરહદ ઉપરની બોલીઓ—જેવી કે રાજસ્થાની, મારવાડી, કચ્છી.
  અને તેઓનો ગુજરાતી સાથે સબંધ.
- ગ. ડાકટર ગ્રીયર્સન, બીમ્સ, હર્નલ, આદિ વિદેશી ભાષાશાસ્ત્રીઓના ગુજરાતી ભાષા અને તેના ઇતિહાસ વિષેના વિચારોની ચર્ચા.
- ઘ. અપભ્રંશ ભાષા અને સાહિત્ય.
- ઙ. ગુજરાતી ભાષાશાસ્ત્રીઓ–જેવા કે હેમચંદ્ર.
- ચ. નરસિંહ મહેતાની કે અન્ય કોઇ પ્રાચીન ગુજરાતી લેખકની ભાષાનું ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ નિરીક્ષણ.
- છ. કોશ, પરિભાષા, આદિ.
- જ. ભારતવર્ષ સારૂ એક ભાષા અને એક લિપિ.

૨. સાહિત્ય:

- ક. ઇતિહાસ દૃષ્ટિથી ગુજરાતી સાહિત્યના કોઈ પણ પ્રદેશ કે ખંડનું વિવેચન.
  સૌંદર્ય દૃષ્ટિથી ગુજરાતી સાહિત્યના કોઈ પણ પ્રદેશ કે ખંડનું વિવેચન.

ધર્મ અને ફિલસુફીની દૃષ્ટિથી ગુજરાતી સાહિત્યના કોઈ પણ પ્રદેશ કે ખંડનું વિવેચન.

ખ. છંદઃશાસ્ત્ર. ( મેટ્રિક્સ ) ઉદાહરણ- ઢાળ, દેશીઓં, વગેરે જુના પ્રયોગો તેમ હાલ વપરાશમાં આવતા નવા છાંદસ પ્રયોગોની ચર્ચા.

ગ. અલંકાર શાસ્ત્ર—સંસ્કૃત.
,,—પાશ્ચાત્ય.

ઘ. સંસ્કૃત કાવ્યો, નાટકો, વગેરેનાં ભાષાંતરોની સાહિત્ય ચર્ચા.

ઙ. દેશજ સાહિત્યઃ લોકગીત, લોકકથા, ભજનો.

ચ. સંસ્કૃત, અંગ્રેજી આદિ સાહિત્યની ગુજરાતી ઉપર અસર.

છ. બંગાળી, મરાઠી, હિંદી, તામિલ, આદિ ભાષા અને સાહિત્યની પ્રગતિનો ગુજરાતી ભાષા અને સાહિત્યની પ્રગતિ સાથે મુકાબલો.

૩. કલા:

ક. સંગીત
ખ. ચિત્રકલા
ગ. શિલ્પ
ઘ. સ્થાપત્ય
ઙ. નૃત્ય અને નાટ્ય
ચ. ગૃહ કલાઓ.

૧. એક કે વધારે કલાનું વિવેચન, ઇતિહાસ, આદિ.
૨. એક કે વધારે કલાનો સાહિત્ય સાથે સંબંધ.
૩. એક કે વધારે કલાનો પ્રજાજીવન સાથે સંબંધ.
૪. પાશ્ચાત્ય કલાઓની આપણી કલાઓ ઉપર અસર.

૪. વિજ્ઞાન:

ક. ભૌતિકશાસ્ત્રો. ( નેચરલ સાયન્સ. )
ખ. માનસ શાસ્ત્રો. ( મેન્ટલ અને મોરલ સાયન્સ. )

૧. એક કે વધારે શાસ્ત્ર ( કે તેના અમુક અંગ, પ્રદેશ આદિ ) નું વિવેચન. ઇતિહાસ, આદિ
૨. આપણાં કોઈ પ્રાચીન શાસ્ત્ર અને તેવાં પાશ્ચાત્ય શાસ્ત્ર વચ્ચે મુકાબલો.
૩. બોટની ( ઉદ્‌ભિજ્જ. ) બાયોલોજી, ફીઝિયોલોજી ( ઇંદ્રિય વિજ્ઞાન શાસ્ત્ર, ) માનસશાસ્ત્ર ( સાઇકોલોજી, ) નીતિ, રાજ્યનીતિ, વ્યવહારશાસ્ત્ર ( જ્યુરીસ્પ્રુડન્સ, ) આદિ ગુજરાતી વાઙ્મયમાં કેટલા ખેડાયાં છે, અને કેમ વધારે ખેડાય વગેરે વિષયોની ચર્ચા.

૫ કેળવણી ·

ક. સામાન્ય ચર્ચા.

ખ પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ, સ્ત્રી, અત્યજ, ઔદ્યોગિક, ખેતીની અને ગામડી, દાક્તરી અને આરોગ્ય વિષયક, ઇજનેરી, વેપારી, નાવિક, નીતિ અને ધર્મની—વગેરે કેળવણીના વિવિધ વિભાગોની ચર્ચા.

ગ કેળવણીમા ગુજરાતી ભાષાનો ઉપયોગ વધારવાની ચર્ચા

૬. ઇતિહાસ ·

ક. પુરાણુ વસ્તુશાસ્ત્ર—જેવાં કે નિષ્કશાસ્ત્ર, ઉત્ખિનેખન વગેરે.

ખ રાજકીય ઇતિહાસ અને ભૂગોળ.

ગ સામાજિક ઇતિહાસ નાતો, પથો, ધર્મો, સસ્થાઓ વગેરેના ઇતિહાસ.

૭ ધર્મ અને ફિલસુફી

ક. હિંદના ધર્મો, દર્શનો, ધાર્મિક અને તાત્ત્વિક, સંસ્કૃતિ, એનુ સામાન્ય કે એના કોઈ પણ એક અશનું નિરીક્ષણ.

ખ. પાશ્ચાત્ય ધર્મ અને ફિલસુફીની આપણા ઉપર થતી અસર

ગ ગુજરાતના ધર્મો પથો, સપ્રદાયો, આદિના સિદ્ધાતો, કર્મકાડ, સાહિત્ય આદિનું નિરીક્ષણ.

ઘ આચાર્યો, સાધુઓ, ગોરજીઓ, પીરો, ફકીરો વગેરેના જીવન અને વચનામૃત.

૮ ગુજરાતી વાડ્મયની પ્રગતિને અને પરિષદ્ના ઉદ્દેશને લગતા વ્યવહારૂ પ્રશ્નો

---

## પરિશિષ્ટ.

### કાઠીઆવાડને લગતા વિષયોની ખાસ યાદી

ક

૧. શ્રીકૃષ્ણ અને દ્વારિકા.
૨. જૈનોના મંદિરો, ગિરનાર, શત્રુંજય આદિ.
૩. કાઠીઆવાડના સાધુઓ, ભગતો, પીરો, આચાર્યો વગેરે.
૪. સહજાનદ સ્વામી.
૫. દયાનદ સરસ્વતી.
૬ કાઠીઆવાડનું અદ્ભુત ( રોમાન્ટિક ) સાહિત્ય.
વાર્તાઓ, દુહા, સોરઠા, કવિત, ભજનો, વગેરે.
કાઠીઆવાડી કહેવતો.
૭ કાઠી, ચારણી, હાલારી, ઝાલાવાડી, વગેરે ભાષાઓ અને બોલીઓ
૮. કાઠીઆવાડમા થયલા સસ્કૃત, ફારસી, લેખકોના ચરિત્રો, લખાણો વગેરે.
૯. નરસિહ મેહતા, ભોજા ભગત, કાળીદાસ ( વસાવડ ), વગેરે.
૧૦. કાઠિયાવાડના રાજ્યકર્તા ગ્રથકર્તાઓ.

ખં.

૧. અશોક, રૂદ્રદામા વગેરેનાં લેખો.

૨. વલ્લભી સામ્રાજ્ય.

૩. માંગરોળ આદિ પ્રાચીન સ્થળોની ઇમારતો અને ખંડિયેરો

૪. મહમદ ગઝનવી અને સોમનાથ પટ્ટણ.

૫. કાઠીઆવાડનો રજપુત સમયનો, મુસલમાની સમયનો, મરાઠી સમયનો ઇતિહાસ.

૬. કર્નલ વોકરના જમાનાનું કાઠીઆવાડ.

૭. કાઠીઆવાડના મોટા રાજાઓ, કારભારીઓ, સેનાપતિઓ.

૮. કાઠીઆવાડના બારવટીઆ.

૯. કાઠીઆવાડીઓની સફરો, તેમણે સ્થાપેલાં સંસ્થાનો.
કાઠીઆવાડ અને જંગબાર, જાવા વગેરે.

૧૦. કાઠીઆવાડમાં આવી વસેલા પરદેશીઓ.

૧૧. કાઠી, રબારી, આહીર, મીયાણા, મેર, મૈયા આદિ કોમોના ઇતિહાસ,
રીત રીવાજ વગેરે.

૧૨. ખોજા, મેમણ આદિ કાઠીઆવાડની મુસલમાન કોમોનો ઇતિહાસ,
રીતરીવાજ વગેરે.

૧૩. કાઠીઆવાડના ઇતિહાસ અને વેપાર નાગરો, બ્રાહ્મણો, વાણીઆ,
ભાટીઆ, લુવાણા આદિ કોમોનું સ્થાન.

૧૪. કાઠીઆવાડ અને ગુજરાતની પરસ્પર અસર.

૧૫. કાઠીઆવાડની રમતો, જાહેર વિનોદો, તેહવારો વગેરે.

**બળવંતરાય કલ્યાણરાય ઠાકોર,**
**ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા,**
**બળવંતરાય વજેશંકર છાયા,**
મંત્રીઓ.

**દલપતરામ ભગવાનજી શુક્લ,**
પ્રમુખ.
**અમૃતલાલ રણછોડદાસ બક્ષી,**
ઉપપ્રમુખ.

[ વસન્ત-ઑફિસ. ]

## THE PERFECTI ON OF HUMANITY.

"The origin of the individual is divine, the origin of the human race is divine The progress of the individual is eternal the progress of the race is eternal The perfec ion of both is in the Divine I fe of God That is our faith And the work men of good will have to do—between these two points of origin and end—is to organise themselves into collective labour for the good of the whole through love of the whole and with faith in this divine beginning and in this divine end Therefore we do not bid men look only to the past for inspiration of life as many do nor only to the future for the inspiration of life as others do We bid men look at the present humanity where no vain struggle is going on but where God and man are labouring together There is not a single event, not a single piece of work now doing not a single thought now thinking which is not part of God's work for the endless and perfect life of the whole of Humanity Throw yourself into the present with that faith burning in your heart, and be sure you will then cease to complain cease to be hopeless cease to be so self tormented

—*Rev. Stopford A Brook*

---

યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ—અમદાવાદ

# લવાજમ.

(૧) લાયબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ,(૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) ગજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા ૦-૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમા,રૂા ૦-૧૨-૦, ત્રીજામા રૂ. ૧-૪-૦

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છૂટક નકલ એક અંકના | રૂ ૦-૬-૦ ,, |

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૩ કોઈ પણ લેખનુ અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો, હોય કે ન હોય-પણ એ લેખકને પાછુ મોકલવાને અમો બંધાતા નથી.

વ્યવસ્થાપક.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्

વર્ષ ૮, અંક ૭. [ માસિક. ] અધિક શ્રાવણ, સંવત્ ૧૯૬૫.


## લિપિ અને રા૦ નરસિંહરાવ

કેટલાક વખત ઉપર રા૦ નરસિંહરાવે લિપિ સંબંધે એક વિસ્તૃત લેખ પ્રસિદ્ધ કર્યો છે એ સમગ્ર લેખનો આશય એવો છે કે દેશમાં એક લિપિ કરવી ઈષ્ટ પણ નથી, શક્ય પણ નથી. કેટલાક અંશો ખરા છે, પણ કેટલાક અંશોમાં શંકા છે તેથી તે પર ચર્ચા કરવી યોગ્ય લાગે છે

કાશીનાગરીપ્રચારિણી સભા ઉર્દૂના વિરોધને માટે ઉભી થઈ હતી એ ખરું, તથાપિ અમુક કાર્ય અમુક હેતુ સિદ્ધ કરવાનેમાટે કરવામાં આવે છે, તે હેતુ સિદ્ધ થતાં, વળી આગળ પગલું ભરી બીજો ઉચ્ચ હેતુ સિદ્ધ કરવા લક્ષ્યાય એ ઈષ્ટ નથી એમ તો કહી શકાય નહિ. દેશમાં એક લિપિ કરવાનો હાલ ત્હેનો હેતુ છે ને તે જ કારણથી કલકત્તાની 'એક લિપિવિસ્તારપરિષદ્' સ્થપાઈ છે મૂળનો હેતુ સિદ્ધ થયે આગળ ન જ જવું એમ કહી શકાય નહિ

'ભરતખંડ તે એક દેશ નહિં, પણ એક ખંડ છે', તે કારણથી 'ત્હેમાંની ભિન્ન ભિન્ન ભાષાઓમાંથી કોઈ નવી એક સમાન ભાષા ઉત્પન્ન થવી, અથવા તો સર્વસાધારણ ભાષા એમાંની એકાદ પણ થવી એ બહુધા અસંભવનીય લાગે છે,' એમ રા૦ નરસિંહરાવ માને છે. પ્રાચીન કાળમાં આટલાં સાધનો ન હોવા છતાં જો દેશમાં એક સંસ્કૃત ભાષા પ્રચલિત હતી અને પછી સાહિત્યની સેવાને અભાવે ખંડવિખંડ થઈ ગઈ તે દેશમાં જો યોગ્ય પ્રયત્ન કરવામાં આવે તો હજી શું દેશમાં એક ભાષા ન થઈ શકે? વિચારસાધનને માટે દેશમાં અંગ્રેજી ભાષા પ્રવર્તમાન થશે એ જેટલું રા૦ નરસિંહરાવને શક્ય લાગે છે ત્હેના કરતાં કોઈ ઉર્દૂ જેવી નવીન ભાષા કાળે કરીને ભારતમાં ઉત્પન્ન થશે એ મ્હને વધારે શક્ય લાગે છે માનવી પોતાની માતૃભાષા સહજમાં છોડી શકશે નહિ, પરંતુ ધીમે ધીમે એની મેળે બદલાશે.

સિન્ધમાં અંગ્રેજ અમલદારને હિન્દી જાણનાર પટ્ટાવાળો ન મળ્યો માટે તે હમેશાં નહિ મળે ને અંગ્રેજી જાણનાર જલદી જ મળશે એમ માનવાનું કારણ નથી. વળી હિન્દી જાણનાર જ મળવો જોઇએ એમ નથી પણ ધીમે ધીમે ફેરફાર થતી નવી ભાષાનો જાણનારો પટ્ટાવાળો તો ગમે ત્યાં ને ગમે ત્યારે મળશે.

" પરિણામ એ આવે કે અન્તે દેશની ભાષા એક થાય–ભારતમાતાનાં સર્વ સંતાન એક શબ્દે માનો જય બોલાવતાં થાય, એવા મ્હારા શબ્દોને અસંભવિત માની લેખક જણાવે છે, કેઃ ' એ પરિણામ શું આપણી પ્રત્યેક સ્વતંત્ર ભાષાના–ગુજરાતી, મરાઠી, બંગાળી વગેરે ભાષાઓના–જીવનને માટે સર્વથા ઇષ્ટ છે ? એ જ ભાષાઓનાં આત્મવિલક્ષણ સાહિસનો લોપ શાન્ત મને જોવામાં એ ભાષા તરફ ત્હેના બોલનારાઓની ભક્તિને લાઘવ નથી પ્હોંચતું ? " જો એ ભાષાઓ પોતપોતાની આત્મવિલક્ષણ ખુબીઓ લેઇને નવીન ઉદ્‌ભવતી ભાષામાં ભળી જાય તો મ્હને લાગે છે કે એવું બોલનારાની ભક્તિને લાઘવ નથી જ પ્હોંચતું. અને કહેવું જોઇએ કે દેશકાર્ય જો તેથી શક્ય હોય તો કંઇક કંઇક સમર્પણ કરવું પડે અને વિચાર કરીશું તો જણાશે કે સર્વ સ્થળે એ પ્રમાણે થતું આવે છે. ઉન્નતિ પર ચડેલા સર્વ દેશોને પોતપોતાને ભક્તિની અને અભિમાનની સામગ્રીનો કંઇક કંઇક ત્યાગ કરવો પડ્યો છે. આમાં આપણે તો લિપિ સજવાની છે, ભાષા નહિ. એટલે ભાષાભક્તિના લાઘવનો પ્રશ્ન જ આવતો નથી.

આપણે રા૦ નરસિંહરાવની સાથે એકમત થઈ માનીશું કે " ઉદ્યોગની વૃદ્ધિ, જ્ઞાનની વૃદ્ધિ, સદ્‌વૃત્તિનો ઉત્કર્ષ વગેરેની સિદ્ધિ " આદિ " સ્વદેશાભિમાનને અનુકૂળ બીજાં ઘણાંએ સાધનો છે." પણ ભાષા એક હોય તો એ સાધનો સાધતાં સરળતા થાય કે હાલના જેવી સ્થિતિમાં?

તેઓ લખે છે, કેઃ ' ભિન્ન ભિન્ન પ્રદેશની ભાષાઓ પરસ્પર સમઝાવાની સરલતા ' ' એક લિપિથી થશે એમ માનતે મ્હને બહુ આંચકો લાગે છે. માત્ર લિપિથી અર્થબોધ શી રીતે થાય ? ભાષાનું સ્વરૂપ અજ્ઞાતવત્ હોય ત્હાં સુગમતાને પ્રવેશ, મળવાનો ? ક્યહાં બંગાળી ભાષા દેવનાગરીમાં લખી હોય તેથી હું ગુજરાતીમાં લખેલા લેખ જેટલી તો ન સમજી શકું, પરંતુ બંગાળી લિપિમાં લખ્યા હોય ને દેવનાગરીમાં લખ્યો હોય એ બેમાં કંઈ જ ફેર ન પડે એમ માનવાને હું તો સ્પષ્ટ ના પાડીશ. ઉદાહરણ તરીકે પ્રિયનાથ બન્ધોપાધ્યાયની એક બંગાળી કવિતા ગુજરાતી લિપિમાં નીચે મુકું છુંઃ

### યમુનાકુલે.

વેલા જાય સખિ સંધ્યા આસિ છે,<br>
ઘરેતે ચલ.<br>
યમુનાર કુલે એકલો બસિયા<br>
કિ હવે ફલ.<br>
નિષ્ઠુર સે શ્યામ ફિરિવે કિ આર ?—

વૃથા પથપાને ચેયે વારવાર
નિશિદિનમાત દેખિસ્ ના, ઓગો !
નયનજન.
દિન ચલે જાય, સંધ્યા આસિ છે,
ગૃહેતે ચલ.
તોર બાલવાસા પાષાણ બિને કે
ભૂલિતે પારે ?
કેમન કુસુમ નિઠુર બિને કે
દલિતે પારે ?
હેરિ' તોર સખિ મલિન બયાન,
મલિન નેત્ર, કહિ જે પરાણ
એમન ભૂનિયા આ છે મે, હૃદય
દિયાછે જારે !
તોર બાલવાસા પાષાણ બિને કે
ભૂલિતે પારે ?
તોર દુખે સખિ આકુલ પવન,
કાંદિછે ફુલ !
નાચે ના મધુપ, નીરવ વિષાદે
કોકિલકુલ !
કાંદિ છે યમુના, કાંદે દેહગુનિ,
ધેયે આમે જેન સવે આકુલ તુનિ'
સુધાતે તોર મલિન બયાને,
બામાયે ફૂલ
તોર દુખે સખિ આકુલ પવન,
કાંદિછે ફુલ !
સે ત લો ગિયા છે ભૂલિયા સકલ
પ્રણય કથા,
નિઠુર સે ચોર, પાષાણ પરાણે
બાજે ના વ્યથા.
તુઈ કેન તવે દિવસરજનિની
કાંદિયા કાગસ્ ઓલો વિરહિની,
વિરહ-અનલે મરમે જે જ્વલિ

લતાનું સેવન કર્યાથી સત્ય તત્ત્વોનો લોપ નથી થતો એમ બતાવવાને રા૦ નરસિંહરાવ લખે છે, કેઃ "દેવનાગરી લિપિમાં લખ્યાથી ખરા શબ્દો લખાશે અને ગુજરાતી લિપિમાં લખ્યાથી શબ્દોનું સત્ય બદલાઈ જશે કે બગડી જશે એમ કાંઈ અન્તર્ગત મહત્ત્વનું તત્ત્વ ઉપસ્થિત થતું નથી." શું બધાંને એક જ પ્રકારનાં સત્ય અને મહત્ત્વનાં તત્ત્વો હોતાં હશે કે? જોડણીમાં શુદ્ધ વાંચન અને અર્થબોધ પ્રાપ્ત કરવાનો છે, તેથી જુદા જુદા પ્રકારની જોડણીથી જુદા જુદા પ્રકારનું વાંચન અને અર્થબોધ થાય છે. માટે શું લિપિ ફેરવવાનો ઉદ્દેશ માત્ર વાંચન ને અર્થબોધ છે? બંને લિપિમાં એક જ તરેહનું શુદ્ધ વાંચન અને અર્થબોધ થઈ શકે છે, છતાં શુદ્ધ વાંચનને અને અર્થબોધને માટે જ જાણે દેવનાગરી લિપિ કરવાનો આ પ્રયત્ન ન હોય તેમ તેઓ બોલતા જણાય છે. જે હેતુ સાધવા આ પ્રયત્ન થાય છે તે તે ગુજરાતી લિપિથી ફલીભૂત નથી જ થવાનો. સમર્થ નૈયાયિકો પણ કેવે માર્ગે ચાલે છે તે આપણને આથી ઠીક જાણવાનું મળે છે!

હવે રા૦ નરસિંહરાવ ગુજરાતી લિપિની સુંદરતા પર આવે છે. 'આંખને ભાવે તે મનને ભાવે' એ ખરૂં છે, તથાપિ આભિમાનિકી વૃત્તિને લીધે પોતાનું હોય તે તુરત ભાવે. હબશીને પોતાનું છોકરૂં ભાવે કે ગોરાનું? ગુજરાતી લિપિ હબશીનું છોકરૂં છે એમ કહેવાનો આશય જ નહિ, પણ પોતાનું તો ભાવે જ. સંસ્કૃત વાંચતાં દેવનાગરી ભાવે ને ગુજરાતી વાંચતાં ગુજરાતી લિપિ ભાવે ત્યારે એ બે લિપિમાં સુંદર કયી? અને આનો જ્યાં સુધી સંતોષકારક નિર્ણય લાવી ન શકાય ત્યાં સુધી "આ સુંદરતાના રસિક અંશને હાલની લિપિ-પ્રચારની ચર્ચામાં સ્થાન જ મળતું જણાતું નથી' એથી રા. નરસિંહરાવને ખેદ કરવાનો નથી. વળી ખરેખર સુંદર હોય તોપણ કેટલીક વખત ત્હેનો ત્યાગ કરવો પડે છે. ગઈ સાલમાં જ બંગાળાને સુંદર લાગતા પોશાકને ત્યજવાની એક લેખકે સૂચના કરી હતી ને ત્હેમાં ત્હેમણે જણાવ્યું હતું કે સુંદર લાગતા પણ વસ્તુતઃ elliminate (સ્ત્રીઓને શોભા આપે એવા) પોશાક ત્યજતી વખતે ત્હેની સુંદરતા તરફ નજર કરવાની નથી, ને આપણાં કેટલાક ગુજરાતી કુટુંબોએ સુંદર ગુજરાતી પોશાક ત્યજ્યો છે ત્યારે સુંદરતાનો વિચાર ક્યારે થયો છે?

કંઈક કંઈક સુંદર ને પ્રિય લાગતું હોય તે પણ ત્યાગ કરવું પડશે એવો આ પ્રશ્ન છે. જાતીય ગઠનના ઘણા પ્રશ્નો આવા જ છે. ને હું તો એમ માનું છું કે આ પ્રશ્ન પણ જાતીય ગઠનનો છે.

અંતે એમ ફરી જણાવું છું કે એક લિપિ થવાથી સધાઈ ગયું એમ માનવાનું નથી. એથી તો માત્ર એક વિઘ્ન દૂર થાય ને તેથી કંઈક સરલતા થાય; પ્રયત્ન કરવામાં આવે તો એક ભાષાનું વલણ પકડે. પ્રથમ પ્રયત્ન લિપિનો ને તે પ્રયત્નમાં સફલ થયા પછી બીજો.

રંગમહેલ,
તા. ૧૪-૨-૦૮ } નરસિંહભાઇ ઇશ્વરભાઈ પટેલ.

---

રા. કરીમ મહમદે જણાવેલું, કે “ ત્યારે સ્હેજ સવાલ થાય છે કે સરળ લિપિ કઈ? જનસમાજ આપોઆપ સમજે તે કે આપણે માથાકુટ કરી સમજાવીએ તે ?” મ્હેં તુરત જ કબુલ કરેલું કે ‘આપોઆપ સમજે તે લિપિ સરળ.’ અને તુરત જ પાછળ ઉમેરેલું, કે “ પણ ત્યારે શું આ બધો પ્રયત્ન સરળ લિપિને માટે છે કે ઇષ્ટ લિપિને માટે ?” આ હકીકતની પુષ્ટિમાં મ્હેં દૃષ્ટાન્ત આપ્યું, કે “બજારમાં અંગ્રેજી માલ કદાચ સસ્તો મળે, પણ આપણે સસ્તો માલ લેવાનો છે કે જે માલ અન્તે દેશને લાભ કરે તે ? રા. કરીમ મહમદ માસ્તરને હિસાબે તો દેશી કારીગરીને ઉત્તેજન આપવું નિરર્થક છે.” લોકો સરળ લિપિ આપોઆપ સમજે ને સસ્તો માલ આપોઆપ ખરીદે, પણ ઇષ્ટ લિપિ અને ઇષ્ટ માલ લેવા માટે તો લોકના વલણને વાળવું પડે છે. હકીકત મ્હેં દૃષ્ટાન્તથી સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો ને લોકના પર લિપિનું કામ છોડી દેઇએ, તો તે હિસાબે બજાર માલના સમ્બન્ધમાં પણ લોકના વલણને માન આપવું જોઇએ ને તેથી જ મ્હેં કહેલું, કે “રા. કરીમ મહમદ માસ્તરને હિસાબે તો દેશી કારીગરીને ઉત્તેજન આપવું નિરર્થક છે.” આમ કહેવામાં હજીયે માનું છું કે મ્હેં “બીજે માર્ગે ફંટાઈ” દલીલ કરી નથી. રા. કરીમ મહમદે વિચાર કર્યો હત, તો સમજાત: હજીયે કરશે તો સમજાશે. એ પ્રમાણે argumentum ad hominem નથી. ‘પક્ષકાર અને સામાન્ય પ્રેક્ષકવર્ગ પક્ષવાદીના વાક્ચાતુર્યથી સન્તુષ્ટ’ થતો હોય તો પોતાને ફરજ માની બેઠેલો પ્રતિપક્ષ પક્ષવાદીના તર્કોને રદ કરે; અન્તરાય નથી.

દેવનાગરી શક્ય છે, એમ હું માનું છું તે સમ્બન્ધમાં રા. કરીમ મહમદ બહુ આંકડા આપી જણાવે છે કે તે લિપિ શક્ય નથી. ભારતમાં જુદી જુદી ભાષાઓ બોલતા લોકના આંકડા આપ્યા છે,-પણ તે પરથી તો હવે મ્હને જ મ્હારી હકીકત સમજાવતાં સરળતા થઈ છે. ભારતની આશરે ત્રીશ કરોડ, વસતિમાં હિન્દી અને મરાઠી બે ભાષાઓ તો દેવનાગરીમાં વંચાય છે જ, એ બે ભાષા બોલનારા લોકની સંખ્યા ૧૦,૫૦,૦૦૦૦૦ છે; વળી એ લિપિમાં, પ્રયત્ન થાય તો, બંગાળી, ઉરિયા, આસામિઝ,* ગુજરાતી અને પંજાબી સ્હેલથી મળી શકે ને ત્યારે એ લિપિ વાંચનાર લોક સંખ્યા ૧૮,૬૫,૦૦૦૦૦ થઈ શકે. બીજી કોઈ લિપિ આટલા લોકો સરળતાથી વાંચી શકે એવી નથી. ઉર્દુને જાણનાર લોકસંખ્યા રા. કરીમ મહમદે આપી નથી, અને દ્રાવિડિયન કુળની બધી ભાષાઓ બોલનારની સંખ્યા ૫,૫૦,૦૦૦૦૦ જણાવે છે. હિન્દમાં સો ઉપરાંત ભાષાઓ છે, પણ એક લિપિ ઇષ્ટ હોય તો તો દેવનાગરી જ ઇષ્ટ છે, કારણ કે તે જ શક્ય છે.

અંગ્રેજી ભાષા દેશભાષા થશે એમ હું માનતો નથી; રા. કરીમ મહમદ માને છે ? મ્હને લાગે છે કે ના. ત્યારે મ્હારો અને કદાચ ત્હેમનો પોતાનો મત તોડવા શા માટે વ્યર્થ વ્યય કરતા હશે ? અને તે પણ નિષ્ફળ ?

ઓ. બી. જસ્ટિસ શંકર નાયરનો અભિપ્રાય પોતાની પુષ્ટિમાં ટાંકે છે, પણ તે ઓ-

---

* બંગાળી, ઉરિયા, અને આસામિઝ હિન્દીને ઘણી મળતી આવે છે.

( રા. કરીમ મહમદ. )

નરેબલ તો એમ જ કહે છે કે અંગ્રેજી કેળવણીદ્વારા ભારતની ઉન્નતિ થઈ શકશે. તેઓ નથી કહેતા કે દેશભાષા અંગ્રેજી થવી જોઇએ ને નથી એમ પણ કહેતા કે દેશલિપિ રોમન થવી જોઇએ.

વળી મી એચ. નારાયણરાવનો અભિપ્રાય પણ પોતાની પુષ્ટિમા ટાંકે છે મી નારાયણરાવે એમ તો કહ્યું જ નથી કે અંગ્રેજી ભાષા કે રોમન લિપિ દેશમા પ્રચલિત કરવી જોઇએ એ તો માત્ર એમ જ જણાવે છે કે અંગ્રેજી ભાષા જોઇએ એટલા શબ્દો વાળી, જોઇએ તેવા ભાવો દર્શાવનારી છે, ને દેશી ભાષાઓ ખામીવાળી છે અંગ્રેજીના જેટલી ખેડાશે, ત્યારે દેશી ભાષાઓ પણ તેવી થશે, નિરાશાનુ કઇ કારણ નથી.

"અંગ્રેજી ભાષા તો થોડા અંગ્રેજી જાણનારાની સામાન્ય ભાષા છે, પણ બીજા લોકગનો પણ વિચાર કરવો જોઇએ, મ્હોટો ભાગ તે ભાષા જાણતો નથી.' એ મ્હારા કથન પર રા૦ કરીમ મહમદે આ બધી સહાયતાઓ આણી છે, પણ તેઓ કઈ અન્યથા સિદ્ધ કરી શકે છે?

રા૦ કરીમ મહમદ જણાવે છે, કે 'અંગ્રેજીએ હિન્દની એક ભાષા તરીકે જાણ્યે અજાણ્યે ક્યારનુએ સ્થાન લીધુ છે" ક્યાં કૉંગ્રેસો, કૉન્ફરન્સોને ભણેલા થોડાઓમા કે જનસમૂહમા?

*રા૦ કરીમ મહમદના પ્રયાસથી પણ મ્હને સમાધાન નથી થતુ ને હજી માની શકુ છુ* કે દેવનાગરી લિપિ જ ભારતમા ઇષ્ટ છે, કારણ કે તે જ શક્ય છે

રંગમહેલ
તા ૨૫-૭-૦૯. } ન. હ. પ.

---

## ડૉ. ધ્રુવના જીવન
અને
## કવનની રેખા.

માનનીય સભાપતિ,

અને સાહિત્ય પ્રિય બન્ધુજન,

કવીશ્વર દલપતરામભાઇના પુત્ર રા ન્હાનાલાલ કવે છે, કે

"નયન ઉઘડ્યુ પેલુ ઓજસ્વી નવલ પ્રભાતનુ.
જગત્ ભરતું, વ્હાલા! જો તેજ ઊતરે તાતનુ!
નવ વસન્તાનિલના પમરે પરાગ અલૌકિક,
વિરલ વિભૂતિ વર્ષે સુરનાથ આધિદૈવિક!

સમસ્ત જગતમા, બન્ધુઓ, ઓજસ્ પ્રકાશી નિકળવા માડ્યુ છે, દેશે દેશ અને ગામે ગામ ચળવળાટ ચાલી રહ્યો છે. કાઈ નવીનજ તેજ સર્વત્ર વ્યાપી રહ્યુ છે, આ મ્હારો દેશ, આ મ્હારી

ભૂમિ એવી જાતીય ભાવના ઉદ્દીપી છે, અને પોતાને ઉન્નત સુસ્થિત અને સુન્દર બનાવવા સર્વત્ર પ્રયાસો આદરાઇ રહ્યા છે. 'ગૂજરાત સાહિત્ય સભા' એ 'ગુર્જ્જર સાક્ષર જયન્તી' નો આ ક્રમ યોજી, ગૂજરાતના સાહિત્ય સેવકોના રત્ન ચરિત્રની નિરીક્ષા કરવાનો, ત્હેમનું મૂલ્ય સમ્હજવાનો અવસર આપ્યો છે. સર્વ દેશમાં મહા પુરુષની જયન્તીઓ પ્રતિવર્ષ ઉજવાય છે. અહિં પણ તેવો પ્રયાસ આરમ્ભાયો છે. ગૂજરાતીના વધતા જતા અભ્યાસને અને તે પ્રતિ લોકરુચિ વૃદ્ધિ પામતી જવાને આધારે 'કાવ્ય માધુર્ય', 'સાહિત્ય રત્ન', અને 'કવિતા પ્રવેશ', તથા 'કાવ્ય મંજરી' આદિ અનેક કાવ્યસંગ્રહો પ્રસિદ્ધિ પામતા જાય છે. કાવ્યોની અને કાવ્યોના કર્ત્તાઓની, આમ ધીમે ધીમે, પીછાન જનસમાજને અપાતી જાય છે. અસ્તુ.

આજે આપણે, સામાન્ય વર્ગમાં સુરતના એક પ્રસિદ્ધ વકીલ, અને ગાયકવાડ સરકારના એક મ્હોટા અધિકારી તરીકે, સારી પેઠે ઓળખાતા, વર્ત્તમાનપત્રના વાચકો અને રાજકીય વિષયોમાં ચિત્ત રાખનારાઓમાં 'ગૂજરાત દર્પણ' ના એક વજનદાર લેખક તરીકે અને આપણી રાજદ્વારી હીલચાલોમાં ઉત્સાહથી ભાગ લેનારા તરીકે સુપરિચિત, પર ખણ્ડના વિદ્વાનોમાં 'સ્ટૉક્‌હોમ' માં ભરાયલી આઠમી ઓરિયન્ટલ્ કોન્ગ્રેસમાં ગાયકવાડ સરકારના ઉપસ્થિત પ્રતિનિધિ તરીકે અને ભાષાશાસ્ત્રમાં પ્રાચીન ઈતિહાસના શોધક તરીકે એમ્હની પ્રવીણતા અને વિદ્વતાથી સન્માન્ પામેલા, અને ગૂર્જ્જર સાક્ષર વર્ગમાં આર્યોત્કર્ષક વ્યાયોગ, પ્રાચીન ગૂજરાતી સાહિત્ય રત્નમાલા, વસન્ત વિલાસિકા તથા કુંજવિહાર આદિના કર્ત્તા અને 'ચન્દ્ર' માસિકના તન્ત્રી તરીકે સુપ્રસિદ્ધ, સ્વદેશાભિમાની સદ્‌ગત સાક્ષર શ્રી હરિલાલના જીવનની રેખા અવલોકવા ભેગા થયા છિયે.

એકદા આપણા માનનીય સમર્થ સાક્ષર વિવેચક સદ્‌ગત નવલરામભાઇયે એક મિત્રના હરિલાલ ધ્રુવ વિષયક પ્રશ્નના ઉત્તરમાં કહ્યું હતું, કે

" સર્વ સામગ્રીથી ભરેલા વહાણ જેવી, ધ્રુવની માનસિક સમૃદ્ધિની સ્થિતિ છે; તેથી તે જે બા'રે ઊતરશે ત્યાં યશ દાખવશે અને વિજયી પ્રકાશશે; અને જે જે રંગમાં આપણે આ બહુશ્રુત, બહુરુપી, બહુવ્યવસાયી ને જોઇયે છિયે તે તે રંગમાં તે ખીલી નિકળેલ જોઇયે છિયે."

કોઇક કહેશે, બન્ધુઓ, કે નવલરામભાઇયે પક્ષપાતમાં આમ કહ્યું હશે. પરન્તુ આ પક્ષપાતમાં નથી, આ પરિહાસની ઉક્તિ નથી, પણ આ એક ગમ્ભીર વચન છે તેમ્હેનું, એને નિરીક્ષી, સાશ્ચર્ય ત્હેની સત્યતા અનુભવીશું.

આ સ્વદેશપ્રેમીનો જન્મ આપણી "ગૂજરાત"ના એક સ્વદેશભક્ત, સ્વરાજ્યભક્ત, અને સ્વધર્મકુટુમ્બમાં, શુભ ગ્રહોમાં મેષ રાશિના સૂર્યમાં, અને કર્ક રાશિના ચન્દ્રમાં પુષ્ય નક્ષત્રમાં, કવિ નર્મદની પેઠે સર્યોદય પછી પન્દર ઘડિયે અને બત્રીસ પળે વિ. સં. ૧૯૧૨ ના

---

* ગુજરાતસાહિત્યસભા તરફથી યોજાયેલા 'ગુર્જ્જર સાક્ષર જયન્તી' ના ક્રમાનુસાર તા. ૨૯-૬-૦૯ ને મંગળવારે સ્હાંજના ૭ વાગે, પ્રેમાભાઈ હૉલમાં, સ્વ૦ સાક્ષર હરિલાલ હર્ષદરાય ધ્રુવની જયન્તી ઉજવવામાં આવી હતી : તે પ્રસંગે આ લેખ રા. રા. સુમનસ્ હરિલાલ ધ્રુવે રા. રા. રમણભાઈ મહિપતરામ નીલકંઠ બી. એ., એલ્. એલ્. બી., એઓના પ્રમુખપણા નીચે વાંચ્યો હતો.

તન્ત્રી.

વૈશાખ માસમા, શુક્લ પક્ષમા પછી અને શનિવારે ઈ સ ૧૮૫૬ ના મે માસની તા ૧૦ મી એ ગાયકવાડી રાજ્યના ઉત્તર પ્રાન્તમા દહેગામ પ્રગણાના, અમદાવાદની બાદશાહતવાળા સુલતાનો સામ્હે ટક્કર લેનારા શગ રજપૂતોના બીહોલ અથવા બહિયલ ગામમા, તેમ્હના મોસાળમા થયો તેમ્હના માતૃપક્ષી જો કે આવા ગામના અથવા કસુબાના વતની હતા*, છતા તેઓ છોટા વડોદરા અથવા બડોદરાથી મૂળ આવ્યા હતા, અને આપણી જીવનકથા વિષયના માતામહ પરસદરાય પરશુરામના એક બીજી ત્રીજી પેઢીના વડીલે, સ્થાનિક જન્મ કલહત્નમગમા શૂર ભાગ ભજાવેલો હતો એવી કુળઆખ્યાયિકા છે આ કુટુમ્બની બહિયલમા તથા બીજા ગામોમા હાલ પણ બ્હોળી ખેતી છે, અને તેઓ આબરૂદાર સ્થિતિ ભોગવે છે

ઘણાજ થોડાં કુટુમ્બો પોતાની કુલપરમ્પરા લાબા કાળ સુધી જાણી શકે છે પરન્તુ આ ચરિત્રનાયકના અને તેમ્હના પિતાશ્રીના પરિશ્રમના પ્રયાસને લઈ આપણે સર્વે તેમ્હના પૂર્વજોનો પ્રાચીન ઇતિહાસ જાણી શકીએ છિયે વર્તમાન સન્તતિ સુધી ગણતા અઠ્ઠાવીસ પેઢી થાય છે તેમા સાત પેઢીમા તો, વિ સ ૧૭૫૮ થી તે કુટુમ્બ ' ગોધરાના દ્રુ ' (મ ધ્રુવ ) નામથી, એ કુળ ઓળખાતુ અને લખાતું આવ્યાના લેખી દાખલા જાણવામા આવ્યા છે તે પૂર્વેના દાખલા ઉજ્જયિનીના તીર્થે ઉપાધ્યાયને ત્યાની વહીમા વિ સ ૧૭૫ અને ૧૭૬૮ ના ધ્રુવ હરેરામ ઇન્દ્રજીના છે તેમ્હણે તેમા પોતાના સ્વહસ્તે લેખ ફારસી ભાષામા તેમજ સ્વભાષામા, ગુજરાતીમા, પ્રશસ્તાક્ષરે, લખેલા છે ત્યાર પછી આ હરેરામના પુત્રી બાઈ લાડકોરના વિ સ ૧૭૮૭ મા અને અન્ય કુટુમ્બીઓના વિ સ ૧૭૮૮,૮૯,૯૦,૯૩ ૯૪,૯૯,૧૮૦૦ ના નાસિકના તીર્થ ઉપાધ્યાયની વહીમા દાખલા મળે છે તે ઉપરથી, આ સમયમા, આ ' ગોધરાના દ્રુ કુટુમ્બનો વિસ્તાર એક તરફ ગોધરા, બીજી તરફ નડિયાદ-અમદાવાદ અને ત્રીજી તરફ ઔરગાબાદ ( દક્ષિણ ) મા માલમ પડે આવે છે અને ત્યાર પછી પાછા વિ સ ૧૮૧૦ મા ઉપર કથિત હરેરામ ( વિ સં ૧૭૫૮-૬૮ ) ના એક ભાઈ આત્મારામ, જે પોતે યાત્રાએ ગયેલા ત્યારનો વિ સ ૧૭૯૭ ના શ્રાવણ સુદ ૧૧ નો લેખ પણ મળી આવે છે તેમના ચિરંજીવી અભેરામ અને તેમના ત્રણ પુત્રો અને બીજા ભાઈ દયારામના ચિરંજીવી હરજીવનદાસ (આપણા ચરિત્રનાયકની શાખાના વડિલ,) અને તેમ્હના પાચ પુત્રો, અવન્તી-ઉજ્જયિનીની યાત્રાએ ગયેલા ઉપાધ્યાયની વહીમા લેખ લખતા જણાય છે, અને તેમા હરજીવનદાસભાઈ લખે છે, કે ' અવતીકાપુરી તીર્થે આ ખાન શ્રી બાબુખાનજી સાથે જાત્રા કીધી ' આ પ્રમાણે આ કુટુમ્બની વિધ વિધ સ્થાનમા

---

* એ પેહેલા, તેઓ નડિયાદ પાસે ઉત્તરસણ્ડાના વતની હતા આ બડોદરા તે આમળિયારા પાસે મેહેવાસી છે તે પરસદરાયના બાપ બાપુજી અને તેમ્હના દાદા ગણુજીની પત્નીના ભાઈ કેવળરામ, આમળિયારાના કાર્યભારી હતા તે ત્યા ઉપર સળગેલા પ્રસગમા મરાયા, અને તેમ્હના બ્હેનને, પોતાના પુત્ર દયાળજી વગેરે સાથે સ્થલાન્તર કરવુ પડતા—બાપુજી અન્તે વિ સ ૧૮૪૬ મા આવી બહિયેલમા વસ્યા તે વખતે પરશુરામની ઉમ્મર ૨૦-૨૨ વરસની હતી, અને અ સૌ શ્રી રેવાબાઈ ( હરિલાલના માતુશ્રી ) વિ સ ૧૮૨૬ ના શ્રાવણ વ૦ સાતમે, ત્રીસ વર્ષની વયે ગુજરી ગયા એટલે તેમ્હનો જન્મ વિ સ ૧૮૯૬ મા અર્થાત ઉપરના બનાવ પછી પચાસ વર્ષે થયો હતો ( ચન્દ્ર—પુ ૪, અ ૭ )

સુ ૯ પ્રુ

વિસ્તૃત થઈ ગયેલી શાખાઓએ, એક સરખી રીતે, આવાં તીર્થોની યાત્રા ઉપરની પ્રીતિથી, પોતાની ધર્મભક્તિ પ્રથિત કીધી છે.

આ લેખોથી વળી આ કુટુમ્બના વિસ્તારમાં તેમ્હનું સાહસ, તેમ્હના સ્થાન અને કુટુમ્બનું નામ જાળવી—જોડી રાખવામાં, તેમ્હનો સ્વભૂમિ, અને સ્વકુળનો પ્રેમ, અને ગર્વ, તેમ્હના સ્વભાષા ઉપરાન્ત ફારસીના પરિચયમાં તેમ્હનું શિક્ષણ, તેમ્હના ફારસી જ્ઞાન અને બાબી કુટુમ્બના સમ્બન્ધથી તેમ્હનો. મુત્સદી દરજ્જો આદિ સમજી શકાય છે. પણ આ કુટુમ્બની ધર્મભક્તિ અને તેમ્હનો રાજકીય સમ્બન્ધ અધિકાર આટલેથીજ આટપતો નથી.

ઉપર કથિત યાત્રિક બન્ધુઓ આત્મારામ, તથા હદેરામ ધ્રુવના પિતા ઇન્દ્રજીથી વડીલ પન્દરમા પુરુષ, છબિલદાસજીના ભાઈ, નાગજીભાઈ કરીને હતા. શ્રી વલ્લભાચાર્ય સમ્પ્રદાયના સ્થપાતા ધર્મ–મહા–મન્દિરના ધુરન્ધર ભક્ત સ્તમ્ભો ચોર્યાશી વૈષ્ણવો અને બસો બાવન વૈષ્ણવો, પોતાના ધર્મનિષ્ઠ ચરિત્રોથી પંકાઈ ગયા છે. તેમાંના બસો બાવન વૈષ્ણવોમાંના આ નાગજીભાઈ છે—અને તે વૈષ્ણવોની કથામાં, એમ્હની પણ અદ્દભુત કથા છે. તે કથાનો અહિં વિસ્તાર ન કરતાં, એટલુંજ કહેવું બસ છે, કે અદ્યાપિ પણ આ વૈષ્ણવ રાજની ગાદી, અને તેમ્હનું મકાન ગોધરા (પંચમહાલ) માં મોજૂદ છે—અને તેનું એટલું માન છે, કે કોઈ પણ ગોસાંઇજીનું બાળ પધારે છે, તેનાથી, તે ગાદીને પૂજા, આર્તિ, નિવેદન કીધા વિના નૈવેદ્ય લેવાય નહિં! આ કુટુમ્બે પણ તે વડિલની ગાદીને માન આપી આપણા ચરિત્રનાયકના પિતા રા. સા. હર્ષદરાય મહેતાબરાયે પોતાના વડિલોથી પ્રાપ્ત થયેલાં ઘર, જમીન, ખેતર, પાદર, વાડી, વજીફા વિ. ની દશપન્દર હજારની ઇસ્કિયામત, તે ખાતે અર્પણ કીધી છે; અને તેમ્હનો દાખલો લેઇને બીજા કુટુમ્બીઓએ પણ તેમ કીધું છે. એટલે ગોધરામાંની તો ધ્રુવકુલની તમામ મિલ્કત, તે ગાદી ખાતેજ, પળે છે. શ્રી વલ્લભાચાર્ય સમ્પ્રદાયના સ્થાપન કરનારનો સમય વિ. સં. ૧૫૫૪ થી ૧૫૮૭ નો છે—અર્થાત્ લગભગ તે જ સમય પરમ વૈષ્ણવ શ્રી નાગજીભાઈ અને તેમ્હના ભાઈ છબીલદાસજીનો પ્રાપ્ત થાય છે. આ વૈષ્ણવ ધર્મ, તે કાળથી, આ કુળમાં ઉતરી આવ્યો છે; અને તેમ્હની ધર્મનિષ્ઠા અવિચ્છિન્ન પરમ્પરાથી અબાધિત જણાઈ છે. શ્રી નાગજીભાઈની કથામાં તેમ્હને ભટ અને દેસાઈ કરીને વર્ણવેલા છે. પણ તેમાં તેમ્હનું ધ્રુવ પદ જણાતું નથી. તથાપિ સાક્ષર બાળાશંકર ઉલ્લાસરામ કન્થારિયાના શોધમાં એક "ધ્રુવ ચાલિસા" નામે વ્રજ ભાષાનું વૈષ્ણવ કાવ્ય મળી આવ્યું છે. તે વૈષ્ણવ ભક્ત આજ ધ્રુવ હતા તો તેમ્હનું હોવું જોઇયે એમ કલ્પના લેવામાં આવે છે; તો 'ધ્રુવ' ઉપનામની શરુઆત ગઈ સાત પેઢીથી બીજી પન્દર પેઢી ઉપર ચડી વિ. સં. ૧૭૫૯ થી વિ. સં. ૧૫૫૪ એ જઈ પહોચે છે. પણ આ આગળના સમયમાં તેની સાથે દેસાઈ પદ પણ જાણવામાં આવે છે. કુળાખ્યાયિકા એવી જાણવામાં આવી છે, કે આ કુટુમ્બ પ્રથમ ધ્રુવ, દેશાઈ અને મજમુન્દાર એ ત્રણ વતનનું ભોક્તા હતું. ગુજરાતના વલ્લભી વંશના રાજાઓનાં તામ્ર પત્રોમાં બીજા અધિકારિયોની સાથે આધિકારણિક (ન્યાયાધીશો) ના નામને જોડીને 'ધ્રુવ' પણ નામ આપે છે. (મહારાજ શ્રીધરસેનનાં વિ. સં. ૨૫૨ (ઈ. સ. ૫૭૦–૭૨ વિ. સં. ૬૨૯ નાં તામ્રપટોમાં આ નામ જણાય છે.) અને ભરુચના ગુર્જર અને સુરત નવસારી તરફના રાષ્ટ્રકૂટ આદિ વંશના, રાજાના તામ્રપટોમાં 'રાષ્ટ્રપતિ વિષયપતિ' નામ આપવામાં આવ્યાં છે, તેનાજ પર્યાય વાચક "દેશપતિ" દેસાઈ, વંશી નામ

છે. (ગૂજરાત ૩૬, ૨, અથવા પ્રશાન્ત રાગ ૧ નું શક સ ૪૧૫ ઈ. સ. ૪૯૩ વિ સં. ૫૫૦ નુ તામ્રપટ, ટીકા સહિત, ઇન્ડિયન એન્ટિક્વરી પુ. ૧૭ સને ૧૮૮૮ના પૃ ૧૮૩ થી ૨૦૦ મા પ્રકટ થયેલ છે.) આ જૂના સ્થાનિક અધિકારવાચક પદો પૈકી ધ્રુવ અને દેશપતિ પદ આમ આ કુટુમ્બમા કઈ નહિ તો આજથી ચાર શતક ઉપર સ્પષ્ટ જણાય છે. આ બે પદો પ્રાચીન સ્વરાજ્યના છતા 'મજમુન્દાર' પદ મુસલમાની સમ્બન્ધ દાખવે છે, અને તે તે વારાનુ છે.

આ કુટુમ્બનો પ્રારમ્ભ શ્રી નાગજીભાઈ ઉપર પાચમા પુરુષ ધ્રુવ ચતુર્ભુજદાસથી જ છે,—એટલે લગભગ વીસ પેઢીએ ચાર શતક જણાય છે, તો પાચ પેઢી માટે એક શતક ગણતા, આ એકન્દર સત્તાવીસ પેઢીઓને પાચ શતક માનતા આપણા ચરિત્રનાયકના કુટુમ્બના મૂળ પુરુષનો ઉદ્ભવ વિ સ. ૧૪૫૧ લગભગ આવે છે તો એ વેળાએ આપણા દેશના અતિ પ્રાચીન રાજ્યો તો લય વિલય થઈ જ ગયા હતા, પણ વાયવ્ય દિશાએથી પ્રવેશ પામેલા મહમ્મદિયન રાજ્યવિપ્લવ કાન્તિયોના વાત્યાચક્રે રજપુતસ્થાનના રાજ્યસ્તમ્ભો દોદળા કરીને ગૂજરાત, માળવા, અને દેવગિરિના, અનુક્રમે સોલકી, પરમાર અને યાદવોના રાજ્ય અસ્તવ્યસ્ત કીધા—ને લગભગ એક શતાબ્દી થવા આવી હતી હજૂ અમદાવાદમા બાદશાહત ખડી થઈ ન હતી હજૂ વડોદરામા ગાયકવાડીનો અસરે ન હતો અને ભરુચ સુરતની નવાબીના સ્વપ્ન પણ ન હતા. માત્ર ચાવડા વનરાજ અને તેના પ્રધાન જાબ અથવા ચાપાના વિ સ ૮૦૨ મા સ્થાપેલા બે નગર, અણહિલપુર પાટણ અને ચાપાનેર તે વેળાએ રાજસત્તાના કેન્દ્ર હતા તે બે રાજ્યસત્તાઓ કઈ કાળની વિરોધી, અને લડીને જુદી પડેલી છતા પાટી (સોળકી અને ચોહાણ) લઈને જુદી પડતા, પાછી બને નાશ પામવાની હતી પાટણમા દિલ્હીની બાદશાહતના સુબાઓનો તે વેળાએ અમલ હતો, અને ચાપાનેરમા એજ દિલ્હીના એક વખતે મહારાજા, પણ તે દિલ્હી લેનાર મુસલમાન સત્તાથી નષ્ટ થયેલા અહિં ચાપાનેરમા આવી વસેલા ચોહાણો રાજ્ય કર્તા હતા, અને આ ચાપાનેર આ કુળનુ ગોધરા પહેલા મૂળ સ્થાન છે, તે તે સ્થાન પડતા સુધી તેમનુ તે સ્થાન રહ્યુ, અને ત્યાર પછી ગોધરા નજીક હતા, તે ગોધરા થયુ વચમા કદાચ લુણાવાડા, વાડાસીનોર થયા હોય તો કોણ જાણે! પણ આ અતિ પ્રાચીનકાળથી, પછી કાતો ચાપાનેરથી, કે ગોધરાથી, પણ આ ધ્રુવ, દેસાઈ, અને મજમુન્દારી વતન આ કુટુમ્બમા હોવાની કુળાખ્યાયિકા છે ખાસ કરીને મુસલમાની વારામા જ્યારે મહાલો ઈજારે અપાતા હતા ત્યારે તે ઇજારદારોને કુમાવિસદાર વિગેરે નામથી ઓળખતા હતા તે પ્રસંગે રૈયતના રક્ષણ માટે અને સરકારના હકની દેખરેખ માટે, આગળના નિયમને અનુસરીને, સ્થાનિક પ્રતિષ્ઠિત અગ્રણીઓને ગામો માટે પટેલ, અમીન, અને મહાલો માટે દેસાઈ, મજમુન્દાર એવા અધિકારિયો નિમતા હતા. દેસાઇઓને રૈયતની અને રાજ્યની આબાદાની જોવાની હતી, તથા લાવણી, મહેસૂલની વ્યવસ્થા સભાળવાની હતી, અને મજમુન્દારોને આ સમ્બન્ધિ હિસાબની ચોકશી રાખવાની હતી આમ આ બન્ને હોદા મહત્ત્વના અને વિશ્વાસના હતા. એ જ મુજબ આયાતી નિકાસી, વેપારી, રાહદારી, જકાતનો બન્દોબસ્ત 'ધ્રુવ' નામના અધિકારીનો હતો ત્યારે આ ત્રણે અધિકાર આપણા ચરિતનાયકના કુટુમ્બના પુરુષો તરફ હશે ત્યારે મહેસુલી, હિસાબી, અને જકાતી કારભાર તમામ તેમના તરફ છતાં, તેમનો કેવો મોભો હશે તે સહજ જાણી શકાય તેમ છે.

પરન્તુ મિથ્યામાન, અને સ્વધર્મને બાધક વ્યવસાયના બહુ લોભી નહિ એવા આ કુટુમ્બે દેસાઈ મજમુન્દારી સવેળા જ છોડી દીધાની કુળ આખ્યાયિકા છે. તે આખ્યાયિકા આપણને જણાવે છે કે તેમ્હણે પોતાના મિત્રો, આશ્રિતો તરફ જવા દીધી, તે ત્યાં હાલ તે તરફ છે. પ્રથમ પુરુષ ચતુર્ભુજદાસ પછી એક શતક પછી છઠ્ઠા પુરુષ છબીલદાસજીના વખતમાં માત્ર દેસાઈ પદ છતાં, મજમુન્દાર પદ નથી—તો તે સમ્બન્ધ તે સમયે છૂટી ગયેલો અટકળી શકાય છે, અને ત્યાર પછી બે શતક પછી, યાત્રિક 'ધ્રુવો' માત્ર પોતાનું તે જ નામ કુટુમ્બના બાવીસમા અને પછીના પુરુષાદિકો રાખી રહ્યા છે. તો પરમ વૈષ્ણવ શ્રી નાગજીભાઈના કુળનાઓને ધર્મવ્યવસાય વિશેષ રુચિકર હોઈ, રાજદ્વારી વ્યવસાય, દેસાઈ ભાગનો તેમ્હણે આ અસો વર્ષમાં જતો કર્યો લાગે છે. એટલે આ કુટુમ્બને હાલના અંગ્રેજી અમલમાં, બીજાં વતનો બન્ધ થઈ ગયાં તેમ ધ્રુવ વતન પણ હવે આ ચાલતા જમાનામાં બન્ધ થઈ ગયું છે. તો પણ, તેમ્હણે અવિચ્છિન્ન સંગ્રહી, સ્વીકારી, પકડી રાખેલું, અતિ પ્રાચીન ધ્રુવ નામજ તેમનામાં કાયમ જોઈ આનન્દ પામવા જેવું છે.

જે ધર્મનિષ્ઠા અથવા ધર્મભક્તિ પરમ વૈષ્ણવ નાગજીભાઈના ચરિત્રમાં આપણે વાંચિયે છઈયે, અથવા દેસાઈ મજમુન્દારનાં વતનના ત્યાગમાં, કે તીર્થયાત્રાના અનુરાગમાં જોઈયે છઈયે—તે જ નિષ્ઠા અને તેજ ભકિત આપણા ચરિત્રનાયકના પિતા રા. સા. હર્ષદરાયમાં પૂર્ણ પ્રકાશી નિકળેલી જાણી છે. ઘણી જ બાલ્યાવસ્થાથી કથા વાર્તા ઉપર પ્રેમ, યોગી અને સાધુઓ ઉપર પ્રીતિ, ભક્તિ, અને તેમ્હની સેવા કરવાની ઉત્કટ ઈચ્છા, અને જગન્નાથ બદ્રિકેદાર આદિ પવિત્રસ્થાનોની યાત્રાઓ તેવું પૂર્ણ દર્શન કરાવી રહ્યાં છે. પરમ વૈષ્ણવ છતાં, વેદાન્તજ્ઞાનમાં નિષ્ણાતતાથી, તેમને જનકાદિક પ્રમાણે શ્વેત સંન્યાસી લોકો ગણતા હતા. અવિચળ પ્રમાણિકપણા, અને અખંડિત સત્યની તેઓ પ્રત્યક્ષ મૂર્ત્તિ મનાતા હતા. નિરન્તર પ્રસન્ન વદન, સૌમ્ય, શાન્ત, મધુરવાણી અને ધીર, ગમ્ભીર સ્વભાવ, વિગેરે ઉત્કૃષ્ટ ગુણોને લીધે, રાજા અને પ્રજા, સમસ્ત જન સમાજની પ્રીતિ અને માન તેમ્હણે સમ્પાદન કર્યાં હતાં. અકલુષિત રાજ્યભક્તિયે અને નિડર, સ્વતન્ત્ર વર્ત્તને, પ્રજાનું હિત કરતાં પણ, તેમ્હણે પોતાના રાજાની સેવા કરતાં, તેમનાથી માન, પ્રતિષ્ઠા, અને અધિકાર મેળવ્યાં હતાં. રા. સા. હર્ષદરાયનો જન્મ વિ. સં. ૧૮૭૩ ના જ્યેષ્ઠ વદી આઠમ ને શનિવાર, તા. ૭ મી જૂન સને ૧૮૧૭, ને દિને તેમ્હના મોસાળના ગામ અલિણામાં થયો હતો. તે વખતે તેમનું વતનનું સ્થાન ગોધરા હતું, પણ તેમ્હના વડીલને રાજકીય કારણોને લીધે તે છોડવું પડ્યું હતું. તેમ્હના પિતાશ્રી મેહેતાબરાયજીના તીર્થરુપ તે ઉપર કહેલા વિ. સ. ૧૮૧૦ માં અવન્તિયાત્રાએ બાબીશ્રી બાબુખાનજીની સાથે ગયા હતા તે શ્રી હરજીવનદાસભાઈના એક પુત્ર ભાઈચન્દભાઈના પુત્ર હતા. જેવા શ્રી નાગજીભાઈ પ્રથમ પરમ વૈષ્ણવ થઈ ગયા હતા તેવા આ શ્રી ભાઈચન્દભાઈ પરમ રાજદ્વારી અને યુદ્ધવીર થઇ ગયા છે. વિ. સં. ૧૭૫૯ વાળા હદેરામજીના શારસી લેખથી અને વિ. સં. ૧૮૧૦ વાળા તેમ્હના ભત્રીજા હરજીવનદાસથી, તેમ્હનો બાબી ખાનદાનથી નિકટનો સમ્બન્ધ જાણવામાં આવ્યો છે, અને આ સમ્બન્ધથી વધારે કસોટી આ ભાઈચન્દભાઈના સમયમાં થઇ હતી, અને તેનાં પરમ્પરા પરિણામે આ કુટુમ્બ અમદાવાદના ઉત્સંગે આવી પડ્યું છે તે જોવું જોઇશે.

વિ. સં. ૧૯૨૯ માં કુટુમ્બ વૃદ્ધોથી મેળવેલી માહિતીની નોંધથી જાણવામાં આવે છે,

કે સદરહુ શ્રી ભાઈચન્દભાઈ શરીરે કદાવર, અને દમામવાળા, તેજસ્વી, પ્રતાપવાન્, સ્વતન્ત્ર અને નિસ્પૃહી મહા પુરુષ હતા અમદાવાદમા પેશવાઈ વિ. સ ૧૭૮૭ મા શરૂ થયી હતી ગુજરાતના સુબા સર બુલન્દખાન સાથે વિઠ્ઠાજી આપાએ, પેશવાની પાસે સુબાઓની મદદની માગણી કરવાથી, મ્હોટી ફોજ સાથે આવી તહ કરી ઠરાવ કર્યો, અને તરત જ ત્યાર પછી ભીલપુરની લઢાઈમા બાજીરાવ પેશવાની મ્હોટી ફતેહ થયી હતી પરન્તુ દિલ્હી સરકારના અમદાવાદના સુબાઓ, ગાયકવાડો સેનાપતિ દાભાડે અને બીજા મરાઠાઓ અને પેશ્વા વચ્ચેની પરસ્પર ન્હાની મ્હોટી લઢાઇમા અને ફેરફારિયોમા હજુ મુલક થાળે પડયો ન હતો. આ કુટુમ્બ સાથે સમ્બન્ધ ધરાવતા બાબીઓ પણ આ સમયના ઇતિહાસમા ઉપયોગી ભાગ ધરાવતા હતા વિ. સં ૧૭૦૯ માં પિલાજીરાવ ગાયકવાડના ઇષ્ટ મિત્ર પાદરાના દેસાઇએ તેમ્હના ભાઈ માનોજીરાવને તેડાવી વડોદરા લીધુ હતુ તે શેરખાન બાબી પાસેથી જ અને વિ સ ૧૮૧૧-૧૨ મા દામાજીરાવ ગાયકવાડ અને રઘુનાથરાવ પેશવાની સ્વારીમા અમદાવાદ શહેર જેના તાબામા હતુ, અને જે તે સમયે પાલણપુર તરફ છતા જે જવામર્દખાન સાથે પ્રતિષ્ઠિત કરાર થયો, તે પણ એક બાબી જ હતો આ બાબીઓ અને વિ સ ૧૮૧૦ વાળા ઉજ્જયિની ગયેલા શ્રી હરજીવનદાસજી તે રા ભાઈચન્દભાઇના પિતાવાળા બાબુખાનજી શા સમ્બન્ધિ હતા તે જાણવામા નથી પણ આ બધી માનમાર ચાપાનેર, ડભોઈ, ભીલપુર, વડોદરા લગભગ થતી હતી, તે આપણા ચરિત્રનાયકના કુટુમ્બનો પ્રદેશ હતો પણ આ અરસામા બાબીઓની સત્તા બહુ અમર્યાદિત થયેલી લાગે છે, અને ગોધરા પચમહાલ સિન્ધિયા સરકારનો પ્રદેશ થયેલો હતો, તેમા આ કુટુમ્બ બાબીઓનુ મિત્ર હોવાથી, તેમને અને ગોધરામા નિમાયલા પણ્ડિતને જમાવટ થાય જ નહિ માટે વિ. સ ૧૮૧૦ પછી, ઘણુ કરીને આ પણ્ડિતને અને રા ભાઈચન્દભાઇને વિરોધ થવાથી, તેઓ તેનો તિરસ્કાર કરીને ગોધરાનો ત્યાગ કરી ત્યાથી ચાલી નિકળે છે, તે વાડાસિનોરના બાબીની બાહેધરીથી લુણાવાડાના દિવાન થાય છે પણ રાજાનો અને તેમ્હનો વિગ્રહ થવાથી રાજા તેમ્હને લુટી લઈ કેદ કરે છે આ પ્રસગ ગુજરવા પેહેલા રાજાએ આ 'ધ્રુવરાજ' ને કહ્યુ કહેવાય છે, કે હું તમ્હને કેદ કરુ તો તમ્હારૂ કોણ? ત્યારે તેમ્હણે એવો જવાબ દીધો જણાય છે કે હુ તો લશ્કર મારા ગુઝામા લેઇને ફરૂ છઉં અને થયુ પણ તેમ જ "ગોધરિયા રાજા", ભાઈચન્દભાઈના ઉપર પ્રમાણેના હાલ થવાની સાથે જ, બાબીના સાતમો ઘોડેસ્વારોના લશ્કરે આવી લુણાવાડાને ઘેરો ઘાલ્યો અને પોતાના મિત્રને છોડાવી તેમ્હનો લુંટેલો સામાન પાછો લીધો આ રાજાએ ત્યાર બાદ ઘણોએ અનુનય કર્યો પણ આ વીર પુરુષ તેનો અનાદર કરી ચાલી નિકળ્યા. અને પોતાની જગાએ પોતાની જ્ઞાતિના બાપુભાઈ મુનશીને સ્થાપ્યા આ રાજ્ય તરફથી મળેલી પાલખી કુટુમ્બમા છેક ૧૯૦૪-૫ સુધી કાયમ હતી, તે પછી, ગોધરાની મ્હોટી આગમા, આ કુટુમ્બના બીજા લશ્કરી, સરદારી, અને દરબારી સામાન વિગેરે સર્વ નાશ પામ્યુ! ભાઈચન્દભાઇને બાબીનુ લશ્કર પોતાની સાથે જ તેડતુ ગયુ. ત્યા તેઓ બાબી પાસે કેટલાક વર્ષ રહ્યા, અને બાદ વડોદરાના ગાયકવાડને અને કડીના મલ્હારરાવને વિરોધ પડવા પ્રસગે, તેઓ પોતાની સિપાહસાલારી મદદ કડીવાળાને આપવા ગયા હતા. પણ મલ્હારરાવના અનિશ્ચિત સ્વભાવને લીધે તેમ્હનો બન્દોબસ્ત ન થતા, તેઓ ત્યાથી ચાલી આવ્યા, અને પછી તેના પરાજય માથે મલ્હારરાવ પડ્યા (વિ સ. ૧૮૫૮). શ્રીયુત ભાઈચન્દભાઇ

પાછા વાડાસિનોર ગયા, ત્યાં કંઈ મુદત રહ્યા, અને પછી જાંબુઆના દિવાન થયા. બીજી આખ્યાયિકા એવી છે, કે તેઓ સિન્ધિયા સરકાર તરફથી પંચમહાલના કુમાવિસદાર થયા. કોઈ કહે છે, કે તેઓ મોત આવ્યે, પોતાની ૭૦–૭૨ વર્ષની વયે ગુજરી ગયા અને કોઈ કહે છે, કે જાંબુઆના દેસાઇઓ સાથે અદાવત થવાથી તેમ્હને મારી નાંખ્યા અને બીજી કુલ ગાથા છે, કે પંચમહાલના ખટપટિયા લોકોએ તેમ્હના પ્રતાપથી ત્રાસ માની, તેમ્હને ભોજનને માટે બોલાવી, વિષ દઈ મારી નાંખ્યા! અને તે બનાવ બનતાં, થોડી મુદતે, તેમ્હના પુત્ર મેહેતાબરાયને, પોતાના બે પુત્રો, એક આ ચરિત્રનાયકના પિતા, તે ન્હાના પુત્ર રા. સા. હર્ષદરાય, અને તેમ્હના મ્હોટા ભાઈ જીજીભાઈ અને તેમ્હનાં બેહેન બાઈ ઈચ્છા સાથે ગોધરા હમેશને માટે છોડવું પડે છે. આ બનાવ ક્યારે બન્યો તેની ચોક્કસ સાલ નક્કી નથી થતી; પણ એવી એક કુળગાથા છે ખરી કે શ્રી મેહેતાબરાયજીનાં પત્ની બાઈ યમુના (કોઈ મૂળીબાઈ પણ નામ આપે છે.) ને સિન્ધિયાના ભયથી ગોધરાથી પોતાના ભાઈ સાથે નાસેરે (?) આવવું પડયું હતું, અને તેમણે અલીણે આવી પોતાના કનિષ્ઠ પુત્ર રા. સા. હર્ષદરાયને જન્મ આપ્યો હતો. આ જન્મ ઉપર વિ. સં. ૧૮૭૩ માં જાણવામાં આવ્યો છે. તેમને જો પાંચ સાત વર્ષના લેઈ આવ્યાં હોય તો આ કુટુમ્બ વખાનું માર્યું વિ. સં. ૧૮૭૮ કે ૧૮૮૦ માં અમદાવાદમાં આવી વસ્યું હોય–અર્થાત્ ઈંગ્રેજી રાજ્યના અમદાવાદમાં દાખલ થયા ને તરત જ થોડે વર્ષે. મેહેતાબરાયજી પોતાની ૬૫ પાંસઠ વર્ષની વયે, વિ. સં. ૧૯૦૫ માં લગભગ ગત થયાનું કહેવાય છે. અને તેમને ૧૦–૧૨ વર્ષના મુકી રા. ભાઈચન્દભાઈ દેવલોક પામ્યા છે તો તેમનો તે સમય વિ. સં. ૧૮૫૦–૫૨ આવે. પણ ઉપર કહીના મલ્હારરાવવાળો પ્રસંગ વિ. સં. ૧૮૫૮ નો છે. અને ત્યાર પછી તેમના વાડાસિનોર વિગેરેની કારકીર્દીનાં એકાદ બે વર્ષની વયે દેવલોક પામ્યાની પણ આખ્યાયિકા છે.) ગણતાં તે સમય વિ. સં. ૧૮૬૦ નો આવે તો તેમાં આઠ દશ વર્ષની ભૂલ લાગે. તો પણ રા. ભાઈચન્દભાઈવાળા બનાવની આ બીજી સાલ ખરી લાગતાં, તે વખતે કાંતો મેહેતાબરાય ૧૦–૧૨ ને બદલે ૨૦—૨૨ વર્ષના હોય, અગર તો તેઓ ૬૫ ને બદલે ૫૫ વર્ષે ગુજરી ગયા હોય. આ બીજા પ્રકારને, તેમના બીજા પુત્રના વિ. સં. ૧૮૭૨, અને તેમના વિ. સં. ૧૯૦૬ માં માત્ર ૩૭ વર્ષની વયે ગુજરી ગયેલા મ્હોટા પુત્રના વિ. સં. ૧૮૬૯ માં જન્મથી બાધ આવતો નથી. પણ એકદમ પાછો એક શતકમાં વિ. સં. ૧૭૫૯ માંના હરિરામ વિગેરે કુવો અને તેમના પુત્ર પૌત્રોની જાહોજલાલીથી વિ. સં. ૧૮૫૯ માં મેહેતાબરાયની કંગાલીમાં અસ્ત થાય છે. જે બાણીઓ માટે તેમ્હના પિતા અને પિતામહ લડેયાં હશે, અને જે બાણીઓએ તેમ્હની પણ રાખી હતી, તેઓ આ મેહેતાબરાયના થતા નથી! મેહેતાબરાયમાં તેમના વડીલોનું તેજ ન હતું. તેથી તેમને અને તેમનાં પત્નીને પોતાના વતનથી નાસી છુટવું પડયું અને પાછા તેમના આ પ્રસંગમાંજ જન્મેલા પુત્રદ્વારા, તે જ અરસામાં સ્થપાતી નવીન રાજ્યસત્તાના રાજ્યછત્ર નીચે, પાછા પુનઃ સતેજ થવાનો વખત આવ્યો! આ સત્તા તે વિ. સં. ૧૮૭૪ ના ભદ્રના કિલ્લામાં દાખલ થયેલા ઈંગ્રેજી લશ્કરની રાજ્યસત્તા હતી, અને આ પુત્ર તે આપણા ચરિત્રનાયકના પિતા રા. સા. હર્ષદરાય હતા.

(અપૂર્ણ.)

**સુમનસ્ હરિલાલ ધ્રુવ.**

## સૌન્દર્યની દેવીને.

*( ધોળ )

આ શો અદ્દ્ભુત દિવ્ય પ્રકાશ આ!
દેવી! રેલાવતી ચોપાસ,
નિરન્તર રાસ
રમે દેવી! વિશ્વમાં ૧

દેવી! સૌન્દર્યની અધિદેવતા!
સર્વ સૃષ્ટિ વિશે તુજ નૂર-
તણું વહે પૂર
અલૌકિક વેગથી. ૨

જતા ગગડી અનન્તતા-આંગણે
ગોળ બ્રહ્માણ્ડના અનાધાર,
મડે ત્હેની પાર
ગાજે પૂર ઊજળું. ૩

અણુરેણુ અનન્ત આકાશમાં,×
સર્વ વિશ્વ વિશે, તરે જેહ,
તહિં પણ તેહ
વહે પૂર ઉજળું. ૪

સ્યામ રજની તણા આવાસને
ધોળે કૌમુદીથી પૂર્ણચન્દ્ર
ગાજે ત્યહાં મન્દ
અલૌકિક પૂર એ. ૫

તારાચમકિત તિમિરદુકૂલને
ધારી વિશ્વ જે શાન્તિ-ઉછંગ
પડ્યું, ત્યહાં અભંગ
વહે ગૂઢ પૂર એ. ૬

---

* 'રામ લક્ષ્મણ વનમાં સીધાવતા'—એ પ્રમાણે ચાલ.

× આકાશ=ether.

જ્યહાં રજનીતણો વાસ ના વસે
હેવા ભવ્ય જ જે સૂર્યલોક
ત્યહાં વહે ઓઘ
અમલ એહ પૂરનો. ૭

સૃષ્ટિ પૂર્વે નિબિડ અન્ધકારનું
વ્યાપ્યું દશદિશ ગાઢું પૂર,
તહિં પણ નૂર
વહે દેવી! તાહરું. ૮

દેવી! તું તો જીવનનું જીવન સાચું;
તુજ તેજ વડે વિશ્વતેજ;
પ્રગટ સત્ય એ જ
નિરખ્યું તુજ નૂરમાં. ૯

ઊડે ગરુડ ઊંડા નીલ વ્યોમમાં,
રવિકિરણો કરંતો ભક્ષ,
રોપે નિજ લક્ષ
સંતત તુજ નૂરમાં. ૧૦

ધન્ય જીવન, જો દીનદાસ હું
થઈ એહ ગરુડ–આરૂઢ
નિરખું અતિ ગૂઢ
નિરન્તર પૂર એ. ૧૧

રત્નાગિરિ.
તા. ૨૮–૬–૦૯. } **નરસિંહરાવ ભોળાનાથ**

# વિધુરકુરંગ.

શશી નિરખતો, અને ગગન મધ્ય ઊંડી કરી
સુદૂર દગથી કુટુમ્બરત તારલાઓ ફરી;
સુધા વરસતી બધે, નહિ જ ભગ્ન હૈયા પરેઃ
ફરે, તરફડે, ઠરે નહિ જ, દેહ શાથી ધરે!

પ્રિયા, પ્રિયતમા ગતા! જગત સર્વ ઝાંખું થયુંઃ
ગયૂં સુખઃ ગયૂ બધુંઃ ન પણ જીવવાનૂં ગયૂ!
તજી ગઈ વિલાસિની નિજ કુરંગને, શાવને,
સુતો મૃદુલ બાલ તાતચરણે, ન માતા કને!

હતી કઠિન ભૂમિ શૃંગખનને સુવાળી જરા,
ગ્રહેલ રસનાગ્રથી શયન પાસના કાંકરા,
હિમે રજકણો શમ્યા સ્ખલિત બાષ્પથી પાસમા,
ફરે તદપિ શૈત્યનૂં હરણ ઉષ્ણ નિશ્વાસમાં!

નહીં હૃદયની ભણી હૃદય એહ હાવાં વળે
નહીં નયનને ફરી નયન તે પ્રિયાના મળેઃ
કુરંગ હતભાગ્યને ભવઅરણ્યયાત્રા રહી
કર્યાં કરવી એકલાં વિવશ જીર્ણ અંગો વહી!

દિશા કઈ ભવિષ્યની ન કંઈ ભૂત તે સૂચવે:
પડી વિકટ વર્તમાન કુહરે રહેવૂ હવે·
પડી ઉચરવૂ રડી ઉચરવૂં ઠર્યૂં સર્વદાઃ
પ્રિયા! હૃદયદેવતા! પ્રિયતમા! સખી નર્મદા!

કદી સ્મરણ આવતાં રુધિરનીર નેને ઝરેઃ
દયા સ્વજનને થતાં વદન પાસ પાણી ધરે;
નહીં સ્વજન તે, સખી! સ્વજન એકલી તૂં હતી:
સહસ્રશત શલ્યમાં હૃદયની પથારી થતી!

कान्त.

---

## નિઃસ્વાર્થ પ્રેમ.

( હરિણી. )

પ્રકટી ગગને રાત્રી દેવી પુરોજ ખીલ્યો શશી
જગતની મહીં શાન્તી દેવી રહી સઘળે વશી
જનસમુહ તે નિદ્રાદેવી-વશે બનીને રહ્યો
તરૂ ઉપરથી કોકીલાએ મૃદુસ્વર છે કર્યો— ૧

( અનુષ્ટુપ. )

શાન્તી માંહી સ્ફુર્યું સર્વે બન્યું જે કંઈ આજ તે
વિચારોએ ડુબી જાતાં સ્મરાયાં ભૂત કાજ ને— ૨

( તોટક. )

સહુ સ્વાર્થ થકી પ્રભુ આ જગમાં
વસતાં શુચી પ્રેમ ન કો સ્થળમાં
ઇશ ! સ્વાર્થ વિના પ્રિતિ તું કરતો
તવ કાં નવ એ જગ કેળવતો— ૩

( અનુષ્ટુપ. )

અતિ વિચાર વેગેથી પડયો જે શ્રમ ચિત્તને
તેથી તંદ્રા જરા લાગી ઋહ્યું સ્વપ્નેજ ચિત્તને— ૪

( વસંત તિલકા. )

દીઠી ઉભી મધુર ચારૂ કુમારિ એક
હસ્તે ગ્રહી કુસુમ માળ સુવાસ તેજ
પાસે રમે વિવિધ જોડી કુટુમ્બીઓની
ત્યાં અર્પવા કુસુમ માળ ચહે કુમારી— ૫

( હરિગીત. )

ગઈ પ્રથમ ઉભું પત્નિ પતિનું જોડલું ત્યાં "બાલિકા—
નિઃસ્વાર્થ પ્રેમની દેવી" દેખી સ્થંભી ઉભી ત્યાં જરા
નિઃસ્વાર્થ કે નિર્દોષ પ્રીતિ દંપતીની ગણાય ના
એવું નિહાળી દેવી ખસી ત્યાં પુષ્પ એ અરપ્યા વિના— ૬

( વસંતતિલકા. )

ત્યાંથી ગઈ ભગિની બાંધવ જોડી માંહે
બન્ધુથી બ્હેન બહુધા કંઈ સ્વાર્થ ચાહે
તેવુંજ કાંઈ વીર બ્હેની થકી ચહે છે
તે સ્વાર્થ દેખી મૃદુલા ગઈ ન્હાશી બીજે— ૭

(હરિગીત)

ત્યાં પુત્ર માતા સંગમાં ફરતા હતાં આનંદમાં
પણ પ્રશ્ન કરતાં સમજી ગઈ કે સ્વાર્થ છે તે સંગમા
માતા ચહે નિજ પુત્રને શ્રીમંત બનવા સુખ કૃતે
ને પુત્ર પણ માતાથી સેવા સ્વાર્થી બનીને નિત્ય લે— ૮

(અનુષ્ટુપ)

સહુમા સ્વાર્થને દેખી નિરાશા થઈ દેવીને
જતીતી પાછી ત્યા સ્થળી એક જોડલું દેખીને— ૯

(હરિણી)

સમીપ ફરતા આવ્યાં છે એ પિતા સહ પુત્રી તે
નિરખી યુવતિ સ્થભ્યાં બેઉ પુછ્યું પિતુ કોણએ
પિતુ બદલ તે દેવી બોલી નહિં અહિની હુ છુ
રહુ પ્રભુ ગૃહે છુ નિસ્વાર્થી પ્રીતી તણી દેવી હુ— ૧૦

(હરિગીત)

જોયા મનુષ્ય બહુ છતાં ના કોઈ સ્વાર્થ વિના દીઠુ
કિન્તુ તમોને દેખી આશા આવી તે લાગે મીઠુ
પુત્રી ! નહિં નિસ્વાર્થ પ્રીતિ તાત ઉપર ત્હારી છે
પણ તાતના પુત્રી પ્રતિના પ્રેમની બલિહારી છે— ૧૧

(શિખરિણી)

અતિ પ્રેમે અર્પે કુસુમ સમી બાળા કર થકી
પિતુને-પુત્રીના કુસુમ તણી માળા હસ્તથી
કરી તે કર્ત્તવ્યે ઉડી ગઈજ દેવી નભ પરે
પિતા પુત્રી દેખી સમજી સઘળું તે ઉર ધરે—૧૨

(અનુષ્ટુપ)

થતાં પુરૂં મીઠુ સ્વપ્ન ગઈ તદ્રા ઉડી અને
સ્મર્યું સર્વે પ્રભુ પ્રેર્યો પ્રશ્નનોજ થયો મ્હને—૧૩

તા ૮-૫-૧૯૦૯ વાર શની } સૌ. સુમતિ.

---

## પ્રભાત.

સખી જોને કે'વું દિસે આકાશમાં રે
 રમ્ય પ્રભાતમાં રે—સખી.

 કીલ કીલ કરતાં ઉડતાં પક્ષી
 આનંદ તણી મન તેને ઊર્મી
શાં શોભે નવપલ્લવ તરૂના ઝુંડ આ૦ રે—રમ્ય૦ સખી.

 અરૂણુ તણો ઉદય થયો છે
 નભ રાતું કે'વું શોભે છે
ગાયો ડોલે આનંદની મધુ લ્હેરમાં રે—રમ્ય૦ સખી.

 નદીનું જળ પૂર વહે છે
 નારીઓ ત્યાં નીર ભરે છે
સરોજ પ્રફુલિત દીસે છે સોહામણાં રે—રમ્ય૦ સખી.

 મયૂર સર્વે કળા કરે છે
 મેઘ તણી મન આશ ધરે છે
ભાનુદર્શન થાએ હાવે આભમાં રે—રમ્ય૦ સખી.

 કોયલનો ટહુકાર શું આવે ?
 દેવ તણું શું સંગીત થાએ ?
ઉર ઉભરાએ સુણી એ આનંદમાં રે—રમ્ય૦ સખી.

 સૃષ્ટિ કેરી શોભા કે'વી
 પ્રભાતની છે ઓર જ ખુબી
લીલા વર્ણી . નહીં જાએ વિશ્વમાં રે—રમ્ય૦ સખી.

સૌ. મૃદુલા.

## એક મિત્રને જન્મ દિવસે.

(તોટક)

કંઈ વર્ષ ગયા કંઈ વર્ષ જશે, તવ જીવન આખુ વ્યતીત થશે,
કંઈ કાર્ય કર્યા કંઈ કાર્ય ર્હ્યા, પણ ધર્મપરાયણ તું ન બન્યો. ૧

શિશુકાળ વિષે હસતા રમતા, અતિ સ્નેહથી માતપિતા રીઝવ્યા,
નિજ ભાઈ અને ભગિની ગણમા, નવ રાખી વિનોદની કાંઈ સીમા. ૨

રમતા જમતા બહુ કલેશ કર્યા, પણ અન્તરમા નહિ રોષ ધર્યા.
વધુ કાળ જતે બહુ ખેદ થશે, દુઃખદા વળગી જ નિશાળ તણી. ૩

વડીલો વદતા શીખ પ્રેમરસે, ગણતો વિષ તુલ્ય તુ ઉર વિષે,
પણ કાળતણા બળનો મહિમા ! વિષ પીયૂષ એ સમજ્યો ગણતા. ૪

(દ્રુતવિલમ્બિત)

સુખી મનોહર જીવન ગાળતો,
શિશુ જનો સહુ બન્ધુ વિચારતો,
ગુરૂ પિતાસમ નિત્ય તુ ધારતો,
વડીલવાક્ય કદી ન ઉથાપતો ૫

(ઉપજાતિ)

ઉદ્યાનમા ને નદીતીર પાસે, દ્રક્ષો મહીં મયૂરો વિરામે,
ગાયોતણા યૂથ નિહાળી પ્રેમે, ભાવો અતિ ધાર્મિક શુદ્ધ સુઝે ૬

જોતો ગણો પક્ષિતણા તુ વ્યોમે, કદ્રોનમા જે ઉડતા તુરંગે,
ને ખેલતો ખેલ ઋતુ પ્રમાણે, સુખે સુતો રાત્રિ વિષે વિરામે ૭

(માલિની)

ઝટ ઝટ ઝટ ચાલી આ ગયો કાળ તારો,
ખટ પટ નવી જાગી જ્યા પરીક્ષા પીડાની,
નવન નવલ જોવા પુસ્તકો ત્યા પડ્યા ને,
સ્મરણ-ભરણ કીધુ ખામ મેટ્રીક કાજે. ૮

(તોટક)

અતિ કાન્ત થયે અતિ હર્ષ થયો, મનમા જરી ગર્વ વળી ઉપજ્યો,
સમજ્યો નહિ કે તવ જ્ઞાન હતુ, ઉદધિ મહીં બિન્દુસમુ તરતું. ૯

યુનિવર્સિટિ–ઉત્તમ–કેળવણી વધુ પ્રેમ, ઉમંગ, ખુશીથી લીધી;
પણ જ્ઞાન વિશેષ જ પ્રાપ્ત થયે, નવ ભાવ સ્ફુર્યા ચિતમાંહી ધીમે. ૧૦

ગયું શૈશવનું હસવું રમવું, ગયું જોર શરીરનું સર્વ નવું;
ગયું સર્વ કુતૂહલ સંચિતપણું, ગયું પ્રાચીનનું તવ માન ઘણું. ૧૧

ગયું ત્યાં ગુરુનું વળી પૂજ્યપણું, ગયું હેત સુબન્ધુ જુના પરનું;
ગયું શુદ્ધ પ્રજાકીય આર્યપણું, ગયું મંદિર દેવનું ભાન બધું. ૧૨

પણ ગૌરવ ને ગભીરાઈ વધ્યાં, વળી નૂતન કાંઈ વિચાર થયા;
નવજ્ઞાન અરામૃત પાન થતાં, તવ કલ્પિત ભ્રાન્ત કુવ્હેમ શમ્યા. ૧૩

અફસોસ! ગયો ગુરુપ્રેમ, અરે! પણ બુદ્ધિ વધી સ્વવિચાર થયે;
કંઈ આર્યપણું ગયું હાય અરે!-પણ-વસુધૈવ કુટુમ્બ થયો ગણતાં.૧૪

( અનુષ્ટુપ. )

ઉષાકાળ ગયો તારો, આવીયો સર્વ મધ્યમાં;
તારા જ્ઞાન–પ્રકાશેથી, દીપ્તિ આપ તું આ દેશમાં. ૧૫

( હરિગીત. )

જન્મદિવસે આ જ તુંને વીનવું હું હેતથી,
નિશ્ચિંત થઈ ને દેશહિતનાં કાર્ય કર ઉલ્લાસથી;
તુજ માર્ગમાં કંટક નડે, તુજ શત્રુઓ સામા પડે,
તો એ અનેરી આશા મારી આટલી ન વિસારતો. ૧૬

કદી મોટી પદવીએ ચઢે તો ભૂલતો મિત્રો નહીં,
અતિ ગર્વમાં ન તણાઈ જતાં નમ્રતા તું સેવજે;
દેશીઓ પર પ્રેમ રાખી દેશવત્સલ તું થજે,
શ્રીકૃષ્ણ ને શ્રી રામના આ દેશને દીપાવજે. ૧૭

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

## વીરાંગના કર્મદેવી.*

( ખંડ હરિગીત. )

૧.

અંગના !
વીરાંગના !
કર્મદેવી વીરાંગના !
શ્રીધર્મદેવી વીરાંગના !
લાવણ્યમયી રમણી બની શું આજ માણી વીરાંગના ?

ક્યાં કુમુદની
કોમળ બની,
ક્યાં શુરવર તે કાંટાભર્યો ?
આ રંગ શો ન્યારો ધર્યો,
ઓ રજપૂતાણી વીરાંગના !

ચંદા તપે નવિશું અરે વીરાંગના ?
ઉકળે અમીસરિતા ખરે વીરાંગના ?
ક્યાં ચાલી ઓ વીરાંગના ! કર ઝાલી આ તરવારને ?
શું રસિક લલના યુદ્ધ ઝૂઝે કાજ દેશોદ્ધારને ?

૨.

અંગના !
વીરાંગના !
કર્મદેવી વીરાંગના !
રિપુકાળ જેવી વીરાંગના !
મધુરી, રસીલી, શાંત કાંતા આજ એવી વીરાંગના ?

---

* પૃથુરાજને હરાવી શાહાબુદ્દિન ઘોરી દિલ્લીપતિ થયા પછી તેણે રજપૂતાણા તરફ પોતાની દૃષ્ટિ ફેરવી અને પૃથુરાજની સાથે યુદ્ધમાં અપૂર્વ પરાક્રમ બતાવી માર્યા ગયેલા તેના ઇષ્ટ મિત્ર મેવાડના રાણા સમરસિંહના રાજ્ય ઉપર હુમલો લઈ જવા તેણે પોતાના પ્રિય અનુચર કુતુબુદ્દિનને એક મ્હોટું સૈન્ય આપીને મોકલ્યો. એ વેળાએ મૃત સમરસિંહની વિધવા રાણી કર્મદેવી અપૂર્વ વીર્ય ધારણ કરી યુદ્ધમાં જાતે પડી અને કુતુબુદ્દિનને આંબેર આગળ ઘેરીને તેને પરાજય પમાડી તેણે નહસાડી મૂકી દેશનું સ્વાતંત્ર્ય અખંડ રાખ્યું એ અદ્ભુત બનાવને ઉદ્દેશી આ કાવ્યની પ્રેરણા થઈ છે.

રંગ મ્હેલ સુખાસને
યુવતિ રસમાં ખેલતી,
તજી સર્વ વિલાસને
તે યુદ્ધક્ષેત્રે રેલતી
આ ચાલી કેવી વીરાંગના!

ક્યાં કંકણો આભૂષણો વીરાંગના?
ક્યાં સાજ આ યોદ્ધાતણો વીરાંગના?

તે ગાન મધુરૂં આજ આ બદલાય શું વીરહાકમાં?
વીરાંગના! તુજ હૃદય ગુંજે રિપુદમનના રાગમાં?

૩.

અંગના!
વીરાંગના!
કર્મદેવી વીરાંગના!
દૃઢ દુર્ગ જેવી વીરાંગના!
શૌર્યસંછવિતી, ઉગ્ર, પ્રભાવિશાલ વીરાંગના!

ઉન્મત્ત સરિત ધસી
જળ પૂર્ણવેગ ઘુમાવતી,
નિજ બળ પ્રચંડ કસી
સાગર ગગન ઉછળાવતી:
એવી કરાલ વીરાંગના!

મેવાડ શું પરતંત્ર થાય, વીરાંગના?
શું વીરભૂમિકળી છુંદાય, વીરાંગના?
શું યવનકિંકર કુતુબુદ્દિન જયધ્વજા ઉડાવશે,
જ્યાં સમરસિંહતણી શૌરી સિંહણ સમર ધૂજાવશે?

૪.

અંગના!
વીરાંગના!
કર્મદેવી વીરાંગના!
એ વિરલપ્રતિમા વીર્યગંગ વીરાંગના!

રણમાં ચઢ્યો
શૂરો પડ્યો
પૃથુ સાથ પતિ મેવાડનો;

પુણ્યભૂમિ
ધૂળ ચૂમી
ખમે કંઈ કંઈ તાડનો,
ત્યાં શો નવલ ઉત્સાહનો
તું ભરે રંગ વીરાંગના!—

શું દેશનો સૌભાગ્યભાનુ ડૂબી જશે?
વીરાંગના! શું અંધજાળ ઊભી થશે?—
ના, રજપૂતાણી નહિ ડરે!

શો ઓટનો તે નીરવ સાગર ઉછળતો ઉલટે અરે!
વીરાંગના! અંધેરમાં તુજ કીર્તિકેતુ જ ફરફરે!

૫.

અંગના!
વીરાંગના!
કર્મદેવી વીરાંગના!
શુચિધર્મદેવી વીરાંગના!
મહાશક્તિપ્રકાશિની વીરાંગના!
દેશ પ્રેમ વિલાસિની વીરાંગના!
બળવંત રિપુ રગદોળનારી મહાભાવ વીરાંગના!

રણમાં જઈ
વિજયિની થઈ,
તેરમી સદી ઉજ્જવલી:
સૌભાગ્યરવિ ત્યાં નીકળી
લે હાસ્યલ્હાવ વીરાંગના!

સાગર ભલે ભૂમિને ગળે વીરાંગના!
તુજ કીર્તિ અક્ષય ના ચળે વીરાંગના!
અમ ભૂતશૌર્ય તુંમાં મળે વીરાંગના!

રે તુજ પરાક્રમની ગીતા ઘરઘર ગવાશે ભારતે!
વીરાંગના! તુજ પ્રાણમંત્ર જ ઘૂમશે ભર ક્યાર તે?

મદ્રાસ
૧-૭-૧૯૦૯ } અરદેશર ફ. ખબરદાર.

---

# જૈન ધર્મનું સામાન્ય સ્વરૂપ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૫૦ થી. )

જ્ઞાન દર્શન અને ચારિત્ર એ રત્નત્રયનું પાલન કરનારા જીવો મોક્ષ મેળવી શકે છે. દયા મૂળ ધર્મ હોવા છતાં મહાવીર દેવે જૈન ધર્મમાં જ્ઞાનની ઉત્તમતા ઠરાવી ફરમાવ્યું છે કે પઢમં નાણં તઓ દયા, પહેલું જ્ઞાન ને પછી દયા. જીવને અનંત કાળથી ભવભ્રમણ કરાવનાર જો કોઈ હોય તો તે અજ્ઞાન છે. માટે પ્રથમ અજ્ઞાનનો ( માયા અથવા અવિદ્યાનો ) નાશ કરવાને ભાર દઈને ભલામણ કરી છે.

ખરેખરા તત્ત્વોનું યથાર્થ જાણપણું તેનું નામ જ્ઞાન. તત્ત્વો નવ છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ.

જેનું લક્ષણ ચૈતન્ય છે ને જે પ્રાણને ધારણ કરનારો છે તે જીવ. પાંચ ઇંદ્રિય, મનબળ, વચનબળ, કાયબળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણ કહ્યા છે. પૃથ્વી, પાણી આદિ એકેંદ્રિયને સૌથી ઓછા ચાર પ્રાણ છે અને સંજ્ઞી પંચેંદ્રિયને સૌથી વધારે દશ પ્રાણ છે.

જીવોના સૂક્ષ્મ અને બાદર એવા બે ભાગ પાડયા છે તેમ જ એકેંદ્રિયમાં એકેંદ્રિયથી માંડી પંચેંદ્રિય સુધી પર્યાપ્તા અને અપર્યાપ્તા એવા બે ભાગ પાડવામાં આવ્યા છે. પર્યાપ્તિ ૭ છે. આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા ને મન. એકેંદ્રિયને પહેલી ચાર, પંચેંદ્રિયને છને બાકીનાઓને પાંચ પર્યાપ્તિ હોય છે. સંજ્ઞી પંચેંદ્રિય ને મન હોય છે ને અસંજ્ઞીને મન હોતું નથી. ઝાડો, પેશાબ, ખાળ, ગટર વગેરેમાં જે રોગપ્રસારક જંતુઓ ઉત્પન્ન થાય છે ને અસંજ્ઞી સમૂર્છિમને મન હોતું નથી છતાં તે આઠ પ્રાણના ધણી છે. તેથી જો તેવા જીવોની ઉત્પત્તિ થાય તેવો વખત જે મનુષ્યની ગફલતથી આવે તે મનુષ્યને સમૂર્છિમ મનુષ્યોની હત્યાનું પાપ લાગે એટલે સુધી ધર્મમાં કહેવામાં આવ્યું છે.

અજીવનું લક્ષણ અચેતન છે તેના ૧૪ ભેદ છે: ધર્માસ્તિકાય ( Motion ? ) અધર્માસ્તિકાય ( Attraction) આકાશાસ્તિકાય ( Space ) પુદ્‍ગલાસ્તિકાય ( Matter ) અને કાલ ( Time ) એ પાંચ અજીવ દ્રવ્ય અને છઠું જીવ ( Life ) દ્રવ્ય એ ૭ સૃષ્ટિના બંધારણમાં જરૂરનાં દ્રવ્યો છે. પહેલા ત્રણના સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ ( Atom ) એમ ચાર ભાગ કરવામાં આવ્યા છે.

જે શુભપ્રકૃતિરૂપ કર્મથી જીવને સુખ મલે છે તે પુણ્ય કહેવાય છે. અન્નદાન, જળદાન, વસ્ત્રદાન, મનશુભસંકલ્પરૂપી દાન, શુભવચનરૂપી દાન, કાયાસેવારૂપી દાન અને નમસ્કાર વંદનાથી થતું દાન એમ નવ પ્રકારે પુણ્ય બંધાય છે. ને ૪૨ ભેદ ભોગવી શકાય છે.

જે અશુભપ્રકૃતિરૂપ કર્મથી જીવ દુઃખ ભોગવે છે તે પાપ કહેવાય છે. પાપનાં ૧૮ સ્થાનક છે. જીવહિંસા, અસત્ય, ચોરીકરવી, અબ્રહ્મચર્ય, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલેશ, અભ્યાખ્યાન, પૈશુન્ય, પરપ્રવાદ, રતિ, અરતિ, માયા મૃષા અને મિથ્યા દર્શન શલ્ય એ પાપ ૮૨ પ્રકારે ભોગવાય છે.

જેના વડે જીવોમા પાપ આવે છે તે આશ્રવ, પાપ આવવાના રસ્તા તે નાળાં—ગરનાળા, ને આશ્રવ તે તળાવ રૂપ જાણી લેવુ ટુકામા શુભાશુભકર્મદ્વારરૂપ આશ્રવ

જેનાથી આવતા કર્મ અટકે તે સંવર. મોક્ષના અભિલાષી જીવો આ તત્ત્વને વધારે સારી રીતે સમજી તે પ્રમાણે વર્તવાનો પ્રયાસ કરે છે પાચ સમિતિ, ત્રણ ગુપ્તિ, બાવીશ પરિસહ, દશ પ્રકારના યતિધર્મ, બાર ભાવના અને પાચ પ્રકારનું ચારિત્ર એ ૫૭ ભેદ સવરના છે

ઇર્યાસમિતિ એટલે કોઈ ઝીણા જીવની પણ વિરોધના ન થાય એમ જોઇને યત્ન પૂર્વક ચાલવુ ભાષાસમિતિ એટલે વિચારીને બોલવુ એષણા સમિતિ એટલે પાટ પાટલાદિ પ્રમાર્જીને લેવા મૂકવા પરિષ્ઠાપનિકા સમિતિ એટલે દોષવાળી વસ્તુને નિર્જીવ સ્થાને પરઠી આવવી અને આદાનનિક્ષેપણસમિતિ

કલ્પના તજી, સમતા સજી, મનના સર્વ દ્રવ્યોનો નિરોધ કરવો તેમનો ગુપ્તિ બોલવાનો નિયમ કરવો જેમ બને તેમ થોડુ બોલવુ તે વચન ગુપ્તિ, શરીરની ચેષ્ટાનો ત્યાગ અથવા આવી પડતા ઉપસર્ગ કે દુ ખોથી ડગમગી નહિ જતા અચળ રહેવુ તે કાયગુપ્તિ

ભૂખ, તરસ ટાઢ તાપ દશ, વસ્ત્ર, અરતિ, સ્ત્રી, ચર્યા, નૈષિધિકી, શય્યા, આક્રોશ, વધ, યાચ્ના, અલાભ રોગ, તૃણસ્પર્શ, મેલ, સત્કાર, પ્રજ્ઞા, અજ્ઞાન, સમ્યક્ત્વ વગેરે સમ્બન્ધી થતા પરિસહો સમતાભાવથી સહન કરવા

ક્રોધ, માન માયા, લોભ, એ ચાર કષાયને પાતળા પાડી ક્ષમા, માર્દવ, આર્જવ, અને નિર્લોભતા ધારણ કરવી બાર પ્રકારે તપસાધના કરવી અને પ્રથમના પાચ મહાવ્રત પાળવા તે દશ પ્રકારે યતિધર્મ કહેવામાં આવ્યો છે

સસાર ઉપરથી મોહ ઉતારી ધ્યાન સમાધિમા ચિત્તને તલ્લીન કરવા માટે અનિત્યતા, અશરણતા, સસારભાવના, એકત્વભાવના, અન્યત્વભાવના, આશ્રવ, સંવર, નિર્જરાલોક, બોધિબીજ અને ધર્મભાવના ભાવવી

જે વડે કર્મદેશ થકી વિશેષ ક્ષય પામે તે નિર્જરા નિર્જરા તપથી થાય છે અને તપના છ બાહ્ય અને છ આભ્યતર ભેદ છે અનશન, ઉણોદરી, વૃત્તિસક્ષેપ, કાયક્લેશ, રસત્યાગ, સંલીનતા એ બાહ્ય તપ છે અને પ્રાયશ્ચિત વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ (કાઉસગ) એ છ આભ્યતર તપ છે

જે વડે જીવની સાથે લાગેલા કર્મનો લોહ—અગ્નિ કે ક્ષીર—નીરની પેઠે સબધ થાય છે તે બધ કહેવાય છે

સર્વથા કર્મનો ક્ષય તેનુ નામ મોક્ષ છે જૈન મતની ઉદારતા એટલે સુધી છે કે સ્ત્રી પણ મોક્ષ મેળવી શકે છે, ગૃહસ્થના વેશમા પણ મોક્ષ મળે ને અન્ય ધર્મીઓના વેશમા પણ મોક્ષ મળે છે. (જો કરણી ભગવાને કહ્યા મુજબ ઉત્તમોત્તમ હોય તો)

આમ નવ તત્ત્વ વગેરે બાબતમા જે જાણપણુ કરવુ અને જ્ઞાન તથા અજ્ઞાન (માયા અવિદ્યા) ને બરાબર ઓળખવા તેનું નામ જ્ઞાન કહેવાય છે એ જાણપણુ કર્યા પછી તે

વાત પર પ્રીતિ થવી એટલે જિનતત્ત્વોમાં રૂચિ થવી તેનું નામ દર્શન અથવા સમ્યક્ શ્રદ્ધા કહેવાય છે; અને પાપકારી યોગનો ત્યાગ તે ચારિત્ર કહેવાય છે ચારિત્રના મુખ્ય પાંચ ભેદ છે, અને તે પાંચ મહાવ્રત કહેવાય છે.

જાણી જોઇને તો નહિ પણ પ્રમાદથી એ સર્વથા ત્રસ કે સ્થાવર કોઈ પણ જીવની હિંસા ન કરવી તેને અહિંસાવ્રત કહે છે. સર્વથા સત્ય બોલવાને સવ્રત એટલે સત્યવ્રત કહે છે. કોઈ પણ પ્રકારનું સર્વથા અદત્તાદાન ન લેવું એટલે ચોરી ન કરવી તેને અસ્તેયવ્રત કહે છે. દિવ્ય અને ઔદારિક શરીર સંબંધી કામના સર્વથા ત્યાગને બ્રહ્મચર્યવ્રત કહે છે. સર્વથા સર્વ પદાર્થો પરથી મૂર્ચ્છા–મમતા–મોહનો ત્યાગ કરવો તેને અપરિગ્રહવ્રત કહે છે.

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી અહિંસા વ્રતનું રક્ષણ કરવામાં આવે છે. હાસ્ય, લોભ, ભય, ક્રોધાદિના ત્યાગથી સત્યવ્રતનું રક્ષણ કરાય છે. ઉપાશ્રયાદિ વસ્તુ પણ આજ્ઞા વિના વાપરવી નહિ, તૃણ પણ આજ્ઞા વિના લેવું નહિ, મળેલી વસ્તુના સમાન ધર્મી માટે સંવિભાગ કરવા ઇત્યાદિથી અસ્તેય વ્રતનું રક્ષણ કરવું. સ્ત્રી નપુંસક કે પશુનો વાસ હોય કે ભીંતને આંતરે પણ તેમનો વાસ હોય ત્યાં સાધુઓએ રહેવું કે ઉતરવું નહિ, રાગથી સ્ત્રીની કથા કરવી નહિ કે સ્ત્રીઓનાં અંગોપાંગ પણ નીરખવાં નહિ, પૂર્વના કામ ભોગને સંભારવા નહિ, અતિ આહાર કે સ્નિગ્ધ આહાર લેવો નહિ, કે શરીરને શણગારવું નહિ, માત્ર કાયા ટકે ને સંજમ ભાર વહન થઈ શકે એટલા જ માટે આહાર લેવાની જરૂર છે, તે સિવાય કાયા નિભાવવાનું બીજું પ્રયોજન નથી, એમ સમજી નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરવું; પાંચ ઇંદ્રિયોના વિષય ( શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ ) માં મનને જતું અટકાવવા પ્રયાસ કરી મનોજ્ઞ કે અમનોજ્ઞ ચીજો ઉપર રાગદ્વેષ ન રાખવાથી પાંચમા અપરિગ્રહ વ્રતનું રક્ષણ કરવું.

કર્મની પરિણતિનો નાશ થયા વગર મોક્ષ મળવાનો નથી. તેમાં જે કર્મ શિથિલ છે તે પ્રબળ પુરૂષાર્થથી તેનો ઉદય થયાં પહેલાં સત્તામાં જ ( એ કર્મના દળીઆંનો ) નાશ કરી શકાય છે; માટે પુરૂષાર્થની પુરેપુરી જરૂર છે. કર્મ પ્રમાણે થયાં કરે છે એમ માની બેસી રહેવાનું નથી.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર ને અંતરાય એ આઠ કર્મ છે. સ્થૂલ દૃષ્ટાંત લઇએ તો આંખ જેમ પાટો બાંધ્યો હોય ને બીજી ન દેખાય તેમ જ્ઞાનાવરણીય કર્મ તેના જોર મુજબ જ્ઞાન થવા દે નહિ. દર્શનાવરણીય કર્મ રાજાના પોળીયાની પેઠે શુદ્ધ દર્શન થવામાં અટકાયત કરે. દર્શન થવામાં અટકાયત કરે. દર્શન એટલે શ્રદ્ધા. પાછળના વખતમાં શ્રદ્ધાના બે પ્રકાર ગણવામાં આવ્યા છે. ઓઘ શ્રદ્ધા અને તત્ત્વ શ્રદ્ધા. જ્યારે અન્ય ધર્મીઓ તરફથી તરવાર, જુલમ, ભય વગેરેનો ઉપયોગ કરી ધર્મ મનાવવામાં આવતો હતો ત્યારે ભક્તિ અને શ્રદ્ધા ( દર્શન) નાં તત્વોનાં ઉંડા મૂળ નાંખનારાઓને જૈન ધર્મની હયાતી કેટલેક અંશે આભારી છે. કર્ણાટક તથા દક્ષિણમાં ભક્તિ ને શ્રદ્ધાના તત્ત્વોના ઉંડા મૂળ નહિ બેસવાથી જ જૈન ધર્મનો તે ભાગમાંથી લગભગ નાશ થયો. ઓઘ શ્રદ્ધા પરથી કેટલીક વાર અંધ શ્રદ્ધા પર જો જતું રહેવાય છે તો દુરાગ્રહી થવાય છે. સામાન્ય રીતે જ શિષ્યોને ફરમાવે છે કે ધર્મ એ આવી ચીજ છે; તેમાં શંકા કરનાર અને ભક્તિ-

ભાર નહિ નાખનાર નર જાય છે, ધર્મગુરૂઓએ કહેલી હકીકતને વગર શંકાએ માની લેવી અને તેમાં કશો તર્કવિતર્ક કે પ્રશ્નોત્તર કરવો નહીં—એવા ફરમાનથી થતી શ્રદ્ધા તે આંધ શ્રદ્ધા કહેવાય પણ ખાસ તત્વો વિચારીને, કહેલી હકીકત સંબંધી તર્કવિતર્ક કરી પ્રશ્નોત્તર કરી ધર્મ ઉપર શ્રદ્ધા કરવી તેનું નામ તત્ત્વશ્રદ્ધા છે જ્ઞાનના શાંતિ અને સુનેહના તેમ જ વિચારસ્વતંત્રતા અને ઇચ્છાસ્વતંત્રતાના કાળમાં તત્ત્વશ્રદ્ધા વિશેષ જરૂરની છે. મધ અને અફીણે ખરડેલા ખડ્ગ સમાન સુખ દુઃખ દેવાવાળું વેદનીય કર્મ કહ્યું છે. મોહનીય કર્મથી મનુષ્ય મોહદશામાં ઘેરાઈ જાય છે વિષય, કષાય, સ્ત્રી, બાળક ઇત્યાદિમાં જીવની મમતા એટલી બધી વધી જાય છે કે મનુષ્યજન્મની દુર્લભતાનું સહેજ પણ ભાન રહેતું નથી મદિરાપાનથી છાકી ગએલા જીવના જેવી મોહનીય કર્મથી મનુષ્યની દશા થાય છે આયુષ્ય કર્મ દેહ રૂપી બંધન માટે એક બેડી સમાન છે નામ-કર્મ ચારે ગતિમાં અવતાર લેવરાવે છે. ગોત્ર-કર્મ ઉંચ નીચ કુળમાં અવતાર લેવરાવે છે અંતરાય-કર્મ દાન, ભોગ ઉપભોગ કે લાભમાં હિત લેવા દેતું નથી આ આઠે કર્મનો નાશ થયા વગર મોક્ષ મળે નહિ જ્ઞાન દર્શન, ચારિત્ર અને તપ એ ચાર બાબતો આ કર્મોનો નાશ કરે છે

સાધુઓએ સર્વથા સંપૂર્ણ ચારિત્ર પાળવાનું છે ગૃહસ્થો એ ચારિત્ર દેશથી પાળે છે ગૃહસ્થોએ પ્રથમ તો શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મનું સ્વરૂપ જાણવું જોઇએ જેણે રાગ દ્વેષને જીતી લીધા છે, જે ત્રણ લોકમાં પૂજનીય ગણાય છે, અને જે યથાસ્થિત તત્ત્વાર્થવાદી છે, તેવા અર્હંત ભગવાન તે શુદ્ધ દેવ છે પાંચ મહાવ્રતને પાળનારા, નિર્દોષ ભિક્ષાચરીથી કાયાનો નિર્વાહ ચલાવનાર, સમતાના પરિણામવાળા, શુદ્ધ ધર્મનો ઉપદેશ કરનારા અને પરિષહ કાય કલેશાદિ ધીરજથી સહન કરનારા ધીર પુરૂષો તે શુદ્ધ ગુરૂ છે દુર્ગતિમાં પડતા પ્રાણીને બચાવનાર ક્ષમા, માર્દવ, આર્જવ, નિર્લોભતા, તપ, સંયમ, સત્ય, શૌચ, આકિંચન, બ્રહ્મચર્યાદિ ગુણો ધારણ કરનાર ધર્મ તે શુદ્ધ ધર્મ છે એ ત્રણ બાબતોને બરાબર ઓળખી ભક્તિ કરનારે સમકિતના સમ, સંવેગ, નિર્વેદ અનુકંપા ને આસ્થા એ પાંચ લક્ષણ ધ્યાનમાં રાખવાનાં છે.

સમકિતની પ્રાપ્તિ થયા પછી ગૃહસ્થોએ બાર વ્રત જાણવા-આદરવાની જરૂર છે

બે ઇંદ્રિયથી માંડીને પંચેંદ્રિય સુધીમાંના નિરપરાધી જીવોને તેમ જ ભાન વગરના અપરાધી જીવોને પણ જાણી જોઇને કદી હણવા નહિ,-એ આ વ્રતનો મુખ્ય સાર છે હિંસાનો પરમાર્થથી અર્થ કરીએ તો રાગાદિક કષાય ભાવોનું ઉત્પન્ન થવું તેનું નામ હિંસા છે જે પુરૂષ બાહ્ય હિંસા થોડી કરે છે પણ અંતરંગ પરિણામો હિંસા ભાવમાં લિપ્ત રાખે છે તે તીવ્ર કર્મ બંધનો ભાગી થશે જે બે પુરૂષ મળીને હિંસા કરે તેમાંથી જેના પરિણામ ( મનના ભાવ ) તીવ્ર કષાય રૂપ થવા લગે તેને હિંસાનું ફળ અધિક ભોગવવું પડશે ગૃહસ્થોએ બની શકતી સ્થાવર જીવોની પણ રક્ષા કરવી જોઇએ. યજ્ઞમાં પશુઓ હોમવા એ હિંસા જ છે અન્નાદિકના આહારમાં અનેક જીવ મરે છે તેથી તેને બદલે એક મોટા ભારે જીવને મારી ખાવો એ ઠીક છે એવો કુતર્ક કદી કરવો નહિ જો કે બધા જીવ સરખા છે તથાપિ એકેંદ્રિયની અપેક્ષાએ અન્ય પ્રાણીના ઘાતમાં અધિક હિંસા છે એકેંદ્રિય કરતાં અનંત ગણી પુણ્યાઈના ધણી અને વધારે પ્રાણના ધણી બીજા પંચેંદ્રિયાદિ જીવો છે તો તેના જીવો માર-

વામાં ઘણું પાપ છે. રોગ કે દારિદ્રાદિ દુઃખોથી અતિશય દુઃખી જીવને જો મારી નાંખવામાં આવે તો તત્કાલ તે દુઃખથી છુટી જશે એમ કદી માનવું નહિ, કેમકે એક તો કોઈ જીવ શરીરત્યાગથી છુટી શકતો નથી. વળી અત્યંત દુઃખથી પીડાતો જીવ પણ કેટલીક વાર-સાજો થઈ જાય છે. મરી ગયા જેવા દેખાતા જીવો પાછા સાજા થયાનું જોવામાં આવે છે; તો પછી જેનું ભવિષ્ય જે જીવ જાણતો નથી તે તેને દુઃખથી છોડાવવાને બહાને મારી નાંખે એ ઠીક નથી. હિંસા હમેશાં તેનું ફળ આપ્યા વિના રહેતી નથી. આ તેમ જ બીજાં વ્રતો પાળવામાં સમજણ માટે ચાર દરજ્જા પાડવામાં આવ્યા છે. અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર ને અનાચાર. કાયદાશાસ્ત્રીઓના શબ્દમાં આ ચાર પાયરીને ગોઠવવા ધારીએ તો Intention (ઈરાદો), Preparation (તૈયારી), Attempt (યત્ન), અને Complete crime (સંપૂર્ણ ગુનો) એમ ગોઠવી શકાય. આ ક્રિયામાંની એકે ક્રિયા વ્રતધારી શ્રાવકોને તે તે વ્રત સંબંધે કરવાની ના પાડી છે.

બીજું વ્રત જૂઠું નહિ બોલવા વિષેનું છે. વર કન્યા સંબંધી, ઢોર ઢાંખર સંબંધી, જમીન વૃક્ષ સંબંધી, થાપણ સંબંધી વગેરે જૂદી જૂદી બાબતોના સંબંધમાં જૂઠું બોલવું નહિ. કદિ પણ ખોટી સાક્ષી પુરવી નહિ. કોઇને ધ્રાસકો પડે એવું કહવું સત્ય એકદમ નહિ બોલતાં હળવે હળવે તેને કહેવું. કોઈના મર્મ પ્રકાશવા નહિ. કોઇને વિશ્વાસઘાત કરવો નહિ. ખોટી સલાહ અને ખોટો ઉપદેશ દેવો નહિ. અસત્ય ભાષણથી કષાય થાય છે ને તેથી તેમાં હિંસા રહેલી છે.

ત્રીજું વ્રત ચોરીત્યાગનું છે. ધન, ધાન્ય, પશુ, દાસ, દાસી, ઘરબાર, જમીન વગેરે જૂદા જૂદા પદાર્થોમાંના કોઈની ચોરી કરવી નહિ. દાટેલું, પડી ગએલું, ભુલાઈ ગયેલું કે તેવું બીજા પ્રકારનું કશું લેવું નહિ. ચોરને ઉત્તેજન આપવું નહિ. ચોરાઉ માલ રાખવો નહિ ખોટાં તોલાં માપાં રાખવાં નહિ. સારી વસ્તુ દેખાડી નરસી આપવી નહિ. લાંચ લેવી નહિ. લુંટફાટ કરવી નહિ.

સ્વસ્ત્રીમાં સંતોષ રાખવો એ ગૃહસ્થીઓનું બ્રહ્મચર્ય વ્રત છે. અબ્રહ્મચર્યનાં બધાં સ્થાનોમાં હિંસાનો સદ્ભાવ છે. કામરૂપ પરિણામથી પુરૂષ સ્ત્રી બંનેના ભાવપ્રાણનો ઘાત થાય છે. પરસ્ત્રી કે વેસ્યાગમનથી શ્રાવકે દૂર રહેવું જ જોઇએ. સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મૈથુન, કામભોગમાં સ્વસ્ત્રીસંબંધે પણ તીવ્ર અભિલાષા, અન્ય સાથે કામચેષ્ટાયુક્ત વાર્તાલાપ, હાસ્ય, એકાંત ઇત્યાદિ અતિચારોથી દૂર રહેવું.

મોહના ઉદયથી ભાવોનું મમત્વરૂપ પરિણમવું તે મૂર્છા છે. ને મૂર્છા એ પરિગ્રહ છે. જો કોઈ પુરૂષ સર્વદા નગ્ન એટલે પરિગ્રહોથી રહિત હોય, પરંતુ અંતરંગમાં મૂર્છાનો સદ્ભાવ હોય તો એ પરિગ્રહવાન કહેવાય. ક્ષેત્ર, સુવર્ણાદિ ધાતુ, નાણું, ધાન્ય, પશુ, દાસ, દાસી ઇત્યાદિ વસ્તુઓમાં મમતા રાખવી એ પરિગ્રહ છે. અસંતોષ, અવિશ્વાસ, આરંભ ઇત્યાદિથી દૂર રહેવું. રાત્રિભોજનથી દ્રવ્યને ભાવે લાભ હોવાથી રાત્રિભોજનનો ત્યાગ કરવો.

દશે દિશામાં નિર્ણય કરેલી સીમાનું ઉલ્લંઘન ન કરવું એ દિગ્વિરતિવ્રત કહેવાય છે.

ગૃહસ્થોએ દરરોજ શક્તિપૂર્વક ભોગ ઉપભોગ વસ્તુનુ માન (બજેટ) કરવુ દાતણ, ટુવાલ ફુલ, વિલેપન, સ્નાન, વસ્ત્ર, ધુપ, કાવા, કવાથ, સુખડી, અન્ન, શાક, દૂધ, ઘી મુખવાસ, શય્યા ઇત્યાદિ વસ્તુની જરૂરીઆત નક્કી કરવી જરૂરીઆત વધારી દેવી નહિ ટુકામા ઉપજ ખર્ચનો તેમ જ આસપાસનો સર્વ વાતનો વિચાર કરી બજેટ કરી ઇચ્છાનો પ્રદેશ ટુકો કરવો એ ઉપભોગ પરિમાણવ્રત કહેવાય છે વગર લેવે દેવે નાહક પાપ કર્મનો ઉપદેશ કરવો, હિંસક અધિકરણો એકઠા કરવા, કોઇનું બુરૂ ઇચ્છવુ, રીસ કરવી, ઇષ્ટ અને અનિષ્ટની કલ્પનાઓમા કે ચિંતામા મુઝાઈ રહેવુ એ અનર્થદંડ છે તેનો ત્યાગ કરવો તે અનર્થ દંડવિરમણ વ્રત કહેવાય

આર્ત રૌદ્ર ધ્યાન છોડી સંસારની ચિંતા મૂકી પાપકારી કર્મો છોડી એક મુહૂર્ત કે અમુક વખત સુધી સમતા ધારણ કરવી તે સામાયિક વ્રત છે સામ્યભાવ વગર એટલે રાગ દ્વેષના ત્યાગ વગર નિજ સ્વરૂપમા મગ્ન થવાનુ નથી, અને નિજ સ્વરૂપમા તલ્લીનતાના પ્રસંગો પ્રાપ્ત થાય તો તે સામાયિક વ્રત અમૂલ્ય છે દિગ્વ્રતમા જે પરિમાણ કર્યુ છે તેનો દિન રાત્રિ સંબંધે સંક્ષેપ કરવો તે દેશાવકાશિકવ્રત છે પાક્ષિકાદિ દિવસોમા ઉપવાસ કરી બધો વખત આત્માને ધર્મકરણીમા તલ્લીન કરવો તે પોષધવ્રત છે અતિથિને નિર્દોષ આહાર, પાત્ર વસ્ત્રાદિ દાન દેવુ, અનાથ નિરાધાર જીવોને બચાવવા એ બારમુ અતિથિસંવિભાગ વ્રત છે દાન, શીલ, તપ ને ભાવના એ ચાર બાબતો જૈનોમા વિશેષ અગત્યતા ધરાવે છે

ઉલ્લેખના ધર્મ ગૃહસ્થ અને સાધુ બનેનો છે સંલેખનાનો અર્થ સમાધિમરણ કે સંન્યાસમરણ પણ થાય છે જ્યારે શરીર કોઈ અસાધ્ય રોગથી કે વૃદ્ધાવસ્થાથી અસમર્થ થઈ જાય, દેવમનુષ્યાદિકૃત દુર્નિવાર ઉપસર્ગ આવી પડે કોઈ પણ દુકાળથી ધાન્યાદિ ભોજ્ય પદાર્થ મળવા મુશ્કેલ થઈ જાય, અથવા ધર્મનો વિનાશ કરનારૂ કોઈ વિશેષ કારણ આવી મળે, ત્યારે પોતાના શરીરને પાકા પાન સમાન કે તેલ વિનાના દિવા સમાન જાણી પોતાની મેળે જ વિનાશની સન્મુખ જઈ સંન્યાસ ધારણ કરવો જો મરણમા કોઈ પ્રકારનો સંદેહ હોય તો અમુક મર્યાદાપૂર્વક પ્રતિજ્ઞા કરી સતતબ શુભ ભાવને શુભ લેસ્યામા મરણ સાધી લેવુ વ્રતી શ્રાવક બાર વ્રતથી ચડતી શ્રેણીમા શ્રાવકની ૧૧ પ્રતિમા ધારણ કરી શકે એમાની ૧૧ મી પ્રતિમા એ શ્રમણભૂત પ્રતિમા છે પહેલી પ્રતિમામા જ તેમને જુગાર, માંસભક્ષણ, મદિરાપાન, વેસ્યા ગમણ શિકાર, ચોરી અને પરસ્ત્રીગમન એ સાત વ્યસનનો ત્યાગ કરવાનો છે

તપની બાબત સાધુઓને વિશેષ આદરવાની છે ને શ્રાવકને પર્વ, આઠમપાખી, ઉપવાસ, એકાશનાદિ કરવાના છે મહિનામા ૭ પોષધોપવાસ કરનારા શ્રાવક ઉત્તમ શ્રાવક ગણાય છે.

(અપૂર્ણ.)

પોપટલાલ કેવળચંદ શાહ.

# " ઉદ્દેશ્ય " અને "વિધેય".

સંવત્ ૧૯૬૫ ના પૌષના 'વસન્ત'માં રા. તનસુખરામનું ચર્ચાપત્ર વાંચી ક્ષણવાર એમ થયું કે મૌન રાખવું. પરંતુ અન્તે એક બે વાતો વિશે બોલવાનો નિશ્ચય કર્યો; મૌનનં ઇચ્છાનું કારણ દર્શાવતાં એઓને અપમાન લાગી જાય માટે તે વિશે મૌન જ રાખુંછું.

રા. તનસુખરામના એ ચર્ચાપત્રમાંની બહુ એક દલીલોનો ઉત્તર માર્ગશીર્ષ સં. ૧૯૬૫ ના 'વસન્ત'માં મ્હારા લાંબા લેખમાં આવી જાયછે. માટે તે વાતોની પુનરુક્તિ નહિં કરું.

(૧) રા. તનસુખરામ મ્હારા લખાણમાં એક પૂર્વાપરવિરોધનો મહાગમ્ભીર દોષ ઉઘાડે પાડવાની ઉત્સુકતાથી કહેછેઃ—

" ઉપક્રમમાં પોતે analysis સારું 'વાક્યપૃથક્કરણ' શબ્દ પ્રયોજ્યોછે, અને ઉપસંહારમાં તે જ ઈંગ્લિશ શબ્દ સારું 'વાક્યરચના' શબ્દ પ્રયોજ્યોછે, એ વિરુદ્ધ છે."

આ અર્ધસત્યથી લોકોના મન ઉપર ખોટો ભાસ થવાનો ભય છે. વસ્તુસ્થિતિ એ છે કે જેમ ઉપક્રમમાં રા. કમળાશંકરનો હાલ યોજેલો શબ્દ 'વાક્યપૃથક્કરણ', મ્હેં સ્વીકાર્યોછે, તેમ ઉપસંહારમાં 'વાક્યરચના' શબ્દ મ્હેં મૂક્યોછે તે મ્હારો કરીને નહિં, પરંતુ ઈ. સ. ૧૮૯૮—૯૯ માં શાળાપત્રમાં મરહૂમ માધવલાલભાઇએ એ શબ્દ વાપર્યો હતો હેને અનુલક્ષીને તે વખતના 'સુદર્શન'માંથી કરેલા ઉતારામાં (મ્હારા લખાણના ઉતારામાં) એ શબ્દ આવ્યોછે. 'સુદર્શન' ના મ્હારા લેખમાંથી ઉતારો ઉપક્રમમાં પણ મ્હેં આપ્યોછે ત્હાં પણ એ રીતે જ 'વાક્યરચના' શબ્દ મૂક્યોછે. 'વાક્યરચના' એમ મથાળાથી તે વખતના શાળાપત્રમાં માધવલાલભાઇના લેખ આવતા હતા. આટલી હકીકત જણાવ્યા પછી વધારે બોલવાની જરૂર જ રહેતી નથી.

માત્ર એક વાત ઉપર લક્ષ ખેંચવા જેવું છે. ઈ. સ. ૧૮૯૯ નો મ્હારો 'સુદર્શન'માંનો લેખ ના જેયો હોવાને લીધે વખતે એમ સંભવે કે માધવલાલભાઇનો શબ્દ—'વાક્યરચના'—હેમનો કરીને મ્હેં દાખલ કર્યો હતો તે ઇતિહાસ રા. તનસુખરામના જાણવામાં નહિં હોય; (જો કે ન્યાયપુરઃસર વાદમાં ઊતરનારનું સત્યશોધનને અર્થે કર્તવ્ય તો એ જ કહેવાય કે જે લેખમાંથી ઉતારો આપ્યો હોય તે મૂળ લેખ પૂર્વાપરસંબન્ધ ઇત્યાદિનું પૂર્ણ જ્ઞાન મેળવવા માટે જોઈ લેવો જોઇયે). તો બહુ તો એમ દોષ બતાવાત કે ઈ. સ. ૧૮૯૯ માં 'વાક્યરચના' શબ્દ વાપર્યો હતો અને નવ વર્ષ પછી 'વાક્યપૃથક્કરણ' એમ પ્રયોગ કર્યો; પણ એમ કરવાને બદલે રા. તનસુખરામના આક્ષેપથી તો એમ ભાસ થાયછે કે એક જ વખતના, એક જ, લેખમાં આરમ્ભમાં એક શબ્દ યોજ્યોછે અને અન્તમાં જુદો યોજ્યોછે. આ વાદપદ્ધતિમાં યોગ્ય સંભાળથી નિરીક્ષણની અથવા તો પ્રમાણિકપણાને પૂજ્ય ગણનારી ન્યાયવૃત્તિની શિથિલતાની કલ્પના કરિયે તો ક્ષમ્ય ગણાશે.

(૨) એક બીજા અર્ધસત્ય વિશે હવે બોલુંછું. રા. તનસુખરામ પોતાના ચર્ચાપત્રના અન્તિમ વાક્યમાં કટાક્ષદ્વારા મ્હારા વર્તનમાં દોષ બતાવવા જાયછે; અને શાળાપત્રના લેખ

સમ્બન્ધી સૂચનાપત્ર (ઉદ્દેશ્ય વિધેય બાબતનુ) ૧૮૮૭ મા શાળાપત્રને ના મોકલતા 'સુદર્શન'-ને મ્હે મોકલ્યુ—એ મ્હારા મમત વ્યવહારનિયમનો ભગ સૂચવેછે, એમ દેખાડવાનું કરેછે.

અહિં પણ વસ્તુસ્થિતિ જુદી જ હતી એ મ્હારુ સૂચનાપત્ર-ઉદ્દેશ્ય વિધેય બાબતનુ-કાંઈ છૂટક એક જ ન્હાનુ લખાણુ ન્હોતું, પરંતુ "ગુજરાતી ભાષા" એ સર્વસગ્રાહક મથાળા નીચે અનેક પ્રશ્નોની છૂટક છૂટક ચર્ચાનો સતત લેખ 'સુદર્શન'મા અકે અકે ચાલૂ રીતે આવતો હતો ત્હેમા અગભૂત હતુ એ લાબો લેખ શાળાપત્રમા આવી સકે જ નહિ એ લેખમા ચચના બધા પ્રશ્નો શાળાપત્રની ચર્ચામાથી જ ઉત્પન્ન થયેલા હતા

અર્ધસત્યોનો આશ્રય કરવામા કેટલો અન્યાય છે તે વાતનું વિસ્મરણ વકીલોને થાય, પરતુ ન્યાયાસન ઉપર બેશી નિર્ણય આપનારને હાથે આમ થાય એ શોચનીય વાત છે

(૩) ઉદ્દેશ્ય=વિચારવા યોગ્ય—એ ન ક્રમશાશકના અર્થદર્શનને ટેકવી રાખવાને ન તનસુખરામ દેવકૃત ગુજરાતી ભાષાના વ્યાકરણમાથી ઉતારો આપેછે ત્હેમા 'વિચાર' એ શબ્દ છે તે ઉપરાત આ ઉદ્દેશ્યના અર્થદર્શનને મદદ મળે હેવુ કશુ જણાતુ નથી એ ઉતારા મા ઉદ્દેશ્યને સબન્ધે 'વિચારવા લાયક' એમ ફલિત કરનારુ એક પણ વચન જણાતું નથી તેથી ઉલટુ 'ક્રિયા વિશેના વિચાર' મનમા હોયછે એમ પણ કહી ક્રિયાનો સબન્ધ પણ વિચાર જોડે એ ઉતારાના વચનમા જણાવ્યોછે. તો પછી ઉદ્દેશ્ય='વિચારવા યોગ્ય' એ અર્થને શી પુષ્ટિ આ 'પ્રકાશક અવતરણ' થી મળી સકેછે તે અગમ્ય જ વાત છે.

(૪) ર. તનસુખરામ કહેછે —

'અત્ર પોતાના રૂઢાર્થમા 'ઉદ્દેશ' અને 'નિર્દેશ' તથા 'ઉદ્દેશ્ય' અને 'લક્ષ્ય' બહુ ભિન્ન છે. જેમ ઉદ્દેશ્યની પ્રતિયોગિ-સજ્ઞા વિધેય છે તેમ 'લક્ષ્ય'ની 'વિધેય' નહિ પણ લક્ષણ છે"

ક્રિયાપદ ઉપરથી થતા નામોના અર્થ વિશિષ્ટ થઈ જાયછે, અને તેથી નામના રૂઢાર્થ મૂળ ક્રિયાના અર્થથી જુદા હોયછે,—એ તત્ત્વનો આધાર આ વચન માટે એઓ બતાવેછે, અને "ઉદ્દેશ્ય—જે પદાર્થ તરફ ઉદ્દેશ નિર્દેશ, બતાવવાની ક્રિયા થાય છે તે'—એમ મ્હે જે સરલ અર્થ બતાવ્યોછે ત્હેના ઉપર આ હેમની ટીકા છે

તો એટલુ જ કહેવુ કે આ સરલ અર્થ બતાવતા 'જે પદાર્થ તરફ ઉદ્દેશ, નિર્દેશ થાય છે' એમ કહ્યુછે ત્હો 'ઉદ્દેશ' અને 'નિર્દેશ' એ શબ્દો આકારમા નામ જેવા છે, પરતુ અર્થમા ઉદ્દેશન નિર્દેશનના વ્યાપાર એમ ક્રિયાસૂચક ધાત્વર્થવાચક,—જ છે માત્ર ઘઞ્ પ્રત્યય છે તે રા તનસુખરામને પરિચિત જ હોવો જોઇયે એટલે અહિ રૂઢાર્થમા બધાઈ ગયેલા અર્થમા 'ઉદ્દેશ' 'નિર્દેશ' એમ પ્રયોગ છે જ નહિ તેથી આ સર્વ ટીકાનો પ્રહાર વ્યર્થ જાય છે "બતાવવાની ક્રિયા" એ વચનની સાથે આ શબ્દો આવ્યાછે તે ઉપરથી 'ઉદ્દેશ'—'નિર્દેશ'નો અર્થ પણ ધાત્વર્થ જેવો ફલિત થાયછે એ સ્પષ્ટ છે 'સહચરિત પરિભાષા' ને મળતું જ બીજ આ અર્થગ્રહણમા પ્રવર્તેછે તે રા તનસુખરામ જેવા વિદ્વાને ભૂલી ના જવુ જોઇયે

'લક્ષ્ય' નો પ્રતિયોગી 'વિધેય' એમ મ્હેં કોઇ રીતે કહ્યું કે સૂચવ્યું પણ નથી, તેથી એ વિશેનો રા. તનસુખભાઇનો નિષેધ અકારણ છે.

"પર્યાય શબ્દો રૂઢ અર્થમાં લેવાયછે, નહિં કે યૌગિક"—એ પ્રસિદ્ધ તત્ત્વનો આશ્રય રા. તનસુખરામ કરેછે. પરંતુ રૂઢાર્થનું મૂળ યૌગિક પણ હોયછે, યોગરૂઢિ હેવો પદાર્થ પણ છે, એ વાત યાદ રાખીશું, તો આ પ્રસંગે 'ઉદ્દેશ' ના અર્થના પ્રદર્શનમાં યૌગિક અર્થનો ક્રમ દર્શાવવામાં કોઇ જાતનું મહાપાતક તો નહિં ગણાય.

(૫) રા. તનસુખરામ કહેછે:—

"પુનઃ 'જે તરફ લક્ષ છે તે પદાર્થ' એ ઉક્તિ પણ સંદિગ્ધ છે. કારણ ઉદ્દેશ્ય-વિધેયભાવસ્થળે વિધેય આકાઙ્ક્ષાપૂર્તિ કરતું હોવાથી વિધેય પ્રતિ જ લક્ષ અધિક હોયછે."

વિધાન કરનારનું લક્ષ વિધેય તરફ વધારે હોયછે તે ખરું; પરંતુ તે લક્ષ સ્થપાયા પછી વિધાન કરવા માટે શા પદાર્થ તરફ લક્ષ હોયછે તે પ્રશ્નને સ્પર્શીને મ્હારું વચન પ્રવર્તેછે; એ જો વિચારાય તો આ ટીકાને પ્રયોજન રહે નહિં.

(૬) 'વાક્યમાં જે'ને લક્ષીને ક્રિયામાં સમાયલા અર્થનું વિધાન થાયછે' તે ઉદ્દેશ્ય—એ મ્હારા વચનમાં અવ્યાપ્તિ દોષ છે, કેમકે 'તે ક્રોધી છે' એ પ્રકારનાં વાક્યનો સંગ્રહ નહિં થાય, એમ રા. તનસુખરામે બતાવ્યુંછે, તે વાજબી છે એમ સ્વીકારવાને મ્હને સંકોચ નથી. ક્રિયાર્થે જ વિધેય હોય હેવા વાક્યોનો પ્રસંગ હોવાને લીધે આ ઇતર વિધેયનો સંગ્રહ કરવાનો આ વચનમાં રહી ગયો એ ઊનતા જ ગણવી.

"ક્રિયામાં સમાયલા અથવા વિશેષણાદિક ઇતર પદના અર્થનું વિધાન થાયછે"—એમ પૂર્તિ કરવાને હું તૈયાર છું. આ પ્રાસંગિક ઊનતા મૂળ પ્રશ્નને કોઇ રીતે બાધક બનતી નથી એટલું યાદ રાખવું જોઇયે.

(૭) વાક્યમાં પ્રાધાન્ય કર્તાને કે ક્રિયાને—આ પ્રશ્નને અંગે રા. તનસુખરામ ત્રણ વાતો કહેછે:—

(क) આ પ્રશ્નનો ઊહાપોહ કોઈ સ્થળે નથી, કારણ વાક્યનાં સર્વ અંગ તુલ્યબલ છે;

(ख) શાસ્ત્રકારોમાં જે બે મત છે તે વાક્યસંબન્ધમાં નહિં, પણ 'આખ્યાત' ની શક્તિ સંબન્ધે છે;

અને (ग) વાક્યાર્થમાં શાબ્દબોધના આકાર વિશે મ્હારું વચન વૈયાકરણમત વિશેનું ખરુંછે; પણ હેનું બીજ 'વાક્યમાં ક્રિયાના પ્રાધાન્ય' થી અન્ય જ છે.

(क) વિશે એટલું જ કહીશું કે આ પ્રશ્નનો ઊહાપોહ કોઇ સ્થળે નથી, એમ છે તો 'વાક્યનાં સર્વ અંગ તુલ્યબલ છે' એ મત રા. તનસુખરામે કોઇ પ્રમાણને આધારે નહિં, પણ પોતાના બુદ્ધિબળથી જ ઉત્પન્ન કર્યો હશે, એમ માનવું. એ મતમાં તથ્યાંશ એટલો જ છે કે એકંદર વાક્યાર્થ માટે સર્વ અંગ આવશ્યક છે,—પૂર્ણ અર્થ માટે. પરંતુ હેમાં પણ

કર્તા અને ક્રિયા એ બે વસ્તુતઃ મુખ્ય પાયા છે, અને તે બે વચ્ચે પ્રાધાન્યગૌણતાનો પ્રશ્ન* છે જ તે હું મ્હારા સંમાન્ય ગુરુ રાજારામ શાસ્ત્રી બોડસ કનેથી શીખેલું ભૂલી જવાને તૈયાર નથી. વધારે શું કામ ? રા. તનસુખરામે જ કહ્યુંછે કે ઉદ્દેશ્ય કરતાં વિધેય પ્રતિ લક્ષ અધિક હોયછે,—તો જ્હાં ક્રિયા વિધેય સ્થાને છે ત્હાં અર્થાત્ જ ક્રિયાનું પ્રાધાન્ય આવશે.

મનુષ્યના શરીરનાં બધાં અંગો હોય તો પૂર્ણ શરીર થાય, પરંતુ તે ઉપરથી એમ નહિં કહેવાય કે સર્વ અંગો સરખા મહત્ત્વનાં છે, અથવા કોઇ યન્ત્ર હોય ત્હેમાં ન્હાનામાં ન્હાનો ખીલો પણ જરૂરનો હોયછે,—માટે એ યન્ત્રનાં સર્વ અંગ તુલ્યબલ છે એમ કહેવું યથાર્થ નહિં બને.

(ख) 'આખ્યાત' સંબન્ધે વાત કાંઇક અપ્રાસંગિક જ લાગેછે. चैत्रस्तण्डुलपचति ઇત્યાદિ-મા तिप् ઇત્યાદિ પ્રત્યયોથી કર્તૃત્વ, ક્રિયા, અથવા કૃતિ દર્શાવાયછે એ જુદા જુદા મતોનો અહિં બિલકુલ સંબન્ધ જણાતો નથી. એ પ્રશ્નનો પ્રસંગ ન છતાં મ્હેંએ સંબન્ધી "વૈયાકરણોનુ મત પ્રકાશ્યુ" નથી એ દૂષણ તો નહિં જ ગણાય.§ વિશેષ, આ શાસ્ત્રીય વિષયમાં મ્હારા કરતાં વધારે યોગ્યતાવાળા વિદ્વાનોનુ જ અહિં કામ છે

(ग) कुम्भकारोघटकरोति એ વાક્યમાંથી—कुम्भकारकर्तृको घटकर्मकोव्यापार. એમ બોધ થાયછે, કે घटकर्मककृतिमान् कुम्भकारः એમ બોધ થાયછે એ બે પ્રશ્ન જુદા છે; એ બે મત ભેદ છે, અને તેથી એકમા ક્રિયાનું અને બીજામા કર્તાનુ પ્રાધાન્ય આપોઆપ ફલિત થાયછે એ સ્પષ્ટ છે પછી હેનું બીજ અન્ય જ છે—એટલુ રા. તનસુખરામ કહીને બેશી રહેછે તેથી રાજારામ શાસ્ત્રી બોડસ કનેથી ઉપર કહ્યા પ્રમાણે પ્રાપ્ત કરેલુ અને બુદ્ધિમાં પણ ઊતરતું તત્ત્વ સહસા માત્ર રા. તનસુખરામની આજ્ઞાથી જ છોડી દેવાશે નહિં. અલબત કાંઇ યોગ્ય પ્રમાણ બતાવાય તો જુદી વાત છે. બાકી નૈયાયિક અને મીમાંસક મત આ પ્રમાણે જુદા જુદા છે અને વૈયાકરણોએ મીમાંસક મત સ્વીકાર્યો છે—એ વાતને રા. તનસુખરામ નિરાધાર તો કહી શકતા નથી.

રા. તનસુખરામ અન્ય બીજતું પ્રદર્શન કરશે અને તેથી સમાધાન થશે તો જુદી વાત છે.

(૮) અધ્યાહારમાં પૂર્વોક્તના તત્ત્વને પ્રવેશ આપવા વગેરેથી ભ્રમ થઈ ગયોછે એમ રા. તનસુખરામનુ કહેવુંછે. આ સંબન્ધની હેમની ચર્ચાનું નિરાકરણ માર્ગશીર્ષના 'વસન્ત'માંના મ્હારા લાંબા લેખમાંની સવિસ્તર ચર્ચાથી થઈ જાયછે. માટે પુનરુક્તિ નહિં કરુ. પૂર્વોક્તનો

§ આમ જ્હારે 'આખ્યાત' નો વિષય મ્હે ચર્ચ્યો જ નથી એમ રા. તનસુખરામ જાણેછે, તો પછી—"આખ્યાતની શક્તિ 'કર્તા' માં છે એમ વૈયાકરણો (નહિં કે નૈયાયિકો) માને છે "—એમ કહી 'નહિં કે નૈયાયિકો' એમ મ્હારા વચન ઉપર આક્ષેપ મૂકવાનું પ્રયોજન જ જણાતું નથી. નૈયાયિકો કર્તાનુ પ્રાધાન્ય માનેછે—એમ જ મ્હેં કહેલુંછે. તે અને આખ્યાતનો પ્રશ્ન જુદા છે એ તો પોતે જ સ્વીકારેછે, તો "નહિં કે નૈયાયિકો" એ નિષેધ વ્યર્થ જ બનેછે. માત્ર 'કર્તા' શબ્દ આવ્યો એટલે આક્ષેપનું કારણ ઉત્પન્ન થયું એમ ઝડપી લીધુ જણાયછે. પરંતુ એ આતુરતાની પ્રવૃત્તિ જ થઈ છે.

અર્થ અનુસંધાન અને આકાઙ્ક્ષા એ બે પદાર્થોમાંથી ( ખાસ અનુ ઉપસર્ગમાંથી ) આપોઆપ આવેછે; ખરા અધ્યાહાર તે પૂર્વોક્તના જ છે, બાકીના અધ્યાહારાભાસ છે; વગેરે યોજના મ્હેં સકારણ એ લેખમાં બતાવીછે તે તરફ લક્ષ ખેંચવું બસ છે.

માત્ર એટલું કહેવું જરૂરનું છે કે અલઙ્કારશાસ્ત્રમાં ઉપમાલઙ્કારમાંનાં અંગોમાંથી કોઇ અનુક્ત હોય તો ત્હેનો અધ્યાહાર થાયછે એમ રા. તનસુખરામ કહેછે તે તો અધ્યાહારની વાચકતાને અતિ દૂર ખેંચી લઈ જવા જેવું થાયછે. ખરું જોતાં એ વ્યઞ્જના વ્યાપારનો વિષય છે,—અધ્યાહારનો નહિં.

किं पश्यसि मुहुः सीते—ઇત્યાદિ શ્લોક ઉતારીને રા. તનસુખરામ હેમાં स्पृहयति એ અનુક્ત પદનો અધ્યાહાર સ્વીકૃત છે એમ કહેછે; પરંતુ આ હેમના વચનનો અર્થ જ સમજી સકાય એમ નથી. જરા વિશેષ પ્રકાશ આપનારું શિક્ષણ આપશે તો તે જ્ઞાન લેવાને હું તૈયાર છું.

(૯) અન્ય લેખકનાં વચન ઉતારવામાં જોડણી ફેરવવાની પદ્ધતિ બાબત મ્હેં મરહૂમ હ. હ. ધ્રુવના પુત્રે જોડણી ફેરવ્યા બાબત બોલતાં 'પિતૃદ્રોહ' વચન કેવી રીતે વાપર્યું છે તે સહજ સમઝાય એમ છે. મ્હેં હેમાં દ્રોહનો સ્વીકાર કર્યો એમ કોઇને પણ લાગે નહિં. પરંતુ જોડણી ફેરવવાની કૃતિને અપરાધરૂપ ગણનાર વર્ગના દૃષ્ટિબિન્દુથી જ એ દ્રોહ શબ્દ વપરાયો હતો એ કહેવાની જરૂર હવે તો જણાયછે. કેમકે રા. તનસુખરામ હેમાં દ્રોહનો સ્વીકાર મ્હેં કર્યો એમ સરલ બુદ્ધિથી માની લેતા જણાય છે! વ્યઙ્ગ્યાર્થનું ગ્રહણ કરવાની અનિચ્છા અથવા અશક્તિમાં જ આ વૃત્તિનું નિદાન હશે કે કેમ તે વિશે શોધ કરવામાં લાભ નથી તેમ એ મ્હારું કર્તવ્ય પણ નથી. સાહિત્યસેવાની મર્યાદાની બ્હારની એ વાત છે.

(૧૦) "હ. હ. ધ્રુવના આત્માના ક્ષોભ સંબન્ધમાં લખી તેઓને ક્રિશ્ચિયન મતાનુસાર ઊર્ધ્વગતિ પ્રાપ્ત થયાનું ધારી લીધુંછે. शान्तं पापं ( ? पापम् )".

રા. તનસુખરામનું આ વચન જોઈને પ્રથમ તો રમૂજ જ ઊપજી હતી. પરંતુ એ ટીકા જે વિશે છે તે મ્હારું વચન તપાસતાં પછીથી આશ્ચર્ય ઉત્પન્ન થયું કે 'ઊર્ધ્વગતિ' વિશેનું અનુમાન શા આધારે એઓએ કરી લીધું હશે. મ્હારું વાક્ય આટલું જ છેઃ—

"તે પિતૃદ્રોહથી હું નથી ધારતો કે હ. હ. ધ્રુવનો આત્મા—રા. કમળાશંકરની પેઠે—ક્ષુબ્ધ થશે."

આ વાક્યમાં 'ઊર્ધ્વગતિ' ક્યહાં સંતાઈ છે તે જડતું નથી. રા. તનસુખરામની તીવ્ર ગૂઢશોધનશક્તિને જ એ જડે એમ છે. અને જડ્યા પછી તે કલ્પનાને ક્રિશ્ચન મતની માની લીધીછે તે માટે યોગ્ય આધાર કશો પણ નથી. આ પ્રશ્ન વિશે વધારે ચર્ચા કરતાં વિષયાન્તરતા થાય અને કેટલીક અરુચિકર ટીકા કરવી પડે એમ છે, તેથી મૌન રાખુંછું. કલ્પિત અર્થ સ્થાપી ત્હેમાં વળી આભડછેટ જેટલો દોષ જોનાર માણસ પોતાના જ પડછાયાથી અકારણ ભડકનારનું કાર્ય કરેછે.

'ઊર્ધ્વગતિ' શબ્દ ના. તનસુખરામે શા અર્થમાં અહિં વાપર્યોછે તે બહુ સ્પષ્ટ તો નથી જ પરંતુ મનોત્તર અધોગતિને દૃષ્ટ ગણનાર કિયો ધર્મમત છે તે પ્રશ્ન કરવાની પ્રેરણા કરનારું પ્રસ્તુત વચન છે એમ કહેવું પડેછે

અંગ્રેજી એટલું સર્વ અસ્પૃશ્ય એ વૃત્તિ રા તનસુખરામની આ ચર્ચામાં અન્યરૂપે એક બે સ્થળે પ્રગટ થાયછે પરંતુ જ્ઞાનના રાજ્યમાં સ્પર્શાસ્પર્શની છોછને પ્રવેશ આપવો એ અતિ સંકુચિત દૃષ્ટિનું પરિણામ કહેવાય અંગ્રેજ અમલદારને અડકીને ઘેર જઈ માથાબોળ સ્નાન કરનારાઓની આચારનિષ્ઠા માટે નમુનાઓ મળી સકશે પરંતુ આ જમાનામાં જ્ઞાનના વિષયમાં આ પ્રકારની દૃષ્ટિ રાખનારને તો પોતાના એકલા સ્વરૂપમાં જ સકોચાઈ રહેવું પડશે, અને એ વૃત્તિનું નિદાન તો અગમ્ય જ ગણાશે આ વૃત્તિને પૂરો વિગસ આપે તો તો રા તનસુખરામે વાક્યપૃથક્કરણનો વિષય પણ ત્યાજ્ય ગણવો જોઇયે, કેમકે તે વિષય જે રૂપે જોઇયે છિયે તે તો કેવળ અંગ્રેજી જ છે

હવે કશું લખવા લાયક બાકી રહ્યું જણાતું નથી આત્મશ્લાઘાદિક આરોપ મ્હારા ઉપર મૂકવાનું જે સૌજન્ય બતાવાયુંછે તે વિશે મૌન જ ઉચિત છે

આ ત્રણેક માસથી ચાલતી ચર્ચા જે વાચતા હશે તે પણ હવે કંટાળશે માટે હેમની ક્ષમા માગી સંપૂર્ણ કરુંછું

સ્નાગિરિ શિરો }
તા. ૯-૨-૯૮ } નરસિંહરાવ ભોળાનાથત

---

## —પૂરવણી—

આ લેખ લખીને મોકલી દીધા પછી રા તનસુખરામનો દ્વિતીય લેખ ચૈત્ર અને વૈશાખ (સં. ૧૯૫૫) ના 'વસન્ત' ના અંકોમાં આવેલો દીઠો હેમાં અનેક વૃથા આક્ષેપો છે ત્હેનો પરિહાર કરવા બેસું તો વ્યર્થ શ્રમ તથા કાલક્ષેપ થઈ વાચકનો કંટાળો વધારવાનું થાય એમ છે હેમાંની એક મહત્ત્વની વાત અને એક બે ગૌણ પ્રશ્નો વિશે ટૂંકામાં અવલોકન કરીને હું સંતોષ માનીશ

( ૧. )

અધ્યાહારનું સ્વરૂપ બતાવતા રા તનસુખરામ બતાવેછે કે પદાધ્યાહાર અને અર્થાધ્યાહાર એ બે ભિન્ન વિભાગ નથી, એક જ વસ્તુનાં ભિન્ન ભિન્ન દૃષ્ટિથી જોયેલા સ્વરૂપો છે,—" અધ્યાહારની પ્રાપ્તિ થાય ત્હાં પ્રથમ પદનો જ અધ્યાહાર થાય, અને તે અધ્યાહૃત પદથી અર્થનો બોધ થઈ શાબ્દબોધ નિષ્પન્ન થાયછે એમ નૈયાયિકોનું મત છે. મીમાંસકો પદાધ્યાહારને નથી

ગણતા, પણ પદજન્ય જે અર્થ ત્હેનો જ અધ્યાહાર, આદિથી જ પદાધ્યાહારની અપેક્ષા વિના, માની લે છે, અને તેહેને અર્થાધ્યાહાર કહેછે."

આ સ્વરૂપપરીક્ષા બહુ સંભવનીય, ચાતુર્યયુક્ત અને યથાર્થ ભાસેછે. અને આ નવીન પ્રકાશ માટે રા. તનસુખરામનો બહુ ઉપકાર માનવો જોઇયે. માટે આ પ્રસંગે એક ઝીણી શઙ્કા પૂછું તો તે દોષદર્શન માટે નહિં પણ જ્ઞાનની પ્રાપ્તિ માટે મૂકુંછું એમ કહેવાની જરૂર નહિં રૂહે. એ શઙ્કા એટલી જ છે કે જો આ રીતે અધ્યાહારનાં ભિન્ન ભિન્ન દૃષ્ટિથી જોયેલાં સ્વરૂપ તે જ પદાધ્યાહાર અને અર્થાધ્યાહાર છે, એ વિભાગ નથી, તો—

अध्याहारो द्विविधः । शब्दाध्याहारः । अर्थाध्याहारः । એમ શાસ્ત્રી ભીમાચાર્યે શા માટે વિભાગ પાડનારું વચન કહ્યું હશે ? દ્વિવિધઃ, એ શબ્દ રા. તનસુખરામ બતાવેછે તે સ્વરૂપને અનુકૂળ જણાતો નથી.

તેમ જ अश्रुतपदानुसंधानम् એમ લક્ષણ અધ્યાહારનું આરમ્ભમાં આપીને પછી અધ્યાહારનો વિભાગ शब्दाध्याहार કહ્યો તે ઠેકાણે ટીપનો અંક મૂકી सत्याकाङ्क्षितपदानुसंधानम् એમ ખુલાસાની ટીપ ભીમાચાર્યે આપેલીછે તેથી—"અધ્યાહારમાં બે અંશો—અનુક્તિ અને આકાઙ્ક્ષા; ત્હેમાં પ્રથમને ઉદ્દેશી અશ્રુતપદાનુસંધાન અને દ્વિતીયને ઉદ્દેશી આકાઙ્ક્ષિતપદાનુસંધાન, એમ ભિન્ન લક્ષણોની રચના થઈ છે" એ રા. તનસુખરામનું સ્વરૂપનિદર્શન પણ વાસ્તવિક હોવા બાબત સંશય રહેછે.

(૨.)

Prythee, peace=I pray thee, hold thy peace; ઇત્યાદિ ઉદાહરણો રા. તનસુખરામે આપ્યાંછે તે ખરા અધ્યાહારનાં નથી, પરંતુ રૂઢિના બળે પ્રાપ્ત થયેલાં એ ઉદાહરણો મ્હેં બતાવેલા અધ્યાહારના (ઘ) વિભાગવાળા અધ્યાહારાભાસનાં ઉદાહરણો જેવાં પણ તેથી પણ ઉત્કટ પ્રકારનાં છે. આપણી ભાષામાં હેવાં અનેક ઉદાહરણો જડશે. જેમકે—

(૧) "પારકી ત્હારે શિર પડી છે? ત્હારી તું સંભાળ્ય ને."

(૨) મ્હારે શી પડી છે।

અહિં 'ચિન્તા' 'ફિકર' વગેરે શબ્દો રૂઢિબળે પ્રયોગમાંથી લુપ્ત થયેલા રૂઢિબળે જ બોધવિષય થાયછે.§

---

§ આ પ્રકારનાં ઉદાહરણોથી જણાયછે કે અમુક શબ્દ જ અધ્યાહાર માટે આવશ્યક નથી—તે અર્થની પૂર્તિ એ અર્થના કોઇ પણ શબ્દથી થાયછે. તેથી પદાધ્યાહાર અને અર્થાધ્યાહાર તે એક જ એમ રા. તનસુખભાઈ બતાવેછે તે સંશયવિષય થાયછે. હેમણે બતાવેલું સ્વરૂપ મૂળ દર્શનોમાં હશે; પરંતુ હેનો વિસ્તાર અને ફેરફાર આ રીતે ઇષ્ટ છે.

(૩) ત્હારુ કાઁઈ થાય !

(૪) જા ! અહિંથી કાઁઈ કર્યે !

આ ઉદાહરણોમા ઉપર પ્રમાણે ' મ્હો ' એ શબ્દ રૂઢિબળે લુપ્ત થઈ તે જ બને સમઝી લેવાયછે

(૫) હેણે એ વચન સાભળી નીચુ ઘા યુ

અહિં ' માથુ ' એ શબ્દ એ જ પ્રમાણે લુપ્તછે પૂર્વોકત શબ્દો આ નથી પરંતુ ' કાઁઈ મ્હો ' ' નીચુ માથુ , ઇત્યાદિ પ્રયોગ અનેક વાર ભાષામા પ્રથમ બોલાઈ રૂઢિબળે પરિચિત એટલા થઈ ગયેલા કે પૂર્વકાળમા બોલાયેલા તે જ પૂર્વોક્તતા એમ માધક ગણતા અધ્યાહારના આભામ તરીકે (ઘ) વર્ગમા નવેશ આ પ્રસગને મળી સકે

આ પ્રકારના ઉદાહરણ રા કેશવલાલ ધ્રુવે અધ્યાહા ની વાત કરતા નહિ પણ અન્ય પ્રસગે, બતાવ્યાછે, તે નોધવા લાયક છે ગાયત્રી ત્રિષ્ટુભ વગેરે છન્દોના નામ નારી જાતિ ના છે ત્હેનુ કારણ એઓ બતાવેછે કે ' ગાયત્રી વાક્ ત્રિષ્ટુભ વાક્ એમ અસ । હતુ તે ટૂકામા ' વાક્ ' શબ્દ, ' અધ્યાહૃત રૂહેતો એમ ન કેશવલાલ કહેછે ( પદ્યરચનાના પ્રકાર –બુદ્ધિપ્રકાશ જાન્યુઆરી ૧૮૦૯ પૃ ૧૭ પેરેગ્રાફ ૨ ) આ પૂર્વોક્ત ન છતા અધ્યાહૃત એ વાતનુ મમર્થન ઉપર કહ્યુ તેમ એટલુ જ કે રૂઢિબળે ' વાક્ શબ્દ અનુકત રાખ્યો, છતા એ જાણે ત્હા છે જ એમ લાગે છે ગાયત્રી વાક્ એ અત્યન્ત સાહચર્યને લીધે એ વચનના સસ્કાર પૂર્વોકતને સ્થાને રહેછે બીજા ઉદાહરણો પણ આપેલાછે ભૈરવી રાગિણી, ભૈરવ રાગ, વગેરેના બોલતા ભૈરવી ભૈરવ, એમ જ બોલાયછે આ પ્રકારોને અધ્યાહારના પ્રકાર કહેવાને બદલે એકશેષના પ્રમગછે એમ પણ કહેવુ ઉચિત થશે પૂર્વોક્તનો અધ્યાહાર થાય, તેમ અહિ પરિચિત રૂઢ અગનો લોપ થઈ અનુક્તિ થાયછે અધ્યાહારમા ઉત્તર વાક્યમા અનુક્તને ઉક્તવત્ મનાયછે, તો આમા એક જ વાક્યમા ઉકતને અનુક્ત કરી નખાય છે પરતુ તે અનુ તનો બોધ થવા માટે શો વ્યાપાર પ્રવર્તેછે ? એ પ્રશ્નના ઉત્તર માટે અ ધ્યાહારાભામ એમ કહીને ખુલાસો આપવો પડશે અથવા તો રૂઢિબળે વ્યજનાનોજ વિષય છે એમ વધારે ઉચિત જણાશે રા તનસુખરામ ઉપમાદિક પ્રસગે અનુક્ત રહેલા ઉપમાના દિકનો અધ્યાહાર કહેછે ત્હા તો વ્યજના જ પ્રવર્તેછે, અધ્યાહાર નહિ એમ શઙ્કા નહિં કદાચ કે અધ્યાહાર કાઈ જુદી શબ્દ શક્તિ નથી, માટે અધ્યાહારના પ્રકાર તે વ્યંજનાના જ વિષય છે, અભિધા લક્ષણાની બ્હાર હોઈને કેમકે તારતમ્ય એ છે કે ઉક્ત શબ્દોમા વ્યજના શક્તિ રહીછે, અનુકતમા નહિ. અને અધ્યાહારનો વ્યાપાર તો શબ્દાર્થની પૂર્તિનો જ પ્રથમ પગલાનોછે અર્થ વ્યઙ્ગ્ય હોય શબ્દ નહિ માટે શબ્દાધ્યાહારમા તો વ્યજના નહિં જ પ્રવર્ત પણ અર્થાધ્યાહારમા પણ અમુક અર્થના **શબ્દનો** અધ્યાહાર થઈ **વાક્યની** સુપૂર્તિ થાયછે. એટલે ત્હા પણ વ્યજના ના હોય વાક્યનુ **બધારણ** એ અધ્યાહારનો વિષય છે

( ૩. )

Analysis ( વાક્યપૃથક્કરણ ) એ વિષય સસ્કૃત મરણિમા પ્રકારાન્તરે જ્ઞાત જ હતો

વગેરે થીંગડાં મારવાનાં ફાંફાં રા. તનસુખરામ વ્યર્થ મારેછે. શ્લોકોના અન્વયાદિક કરવાની શૈલી,—વગેરેથી કદી એમ સાબીત નહિં થાય કે એ વિષય સ્વતન્ત્રરૂપે આપણાં શાસ્ત્રોમાં ચર્ચાયો હતો. આટલા લૂલા પુરાવા ઉપર જ રા. તનસુખરામનું આ પ્રશ્ન માટે બળ છે તે ઉપરથી જ જણાઈ આવેછે કે એ વિષય નવીન જ છે. આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં બધું હતું એમ વૃથા અભિમાન કરવામાં શો લાભ?

(૪.)

વાક્યમાં કર્તા, ક્રિયાપદ આદિમાં પ્રાધાન્ય કોઇને નથી વગેરે વચનો કહી રા. તનસુખરામ કહેછે—

"યથાસંભવ કર્તા, કર્મ, ક્રિયાપદ કોઇનો પણ અધ્યાહાર થઈ સકેછે."—આ ઉપરથી જણાયછે કે અધ્યાહાર કર્તાનો થઈ સકે, ક્રિયાનો નહિં—એ રા. કમળાશંકરની કલ્પના તો રા. તનસુખરામને પણ સ્વીકાર્ય નથી જ. એ ઉપરથી એ પણ જણાઈ આવેછે કે રા. કમળાશંકરે એ વચનમાં અધ્યાહાર અને અનુક્તિ વચ્ચે ભ્રમ કરી નાંખ્યો હતો.

રત્નાગિરિ
તા. ૧૩–૬–૦૭. } નરસિંહરાવ ભોળાનાથ.

---

## નાઇટ્રોજનવાળાં ખાતરો.

ખેડુતને ખાતર માટે જોઈતા પદાર્થો પૈકી ફૉસ્ફેટ અને પૉટાશ વિષે આપણે ઉપર કહી ગયા; હવે ત્રીજી જાતના પદાર્થો—એટલે કે નાઇટ્રોજનવાળાં ખાતરો—વિષે કહીએ. નાઇટ્રોજનવાળા ખાતરનાં અત્યાર સુધી હાથ આવેલાં બે સાધનોં પૈકી એક ઍમોનીઅમ સલ્ફેટ છે, અને તે કોલસાનો કોક. અથવા તો ગ્યાસ, બનાવતી વખતે વધારાના પદાર્થ તરીકે મળે છે. ઍમોનીઅમ સલ્ફેટ ઉપરાંત આ જાતના ખાતરોનું બીજું સાધન ચીલીના ઉચ્ચ પ્રદેશમાં મળી આવતું સોડીયમ નાઇટ્રેટ છે.

ગ્યાસ લીકર (ગ્યાસ બનાવતી વખતે મળતા પ્રવાહી પદાર્થ) માંથી ઍમોનીઅમ સલ્ફેટ બનાવવાની રીત ગ્રેટબ્રીટનમાં સને ૧૮૫૦ ની સાલથી અમલમાં મૂકવામાં આવી અને આ રીતે ઈ. સ. ૧૮૬૦ માં ૯૭૦૦ ટન ઍમોનીઅમ સલ્ફેટ તૈયાર કરવામાં આવ્યો હતો. ત્યાર પછી શેલ (shale) નું Dry distillation કરતી વખતે, તથા ધાતુ ગાળવાની ભઠ્ઠીઓ, કોલસાના ચુલાઓ, અને ગ્યાસ બનાવવાના સંચાઓ (generators) એ સર્વેમાંથી નીકળતા નકામા ગ્યાસ પાછા મેળવવાની રાસાયણિક ક્રિયા કરતી વખતે વધારાના પદાર્થ તરીકે ઍમોનીઆ તૈયાર થવા માંડ્યો. આ કારણથી ગ્રેટ બ્રીટનમાં સને ૧૯૦૬ માં બધુ

મળી ૨૯૩,૦૦૦ ટન ઍમોનીયમ સલ્ફેટ બન્યો. આ બાબતમાં જર્મની, ગ્રેટ બ્રિટનથી ફક્ત બીજે નંબરે હતું. ત્યાં કોલસાની ભઠ્ઠીઓમાંથી સને ૧૯૦૬ માં ૨૩૫,૦૦૦ ટન ઍમોનીઅમ્ સલ્ફેટ બન્યો હતો. તે જ સાલમાં આ બે સિવાયના બીજા બધા દેશોમાં કુલ ૧૯૦.૦૦૦ ટન ઍમોનીઅમ સલ્ફેટ તૈયાર કરવામાં આવ્યો હતો. મોન્ડની રીતથી એકી વખતે પાવર ગ્યાસ અને ઍમોનીઆ બને છે, અને જો કે બધે ઠેકાણે મોન્ડની રીતનો ઉપયોગ વધતો જાય છે તો પણ ઍમોનીઆ એ બીજા પદાર્થો તૈયાર કરતી વખતે ફક્ત એક વધારાના પદાર્થ તરીકે મળે છે એ વાત આપણે ભૂલી જવી જોઇએ નહી. આમ હોવાથી ગયા વર્ષ જેવા ઉદ્દ્ભવે તો ઍમોનીયા વેપારમાં નુકશાન થાય એવા સંજોગોનું ઉત્પન્ન ખરેખર ઘણું જ ઘટી જાય; આમ હોવાથી ખેતીના કામ માટે પુરતા જથામાં ઍમોનીઆ મળી શકશે એમ ખાત્રી રાખી શકાય નહિ.

ઍમોનીયમના ક્ષારના ઉત્પન્નમાંથી મળી શકે તે કરતાં વધારે જથામાં નાઇટ્રોજનવાળાં ખાતરો તૈયાર કરવાની જરૂર જણાયાથી સોડીઅમ નાઇટ્રેટના વિસ્તીર્ણ પડનો ઉપયોગ થવા માંડયો. (સને ૧૮૩૦ ની સાલથી જ દક્ષિણ અમેરિકાના પશ્ચિમ કિનારામાં આવેલા ચિલીના ઉચ્ચ પ્રદેશમાં સોડીઅમ નાઇટ્રેટ ઘણો મળી આવતો હતો; પરન્તુ ઈ. સ. ૧૮૬૦ ની સાલ સુધી તો તેમાંથી ફક્ત રસાયણ શાસ્ત્રમાં કામ આવે એવા પદાર્થો તૈયાર કરવામાં આવતા હતા (એટલે કે આ નાઇટ્રેટ ખેતીમાં વપરાતો નહોતો). આ જ વર્ષમાં ચિલીમાંથી ૬૮,૦૦૦ ટન સોડીઅમ નાઇટ્રેટ પરદેશ ખાતે મોકલવામાં આવ્યો હતો. ત્યાર પછી ધીમે ધીમે આ પદાર્થ ખેતીના કામમાં લેવામાં આવ્યો. સને ૧૯૦૬ માં ચિલીમાંથી ૧,૬૦૦,૦૦૦ ટન સોડીઅમ નાઇટ્રેટની નિકાસ થઈ. આ પૈકી ૧,૨૦૦,૦૦૦ ટન નાઇટ્રેટની યુરોપમાં આયાત થઈ. આનો પાંચમો ભાગ દારૂગોળો રસાયણને લગતા તથા સળગી ઉઠે એવા પદાર્થો તૈયાર કરવામાં વપરાયો અને બાકીનો સેંકડે ૮૦ ટકા જેટલો ભાગ ખેતીમાં કામ આવ્યો. જર્મનીમાં હવા પાણીની અમુક સ્થિતિને લીધે તથા ત્યાં બીટરૂટનો પાક ઘણો થવાને લીધે ત્યાં સૌથી વધારે સોડીઅમ નાઇટ્રેટ વપરાયો. આ દેશમાં સને ૧૯૦૬ માં ૫૯૦,૦૦૦ ટન નાઇટ્રેટની આયાત થઈ. ફ્રાન્સ આ બાબતમાં બીજે નંબરે છે. અને ગ્રેટ બ્રીટનમાં સૌથી ઓછો નાઇટ્રેટ વપરાય છે. યુનાઇટિડ સ્ટેટમાં નાઇટ્રેટની ખપત ઝપાટાબંધ વધતી જાય છે તે નીચેના આંકડા પરથી જણાશે:—

| વર્ષ | નાઇટ્રેટની આયાત. |
|---|---|
| ૧૯૦૧ | ૧૭૭,૦૦૦ ટન. |
| ૧૯૦૬ | ૩૬૪,૦૦૦ ટન. |

યુરોપમાં સને ૧૯૦૧ માં સોડીઅમ નાઇટ્રેટનો ભાવ દર ટને ૭ કે ૮ પાઉન્ડનો હતો તે વધીને હાલ ૧૦ પાઉન્ડનો થયો છે; કારણ કે તે તૈયાર કરવાનું ખર્ચ વધ્યું છે એટલું જ નહિ પણ તે બનાવનારાઓનું એક મંડળ બન્યું છે. આ પ્રમાણે યુરોપમાં ઉદ્યોગો અને ખેતી માટે સોડીઅમ નાઇટ્રેટની આયાત કરવા સારૂ દર વર્ષે ૧૨,૦૦૦,૦૦૦ પાઉન્ડ ખરચવા પડે છે. ચિલીનો સોડીઅમ નાઇટ્રેટ એ નાઇટ્રોજનવાળાં ખાતરો બનાવવામાં પાયા તરીકે ગણાતો હોવાથી, ઍમોનીઅમના ક્ષારની કીમત પણ દર ટને ૧૦ પાઉન્ડથી વધીને ૧૨॥

પાઉન્ડ થઈ છે. ખેતીમાં સોડીઅમ નાઈટ્રેટનો ઉપયોગ વધતો જવાને લીધે ઉપરજણાવેલી ભારે રકમમાં પણ વધારો થવાનો સંભવ છે અને તેથી ખેતીનુ કામ ઘણુ ખર્ચાળ અને બોજા રૂપ જણાયા વગર રહેશે નહિ. પરન્તુ આ ઉપરાંત, જેમ પેરૂમાંના ગ્વાનોનાં પડ ખૂટી ગયાં તેવી જ રીતે આ નાઈટ્રેટનાં થર પણ ખુટી પડવાનો ભય તો ઉભો જ છે. ચિલીમાંના નાઈટ્રેટના થરના વિસ્તાર સંબંધી જુદા જુદા અનુભવીઓ જુદો જુદો મત ધરાવે છે; તેમ છતાં ભાવમાં વધારો થતો જાય છે તેની સાથે સાથે આ થર ૩૦ કે ૫૦ વર્ષમાં ખૂટી જશે એ હકીકત પણ આપણે ધ્યાનમાં રાખવી જોઈએ. આવા થર બીજે ઠેકાણેથી જડશે એ ઘણે અંશે સંભવિત નથી; કારણ કે જે પ્રકારની હવા અને ભૂતળ રચનાને લીધે ચિલીમાં આ મોટા થર બંધાયલા છે તે પ્રકારની હવા અને ભૂતળ રચના આખી દુનિયામાં બીજે કોઈ પણ ઠેકાણે હોય એમ જણાતું નથી.

લિબિગે જેમ પોતાના વખતમાં ચેતવણી આપી હતી તેવી જ રીતે જમીનની ફળદ્રુપતા સાચવવાને ઘણાં જ આવશ્યક જણાતાં નાઈટ્રોજન વાળાં ખાતર નહી મળવાથી સમસ્ત મનુષ્ય જાતને નુકશાન થવાનો ભય છે એવી હાલના વખતમાં આપણા પ્રમાણ રૂપ અને બાહોશ વિજ્ઞાનશાસ્ત્રી સર ઉવિલિયમ ક્રુકસે જે ચેતવણી આપી છે તે ખરી છે એમ ઉપર જણાવેલી હકીકતથી સારી રીતે સમજાશે. આ વિદ્વાને સને ૧૮૯૭ ની સાલમાં ઘઉંના વેચાણપરથી ગણત્રી કરીને બતાવી આપ્યું કે હાલ જે પ્રમાણે ખોરાકની ખપત વધે છે તે પ્રમાણે જો ૩૦ કે ૪૦ વર્ષ સુધી ચાલુ રહે અને જમીનની ફળદ્રુપતામાં તે પ્રમાણમાં વધારો ન થાય તો આ સમયને અંતે જોઈએ તેટલો ખોરાક ભાગ્યે જ મળી શકશે. જમીનની ફળદ્રુપતા વધારવા સારૂ નાઈટ્રોજન વાળાં ખાતરોનો મોટો જથ્થો વાપરવાની ખાસ જરૂર છે. આ પ્રશ્નનુ નિરાકરણ કરવાની જરૂર સર ઉવિલિયમ ક્રુકસે બતાવ્યા પહેલાંથી જ ઉપર દર્શાવેલા ભયને દૂર કરવાના ઉપાયો ખોળી કાઢવાનું કામ ઘણા શોધ ખોળ કરનારાઓ ચલાવતા હતા.

વાતાવરણમાં નાઈટ્રોજન ઘણા પ્રમાણમાં છે એવું રૂથરફર્ડે ઈ. સ. ૧૭૭૨ માં નક્કી કર્યું ત્યારથી જ આ નાઈટ્રોજનને જુદો પાડી તેને ઉપયોગમાં લેવાના પ્રયત્નો જારી છે. દર એકર પરની હવાનું વજન ૪૦,૦૦૦ ટન હોય તો હવામાંથી કુલ ૪ ટ્રીલીયન ટન નાઈટ્રોજન મળી શકે એવી ગણતરી કરવામાં આવી છે. વિદ્યુત્પ્રવાહના તણખા વખતે હવામાંનો નાઈટ્રોજન, ઑક્સીજન જોડે મળે છે અને તેનો નાઈટ્રીક ઍસીડ બને છે એવું પ્રીસ્ટલીએ સને ૧૭૭૫ માં બતાવી આપ્યું. તેમજ પછીથી વીજળીના ઝબકારા થતા હોય તે વખતે વાતાવરણમાં નાઈટ્રીક ઍસીડનું પ્રમાણ વધે છે તે પણ તેણે પુરવાર કર્યું. વળી એસેટીલીન અને નાઈટ્રોજનના સાદા મિશ્રણમાં વિજળીનો તણખો પસાર કરીએ તો હાઈડ્રોસાઈએનીક ઍસીડ બને છે એવું ઈ. સ. ૧૮૬૯ માં બર્થેલોટને માલુમ પડ્યું. ત્યાર પછી પ્લાઉન્સ અને યંગ, તથા બુન્સન અને પ્લેફરે બતાવી આપ્યુ કે કોલસા અને આલ્કલીના સાદા મિશ્રણને ખૂબ ગરમ કરી તેમાં નાઈટ્રોજન પસાર કરીએ તો સાઈએનોજન અને આમોનીઆ બને છે. આ રાસાયણિક ક્રિયાને હુન્નર ઉદ્યોગમાં મોટા પાયાપર કામમાં લેવા સારૂ માર્ગ્વેરાઈટ અને સુરડીવલે, પછીથી સૉલ્વેએ અને સુપ્પલ્વે કરીને લુડવીગ મૉન્ડે, બેરીટા (બેરીયમ ઑક્સાઈડ) અને કોલસાના મિશ્રણમાં નાઈટ્રોજન પસાર કરી મોટા અખતરા કર્યા; પણ

ભારે ઉષ્મમાનમા ટકી શકે એવાં સાધનો તૈયાર કરવાનુ કામ અશક્ય હોવાથી આ બધા પ્રયત્નો નિષ્ફળ ગયા ગયા સૈકામા થયેલા વિદ્યુત્પ્રવાહ સબધીના મોટા સુધારા આ મુશ્કેલી દુર કરવામાં સહાયભૂત થયા છે. વાતાવરણમા થતા મોટા વિજળીના ઝબકારાના જેવાજ અસરકારક વિજળીના તાર ડીનેમોની મદદથી તૈયાર થાય છે, અને પહેલા નહિ મળેલા એવા ભારે ઉષ્મમાન મેળવવામા વર્નર સીમન્સ અને સર ઉવીલીઅમ સીમન્સની વીજળીની ભઠ્ઠીઓ કામ આવે છે. જુદી જુદી જાતના વિદ્યુતના તણખાથી વાતાવરણના ઑક્ષીજન અને નાઈટ્રોજનને એકઠા કરી નાઈટ્રીક ઍસીડ બનાવવાના પ્રયત્નો કરવામા આવ્યા હતા, પરન્તુ ઍટમૉસ્ફેરીક પ્રૉડક્ટસ કમ્પની (હવાના તત્ત્વો જુદા પાડનારૂ મડળ) એ નાઈએગારાના ધોધ આગળ કરેલા તથા એવા બીજી જાતના અખતરાથી જે મોટી આશાઓ રાખવામા આવી હતી તે હજુ ફળીભૂત થઈ નથી પણ સીમન્સ અને હાર્સ્કે પહેલા કરેલા અખતરાઓ અને બેડીશી એનીલીન અન્ડ સોડાફેબ્રીકની સાથે સાથે શોન્હર્રે કરેલા તે અખતરના વધારાને અગે બર્કલૅન્ડ અને આઈડે પાચ વર્ષ ઉપર શોધી કાઢેલી રીતને લીધે જ આ પ્રશ્નનુ નિરાકરણ કરવાનો વ્યવહારૂ રસ્તો હાથ લાગ્યો છે પરન્તુ રસાયણશાસ્ત્રના પ્રદેશમા વારવાર એવી સ્થિતિ આવે છે કે સહેલી રીતો કરતા દેખીતી લાબા અને કટાળા ભરેલી રીતો આખરે વધારે ફત્તેહમદ ઉતરે છે

ઈ સ ૧૮૯૪ મા મૉઈસા અને વીલ્સને એક નવી જાતની શોધ કરી આ રીતને લીધે વીજળીની ભઠ્ઠીની મદદથી ભારે જથામા કૅલ્શમ કારબાઈડ તૈયાર થવા માડયો આવી રીતે તૈયાર થયેલા કૅલ્શમ કારબાઈડનુ ત્યાર પછી ઍમગીલીન બનાવવામા આવતુ મૉઈસાનુ પુસ્તક પ્રગટ થયા પછી મે આ બાબતનો સભાળ પૂર્વક અભ્યાસ કર્યો ત્યારે મને માલૂમ પડ્યુ કે કૅલ્શમ કારબાઈડ અને બેરીઅમ કારબાઈડ એ બને પદાર્થો ફક્ત દીવા કરવામા નહી પણ બીજા કામમા પણ વાપરી શકાય મારગ્વેરાઈટ અને સુગ્ડીવલે તથા મુખ્યત્વે કરીને મૉન્ડે કરેલા પહેલાના અખતરા તપાસી જોવાથી મને માલૂમ પડ્યુ કે આલ્કલીમા પણ નાઈટ્રોજન પસાર કરીને સાઈએનોજન અને બીજા સયુક્ત પદાર્થો તૈયાર કરતા પહેલો જ આલ્કાલીનો કાર્બાઈડ તૈયાર કરી શકાય મૉઈસાએ જણાવ્યુ હતુ કે કાર્બાઈડમા નાઈટ્રોજન ભળી શકતો નથી પણ તેથી ઉલટુ ઈ સ ૧૮૯૫ મા વેરીન ફર ગ્યુઅર બિફ્લીસના પ્રોમોડીંગમા પ્રસિદ્ધ થયેલા એક લેખમા મેં બતાવી આપ્યુ કે કારબાઈડમા નાઈટ્રોજન પસાર કરવાથી સાઈએનાઈડ, ઍમાઈડ અને એવા બીજા વધારે કઠણ નાઈટ્રોજનના સયુક્ત પદાર્થો એક પછી એક તૈયાર કરી શકાય છે. તે જ વર્ષની શરૂઆતમા ડાક્તર ઍન, ફ્રેરોની સાથે કરેલા કૅલ્શમ કારબાઈડ અને બેરીઅમ કારબાઈડ સબધીના અખતરાઓ એટલા બધા ફત્તેહમદ ઉતર્યા કે માર્ચ મહિનાની આખરે આલ્કલી અને આલ્કલાઈન અર્થના વર્ગની ધાતુના કારબાઈડની સાથે વાતાવરણમાના નાઈટ્રોજનનો, સયોગ કરવાના "પેટન્ટ" મેળવવાની હમે અરજી કરી. પરન્તુ પહેલાના પ્રયત્નોમા જેમ ઝડપથી અને સતોષકારક રીતે ફત્તેહ મળી હતી તેમ આગળ પર ચાલુ રહ્યુ નહી પણ તે અખતરાની ખાત્રવણી કરતા ઘણી અડચણ પડી ઉદ્યોગમા કામ આવે એવા મોટા પાયા પર આ રસાયણિક ક્રિયાઓ કરવા સારૂ હમે સીમન્સ અને હાલ્સ્કની જાણીતી પેઢીની સાથે ભળ્યા. આ પેઢીએ યોગ્ય વખત પર નાઈટ્રોજનનું

Fixation કરવા તરફ પોતાનુ ધ્યાન દોરવ્યું હતું. આ કામ માટે જોઈતી બારે મુડી એકઠી કરવા સારૂ ત્રાહિત માણસોની મદદ લેઈ એક નવું મંડળ ઉભું કર્યું: આ મંડળનું નામ ' સાઇએનાઇડ ગીસલશાફ્ટ ' રાખ્યું અને આ કામને અંગે પહેલાં મળેલા સર્વે પેટંટો આ મંડળને નામે " ટ્રન્સ્ફર " કર્યા.

મૅકાર્થર ફૉરેસ્ટની સોનું કાઢવા સંબંધીની "સાઈએનાઇડિ" રીત દાખલ થવાને લીધે સને ૧૮૯૫ ની સાલના અરસામાં પૅાટૅશમ સાઈએનાઈડિની,ખપ અને કીમત ઘણી જ વધી ગઈ. આમ હોવાથી હમે સાઈએનાઇડિ અને ફેરો સાઈએનાઈડિ જે નાઈટ્રોજનના ઘણા ઉપયોગી સંયુક્ત પદાર્થો છે એવા બનાવાનું લક્ષમાં રાખ્યું. બેરીઅમ કારબાઇડમાં નાઈટ્રોજન ઘણી સહેલાઈથી નીચે પ્રમાણે મળી જાય છે:—



$$BaC_2+N_2=Ba\ (CN)_2$$

માટે બેરીઅમ કારબાઇડિ હમને આ કામ માટે બરોબર લાયક જણાયો. વળી, ઉપર પ્રમાણે મલતા બેરીઅમ સાઈએનાઇડિનુ ઘણી સહેલાઈથી પોટેશમ ફરોસાઈએનાઇડ અને સાઈએનાઇડમાં રૂપાન્તર પણ કરી શકાતું હતું. આની સરખામણીમાં પહેલાં તો કેલ્શમ કારબાઇડિ ઘણો ઓછો કામ લાગે એમ જણાયો કારણ કે તેમાં નાઈટ્રોજન ઘણો એકઠો થઈ શકતો પણ સાઈએનાઈડો ઘણા થોડા જથામાં તૈયાર થતાં પરંતુ તે વખતે થતી ક્રિયાનું વધારે બારીક નિરીક્ષણ કરતાં માલૂમ પડ્યું કે કૅલ્શમ સાઈએનાઇડિ ઘણો જ થોડો તૈયાર થતો હતો એ ખરૂં પણ તેની સાથે સાથે કેલ્શમ સાઈએનેમાઇડિ પણ બનતો હતો: જેમકે



$$CaC_2+N_2=CaCN_2+C$$
$$CaC_2+N_2=Ca(CN)_2$$

હવે કૅલ્શમ સાઈએનેમાઇડિનું ઘણું સહેલાઈથી કેલ્શમ સાઈએનાઇડ બને છે અને તે હમે પણ તૈયાર કરીએ છીએ પરંતુ બેરીયમ કરતાં કૅલ્શમનો Attonic Weight ઘણો ઓછો હોવાને લીધે કૅલ્શમમાસાઇએનેમાઇડ ( અણુભાર ) ની મદદથી વાતાવરણમાંના નાઈટ્રોજનમાંથી બારોબાર એમોનીયા જેવા નાઈટ્રોજનના સંયુક્ત પદાર્થો ઘણા ઓછે ખર્ચે તૈયાર કરી શકાય, અને આ સંયુક્ત પદાર્થો ઘણી સારી રીતે ખાતર તરીકે વપરાય. વધારે અખતરા કરવાથી હમારા આ અનુમાનને ટેકો મલ્યો કારણ કે કૅલ્શમ સાઈએનેમાઇડિમાં તથા તેમાંથી તૈયાર થતા એકલા સાઈએને માઇડિમાં પાણીનાખી ભારે દબાણ ( High pressure ) માં આ મિશ્રણને ગરમ કરીએ તો બધા નાઇટ્રોજનનો એમોનીયા બને છે. આ ક્રિયા માટે નીચેના સમીકરણ બતાવી શકાય:—



$$CaCN_2+31+_2o=CaCo_3+2N1+_3$$
$$H_2CN_2+31+_2o=(NH_4)_2Co_3.$$

આવી રીતે વાતાવરણમાંના નાઇટ્રોજનમાંથી એમોનીયા અને ઍમોનીયમના ક્ષાર બનાવવાની ઘણા વખતથી ખોળવામાં આવતી રીત હાથ આવી છે ! ઉપર જણાવેલી સાદી રાસાયણિક ક્રિયાનો વિચાર કરતી વખતે મારા પુત્ર, ડાક્તર આલ્બર્ટ ફ્રેન્કને માલૂમ પડ્યું કે અનુકૂળ સ્થિતિમાં ચોખ્ખા કેલ્શમ સાઇએનેમાઇડિને છોડના પોષણ માટે ખાતર તરીકે વાપરી શકાય. આ અનુમાન ખરૂં છે કે નહિ તે નક્કી કરવા માટે વ્યવહાર પ્રયોગો કરવાની

જરૂર જણાઈ. અને તે સંબંધી ડ્રામસ્ટેડટના પ્રોફેસર વાગનરે અને પોસનના પ્રોફેસર ગરલેશે સને ૧૯૦૧-૨ માં અખતરા કર્યા. બંધ વાસણમાં તેમ જ ખેતરમાં જુદી જુદી રીતે ઘણા નિકપ પ્રયોગો કરવામાં આવ્યા ત્યારે એમ માલૂમ પડયું કે જે કેલ્શમ સાઇએનેમાઇમાં ૨૦ ટકા જેટલો નાઇટ્રોજન હોય તે ખાતર તરીકે એમોનીયમ સલ્ફેટ જેટલું જ કામ આવે અને તેથી જો ખરી જગાએ તેનો ઉપયોગ કરવામાં આવે તો છોડને તે ઘણું જ પોષણ કર્તા થઈ પડે. ત્યાર પછી બીજે વર્ષે પણ જુદા જુદા ખેતીના ફાર્મ અને મથકોમાં વ્યાવહારિક રીતે આ પ્રયોગો ફરી કરવામા આવ્યા અને તે ફત્તેહમંદ ઉતર્યા; તેથી જેને હમે "કાલ્કસ્ટીકસ્ટોફ્" અથવા "નાઇટ્રોલાઇમ" નામ આપ્યું હતું તેને એમોનીયમ સલ્ફેટ અને ચિલીના સુરાખાર સાથે ખાતર તરીકેની હરીફાઇમાં ઉતરી શકે એવા હેતુથી હમે તેના ઉત્પન્નની ખીલવણી અને સુધારા કરવાનુ કામ હાથપર લીધું. આને માટે જોઈતા કાચા પદાર્થો—ચુનો, કોલસા અને વાતાવરણમાંનો નાઇટ્રોજન—ગમે તે જગાએ સહેલાઈથી મળી શકે તેમ છે; પરંતુ આટલા મોટા જથામાં શુદ્ધ નાઇટ્રોજન મેળવવાને વધારે તપાસ કરવાની જરૂર જણાઈ. ગરમ કરેલા તાંબાના ભૂકા પર હવા પસાર કરીને તેમાંના નાઇટ્રોજન અને ઓક્ષીજનને જુદો પાડવાની રીત હમે પહેલાં ગ્રહણ કરી હતી પરંતુ તેમાં ઘણા વાંધા જણાયા, કારણ કે તે રીતે બનેલા "કોપર આક્ષાઈડ" ના તે વખતના વધારે ઉષ્ણમાનમાં થતા Reductionને લીધે આ રાસાયણિક ક્રિયા વચ્ચે વચ્ચે બંધ પડી જતી; આમ હોવાથી હમે લીકવીફેકશન (ઓગળવું) અને ફ્રેકશનલ ડીસ્ટીલેશનની મદદથી લીન્ડેની રીતે હવાના તત્વો જુદાં પાડવાનું શરૂ કર્યું. આ રીતમાં પણ પહેલ વહેલાં ઘણી અડચણો નડી; કારણ કે દર કલાકે ૩૦૦ ક્યુબીક મીટર જેટલો નાઇટ્રોજન પુરો પડે તે સારૂ હમારે ઘણાં કીમતી સાહિત્યો તૈયાર કરવાં પડયાં.

છેલ્લાં પાંચ વર્ષમાં હવાના તત્વો જુદાં પાડી મોટા જથામાં નાઇટ્રોજન મેળવવાની બન્ને રીતો હમે ઘણી ખીલવણી કરી છે; બન્ને રીતથી આ કામ સારી રીતે થાય છે. ફક્ત આ બેમાંથી કઈ રીતે કામ કરવું તેનો આધાર સ્થાનિક સ્થિતિ પર રહે છે.

કેલ્શમ સાઇએનેમાઇડ બનાવવા સારૂ જોઇતો બીજો કાચો પદાર્થ કેલ્શમ કાર્બાઇડ છે. ૮૦ ટકા શુદ્ધ હોય એવા બજારૂ—કેલ્શમ કાર્બાઇડના ૧૦૦ કીલોમાં ૩૫ કીલો નાઇટ્રોજન ભળી શકે છે. પણ વ્યાવહારિક તો ફક્ત ૨૫ કીલો જ ભળી શકે; એટલે કુલ ૧૨૫ કીલો "નાઇટ્રોલાઇમ" તૈયાર થાય તેમાં ૫ મો ભાગ નાઇટ્રોજન હોય છે. આવી રીતે એક ટન નાઇટ્રોજન માટે ચાર ટન કેલ્શમ કાર્બાઇડ જોઇએ છીએ. આટલો કેલ્શમ કારબાઇડ બનાવવાના ખર્ચ ઉપર ત્યાર પછીની બધી ક્રિયાઓનો આધાર રહેલો છે. દર કીલોવોટ ઈયિરે કારબાઇડ ફેકટરીમાં બે ટન કેલ્શમ કારબાઇડ બને છે; આ લેખે ૪ ટન કેલ્શમ કારબાઇડ માટે ૨ કીલોવોટ ઈયિર શક્તિ જોઇએ. ૨ કીલોવોટ ઈયિર તે ૨.૬૬ હોર્સપાવર ઈયિરની બરોબર છે. બીજા કામ માટે ૩⅓ હોર્સ પાવર ઈયિર ઉમેરતાં કુલ ૩ હોર્સ પાવર ઈયિર જેટલી શક્તિ આપણને જોઇએ. માટે એમોનીયા અને સુરોખાર એ બે જુનાં નાઇટ્રોજનવાળાં ખાતર સાથેની કેલ્શમ સાઇએનેમાઇડની હરીફાઈમાં વીજળીક શક્તિનો ખર્ચ ઘણો અગત્યનો ભાગ બજાવે છે. સફળ થઇએ એવી રીતે ખેતીના વ્યવહાર કામમાં "નાઇટ્રોજન" દાખલ

કરવા સારૂ એમોનીયા અને સુરોખારમાં જેટલો નાઇટ્રોજન છે તેટલો જ નાઇટ્રોજન તેટલા જ ખર્ચે અને બને તો તેથી ઓછે ખર્ચે પુરો પાડવાની જરૂર છે.

ઓછે ખર્ચે કાર્ય શક્તિ મળી શકે તે માટે જોઈતી પાણીની શક્તિ જર્મનીમાં નથી અને તેથી ત્યાં તે ઘણી ખર્ચાળ પડે છે માટે ઇટાલીમાંના સૌથી મોટા કારબાઈડના કારખાના જોડે "સાઇએનાઈડ કેસલશાફ્ટ" કમ્પની એકત્ર થઈ. તે આખા મંડળનું નામ "સોસાએટા જનરલ પર લા સાઇએને માઇડ" રાખ્યું અને બધા પેટન્ટો આ નવા નામે ચઢાવ્યા. મોટા જથામાં કેલ્શમ સાઇએનેમાઈડ તૈયાર કરવા સારૂ ઈ. સ. ૧૯૦૫ ની આખરે જ્યાં આગળ પેસ્કારા નદીની જબરી પાણીની શક્તિ મળી શકતી હતી એવા પીયેનોડી ઓર્ટા શહેરમાં પહેલ વહેલું કારખાનું કાઢ્યું. ત્યાં પહેલાં દર વર્ષે ૪૦૦૦ ટનનું ઉત્પન્ન થતું તે હાલ સાધનો વધારી દર વર્ષે ૧૦,૦૦૦ ટન પાકો પદાર્થ તૈયાર થાય એવી રીતે કર્યું છે. વળી ત્યાર પછી ટર્ની આગળના કાર્બાઇડના કારખાનાની સાથે તથા એઓસ્ટાની ખીણમાં આવેલા સાન મીશેલ આગળ પણ કેલ્શમ સાઇએનેમાઈડ બનાવવાનાં કારખાનાં સ્થપાયાં છે. આડ્રીઆટીક સમુદ્રની બીજી બાજુએ દાલ્માશીઆમાં આવેલા શીબીનીકો શહેરમાં, ફ્રીઉમમાં અને મુખ્યત્વે કરીને આલમીસામાં—જ્યાં ૫૦,૦૦ હોર્સ પાવર જેટલી પાણીની કાર્ય શક્તિ મળી શકે તેમ છે ત્યાં કેટલાંક કારખાનાં બંધાય છે અને બીજાં કામ કરે છે. ફ્રાન્સમાં "નોટ ડેમ ડી બ્રેન્કોઇન આગળ" સોસાઈટી ફ્રાન્કાઈઝ ડી પ્રોડ્યુઇટસ અઝોટસે ૪,૦૦૦ ટન કેલ્શમ સાઇએનેમાઈડ તૈયાર થાય એવી ફેક્ટરી બાંધી છે અને આ મંડળને ફ્રાન્સની સરકારે પરવાનગી પણ આપી છે. સ્વીટઝર્લેન્ડમાં પણ હોન વેલી આગળના કારખાનામાં "સોસાયટી સ્વીસ ડી પ્રોડયુઇટ એઝોટસે" આ પદાર્થ બનાવવાનું શરૂ કર્યું છે. વળી યુનાઇટેડ સ્ટેટસમાં નાયગારાના ધોધની કેનેડા તરફની બાજુએ ૫૦૦૦ કે ૬૦૦૦ ટન પદાર્થ દર વર્ષે બને એવી એક ફેક્ટરી બંધાય છે અને આ કામ પુરૂ થશે ત્યારે દર વર્ષે દસ હજાર ટન કેલ્શમ સાઇએનેમાઈડ તૈયાર થાય એવી રીતે તેમાં વધારો કરવાનો છે. વળી જાપાનમાં કીયુસ્કયુદ્વીપમાં એક કારખાનું બંધાય છે. તેમાં દર વર્ષે ૪૦૦૦ ટન કેલ્શમ સાઇએનેમાઈડ બને એવી ગોઠવણ કરી છે. ગ્રેટ બ્રિટનમા પણ ઈ. સ. ૧૯૦૬ માં "નોર્થ વેસ્ટર્ન સાઇએનેમાઈડ કમ્પની" સ્થપાઈ હતી. તેણુબ્રેક લેન્ડ—આઇડ કમ્પની પાસેથી હાર્ડેન્જર ફ્રોર્ડપર આવેલા ઓડી શહેર આગળ ૫૦,૦૦૦ હોર્સ પાવર જેટલી કાર્ય શક્તિ લીધી છે અને ત્યાં ૧૨,૫૦૦ ટનથી શરૂ કરી તે ૫૦,૦૦૦ ટન સુધી વધી શકે એવી એક મોટી ફેક્ટરી બંધાય છે. જર્મનીમાં પાણીની કાર્ય શક્તિ મળી શકતી નથી તો પણ ત્યાં દર વર્ષે ૨૦૦ ટન અને ૬૦૦૦ ટન કેલ્શમ સાઇએનેમાઈડ બનાવી શકાય એવાં કારખાનાં સ્થપાયાં છે; અને આલ્ઝ નદીની પાણીની કાર્યશક્તિ કામમાં લેવાય એવી રીતે બાવેરીઆમાં દર વર્ષે ૧૫,૦૦૦ ટન સાઇએનેમાઈડ બને એવું કારખાનું પણ બંધાય છે. જ્યારે ઉપર જણાવેલાં સર્વે કારખાનામાં ધમધોકાર કામ ચાલશે, ત્યારે બધુ મળી ૨૫૦,૦૦ ટન ચિલીના સુરોખારમાં જેટલો નાઇટ્રોજન મળે તેટલો નાઇટ્રોજન આપણને કેલ્શમ સાઇએનેમાઈડમાંથી જ મળશે.

(અપૂર્ણ.)

સાંકળચંદ જેસંગલાલ શાહ.

કરવા સારૂ એમોનીયા અને સુરોખારમાં જેટલો નાઇટ્રોજન છે તેટલો જ નાઇટ્રોજન તેટલો જ ખર્ચે અને બને તો તેથી ઓછે ખર્ચે પુરો પાડવાની જરૂર છે.

ઓછે ખર્ચે કાર્ય શક્તિ મળી શકે તે માટે જોઈતી પાણીની શક્તિ જર્મનીમાં નથી અને તેથી ત્યાં તે ઘણી ખર્ચાળ પડે છે માટે ઇટાલીમાંના સૌથી મોટા કારબાઇડના કારખાના જોડે "સાઇએનાઇડ કેસલશાફ્ટ" કમ્પની એકત્ર થઈ. તે આખા મંડળનું નામ "સોસાએટા જનરલ પર લા સાઇએને માઇડ" રાખ્યું અને બધા પેટન્ટો આ નવા નામે ચઢાવ્યા. મોટા જથામાં કેલ્શમ સાઇએનેમાઇડ તૈયાર કરવા સારૂ ઈ. સ. ૧૯૦૫ ની આખરે જ્યાં આગળ પેસ્કારા નદીની જબરી પાણીની શક્તિ મળી શકતી હતી એવા પીયેનોડી ઓર્ટા શહેરમાં પહેલ વહેલું કારખાનું કાઢ્યું. ત્યાં પહેલાં દર વર્ષે ૪૦૦૦ ટનનું ઉત્પન્ન થતું તે હાલ સાધનો વધારી દર વર્ષે ૧૦,૦૦૦ ટન પાકો પદાર્થ તૈયાર થાય એવી રીતે કર્યું છે. વળી ત્યાર પછી ટર્ની આગળના કાર્બાઇડના કારખાનાની સાથે તથા એઓસ્ટાની ખીણમાં આવેલા સાન મીશેલ આગળ પણ કેલ્શમ સાઇએનેમાઇડ બનાવવાનાં કારખાનાં સ્થપાયાં છે. આડ્રીઆટીક સમુદ્રની બીજી બાજુએ દાલમાશીઆમાં આવેલા સીબીનીકો શહેરમાં, ફ્રીક્રમમાં અને મુખ્યત્વે કરીને આલમીસામાં—જ્યાં ૫૦,૦૦ હોર્સ પાવર જેટલી પાણીની કાર્ય શક્તિ મળી શકે તેમ છે ત્યાં કેટલાંક કારખાનાં બંધાય છે અને બીજાં કામ કરે છે. ફ્રાન્સમાં "નોટ ડેમ ડી બ્રેન્ડોઇનિ આગળ" સોસાઇટી ફ્રાન્કાઈઝ ડી પ્રોડ્યુઇટસ અઝોટસે ૪,૦૦૦ ટન કેલ્શમ સાઇએનેમાઇડ તૈયાર થાય એવી ફેક્ટરી બાંધી છે અને આ મંડળને ફ્રાન્સની સરકારે પરવાનગી પણ આપી છે. સ્વીટઝર્લેંડમાં પણ હોન વેલી આગળના કારખાનામાં "સોસાયટી સ્વીસ ડી પ્રોડયુઇટ એઝેટસે" આ પદાર્થ બનાવવાનું શરૂ કર્યું છે. વળી યુનાઇટેડ સ્ટેટસમાં નાયગારાના ધોધની કેનેડા તરફની બાજુએ ૫૦૦૦ કે ૬૦૦૦ ટન પદાર્થ દર વર્ષે બને એવી એક ફેકટરી બંધાય છે અને આ કામ પુરૂ થશે ત્યારે દર વર્ષે દસ હજાર ટન કેલ્શમ સાઇએનેમાઇડ તૈયાર થાય એવી રીતે તેમાં વધારો કરવાનો છે. વળી જાપાનમાં કીયુસ્યુદ્વીપમાં એક કારખાનું બંધાય છે. તેમાં દર વર્ષે ૪૦૦૦ ટન કેલ્શમ સાઇએનેમાઇડ બને એવી ગોઠવણ કરી છે. ગ્રેટ બ્રિટનમા પણ ઈ. સ. ૧૯૦૬ માં "નોર્થ વેસ્ટર્ન સાઇએનેમાઇડ કમ્પની" સ્થપાઈહતી. તેણએ કે લેન્ડ—આઇડ કમ્પની પાસેથી લાૅર્ન્જર ફ્રોર્ડપર આવેલા ઓડી શહેર આગળ ૫૦,૦૦૦ હોર્સ પાવર જેટલી કાર્ય શક્તિ લીધી છે અને ત્યાં ૧૨,૫૦૦ ટનથી શરૂ કરી તે ૫૦,૦૦૦ ટન સુધી વધી શકે એવી એક મોટી ફેક્ટરી બંધાય છે. જર્મનીમાં પાણીની કાર્ય શક્તિ મળી શકતી નથી તો પણ ત્યાં દર વર્ષે ૨૦૦ ટન અને ૬૦૦૦ ટન કેલ્શમ સાઇએનેમાઇડ બનાવી શકાય એવાં કારખાનાં સ્થપાયાં છે; અને આલ્ઝ નદીની પાણીની કાર્ય શક્તિ કામમાં લેવાય એવી રીતે બાવેરીઆમાં દર વર્ષે ૧૫,૦૦૦ ટન સાઇએનેમાઇડ બને એવું કારખાનું પણ બંધાય છે. જ્યારે ઉપર જણાવેલાં સર્વ કારખાનામાં ધમધોકાર કામ ચાલશે, ત્યારે બધુ મળી ૨૫૦,૦૦ ટન ચિલીના સુરાખારમાં જેટલો નાઇટ્રોજન મળે તેટલો નાઇટ્રોજન આપણને કેલ્શમ સાઇએનેમાઇડમાંથી જ મળશે.

(અપૂર્ણ.)

સાંકળચંદ જેશાલાલ શાહ.

# આતંક નિગ્રહ ગોળીઓ.

ચાલુ જમાનાની તાકાત આપનારી તમામ ઔષધિઓમાં




## ※ આ ગોળીઓઃ– ※

( ૧ ) પાચન શક્તિની વિક્રિયાને દૂર કરે છે.
( ૨ ) નબળા પડતાં જ્ઞાન તંતુઓને પુષ્ટિ આપે છે.
( ૩ ) ઘટતી જતી સ્મરણ શક્તિને સતેજ કરે છે
( ૪ ) લોહીને સુધારી ઉમદા બનાવે છે
( ૫ ) તાકાત વધારે છે.
( ૬ ) મર્મસ્થાનોની શક્તિને ઉત્તેજિત કરે છે

૩૨ ગોળીની ડબી એકનો રૂ ૧



**સઘળી જાતના નૈતિક અને શારીરિક ભયમાંથી મુક્ત રહેવા માટે.**

મહેરબાની કરી **" કામ શાસ્ત્ર. "** રૂ.

અમારૂ પુસ્તક વાંચો

તે આરોગ્ય, દોલત અને આબાદીનો ઉત્તમ માર્ગ દેખાડનાર છે

૪૨ આવૃત્તિઓમાં બહાર પડી આજ સુધીમા તેની

પાંચ લાખ કરતાં વધારે **મફત** પ્રતો વહેંચાઈ ચુકી છે.

તે પુસ્તક.

ઇંગ્રેજી મરાઠી, ગુજરાતી, હિંદી, ઉર્દુ, ઉર્દુ, ( ગુજરાતી લિપિમા ) બંગાલી અને તામિલ ભાષામા તૈયાર છે તેલગુ ભાષામાં છપાય છે

**વિના મૂલ્યે.**

ટપાલ ખર્ચ લીધા વગર મોકલવામાં આવે છે.

વૈદ્યશાસ્ત્રી 1-12-08

બ્રાંચ, કાલબાદેવી રોડ
મુંબઈ

મણિશંકર ગોવિંદજી.
જામનગર—કાઠિયાવાડ



## લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ,(૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે.)

ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂ૦-૬-૦ મોકલવા કૃપા કરવી. બીજા વર્ષમાં,રૂા ૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છૂટક નકલ એક અંકના | રૂ. ૦-૬-૦ ,, |

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે. અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૩ કોઈ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય-પણ એ લેખકને પાછું મોકલવાને અમો બંધાતા નથી.

વ્યવસ્થાપક.

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्.

વર્ષ ૮, અંક ૮. [ માસિક. ] બીજો શ્રાવણ, સંવત ૧૯૬૫.

## દિવ્ય યોગિની.*

( ઉપજાતિ. )

હિમાદ્રિનાં શ્વેત અસંખ્ય શૃઙ્ગો
ધરે જુદા ઇન્દ્રધનુષ્યરંગો,
એ શૃઙ્ગમાંની અતિ ઉચ્ચ ટોચે
કો કન્યકા દિવ્ય ઉભી શી સોહે ! ૧

અનન્ત આકાશ, દિગન્ત સર્વ
ભરી પ્રભાથી ન્હોં એક ગર્વ
લાવણ્ય ના ઢાંકતી અંગકેરું
દિવ્યપ્રભા એ જ દુકૂલ હેતુ. ૨

જોતી દીસે એ અનિમેષ નેને,
સુદૂર કો ગૂઢ જ તત્ત્વ, ત્હેને,
તથાપિ દૃશ્યો સહુ હામ કેમ
પ્રત્યક્ષ કન્યાનયને પડેલાં. ૩

એ સુન્દરી અદ્ભુત દર્શનોએ
તલ્લીન રહેતી કંઇ ગૂઢ જોએ,
ઉંડાણ ખેડી જ અનન્તતાનાં
ગૂંથે અમોલાં કંઇ રત્ન છાનાં. ૪

* 'સત્ય'ના તત્ત્વની મૂર્તિના રૂપકની આ કલ્પના કરી છે.

અન્તઃ સ્વરૂપે નિજ દૃષ્ટિ પ્રેરી
જોતી રહી આત્મછબિ અનેરી;
અદૃશ્ય કો દર્પણ માંહિં ડૂબી
પ્રત્યક્ષ જોતી નિજબિમ્બખૂબી; ૫

જે બિમ્બ કો અદ્દભુતશક્તિયોગે
અન્તર્ગુહાથી લઈ ખેંચી પોતે
સુસ્પષ્ટ મૂકે નિજ સંમુખે એ,
ને જોતી રહેતી સ્મિતથી સુખે એ. ૬

(દ્રુતવિલમ્બિત.)
અલભ દર્શન સુન્દરી એ તણું
મથી રહ્યા કરતા મનુજો ઘણું;
ગિરિતટે ચઢતા શ્રમ કષ્ટથી,
તદપિ દર્શન દિવ્ય થતું નથી. ૭

(ઉપજાતિ.)
ચઢી પ્રયાસે વિરલા જનો ત્હાં
શૃઙ્ગોતણી નીચે રહી નેન પ્રેરે;
ને સુન્દરીનાં સહુ અંગ મોંઘાં
સુવર્ણરંગી ધુમસો જ ઘેરે. ૮

(દ્રુતવિલમ્બિત.)
ધુમસમાં પડી છિદ્ર કદી કદી
નજર આવતી તેજતણી નદી;
વિકૃતરૂપ થતી તહિં કન્યકા,
પ્રગટ અર્ધ જ એમ થતી પ્રભા. ૯

(ઇન્દ્રવજ્રા.)
માની લિયે દર્શન પૂર્ણ હેને,
માને મનુષ્યો દીઠી સુન્દરીને;
વાંકાં પડેલાં પ્રતિબિમ્બ ધૂમે,
કન્યા જ એ એમ ગણી શું ઘૂમે. ૧૦

એ ધૂમથી સુન્દરતા અનેરી
કન્યા તણાં અંગ વિશે ભરેલી
જોઈ સકે ધન્ય મનુષ્ય કોઈ,
[illegible] જ મોહી ૧૧

( દ્રુતવિલમ્બિત. )

કવિતદેવી કદી પ્રિય ભક્તને,
નિજ વિમાન ચઢાવી, લઈ કને,
ઊંડી જઈ ગિરિશૃઙ્ગ જ મૂકતા,
અલભ દર્શન સુન્દરીનાં થતાં. ૧૨

( ઇન્દ્રવજ્રા. )

એ દિવ્ય બાલા તણું પૂર્ણ તેજે,
દીપંત સૌન્દર્ય ત્યહાં જ રહેજે
પ્રત્યક્ષ થાતું અચલસ્વરૂપે,
ને ધન્ય ભક્તો રસમાંહિં ડૂબે. ૧૩

ને દિવ્ય એ સુન્દરીની છબિને,
આ મર્ત્યલોકે લઈ આવી ધીમે,
આછાં જ આછાં પ્રતિબિમ્બ પાડે,—
તે જોઈ હું થાઉં કૃતાર્થ ક્યહારે ? ૧૪

રત્નાગિરિ,
તા. ૧૨-૭-૦૯ } નરસિંહરાવ ભોળાનાથ.

---

## દિગ્-દર્શન.

આવતી સાહિત્ય-પરિષદ્.

એક જણના દ્રવ્યથી જે કામ ન થઈ શકે તે અનેક જણનું દ્રવ્ય એકઠું કરીને કરી શકાય—આ હેતુથી અર્વાચીન કાળમાં બેંકો અને કંપનીઓ ઊભી કરવામાં આવે છે. એક જણના દાનથી જે લોકોપકાર ન બની શકે તે અનેક જણનાં દાન એકઠાં કરીને કરી શકાય—આ સમજણથી વિવિધ પ્રકારનાં ધર્માદા ફંડો સ્થપાય છે. રાજ્યકાર્યમાં પણ ઘણાં મગજોનો ઉપયોગ લેવાના હેતુથી લોકલ બોર્ડો અને મ્યુનિસિપલ કૉરપોરેશનોથી માંડીને પાર્લમેન્ટ અને મન્ત્રિમંડળ પર્યન્તની રચના એ જ ધોરણે બનેલી છે. પણ આ સંઘબળનો મહિમા જે અત્યારે પશ્ચિમ દેશોમાંથી અત્રે ઊતરી આવતો દેખાય છે તે વસ્તુતઃ આપણા પ્રાચીન પૂર્વજોને અજાણ્યો નહતો. આત્માના ધાર્મિક અને વ્યાવહારિક શ્રેય માટે કેવળ વ્યક્તિના પરાક્રમ ઉપર આધાર ન રાખતાં, તેઓએ એની સિદ્ધિ માટે વર્ણાશ્રમની સંસ્થાઓ રચી તે. તેઓની આ ઊંડી દૃષ્ટિનું જ પરિણામ હતું. એ સંસ્થાઓના અવાન્તર વિશેષ રૂપે યજ્ઞસમારંભો અને તે પ્રસંગે મળતા વિદ્વત્સમાજો, સાધુ-સંન્યાસીઓના મઠો અને ગચ્છો, યાત્રાનાં તીર્થો અને પર્વો, વણિક્-કારીગરોનાં સાર્થો અને શ્રેણિઓ, ગામ અને શહેરનાં પંચો અને મહાજનો—ઇત્યાદિ અનેક સંસ્થાઓ અસ્તિત્વમાં આવી: પરંતુ કાલક્રમે એમાંની ઘણી ખરી

અને અન્ય કાળના સાહિત્યને પણ એ એ જ રીતે પોતામાં ગ્રહે છે, અને રૂપાન્તર પમાડે છે. પ્રાચીન ગ્રીસ અને રોમના સાહિત્યના અભ્યાસે તેરથી સોળ-સત્તરમા સૈકાની વચ્ચે યુરોપના વગેરે દેશોમાં ઉજ્જવળ સાહિત્ય ઉપજાવ્યું તેમાં આ ગ્રહણ અને રૂપાન્તર ઉભય અંશો પ્રતીત થાય છે; અને તે જ પ્રમાણે, આપણા પોતાના પ્રાન્તમાં મહા કવિ પ્રેમાનન્દે પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો ઉપયોગ કરીને જે આખ્યાનો અને નાટકોની વાડી ખીલાવી છે તેમાં પણ એક પાસથી એ સાહિત્યનું પુષ્કળ પાન જણાઈ આવે છે અને બીજી પાસ, રગે રગે ગુર્જર, અને ગુર્જરી વાણીનું અભિમાન ધરાવનાર, આ કવિના અન્તર્‌માં પ્રવેશ થતાની સાથે, પ્રાચીન કાળ રૂપાન્તર પામી ગયો છે, અને તેથી મહાભારતાદિકનાં પાત્રોને એણે પોતાના સમયનાં સ્ત્રી પુરુષો જેવાં કલ્પ્યાં છે—જે એનું દૂષણ નથી પણ ભૂષણ છે.

ત્યારે હવે, આ મનનને પરિણામે આપણા સાહિત્યનો ઉત્કર્ષ કરવાનાં મુખ્ય સાધનો શાં શાં ઠર્યાં અને તે સાહિત્યપરિષદ્ દ્વારા કેટલે અંશે પ્રાપ્ત કરી શકાય એવાં છે એ જોઇએ'—

(૧) પ્રથમ તો જનસમાજની વાસનાઓ વધારે વિવિધ વિશાળ ઉંડી અને ઉદાત્ત બનવી જોઇએ. તે માટે અત્યારે હિન્દુસ્થાનમાં જે અનેક પ્રવૃત્તિઓ ચાલી રહી છે તે આપણા પ્રાન્તમાં ઝીલાવી જોઇએ, અને એનાં વ્હેણ અહીં તહીં મન્દ મન્દ વ્હેતાં જણાય છે તે વધારે વિપુલ અને પ્રબલ થવાં જોઇએ. આનો અર્થ એવો નથી કે આપણા રાજકીય સાંસારિક ઔદ્યોગિક મેળાવડાઓમાં ચર્ચાતા વિષયો ઉપાડી લઇને તે ઉપર જે લેખો લખાય તે જ ખરૂં સાહિત્ય; પરંતુ એ અને બીજી અનેક પ્રવૃત્તિઓદ્વારા જનસમાજની વાસનાઓ ખીલે છે અને એમાં જ્યારે કવિની પ્રતિભાનું કિરણ પડે છે ત્યારે એનાં અસંખ્ય ચિત્રો બંધાઈ એનાં નેત્ર આગળ તે ખડાં થાય છે. આ ચિત્રો ખડાં કરવાનું તો સાહિત્યપરિષદ્‌ના હાથમાં નથી, પણ આ વાસનાઓ તરવરતી કરવા માટે તે તે વિષયો ઉપર પ્રબળ અને પ્રતિષ્ઠિત લેખો ઉત્પન્ન કરાવી જનસમાજમાં એ લેખો રમતા કરવા એટલું કાર્ય તો સાહિત્યપરિષદ્‌ના પ્રદેશમાં છે જ. પરંતુ હજી એ પરિષદ્‌ની સંસ્થા એટલી પ્રૌઢ થઈ નથી કે એટલે સુધી એ પોતાનો હાથ લંબાવી શકે. માટે, અત્યારે તો તે તે પ્રવૃત્તિઓને અંગે જે પરચુરણ લેખો ભાષણો તથા વર્તમાનપત્રોના આર્ટિકલો પ્રકટ થાય છે એટલાથી જ આપણે સન્તોષ માનવો પડશે.

(૨) આપણા સાહિત્યનું બીજું પોષકબળ આપણા દેશનું પ્રાચીન સાહિત્ય અને આપણો પ્રાચીન ઇતિહાસ છે. પ્રેમાનન્દના સમય કરતાં આપણા સમયમાં પ્રાચીન *સાહિત્યનું જ્ઞાન ઘણું વધ્યું છે, છતાં એ જ્ઞાન જોઇએ તેવું ફલદ્રુપ નીવડયું નથી, એનું કારણ આપણા પ્રાચીન સાહિત્ય પરત્વે આપણી મમત્વબુદ્ધિની મન્દતા હોય એમ જણાય છે. જેમ જેમ પ્રાચીન વધારે શોધાતો જાય અને ગુજરાતીમાં ઉતારાતો જાય તેમ તેમ આપણી ભાષાનું ઐતિહાસિક સાહિત્ય વધતું જાય એટલું જ નહિ, પણ સાહિત્ય શબ્દનો વિશેષ અર્થમાં પણ આપણો જૂનો ઇતિહાસ આપણા સાહિત્ય ઉપર કેવી અસર કરે એનો ખ્યાલ ફોર્બ્સ રાસમાલા અને ટોડ્સ-રાજસ્થાન જેવા ગ્રન્થોએ ગુજરાતી તેમજ અન્ય ભાષામાં પ્રેરેલા સાહિત્ય ઉપરથી આવી શકે છે. અને સંસ્કૃત ગ્રન્થો પરત્વે જે સાચું છે તે જ ફારસી તવારીખ માટે પણ ઘણીક રીતે ખરૂં છે. વળી કચ્છ કાઠીઆવાડ અને ગુજરાતની વિવિધ જૂની દન્તકથાઓ વાર્તાઓ, ગીતો, કહેવતો, તેમજ જુદી જુદી જ્ઞાતિઓની ઉત્પત્તિ પરાક્રમ વગેરેના ખરા ખોટા પૌરાણિક અને સાંપ્રદાયિક હેવાલો—જે સંસારસુધારાસમાજનો ઉદ્દેશ સુધારાનો હોવાથી એના કાર્યપ્રદેશમાં નથી આવતા, પણ સાહિત્યના પ્રદેશમાં તો બેશક આવે છે જ—તે સર્વે એકઠાં કરી પ્રસિદ્ધ કરવાની ઘણી જરૂર છે.

(૩) આપણા સાહિત્યનું ત્રીજું પોષક બળ પશ્ચિમ દેશોના મહાન ગ્રન્થોના ભાષાન્તરોમાંથી લાવવાનું છે. ગ્રીસ રોમ ઇંગ્લંડ ફ્રાન્સ જર્મનિ સ્પેઇનિ ઇટલિ વગેરે ભૂમિનાં સાહિત્યો (આ સાહિત્ય શબ્દના અર્થમાં ઇતિહાસ ચરિત્ર તત્ત્વજ્ઞાન વગેરેનો પણ અમે સમાવેશ કરીએ છીએ)—એની ઉપેક્ષા એ વર્તમાન સમયમાં કોઈપણ જીવન્ત પ્રજાને લાભકારી નથી. અને તેથી સંસારસુધારસમાજમાં પરદેશગમનના ઠરાવની જેટલી મહત્તા છે તેટલી જ મહત્તા અમે સાહિત્યપરિષદ્‌માં આ વિષયની માનીએ છીએ. કોઈ પણ પ્રજા અન્ય પ્રજાથી અલગ રહી પોતાનો જીવનનિર્વાહ કરી શકે જ નહિ એમ અમે ઉપર જણાવ્યું છે, પરંતુ વિશેષમાં એટલું ઉમેરીએ છીએ કે એવું જીવન શક્ય હોય તથાપિ તે ઇષ્ટ નથી—કારણ કે એમાં વિકાસ નથી. જેમ કોઇ પણ પ્રજાની પ્રજા તરીકેની વિશિષ્ટતા લુપ્ત થાય એ ઠીક નથી, તેમ એના સાહિત્યમાં પણ કોઇક વિલક્ષણતા જોઇએ જ, પરન્તુ સર્વ પ્રજાઓના અન્તરમાં જે મનુષ્યત્વ રહેલું છે તેનો વિકાસ તો સર્વ પ્રજાઓમાં એક સરખે જ માર્ગે જ ચાલે, અને તેથી જેમ ભિન્ન પ્રજાઓ એક બીજાનું મનુષ્યત્વ સ્વીકારીને પરસ્પર વર્તન કરે એ ઇષ્ટ છે, તેમ એમનાં સાહિત્યો પણ પરસ્પર વાત કરતાં હોય તેમાં જ તેઓની વ્યાપકતા અને એકાકાર મનુષ્ય-આત્મા સાથેનો સંબન્ધ પ્રકટ થાય છે. માટે જે કૂપમંડૂકતા આપણે આપણી અન્ય પ્રવૃત્તિમાં ત્યજવા લાગ્યા છીએ તે સાહિત્યમાંથી પણ દૂર કરવી—અન્ય પ્રજાઓના મહાન ગ્રન્થો ગુજરાતીમાં ઉતરાવવા પ્રથમ જે અનુકરણ દેખાશે તે જતે દહાડે સ્પર્ધાનું રૂપ લેશે—મેઘ ગર્જશે તેથી ખાણમાં માત્ર પડઘો પડીને જ રહેશે નહિ, કોઇક સ્થળેથી સિંહ નીકળી આવી સ્હામો ત્રાડૂકશે.

(૪) જનસમાજની કેળવણી અને ઉચ્ચ વર્ગનો સાહિત્યવિષયક પ્રેમ એ પણ સાહિત્યને પોષનાર મહાન સાધનો છે. બહોળો વાચક વર્ગ એ ગ્રન્થકારને ઉત્તેજનરૂપ છે એટલું જ નહિ, પણ કેળવાએલું જનસમાજનું હૃદય સાહિત્ય પ્રત્યે તૃષાથી ઉછળે છે ત્યારે સાહિત્ય પોતે પોતાની મેળે રૂપ ધરી લે છે. જેમ બાળકને સ્નેહથી દોડતું આવતું જોઇ માતા એને આલિંગવા ધસે, તેમ સરસ્વતીદેવી પોતે જનસમાજના ઉત્સુક હૃદયને જોઈ એને પ્રેમથી મળવા ધસે છે. વળી જેમ એક પાસ જનસમાજમાં કેળવણીનો વિસ્તાર વધવાની જરૂર છે, તેમ બીજી પાસ ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓમાં પણ ગુજરાતી ભાષાનો અભ્યાસ વધારવાની આવશ્યકતા છે.

હવે, આ ઉપર જણાવેલી બાબતોમાંની કેટલી સાહિત્યપરિષદ્ સાધી શકે એમ છે એનો વિચાર કરીએ છીએ તો એમાંની પહેલી તો ઉપર જણાવ્યું તેમ સાહિત્યપરિષદ્‌ના કાર્યપ્રદેશની બહાર જ છે. બીજી બે પણ સાહિત્યપરિષદ્ જાતે સાધી શકે એમ નથી, કારણ કે સાહિત્યપરિષદ્ એ એક આગન્તુક મેળાવડો છે, સ્થાયી સંસ્થા નથી. તથાપિ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ જેવી સંસ્થાને ઉક્ત કાર્યમાં પ્રેરીને આડકતરી રીતે એ બહુ ઉપકાર કરી શકે. સોસાઇટિ આ કામ કેટલેક અંશે કરે છે જ, પરન્તુ સાહિત્યપરિષદ્ ગુજરાતના સર્વ સાક્ષરોના અભિપ્રાયરૂપે એ કાર્યની સવિશેષ ઇષ્ટતા જણાવે તો સોસાઇટિનેપોતાના કામમાં અનુમોદન મળવાથી આનન્દ થાય, અને લોકમત અનુકૂળ છે એટલી બુદ્ધિ થતાની સાથે અત્યારે એ જેટલા ઉત્સાહથી પોતાનું કામ કરેછે તેથી દશગણા ઉત્સાહથી કરે. જૂનાં ફંડોથી અત્યારે નિર્વાહ ચાલે છે, તેમાં સાહિત્યવિષયક લોકોત્સાહ વધી અમુક અમુક કાર્ય માટે નવાં ફંડો ઉમેરવામાં આવે તો પ્રાચીન પુસ્તકોની હસ્તલિખિત પ્રતો, શિલાલેખો, તામ્રપટો,

સિક્કાઓ વગેરેનું સંગ્રહસ્થાન કરવાનું, તેમજ જૂનું સાહિત્ય અને ઇતિહાસ બહાર લાવવાનું, તથા પાશ્ચાત્ય સાહિત્યને અત્રે ઉતરવાનો વિશાળ પ્રયત્ન આદરવાનું બહુ સારી રીતે બને. છેલ્લી બાબત જનસમાજની કેળવણી વધારવાની તે તો સાહિત્યપરિષદ્‌ના પ્રદેશથી સર્વથા બહાર છે, તથાપિ ઉચ્ચ કેળવણીમાં ગુજરાતીને યોગ્ય સ્થાન અપાવવાનો શ્રમ તો એ સંસ્થા જ કરી શકે એમ છે. સર્વ કેળવણી માતૃભાષાદ્વારા જ આપવી જોઇએ એ સત્ય સર્વાનુમતે સ્વીકારાયા છતાં એનો વ્યવહારમાં અમલ થાય એ સંભવ તો અમને અમારા જીવનકાળમાં નજરે જ પડતો નથી, તથાપિ અત્યારે ગુજરાતીના અભ્યાસનો મેટ્રિક્યુલેશન અને એમ. એ. વચ્ચેનો ગાળો પૂરાવવા સાહિત્યપરિષદ્ જેવું મંડળ આગ્રહ ધરે તો પાંચે દસે વર્ષે પણ એ લડત સફળ થયા વિના રહે નહિ. સરકાર લોકમતનો મહિમા વધારવા માટે અનેક સંસ્થાઓમાં પ્રજાના પ્રતિનિધિઓ માગે છે અને તદનુસાર યુનિવર્સિટિના ફેલોની કેટલીક સંખ્યા પસંદ કરવાની આપણને સત્તા આપી છે. તો ભવિષ્યમાં એવી પસંદગી કરવાનો પ્રસંગ આવે ત્યારે-ઈંગ્લંડમાં જેમ તે તે સમયના મહાન પ્રશ્નો ઉદા૦ ટેરિફ રિફોર્મ–હોમરૂલ વગેરેને આગળ લાવીને એ કસોટીએ પ્રતિનિધિઓની પસંદગી કરવામાં આવે છે, તેમ અત્રે પણ સામાન્ય વિદ્વત્તા કે મૈત્રી કે એવા જ બીજા નિરાકાર અને અપ્રામાણિક ધોરણે ફેલોનું નિયોજન ન કરતાં ગુજરાતી ભાષાને મેટ્રિક્યુલેશન અને એમ. એના વચલા ગાળામાં દાખલ કરાવવાનો ખરા હૃદયથી શ્રમ કરે એવી ચોખ્ખી શરતે જ ફેલોની પસંદગી થવી જોઇએ. આમ સબળ અને જવાબદાર લોકમત ઉત્પન્ન કરવાની ફરજ સાહિત્યપરિષદ્‌ની છે.

અમારે મતે સાહિત્યપરિષદ્‌નાં ભાષા ઉપરાંત ભાષાના આત્મા પરત્વે શાં શાં મુખ્ય કર્તવ્યો છે એ બતાવ્યાં. અમને આશા છે કે દિ. બ. અંબાલાલ સાકરલાલ જેવા પુખ્ત ઠરેલ વજનદાર અને વિચારશીલ સ્વદેશહિતચિન્તકના પ્રમુખપણા નીચે આવતી પરિષદ્ ઉપલી દિશામાં કાંઇક સંગીન કાર્ય સિદ્ધ કરી શકશે. સ્વ. ગોવર્ધનરામ અને રા. કેશવલાલ ધ્રુવ પછી એ વર્ગમાં સ્વાભાવિક રીતે જ રા. નરસિંહરાવનું નામ સ્ફુરે છે— તથાપિ જ્યાં સુધી દિ. બ. અંબાલાલ સાકરલાલ રા. રા. લાલશંકર ઉમિયાશંકર રા. ગ. રણછોડભાઇ ઉદયરામ વગેરે વડીલ જનોની શાન્ત અને અનુભવી વિચારશક્તિનો લાભ મળી શકતો હોય ત્યાં સુધી તે લેવો એમાં આર્યતા છે એટલું જ નહિ પણ જનસમાજની સમગ્ર શક્તિનો સદુપયોગ છે. પ્રથમ ઉત્સાહી યુવકવર્ગના મગજમાં જન્મ પામેલી આ સંસ્થા પાસેના મધ્યમ વયના વિદ્વાનોમાં પ્રસરી અને હવે એ અનુભવી વૃદ્ધજનોને પણ પોતામાં સંગ્રહે છે એ જોઈ જનસમાજની અખંડતાનો મહિમા જાણનાર તેમજ દરેક કાર્યમાં ઉત્સાહ વિદ્વત્તા અને ડહાપણની ત્રિપુટી મેળવવાની જરૂર સમજનાર કોઇ પણ માણસ આનન્દ પામ્યા વિના રહેશે નહિ. આ વિષય ઉપર આપણાં વર્તમાનપત્રોમાં ઘણો ખેદકારક વિવાદ ચલ્યો છે: એ બેશી ગએલી ધૂળ ફરી ઉરાડવાની, એ દુર્ગન્ધી પંક ફરી ઉછાળતો જોવાની અમારી બિલકુલ ઇચ્છા નથી. છતાં એટલું તો કહ્યા વિના ચાલતું નથી કે રા. નરસિંહરાવે એમના પત્રમાં દાખવેલાં સૌજન્ય ગુરુભક્તિ અને આર્યતા આપણે ઘણાંએ શીખવા જેવાં છે—અને આટલા ખેદકારક વિવાદને અન્તે પણ જો એ ગુણોની છાપ આપણા નવીન ગુજરાત ઉપર પડશે તો એ લાભ થોડો નથી.

---

# આટ્લાન્ટિસ અથવા કુશદ્વીપ.

આર્યન પ્રજાનો ઉદ્‌ભવ થયો તે પહેલાં આ પૃથ્વીના જે વિભાગોમાં જમીન હતી અને જેમાં તે સમયની મનુષ્ય જાતિ વસતી હતી તે સંબંધી કેટલુંક જ્ઞાન થિઑસૉફીના લેખો ઉપરથી તથા તેને સહાયભૂત થાય એવા વિજ્ઞાનશાસ્ત્રીઓના શોધથી પ્રસિદ્ધિમાં આવેલું છે તે જાણવાથી કેટલીક પુરાણની કથાઓ પણ વિસ્પષ્ટ થાય છે એટલે તે દેશ અથવા ભૂમિ ક્યાં હતી તથા તેમાં નિવાસ કરનારાં કેવાં મનુષ્યો હતાં તે જાણવા માટે આ પ્રયાસ કરવામાં આવ્યો છે.

વિજ્ઞાનશાસ્ત્રીઓની શોધ પ્રમાણે એવી માન્યતા છે કે મનુષ્યની ઉત્પત્તિ પ્રથમ લીમુરીઆ કરીને દક્ષિણ મહાસાગરમાં પાસિફિક તથા હિંદિ તથા આટ્લાન્ટિક મહાસાગરોનાં જળ હાલમાં જ્યાં ઉછાળા મારે છે ત્યાં એક કાળમાં ભૂમિ હતી અને તેના છેડાઓ ઉત્તર દિશામાં છેક ગ્રીનલૅન્ડ અને કામસ્કાટકા સુધી પોહોચેલા હતા તેમા થઈ છે. તે દેશ કાળના ક્રમમાં નાશ પામ્યો અને ત્યાર પછી નવી ભૂમિ જળમાંથી નીકળી તેને તેઓ આટ્લાન્ટિસ કહે છે. નાશ પામેલી ભૂમિમાંથી બચી ગયેલાં મનુષ્યો આ નવા પ્રદેશમાં વસ્યાં અને તેનો પણ જ્યારે નાશ થયો ત્યારે તે ઉપર વસનારાં મનુષ્યો વળી નવીન પ્રદેશમા વસવા ગયાં, જે કે આપણી પૃથ્વીનો વર્તમાન ભૂમિભાગ છે. આવું ટુક વર્ણન માત્ર હવે જે વાત વર્ણવવાની છે તેની સમજ માટે આપવાનું ઉચિત ધારેલું છે. કારણ કે આ નામો વિજ્ઞાનશાસ્ત્રીઓએ પાડેલાં છે તેમાં કાંઈક કલ્પના છે અને કાંઈક પ્રાચીન ઇજીપ્ટ તથા ગ્રીસના લેખોનો આધાર પણ છે.

આંહી એટલુ કહેવાની જરૂર છે કે થિઑસૉફીના લોકોએ આ નામો જનમંડળને સરલતાથી સમજી શકાય એટલા માટે ગ્રહણ કરેલાં છે, પરંતુ ગુપ્ત વિદ્યાના ગ્રન્થોમાં તેવાં નામો નથી. તે નામો આપવાથી વાંચનારાઓને ગુંચવારો થાય માટે આ પ્રચલિત નામો જ આપવામાં આવેલાં છે. વિજ્ઞાનશાસ્ત્રીઓ મનુષ્યનું મૂળ ઉત્પત્તિસ્થાન લીમુરીઆમાં માને છે એ વાત એક અંશે ગુપ્ત વિદ્યાને પણ માન્ય છે કેમકે તે વિદ્યાના ગ્રન્થોમાં મનુષ્યની અમુક સ્થિતિ એ ભૂમિ ઉપર થયેલી છે એમ જણાવેલું છે. મનુષ્ય જેવું અત્યારે જોવામાં આવે છે તેવું શરીર તેમ જ માનસિક બંધારણવાળું પ્રથમથી નહતું. લીમુરીઆની પણ પહેલાંના સમયમાં મનુષ્ય માત્ર વરાળના ગોટા જેવા પદાર્થનું હતું એટલુ જ નહિ પણ તેનું કદ પણ ઘણું મોહોટું હતું. વળી તેની બુદ્ધિ પણ ઘણી થોડી હતી પણ તેનામાં આંતર શક્તિઓ જાગ્રત્ હોવાથી તે ઘણું કાર્ય કરતી. શંકરને ત્રીજું નેત્ર શાસ્ત્રોમાં અર્પેલુ છે અને તેમાં જે શક્તિઓ આરોપેલી છે તેવું નેત્ર તેને અનુકૂળ શક્તિ સહિત આ મનુષ્યોમાં હતું એટલે તેઓને વિચારશક્તિ તથા તર્કશક્તિ હજી પ્રાપ્ત થઈ નહતી. પણ એવાં શરીરધારીઓને મનુષ્ય કહેવા કેટલાક લોકો આનાકાની કરે તો લીમુરીઆવાસીઓને કહેવામાં એટલી આનાકાની કરવા જેવું નથી. તેઓનાં શરીર વિશેષ સ્થૂલ થયાં હતાં અને પૃથ્વિ ઉપર પગ ધરી ચાલે, દોડે, એવી સ્થિતિમાં આવ્યાં હતાં. અમુક કાળ તેઓનાં શરીર અર્ધનારી હતાં પણ

લીમુરીઆમાં તેઓ વસતા હતા તેટલામાં જ સ્ત્રી અને પુરૂષ એવાં ભિન્ન શરીર થવા લાગ્યાં હતાં અને પ્રજાની ઉત્પત્તિ પણ સ્ત્રી પુરૂષના વ્યવહારથી થવા લાગી હતી. અગર જો કે હજી મનશક્તિ ખીલી નહિ હતી તો પણ જે કાંઈ તેઓમાં પ્રદર્શિત થઈ હતી તેથી પોતાનો વ્યવહાર ચલાવતાં હતાં એટલે મનુષ્યની મૂળ ઉત્પત્તિ એ દેશમાં થઈ એમ કહેવું એટલે અંશે ખોટું ગણાશે નહિ. આંહી એક અગત્યની વાત જણાવવી જોઇયે કે વિજ્ઞાનશાસ્ત્રીઓના મત પ્રમાણે મનુષ્યનું મૂળ વાનર છે અને વાનરમાંથી ક્રમે ક્રમે સુધરતાં સુધરતાં વર્તમાન કાળમાં જોવામાં આવે છે તેવાં મનુષ્યો થયાં છે એ સિદ્ધાન્ત ગુપ્તવિદ્યાના મતથી કેવળ વિરૂદ્ધ છે એટલું જ નહિ પણ ગુપ્ત વિદ્યાના મત પ્રમાણે તો વાનર મનુષ્યમાંથી ઉત્પન્ન થયેલાં છે. આ વાત હાલમાં જર્મનીના એક બે વિજ્ઞાનશાસ્ત્રીઓએ પણ પ્રતિપાદન કરેલી છે અને ભવિષ્યમાં સિદ્ધ થશે એમ આશા છે.

લીમુરીઆનો કેટલેક કાળે નાશ થયો તેવામાં તેના ઉત્તર ભાગના મહાસાગરમાંથી કેટલાક ભાગમાં જમીન ઉપર નીકળી આવી હતી અને તે એક નવો ખંડ થયો હતો. "ગ્લેસ્યલ પીરીઅડ" માં બરફ જથાબંધ ઉત્તરના પ્રદેશમાંથી દક્ષિણમાં ધસી આવી તે દેશને પાયમાલ કરી નાખે છે અને તેમાં વસતાં મનુષ્યોને અન્ય પ્રદેશોમાં જઈ નિવાસ કરવો પડે છે; એવા બનાવ બનેલા છે એવું વિજ્ઞાનશાસ્ત્રીએ સિદ્ધ કરેલું છે અને તદનુસાર વર્તમાન કાળનાં મનુષ્યો વખતો વખત ઉત્તર એશિઆ તથા ઉત્તર યુરોપમાંથી દક્ષિણ તરફ આવેલાં છે અને ત્યાર પછી પૂર્વ તેમ જ પશ્ચિમ તરફ ફેલાયા છે એમ કહેવામાં આવે છે. પરંતુ પૂર્વે મોહોટો કોઈ ખંડ હતો અને તેનો જળપ્રલય થવાથી હાલ જે જમીનનો ભાગ જોવામાં આવે છે તે વસેલો છે એવું ઘણા કાળ સુધી માનવામાં આવતું નહતું. પછી જેમ જેમ વનસ્પતિ તથા પ્રાણી વિદ્યાનો અભ્યાસ વૃદ્ધિ પામવા લાગ્યો અને અમેરિકાની હાલની શોધ પછી યુરોપીઅન લોકો જઈ વસ્યા અને તેઓમાંના વિદ્વાનોએ ત્યાંની સ્થાનિક સ્થિતિ જોઈ શોધ કરવા લાગ્યા ત્યારે કેટલાક ખુલાસા થઈ શકે નહિ એવી વાતો તેઓના જોવા તથા જાણવામાં આવી. કેટલીક પ્રકારની વનસ્પતિ જે યુરોપ તથા આફ્રિકાના પશ્ચિમ કાંઠાના પ્રદેશમાં જોવામાં આવે છે તેવી જ અમેરિકાના પૂર્વ કાંઠાના પ્રદેશમાં હતી તેમ જ કેટલાંક પ્રાણીઓ પશુ પક્ષી આદિ-પણ તેવી જ રીતે મળતાં આવતાં જોવામાં આવ્યાં. એટલું જ નહિ પણ ધર્મ સંબંધી માન્યતા, ઈમારતોની બાંધણી, ધર્મની કેટલીક ક્રિયાઓ વગેરે એવાં સમાન જોવામાં આવ્યાં કે તેનું કારણ શોધવાની આકાંક્ષા થઈ. આ શોધકોની માન્યતા તો એવી જ હતી કે કોલંબસે અમેરિકાનો માર્ગ શોધ્યો ત્યાં સુધી એ દેશની કોઇને ખબર પણ નહતી, તેમ તેઓના જોવામાં જે ત્યાંના વતનીઓ આવ્યા તે એવી જંગલી સ્થિતિમાં હતા કે તેઓની પાસે કોઈ વહાણ અથવા સમુદ્ર પાર જવાનું એવું સાધન જણાતું નહિ હતું કે જે વડે તેઓ આ કાંઠા સુધી પોહોંચી પાછા જઈ શકે અને તે ઉપરથી આ વનસ્પતિ પ્રાણી વગેરેનું એ દેશમાં જવાનું કારણ નિશ્ચય કરી શકાય. આ વાતનો ખુલાસો માત્ર એક રીતે થઈ શકે એમ હતું, કે જો કોઈ પણ સમયે આટ્લાન્ટિક મહાસાગરમાં જમીનનો મોહોટો ભાગ પાણી ઉપર હતો, એમ સિદ્ધ થઈ શકે તો જમીન માર્ગે આવવા જવાનો વ્યવહાર થયો હોય એમ માની શકાય. આ વાતની માન્યતા કરવા માટે કોઈ સારૂં પ્રમાણ જોઇયે

અને તે અગર જો કે પ્રાચીન ભાષાના અભ્યાસીઓના જાણવામાં હતું, પણ તે પુરાણી કથાની ગપ ગણી તે વાત ઉપર કોઇનું ખાસ લક્ષ રહ્યું નહતું.

ગ્રીસ દેશનો મહાન્ તત્વવેત્તા પ્લેટો હતો તેણે એવું લખેલું છે "પીલર્સ ઑવ હરક્યુલીસ" એટલે જીબ્રાલ્ટરની સામુદ્રધુનિની પેલી પાર મહાસાગરમાં પોસાઇડૉનીસ નામનો એક વિસ્તારવાળો દ્વીપ હતો તે તેના સમય પૂર્વે સુમારે દશ હજાર વર્ષ ઉપર જળ પ્રલય થવાથી સમુદ્રમાં બેસી ગયો હતો અને ત્યાંના લોકો સારાં સુધરેલાં હતાં. આ લખાણ ઘણાના વાંચવામાં આવેલું પણ તેના ઉપર વજન નહિ રાખતાં જુના લેખકો એવી ઘણી વાતો માની નહિ શકાય તેવી લખી ગયા છે તેમાંની આ પણ એક છે એમ ગણી હસી કહાડતા. પરંતુ ગુપ્ત વિદ્યામાં એક નિયમ એવો સિદ્ધ છે કે તેવી વાતને સત્ય માનવાનું એ વિદ્વાનોને કબુલ કરવું પડે એવાં પ્રમાણો સમયાનુસાર તેઓની પાસે આવી પડે છે અને અંતે તેની ખાત્રી કરવા તેઓને મથન કરવાની ઇચ્છા થઈ આવે છે અને અંતે જે વાત હસી કહાડતા હોય છે તે સત્ય માનવી પડે છે.* એસિઆ માઇનોર, ઇજીપ્ટ, પીરૂ, બોલીવીઆ, મેક્સીકો, મધ્ય એસીઆ ઇત્યાદિ દેશોમાં હાલમાં તાજેતર જે જે નવીન શોધો થઈ છે તેની હકીકત જાણવાથી આ વાત ખરી છે એમ જણાઈ આવશે. એ પ્રકારની આ આટલાન્ટિસની પણ હકીકત બની. ઘણી ચર્ચા થયા પછી ગ્રેટબ્રિટન, જરમની, તથા યુનાઇટેડસ્ટેટસની સરકારે નિશ્ચય કર્યો કે આટલાન્ટિક મહાસાગરની ઊંડાઈ સંબંધી શોધ કરાવવી અને તે સમુદ્રમાં જમીનની સ્થિતિ કેવી છે તે જાણી તે ઉપરથી વિદ્વાનોને નિર્ણય કરવાનું સોંપવું. તેઓનાં વહાણો આ કાર્ય કરવા માટે આખા મહાસાગરમાં ફર્યાં અને તેઓએ જે શોધ કરી તે ઉપરથી એવું જણાયું કે બ્રિટિશ ટાપુઓની દક્ષિણ દિશામાં દક્ષિણ અમેરિકા સુધી અને ત્યાંથી અગ્નિ કોણમાં આફ્રીકાના પશ્ચિમ કાંઠા તરફ બીજી આસપાસના સમુદ્રના તળીઆ કરતાં જમીન ઘણી જ ઊંચી છે તેની ઊંચાઈ નવ હજાર ફુટ જોવામાં આવી અને તે જમીનને લગતા કેટલાક ભાગ જે એઝોર્સ, સેન્ટ પૉલ્સરોક્સ, ઍસેનશન અને ત્રિસ્ટાન કુન્હાના ટાપુઓની પાસે આવે છે ત્યાં છેક સમુદ્રના પાણીની સપાટી સુધી ઉપર આવેલા છે. વળી તે સંબંધી ભૂસ્તરવેત્તાઓએ વિશેષ એવો પણ નિર્ણય કર્યો કે એ જમીનની સર્વ પ્રકારની સ્થિતિ જોતાં તેમાં પર્વતો, ગાળીઓ અને પાધર મેદાન જણાય છે અને તેવી રીતનું જમીનનું બંધારણ ભૂસ્તરવિદ્યાના નિયમ પ્રમાણે બની શકે નહિ એટલે એ જમીન કોઈ સમયે સમુદ્ર ઉપર હોવી જોઇયે અને પાછળથી ડુબી ગયેલી હોવી જોઇયે. મી. ગાર્ડનર નામના એક અંગ્રેજ ભૂસ્તરવેત્તાએ બ્રિટિશ ટાપુની સ્થિતિને આ વહાણમાં ગયેલા વિજ્ઞાનશાસ્ત્રીઓના શોધ સાથે મેળવી એવું સિદ્ધ કર્યું કે અત્યારે જે કૉરનવૉલ, સ્કીલીના ટાપુ, ચાનલ ટાપુઓ, આયર્લેન્ડ અને બ્રિટની છે તે પૂર્વે કોઈ જમીન ઉપર પર્વતો હશે તેના શિખરો રહેલાં છે. વળી એ ઊંચા ભાગની જમીન ઉપર જે માટી છે તે કાહાડી તપાસતાં જણાયું કે એ જમીનમાં કોઈ સમયે જ્વાળામુખી પર્વત ફાટયો હશે અને તેમાંથી નીકળેલ રસ, માટી ઇત્યાદિ ત્યાં જામી ગયેલ છે. આ વાત પ્લેટોના લખવાને ટેકો આપ-

* આ વિષય સંબંધે જેઓને ખાત્રી કરવાની ઇચ્છા હોય તેઓએ "સાયન્ટિફિક કૉરોબરેશન ઓફ ધ સીક્રેટડોક્ટ્રીન" તથા "ઑકલ્ટ કેમીસ્ટ્રી" ના લેખો અંગ્રેજીમાં છે તે વાંચવા.

નારી મળી આવી. પ્લેટો લખે છે કે પોસાઇડોનીસનો ટાપુ ભૂકંપ જેવા સૃષ્ટિના બનાવોથી બેસી ગયો અને તેની માટી વગેરે એટલાં ઉપર છે કે કોઈ વહાણ એ સમુદ્રમાં હંકારી શકાતાં નથી. વર્તમાન કાળના વિજ્ઞાનશાસ્ત્રીઓ પછી આ વાતને એટલી બધી વજનદાર ગણવા લાગ્યા કે તેઓ એમ પણ કહેવા લાગ્યા કે જે વખતે એ પ્રદેશ સમુદ્રમાં બેસી ગયો હશે ત્યારે અત્યારે જેટલો તે ઊંડો ગયો છે તેટલો નહિ હોય પણ સમુદ્રની સપાટીની નજીક હોવો જોઇયે માટે પ્લેટોનું લખવું યથાર્થ છે કારણ કે એવી જમીન પાછળથી ક્રમે ક્રમે નીચે ઉતરતી જાય છે એવું બનવાનો સંભવ છે. આ પ્રમાણે જુદા જુદા દેશના વિદ્વાનોએ સ્વતંત્ર શોધો કરી એવું સિદ્ધ કરી આપ્યું કે આટલાન્ટિક મહાસાગર અનાદિ કાળથી સમુદ્ર જ છે એમ નથી, પણ ત્યાં કોઈ સમયે જમીન હતી અને તે ઉપર પૂર્ણ વસતી તથા સુધરેલાં મનુષ્યોથી ભરપૂર શેહેર, ગામો વગેરે હતાં.

વિજ્ઞાનશાસ્ત્રીના શોધોની ગતિ બહુ મંદ હોય છે તેનાં મુખ્ય બે કારણો છે, એક તો એ કે કોઈ વિદ્વાનના મનમાં એક અનુમાન સિદ્ધ વાત લાગે તો પણ તેની પ્રત્યક્ષ સિદ્ધિ માટે જોઈતાં સાધનો તત્કાળ મળી આવવાની મુશકેલી હોય છે એટલે એવી શોધ કરવામાં વિલંબ થાય છે; અને બીજું એ છે કે કોઈ પણ સ્થાપિત થયેલી માન્યતાની વિરૂદ્ધ માન્યતા કરાવવી એમાં ઘણી અડચણો આડી આવી પડે છે. પૂર્વની માન્યતા રાખનારા વિદ્વાનો પોતાનો મત એકાએક ફેરવવા ખુશી હોતા નથી અને કેટલીક વાર તો કાંઇક સમય પર્યંત હસી પણ કહાડે છે. આવી પરિસ્થિતિને લીધે ગુપ્ત વિદ્યાના ગ્રન્થોમાં આવી પ્રલય પામેલી ભૂમિનું જે વર્ણન છે તેને મળતું યથાસ્થિત સિદ્ધ થવામાં કેટલોક કાળ વ્યતીત થશે એ સ્વાભાવિક છે; તો પણ અત્યાર સુધી જેટલી શોધ થઈ છે તે એ ગ્રન્થોની સત્યતા દર્શાવવા પૂરતી છે માટે એ ગ્રન્થોમાં તે પ્રદેશ ક્યાં અને કેવો હતો તે લખવામાં આંચકો ખાવાનું કારણ નથી.

લીમુરીઆ ખંડ જે સમયે નીકળી આવ્યો તેનું વર્ણન કરતાં કહે છે કે વર્તમાનકાળમાં જે ભાગમાં ગોબીનું રણ છે ત્યાં તથા ટીબેટ અને મોંગોલીઆના દેશો છે ત્યાં તેમ જ તેની દક્ષિણ દિશામાં મહાન્ સમુદ્ર હતો તેમાંથી હિમાલય પર્વતો ઉપર નીકળી આવ્યા અને તેની દક્ષિણમાં સીલોન, સુમાત્રા તથા ત્યાંથી માંડીને પૂર્વમાં દૂર જણાતા ઑસ્ટ્રેલીઆ અને તાસામેનીઆ તથા ઇસ્ટરના ટાપુ સુધી તેમ જ પશ્ચિમમાં માડાગાસ્કર અને આફ્રિકા ખંડનો કેટલોક ભાગ તેમ જ આગળ જતાં બન્ને બાજુએ ઉત્તરમાં નોરવે સ્વીડન તથા સૈબીરીઆને કામસ્કાટકા એટલી બધી જમીન એક ખંડની બહાર આવી તેને આ ગ્રન્થોમાં શાલમલી કહેવામાં આવે છે. આ ભૂમિ ઉપર વસનારી મનુષ્ય જાતિ વિશે અહીં કાંઈ જણાવવાનું નથી તેથી એટલું જ જણાવવાથી બસ થશે કે એ સમયનાં મનુષ્યો જેને રાક્ષસ કહેવામાં આવે છે તેવા કદના હતા, તેમ આકૃતિમાં પણ રૂપવાન નહોતા, પણ જેવી રાક્ષસની વૃત્તિ આપણા જાણવામાં છે તેવા હજી તે થયા નહતા, કારણ કે તેઓની મનઃશક્તિ ખીલતી આવતી હતી અને તેની ખોટ પુરી પાડવા સૃષ્ટિના નિયામકોએ તેમનામાં દિવ્ય દૃષ્ટિ ખુલ્લી કરી હતી. જ્યારે મનનું બળ વધ્યું અને તેને લીધે એ દિવ્ય દૃષ્ટિથી હસ્તગત

થયેલી શક્તિઓનો દુરૂપયોગ કરવા લાગ્યાં ત્યારે તે મનુષ્યો આપણે જે રાક્ષસોની કથા સાંભળીયે છીયે તેવાં થયાં. તો પણ એટલી વાત કહેવી જોઇએ કે તેઓનાં શરીરના કદનાં જે વર્ણન આપેલાં છે તે ઉપરથી રામાયણમાં કુંભકર્ણ ઇત્યાદિ રાક્ષસોનું તથા હનુમાનાદિક દિવ્ય વાનરોનું જે વર્ણન આપેલું છે તેમાં બહુ અતિશયોક્તિ છે એમ કહેવાપણું રહે તેમ નથી. પૃથ્વિની સ્થિતિ બદલાતી ગઈ તેમ મનુષ્યનાં શરીરમાં પણ ફેરફાર થતો ગયો. એમ કરતાં લાખો વર્ષો ગયાં ત્યારે તે દેશનો પ્રલય કાળ થવાનો સમય આવ્યો. આ દેશોનો વારાફરતી અગ્નિ તથા જળથી પ્રલય થાય છે એવો સૃષ્ટિનો અનિવાર્ય નિયમ છે તે પ્રમાણે લીમુરીઓની પહેલાંની ભૂમિ જળથી લય પામી હતી એટલે આ વખત અગ્નિનો પ્રકોપ થવા લાગ્યો. છુટા છુટા ભાગમાં જ્વાળામુખી ફાટી નીકળવાથી અને ધરતીકંપ થવાથી એ મહાન્ ખંડના પ્રથમ તો કટકા કટકા થવા લાગ્યા અને ત્યાર પછી કોઈ કોઈ ભાગમાં એ જ કારણથી સમુદ્રનાં પાણી વધી આવવાથી જમીન ઉપર પાણી ફરી વળ્યું અને હાલમાં જે છુટા છુટા ટાપુઓ રહ્યા છે તેમાંના મલાયેસિઆ પોલીનેસિયા, ઑસ્ટ્રેલેસિઆ, ઇસ્ટર, માડાગાસ્કાર, ગ્રીનલેન્ડ, એલ્યુસ્યન વગેરે ટાપુઓ અને કાંઈક યુરોપ એસીઆ ખંડનો ભાગ છે.

લીમુરીઆનો ભંગ થયો તેવામાં આટલાન્ટિસ બહાર નીકળવા લાગ્યો હતો. તેનો એકંદર વિસ્તાર એશિઆ ખંડનો ઉત્તર ભાગ જે ઘણું કરી કાયમ ટકી રહ્યો હતો તે ત્યાંથી પૂર્વમાં ચીન તથા જાપાન છેક અમેરિકાના પશ્ચિમ કાંઠા સુધી ઉત્તર પાસીફીક મહાસાગરમાં ફેલાયેલા હતા. દક્ષિણમાં હિંદુસ્તાન, સીલોન, મલાયાનો દ્વીપકલ્પ, બ્રહ્મદેશ સુધી, અને પશ્ચિમમાં ઇરાન, અરબસ્તાન, રાતો સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર અને આફ્રિકાની ઉત્તરનો ભાગ મળી છેક આટલાન્ટિક મહાસાગરમાં થઈ ઉત્તર તથા દક્ષિણ અમેરિકાનો કેટલોક ભાગ અંદર આવી જાય, એટલા વિસ્તારવાળી આ ભૂમિ હતી. તેને એ પ્રાચીન ગ્રન્થમાં કુશદ્વીપ નામ આપેલું છે.

આટલાન્ટિક મહાસાગરમાં કરાવેલી માપણી ઉપરથી એ સ્થાને કોઈ સમયે સુકી જમીન હતી એ વાત નિશ્ચય કરવામાં આવી, અને તેને વિશેષ ચોકસ કરવા માટે ભૂસ્તરવેત્તા, પ્રાણી વિદ્યાના અભ્યાસ કરનારા અને વનસ્પતિ વિદ્યાના અભ્યાસ કરનારાઓ પ્રમાણો શોધવા લાગ્યા. આ પ્રમાણ તો હતાં જ પરંતુ તેની યથાર્થ સમજ પડતી નહિ હતી. કારણ કે અમેરિકાના પૂર્વ કાંઠાના અને યુરોપ તથા આફ્રિકાના પશ્ચિમ કાંઠા ઉપર કેટલીક જાતની જમીનનું બંધારણ તથા જીવતાં અને વર્તમાન કાળમાં નાશ પામેલાં પ્રાણીઓ તેમજ વૃક્ષો તથા વનસ્પતિ એવાં મળતાં આવતાં હતાં કે તેનો ખુલાસો કરી શકાતો નહતો. તે જ્યારે પેલી માપણીથી આટલાન્ટિક ભૂમિનું અસ્તિત્વ સપ્રમાણ થયું ત્યારે સર્વ વાત હસ્તામલકવત્ સ્પષ્ટ થઈ આવી. એથી ફરી એમ જણાયું કે કોઈ પ્રાચીન સમયમાં આફ્રિકા, આટલાન્ટિસ અને અમેરિકા એવા જોડાયેલા હતા કે પગરસ્તે તે ઉપર આવ જા થઈ શકતી એટલે એક સરખાં પ્રાણીઓ તથા વનસ્પતિ તેમાં થતાં હોવાં જોઇયે, પણ જ્યારે વચમાંની જમીન જળમય થઈ ગઈ ત્યારે બે બાજુની જમીન ઉપર એક જ જાતનાં પ્રાણીઓ તથા વનસ્પતિ છુટાં પડી રહી ગયાં તેને લીધે અત્યારે જે સમાનતા જણાય છે તે સમજી શકાય છે.

આટલાન્ટિસની ઉપર કહી તેવી સ્થિતિ સ્થાપિત થઈ એટલે તે પ્લેટોના લેખ પ્રમાણે માત્ર એક દ્વીપ હતો અને જે વાત લોકો હસી કાઢતા હતા તે યથાર્થ છે એમ મનાયું એટલું જ નહિ પણ તેથી વિશેષ માનવા લાગ્યો કે યુરોપ, આફ્રિકા અને અમેરિકા જોડાયેલા હતા. વળી ભૂમધ્ય સમુદ્ર પણ તે સમયે નહતો પણ ત્યાં સુકી જમીન હતી તેથી તે જમીનના સંબંધથી એસિઆ પણ જોડાયો હતો એમ મનાવા લાગ્યું. ખાલ્ડીઆ, બાબીલૉન, નીનીવેહ ઈત્યાદિ પ્રાચીન સ્થળોના સ્થાનમાંથી ખોદી કઢાડેલા પ્રાચીન લેખો જે પાકી ઈંટ જેવી પાટલીઓ ઉપર લખાયેલા છે તેને વાંચવામાં આવ્યા છે. તેમાંથી ઘણી હકીકત મળી આવે છે. એમાં મુખ્ય વાત એ છે કે પશ્ચિમમાં એક મોહોટી વિસ્તારવાળી ભૂમિ હતી તેનો જળપ્રલય થયો અને તેમાંથી તેઓના મૂળ પુરૂષને ઈશ્વરે બચાવી લીધો. આવી જ હકીકત ચીનના લોકોના પ્રાચીન લેખોમાં છે. આવી જ કથા આર્યન લોકોમાં છે; આવી જ કથા સેમેટીક લોકોમાં છે. આવી દંતકથાનું મૂળ આધુનિક શોધકો ખ્રિસ્તિ ધર્મના અનુયાયી હોવાથી તેના ધર્મપુસ્તક બાઈબલમાં જેનીસીસ નામનો જે વિભાગ છે તેમાં આપેલી કથા સાથે બેસતી કરવા બનતો પ્રયત્ન કરે છે. પરંતુ સ્કૉટ–એલીયટ નામનો એક લેખક જેણે "આટલાન્ટિસની કથા" એ નામનો ગ્રન્થ લખ્યો છે તે જણાવે છે કે ઘણા પ્રાચીન કાળમાં આર્યન પ્રજાના પ્રથમ ભાગનાં લોકો પોતાનું મધ્ય એસિઆમાંનું વતન છોડી દક્ષિણમાં ગયા ત્યારથી તે છેક ગ્રીક અને રોમન લોકો—જેઓ આ આર્યન પ્રજાના ચોથા વિભાગના પણ પેટા વિભાગનાં લોકો હતા તેઓનો ઇતિહાસ જાણવામાં આવે છે. તે દરમ્યાનની લાખો વર્ષોની હકીકત અને તેટલા સમયમાં મહાન્ સુધારા ઉદ્ભવી નાશ પામ્યા તેનો ઇતિહાસ આપણા જાણવામાં કિંચિત્ માત્ર આવેલો છે. તો પછી તેની પૂર્વે થઈ ગયેલાં લોકો તથા તેના નિવાસ સ્થાનની હકીકત વિશે આપણે અજ્ઞાન હોઈએ તેમાં કાંઈ નવાઈ નથી.

ગુપ્ત વિદ્યાના લેખો આ હકીકત પુરી પાડે છે અને તેનાં લખાણ સ્પષ્ટ જણાવે છે. અત્યારે આ પૃથ્વીનો જે ભાગ સુકી જમીન છે તે કાલાન્તરમાં વખતો વખત ફેરફાર થતાં થતાં આ સ્થિતિએ પોહોંચેલો છે. આર્યન લોકોની પૂર્વે મહાન્ સુધરેલી અને વિદ્યાકળામાં નિપુણ પ્રજા થઈ ગયેલી છે, પરંતુ તેઓનાં પાપ કર્મને લીધે તેઓનો દેશ જળપ્રલયમાં ડુબી ગયો તે સમયે તે જ પ્રજામાંના જે ધાર્મિક સદાચરણી લોકો હતા તેઓ તેમાંથી બચી જવાથી અત્યારની પ્રજા થયેલી છે અને આ બધો વિસ્તાર આટલાન્ટિસના શેષ ભાગનો છે. તેઓ પોતાના પૂર્વજોની વિદ્યાકળા પુરેપુરી લાવી શક્યા નહિ કારણ કે વિકાસક્રમના નિયમાનુસાર આ પ્રજાની મનશક્તિ ખીલવાની હતી એટલે તેઓની આંતર શક્તિ ક્રમે ક્રમે મંદ પડતી જતી હતી. આટલાન્ટિસના લોકોના કળા હુન્નરમાં તેવી આંતર શક્તિનો ઉપયોગ થાય એવી યોજના હતી જેના દાખલા આપણે આપણાં શાસ્ત્રોમાં જોવામાં આવે છે. તેમાં મુખ્ય કરી એક એવી શક્તિ તેમણે પોતાને સ્વાધીન કરી હતી કે જેનો ઉપયોગ કરી તેઓ પોતાનાં નિત્યના વ્યવહારનાં કાર્યો કરતા હતા. રામાયણમાં લખેલું છે તેવી રીતે વિમાન ચલાવવામાં તેમ જ રાવણ પોતાની લંકા નગરીમાં અગ્નિ, વરૂણ ઈત્યાદિ દેવોને પોતાની ઈચ્છા પ્રમાણે કાર્ય કરાવવામાં જે શક્તિનો ઉપયોગ કરતો હતો તે આ હતી. લંકામાં જે સુવર્ણની છત જણાવેલી છે તે પણ આ દેશમાં હતી. મી. ડૉનેલી લખે છે કે પીરૂ તથા

મેકસીકોમાં અને બીજી તરફ આફ્રિકાના પશ્ચિમ કાંઠાના મુલકમાં સુવર્ણ છે તેથી, એ વાત માની શકાય છે કે આટલાન્ટિસમાં પણ સુવર્ણ સારી પેઠે મળતું હશે અને અમેરિકાના દેશોમાં દેવાલયો સુવર્ણથી મઢેલાં હતાં તેમ આ દેશમાં પણ હોવાં જોઇયે. આ વાતના ટેકામાં ગુપ્ત વિદ્યાના ગ્રંથ ઉપરથી લીધેલી હકીકત જોતાં જણાય છે કે આ દેશના લોકોને જેને આજે આપણે કિમીયો કહીયે છીયે તેવી વિદ્યા સુવિદિત હતી અને તેથી તેઓ જ્યારથી સુવર્ણ તૈયાર કરી શકતા. તેઓની દૃષ્ટિમાં તે ધાતુ બહુ મૂલ્યવાન નહતી, પણ તેના સૌંદર્યને લીધે ઇમારતો, દેવાલયો, મેહેલો વગેરેના શૃંગાર માટે તેનો ઉપયોગ કરતા. સ્થંભો, કીનારીઓ, દીવાલો વગેરેને શોભાયમાન કરવા તેના ઉપર સુવર્ણ ચઢાવતા; અને તેની સાથે બીજી ધાતુની મેળવણી કરી વળી બીજી પણ ઘણી સુંદર દેખાવવાળી ધાતુઓ બનાવતા. આ વાતનાં પ્રમાણ પુરાણોમાંથી પણ મળી શકે છે. કારણ કે ઘણી જાતનાં સુવર્ણનાં નામો રાજાઓના મેહેલની શોભાના વર્ણનમાં મળી આવે છે, અને તેવી ધાતુઓનું અસ્તિત્વ અત્યારે નહિ હોવાથી પુરાણીઓ સર્વ પ્રકારને સુવર્ણના નામથી ઓળખાવે છે.

ઉપર જણાવેલ ડૉનેલી નામનો ગ્રન્થકાર આ વિષયની વિજ્ઞાનશાસ્ત્રની પદ્ધતિથી શોધ ઉપર વધારે આધાર રાખે છે તે પણ એમ માને છે કે વર્તમાન કાળમાં જે શોધો થઈ છે તે ઉપરથી ઇજીપ્ટમાં, મેકસીકોમાં, પીરૂમાં અને આફ્રિકાના પશ્ચિમ કાંઠાના વસનારા લોકોમાં જે કાંઈ પ્રાચીન મનુષ્યોના નમુના મળી આવ્યા છે તે મેળવતાં સર્વ કોઈ સમયે એક જ જાતના લોકોમાંથી છુટા પડેલા હોય એમ જણાય છે. તેઓની મુખમુદ્રા એક બીજાને ઘણે ભાગે મળતી આવે છે અને તેઓનાં શરીર અંકિત કરવાની રીતિ મેળવતાં એક સરખી જણાય છે. તેઓની ધર્મની માન્યતા, ઇમારતો બાંધવાની શૈલી, દેવાલયની બાંધણી, પીરામીડના આકારની ઇમારતો, તળાવો વગેરે બાંધ કામોમાં પણ ઘણું મળતાપણું છે. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે પૂર્વે આટલાન્ટિસનો ખંડ હતો. ગુપ્ત વિદ્યાના ગ્રન્થમાં વિશેષ કહેવામાં એવું આવે છે કે આટલાન્ટિસ ખંડ તેઓ માને છે એટલો જ નહિ પણ આગળ વર્ણન કરવામાં આવ્યું છે તેવો વિસ્તારવાળો હતો અને અત્યારે જે આફ્રિકા, અમેરિકા, યુરોપના દેશો છે તેમાંના કેટલાક તો તે સમયે હજી પાણીમા હતા. પરંતુ જ્યારે આ પૃથ્વિના જળ સ્થળના ભાગોમાં ફેરફાર થવા લાગ્યો અને જુની સુકી જમીન જળમય થઈ તથા નવી સુકી જમીન નીકળી આવવા લાગી ત્યારે આ લોકો જેઓને જે જે દિશામાં જવાનું અનુકૂળ પડયું તે તે દિશામાં નીકળી ગયા અને એક કુટુંબનાં મનુષ્યો જેમ આપત્તિકાળમાં છુટાં છુટાં વિખેરાઈ જાય છે તેમ આ લોકની સ્થિતિ થઈ. વળી એવી પણ હકીકત જણાવેલી છે કે આખો ખંડ કાંઈ એક દિવસે પાણીમાં બેસી ગયો નહતો પણ ધીમે ધીમે તેના છુટા છુટા ભાગોનો નાશ થયો હતો અને આખા દેશનો નાશ થવા લાગ્યો તેના આરંભથી અંત સુધી કાળ ગણીયે તો લગભગ દશ લાખ વર્ષ થયાં હતાં. તેમાંનો સર્વથી છેવટ રહેલો ભાગ એ પ્લેટોએ જણાવેલો પોસાઇડોનીસ હતો, જે આજથી લગભગ અગીઆર હજાર વર્ષ ઉપર નાશ પામ્યો. આ ટાપુનો ભાગ હાલના આટલાન્ટિક મહાસાગરમાં ઘણો ઊંચો પાણીની અંદર છે અને તેમાં થઈ સ્ટીમરો ચાલી શકતી નથી કારણ કે કેટલીક વનસ્પતિ તેમાં ઉગેલી

છે તે સ્ટીમરોના સ્કુના પડદામાં ભરાઈ તેને ચાલતાં અટકાવે છે. આ વાત વહાણવટીઓના અનુભવથી સિદ્ધ થયેલી છે.

એ દેશમાં વિદ્યા, કળા, હુન્નર ઈત્યાદિ બહુ સારી સ્થિતિયે પોહોંચેલાં હતાં એવું તો અત્યારના શોધથી પણ સિદ્ધ થાય છે, પરંતુ ગુપ્ત વિદ્યાના ગ્રન્થ ઉપરથી તો એટલે દરજ્જે કહેવામાં આવે છે કે તેની સ્થિતિએ આપણો હાલનો સુધારો પોહોંચવાને હજી ઘણો લાંબો કાળ જશે. તેઓની અને વર્તમાન સ્થિતિમાં જે ભેદ છે તે મુખ્યત્વે કરી મનશક્તિનો છે. તેઓને આંતર શક્તિ હતી એવું આગળ કહેવામાં આવ્યું છે; તેથી કરી તેઓને કોઈ પણ જાતના સૃષ્ટિના નિયમોની શોધ કરવા માટે અત્યારે જેમ અનેક પ્રયોગો કરી સિદ્ધાન્તો સ્થાપિત કરવા પડે છે તેવી જરૂર પડતી નહિ. સૃષ્ટિના નિયમ તેમને જાણે સ્વાભાવિક વાત હોય તેમ જણાયેલા હતા અને માત્ર તેનો ઉપયોગ કેમ કરવો તેની જ યોજના કરવાની હતી. અત્યારે મનશક્તિ ખીલવાથી તર્ક કરી સૃષ્ટિના નિયમોની પૃથક પૃથક શોધ થાય છે અને તેને ઉપયોગમાં લેવા માટે ફરી વિશેષ પ્રયોગો કરવા પડે છે. વરાળ, વિદ્યુત, માર્કોનીયે શોધેલ ઈથરના તરંગો, રૉન્ગને શોધેલાં " એક્સ " કિરણો, રેડીયમ, " એન " કિરણો ઈત્યાદિ શોધીને લોકોપયોગી કરવા ઘણી બુદ્ધિ ચલાવવી પડે છે. હાલ થોડા સમયથી વાયુરથ કરવા તથા તેને ચલાવવા જે શ્રમ શરીરનો તેમ જ બુદ્ધિનો લેવાય છે તે આપણે જાણીયે છીયે. આ સર્વ વાત તેઓને બહુ સરળ હતી, કેમકે તેઓની આંતર શક્તિથી તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે કાર્ય કરી શકતા. લૉર્ડ લિટને " કમીંગ રેસ " નામની એક નવલકથામાં " વ્રિલ " નામની એક શક્તિનું વર્ણન આપેલું છે તેવી શક્તિ આ લોકોને સહજ સાધ્ય હતી અને તેના બળથી પોતાનાં ઘણાં કાર્યો તેઓ કરી શકતા હતા. એ લોકોના શુદ્ધ વંશજોમાં ચીનના કેટલાક મધ્ય ભાગના લોકો છે અને જાપાનના લોકો છે. તેઓની હુન્નરકળામાં દક્ષતા પ્રસિદ્ધ છે. પણ તેઓ ધીમે ધીમે તેમની પછી જે પ્રજા થઈ તેમાં ભળતા જાય છે, અને તેમ થવાથી તેઓમાં મનશક્તિ પણ ખીલતી જાય છે. બન્ને મળવાથી જે પ્રજા થશે તેનો નમુનો અત્યારના જાપાનીસ લોકો છે. ચીનાઓનો વારો ધીમે ધીમે આવતો જશે.

( અપૂર્ણ. )

દુલેરાય મહીપતરાય ઓઝા.

# " શુક અને પારધિ. "

લાગીને નભ બિંબ આ રવિતણું બિન્દુ મહીં જાય છે,
તારાઓ મુખ કાઢતા ગગનમા કૈ મંદ દેખાય છે,
પક્ષીઓ વળતા વને કલરવે ગંભીર ગાજી ઉડે,
લીલા છો પ્રભુની, અહો! અમીભરી રેલી બધે જંગલે. ૧

જોઉં, અહો! શુકતણું લીલી આમ્રડાળે,
બેસી મધુર ચણતું કંઈ મ્હોર ઝુંડમાં,
આપે લીયે નમણી નાજુક ચંચથી એ,
આંબી કરંતું ભમતો રમમા ઝીને છે. ૨

કો વેગ તો શુક ઉડી જરી દૂર જાતો,
જાતી ઉડી ઝડપથી તહીં મીઠી મેના,
લેતી ઝુગાવા પતિચંચુથી મ્હોર પ્રેમે,
આ સ્વાદથી ચણતી એ કરી પ્રેમશિક્ષા ૩

પરંતુ વિશ્વે ક્યા કદીય મળતુ સુખ જ નર્યું!
મીઠા પ્યાલામા એ અરર! વિષબિન્દુ ભળી ર્‌હ્યુ,
અહો! હવે ક્યારે જન ઉર વિકાસે મુદિત થૈ!
કટુ અશ્રુ ઉન્હા ધ્રુપઈ સરતા પાપણમહીં. ૪

આરે કૃતાન્ત સરિખો ક્રૂર પારધિ ત્યા,
લેઈ કમાન શરને ટિકતો ઉભો છે,
આનંદ આ શુકતણો નવ પીગળાવે,
પાષાણ શા કઠિન એ ઉરને, અરેરે! ૫

અરેરે! સ્વાર્થીને હૃદય નવ કોદી પ્રીતિ વસી,
સદા તેને હૈયે બળતી ધીકતી સ્વાર્થસગડી,
મરો, ફાગે, ફૂટો પરી નવ મને કાઈ પરવા,
મને કાર્યે સિદ્ધિ બસ બસ રીતે એ જ ભમણા. ૬

પ્રપંચી પાપી, ઓ! કુદરત મીઠી, ઝેર કરતા,
બીજાના લોહીથી કયમ ઉર હમે તૃપ્ત બનતા!
કહી મ્હારૂં મ્હારૂં જગત સઘળે બાથ ભરતા,
ઘડીના મ્હેમાનો! તમ નહિ ર્‌હે કૈં જગતમા. ૭

ખેંચી કમાન કરથી લીધી કર્ણ સુધી
છોડયુ ચઢાવી શરને ક્રૂર પારધિએ,
વાગ્યુ અરે! સર્નગમા મૃદુ પંખિણીના,
અને નીચે તડફતી પડી, હાય! મેના. ૮

પડેલી પંખિણીના એ, ઉપાડી મૃત દેહને;
ફુલાતો હર્ષથી હૈયે, પારાધિ તો ગયો ગૃહે. ૯

ત્યાં એકલો શુક રહ્યો તરૂનીજ ડાળે,
આંસુ ભર્યાં નયનથી ડુસકી રૂવે છે;
પારાધિને પ્રિયતમા ગૃહ તો જુવે છે,
દૃષ્ટિ પડે તહીં સુધી સ્થિર તાકી રે છે. ૧૦

રતનલાલ ગોવર્ધનદાસ થારવાળા.

---

## *ભરત—રમણી.

( વૃત્તઃ મન્દ ક્રાન્તા. )

—શાને ? શ્યાણી ! વિશદવયણી ! તું થમી આમ સૂતી !
દેખું દષ્ટે કરુણનયણી ! દીન નિશ્વાસ–ભીન્હી ! !
ના ઉત્સાહે લલિત પદ તે સ્ફૂર્તિ સૌભાગ્ય દાખે !
ક્યાં શૃંગારે મધુર ઝળકે ! આંસુડાં છાની નાંખે ! !

૨.

રોતું, સો'તું મુખ ગરીબડું, આ ઉભું તરૂતું સા'મું !
કે'તું રે'તું અલિ રસિકડું પંખિડું પીડ દાખ્યું !
હું એ શું એ થર થર કરે, ચિત્ર આલેખું હૈયે
ચીરાતેરે, રુધિર ગળ તે, ડૂસકાંથી દ્રવેએ ! ! ?

૩.

મા'રી મા'રી ભરતરમણી ! તું પડી.........!
હું એ બાંધ્યો કંઈ કંઈ પડયો બન્ધનેરે અસાધ્ય !
પાછો થાઉં પુરુષ રણમાં ઘૂમતો વીર વેગે—
ત્હારા ધ્યાઉં પદ સુમધુરા આમ ઉત્તેજતાં જે ! !

હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

---

* સંપાદક રા. સુમનસ્. હ. ધ્રુવ. સ્વ. ડૉ. હરિલાલ ધ્રુવનું આ કાવ્ય તેમ્હના પુત્ર રા. રા. સુમનસ્ તરફથી અહિં પ્રસિદ્ધિ માટે મળ્યું છે. ગાયકવાડ સરકારની સેવામાંથી અ-પાસ્ત થયી, સુરતમાં તેમ્હના મરણ પૂર્વે ત્રણેક માસ પર વકિલાત કરવા આવ્યા હતા તે સમયે આ કાવ્ય રચાયું હોય એમ તેની તારીખ અને વસ્તુ ઉપરથી સમજાય છે. બન્ધને=રાજકીય સેવા. અર્થ સુગમ છે.

# સાંજ.

સાંજની શોભા તે રૂડી દીસતી રે લોલ
પક્ષીઓ વળે છે નિજ ધામ
જન વીરામીઆ રે લોલ
ચાનો બ્હેની પ્રભુ ગુણ ગાઇએ રે લોલ.

વૃક્ષ વેલી દિસે અતી શાંતીમા રે લોલ
પોયણી થાએ છે મન મમ
ચન્દ્ર આવશે રે લોલ ચાનો

ચકોરીઓ નાચતી આનંદમા રે લોલ
વાટડી જુએ છે નિજ નાથ
ઝટ પધારો રે લોલ ચાનો.

વાટ ઘાટ બાગ નથી શુન્યતા રે લોલ
જન ત્યા ભમે છે ભરપૂર
શાન્ત જે થયા રે લોલ ચાનો

વીરંગ રંગ થાય અતિ આભમા રે લોલ
મય કરી સૂર્ય થાય અસ્ત
કૃતી અનુપ છે રે લોલ ચાલો.

સુંદ દિસે છે વળી વાડીમા રે લોલ
લીના લીલા તરૂ કુંજ
શાન્ત તન કરે રે લોલ ચાનો

પૂર્ણ ચન્દ્ર આજ છે પ્રકાશીઓ રે લોલ
ઉડુગણે છાયુ છે આકાશ
જગ દીપાવીયુ રે લોલ ચાલો

ઉપકાર પ્રભુનો અમાપ છે રે લોલ
લીના છે પ્રસારી જગ માંહી
ખામી ના જડે રે લોલ ચાનો.

સૌ. મૃદુલા.

---

# જૈન ધર્મનું સામાન્ય સ્વરૂપ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૨૧ થી )

**વિભાગ**—શ્રમણ ભગવંત મહાવીરના વખતમાં જૈન મતમાં કશા વિભાગ પડયા ન હોતા. અવિભક્તપણે એક સમય જૈન તરિકે તે વખતે જૈનોએ પોતાનું નામ જાળવી રાખ્યું હતું. હવે પછી જૈનોએ એ હકીકત લક્ષે લઈ એકત્ર થાય તો જૈનોની જાહોજલાલીમાં કાંઇ બાકી રહે નહિ. મહાવીરસ્વામી નિર્વાણ પામ્યા પછી કેટલેક કાળે દિગંબરી અને શ્વેતાંબરી એ મુખ્ય બે વિભાગ પડયા. હાલ ગુજરાત કાઠીઆવાડ, મુંબઈ, રજપુતાના, માળવા ને પંજાબમાં જૈનોનો ઘણો ભાગ વસે છે, તેમાં મુખ્ય ત્રણ ભાગ ગણાય છે. દિગંબરી, શ્વેતાંબરી ને ઢુંઢીઆ કે સ્થાનકવાસી: જો કે આ ત્રણે વર્ગ અન્ય ધર્મ પાળનારી પોતાની નાતમાં ભોજન તેમ જ કન્યા વહેવાર પણ રાખે છે. તેમાં વાંધો લેતા નથી તેનું કારણ માત્ર એ જ છે કે જૈન ધર્મનું ઉદાર ધોરણ એવું છે કે જેમ બને તેમ કલેશ, કંકાસ કે કુસંપથી દૂર રહેવું. જો કે હાલમાં કેટલેક સ્થળે કેટલાક વિઘ્નસંતોષી પોતાને ધર્મમાં દૃઢ શ્રદ્ધાળુ માની કેટલોક કલેશ ઉભો કરવા મંડ્યા છે. આ ત્રણે વિભાગો પોતપોતાને એક બીજાથી પ્રથમ મનાવાને પ્રયત્ન કરી રહ્યા છે; પણ એવા પ્રયત્નમાં વખત ગાળવા કરતાં શ્રી મહાવીર પ્રભુનાં જનહિતનાં તથા આત્મહિતનાં ફરમાનો અમલમાં મૂકવાને વખત તથા શક્તિ વ્યય કરે એ વધારે સારૂં ને ઘણું જરૂરનું છે. એ ત્રણે વિભાગો આવી રાટફુટ પડવાનું કારણ મહાવીર ભગવાન નિર્વાણ પામ્યા પછી કેટલીક મુદતે ભયંકર દુકાળ પડયો તેને માને છે. શ્વેતાંબરી વિભાગના સ્થાનકવાસી જૈનો ૩૨ સૂત્ર માને છે, ત્યારે બાકીના ૪૫ માને છે. દિગંબરીઓ અંગ ઉપાંગને માન આપે છે. પરંતુ તેઓએ ઇતિહાસ પુરાણ અને ગ્રંથો રચી તે ઉપર પોતાની વિશેષ માન્યતા દર્શાવી છે. તેઓનાં પુરાણ, ઇતિહાસ અને તત્વવિવેચક ગ્રંથો બેશક વાંચવા જેવા છે. દિગંબર જૈન સંપ્રદાયની એક બે શાખાઓ સ્ત્રીઓનો મોક્ષ માનતી નથી. તેમ કેવળ જ્ઞાન થયા પછી કેવળી આહાર કરે એ વાત પણ માનતી નથી. શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયમાંથી બીજા કેટલાક ઉપસંપ્રદાયો નીકળ્યા છે. આ બધાં વિભાગોમાં મૂળ તત્ત્વોનાં સંબંધમાં મતભેદ નથી. તેઓ સઘળા સાત કે નવ તત્વ માને છે. ૨૪ તીર્થંકરને માને છે, અહિંસા ધર્મ એકે અવાજે કબુલ કરે છે, સમ્યક્ જ્ઞાન દર્શન ચારિત્ર અને તપને સ્વીકારે છે–વગેરે લગભગ ઘણી બાબતમાં મળતા છે. મતભેદ માત્ર મૂર્તિ પૂજામાં અને સાધુની ક્રિયાની નાની નાની બાબતોમાં જોવામાં આવે છે. દિગંબરીઓ મૂર્તિને આંખોથી શણગારતા નથી ને સાધુઓને નગ્ન સ્થિતિમાં જ રહેવું એમ માને છે. શ્વેતાંબરીઓ મૂર્તિને આંખોથી શણગારે છે. અને સાધુઓને નગ્ન રહેવાની ના પાડે છે. અને ઢુંઢીઆ તો મૂર્તિને બીલકુલ માનતા નથી.

મહાવીર સ્વામીના વખતમાં સાધુના આચાર સંબંધને લઇને જિનકલ્પી અને થીવરકલ્પી એ બે ભાગ હતા. જૈન સાધુઓનો આચાર ઘણો સખત છે. તેમાં પણ જિનકલ્પીના આચારથી તો અવધિ છે. જિનકલ્પી સાધુઓ વસ્ત્રપાત્ર રાખતા નથી. પગમાં કાંટા વાગ્યો

કે આંખમાં કણું પડ્યું તો તે કાઢતા નથી. ગમે તે રોગમાં દવા કરાવતા નથી. ગમે તેવી આપત્તિમાં પણ ડગતા નથી. દેહ સંબંધી સહજ પણ ભાન તેમને હોતું નથી ને તે વિદેહી દશા ભોગવે છે.

**શાસ્ત્રસંક્ષેપ**—બાર દુકાળીમાં મગધમાંથી કેટલાક સાધુ કર્ણાટક ને દક્ષિણમાં ગયા. તેમણે દક્ષિણમાં જૈન ધર્મ ફેલાવ્યો. દક્ષિણનાં જૈનધર્મની જાહોજલાલ સ્થિતિ પહેલા સૈકાથી દશમા સૈકા સુધી રહી. મદુરા ત્રિચિનાપોલી વગેરે ઘણા સ્થળના રાજાઓ જૈનીઓએ જ નીમેલા હતા. આખું દક્ષિણ હિંદ એ કાળે જૈન ધર્મી હતું એમ કહેવું એ અતિશયોક્તિ જેવું નથી. આજના લિંગાયતો મૂળે જૈન હતા. દક્ષિણમાં આજે એક એવી જાત છે કે જે પોતાને જૈન કસાઈ તરીકે ઓળખાવે છે જો કે કોઈ જૈન કદી પણ કસાઈનો ધંધો કરી શકે નહિ પરંતુ આ તો ઘણી પેઢી ઉપર તેના બાપદાદા જૈન હશે તેથી તેઓ પોતાને જૈન કસાઈ કહેવડાવે છે. ધંતર, મંતર, જાદુ, ભક્તિ, ઉપાસનાદિ સાધનોથી અન્ય ધર્મીઓએ દક્ષિણના જૈનો પોતાના મતમાં આણ્યા. શ્રવણ બેલગુલા નામે સ્થળ આગળની જૈન જાહોજલાલીની સ્થિતિમાં આજે દક્ષિણમાં હયાત છે.

ચંદ્રગુપ્ત રાજાના વખતમાં બાર દુકાળીને સમયે પ્રથમ સંઘ પાટલીપુત્ર કે પટણામાં મળ્યો હતો. પાટલીપુત્રમાં મળેલા સંઘે તે કાળની જરૂર મુજબ જે શાસ્ત્રસિદ્ધાંત તારવી નક્કી કર્યા હતા તે અગાઉની પેઠે મુખ પાઠે રાખવામાં આવતા હતા. બ્રાહ્મણો પણ વેદ મુખપાઠે રાખતા. કેટલેક કાળે સ્મરણશક્તિ કમજોર થતા વલ્લભીપુરમાં દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણના ઉપરીપણા નીચે એક સભા બોલાવવામાં આવી અને જરૂર જેટલું અને સભાસદોએ સ્વીકારેલું જ્ઞાન પુસ્તકારૂઢ કરવામાં આવ્યું. આ બનાવ મહાવીર સંવત્ એટલે ઈ. સ. ૪૬૭ માં બન્યો. તેર વરસ એ કામ ચાલ્યું. જે અગાઉ હતું તેમાંનું દેશકાળ મુજબ જરૂર જોઈતું પુસ્તકમાં લખી કઢાવ્યું. જે શાસ્ત્રો હાલ પ્રચલિત છે તે તે વખતે પુસ્તકારૂઢ થયેલાની નકલો છે એમ માનવામાં આવે છે. શાસ્ત્રો પુસ્તકારૂઢ કરનારાએ મોટો ઉપકાર કર્યો છે.

શ્રમણ ભગવંત મહાવીરપ્રભુએ બાર અંગ (ચૌદ પૂર્વ સુદ્ધાં) નું જે જ્ઞાન તેમના શિષ્યોને આપ્યું હતું તેની ગણધરોએ બાર અંગમાં યોગ્ય ગુંથણી કરી. એ રીતે ગણધરોની રચનાવાળા શાસ્ત્રોનો પાટલીપુત્રમાં મળેલી પહેલી સભાએ તે કાળને અનુસરી થઈ શકતો સંગ્રહ કર્યો. કેટલોક ભાગ તે સભાએ ખોયો હતો તે મુખપાઠના સંગ્રહમાંથી જરૂર જેટલું શ્રીયુત દેવર્દ્ધિક્ષમાશ્રમણે પુસ્તકારૂઢ કર્યું. આચારાંગ, સૂત્રકૃતાંગ, ઠાણાંગ, સમવાયાંગ, ઈત્યાદિ બાર અંગ મુખ્ય છે. જેમાંનું દૃષ્ટિવાદ નામે અંગ આજે મળતું નથી.

જૈન શાસ્ત્રોનો બોધ ચાર પ્રકારે થયો છે. એ દરેક પ્રકારને અનુયોગ કહે છે. ૧ ચરણાનુયોગ એમાં આચારાદિ બાબતોનો સમાવેશ થાય છે. આચારાંગાદિ સૂત્ર એનું દૃષ્ટાંત છે. ગણિતાનુયોગ એમાં ગણિત ને જ્યોતિષનો સમાવેશ થાય છે. ચંદ્રપ્રજ્ઞપ્તિ આદિ સૂત્રો એનું દૃષ્ટાંત છે. ધર્મ કથાનુયોગ એમાં મહાન પુરુષોના જીવનચરિત્રોને કથાઓનો સમાવેશ થાય છે. પ્રથમ ભૂમિકાના બાળ જીવોના હિત અર્થે આવી કથાઓ ઉપયોગી છે. જ્ઞાતાજી, અંતગડાદિ સૂત્રો આ અનુયોગનું દૃષ્ટાંત છે. દ્રવ્યાનુયોગ એમાં દ્રવ્યાદિ સિદ્ધાંતોનો સમાવેશ થાય છે.

પદાર્થ વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ આ અનુયોગમાં વિશેષ છે. સૂત્રકૃતાંગાદિ સૂત્રો આ અનુયોગનાં દૃષ્ટાંતો છે. દ્રવ્યાનુયોગે લખાયેલા કેટલાક ગ્રંથો વાંચવા વિચારવા લાયક છે.

જૈન સૂત્રો છુપા રાખવાની કે છપાવીને પ્રસિદ્ધ નહિ કરવાની પ્રથા શા કારણસર પડી હશે તે સમજાતું નથી. એક એક સૂત્રની ઘણી નકલો જૈન ધર્મથી અજાણ્યુ અન્યધર્મી લહીઆઓ પાસે લખાવવામાં આવે છે ને તેમાં કેટલી વાર ઘણી ભૂલો રહી જાય છે. તે શોધન કરી સૂત્રાદિ ગ્રંથો દેશકાળને ઉપયોગી થાય તેમ જ અન્ય જિજ્ઞાસુ વિદ્વાનોને પણ ઉપયોગી થાય એવી રીતે પ્રગટ કરવાની જરૂર છે. આ કાળ જુદા પ્રકારનો છે. જે બૌદ્ધ અને વેદ ધર્મની હરિફાઈમાં કેટલાક કાળ સુધી જૈન ધર્મ ફતેહ મેળવી હતી, તે બૌદ્ધ અને વેદ ધર્મના પંડિતો પોતાના ધર્મનો પ્રકાશ દૂર દેશાવરમાં કરે છે અને થીઓસોફી, ક્રીમેશનરી, વગેરે મંડળો ભ્રાતૃભાવ વધારવા પ્રયાસ કરી રહ્યા છે ત્યારે સંપૂર્ણ ભ્રાતૃભાવ ફેલાવનારા શ્રી મહાવીરના સિદ્ધાંતોનો પ્રસાર કરવાને જૈનો લક્ષ કશો પ્રયત્ન કરતા જણાતા નથી એ અફસોસની વાત છે.

જૈનો માત્ર અહિંસાના ઉપદેશથી જગતમાં પ્રસિદ્ધિ પામ્યા નથી પણ બીજી ઘણી બાબતો એવી છે કે જેથી જૈનીઓની કીર્તિ મશહુર છે. શ્રેણિક, કોણિક, કૃષ્ણ, રામચંદ્ર, સંપ્રતિ, કુમાળપાળ, જેવા ઉદારચરિત રાજામહારાજાઓ, જગડુશાહ, દયાલશાહ, વસ્તુપાળ, તેજપાળ, સંગ્રામ, સોની ઈત્યાદિ ધનવાન અને સખાવતે બહાદુર શેઠીઆઓ ભદ્રબાહુ, સ્થૂળીભદ્ર, સિદ્ધસેન દિવાકર, જીનપ્રભુસૂરિ, હરીભદ્રસૂરિ, હેમચંદ્રાચાર્ય, યશોવિજયજી, ઉમાસ્વાતિજી, કુંદકુંદાચાર્યજી, સંમતભદ્રજી, ધર્મસિંહજી, ધર્મદાસજી, વગેરે મુનિ મહારાજાથી જૈન સંઘની શોભામાં યોગ્ય વધારો થયો છે.

જૈનોએ વિદ્યાના વિષયમાં પોતાની કીર્તિ અમર કરી છે. અમરકોષ, સિદ્ધહૈમ, પ્રાકૃત ભાષાનું વ્યાકરણ, યોગશાસ્ત્ર-ઈત્યાદિ પ્રસિદ્ધ પુસ્તકો અન્ય વિદ્વાનોમાં પણ સારી રીતે વખણાયાં છે. ગુજરાતનો ઇતિહાસ જૈન સાધનોથી તૈયાર થઈ શક્યો છે. તામિલ અને કર્ણાટકી ભાષાઓનું વ્યાકરણ અને સાહિત્ય જૈનોએ તૈયાર કર્યું છે. ૧ લા સૈકાથી ૧૨ મા સૈકા સુધીનું કેનેરી સાહિત્ય જૈનોએ જ તૈયાર કર્યું છે. વ્યાકરણ, કોષ, કાવ્ય, છંદ, અલંકાર, નીતિ, ન્યાય, ઇતિહાસ, જ્યોતિષ, વૈદક, વગેરે વિષયોમાં ઉંચા ગ્રંથો લખી જૈનોએ અમરત્વ પ્રાપ્ત કર્યું છે. જૈન ધર્મસ્થાનકો નજરે જોનારાઓ શિલ્પશાસ્ત્રનાં એકે અવાજે વખાણ કરે છે. જૈનોએ મહા મહેનતે લખેલા ને જાળવી રાખેલાં ઉત્તમ પુસ્તકોના ભંડારો પાટણ, ખંભાત, જેસલમીર, લીંબડી, વગેરે જુદે જુદે સ્થળે જોવામાં આવે છે. જૈનો શાંત વર્તણુંકવાળા છે ને સરકારને બીજી કોમ કરતાં તે ઘણી ઓછી તસ્દી આપે છે તેનું કારણ તેમના ઉત્તમ ધર્મસિદ્ધાંતો છે. સને ૧૮૯૧ ના મુંબઈ ઈલાકાના જેલ રીપોર્ટ ઉપરથી જણાય છે કે ૧૫૦૯ હિંદુએ, ૬૦૪ મુસલમાને, ૪૭૭ ખ્રીસ્તિએ, ૨૪૫૯ પારસીએ, ૪૮૧ જ્યુએ જ્યારે તે તે વર્ણના એક કેદીનું પ્રમાણ આવે છે, ત્યારે ૬૬૧૫ જૈનોએ માત્ર એક જૈન કેદીનું પ્રમાણ આવે છે. સને ૧૯૦૧ ના મુંબઈ ઈલાકાના જેલ રીપોર્ટમાં ૭૩૫૫ જૈને માત્ર એક કેદીનું પ્રમાણ આવે છે. જૈનોનાં વ્રતો તપાસવાથી જણાઈ આવશે કે આ વ્રતો તથા પ્રાયશ્ચિતો તેના પીનલકોડ હોઈ તન મન ધનની ચડતી કરનારા છે અને એવા નિયમોથી [illegible]

મેવાડના મહારાણા જેવા હિંદુપતિ નૃપશિરોમણિએ અને અકબર જેવા મહાન મોગલ પાદશાહેએ જીવદયા સંબંધે તથા ધર્મસ્થાનકોની રક્ષા સંબંધે ઉદાર પરવાના જૈનોને બક્ષ્યા હતા.

જૈનો હમેશા સવારે ને સાંઝે બે વાર પ્રતિક્રમણ કરતા ખાસ ભાવના ભાવે છે કે —

खम्मामि सव्व जीवाणं, सव्वे जीवा खमन्तु मे ।
मित्ती मे सव्व भूएसु, वैर मज्झ न केणवि ॥

બધા જીવોને હું ક્ષમા કરૂ છું અને એ બધા જીવો મારા પર ક્ષમા કરો. મારે બધા પ્રાણીઓ સાથે મિત્રતા છે. કોઈ પણ જીવ સાથે મારે વેર ભાવ નથી

આહા ! આ કેવી ઉત્તમ ભાવના છે ! એનું શ્રાવકો અને જગતના બીજા જીવોનું વર્તન થતાં એ વર્તન જગતને કેટલું બધું લાભકર્તા થાય ! હાલમા જૈનો જૈન ધર્મ સંબંધી ગૌણ બાબતોને અધિક મહત્ત્વની સમજીને અને સાધનમા આગ્રહ રાખી, સાધ્ય વસ્તુ કે મુખ્ય બાબતો ઉપર લક્ષ આપવામાં કાંઈક કમકાળજીવાળા બનવા લાગ્યા છે. તેથી જૂદા જૂદા સંપ્રદાયો વચ્ચે કદાગ્રહ વધે છે. એક જૈન પ્રજા તરિકે તે વધુ દાન કરે છે છતાં સાધનમાં દઢ આગ્રહ રાખી સાધ્ય વસ્તુ અને ધર્મનો ઉદ્દેશ કંઈક વિસરવા લાગ્યા છે તેથી એક અવિભક્ત સમગ્ર જૈન પ્રજા તરિકે તે દુનિયાની પ્રજાને પોતાના પરમ પવિત્ર ઉત્તમ ધર્મનો પ્રકાશ પાડવાનો ઉદ્યોગ કરી શકતી નથી ધર્મ એ એક નેશન-એક પ્રજા બનાવવામા ઘણી ઉપયોગી ચીજ છે અને તેમાં પણ સંપૂર્ણ ભ્રાતૃભાવ ફેલાવનારા સિદ્ધાંતો ધરાવનારો જૈન ધર્મ સાગ નમ્ર મત મુજબ ધારે તો પ્રજાકીય જીંદગી ( National Life ) ના બંધારણના બીજાઓ કરતાં ઘણું ઉત્તમ કામ કરી શકે તેમ છે. પણ અફસોસ કે જૈન ધર્મના ચારે તીર્થોનું લક્ષ તે તરફ જતું નથી. ધર્મની ફતેહનો આધાર એકત્રતા ઉપર છે. અંદર અંદર મત મતાંતર અને શાખાઓ વધવાથી ધર્મને, રાજ્યને, દેશને, કે આત્માને લાભ નથી. સમભાવી સમકીતી જીવ શુદ્ધ ધર્મનું સ્વરૂપ સારી રીતે સમજી શકે તેમ છે.

શ્રી મહાવીર ભગવાને સ્થાપન કરેલા અહિંસામતની ફતેહ કેટલી બધી થઈ છે તે હું પંડિતપ્રવર તિલકના શબ્દોમાં જ કહીશ. પૂનાના એ પ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ પંડિતે વડોદરા જૈન કોન્ફરન્સના મંડપમા કહ્યું હતું કે " જૈન અને વૈદિક એ બન્ને ધર્મ જો કે પ્રાચીન છે; પરંતુ અહિંસા ધર્મનો પ્રણેતા જૈન ધર્મ છે. જૈન ધર્મે પોતાની પ્રબળતાથી વૈદીક ધર્મ ઉપર અહિંસા ધર્મની નહિ ભૂંસાય એવી ઉત્તમ છાપ મારી છે. વૈદિક ધર્મમા અહિંસાને જે સ્થાન મળ્યુ છે તે જૈનીઓના સંસર્ગને લીધે જ છે. અહિંસાધર્મના સંપૂર્ણ શ્રેયના હકદાર જૈનીઓ જ છે. અઢી હજાર વર્ષ પહેલાં વેદવિધાયક યજ્ઞોમા હજારો પશુઓનો વધ થતો હતો. પરંતુ ચોવીશ સો વર્ષ પહેલા જૈનોના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરસ્વામીએ જ્યારે જૈન ધર્મનો પુનરૂદ્ધાર કર્યો ત્યારે તેના ઉપદેશથી લોકના ચિત્ત આ ઘોર નિર્દય કર્મથી વિરક્ત થવાં માંડયાં અને ધીમે ધીમે લોકોના ચિત્તમા અહિંસાએ પોતાનો અધિકાર સ્થાપન કર્યો. આ સમયના વિચારશીલ વૈદિક વિદ્વાનોએ ધર્મની રક્ષાને લીધે પશુહિંસા સર્વ બંધ કરી અને પોતાના ધર્મમાં અહિંસાને આદરપૂર્વક સ્થાન આપ્યુ " વગેરે કહી અહિંસા પ્રણેતા જૈન ધર્મને બનાવ્યો છે.

જૈન સિવાય અન્ય ધર્મોમાં પણ અહિંસા ને પુણ્ય અને હિંસાને પોષિશેય છે. કહેવામાં આવ્યું છે ત્યારે જૈન ધર્મમાં તો સ્થળે સ્થળે અહિંસાને જ પ્રાધાન્ય ધર્મનું ખરૂં અને શુદ્ધ અંગ અહિંસાને જ માન્યું છે ને સર્વાંશે સંપૂર્ણતાથી એ બાબત આગળ ધરવામાં આવી છે. બીજા ધર્મો હિંસા ન કરવી એમ કહે છે પણ હિંસા કોને કહેવી તે યથાર્થતાથી જાણતા નથી અને તેથી જ તે ધર્મમાં કાંઈને કાંઈ રૂપમાં હિંસા થાય છે. અને તે તે ધર્મના ઉપાસકો જીભની તૃપ્તિ માટે કે કામક્રોધાદિ વિષયોના પોષણ માટે ગુપ્ત અથવા પ્રગટ રૂપે હિંસા કરે છે. દાખલા તરીકે, ખ્રીસ્તી લોકો હિંસાનો અર્થ મનુષ્યનું ખુન એટલો જ કરે છે અને પોતાના નશ્વર શરીરને અર્થે ગાય કે બળદ જેવા શત હજાર રીતે પરોપકારી પશુઓના ઘાત કરવામાં બુરૂં માનતા નથી. એ જ પ્રકારે બૌદ્ધ, મુસલમાન, આદિ અનેક ધર્મ છે કે જે હિંસાને બુરી સમજે છે છતાં પણ હિંસાથી અલિપ્ત નથી. વર્તમાન સમયમાં વિદ્યાની ઉન્નતિ થવાને લીધે લોકોનાં ચિત્ત દિનપ્રતિદિન પક્ષપાતરહિત અને યથાર્થ મર્મ સમજવામાં ઉત્સાહી થવા લાગ્યાં છે. ધર્મનો ખોટો પક્ષપાત ધીમે ધીમે અંતર્ધાન થવા લાગ્યો છે. એવા સમયમાં એવા જિજ્ઞાસુ જીવોને જો હિંસાનો મર્મ સમજવામાં થતી ભૂલ યુક્તિપ્રમાણદ્વારા બતાવવાનો જૈનોતરફથી પ્રયત્ન થાય તો સંભવ છે કે તેઓ હિંસાનું લક્ષણ જાણી અહિંસા તત્વના મર્મજ્ઞ થાય.

અઢી હજાર વર્ષનો એક હિંસાના વિષય સંબંધીનો ઇતિહાસ તપાસીએ તો આપણને તરત દેખાઈ આવશે કે શ્રીમહાવીરના સિદ્ધાંતોનો છે તે રૂપે અગર બીજે રૂપે વિજય થયો છે. આજે અહિંસાની વિજયપતાકા ચારે તરફ ફરફરાટ કરતી ઉડી રહી છે. કોઇને કોઈ રૂપે દરેક વર્ણમાં દયા, દાન, અને અહિંસાની પદ્ધતિ સ્વીકારવામાં આવી છે.

અહિંસા ધર્મનો આટલો બધો વિજય થવાનું કારણ એ છે કે મહાવીરપ્રભુએ આખા જગતનું ભલું શી રીતે થાય તે દેખાડવા સાથે લોકોને આત્મોદ્ધારનો ઉત્તમ માર્ગ દેખાડ્યો. મોક્ષમાર્ગ માત્ર અમુક ઉંચ વર્ણને માટે જ ખુલ્લો છે અને તે માર્ગ પ્રાપ્ત કરવામાં કોઈ મધ્યસ્થ વ્યક્તિની જરૂર પડે છે એવા સિદ્ધાંતને તેમણે તર્ક યુક્તિ અને પ્રમાણદ્વારા તોડી નાંખ્યો.

સઘળાં કર્મોનો નાશ થશે ત્યારે જ ખરૂં મોક્ષસુખ મળશે એમ ખરો જૈન માને છે. ખરા સાધુ સંસારની સર્વ લપન છપન છોડી દઈ પવિત્ર ધ્યાનની સ્થિતિએ પહોંચી આત્મકલ્યાણ સાધે છે. અને ખરો જૈન ગૃહસ્થ નીતિનિયમથી પરમાર્થસહિત અર્થ સાધી સમભાવથી શાશ્વત સુખની આશા રાખે છે.×

રાજકોટ,
તા. ૨૩-૬-૦૭.

પોપટલાલ કેવળચંદ શાહ.

---

× ૧૯૦૬ ના નવેંબરમાં પ્રસિદ્ધ વિદુષી એની બિસાંટ ભાવનગર પધારેલાં ત્યારે ત્યાં થીઓસોફીકલ સોસાઈટીની ગુજરાતની બધી શાખાઓનો નો મેળાવડો થયો હતો તેમાં આ ભાષણ આપવામાં આવ્યું હતું.

મેવાડના મહાર
દશાહેર

# શ્રુતિસ્વરસિદ્ધાન્ત.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૪૦ થી )

આમ હવે ગ બવના રિ—ધ ના સિદ્ધાન્ત ઉપર મહત્ત્વ રીતે અવાયછે. હેમને મતે—હાલના 'નેચરલ' રિ કરતા પ્રાચીન રિ ઘણો ઓછો છે, અને હાલના 'નેચરલ' ધ કરતા પ્રાચીન ધ થોડો વધારે છે.

ગ બર્વેએ પારિજાતના સ્વરસ્થાપન પ્રકરણનો અર્થ કરવામા સ્ખલન કર્યોછે, હેને પરિણામે જ આ હેમનો સિદ્ધાન્ત આવ્યોછે, અને તેથી હેમા પણ સ્ખલન આવ્યુછે. એ પ્રકરણમા રિ નુ સ્થાન **सपयो पूर्वभागे** એમ કહ્યુ છે હેનો અર્થ સ્પષ્ટ એ જ છે કે **स—प** વચ્ચે પૂર્વ, મધ્ય, અને ઉત્તર એમ ત્રણ સરખા ભાગ થાય હેમાંના પૂર્વ ભાગે એટલે પ્રથમ $\frac{૧}{૩}$ ભાગને અતે રિ મૂકવો. એટલે **स** ૩૬ ઇંચે અને **प** ૨૪ ઇંચે, તેથી રિ ૩૨ ઇંચે આવશે એટલે હેનું પ્રમાણ $\frac{૩૬}{૩૨}=\frac{૯}{૮}$ થશે, હાલના રિ નુ જ સ્થાન પ્રમાણ આવશે

અને ધ નુ સ્થાન **स- पयोर्मध्यदेशे** કહ્યુછે તો **स** ૧૮ ઇંચે **प** ૨૪ ઇંચે, તો તે એની વચ્ચે—એટલે વચ્ચોવચ ગણિયે તો ૨૧ ઇંચે આવે, ( રા. બર્વેએ તેમ જ માની ધ=$\frac{૧૨}{૭}$ લીધોછે ) પરંતુ રિ નો $\frac{૩}{૨}$ સવાદ જ્હા થાય તે સ્થળે ( મધ્ય દેશના તે શુમારમા ) ધ મૂકવાનોછે, એ સવાદ તે **स-प** ભાવનો સબન્ધછે,—**षड्जपञ्चमभावेन षड्जे ज्ञेया स्वरा बुधै** એમ આ પ્રકરણમા મામાન્ય સૂત્ર છે તેથી અર્થાત્ ધ ને ૨૧ ને બદલે $૨૧\frac{૩}{૫}$ ઇંચે મૂકીશુ તો $૩૬–૨૧\frac{૩}{૫}=\frac{૫}{૩}$ પ્રમાણ હાલના ધ નુ છે તે મધાશે, અને રિ ( $\frac{૯}{૮}$ ) અને ધ ( $\frac{૫}{૩}$ ) વચ્ચે $\frac{૩}{૨}$ કરતા $\frac{૮૧}{૮૦}$ જેટલો જ સૂક્ષ્મ ફરક આણનારો સવાદ આવશે major triad ધ=$\frac{૫}{૩}$ લેવાથી સચવાયછે, વગેરે કારણથી આ $\frac{૮૧}{૮૦}$ જેટલા ફરકને ઉપેક્ષ્ય ગણી સકાશે કર્ણમંવાદ $\frac{૫}{૩}$ થી મતોષ આપી સકશે

સ્વરસ્થાપન પ્રકરણમા સ્વરોનો અનુક્રમ આરોહક્રમ ફેરવીને આડો અવળો લીધોછે, તે ઉપરથી જણાયછે કે નિશ્ચિત સ્વરો પ્રથમ બતાવી હેને આધારે બ્હેવા અનિશ્ચિત સ્વરો સ્થાપવા—એ હેતુ હોવો જોઇયે આ હેતુ રા બર્વેએ પણ સ્વીકાર્યો જણાયછે, માત્ર હેનો ઉપયોગ કરવામા એ આડા ગયાછે હવે રિ પ્રથમ અને ધ પછી બતાવ્યોછે, અને રિ નું સ્થાન અસંદિગ્ધ ૩૨ ઇંચેછે, તો ધ નુ સ્થાન રિ ના કર્ણમવાદને આધારે કરવાનું છે, એટલે **मध्यदेशे** જ્હા ધ સભળાય ત્હાં—એમ અર્થ લેઈ $૨૧\frac{૩}{૫}$ ઇંચે ધ સ્થાપવો જોઇયે રા બવએ ઉલટો ક્રમ લઈ ધ ૨૧ ઇંચે—'મધ્યદેશે' એ શબ્દનો અનિશ્ચિત અર્થ છે તે ભૂલી જઈ, નિશ્ચિત અર્ધોઅર્ધ એમ અર્થ લેઈ ૨૧ ઇંચે—સ્થાપી, પછી ધ ઉપરથી સંવાદ વડે રિ સ્થાપવો એમ ઠરાવ્યુછે તે ઉપરના ધોરણે ભૂલ્ય ભરેલુ છે અને ધ ના સવાદ ઉપરથી રિ સ્થાપવાનું ઠરાવ્યા છતા પોતે રિ ને મૂકેછે તો એ સંવાદ કઢ ગો તૂટે હેવે સ્થાને!
( ધ=$\frac{૧૨}{૭}$ છે તો રિ—$\frac{૧૨}{૭}÷\frac{૩}{૨}=\frac{૮}{૭}$ થાય, પણ હેમણે તો રિ=$\frac{૩૬}{૩૨}$ મૂક્યોછે. )

વળી ધ ના સ્થાન ઉપર અવલમ્બીને બીજા ઘણા સ્વરો રહ્યાછે;—

મેરુ અને ધ વચ્ચે તીવ્ર ग,

ધ અને स વચ્ચે તીવ્ર नि,

અને તીવ્ર ग ध ઉપર આધાર રાખનાર છે, તે તીવ્ર ग ઉપર म તીવ્રતર (°તમ) નો આધારછે, તીવ્ર ग અને स વચ્ચેના પ્રથમ ¾ ને અન્તે म તીવ્રતર (°તમ) છે; એટલે તીવ્ર ग દ્વારા તીવ્રતર (°તમ) मं નો આધાર પણ ध ઉપર છે.

આમ સ્થિતિ હોઈ, ધ=૨૧ ઇંચ રા. બર્વે પ્રમાણે લેતાં

(૧) ધ ૨૧ ઇંચે—૧૨/૭ પ્રમાણ;

(૨) તીવ્ર ग—૨૮½ ઇંચે—૨૪/૧૯ પ્રમાણ;

અને (૩) તીવ્ર नि–૧૯ ઇંચે–૩૬/૧૯ પ્રમાણ;

એમ ત્રણ ખોટાં સ્થાનપ્રમાણો પ્રાપ્ત થાયછે—નાદશાસ્ત્રવિરુદ્ધ;

અને માત્ર તીવ્રતર (°તમ) म નું સ્થાન ખરું આવેછે; ૨૫ ઇંચે—૩૬/૨૫ પ્રમાણ.

અને મ્હેં કહ્યા પ્રમાણે ધ ૨૧⅗ ઇંચે લેવાથી

(૧) ધ—૨૧⅗ ઇંચે—૫/૩ પ્રમાણ:

(૨) તીવ્ર ग—૨૮⅘ ઇંચે—૫/૪ પ્રમાણ;

(૩) તીવ્ર नि—૧૯⅕ ઇંચે—૧૫/૮ પ્રમાણ;

આવી ત્રણ ખરાં સ્થાન પ્રમાણ પ્રાપ્ત થાયછે; અને માત્ર તીવ્રતમ म નું સ્થાન ૨૫⅐ ઇંચે આવતાં ૧૦/૭ પ્રમાણ મળીને ભૂલ્ય આવેછે, તેથી ૨૫ ઇંચ લઈ ૩૬/૨૫ પ્રમાણ સાધવું પડેછે.

આમ આ બે માર્ગમાંથી મ્હારા માર્ગમાં જ ઓછી ભૂલ્ય અને વધારે લાઘવ આવેછે. આમ એકંદર જોતાં ધ=૫/૩ અને रि=૯/૮ એ જ ખરાં સ્થાન પ્રાચીન વ્યવસ્થામાં છે એમ જણાયછે.

રા. બર્વેએ મૂળ પાયામાં જ ચૂક કરીછે ત્હેનું કારણ આ પ્રમાણે લાગેછે. શુદ્ધ रि નું સ્થાન **सपयोः पूर्वभागे** એમ પારિજાત બતાવેછે, ત્હાં **पूर्वभागे**નો અર્થ મ્હેં પાછળ કહેલો 'પ્રથમ ¾ પૂર્ણ થતે' એમ છે તે ભૂલી જઈને 'પૂર્વભાગમાં' એમ કેવળ મોઘમ અર્થ રા. બર્વેએ લીધોછે. પરંતુ આમ કરીને (પારિજાતની કારિકામાં સ્વરોનો ક્રમ ફેરવ્યોછે ત્હેનું રહસ્ય પણ ભૂલી જઈને) ध સિદ્ધ માની તે ઉપરથી रि નું સ્થાન સ્થાપવા ગયાછે; "સ્થાપવા ગયાછે" કહેવાનું કારણ એ જ કે તેમ કરીને પણ ¾ નો સંબન્ધ रि–ध વચ્ચે એ સાધી સક્યા નથી. ભલે; આમ કરીને ૩૩ ઇંચ ઉપર रि સ્થાપ્યોછે, તો ૩૩ ઇંચ તે તો स–प વચ્ચેના અન્તર (૩૬–૨૪=૧૨ ઇંચ) ના બરોબર પ્રથમ ચતુર્થાંશે આવશે. આ સ્થાન જો પારિજાતને સંમત હોત તો તો **स–पयोः पूर्वभागे** એમ કહેવાને બદલે પ્રથમ ચતુર્થભાગ

પૂર્ણ થતે એમ જ શા માટે ના કહેત ? सं-पयोस्तुर्यभागेच એમ લખત તો હેની મેળે આ ૩૩ ઈંચનું નિશ્ચિત સ્થાન બતાવાત. આટલા ઉપરથી જણાશે કે રા. બર્વેનું અર્થ-ગ્રહણ દૂષિત છે.

સ્વરસ્થાપનકારિકાઓનો અર્થ કરવામાં નીચેનાં ધોરણ વાપર્યાથી ખરુ પરિણામ આવેછે:—

(क) ° उत्तरम, ° ऊर्ध्वम्, ° मध्ये,—એ શબ્દો જ્હાં જ્હાં એ કારિકાઓમાં છે ત્હાં ત્હાં "તે તે ભાગ પૂર્ણ થતે" અને "તે તે સ્વરોની વચ્ચોવચ" એમ યથાક્રમ અર્થ લેવાનાછે;

(ख) मध्यदेशे, पूर्वभागे એમ જ્હાં જ્હાં શબ્દો છે ત્હાં ત્હાં એ સામાન્ય ભાવના શબ્દોનો અર્થ સ્થાનના મોઘમ વર્ણન તરીકે લેઈ, કર્ણસંવાદથી સધાતા યોગ્ય સ્થાને, એમ અર્થ કરવાનોછે.

આ નિયમને બે અપવાદ છે—

(૧) रि શુદ્ધને વિશે पूर्वभागेનો અર્થ ચોક્કસ ('પૂર્ણ ભાગ પૂર્ણ થતે' એમ) લેવાથી ખરુ સ્થાન મળેછે. તો આ ઠેકાણે ચોક્કસ અર્થ લેવો. (ખરુ જોતાં આ અપવાદ નથી,—કેમકે પૂર્વભાગમા જ્હાં रि નું શ્રવણ કર્ણને લાગે ત્હાં—એમ સામાન્યરૂપે અર્થ લેઇને શ્રવણ પૂર્વભાગ પૂર્ણ થતે થાયછે તેથી ત્હાં—એમ વ્યવસ્થા બંધ બેસેછે.)

ખરો અપવાદ તો આ છે—

(૨) म તીવ્રતર (°તમ) ને વિશે पूर्वभागोत्तर છે, ત્હા उत्तरंનો અર્થ ચોક્કસ લેતાં બીજી અવ્યવસ્થાઓ આવેછે, તેથી ત્હા શ્રવણના આધારે ૨૫½ ઈંચને બદલે ૨૫ ઈંચે એ સ્વર સ્થાપવાનો છે. (આ વિશે કારણો વિસ્તારને ભયે અહિં આપ્યાં નથી.)

અર્થગ્રહણનાં આ યોગ્ય ધોરણો ના સાચવ્યાથી રા. બર્વેની દ્વાદશ સ્વરમાળા કઢંગી બનીછે, હેમાં रि-ध (શુદ્ધ તેમ જ કોમળ)નાં પ્રમાણો તો ખાસ ધ્યાન ખેંચનારાં છે. હેમની સ્થાપના પ્રમાણે—

$$ध=\frac{१६}{२७}—रि=\frac{८}{९}$$
$$ॅध=\frac{१०}{१६}—ॅरि=\frac{१५}{१६}$$

આમછે. આ વ્યવસ્થામાં અનેક દૂષણોને પ્રવેશ મળેછે:—

(૧) ×રા. બર્વેને મતે ध સિદ્ધ હોઈ હેના સંવાદ ઉપરથી रि ઉપજાવાયછે; અને ॅरि સિદ્ધ હોઈ તે ઉપરથી (સંવાદ સંબન્ધથી) ॅध ઉપજાવાયછે. (આ મતમાં ભૂલ્યો છે તે તો સ્વર સ્થાપન પ્રકરણ સવિસ્તર ચર્ચાય તો જ બતાવી સકાય). અર્થાત્-ध=$\frac{१६}{२७}$, તો रि=$\frac{१६}{२७}÷\frac{२}{३}=\frac{८}{९}$ આવવો જોઇયે.

× નિબંધ પૃ૪ ૪૦ છેલ્લો પેરેગ્રાફ જુવો.

તેમજ,

ˇરિ=૧૮/૧૭, તો ˇધ=૧૮/૧૭×૩/૨=૨૭/૧૭ આવવો જોઇયે.

પરંતુ હેમનો રિ તો ૧૨/૧૧ છે, અને ˇધ ૧૮/૧૧ છે; એટલે ૩૪/૩૩ પ્રમાણમાં આવનાર રિ અને હેમના રિ વચ્ચે, ૧૮/૧૭÷૧૨/૧૧=૩૩/૩૪ નો ફરક આવશે; અને ૩૪/૩૩ પ્રમાણપ્રાપ્ત ˇધ અને હેમના ˇધ વચ્ચે ૧૮/૧૧÷૨૭/૧૭=૩૪/૩૩ નો ફરક આવશે.

આ ફરકનાં પ્રમાણ પ્રત્યક્ષ રીતે કઢંગાં અને અશાસ્ત્રીય છે. અને મ્હેં સ્વીકારેલી વ્યવસ્થામાં તો રિ-ધ ત્રણે પ્રકારના (ફ્લેટ, નેચરલ, શાર્પ) વચ્ચે ફરક આવેછે તે શાસ્ત્રીય ૮૧/૮૦ નું અન્તર આવેછે. અને મુખ્ય રિ-ધ માં હોય એટલે બાકીના બે રિ-ધ માં એમ હોય જ, કેમકે નેચરલ રિ-ધની જોડે ૧૬/૧૫ અને ૨૫/૨૪ ના સંબન્ધે આસપાસના સ્વરોશાર્પ તથા ફ્લેટ રહેલાછે:—

રિ=૯/૮, ધ=૫/૩; ૯/૮×૩/૨=૨૭/૧૬;
૨૭/૧૬÷૫/૩=૮૧/૮૦;

રિ ફ્લેટ=૨૭/૨૫; ધ ફ્લેટ=૮/૫; ૨૭/૨૫×૩/૨=૮૧/૫૦;
૮૧/૫૦÷૮/૫=૮૧/૮૦;

રિ શાર્પ=૭૫/૬૪, ધ શાર્પ=૧૨૫/૭૨; ૭૫/૬૪×૩/૨=૨૨૫/૧૨૮.
૨૨૫/૧૨૮÷૧૨૫/૭૨=૮૧/૮૦.

રા. બર્વેનો શુદ્ધ રિ અને કોમળ ˇધ એ બે વચ્ચે સંબન્ધ—જે શુદ્ધ ધ જોડે હોવો જોઇયે તે ૩/૨ સંબન્ધ છે. (રિ=૧૨/૧૧; ˇધ=૧૮/૧૧).

આમ ગૂંચવણ અકારણ કરી નાંખીછે.

(૨) સ-પ સંબન્ધ સાચવવા માટે ધ=૧૬/૯ ઉપરથી રિ=૩૨/૨૭ ઉપજાવવો તો પડે; પણ તેમ કરવાથી ૩૨/૨૭ ના ઇંચ ૩૧ ૩/૮ આવશે (૩૬÷૩૧ ૩/૮=૩૨/૨૭); એટલે તે તો પ અને સ વચ્ચેના પ્રથમ ૧/૩ એટલે ૩૨ ઇંચની બ્હાર જશે, અને પારિજાત તો એ ૧/૩ (પૂર્વભાગ)ની અંદર સ્થાન રિ નું કહેછે; (અર્થાત્ પૂર્વભાગ પૂર્ણ થતે; રા. બર્વેના અર્થગ્રહણ પ્રમાણે તો ૧/૩ ની અંદર કહિંક). આમ વિપરીત પરિણામ આવશે. તે ટાળવાને રા. બર્વે વિના કારણ છેક ૩૨ થી એક ઇંચ અંદર જઈને ૩૩ ઇંચે રિ ને બેસાડેછે!

રા. બર્વેનો શુદ્ધ રિ-ધ વિશેનો નિર્ણય જેમ અયોગ્ય છે તેમ જ કોમલ રિ-ધ વિશેનો પણ છે તે આ સર્વ ચર્ચાથી જણાશે. પણ આથી પણ વિશેષ, રા. બર્વેનું કોમલ રિ-ધ વિશેનું એક વચન છે. નિબન્ધના પૃષ્ઠ ૬૪ માના છેલ્લા વાક્યમાં શુદ્ધ રિ-ધ નાં સ્થાન પ્રાચીન અર્વાચીન વ્યવસ્થામાં ભિન્ન છે એ ખોટો નિર્ણય બતાવીને પછી એઓ ઉમેરેછે—

"બાકી પ્રાચીન રિ–ધ કોમલ તે અર્વાચીન રિ–ધ કોમલની સમાન છે."

પરંતુ હેમને જ હિસાબે વસ્તુસ્થિતિ કેવળ જુદી છેઃ—

હેમની વ્યવસ્થા પ્રમાણે—

| | પ્રાચીન | અર્વાચીન. |
|---|---|---|
| રિ કોમલ | ૧૯/૧૮ | ૧૬/૧૫ |
| ધ કોમલ | ૧૯/૧૨ | ૮/૫ છે. |

(રા. બર્વેના પરિશિષ્ટ ૧ અંક ૩ નાં કોષ્ટક ૨૬ તથા ૨૭ માં બતાવેલાં સ્થાનના ઈંચ ઉપરથી આ ગણતરી ઊપજેછે.)

આમ પ્રાચીન અર્વાચીન કોમળ રિ–ધ માં:સમાનતા તો જતી રહેછે. તો હેમનું ઉપરનું સમાન હોવાનું વચન અગમ્ય જ રહેશે.

ત્હારે આ સમગ્ર અવલોકનનો ઉપસંહાર કરીને કહીશું કે—

(૧.) પ્રાચીન ૨૨ શ્રુતિયોનાં સ્થાન રા. બર્વેનાં ગ્યાપેલાં સ્વીકારવાથી અનેક અવ્યવસ્થાઓ અને નાદશાસ્ત્રનાં ધોરણો સાથે પ્રતિકૂલતા આવેછે;

(૨.) હેમની ૨૪ શ્રુતિયો સ્વીકારતાં પણ તે જ ફળ થાયછે, અને તેથી હેમણે એ 'વ્યવસ્થા' માટે જે વિલક્ષણ દાવા કર્યાછે તે ખરુ જોતાં સાચા નથી નીવડ્યા, એટલું જ નહિં પણ એથી વિરુદ્ધ જ પરિણામો નજરે પડેછે;

(૩.) નાદશાસ્ત્રના ધોરણે પ્રાપ્ત થયેલી, ૮૧/૮૦ ના અન્તરથી સપ્ત સ્વરોમાંથી ઊપજાવેલી, ૨૧ શ્રુતિના મંડળમાં વચમાં એક શ્રુતિ ૮૧/૮૦ ના પ્રમાણની ઉમેરીને જે ૨૨ શ્રુતિનું મંડળ થાય તે જ પ્રાચીન ૨૨ શ્રુતિયોનુ સુઘટિત પ્રતિબિમ્બ બતાવેછે; અને એ વ્યવસ્થામાં ગ્રામાદિક સર્વ પ્રકારો બહુધા દૂષણરહિત મધાયછે;

(૪.) ઉપર નંબર (૧)–(૨) માં કહેલાં વિપથગામી પરિણામોનું મૂળ કારણ એ છે કે સંગીતપારિજાતમાંની સ્વરસ્થાપનની કારિકાઓનો અર્થ રા. બર્વેએ જુદો જ કર્યોછે, અને તેથી સ્વરોનાં સ્થાન ખોટાં આવ્યાંછે. હેના ખરા અર્થ—યોગ્ય ધોરણો વાપરીને—કર્યાથી નાદશાસ્ત્રમાં સ્વીકૃત પ્રમાણોવાળાં સ્થાન ૧૨ સ્વરોનાં સધાયછે.

આ મૂલક્ષતિ ઉપરાંત બાકીની ૧૦ શ્રુતિયોનાં સ્થાન મૂકવામાં પણ અલ્પતમ અન્તરને અવિભાજ્ય રાખવાનું ધોરણ છોડી દેવાઈ, અયોગ્ય રીતે વિભાગ થયાછે, તે બીજું કારણ છે. (જો કે એ અન્તરને વિભાજ્ય બનાવવા માટે કાંઈક વિશાલતા આપવાની કૃત્રિમવત્ કૃતિ થઈછે ખરી; એ ઉદ્દેશથી જ એ કૃતિ થઈ એમ વખતે નહિં કહેવાય, કેમકે મૂળ ૧૨ સ્વરોનાં સ્થાન જ ખોટાં આવવાથી અન્તરો પણ બદલાયાંછે.)

નીશાનીઓ ઉપરથી નક્કી કરેલા કાળ ઉપર બહુશઃ પૂર્ણ આધાર મુકી શકાય છે, પછી થર ગમે તે ખનિજનો બનેલો હોય.

જે સ્થિતિમાં થરો બંધાયા હતા તેની તે સ્થિતિમાં જ જો તે થરો રહ્યા હોત એટલે કે જો એ થરો પૃથ્વીના તલ ઉપર સાવ સપાટ પ્રસરેલાં હોત તો પછી આપણે માત્ર છેક ઉપરના એટલે છેક અર્વાચીન થરનું જ અવલોકન કરી શકત અને તેની નીચેના થરો કેવા પ્રકારના છે તે જાણવાને કંઈ પણ સાધન આપણી પાસે રહેત નહિં. જે કંઈ કરી શકત તે માત્ર ઉંડા કુવા ખોદીને જોઈ શકત તેટલું જ. પણ ઉંડામાં ઉંડી ખોદાયેલી ખાણ ત્રણ કે ચાર હજાર ફુટથી ઉંડી નથી અને વળી આટલા જાડા થરનું કંઈ પણ અવલોકન કોઈ કોઈ જ સ્થળે થઈ શકત. પણ સ્થિતિ તેવી નથી. પૃથ્વીના થરો સપાટ પ્રસરાએલાં નથી અને તેમ પ્રસરાઈ શકે તો પછી અનેક થરો થવાનો સંભવ રહેતો નથી. કારણ કે જો ઉંચા પ્રદેશોમાંથી ધસડાઈ આવેલો કાંપ સપાટ થરમાં સતત બંધાતો જાય અને તેમાં કંઈ ફેરફાર થાય નહિ તો પછી સમુદ્રના પ્રવાહી આચ્છાદનની બહાર નીકળતો ઉચ્ચ ભૂમિપ્રદેશ સમુદ્રને તળીયે સપાટ થરમાં પ્રસરાઈ જવાથી ભૂતળ ઉપર ચારે મેર જલપ્રલય થઈ સમુદ્ર પ્રસરાઈ જાય અને નવા થરોને થવાનો અવકાશ રહે જ નહિ પણ પૃથ્વીના ગર્ભમાંની ઉષ્ણતાથી ઉત્પન્ન થતા ધરતીકંપ અને જ્વાળામુખીઓથી અને પૃથ્વીના ઉંડા થરો અને તેને લઇને સતત સંકોચાતા બાહ્ય પડને લઇને સપાટ પ્રસરાતા થરો ઠેકાણે ઠેકાણે ઉંચા નીચા થઈ જાય છે જેથી સમુદ્ર અને સ્થળ વચ્ચેનો ભેદ કાયમ જળવાઈ રહે છે.

આ પ્રમાણે ભુસ્તર વળી જવાથી અને તેમાં વચ્ચે વચ્ચે ત્રૂટ પડવાથી નીચેના થરો કેટલેક ઠેકાણે બ્હાર ધસી આવે છે અને તે ઉપરના થરો લગભગ ઉભા થઈ જઈ જુના થરો ઉપર નમેલા રહે છે. જેથી કરી તેમની ઉંચી થયેલી સપાટીના ખુણા ઉપર આપણે ફરી શકીયે છીયે અને તે થરોની સવિગત તપાસ કરી શકીયે છીયે. આમ થવાથી માત્ર ત્રણ કે ચાર હજાર ફૂટની ઉંડાઈના ભુસ્તરનું જ્ઞાન મેળવવાને બદલે આપણે હજારો ફૂટનું અવલોકન સહેલાઇથી કરી શકીએ છીયે. આમ જીવની નીશાનીઓવાળા થરોની જાડાઈ લગભગ ૭૫૦૦૦ ફીટ એટલે લગભગ ૧૪ માઈલ જેટલી મપાઈ છે.

ભુસ્તરના આ થરના બનેલા દફતરના એટલે ભુસ્તરકાળના પાંચ મુખ્ય ભાગ કરવામાં આવેલા છેઃ—

(૧) અતિ પ્રાચીન યુગ, એટલે જે યુગ બહુ જ જુના પત્થરોનો બનેલો છે કે જેમાં બહુ જ થોડી બલ્કે જીવપદાર્થોની કંઈ જ નામ નીશાની માલૂમ પડતી નથી.

(૨) પ્રાથમિક યુગ કે જે યુગમાં બહુ જ પ્રાથમિક અવસ્થાના જીવો મળી આવે છે.

(૩) દ્વિતીય યુગ કે જે યુગમાં જીવની અવસ્થા જરા આગળ વધેલી હોય છે.

(૪) તૃતીય યુગ કે જે યુગમાં મનુષ્ય શીવાયના હાલના બીજા સર્વ પ્રાણી–વનસ્પતિઓ માલૂમ પડે છે.

(૫) ચતુર્થ યુગ જે અર્વાચીન કાળની સાથે સબધ રાખે છે અને જે કાળ મનુષ્યના પ્રવેશ પછીનો છે

આ મુખ્ય વિભાગના પ્રત્યેકના ક્રમવાર પેટાવિભાગ કરવામા આવ્યા છે અને આ ક્રમોના વળી થરોની રચના પ્રમાણે પેટા વિભાગ કરાયેલા છે

પ્રત્યેક દેશમા મળી આવતા થરોનું અને તેમા મળી આવતી જીવની નીશાનીઓનું અવલોકન કરી તે થરોને ઉપરના દર્શાવેલા મુખ્ય વિભાગમા ક્રમવાર અને રચના પ્રમાણે ગોઠવવામા આવે છે અને જુદા જુદા દેશની નિશાની ઉપરથી જણાઈ આવતા સમકાલીન થરોની તુલના કરવામા આવે છે ભુસ્તરશાસ્ત્રનો સંપૂર્ણ વિજ્ઞાનરીતે અભ્યાસ પ્રથમ યુરોપમા અને મુખ્યત્વે કરી ઈગ્લડમા કરવામા આવ્યો છે અને ઈંગ્લંડમા સ્વાભાવિક રીતે અતિ પ્રાચીન કાળથી માડીને ચતુર્થ યુગના છેક અર્વાચીન કાળ સુધીના સર્વ કાળના થરો મળી આવવાથી ઈગ્લડના કરેલા વિભાગો ભુસ્તરશાસ્ત્રમા ઘણુ ખરૂ પ્રચલિત છે

પ્રત્યેક દેશના થરોને ઈગ્લડ અને યુરોપના થરોની સાથે સરખાવવા કેટલીકવાર બહુ મુસ્કેલી આવી પડે છે પરતુ તે દેશના થરો ઉપરથી તે દેશનો ભૂસ્તર ઇતિહાસ ઉપરચોટીયો આલેખી શકાય છે અને તે દેશની ભૂસ્તર સ્થિતિ જુદા જુદા કાળમા કેવી હતી એટલે જળ સ્થળ કેવી રીતે વહેંચાયેલા હતા, મુખ્ય મુખ્ય પર્વતો ક્યારે બહાર પડી આવ્યા અને તે દેશના આધુનિક ભૂતળના મુખ્ય મુખ્ય સ્વરૂપો કીયા કાળમા પૃથ્વીના કીયા ફેરફારોથી બની આવ્યા તે વિશે કઈક ટુક હેવાલ લઈ શકાય છે

તો આજના લેખનો ઉદ્દેશ હિદુસ્તાનના ભૂપૃષ્ઠની આધુનીક સ્થિતિ ભૂસ્તરના જુદે જુદે કાળે કેવા કેવા ફેરફારોથી પ્રાપ્ત થઈ તે બતાવવાનો છે

હિદુસ્તાનના ભૂસ્તરનો વિચાર કરતા સ્વાભાવિક રીતે તેના ત્રણ મુખ્ય ભાગ થઈ શકે છે અર્વાચીન કાળના મેરોડાના જાગ થરથી છવાયેલો ગગા અને સિધુ વચ્ચેનો પ્રદેશ હિદુસ્તાનનો મધ્ય વિભાગ છે આ મધ્ય પ્રદેશની દક્ષિણનો વિભાગ દ્વીપકલ્પ વિભાગ તરીકે ઓળખાય છે અને ઉત્તરનો વિભાગ બાહ્ય દ્વીપકલ્પ વિભાગ તરીકે ઓળખાય છે હિદુસ્તાનનો મોટો ભાગ દ્વીપકલ્પ વિભાગમા સમાઈ જાય છે આ વિભાગમા પશ્ચિમ તરફ સમુદ્રમા વહેતી મુખ્ય નદીઓ નર્મદા અને તાપી છે અને પૂર્વ તરફ બગાળાના ઉપસાગરમા વહેતી કૃષ્ણા, મહા નદી, કાવેરી અને ગોદાવરી છે સહ્યાદ્રિ પર્વતની હાર ઉત્તરમા સુરતથી માડીને દક્ષિણમા ઠેઠ કેપ કોમરીન સુધી પ્રસરેલી છે અને સાતપુરાની હાર પૂર્વ પશ્ચિમ નર્મદાને દક્ષિણ કીનારે આવી રહી છે અને રજપુતાનામા અરવલ્લી પર્વતો આવ્યા છે

દ્વીપકલ્પ વિભાગનું ભૂસ્તર ઘણું ખરૂ અતિ પ્રાચીન કાળના પત્થરોનુ બનેલુ છે અને તેથી તેનો મુખ્ય પ્રદેશ અતિ પ્રાચીન છે અને ફક્ત વચ્ચે વચ્ચે જ કોઈ કોઈક ઠેકાણે તેનું ભૂસ્તર પ્રાચીન કાળ પછી સમુદ્રતળાયે આવેલુ હતું હવે જો આ પ્રદેશના ભૂસ્તર થરોનું એક પછી એક નિરીક્ષણ કરીએ તો ભુસ્તર ઇતિહાસની પ્રાથમિક સ્થિતિ બીજા સર્વ

દેશોના-ઇતિહાસની જેમ ઘણે અંશે તમોમય છે. આ પ્રાચીન ભૂસ્તર દ્વીપકલ્પમાં સર્વત્ર પ્રસરેલું હોવું જોઇએ અને તેના ધોવાયેલા ભાગોથી થયેલો ધારવાડનો ક્રમ જે જે ઠેકાણે હાલ પ્રસરાએલો છે ત્યાં તે વખતે સમુદ્ર હોવો જોઇએ અને આ પ્રાચીન સમુદ્રના થરોનો હાલનો ધારવાડ-ક્રમ થયેલો છે. આ સમુદ્રમાં વારંવાર જ્વાળામુખીઓ ફાટેલા હોવા જોઇએ કારણ કે જ્વાળારસના પત્થરો ઘણા આ ક્રમમાંથી માલૂમ પડી આવે છે. આ થરોમાં જીવની નીશાનીઓ માલૂમ પડતી નથી. આ થરો પાછળથી સંકોચાઈ દબાયેલા છે અને આ થરોના ધોવાવાથી હાલનો કડાપાનો ક્રમ બનેલો છે. પરંતુ આટલા ઉપરથી ધારવાર ક્રમ વખતના પ્રાચીન કાળમાં જળ અને સ્થળની વહેંચણી કેવી રીતની હતી તેનું બરોબર અનુમાન થઇ શકતું નથી. ધારવાડ ક્રમની ખાસ કિંમત તેમાં રહેલા ખનિજોને લઇને છે. મધ્ય પ્રાન્ત અને બેલારીમાં આવેલી કીંમતી અને ચોખી લોઢાની ખાણો, સીંગ ભૂમિની તાંબાની ખાણ અને કોલારની ક્વૉર્ટઝની રેખાઓમાંથી મળી આવતી સોનાની ખાણો માટે આ ક્રમ નામીચો છે.

કડાપા ક્રમના પેટા વિભાગો બીજાવર, ગ્વાલીયરના તજેના અને કલાગડી કૃષ્ણાના ઉપરના થરો છે. કડાપા ક્રમ વખતે જળ સ્થળનું કંઇક અનુમાન થઈ શકે છે. કડાપા અને કલાગડીના પ્રદેશની દક્ષિણ પશ્ચિમનો દક્ષિણ હિંદુસ્તાનનો ભાગ ઉંચી જમીન હતો અને સમુદ્ર હાલ જ્યાં બંગાળાનો ઉપસાગર છે તેના પૂર્વ છેડાથી માંડીને ઠેઠ ઉત્તરમાં નીઝામના રાજ્ય અને મધ્ય હિંદુસ્તાનમાં પ્રસરેલો હતો. આ સમુદ્રની મર્યાદા બરોબર શી હતી તે જાણી શકાતું નથી પણ પશ્ચિમ બંગાળા અને છોટા નાગપુરમાં જમીન હોય એમ લાગે છે. અને આ ભૂમીપ્રદેશ ઠેઠ ગંગાના પ્રદેશથી પ્રસરેલો હોવો જોઇયે. બુંદેલખંડમાં પણ જમીન હોય એમ લાગે છે. અને બીજાવરનો સમુદ્ર તેની દક્ષિણે આવેલો હોવો જોઇયે. આ સમુદ્ર નર્મદા અને સોન નદીની ખીણોમાં અને પાછળથી બુંદેલખંડના ઉત્તર પશ્ચિમ ભાગમાં ગયેલો હતો અને આ ઠેકાણે ગ્વાલીયરના થરો જામ્યા હતા.

હિમાલયનો પ્રદેશ પાછળથી ઉંચો આવવાને લઇને અને ગંગા સિંધુનો પ્રદેશ બહુ જ જાડા મરોડાનો હોવાને લઇને અને પશ્ચિમ હિંદુસ્તાનના મોટા ભાગમાં દ્વિતીય યુગને અંતે ટ્રેપના થરના થર પ્રસરાયાથી આ જગ્યાઓમાં પ્રાચીન કાળમાં શી સ્થિતિ હતી તે કહેવું સાવ અશક્ય છે. એટલે આપણા ઉપરના અનુમાનોથી પ્રાચીન હિંદુસ્તાનની સ્થિતિ વિષે ઘણો જ ઝાંખો ખ્યાલ આવી શકે છે. કડાપા ક્રમને અંતે એટલે વિંધ્યા ક્રમની શરૂઆતમાં પૃથ્વીતલમાં મોટા ફેરફાર થયા હતા. આ વખતે અરવલ્લીના પર્વતોની હાર ઉંચી આવી હતી, આ હાર ઠેઠ ગંગાના પ્રદેશમાં થઈ હિમાલય સુધી પહોંચી હતી. તેના શેષ નામ રૂપ હાલની અરવલ્લીની ટેકરીઓ છે. આ હારની એક શાખા સોન અને નર્મદાની દક્ષિણે ઉભી થઈ હતી. આ મોટા ફેરફાર પછી દ્વીપકલ્પમાં અત્યાર સુધી બીજો એવો મોટો કંઈ ફેરફાર થયો નથી અને જે કાંઈ ફેરફાર થયો છે તે માત્ર પૃથ્વીની ધીમે ધીમે ઉંચે નીચે જવાની ગતિથી થયેલો છે.

આ પ્રમાણે અરવલ્લી પર્વતો દ્વીપકલ્પની ઉત્તરની સીમા થઈ રહ્યા હતા. આ પર્વતોની

પશ્ચિમે આવેલો રજપુતાનાનો પ્રદેશ જમીન અને સમુદ્રમાં વારે વારે બદલાયા કરતો હતો પણ તેની પૂર્વ બાજુએ કોઈ દિવસ સમુદ્ર આવી શકયો નહોતો.

આ પ્રમાણે જ દ્વીપકલ્પનો દક્ષિણ પૂર્વનો કિનારો આ કાળથી ઠેઠ અત્યાર સુધી લગભગ સ્થિર રહ્યો છે આ પછીના મધ્ય કાળમાં દ્વીપકલ્પની અંદર જમીન ઉંચી નીચી થઇ હતી. વખતે સમુદ્ર અંદર આવી જતો અને વખતે જમીન સમુદ્રમાં ધસી જતી પણ જે કંઈ સામુદ્રિક જીવોની નીશાનીઓ દ્વીપકલ્પમાં માલૂમ પડી આવે છે તે સર્વ હાલના દરિયા કીનારે અને તે વળી આઘી આઘી હોવાથી એમ સહજ અનુમાન થાય છે કે સમુદ્ર અને જમીનની મર્યાદામાં બહુ ફેરફાર દ્વીપકલ્પમાં થયો નથી.

અરવલ્લી પર્વતો અને પૂર્વ કિનારાની હદ આ પ્રમાણે વિંધ્યા ક્રમના કાળમાં થઈ છે એમ નક્કી કરી શકાય છે. પણ આ કાળ યુરોપના ક્રમોના કયા સાથે સંબંધ રાખે છે તે બરોબર નક્કી કરી શકાતુ નથી.

વિંધ્ય–ક્રમના ઉપરના થરો એટલે ભંડાર, કૈમોર અને રેવાના થરો યુરોપના પ્રાથમિક યુગના ડેવોનીયન ક્રમ સાથે મળતા હોય એમ લાગે છે. આ પ્રમાણે વિંધ્ય ક્રમ પ્રાથમિક યુગના વચલા કાળમાં લગભગ હોય એવું અનુમાન થઈ શકે છે. ડેવોનીયન પહેલાના સૈલુરીયન ક્રમની નીશાનીઓ પંજાબની ઉત્તર પશ્ચિમે અને મધ્ય હિમાલયની ઉત્તર પશ્ચિમે અને ઇરાવતીની પૂર્વની ટેકરીઓમાં મળી આવતા હોઈ ત્યાં તે વેળા સમુદ્ર હોય એમ ધારી શકાય છે અને પૂર્વ હિમાલયમાં અને આસામમાં આ સૈલુરીયનની નીશાનીઓ બીલકુલ નહિં હોવાથી દ્વીપકલ્પ આ સમયમાં ઠેઠ ઉત્તર પૂર્વમાં ત્યાં સુધી વધેલો હોવો જોઇએ.

વિંધ્ય ક્રમના થરો વિંધ્ય પર્વતની હારમાં બહુ મળી આવતા હોવાથી તેમનું નામ પડેલું છે. આ વખતના પત્થરો બહુશઃ રેતીના બનેલા છે અને તેમાં વચ્ચે ચુનાના પત્થરો મળી આવે છે. તેના ઉપરના થરો ભંડાર રેવા, અને કૈમોરના નામથી ઓળખાય છે અને નીચેના કાર્નુલ, ભીમા, સોન સનેરી, વિગેરેથી ઓળખાય છે. આ ક્રમના થરોમાંથી હીરા મળી આવે છે પન્નાની ખાણ રેવાના થરોમાંથી નીકળે છે. આ ક્રમમાંથી બાંધકામના ઘણી ઉંચી જાતના પત્થરો મળે છે.

(અપૂર્ણ.)

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

# ' શું ' ની વ્યુત્પત્તિ.

રા. તનસુખરામનું ચર્ચાપત્ર આ વિષય ઉપર સંવત્ ૧૯૬૫ ના જ્યેષ્ઠના ' વસન્ત ' માં આવેલું જોઈ થોડુંક બોલવાનું પ્રાપ્ત થાયછે.

कीदृशं ઉપરથી ' શું ' ની વ્યુત્પત્તિ સ્હામે એઓ વાંધો એ કાઢેછે કે कीदृशंમાંથી અ-વાન્તર રૂપો થતાં પ્રથમ અવયવનો લોપ (' કશું ' માંથી ક નો લોપ ) થાયછે એમ માનીશું તો ' તુલ્ય ન્યાયથી ' ईदृशं, यादृशं, तादृशं એ શબ્દોને પરિણામે પણ ' શું ' જ ઉત્પન્ન થવું જોઇયે. પરંતુ ભાષાના સંબન્ધમાં હાવાં હિસાબી ધોરણો વાપરવાં, તુલ્ય ન્યાય પ્રવર્તાવવો, એ કેવળ અયોગ્ય અને વસ્તુસ્થિતિ—ભાષાના બંધારણના વિલક્ષણ વિષયોની વસ્તુસ્થિતિ-થી કેવળ વિરુદ્ધ છે. હેવાં ધોરણ વાપરિયે તો તો ભાષામાં નિયમ, અપવાદ, પ્રતિપ્રસવ વગેરેને સ્થાન જ નહિં મળે. ભાષાનાં રૂપો તે કાંઈ સંચામાં—એક ધારા સંચામાં—ઘડી કાઢેલી આકૃતિયો નથી, એ વાતનું સ્મરણ કરાવવાની જરૂર પડેછે એ ખેદની વાત છે. અમુક ઉત્સર્ગ અનેક રૂપોને સંબન્ધે પ્રવર્તતો દીઠો માટે તે તે પ્રસંગ સ્થાનમાં તે પ્રવર્તે જ એમ નિયમ ના ઠરી સકે. ઉદાહરણ તરીકે અસ્વરિત પ્રથમ શ્રુતિનો લોપ એ ઉત્સર્ગ જ લઇયે. उच्छिष्टं ઉપરથી ગુજરાતીમાં એ ઉત્સર્ગ ન પ્રવર્તતાં ' અજીઠું ' થયું, અને હિન્દીમાં એ ઉત્સર્ગ પ્રવર્તી જૂઠા થયું. આ પ્રકારનાં અનેક ઉદાહરણ આ વિષયના નિરીક્ષકોને જડશે.

વ્યંજન—સ્વર રહિત અથવા સસ્વર વ્યંજન—નો નાશ; એ ઉત્સર્ગ વિશે ' દૃષ્ટાન્ત-વૈષમ્ય ' નો દોષ રા. તનસુખરામ બતાવવા મથેછે. મ્હેં આપેલાં પાંચમાંથી ચાર ઉદાહરણો એ દોષથી દૂષિત છે એમ એઓ કલ્પેછે. અને એ માટે આધાર એઓની પાસે સબળ જણાતો નથી:

' ડાહ્યો ' શબ્દ दक्षिण ઉપરથી નહિં પણ दक्ष ઉપરથી " બહુ કરી " છે એમ એઓ કહેછે; ' સખણો ' એ सुलक्षण કરતાં सलक्षण ઉપરથી થયો હોય " એમ ભાસેછે, " આમ એઓનું વચનછે;

અને ' નોંતરું ' શબ્દનો निमन्त्रणમાંથી ઉત્પત્તિક્રમ એઓને જણાતો નથી એટલો જ બાધછે;—આ રીતે ' બહુ કરી, ' ' ભાસેછે, ' ઇત્યાદિ વચનોથી જે ઉદાહરણોને પોતે સંદિગ્ધ રીતે વાંધાભરેલાં ઠરાવેછે તે સામગ્રીને દૃષ્ટાન્તવૈષમ્ય દોષના આરોપમાં વાપરવી એ અ-ઘટિત છે. તે ઉપરાંત आश्विन ઉપરથી ' આસો ' થયો તે વિશે આ વ્યંજન લોપની પ્રવૃત્તિ વિશે હેમનાથી વાંધો લેવાતો નથી. તો બીજા ઉદાહરણો ઉપર કહ્યાં તેમાં પણ મ્હારી વ્યુત્પત્તિને વિશેષ સબળ આધાર હોય તો અર્થાત્ જ તે સર્વમાં પ્રવર્તતો એ ઉત્સર્ગ જ હોઈ એ ઉદા-હરણો અદૂષિત જ ગણવાં જોઇયે. માટે એ ચાર ઉદાહરણો વિશે કાંઈક સંભવપરીક્ષા બતાવું છું:—

दक्षिण ઉપરથી રા. તનસુખરામ ' ઉત્સર્ગમાલા અનુસાર ' दक्खनी ( ? दक्खिण ) ઊપ-જાવેછે. રા. તનસુખરામને આ વિષયમાં પ્રાકૃત વ્યાકરણોની અવગણના કરી, ( તે વ્યાકર-

ોને આધારે જ, પણ કાંઈક શિથિલ રીતે રચાયલી) ઉત્સર્ગમાળાનો જ આશ્રય કરવો પડ્યોછે તે આશ્ચર્યની વાત છે. આમ કરવામાં વળી એઓની નિયમોને સંચારૂપ ગણવાની શૈલી આવેછે. કેમકે दक्षिण ઉપરથી दाहिण રૂપ પ્રાકૃતમાં સુવિદિત છે. સિદ્ધહેમચન્દ્રના ૮-૨-૭૨ મા ×સૂત્ર પ્રમાણે दाहिण અને दक्खिण એમ વૈકલ્પિક રૂપ છે. હિન્દમાં दहेना એ શબ્દ 'જમણું' એ અર્થમાં પ્રચરિત છે, તે પણ સૂચવે છે કે दाहिण રૂપ પ્રાકૃત પછીની ભાષાઓમાં ઊતરતું આવ્યું છે. માટે दक्खिण જ રૂપ સંભવે એ સંકુચિત દૃષ્ટિનો ત્યાગ કરવો પડશે.

दक्ष ઉપરથી તો दक्खो જ થાય; હકાર તો दक्षिणમાં જ क्षનો થાયછે. એટલે दक्ख ઉપરથી 'ડાહ્યો' એમ કાઢવામાં હકાર માટે ખુલાસો જડતો નથી. આ કારણથી दक्षिणनो જ આશ્રય કરવો પડશે. दाहिन—ण લોપ થઈ, दाहिओ—ડાહ્યો (द નો ડ થઈ) એમ ક્રમ લેવામાં સ્પષ્ટ સુસંભવ જ જણાશે.

'સખણો'—એ શબ્દ सुलक्षण ઉપરથી નહિં પણ सक्षण ઉપરથી થયેલો રા. તનસુખરામને ભાસેછે. પણ એ ભાસ નિરાધાર છે. सक्षणनो અર્થ પ્રથમ તો અતિ અપ્રસિદ્ધ અને કૂટ રીતે પ્રાપ્ત થાય એમ છે; सक्षण=" ફુરસદવાળો," અથવા 'તાબામા રહેલો' એમ કદી કરાય. (આપ્ટેના કોશમાં सक्षण=being at leisure, અને क्षण=leisure; dependeunce, servitude; એમ અર્થો આપ્યા છે તે શિવાય બીજા અહિં કામ આવે એમ નથી.) આ અર્થ ઉપરથી 'સખણો'=શાન્ત રીતે રહેલો, અડપલાં કર્યા વિનાનો,—એ અર્થ આણવો એ બહુ જ ક્લિષ્ટ માર્ગ છે. આ ઉપરાંત સુરત તરફ હજી પણ 'સખણો'ને બદલે 'સલખણો' એ શબ્દ બોલાયછે, તે વિચારીશું તો सुलक्षण એ જ વ્યુત્પત્તિ ખરી જણાશે. सक्षण ઉપરથી ઊપજાવવામાં માત્ર શબ્દનાં બાહ્ય સ્વરૂપ ઉપરથી મૂળ શોધવાની અશાસ્ત્રીય પદ્ધતિ જ સૂચવાય છે.

उदास શબ્દ શુદ્ધ સંસ્કૃત છે તે રા. તનસુખરામના કહેવાથી આજ મ્હારા જાણ્યામાં આવ્યું તે સ્વીકારવાને સંકોચ નથી. એ ઉપરથી એટલું તો જણાશે કે મ્હારા ઉત્સર્ગને ટેકા સારૂં उदासीन શબ્દ તરફ મ્હારું 'દૃષ્ટિવલન' થયું એ રા. તનસુખરામનું અનુમાન નિરાધાર છે. હવે उदास એ उदासीन કરતાં સરખામણીમા ઓછો પ્રસિદ્ધ શબ્દ છે, તો સંભવ વધારે એ જ છે કે उदासीन ઉપરથી 'ઉદાશ' શબ્દ આવ્યો હોવો જોઇયે. શકારનું તાલવ્ય પણું પણ °सीनमांना सीना ઇકારને પરિણામે થયું હોઈ આ અનુમાનને વધારે પુષ્ટિ મળેછે.

निमन्त्रणनो ण લુપ્ત થતાં—અવાન્તર ક્રમ નિનન્ત્ર', નમ'ત્ર', નમ'તર', નવ'તર', નોતરુ આમ કોઇ પણ આ વિષયના અન્વેષકને જડે એમ છે; અને પ્રાકૃતદ્વારા निमंत्तण થાય તેથી સાક્ષાત્ તદ્ભવ મ્હેં કહેલો છે. રા. તનસુખરામને જે અતર્ક્ય છે તે ક્રમ હવે બતાવ્યા પછી વધારે પ્રકાશની જરૂર નથી.

આમ ઉપરનાં ચારે ઉદાહરણો દૃષ્ટાન્તવૈષમ્ય દોષથી દૂષિત નથી, એ જણાવ્યા પછી, करंडक કરંડિયો—કંડિયો, परिविष् પરીશવું પીરસવું, પીસવું, વગેરે બીજાં પણ ઉદાહરણોનો

× "दुःखदक्षिणतीर्थे वा" એમ સૂત્ર છે.

નિર્દેશ કરીશું તો—ઉત્સર્ગ માની લઈ ઉદાહરણો નથી સોધી કઢાયાં, પણ ઉદાહરણોમાંથી ઉત્સર્ગ ફલિત થતો જોયોછે, એ સહજ જણાઈ આવશે.

'શું' વિશેષણ તે અવ્યયરૂપ 'શું' બનેછે તે માટે मन्दं मन्दं वायौ विचलति ઇત્યાદિ ઉદાહરણોનું સામ્ય મ્હેં બતાવ્યુંછે તે રા. તનસુખરામને "ક્લિષ્ટ, દુર્ઘટ, કલ્પના" લાગેછે. ગુજરાતીમાં 'શું' વિશેષણ રૂપે અને અવ્યયરૂપે અતિભિન્નાર્થ છે—એમ એઓ કહેછે. પરંતુ એઓ કાંઇ કારણ બતાવતા નથી કે ઉદાહરણથી પ્રતિપાદત કરતા નથી. "શું ? એમ થાય કે ?"—ઇત્યાદિમાં અવ્યય રૂપનાં ઉદાહરણ મ્હેં આપ્યાંછે તે ઉપરથી એ જણાશે કે વિશેષણરૂપ 'શું' ઉપરથી જ અવ્યયરૂપ 'શું' થયુંછે. તે ઉપરાંત અવ્યયરૂપ 'શું' માટે 'શું ધારોછો ?' 'શું કહોછો ?' ઇત્યાદિ અર્થ ઉદ્દિષ્ટ હોઈ અન્ય ભાગનો લોપ થઈ 'શું' એટલું જ કહી અવ્યય થયો હોય એમ મ્હેં વૈકલ્પિ કલ્પના બતાવીછે, તે વાત લક્ષમાંથી કાઢી નાંખવી ના જોઇયે. ગમે તે રીતે પણ અવ્યય 'શું' અને વિશેષણ 'શું' એ બંનેની ઉત્પત્તિ એક જ મૂળમાંથી છે હેમાં સંશય નથી. અને તે कीदृशं ઉપરથી સંભવિત બહુ રીતે જણાયછે, તે માટે હવે વધારે પ્રમાણની જરૂર નથી જણાતી.

પણ હવે 'એક સુજ્ઞ વિદ્વાન્'બીજી વ્યુત્પત્તિ સૂચવેછે એમ રા. તનસુખરામ બતાવેછે. તે નીચે પ્રમાણેઃ—

किं—કથમ્—ચ્યમ્—સ્યમ્—શું. આ વ્યુત્પત્તિક્રમમાં 'ચ્યમ્' એ ચાલૂ ગ્રામ્યરૂપનો આશ્રય લઈ તે દ્વારા પરિણામી રૂપ બનાવવામાં ઐતિહાસિક અસંભવ ઉઘાડો જ છે. પ્રાકૃતમાંથી ગુજરાતીમાં આવતાં આ પ્રકારનો ક્રમ અત્યાર સુધી પરિચયમાં આવ્યો નથી. સંસ્કૃત પ્રાકૃત,—પછી હાલનું ગ્રામ્ય—અને પછી હાલનો સર્વલોકપ્રચરિત પ્રયોગ—એ ક્રમમાં રહેલા અસંભવને વધારે ઉઘાડો પાડવાની જરૂર જ નથી. તે ઉપરાંત આ વ્યુત્પત્તિ પ્રથમ દર્શને જ કૃત્રિમતાની છાયાવાળી છે એ વ્યુત્પત્તિ રસિકજનોને સહજ જણાઈ આવે એમ છે. વળી શો, શી, શું વિશેષણ માટે किम् ઉપરથી આ અવ્યયાકાર વ્યુત્પત્તિ નિરુપયોગી થશે. અને कीदृश ઉપરથી બતાવેલા સર્વે સાધારક્રમો તથા એ માટેનાં પ્રમાણો વિચારતાં, તેમ જ તે માટેના રા. તનસુખરામના વાંધાનો ઉપર બતાવેલો ન્હિયો જોતાં આખર कीदृशं ઉપરથી જ વ્યુત્પત્તિ સુઘટિત સ્થાપવાને બાધ જણાતો નથી.

રત્નાગિરિ,
તા. ૨૦—૬—૦૫. } નરસિંહરાવ ભોળાનાથ.

---

# સાહિત્ય ઉપર વિવેચનની અસર.*

રા. બળવન્તરાય કલ્યાણરાય ઠાકોરે, સાહિત્યસભામાં અપાયલા એક ભાષણ સમયે, જણાવ્યું હતું કે કરુણાથી ઉત્પન્ન થતો અસન્તોષ આદરણીય છે, સન્માનપાત્ર છે ગુજ્જર ભાષાના સાહિત્યની જે હાલ સ્થિતિ છે, બંગાળી, મરાઠી આદિ ભાષાઓના સાહિત્યની સમૃદ્ધિ જોતા ગુજ્જર સાહિત્યની જે અવદશા દૃષ્ટિગોચર થાય છે તેથી સર્વ સાહિત્યસેવકને કરુણા સાથે અસન્તોષ થાય એ કેવળ સ્વાભાવિક છે. મારા ધારવા મુજબ આ અસન્તોષ સર્વત્ર પ્રસરતો જાય છે પરન્તુ તેનો ઉદ્ભવ સાહિત્ય ઉપરની પ્રીતિને લીધે છે એટલે તેનું પરિણામ, સાહિત્ય સબન્ધની જાગ્રતિમાં, સાહિત્યની સેવામાં, સાહિત્યની ઉન્નતિમાં, સાહિત્યના લાભમાં આવવાનું એ નિ સશય છે.

અસન્તોષ થવાના કારણ છે અર્વાચીન ગુજ્જર સાહિત્ય કીર્તિમાન્ દશામાં નથી. ગુજરાતી સાહિત્યની હાલની સ્થિતિ વિષે એક સામાન્ય અભિપ્રાય બાધીએ તો તેજ અભિપ્રાય બાધી શકાય કે સામાન્ય રીતે, બ ધા, મધ્યમપક્તિના પુસ્તકો, મધ્યમ પ્રકારના લેખો પ્રકટ થાય છે લેખકો ઘણા છે, મહાન્ ગ્રંથકારોની સખ્યા સ્વલ્પ છે, સાહિત્યમાં કામ કરનાર કદાચ મળી આવે છે પરન્તુ કળાકુશળ તો ભાગ્યેજ મળી આવે છે. સાહિત્યમાં અભિવૃદ્ધિ થતી જોવામાં આવે છે પરન્તુ સાહિત્યમાં બળ દૃશ્યમાન્ થતું નથી યત્ન થાય છે, પરન્તુ ઉત્કૃષ્ટતા જોવામાં આવતી નથી એક ઉચ્ચ આશયને, ઉચ્ચ પ્રયત્નને વળગી રહેવા કરતા લેખકો પ્રસિદ્ધિને વધારે પસદ કરે છે પ્રસિદ્ધિની લેખકો ઉપેક્ષા કરતા નથી, પ્રસિદ્ધિને માટે તેઓ શાક્ષ મારે છે. અસર કેમ થાય એજ તેમની અપેક્ષા હોય છે. વિચારનો વિકાસ થાય, પ્રચાર થાય, સાહિત્યસમાજને લાભ થાય એજ કીર્તિ છે એમ માનવાને બદલે લેખકો માત્ર પ્રસિદ્ધિ, મિથ્યા કીર્તિ મેળવવાને માટે પ્રયાસ કરે છે

સામાન્ય પ્રકારના જ લેખો જો પ્રકટ થાય છે તો, તેની, જનસમાજની અભિરુચિ, જનસમાજના અભિપ્રાય ઉપર ખરાબ અસર થાય છે અભિરુચિની ઉત્કૃષ્ટતાને આથી હાનિ પહોચે છે ઉત્તમ દૃષ્ટિગોચર થતું નથી, ઉત્તમ પ્રાપ્ત થઈ શકતું નથી એટલે ઉત્તમની અપેક્ષા, ઉત્તમની માગણી થતી પણ બધ પડે છે ઉત્તમ સાહિત્ય જ ઘણે ભાગે પ્રસિદ્ધ થતું નથી કારણ કે ઉત્તમની કોઇને ગણના કે અપેક્ષા રહેતી નથી લેખકની વાચક ઉપર અસર રહે છે તેમ વાચકની ભવિષ્યના લેખકપર પણ સામાન્ય રીતે અસર રહે છે

આવી મુશ્કેલ, આવી શોકજનક સ્થિતિમાં, લેખક તેમ વાચક બન્નેને માર્ગદર્શક થઈ પડે, સાહિત્યને ઉન્નત કરે, સાહિત્યનુ બળ વધારે તેવા વિવેચનની, સગીન નિર્ણયની જરૂર રહે છે

કાયદાઓમાં જેમ એક ખાસ નક્કી નિયમ હોય છે તેમ સાહિત્યમાં ખરૂ વિવેચન કોને

* ગુજરાત સાહિત્યસભામાં રા રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બિ એ એલ-એલ. બી. ના પ્રમુખપણા નીચે વંચાયલો

કહેવું, ખરો નિર્ણય કયો, તેના સંબન્ધમાં કશું નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. કોઈ પણ પુસ્તકની ઉત્કૃષ્ટતાની પરીક્ષા માત્ર વ્યાકરણના નિયમના પાલન અને શૈલીની શુદ્ધિ, અશુદ્ધિથી થઈ શકે નહિ, શૈલીની ઉત્તમતા સાથે લેખની ઉત્તમતા ઉપર ધ્યાન આપવું જોઇએ છીએ. શુદ્ધ, પ્રૌઢ, સંસ્કારી શૈલીમાં ઉચ્ચ પ્રકારના લેખ લખાય એ તો સર્વથી ઉત્તમ જ છે પણ એવું ઘણીવાર બને છે કે ઘણાં પુસ્તકો જેમાં વ્યાકરણાદિ દોષો ન આવે તેને માટે માત્ર, ખાસ લક્ષ આપવામાં આવ્યું હોય છે તેમાં કેટલીકવાર ખરી મહત્તા હોતી નથી. આવાં પુસ્તકો ઘણાં પ્રકટ થાય તો પણ સાહિત્યને તેથી લાભ થતો નથી. ઘણીવાર એમ પણ બને છે કે વ્યાકરણાદિની શુદ્ધિ થોડી જળવાઇ હોય તેવા લેખોમાં મહત્તા જોવામાં આવે છે.

ત્યારે ખરૂં સાહિત્ય કોને કહેવું ? તેની પરીક્ષા કેવી રીતે કરવી, પ્રતિભા એ કેવી વસ્તુ છે અને સૌન્દર્ય એ શું છે અગર ક્યાં છે તે કોણ કહી શકે ? આ બાબતમાં મતભેદ પડશે. સાહિત્યમાં પણ કેટલાકને જે સુન્દર લાગે છે, તે બીજાને શુષ્ક લાગે છે, બીજા ઉપર તેની કાંઈ પણ અસર થતી નથી. કેટલાકને અમુક લેખમાં પ્રતિભાનાં ચિહ્ન દેખાય છે તો કેટલાકને તેજ લેખમાં કાંઈ પણ પ્રશંસાપાત્ર માલમ પડતું નથી. એકજ પુસ્તક ઉપરનાં જૂદાં જૂદાં અવલોકન આપણે જોઇએ છીએ, આપણે વાંચીએ છીએ ત્યારે આપણને આ બાબતનું સત્ય માલમ પડે છે.

જનસમાજ સમગ્રની ઉન્નતિ માટે ચર્ચાની, હીલચાલની આવશ્યકતા છે. ચર્ચાની, હીલચાલની ખામી, એ જનસમાજની સુસ્તી, જનસમાજની અધોગતિ સૂચવે છે તેમ સાહિત્યમાં ઉચ્ચ વિવેચનની ન્યૂનતા એ સાહિત્યની પણ અવનતિ સૂચવે છે એમ મારૂં માનવું છે. જીવનના દરેક વિભાગમાં, દરેક વિભાગના આરોગ્યપૂર્ણ જીવન માટે વિશિષ્ટ વિવેચનની હમેશાં આવશ્યકતા રહે છે. ઘરનાં દરેક કામકાજ ઉપર, સાંસારિક, રાજદ્વારી તેમ ધાર્મિક બાબતો ઉપર ચર્ચા ચાલે છે. સુન્દર ગૃહકલાઓ, ધર્મને લગતી મતભેદની બાબતો, રાજદ્વારી વિષય ઉપર વિવેચન થાય છે, યોગ્યાયોગ્યનું દોહન કરવામાં આવે છે, સત્યમાર્ગનાં સંશોધન થાય છે તે મુજબ સાહિત્યમાં પણ થવાની આવશ્યકતા છે.

વિવેચનના સંબન્ધમાં, નિરીક્ષણના સંબન્ધમાં એક વખત સાહિત્યસભામાં રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે જે વિચારો પ્રદર્શિત કર્યા હતા તે સાથે હું સંમત થઈ શકતો નથી. ગુજરાતસાહિત્યસભામાં રા. મહાનંદ ભટ્ટે, ગુજરાતી સાહિત્ય વિષે વ્યાખ્યાન આપ્યું હતું ત્યારે પ્રમુખપદેથી રા. કેશવલાલે જણાવ્યું હતું કે સાહિત્યમાં નિરીક્ષણનું, વિવેચનનું પદ ગૌણ છે અને હાલ, આ દેશના અનેક પ્રકારની ભિન્નતાના, કુસંપના સમયમાં વિવેચન ન હોય તો પણ હરકત જેવું નથી. સાહિત્યમાં વિવેચનનું પદ ગૌણ છે એ હું સ્વીકારૂં છું. ગ્રંથ લખવા અને ગ્રંથ આદિનાં વિવેચન લખવાં એમાં વિવેચનનું પદ ગૌણ છે છતાં ઉત્તમ વિવેચન સાહિત્યજીવનને, લોકોની અભિરુચિને ઉચ્ચગામી કરે છે. જાગ્રતિ, ચર્ચા, હીલચાલ વગરનું સાહિત્યજીવન મૃતઃપ્રાય છે એમાં કશો પણ શક નથી. ભિન્નતા, કુસંપ વિષેના

ગ. કેશવલાલના વિચારમા કરુણાનો, અનુકંપાનો, એકતાની સિદ્ધિ માટેની લાગણીનો ગમે તેવો સ્તુત્ય આવિર્ભાવ હોય તો પણ તે ઇષ્ટ હોય એમ હું ધારતો નથી. જીવનના દરેક વિભાગમા, દરેક કામ ઉપર વિવાદ, ચર્ચા, વિવેચન થાય છે પતિપત્ની, પિતાપુત્ર, ઘરના કામકાજમા, સગા વ્હાલા કુટુમ્બના કામકાજમા, રાજકર્તા અને પ્રજા રાજપ્રકરણમા, તત્વવેત્તાઓ પરસ્પર તત્વજ્ઞાનમા, વિદ્વાનો, વિદ્યા, સાહિત્ય, કલા, કૌશલ, ધર્મ આદિના વિષયમા, અમલદાર અને નોકર પોતાના કામકાજમા, ઇન્સાફ કરનાર અને વકીલ કોર્ટમા, એમ ઘરમા, કુટુમ્બમા, કચેરીઓમા, દરબારોમા, સભાઓમા, પરિષદોમા, ધર્મમન્દિરોમાં વિવાદ, ચર્ચા, વિવેચન થાય છે અને દરેક વિષયમા યોગ્ય, પ્રામાણિક, સત્યપૂર્ણ, નિર્ભય, સભ્યતાપૂર્વક વિવેચન થાય છે તો તથી જનસમાજને લાભ થયો છે અને થાય છે એ નિર્વિવાદ છે ઘર, કુટુમ્બ, કચેરીઓ, સભાઓમા તેમ રાજમન્દિરો અને ધર્માલયોમા પ્રામાણિક ચર્ચા, વિવેચન, બન્ધ થાય તો આપણે ઘરના, કુટુમ્બના નિયમિત વ્યવહાર એકદમ બન્ધ કરવા પડે, સભાઓ, પરિષદો, કચેરીઓ, દરબારો આદિ એકદમ બન્ધ કરવાની આપણને ફરજ પડે.

સશોધનમા, લેખનમા, જીવનની દરેક પ્રવૃત્તિમા મનુષ્યને પરસ્પર વિચાર પ્રદર્શિત કરવા પડે છે અને ઘણીવાર મતભેદ થાય છે આ મતભેદ, મતભેદથી ઉત્પન્ન થતી ચર્ચા ઘણી અગત્યની છે કારણ કે મનુષ્ય માત્ર અપૂર્ણ છે અને જેટલે અંશે, ચર્ચાથી, વિવેચનથી એક બીજાના વિચાર જાણી તેઓ સપૂર્ણતા પ્રાપ્ત કરે એ વધારે પ્રશસાપાત્ર છે. સપૂર્ણતાનું સ્વરૂપ કેવુ હોઇ શકે સપૂર્ણતા કયા રહેલી છે, સપૂર્ણતા કેવી રીતે પ્રાપ્ત કરી શકાય, સશોધન તેમ લેખનમા શુ ન્યૂન છે, સશોધન, લેખન, સાહિત્ય તેમ લોકોની વાચનની અભિરુચિનો વિકાસ, તેની ઉન્નતિ, તેની અભિવૃદ્ધિ કેવી રીતે થાય તે વિવેચનદ્વારા દર્શાવવામા આવે તેમા અનિષ્ટ શુ છે એ હુ સમજી શકતો નથી

જ્યારે કોઇ પણ મનુષ્ય લેખક તરીકે, શિક્ષક તરીકે, પોતાના વિચાર જનસમાજ ઉપર ઠસાવવા માગે ત્યારે તેમા ગ્રાહ્ય અગ્રાહ્ય કેટલુ છે, સ્વીકારવા જેવુ તેમ ફેંકી દેવા જેવુ કેટલું છે, તેણે લખેલુ સર્વ રીતે સપૂર્ણ છે કે ન્યૂનતાવાળું છે તે તેણે, તેમ જનસમાજના સાધારણ જ્ઞાનવાળા તેમ અજ્ઞાન મનુષ્યોએ જાણવાની જરૂર રહે છે આ બાબતની જે વિદ્વાનો, લોકોને સમજ આપે, સાહિત્યને લગતી, લેખન અને વાચનને લગતી લોકોની અભિરુચિને સત્પથે ચઢાવે, સન્માર્ગ દર્શાવે તેઓ જનસમાજની એક રીતે ઉત્તમ સેવા ઉઠાવે છે* નિરીક્ષણ, વિવેચન એ આ મુજબ જનસમાજની, સાહિત્યની એક ઉત્તમ પ્રકારની સેવા છે

સાહિત્ય ચર્ચામા, સાહિત્યના વિવેચનમા, ઘણુ શીખવા જેવુ, ઘણુ ગ્રહણ કરવા લાયક

* Every critic who can discern between good and bad, between true and false, between literature and merely printed stuff, can direct popular taste, and every person with brain to think with, reason to judge with, and speech to express his opinions with, is a critic if he wills to criticise —*Jean Roberts*

હોવા છતાં સાહિત્યમાં વિવેચકના પદને ઉતારી પાડવામાં આવે છે તેને માટે કેટલાંક બીજાં કારણો પણ હશે પરન્તુ તેનું એક કારણ મનુષ્યસ્વભાવ છે. માનવ સ્વભાવ, ટીકા, ચર્ચા, વિવેચનતો શું પણ શીખામણ, સભ્ય બોધ પણ સહન કરી શકતો નથી, મનુષ્યસ્વભાવમાં કાંઈક વક્રતા, કાંઈક આડાઈ રહેલી છે. ઘણાં મનુષ્ય એવાં હોય છે જેઓ, બતાવ્યા વિના સૂઝે તો સીધે માર્ગે ચાલ્યાં જાય પણ માર્ગ બતાવવામાં આવે, તેમને કોઈ પણ પ્રકારની સલાહ આપવામાં આવે તો તેઓ તે માર્ગ, તે સલાહથી ઉંધું જ પગલું ભરે. સહનશક્તિની આવી ખામી, આવી આડાઈ, સામાન્ય મનુષ્યોમાં જેટલી હોય છે તેના કરતાં પોતાને વિદ્વાન્, પોતાને પંડિત માની બેઠેલા લોકોમાં વધારે જોવામાં આવે છે એ દિલગીરી ભરેલું છે. ડિક મિનિમનું વિવેચક તરીકેનું ચિત્ર આપતાં, ડૉ. જોન્સને વિવેચકની કેટલીક ખામીઓ ઠીક બતાવી છે પરન્તુ તેમ કરતાં સમસ્ત વિવેચકવર્ગની હાંસી કરવામાં ડૉ. જોન્સન પોતાના પાંડિત્યના અભિમાનને, મનુષ્યસ્વભાવને ઘણા અધીન થઈ ગયા છે,† અને સાહિત્યમાં વિવેચકનું કામ ગૌણ છે, એ વાત તો બાજુપર રહી પરન્તુ તે કામ ઘણું હલકું છે એવું ડિક મિનિમનું નિરાશાજનક ચિત્ર તેના વાચકો આગળ તેઓએ રજુ કર્યું છે. મિથ્યાભિમાની પંડિતો જ, કીર્તિલોભી લેખકોજ વિવેચન સહન કરી શકતા નથી. સુજ્ઞ લોકો, સુજ્ઞ લેખકો, ખરા પંડિતો તો હમેશાં ચર્ચાનો, વિવેચનનો સત્કાર કરે છે. એક રીતે જોઇએ તો એમ પણ ખરૂં લાગે છે કે જેઓ લેખકો વા વક્તા તરીકે જનસમાજ પર કાંઈ ઠસાવવા માગતા હોય, જેઓ ઉપદેશક તરીકે બહાર પડતા હોય, જેઓ કાંઇ કહેવા માગતા હોય તેમણે સાંભળવું પણ જોઇએ, તેઓએ સાંભળવાને, જાણવાને તત્પર રહેવું જોઇએ. જે લોકો, જે પંડિતો, જે વિદ્વાનો પોતાને સર્વજ્ઞ ધારી વિવેચનનો, ચર્ચાનો, સૂચનાઓનો અનાદર કરે છે તેઓ ગમે તેવા મોટા પંડિત હોય, ગમે તેવા મોટા વિદ્વાન હોય, પરન્તુ આ તેમનો દુર્ગુણ તેમની વિદ્વતાને, તેમના પાંડિત્યને વિઘ્નકર્તા થઈ પડે છે.

સોક્રેટિસ ગ્રીસનો શાણામાં શાણો ફિલસુફ ગણાતો તેનું એક કારણ હતું. તે જાણતો અને કહેતો કે હું કશું જાણતો નથી. આ જગતની મહાન રચના, જગતના વિવિધ પ્રકારના ચમત્કારો, જગતના જૂદા જૂદા સૃષ્ટ પદાર્થોનું સૌન્દર્ય, એ એટલાં ગૂઢ છે કે તે સર્વ રીતે જાણવાની કોઈ મનુષ્ય પ્રગલ્ભતા કરે તો તેની સુજ્ઞજનમાં ગણના થાય નહિ. મનુષ્ય, સુજ્ઞજનોએ તો હમેશાં કાંઈક જાણવાને, કાંઈક શીખવાને, કાંઈક સમજવાને તત્પર રહેવું જોઇએ. જે મનુષ્ય ગમે તે સ્થાનથી, ગમે તે વ્યક્તિથી જ્ઞાન મેળવવાને તૈયાર હોય છે તેજ વાસ્તવિક જ્ઞાન મેળવી શકે છે. સંસારને લગતી, ધર્મ અને રાજપ્રકરણને લગતી ચર્ચામાંથી, મનુષ્યને જેમ ઘણું શીખવાનું મળે છે, તેવી જ રીતે સાહિત્યને લગતી ચર્ચામાંથી, વિવેચનમાંથી, લેખકો, સંશોધકો, તેમ સામાન્ય રીતે જનસમાજને ઘણું શીખવાનું, ઘણું માર્ગદર્શક જ્ઞાન મળી શકે છે. ‡

† કવિ વર્ડ્ઝવર્થને પણ વિવેચનની ઘણી હલકી કિંમત હતી.

‡ Thus it tends, at last, to make an intellectual situation of which the creative power can profitably avail itself. It tends to establish an order of ideas, if not absolutely true, yet true by comparison with that which it displaces; to make the best ideas prevail. Presently, these new ideas reach society, the touch of

વિવેચનને કનિષ્ટ પંક્તિએ લાવનાર, અધમ પંક્તિના વિવેચકો છે, આવા વિવેચકોમાં, તેમના પોતાનામાં કાંઈ માલ હોતો નથી અને માત્ર, મોટા માણસો, મહાન્ લેખકો આદિ ઉપર ટીકા કરીને જ તેઓ પોતાનુ મહત્વ દર્શાવવા ફાંફાં માર્યા કરે છે. ડિઝરાયલીએ "લોથેર'માં આવા વિવેચકો વિષે લખતાં જણાવ્યું છે કે "There is always both in Politics and Literature, the race, the Denises, the Oldmixons, Curls, who flatter themselves, that by systematically libelling, some eminent person of their times, they have a chance of descending to posterity." આનો ભાવાર્થ એજ છે કે મહાન્ પુરુષો ઉપર ટીકા કરવાથી આપણે પણ મહાન્ થઇ જઇશું એમ અધમ પંક્તિના વિવેચકો વિચારે છે. § આવા વિવેચકોને કહી શકાય કે કાંઇ, લખાયલુ કે બોલાયલું હોય તેના ઉપર પોતાની બુદ્ધિ મુજબ અભિપ્રાય આપવો, ટીકા કરવી એ સહેલી વાત છે, નવુ ઉત્પન્ન કરવું અને ઉત્પન્ન થયેલા ઉપર ચર્ચા કરવી એમાં ચર્ચાને ગૌણપદ છે તેનુ કારણ પણ આજ છે. નહિ તો, ઉચ્ચ પ્રકારના વિવેચનોમાંથી સામાન્ય વર્ગને તો શુ પણ લેખકોને, નવું ઉત્પન્ન કરનારાઓને પણ ઘણું શીખવા જેવુ હોય છે. કોઈ પણ સ્થળે, વા કોઈ પણ સમયે વિવેચનની કિંમત, વિવેચનની અગત્ય ઓછી સમજવામા આવે છે અગર ઘટી જતી જોવામાં આવે છે તો તેનું કારણ એજ છે કે ખરા વિદ્વાનો, વિવેચક તરીકે, સાહિત્યસેવા બજાવવા બહાર પડતા નથી અને અજ્ઞાન જનો વિવેચક તરીકે બહાર પડે છે.

હવે ત્યારે, વિવેચન શું, તેના ઉદ્દેશ શા છે, વિવેચનનો કેવો દુરુપયોગ થાય છે, વિવેચકના ધર્મ શા તે જાણવા સાથે, સાહિત્યપર તેની કેવી મજબુત અમર રહે છે તે જાણવાની જરૂર છે. વિવેચક જ્યારે પોતાના ધર્મ યથાસ્થિત રીતે બજાવે ત્યારે તેની સત્તા ઘણી લાભકારક થઈ પડે છે. વિવેચન જ્યારે પરિપક્વ સ્થિતિમા નથી હોતુ તેમ જ્યારે તેનો દુરુપયોગ થાય છે ત્યારે તે નુકશાનકારક થઇ પડે છે.

અયોગ્ય, અપ્રમાણિક, અસભ્ય, આક્ષેપપૂર્ણ વિવેચન લાભ કરતાં નુકશાન ઘણું કરે છે એમ સર્વ સુજ્ઞજન સ્વીકારે છે. તેવાં વિવેચન પણ મહાન્ લેખકોની કીર્તિ ઉપર કાંઈ પણ અસર કરી શકતાં નથી અને ઉલટાં, આખરે હાસ્યાસ્પદ થાય છે, સબબ તે વિવેચન, મહાન્ લેખકોના વિચારો, તેમની ઉચ્ચ કલ્પના, તેમના ઉચ્ચ વિચારોનું ઉડ્ડયન, એ સાથે ટકી શકતાં નથી અને અન્તે ક્ષોભ પામે છે. સાધારણ, સામાન્ય વિષયો, સામાન્ય લેખોની ચર્ચામાં જ સામાન્ય પંક્તિના વિવેચકો ફાવે છે અને પોતાના બે ચાર પ્રિય શબ્દો,

---

truth is the touch of life, and there is a stir and growth everywhere. Out of this stir and growth come the creative epochs of literature—*Matthew Arnold.*

§ આવા કોઈ વિવેચકપર જ ગુસ્સે થઇને ડૉ. જોન્સને પણ કહેલુ હોવું જોઇએ કે "He whom nature has made weak and idleness keeps ignorant may yet support his vanity by the name of a critic."

બે ચાર પ્રિય વાક્યો, એ ચાર પ્રિય વિચારો વડે, વક્તા યા લેખકોનાં, વાજબી કે ગેરવાજબી વખાણ વા નિન્દા કરે છે.' આવા વિવેચકોની સાહિત્ય ઉપર સારી અસર થઈ શકતી નથી.

કેટલાક તો, વિવેચનનો અર્થ ભૂલ કાઢવી, માત્ર દોષ બતાવવા, બીજાનાં છિદ્ર જોવાં, એવો જ હોય એમ સમજે છે. કેટલાક, વિવેચનમાં કોઈ મધ્યમ માર્ગ જોતા નથી. કોઈ પણ લેખને ચુંથી નાંખવો. કે તેનાં બને તેટલાં ગુણગાન કરવાં એ અંતિમ માર્ગ તેઓ ગ્રહણ કરે છે. વિવેચકે વખાણવાની તેમ દોષ બતાવવાની આવશ્યકતા છે એ ખરી વાત છે પરન્તુ વખાણવા તેમ દોષ બતાવવા શિવાય પણ તેને બીજી અગત્યની અને બારીક બાબતો ઉપર પણ લક્ષ આપવાનું છે. તેણે વિવેચનના વિષય પર જેટલા દર્શાવી શકાય તેટલા વિચાર દર્શાવી તેમાં ઉત્કૃષ્ટ, સામાન્ય, નહિ તો નિકૃષ્ટ કેટલું છે તેનું નિરૂપણ તેણે કરવું જોઇએ.

જોવામાં આવેલું, સાંભળેલું, અનુભવાયલું, કહેવાયલું, લખાયલું, વંચાયલું, એ સઘળાનું સ્પષ્ટીકરણ પુનઃ વિસ્તાર સાથે, વિશેષ પ્રકાશન સાથે કરવું તેમાંનું ઇષ્ટ-અનિષ્ટ - બતાવવું ¶ જે વડે લોકોની રુચિ શિષ્ટ, સંસ્કારી બને, સાહિત્યની ઉન્નતિના માર્ગનું સૂચન થાય તેને વિવેચન કહી શકાય. જેમ સુવર્ણ અગ્નિવડે શુદ્ધ થાય છે, તેની કાન્તિ, તેની કિંમત વધે છે, તેમ સાહિત્ય વિવેચન વડે શુદ્ધ થાય છે, તેની ગણના વધે છે.

વિવેચકનો વિશિષ્ટ ધર્મ, ઉપર જણાવ્યું તેમ, અમુક વિષયનું વિશેષ સ્પષ્ટીકરણ કરવું, લેખકના વિચાર વધારે સ્પષ્ટ રીતે બતાવવા, સારા લેખકો પ્રત્યે લોકોની અભિરુચિ ઉત્પન્ન કરવી, ઉત્તમ લક્ષ્ય અને ઉત્તમ વિચારોનો * પ્રચાર કરવો એ છે પરન્તુ તેની સાથે તેનું એક લક્ષણ ઇન્સાફ કરનારનું પણ છે. તેણે પ્રમાણની તુલના, ચાલવણી, પરીક્ષા, વિવરણ કરવું જોઇએ છીએ, આ પછી તેની કિંમત કરવી જોઇએ છીએ. આ પછી તેણે ચુકાદો આપવો જોઇએ છીએ. ઇન્સાફ કરનારનું પદ જેમ ગંભીર, અને જવાબદારીવાળું છે તેવી

---

¶ उक्तानुक्त दुरुक्तार्थ व्यक्तकारित्तु वार्तिकं ।

**અર્થ:**—કહેલા, ન કહેલા, ખોટી રીતે કહેલા અર્થોને સ્પષ્ટ કરે તે વાર્તિક.

કોઈવાર મતભેદ થયે, એક શાસ્ત્રઉપરિ અનેક વિચારો પ્રચલિત થયા હોય ત્યારે, જે કોઈ સારાસારવિવેકવિચક્ષણ બુદ્ધિમાન્ વિદ્વાન્ તે પૂર્વે વિદ્યમાન વિચારોની તુલના કરી, તેમાં ઉક્ત શું છે, અનુક્ત શું છે, તથા દ્વિરુક્ત વા દુરુક્ત શું છે, તેની રાગદ્વેષ રહિત યથાર્થ વ્યવસ્થા કરે છે, તે યથાર્થ વાર્તિકકાર છે.—**મનઃસુખરામ.**

* In general, its course is determined for it by the idea, which is the law of its being; the idea of a disinterested endeavour to learn and propagate the best that is known and thought in the world and thus to establish a current of fresh and true ideas.—*Matthew Arnold.*

જ રીતે વિવેચકનું પદ તેટલું જ ગંભીર, તેટલું જ જવાબદારીવાળું છે. જજ્જ આગળ જેમ પ્રજાને ન્યાય મળવાનો મહત્ પ્રશ્ન ઉપસ્થિત થાય છે તેવી જ રીતે વિવેચક આગળ લેખકને ન્યાય મળવાનો પ્રશ્ન ઉભો રહે છે. પ્રથમમા, મનુષ્યની મિલ્કત, તેનું જીવન, તેની પ્રતિષ્ઠાનો સવાલ રહે છે. વિવેચક આગળ લેખકના બુદ્ધિસામર્થ્ય, નિરીક્ષણ, સાહિત્યની અભિરૂચિ, સાહિત્યના ભવિષ્યનો પ્રશ્ન રહે છે. જજ્જનું કામ જેમ મુશ્કેલ છે તેવી જ રીતે વિવેચકનું કામ પણ મુશ્કેલ છે. વિવેચનની અસર લેખકો પર ઘણી રહે છે અને રહેવી જોઇએ.

જે કાંઈ લખાય છે કે બોલાય છે તે ઉપર જનસમાજનો સામાન્ય અભિપ્રાય તો બંધાય છે પરન્તુ તે અભિપ્રાયના ખરા માર્ગદર્શક વિવેચકો હોય છે અને તે સબબથી વિવેચકનો અભ્યાસ અને જ્ઞાન બહોળાં હોવાં જોઇએ. તેનું હૃદય કરુણ, વિશાળ હોવું જોઇએ.

વિવેચકનાં મુખ્ય લક્ષણોમાંનુ* પ્રથમ લક્ષણ મારા ધારવા મુજબ એ છે કે જે

---

*But you who seek to give and merit fame,
And gently bear a critic's noble name.
Be sure yourself and your own reach to know
How far your genius, taste and learning go,
Launch not beyond your depth but be discreet
And mark that point where sense and dulness meet—Pope
But where's the man who counsel can bestow,
Still pleased to teach and yet not proud to know
Unbias'd or by favour or by spite,
Not dnly prepossess'd, not blindly right,
Though learn'd, well-bred, and though well-bred, sincere,
Modestly bold and humanely severe,
Who to a friend his faults can freely show,
And gladly praise the merit of a foe.
Bless'd with a taste exact, yet unconfined,
A knowledge both of books and human kind.
Generous converse; a soul exempt from pride,
And love to praise with reason on his side.
Such once were critics, such the happy few,
Athens and Rome in better ages knew.
The mighty Stagyrite first left the shore,
Spread all his sails, and durst the deep explore,
He steer'd securely, and discover'd far,
Led by the light of the mæonian Star,
Poets a race long unconfined and free,
Still fond and proud of savage Liberty,
Received his laws, and soon convinced 't was fit,
Who conquer'd nature, should preside o'er wit—Pope.

વિષયનું વિવેચન કરવાની કોઇ પણ વિવેચકને ઇચ્છા હોય તેનું સંપૂર્ણ જ્ઞાન તેને હોવું જોઇએ. ઇતિહાસના વિવેચકને ઇતિહાસનો, સાહિત્યના વિવેચકને સાહિત્યનો, ધર્મગ્રન્થોના વિવેચકને ધર્મગ્રન્થોનો, વિજ્ઞાનના વિવેચકને વિજ્ઞાનનો સંપૂર્ણ અભ્યાસ, સંપૂર્ણ જ્ઞાન હોવાં જોઇએ. કેટલીક વખતે, એમ કહીએ તો ખોટું નથી કે સામાન્ય રીતે ઘણા વિવેચકો એવા જોવામાં આવે છે કે તેઓ પોતે અમુક વિષયનાં માત્ર મૂળતત્વ જ જાણતા હોય છે, કે કદાચ કશું પણ જાણતા નથી અને તે વિષયનું વધારે સારૂં જ્ઞાન ધરાવતા માણસના પુસ્તક, લેખ, વા વિષયમાં માથું મારવા જાય છે, તેપર ચર્ચા, તેપર વિવેચન કરવા લાગે છે. કેટલાક વિવેચકો જેઓએ નરસિંહ મહેતા, પ્રેમાનન્દ આદિ મહાકવિઓનાં કાવ્ય પૂરી રીતે વાંચ્યાં હોતાં નથી તેઓ તે કાવ્યોની વાતો યા લખાયલાં વિવેચનો સાંભળી મા વાંચી, તેપરથી જ અને ઘણી વખત બીજાના અભિપ્રાય ઉપરથી જ તે કવિઓ ઉપર ટીકા, વિવેચન કરવા બેસી જાય છે. આવા વિવેચકો, ખરા અભ્યાસી આગળ ખરા વિદ્વાન આગળ કેવા ભોંઠા પડે છે તે ઘણી વખત આપણા જોવામાં આવે છે. માણસને બોલવા પહેલાં જાણવાની, વિવેચન કરતાં પહેલાં અભ્યાસની, જ્ઞાનની ઘણી જરૂર છે. અમુક વિષયમાં પોતાનું જ્ઞાન કેટલું છે તે વિવેચકે પ્રથમ તપાસવાની જરૂર છે.

જે વિષય પર, વિવેચકને, વિવેચન કરવાની ઇચ્છા હોય તે વિષયના ઉત્કૃષ્ટ જ્ઞાન ઉપરાંત, પોતાની માતૃભાષાની કોમળતા, મૃદુતા, કમનીયતા, સુન્દરતા, રસિકતા અને બળનું તેને જ્ઞાન હોવું જોઈએ. જીવનનાં તેમજ શૈલીની સુન્દરતાનાં લક્ષ્ય જાણવાની તેને આવશ્યકતા હોવાથી આ બન્ને જ્ઞાનની તેને અપેક્ષા રહેવી જોઈએ.

બીજું લક્ષણ એ છે કે, વિવેચક જેવું નિરીક્ષણ કરે, જેવી તે તપાસ કરે તેવું તેણે કહી દેવું જોઇએ. રાજ્યદ્વારી તેમ બીજી વ્યવહારની બાબતોમાંતો ઠીક પરન્તુ સાહિત્ય જેવી પરમ ઉચ્ચ, પવિત્ર, દિવ્ય બાબતમાં પણ જેઓ બોલવું જોઈએ તે ન બોલે, ત્યાં પણ ખુશામત, પક્ષપાત, અભિમાન, અન્યાયવૃત્તિ રહે સત્યપરાયણતા, સ્વાતંત્ર્ય ન રહે તે લજ્જાસ્પદ છે. * આપણને જે ખરૂં લાગે તે, પરાર્થે, જાહેર હિતને માટે, સભ્યતા સાથે છતાં નિર્ભયપણે કહી દેવું એ સદ્‍ગુણની આપણા સામાજિક જીવનમાં ખામી માલમ પડે છે. હિન્દુસ્થાનના લોકોના સંસર્ગમાં આવનાર વિદેશીઓને પણ આ ખામી માલમ પડી આવી છે. કોઈની પુંઠ પાછળ નિન્દા કરવામાં, ચાડી ચુગલી કરવામાં, કોઇનાં પરોક્ષ વખાણ થતાં સાંભળી, તેનું ભૂડું બોલવામાં આપણે ઓછા કુશળ નથી, તેમાં આપણો ઓછો સમય જતો નથી પરન્તુ જે કાંઈ જાહેરમાં કહેવાની, જાહેરમાં બોલવાની, જાહેરમાં સૂચના કરવાની આપણી ફરજ હોય છે તે ફરજ બજાવવામાં આપણે પાછળ પડી જઈએ છીએ.

* But criticism, real criticism, is essentially the exercise of this very quality; it obeys an instinct, prompting it to try to know the best that is known and thought in the world, irrespective of practice, politics and everything of the kind; and to value knowledge and thought as they approach this best, without the intrusion of any other consideration whatever—*Mathew Arnold.*

આપણે તે ફરજ બજાવતા જ નથી. આપણા કહેવાતા આગેવાનોમાં પણ આ સદ્‌ગુણ જોવામાં આવતો નથી તો નવા જમાનામાં તે સદ્‌ગુણ અનુકરણ રૂપે પણ જોવાની આશા પણ નિરર્થક જ છે. પ્રમાણિકતા, નિખાલસપણું, સ્વાતંત્ર્ય, જીવનના દરેક ઉદ્યોગમાં, દરેક વ્યાપારમાં જરૂરનું છે. સાહિત્યમાં તેની વિશેષ અપેક્ષા, વિશેષ આશા રાખી શકાય છતાં, સાહિત્યમાં પણ મિથ્યાભિમાન, ઈર્ષ્યા, પક્ષપાત, ખુશામત, વ્યાવહારિક કુશળતા (છલ), કપટ, દષ્ટિગોચર થાય છે એ અત્યન્ત ખેદજનક છે. વિદ્વાનો જ્યાં બોલવું જોઈએ ત્યાં બોલતા નથી, ન બોલવાનું હોય ત્યાં બોલે છે, જે કહેવાનુ હોય છે તે નથી કહેતા, ન કહેવાનું હોય તે કહે છે, વખાણવા જેવું હોય ત્યાં ચૂપ રહે છે, અથવા નિન્દા કરે છે, ન વખાણવા જેવું હોય ત્યાં વખાણ કરે છે, વખોડવા જેવું હોય છે ત્યાં મૂગા રહે છે.

સત્યથી જ અસત્ય દબાઈ જાય છે, ન્યાયથી જ અનૃતપર અંકુશ રહે છે. અસત્ય તથા અનૃતને એકદમ રોકવામાં આવતાં નથી તો તેનો પ્રચાર વિશેષ થાય છે અને પરિણામે અત્યન્ત અનિષ્ટકારક થઈ પડે છે. સાહિત્યમા અસત્ય અને અનૃતના પ્રવેશનો પ્રતિરોધ કરવો એ વિદ્વાન્ વિવેચકનુ કર્તવ્ય છે અને તે તેમણે જૂનવુ જોઈતુ નથી.

ઉચ્ચ પ્રાગલ્ભ્યથી જ્યાં કાંઈ ઓછુ માલૂમ પડે ત્યા વિદ્વાન્ વિવેચકોએ તો પોતાનો અસન્તોષ નિર્ભયપણે દર્શાવવો જોઈએ. પ્રાગલ્ભ્યથી ન્યૂન હોય ત્યાં મૂગા રહેવાથી વિવેચક પોતાના કર્તવ્યથી વિમુખ થાય છે. સાક્ષરશ્રી મનસુખરામે રજુ કરેલા ચણ્ડકૌશિકનાં વચનોમાં ગુણગ્રાહકતાનું લક્ષણ ગમે તેવું હોય પરન્તુ અમે તે વચનોનો સ્વીકાર કરી શકતા નથી. એ વચનોથી કહેવાયલુ છે કેઃ—

> दृष्टं किमपि लोके स्मिन्न निर्दोष न निर्गुणम् ।
> आवृणु ध्वमतो दोषान्विवृणुध्व गुणान्बुधाः ॥

અર્થાત્, આ લોકોમાં નિર્દોષ અને નિર્ગુણ એવુ કાંઈ જોવામાં આવતું નથી માટે દોષોને ઢાંકો અને ગુણોને પ્રકટ કરો.

અમારો તો એવો અભિપ્રાય છે કે ગુણને પ્રસિદ્ધ કરવા તે સાથે દોષ અને ન્યૂનતા પણ બતાવવાં અને સાહિત્ય તથા જીવનનાં ઉચ્ચ લક્ષ્ય હમેશાં જનસમાજ આગળ રજુ કરવાં.

નિરીક્ષકમાં, પરીક્ષકમાં, વિવેચકમાં, મિથ્યાભિમાન, ગર્વ એ દુર્ગુણ હોવા જોઈએ નહિ. ઘણા વિદ્વાનો પોતાના જ્ઞાનથી પ્રમત્ત, મસ્ત રહે છે. તેઓ એમ સમજે છે કે અમુક વિષયમાં તો અમારો જ અધિકાર છે, અમે જ અમુક બાબત તો કરી શકીએ. તેઓ કેટલીક બાબતમાં કાંઈક સીમા બાંધી બેસે છે, અમુક વિચાર, અમુક નિર્ણય તેઓ કરી

એક પછી અન્ય કોઈ વિચાર કરતા જ નથી. અન્ય વિદ્વાનો, અન્ય લેખકો પ્રત્યે તેઓ ઈર્ષ્યાની, તિરસ્કારની દૃષ્ટિથી જૂએ છે.

ઉદારચરિત, ન્યાયવૃત્તિપરાયણ વિદ્વાનો પણ જોવામાં આવે છે. ગમે તે પંક્તિના લેખકમાં કાંઈ પણ સદ્ગુણ જોઈ તેઓ તેની કદર કરે છે. ગમે ત્યાં પણ સારૂં જોઈ તેઓ પ્રસન્ન થાય છે. સંકુચિત વિચારના, ક્ષુદ્ર હૃદયના મિથ્યાભિમાની વિદ્વાનો જ અન્ય વિદ્વાનોની ઉન્નતિ જોઈ શકતા નથી, જ્યાં તેમના કરતાં આગળ વધવાનો યત્ન તેઓ જૂએ છે, ત્યાં તેઓ બીજાને ઉતારી પાડવાનો, હલકા પાડવાનો પ્રયત્ન કરે છે. આ વિદ્વાનોએ સમજવાની જરૂર છે કે જ્ઞાનની પરિસીમા એક વ્યક્તિ માત્રમાં આવી જતી નથી. મિથ્યાભિમાની વિવેચક નિષ્પક્ષપાતથી, ન્યાયબુદ્ધિથી વિવેચન કરી શકતો નથી.

ઈન્સાફ કરનારે, ન્યાયાધીશે, પરીક્ષકે, વિવેચકે, કોઈ પણ સંબન્ધથી, કોઈ પણ લાલચથી દોરવાઈ જવું ન જોઈએ. નિઃસ્વાર્થ અને ન્યાયપરાયણ વિવેચન જ સાહિત્યની સેવા બજાવી શકે છે. અત્યન્ત સહેલાઈથી ખુશ થઈ જાય અગર મહા મુસ્કેલીએ કોઈની કદર કરી શકે—પ્રશંસા કરી શકે, એવા મનુષ્યો પણ વિવેચક તરીકે નિષ્ફળ નીવડે છે. વર્તમાનપત્રો અને માસિકોમાં હાલ પ્રકટ થતાં વિવેચન, અભિપ્રાય, સત્યશીલ, ન્યાયપરાયણ, વિશ્વસનીય નથી હોતા તેનું કારણ એ છે કે વિવેચકો, મિત્રના, કે અન્ય કોઈના કૃપાકટાક્ષ માટે, અગર કોઈના ઉપર મહેરબાની કરવા માટે, કોઈ ક્ષુદ્ર સ્વાર્થ માટે જેટલી દરકાર રાખે છે તેટલી લેખની સારાસારતા માટે, સાહિત્યની ઉત્કૃષ્ટતા માટે, સત્ય માટે દરકાર રાખતા નથી.

(અપૂર્ણ.)

ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ.

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂ ૨-૦-૦ (પોસ્ટેજ સાથે)

ઉછરતી લાઈબ્રેરીઓને ‘ઇનામ બક્ષીસ’ નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂ ૦-૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમાં,રૂ ૦-૧૨-૦ ત્રીજામા રૂ ૧-૪-૦

અન્ય સર્વ માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છૂટક નકલ એક અંકના રૂ ૦-૬-૦ ,

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે

૨ ‘વસન્ત–ઑફિસ’–ની સહીના લેખો માટે “વસન્ત–ઑફિસ” અને વ્યવસ્થાપક જવાબદાર છે અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે

૩ કોઈ પણ લેખનું અસલ લખાણ–એ લેખ “વસન્ત”માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય–પણ એ લેખકને પાછુ મોકલવાને અમો બંધાતા નથી

વ્યવસ્થાપક.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । उपनिषद्.

વર્ષ ૮, અંક ૯. [ માસિક. ] ભાદ્રપદ, સંવત્ ૧૯૬૫.


## પુરોહિતની રાજભક્તિ.§

( અનુષ્ટુપ્ )

" રાજપુત્ર હું છું ત્યાં શો યુદ્ધનો ભય રાખવો,<br>
ભ્રાતા ! અસ્ત્ર ચલાવીને રણપાંડિત્ય દાખવો ! " ૧

( વસંતતિલકા )

પ્રતાપ ને શક્ત× સુસંપ ધાર<br>
રાણા ઉદેસિંહતણા સુત બેઉ ગગ<br>
દુર્યોગ એક દિન તે પ્રિયવીર પૂરા<br>
ચઢ્યા વિવાદે મૃગયાવિહારે. ૨

( મંદાક્રાન્તા )

તાપે ઊંડુ વન બહુ તપે, અગ્નિજ્વાલા છવાતી,<br>
અશ્વો સર્વે ફીણફીણ થતા ત્યાં સહે ભૂમિ તાતી,<br>
આરે પક્ષી સભય ઉડતાં ઊંડે જાયે ભરાય,<br>
ને સ્હેજે ત્યાં ઉભય કુંવરો વાદમાં હૈં તણાય. ૩

---

§ શેહેનશાહ અકબરની સામે અપૂર્વ વીર્ય દેખાડી પોતાની સ્વતંત્રતા અખંડ રાખનાર મેવાડના અમર રાણા પ્રતાપસિંહ જ્યારે યુવરાજ હતા તે વેળાનો આ હૃદયભેદક વૃત્તાંત છે.

× એ શક્તના વંશજો પાછળથી શક્તાવત્ નામે પ્રસિદ્ધ છે.

(અનુષ્ટુપ્)

પ્રસ્તાવ ત્યાં પ્રતાપે તો દ્વન્દ્વ યુદ્ધ તણો કીધો:
શુક્તે તે શૂર શબ્દોથી ઉત્તર ભ્રાતને દીધો. ૪

દ્વન્દ્વ યુદ્ધે પડે બન્ને, શસ્ત્ર સૌ ચમકી રહે;
વીરહાકે ધરા ધ્રૂજે, સાથીઓ નિરખી રહે. ૫

(શાલિનીમંદા.)

દેહે દેહે ઝેર વ્યાપી ગયું છે,
રોમે રોમે શૌર્ય ઘૂમી રહ્યું છે,
ભ્રાતા ભ્રાતા સ્નેહસંબંધ ભૂલે:
શસ્ત્રે શસ્ત્રો, નભ ચમકતાં, આથડી હસ્ત ઝૂલે! ૬

(મંદાધરા ×)

કૂદી કૂદી, ઉછળી ઉછળી, સિંહ શું રંગ રાખે,
રાતા તાતા ઉભય કુંવરો યુદ્ધનૈપુણ્ય દાખે:
ઊભા ઊભા અવર જન સૌ ધ્રૂજતા મીટ માંડે,
વૃક્ષો ધ્રૂજે ઊભેલાં, અનિલ ધ્રુવવતો ઘોર ત્યાં ઘોષ પાડે. ૭

ઊંચા વ્યોમે નહિ નહિ કદી યુદ્ધ કો જોયું એવું,
ઘેરૂં ઘેરૂં નહિ જ અનિલે ગીત કો ગાયું તેવું;
પાષાણોમાં, વનવન વિશે, ઘોષ એવા ન ઘૂમ્યા,
આજે મેવાડના શા ઉભય વીર લડે, અંધક્રોધે ઝઝૂમ્યા! ૮

(અનુષ્ટુપ્.)

મેવાડ રત્ન શું ખોશે, સ્નેહમંત્રો જ શે સર્યા?
સૂર્ય ને ચંદ્રના જેવા રાજપુત્રો પ્રભાભર્યા!

ક્રોધ છે સ્નેહનો વૈરી, અગ્નિમાં બધું બાળતો:
ક્રોધ છે નર્કનો સાથી, પ્રજળે ને પ્રજાળતો.

(દ્રુતવિલંબિત.)

નથી નથી હઠતા કુંવરો જરા,
ઉભય યુદ્ધકલામહિં છે પૂરા;
કુલપુરોહિત આવી જુએ તહીં,
સકલ તારા પતું દિસતું જહીં. ૧૧

× મંદાક્રાંતા અને સ્રગ્ધરા—એ બે વૃત્તોનું મિશ્રણ.

સ્થિતિ વિચિત્ર જણાય વિલોકતાં,
યુગલ તે અટકે નહિ રોકતાં;
ઉભયને અતિ તીવ્ર જ આર્જવે
શમન કાજ પુરોહિત વીનવે. ૧૨

સફલ યત્ન જરાય જણાય ના,
વિકૃત બુદ્ધિથી કાંઈ સુણાય ના:
કુલપુરોહિત દીન વિમાસતો
હૃદય ના સમજે વિધિપાશ તો: ૧૩

ઉભય બંધુવિશેષકો આ સમે
જીવન નિશ્ચય એકનું આથમે;
ઉભય વા કદિ નાશ જ પામશે:
અરર! આ ભૂમિનું પછી શું થશે! ૧૪

( અનુષ્ટુપ્. )

તપતું ત્યાં મહાતાપે દીસે છે વન તે વધુ
લાગે છે ઘૂમતું હૈયું, વન ને વિશ્વ તો બધું! ૧૫

( મંદાધરા. )

રાતા તાના ઉભય કુંવરો યુદ્ધથી ના જ ખાંચે,
ઊભા ઊભા અવર જન સૌ ધ્રૂજતા શાંતિ જાચે:
એવે આવી યુગલવચમાં તે પુરોહિત ઊભે,
ભોંકીને તે કટારી ઝટ નિજ ઉરમાં ત્યાં પડી રક્ત ડૂબે! ૧૬

( અનુષ્ટુપ. )

લડતા કુંવરો મધ્યે વિપ્રનો દેહ તર્ફડે:
ભૂલીને યુદ્ધ પોતાનું શુશ્રૂષા કરવા પડે! ૧૭

પ્રાણ શૂન્ય પડ્યો દેહ વિપ્રનો પળમાં તહીં:
શુશ્રૂષા ત્યાં કરે કોની? અરેરે! સમજ્યા નહીં! ૧૮

( મંદાક્રાંતા. )

રે કેવી આ ઉરજગવતી ભૈરવી રાજભક્તિ!
આહા કેવી પ્રબળ સ્ફુરતી એ મહા પ્રાણશક્તિ!
કેવો ઊંડો, અડગ, વિરલો, ભવ્ય આ દેશપ્રેમ!
એ આત્મા, એ ગહન પ્રાતના, લેશ ભૂલાય કેમ! ૧૯

છે મેવાડે રુધિર વિરલું ભૂમિમાં વીરકેરૂં,
પાષાણોમાં, કુહર કુહરે, ઉછળે તે અનેરૂં:
રાજસ્નેહે રુધિર નિજ દૈ, હા પુરોહિત સ્રજે !
ઊંડા તેના હૃદયપડઘા ત્યાં ઘૂમે છે હજૂયે ! ૨૦

( અનુષ્ટુપ્. )

શોકાશ્ચર્યે ઊભા બન્ને વીર શુક્ત પ્રતાપ ત્યાં;
ઢળતા ભાનુના રશ્મિ ભૂલાવે ઉત્તાપ ત્યાં. ૨૧

થતાં પ્રતાપની સંજ્ઞા, શુક્ત તે ભૂમિ ત્યાગતો:
પ્રતાપ પ્રાણનિદ્રાથીક્ પ્રતિજ્ઞામયઈ જાગતો. ૨૨

( દ્રુતવિલંબિત. )

ગહન શાંતિ વને પ્રસરી રહે,
ગગન રક્તપ્રભા ક્ષિતિજે ગ્રહે;
ક્વચિત કોઈક અશ્વ ખુંખારતો,
વન અગાધ પ્રતિધ્વનિ ધારતો. ૨૩

મદ્રાસ;
૫—૭—૦૯.

આરદેશર ફ. ખબરદાર.

---

+ ક્રોધમાં પ્રાણની નિદ્રા જ સંભવે. જરા વારમાં આજુ બાજુ શું બની ગયું તેથી ખરી રીતે પ્રતાપનો આત્મા હજુ સુધી જાણે અજાણ્યુ જ હતો, અને એ પ્રાણનિદ્રાથી તે હમણાં જ જાગ્યો.

§ એ મૃત પુરોહિતને વાસ્તે પ્રતાપે પાછળથી અનેક કામો કીધાં હતાં.

# નાઈટ્રોજનવાળાં ખાતરો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૩૬ થી )

નાઈટ્રોજનવાળાં ખાતરો જર્મનીમાં સૌથી વધારે વપરાય છે અને તે દેશમાં જ જેમ હાલ ચીલીનો સુરોખાર પરદેશથી આવે છે તેમ કૅલ્શમ સાઈએનેમાઈડ અને એવા બીજા ખાતર પણ પરદેશથી લાવવા પડશે એ વિચારને લીધે ત્યાં કાર્યશક્તિ મેળવવાના હજુ સુધી પણ નહિ વપરાયલા સાધનો ખોળી કાઢવાનું કામ ઘણું જબર ચાલે છે આર્થિક વિચારે જોતાં આ પ્રશ્ન ઘણો ગંભીર છે, અને જર્મનીમાં ખીણવાળા પ્રદેશોમાં એમની ચાલતી કાર્યશક્તિને કામમાં લેવાથી આ પ્રશ્નનું હાલ નિરાકરણ થયું છે આ પ્રદેશમાં 'મેડો ઓર" (જંગલની કાચી ધાતુ) નીકળતી હતી તેનો શો ઉપયોગ કરવો તે સંબંધી જ્યારે હું સાહિત્યો તૈયાર કરતો હતો ત્યારે, અને જ્યારે હું આ પ્રદેશમાં પોટાશના ખાતરો દાખલ કરવાના યત્નો કરતો હતો ત્યારે ત્યાંના કાચા પદાર્થો અને તેમાં રહેલી કાર્યશક્તિ વિષે તપાસ કરવાની મને ઈ. સ. ૧૮૯૫–૯૬ માં તક મળી હતી પીટ જાતના ભેજમાંના ત્યાં વિસ્તીર્ણ થર છે, તેને સારી રીતે કામમાં લેવામાં ભારે મુશ્કેલીઓ નડતી હતી તે મેં ધ્યાન પર લીધું વીજળી ઉત્પન્ન કરવાના સાહિત્યો તૈયાર કરવાના સુધારાને અંગે આપણને મળેલી શક્તિનો ગમે ત્યાં લઈ જઈ ઉપયોગ કરી શકાય એવું ઈ. સ. ૧૮૮૦–૮૬ માં સાબિત થયું નાઈટ્રોજન મેળવવા સારૂ જબરી કાર્યશક્તિની જરૂર પડે છે એમ મને માલૂમ પડ્યું કે તરત જ, મેં મારી તપાસ ફરી શરૂ કરી મારા અનુભવ પરથી તેમ જ બીજા લોકોની તાબેદારી પરથી મને માલૂમ પડ્યું કે પીટમાં ઘણે ભાગે પાણી હોવાથી તેને બીજી જાતના ભેજમાં કરતાં ઓછે ખર્ચે બળતણના ઉપયોગમાં લેવા સારૂ બીજો કોઈ ઉપાય જડતો નથી, આમ હોવાથી વળી ઓછી મહેનતે વરાળ બનાવવા સારૂ પીટનો ઉપયોગ થાય એવા તે ખીણવાળા પ્રદેશમાં જ મોટા વીજળીક શક્તિનાં મથકો બાંધવાની મેં ભલામણ કરી આ બાબતની ગોઠવણ કરવામાં ગૅસ એન્જીનમાં થયેલા સુધારા, અને એકી વખતે પાવર ગ્યાસ અને ઍમોનીઅમના ક્ષાર તૈયાર થઈ શકે એવી મૉન્ડની રીત મને ઘણી સહાયભૂત થઈ પડી જો કાચા પીટનો પહેલાં સુકવીને એક વાસણમાં ગ્યાસ કરી શકાય અને ત્યાર પછી તેમાંથી એકલો પાવર ગ્યાસ નહિ પણ તે ઉપરાંત તે જ વખતે ઍમોનીયમના ક્ષારના રૂપમાં તે પીટમાં જે ઘણો ભાગ નાઈટ્રોજનનો રહેલો છે તે બધો મળી શકે તો ઘણે ભાગે ઓછે ખર્ચે કાર્યશક્તિ મેળવવાના પ્રશ્નનું ઝટ નિરાકરણ થઈ જાય મારા ભાગીદાર ડૉક્ટર કૅરો સાથે કરેલા તેમ જ ડૉક્ટર મૉન્ડની સ્ટૉકટન અને વીનીંગટન આગળ 'પાવર ગ્યાસ કોરપોરેશન'માં અને ત્યાર પછી વેસ્ટફેલીઆમાં આવેલા 'ડ્યુશ મૉનગૅસ સેન્ટ્રલ સાફ્ટ"માં કરેલા સર્વે પ્રયોગો પરથી મને જણાયું કે જેમાં ૫૦ કે ૫૫ ટકા ભાગ પાણી હોય એવા પીટનું ઘણી સહેલાઈથી ગ્યાસમાં રૂપાન્તર કરી શકાય ઉપર જણાવેલા અખતરા કરતી વખતે મને વધારે એ માલૂમ પડ્યું કે દર ક્યુબીક મીટર પીટમાંથી ૧૪૦૦ કીલો કેલોરી પાવર ગ્યાસ અને તે પીટમાં હોય નાઈટ્રોજનનો ૭૫ ૮૦ ટકા જેટલો નાઈટ્રોજન હોય તેટલું ઍમોનીયમ સલ્ફેટ મળે છે ગયા બે માસમાં વેસ્ટફેલીયામાં આવેલા

સીડિન્ગન શહેર આગળ જર્મન મોન્ડ ગ્યાસ કમ્પનીના કારખાનામાં કરેલા એક મોટા નિકષ પ્રયોગમાં દરરોજ ૪૦ ટન કાચો પીટ વપરાયો હતો. તે પ્રયોગનું પરિણામ એ આવ્યું કે જેમાં અરધો ભાગ પાણીનો હતો એવા ૨ ટન પીટમાંથી ૨૪૦૦ ક્યુબીક મેટર પાવર ગ્યાસ અને ૩૮ કીલો એમોનીયમ સલ્ફેટ મળ્યો. સુકા પીટમાં ૧૦૫ ટકા જેટલો નાઈટ્રોજન હતો તેથી ઉપરની રીતમાં મળેલા એમોનીયામાં કુલ ૭૫ ટકા જેટલો પીટમાંનો નાઇટ્રોજન આપણને મળ્યો. મોટા ડયુઝના એન્જીનમાં પાવરગ્યાસ વાપરવામાં આવ્યો ત્યારે માલૂમ પડ્યું કે દર કલાકે એક હૉર્સ પાવર શક્તિ માટે ૨.૪ ક્યુબીક મીટર પાવરગ્યાસ જોઇએ છીએ. આ ઉપરથી આ સંચામાં વરાળ બનાવવાને જોઇતી શક્તિ ન ગણીએ તો ૨૪૦૦ ક્યુબીક મીટર પાવરગ્યાસમાંથી ૧૦૦૦ હૉર્સ પાવર અવર જેટલી શક્તિ મળી શકે.

આવી રીતે, પર્વતવાળા પ્રદેશોમાં મળતી ઘણી જ સસ્તી પાણીની શક્તિને પણ હાહાવી શકે એવી કૅલ્શમ કાર્બાઇડ અને નાઇટ્રોલાઇમ બનાવવામાં ઘણી જ ઉપયોગી શક્તિ હાથ આવી છે. જર્મનીમાં ૨૨,૦૦૦ સ્કવેર કીલો મીટર ( ૮૫,૦૦ ઇંગ્લીશ ચોરસ માઈલ ) પ્રદેશ ખીણવાળો છે માટે તેમાંથી ખેતીના કામ સારૂ જોઇએ તેટલા જથામાં નાઈટ્રોજનવાળાં ખાતરો તૈયાર કરી શકાય એટલું જ નહિ, પણ રેલવે અને નહેરો મારફતે માલ લઈ જવા લાવવાના, અને એવા બીજા ખેતી અને ઉદ્યોગના કામમાં પણ આવે, એવી શક્તિ પુરી પાડી શકાય. આ ઉપરાંત જેમ હૉલેન્ડમાં માલૂમ પડ્યું છે તેમ જેમાંથી કોલસા કાઢી લેવામાં આવ્યા હોય એવા ખીણવાળા પ્રદેશમાં પછી ખેતી પણ કરી શકાય. આયર્લૅન્ડના ખીણવાળા પ્રદેશમાં પણ આવી જાતની સ્થિતિ છે. ક્ષેત્રફળના પ્રમાણમાં આયર્લાન્ડમાં બધી દુનિયામાં સૌથી પહેલા નંબરે આવે એટલા બધા વિસ્તીર્ણ, એટલે ૪૨૫૦ ચોરસ માઈલ પીટના થર છે. આ પીટ જેવો જ ચડતી પ્રતનો પીટ યુરોપમાં બીજે કોઈ પણ ઠેકાણે નીકળતો નથી અને તેમાંથી નાઇટ્રોજન પણ ઘણો વધારે મળે છે. આયર્લૅન્ડની ખેતી અને ઉદ્યોગને સારા પાયા પર લાવવાના જે હોંસભર્યા પ્રયત્નો કરવામાં આવે છે તે પ્રયત્નોને આ ખીણવાળા પ્રદેશમાં નીકળતા પીટના ઉદ્યોગથી ઘણી મદદ મળે.

કૅલ્શમ સાઇએનેમાઇડના રૂપમાં ખેતી માટે નાઇટ્રોજનનું Fixation કરવા કરતાં વાતાવરણમાંના નાઇટ્રોજનમાંથી બારોબાર વીજળીક દીવા ( arc ) ની મદદથી નાઇટ્રીક ઍસીડ અને નાઇટ્રેટ મેળવવામાં આ ઓછે ખર્ચે મળેલી શક્તિનો ઉપયોગ કરવો એ વધારે કામનું છે. આ કામમાં ઉષ્ણતા ( ગરમી ) અગત્યનો ભાગ બજાવે છે. નાઇટ્રોજનનો સંયોગ થતી વખતે કૅલ્શમ કારબાઇડ ગરમી બહાર નીકળે છે, પરંતુ નાઇટ્રોજન અને ઑક્સિજનનો સંયોગ થાય એ સારૂ ગરમી આપવાની જરૂર પડે છે. આમ હોવાથી પાછળની ક્રિયા કરતી વખતે વધારે કાર્યશક્તિ જોઇએ છીએ. એવી ગણતરી કરવામાં આવી છે કે અમુક ભાગ નાઇટ્રોજન માટે પહેલી ક્રિયામાં જો ૧ ભાગ કાર્યશક્તિ જોઇએ તો બીજી ક્રિયામાં ૨.૮ ભાગ કાર્યશક્તિ જોઇએ. પણ વ્યવહારમાં તો આ કરતાં પણ વધારે કાર્યશક્તિ જોઇએ છીએ એમ આઈડ જણાવે છે. બર્કલૅન્ડ–આઈડની રીતે મળેલો નાઇટ્રેટ ઑફ લાઇમ ખાતર તરીકે નાઇટ્રેટ ઑફ સોડા જેટલો જ ઉપયોગી છે. પણ neutral (જેમાં હાઇડ્રોકસાઇડના અણુ ન હોય તે.) નાઇટ્રેટ ઑફ લાઇમમાં ભેજ ચુસી લેવાની શક્તિ રહેલી હોવાથી તેને ખાતર તરીકે વાપરવામાં અડચણ નડે છે. માટે ભેજ ચુસી લેવાની શક્ત જેમાં ઘણી ઓછી હોય એવા (Basic

જેમાં હાઇડ્રોક્સાઇડ હોય તે) બેઝીક નાઇટ્રેટ બનાવવાની જરૂર જણાઇ. આ પદાર્થમાં ૧૧ કે ૧૨ ટકા જેટલો નાઇટ્રોજન હોય છે. ઍમોનીયાને ઑક્સિજનમાં બાળવાથી તેનો નાઇટ્રીક ઍસીડ બનાવવાની રીતોમાં, હાઇડ્રોજન અને ઑક્સિજન એ બેના સંયોગને લીધે જોઇએ તેટલી ગરમી મળી શકે એવી જાતના પ્રયોગો લીપઝીગના પ્રૉ. ઑસ્ટવૉલ્ડે, મેં તથા ડૉ. કેરોએ કર્યા હતા. ઑસ્ટવૉલ્ડની રીતનો આધાર જલેટીનમાં રહેલા રાસાયણિક ક્રિયાના વેગમાં (catalysing) વધારો કરનાર ગુણ ઉપર હતો અને મેં તથા ડૉ. કેરોએ ઑસરના દીવામાંના સળગતા પદાર્થો—જેવા કે થૉરીઅમ અને સીરીઅમ ઑક્સાઇડ—ના મિશ્રણમાં રહેલા ઉપરના ગુણનો ઉપયોગ કર્યો હતો. અત્યાર સુધીમાં હમે આ બાબતમાં જે ઘણા નાના પાયા પર કામ ચલાવ્યું હતું તેમાં તૈયાર થયેલા પદાર્થમાં ઍમોનીયામાં રહેલા નાઇટ્રોજનનો ૮૫ ટકા જેટલો ભાગ પાછો મળ્યો હતો. ઑસ્ટવૉલ્ડે જણાવેલી રીત પ્રમાણે કામ કરવાનાં મોટાં કારખાનાં બંધાય છે પણ તેમાં થતા કામકાજના રીપોર્ટો હજુ બહાર પડયા નથી. નાઇટ્રોલાઇમમાં ભારે દબાણમાં (under high pressure) વરાળ પસાર કરવાથી ઍમોનીયા બને છે એ આપણે ઉપર જણાવી ગયા છીએ. આ રીતે ૯૮ ટકા જેટલો નાઇટ્રોજન પાછો મળે છે એ બાબતનો વિચાર કરતાં એમ જણાય છે કે, નાઇટ્રીક ઍસીડ બનાવવાની હમારી રીત પણ ઉપયોગી થઈ પડવાનો સંભવ છે. હાલ તો "પીઆનો ડી ઑર્ટો" ના કારખાનામાં-ઍમોનીયમ સલ્ફેટ મેળવવા સારૂ નાઇટ્રોલાઇમમાંથી ઍમોનીઆ મોટા જથામાં તૈયાર કરવામાં આવે છે. ખરૂં જોતાં તો લ્હોનીઝ અને પેરોટીએ બતાવી આપ્યું છે કે જે જમીનમાં ઘણો Humus (ભેજ) હોય તે સર્વ જમીનમા રહેલા જંતુઓને લીધે "ઍમાઇડ" (જેમકે સાઇઍનેમાઇડ) નું નાઇટ્રીક ઍસીડમાં રૂપાન્તર થાય છે અને આ ક્રિયાને અંગે જમીનની ફળદ્રુપતા વધે છે.

ખેતીના કામ સારૂ પુરા પાડવામાં આવતા કૅલ્શમ સાઇઍનેમાઇડમાં નીચેના પ્રમાણમાં તત્વો એકઠાં થયેલાં હોય છે:—

| | |
|---|---|
| નાઇટ્રોજન | ૨૦—૨૧ ટકા. |
| કૅલ્શમ | ૪૦—૪૩ ટકા. |
| કૉસ્ટીક લાઇમ (ચુનો) | ૫૬—૬૯ ટકા. |
| કાર્બન અને બીજો કચરો | ૧૭—૧૮ ટકા. |

આ કચરામાં પણ નીચે જણાવેલા પદાર્થો હોય છે;—

સીલીસીક ઍસીડ, માટી, ફૉસ્ફૉરીક ઍસીડ વગેરે વગેરે. આ સર્વ પદાર્થો કૅલ્શમ કાર્બાઇડમાં Impurity તરીકે રહેલા હોય છે. જ્યારે કેલ્શમ સાઇઍનેમાઇડ જમીનમાં મળી જાય છે ત્યારે જમીનમાંના કાર્બોનીક ઍસીડ અને ભેજ જોડે કેલ્શમ સાઇઍનેમાઇડની રાસાયણિક ક્રિયા થઈ અંતે કેલ્શમ કાર્બોનેટ અને free (ચોખ્ખો) સાયઍનેમાઇડ તૈયાર થાય છે. ચોખ્ખો સાઇઍનેમાઇડ ભેજ સુસી લે છે અને આ બેનો Urea બને છે:—



$$CN_2H_2+H_2O=(NH_2)_2CO.$$

આ યુરીઆમાં નાઇટ્રોજન પસાર કરવાથી એમોનીઆ અને નાઇટ્રીક એસીડ મળે છે. આ રીતમાં કેવી તરેહના રાસાયણિ ફેરફારો થાય છે તે બાબત હજી કંઈ પણ નક્કી જણાયું નથી, પણ અંતે નાઇટ્રીક એસીડ મળે છે એવું દરેક શોધખોળ શાસ્ત્રીને જ-

ણાયું છે. આવી રીતે છોડને નાઇટ્રેટ ઑફ લાઇમમાંથી બારોબાર નાઇટ્રીક ઍસીડ મળે છે તો બીજી બાજુએ જોતાં, એમોનીઆમના ક્ષારં, પ્રાણીઓના મળમૂત્રથી થતાં બીજાં નાઇટ્રોજનવાળાં ખાતરો, તેમ જ નાઇટ્રોલાઇમ, એ સર્વેનું જમીનમાં પહેલ વહેલું નાઇટ્રીક ઍસીડમાં રૂપાન્તર થાય છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ખેતી માટે ભવિષ્યમાં "નાઇટ્રેટ" અને "એમાઇડ" એ બંને જાતનાં નાઇટ્રોજનવાળાં ખાતરો સાથે વપરાશે. વસંત ઋતુમાં અને એવા જે પ્રસંગોમાં છોડને ઝટ પોષણ આપવાની જરૂર તે દરેક પ્રસંગે Top-Dressing ( ઉપર નાખવા સારૂ ) સુરોખાર વપરાશે અને બી વાવ્યા પહેલાં જમીનની અંદર જે અસર એમોનીયમ સલ્ફેટથી થાય છે તે લાવવા સારૂ પહેલેથી જ જમીનમાં નાઇટ્રોલાઇમનું ખાતર નંખાશે. આ ઉપરાંત નાઇટ્રોલાઇમનાં જે તત્વો જુદાં પડે છે તે બધાંને જમીન ચુસી લે છે અને અંતે તેઓ જમીનમાં જ સ્થાયી રહે છે; પરંતુ વરસાદ ઘણો થાય ત્યારે નાઇટ્રેટ ધોવાઈ જઈ બહાર ઘસડાઈ જાય છે. જુદી જુદી જાતની જમીનમાં અને જુદા જુદા છોડ માટે આ નવું ખાતર કઈ સ્થિતિમાં વાપરી શકાય એ બાબતનું નિરાકરણ ફક્ત લાંબા વ્યાવહારીક અનુભવથી જ થઈ શકે. પોટાશના ખાતરમાં ઘણે ભાગે કલોરીન હોવાથી પહેલાં તેની સફળતા વિષે ઘણી બીક રાખવામાં આવતી હતી અને તેથી પોટાશનાં ખાતર દાખલ કરતી વખતે આવા જ પ્રસંગો આવ્યા હતા.

વાતાવરણમાંના નાઇટ્રોજનનું Fixation કરવાની રીતને અંગે થયેલા બીજા કેટલાક સુધારા વિષે હવે હું બે બોલ કહીશ.

પૉટેસીઅમ અને સોડીયમ સાઇએનાઇડ બનાવવા સારૂં શાર્લોટનબર્ગ આગળ હમણાં મોટું કારખાનું સ્થપાયેલું છે. વળી હાલના સમયમાં "સાઇએનાઇડની રીત" નો ઉપયોગ વધ્યો છે, કારણ કે રૂપું કાઢવાની પહેલાંની મેક્ષીકોની "પારીઓ" ની રીતને બદલે, જે કાચી ધાતુમાંથી રૂપુ કાઢતાં ઘણી મહેનત પડે એવી ધાતુને શુદ્ધ કરવામાં ફક્ત સાઇએનાઇડની રીત વપરાય છે. આ કારણને લીધે સોડીઅમ સાઇએનાઇડ બનાવવા તરફ આપણા રસાયણ શાસ્ત્રીઓનું ધ્યાન ખેંચાયું. નાઇટ્રોલાઇમને મીઠામાં ઓગાળવાથી સાઇએનેમાઇડનું સાઇએનાઇડ બને છે અને માંહી કાર્બન ભળે છે; આવી રીતે તૈયાર થયેલા પદાર્થમાં આસરે ૨૫ ટકા જેટલો ચોખો સોડીઅમ સાઇએનાઇડ હોય છે, અને ઈંગ્લાંડમાં એ વિષે કરેલા અખતરાથી માલૂમ પડયું છે કે સાઇએનાઇડની રીતે સોનું અને રૂપું કાઢવામા આ પદાર્થ ઘણો કામ આવે છે. ખાણો આગળ વિજળીક શક્તિનું કારખાનું બાંધવાથી આ પદાર્થ બનાવવાનું ઘણું સહેલું થઈ પડે છે. આ પદાર્થનું નામ "સુરોગેટ" પાડયું છે. એવી જ રીતે નાઈટ્રોલાઇમમાં "Fluxes" મેળવવાથી પૉટેશમ ફેરોસાઇએનાઇડ જેવો પદાર્થ બને છે. તે લોઢુ અને પોલાદને Tempering ( કઠણ ) કરવામાં ઘણો સારો કામ આવે છે. હથિયારો બનાવવાના ઉદ્યોગમાં આ પદાર્થ ઘણો જ વપરાય છે. તેનું નામ "ફેરોડર" રાખ્યું છે. આ ઉપરાંત, કેલ્શમ સાઇએનેમાઇડથી ઘણા Organic પદાર્થો બનાવી શકાય છે. અને આ પૈકી યુરીઆ (Urea) બનાવવા વિષે ઉપર આપણે કહી ગયા પણ છીએ. મોટા પાયા પર યુરીઆ અને થાયોયુરીઆ (Thiourea) બનાવવામાં ઉપર જણાવેલી રાસાયણિક ક્રિયા પાયા રૂપ છે.

(અપૂર્ણ.)

સાંકળચંદ જેઠાલાલ શાહ.

# પાપમોચિની આગળ.

ત્રિપદી બાલાજી—એ નામનું યાત્રાનું સ્થાન શ્રદ્ધાળુ હિંદુઓમાં વિખ્યાત છે. વ્યંકટેશ અથવા બાલાજી, ત્રિપદીથી સાતેક માઈલને અન્તરે વિરાજે છે, ત્યાં જવાનો માર્ગ અતીવ સુંદર છે. ત્યાંથી ચારેક માઈલ દૂર એક નાનકડી પણ ઘણીજ સુંદર નદી વહે છે ને તે ઉંચી શિલાપરથી પડતી હોવાથી ત્યાં એક સુંદર ધોધવો પડે છે. તે જોસ્સામાં પડતો હોવાથી તેની નીચે સ્નાનનું મન ઘણુંએ થાય છતાં તે કરવું સુકર નથી, ખાસ કરીને એક ખુણા આગળ. તોપણ યાત્રાળુઓની સગવડ માટે શિલા સાથે ત્યાં એક મજબુત સાંકળ બાંધી છે, તે પકડી સ્નાનેચ્છીઓને નિર્ભય સ્નાન કરવાનો અતિઆનંદ મળે છે તેરે સ્થળે એક ક્ષણ, એક મિનિટ પણ મનોભાવના શુદ્ધ થઈ—અને સ્થળની દિવ્યતાને લીધે શુદ્ધ મનુષ્યોને તેમ થવા સંભવ છે—તો તેને માટે લીધેલો શ્રમ સફળ છે. સાન સ્થળો ઘણુંખરું વસ્તીથી દૂર હોય છે એટલે ત્યાં જવું વિકટ કામ થાય છે. છતાં આ સ્થળે જવાની સગવડ ઘણી છે. યાત્રાળુઓને સુખમાં લઈ જવા મજબુત ડોળીવાળાઓ તૈયાર હોય છે. તેમની શક્તિને હદ છે. જ્યાં કેકાણે કેકાણે અઘરા રસ્તા આવે ત્યાં 'ઍહે–ઓહો', 'ઍહે–ઓહો' એવો સ્વર લલકારતા લલકારતા તેઓ વધારે સ્હેલથી પોતાનું કામ કરી શકે છે. શરૂઆતમાં આ સ્વરો જરા વિચિત્ર લાગે છે પણ ઉપરા ઉપરી સાંભળવાથી એકાન્ત પર્વતમાં જતાં કર્ણુપર ઠીક અસર કરે છે.

હરિણી —

વિરલ વિરમ્યા તારા જ્યોતિર્વિના નભમાં હતા
કલકલ ગણો પક્ષિ સર્વ કરી રહ્યા હતા
અનિલ મધુરો ધીરે ધીરે હતો પ્રિય લાગતો
ઉદયગિરિને ટોચે પીળો પ્રકાશ થતો હતો. ૧

ઍહે — ઓહો —
' ઍહે — ઓહો ' —

હરિગીત —

સ્વર શ્રવણપથમાં આવતા આનંદ સા દેતા હતા
પડઘા ગિરિના અન્તમાંથી દ્વિગુણ તે કરતા હતા.
વૃક્ષો અનેક નિહાળવા દૃષ્ટિ થતી તત્પર હતી
ખડચપ સ્થળ સ્થળ નીરખી તૃપ્તિ વિશેષ થતી હતી. ૨

ગિરિરાજ વ્યંકટની શિલાઓ શ્યામ શીતલ શોભતી
સ્થળ સ્થળ વિષે યાત્રાળુજનનામો હતી દર્શાવતી
લીલોતરી દગ ઠારતી પ્રેક્ષકમનો હર્ષાવતી,
સૌંદર્ય શીતલતા મનોહરતા વિષે સ્પર્ધા હતી ૩

'ઓહે — ઓહો ' —
'ઓહે — ઓહો ' — .

ઇન્દ્રવજ્રા:—

સ્વરો ફરીને ફરી કર્ણ આવ્યા
એકાન્તતામાં રણકાર લાવ્યા
સોપાનની હાર અનેક આવી
ગિરિ પરે માર્ગ વિચિત્ર લાવી.

અનુષ્ટુપ્:—

શ્વાસોચ્છ્વાસ થયો ભારે સર્વે શ્રમિત ત્યાં થયા
ડોળીવાળા બીચારા રે ! દુઃસાધ્ય શ્રમ તાહરા !

મન્દાક્રાન્તા:—

સ્વેદે ન્હાયા, ગિરિહૃદયમાં ધામ વૈકુંઠ* આવ્યું
આવ્યું આવ્યું અનહદ રૂડું ઉચ્ચ તે સ્થાન આવ્યું.
પંખા નાંખી ઉદર ભરતા ભિક્ષુ બાઝે જનોને
'ગોવિંદા ' ના સ્વર રટી રટી, ભૃંગ જાણે મધુને.

નીચે પેલું ત્રિપટી હીંસતું ગ્રામ હાયેલી જેવું
લીલાં વૃક્ષો સરવર મહીં લુપ્ત હા ! શુષ્ક કેવું !
વસ્તુ સર્વે સ્થિર વિમલ ને શાન્ત સોહે સુદૂરે
અદ્રિહારો સમીપ સ્થળની મેખલા બાંધીને રે.' ૭

માર્ગે ચાલ્યા; નિરખી નિરખી તૃપ્તિના લેશ લાગે,
લાગે ભાગે શ્રમ વિહરતા પુષ્પ ને વૃક્ષ વાસે.
વિશ્રાન્તિને સ્થળ, જળ અને તક લે ડોળીવાળા
સંતોષાયે પઈ પણ લઈ બાપડા લોક કાળા. ૮

'ઓ આવ્યું ઓ ' સ્થળ નજીક ત્યાં પેલું બાલાજી કેરૂં
થાક્યા સુણી ફરી ફરી, થયો જોઈ આનંદ દે'રૂં.
આકર્ષે છે પ્રથમ નયનો શ્યામ ગોપુર+ ઉંચો
દે'રાં માંહે ઝગમગી રહ્યો શું ધ્વજસ્તંભ§ પીળો ! ૯

× × ×

* પગથીઆંની ઉંચી હાર પુરી થયા પછી જે સ્થાન આવે છે તેનું નામ.

+ ત્યાં દહેરાંના દરવાજાની કમાન પર મોટી ઇમારત હોય છે તે ગોપુરના નામથી ઓળખાય છે.

§ ત્યાં દહેરાંની વચમાં મોટો ઉંચો થાંભલો હોય છે તે.

અનુષ્ટુપ્:—

ગામડું શું વસે નાનું ગિરિના ઉદરે અહીં
ગૃહો મંદિર ચોપાસે બે હારે; રથ તે મહીં. ૧૦

ધૂમે વાનર સ્વચ્છન્દે નિર્ભયે, મુખ લાલનાં
ફરે મંદિરચોકે ને ગોપુરે, ગૃહ શેરીમાં. ૧૧

કુદે વૃક્ષે કુદે રસ્તે ને તળાવતટે કુદે
હરે વસ્ત્રો હરે અન્ન, કદી નાણુકને હરે. ૧૨

ગ્ણુાથી વિહરે ક્રોધ ને નાંખે વસ્તુ દૂર ત્યાં
ખરે વાનર ભામે છે, વિકલ્પે નર વિશ્વમાં. ૧૩

ગ્રામમાં મંદિરે જાવું ન્હાવું રોજ તળાવમાં
લોકોને ભક્તિભાવેથી વસવું સુખશાન્તિમાં. ૧૪

તમે જેમાં ગણો માન, જેમાં ઉદ્વેગ ને સુખો
નહિ તે માન ઉદ્વેગ ને સુખો ત્યાં ગ્રહે જનો. ૧૫

તમારી ભૂમિને પોષે તે પરે ગૃહ વસ્તીમાં
પરંતુ ભૂમિ ત્યાં પોષે ગૃહ દીનમનુષ્યનાં. ૧૬

તમોને ભૂત સાલે છે ને છે ભીતિ ભવિષ્યની*
નિવૃત્તિ સ્થાન એ મોટું પ્રવૃત્તિ માત્ર ધર્મની. ૧૭

× × ×

હરિગીત:—

મંદિર વિષે મૂર્ત્તિ મહા બાલાજી વ્યકટ-ઈશની
'ઉત્સવ' અને ત્યાં 'ભોગ' મૂર્ત્તિ પાર્શ્વમાંહીં વિરાજિની
કુસુમો અનેક સુરમ્ય સાથે હાર મોટો કમળનો
લાવણ્ય અર્પી મૂર્ત્તિને હરતો શું ભક્તજનો મનો ।૧૮

× × ×

---

* ગામડાંમાં જ્યારે જમીન, તે પર વસતાં કુટુંબને ઉત્પન્ન થતી વસ્તુથી પોષણ આપે છે ત્યારે શહેરોમાં ખાલી જમીન નકામી માથે પડે છે, ને જમીનનો ખરચ તે પરનાં ઘરનાં ભાડાં વગેરેથી પૂરો પાડવામાં આવે છે. આ વિચાર અંગ્રેજી પરથી છે.

The ground above the house maintains it there
The house maintains the ground about it here—*Abraham Cowley.*

દ્રુતવિલંબિતઃ—

વર્ષા કંઈ શ્રમ દૂર કર્યો અહીં
નહીં મનોહર, એક, ગિરિ મહીં
હરતી પાપ કહે જનની કંઈ
નિરખવા સહુ સજ્જ ગયા થઈ. ૧૯

વિકટ માર્ગ અનેક પુરા કર્યા
પ્હોંચુ મહાન નજીક અમે ગયા
નહીં મનોહર શીતલ આવતાં
અહિમ રશ્મિ થયો હિમરશ્મિ ત્યાં. ૨૦

અનુષ્ટુપ્‌ઃ—

પાપમોચિની આવી ત્યાં માની આનંદ વ્યાપીઓ
પરંતુ ક્ષણ બે માંહી, ત્યાં પુનઃ સ્વર નીકળ્યો. ૨૧

'ઓહે — ઓહો '—
'ઓહે — ઓહો '—

ને નિરાશ થયા સર્વે પાપમોચિની દૂર છે
આશા ભમાશ તો થાતાં ચિત્ત ક્ષોભિત થાય છે. ૨૨

× × ×

અન્તે ભિક્ષુજનો જોયા, સાધુના સંગ નીરખ્યા
મરૂડી દેવડી નાનાં, નાના હર્ષ પમાડતાં. ૨૩

× × ×

શાર્દૂલવિક્રીડિતઃઃ—

શોભે સુંદર પાપમોચિની, ગિરિ મધ્યે મનોરંજિની,
શાન્તિ અદ્રિની છેદતી, શીતલતા આ સ્થાન વર્ષાવતી.
વૃક્ષો ચારુ અનેક પુષ્પ ફળથી ઝૂકે કંઈ સ્નેહથી
ને શી શ્યામ શિલા મહા પરથકી ધારા વહે વેગથી ।૨૪

દ્રુતવિલમ્બિતઃ—

ધવલ નિર્મલ આ જલ પોષતું
મનુજજીવન શુદ્ધ બનાવતું
ગિરિશિલાપર પાપ પછાડતું
ડરતું પાપ રખે વળગી જતું. ૨૫

મરી જતું અતિ વેગથી શું હરો?
નહિ નહીં કદી તે કંઈ સબવે.
જનસમાજમથી નહિ ઉદ્ભવે?
મલિનતા કદી સુરયજ્ઞને વિષે ૨૬

મનુજપાપવિમોચનધર્મને
અહીં, ત્વરાથી સમાપ્તિ રુચે તને.
સુજન કાર્ય મહાન નહીં અહે
અહીં કદી ન વિલમ્બ કરે ખરે. ૨૭

× × ×

અતિ ત્વરાથી વહે જલઘોધ જ્યાં
અતિ ત્વરાથી કરે જન સ્નાન ત્યાં
અતિ ત્વરાથી હરે મન સૃષ્ટિ ત્યાં
અતિ ત્વરાથી સ્મરે પરમેશ ત્યાં ૨૮

વિવિધ રંગ વિચિત્ર જનો તણા
વિવિધ રાગ સ્વભાવ અનેકના
વિવિધ બ્રાહ્મણ ગોર વિનાજતા
વિવિધ ભિક્ષુ જનો બહુ પીડતા. ૨૯

× × ×

કઈ ત્વરાથી જતા અબળા મરી
સરી છતાં અબલા સબળા ખરી
ખરી બધા થઈ મુક્તિ મસ્તિકે
થઈ ન તે જરી લેખવી તે પરે. ૩૦

• અનુષ્ટુપ —

કંપારો ઉપન્યો પેખી, દુઃખ તે સહીં ના શક્યા
છતાં સ્નાને ગઈ ન્હાવા, લોહી જોઈ વિકાસીઆ. ૩૧

કાંઈક ધાર્મિક ભાવોથી, કાંઈક શક્તિ વિશેષથી
ગિરિ ભ્યંકર લીલામાં લુબ્ધા દુઃખ ભૂલી ગઈ. ૩૨

× × ×

શિલાદ્વય તણા ખૂણા પાસ ઘોધ સુરમ્ય છે
તેના વેગ વિશેષથી સ્નાન લાગે અશક્ય છે ૩૩

પરંતુ શૃંખલાબદ્ધ શિલાઓ સ્થાન તે રૂડી
યાત્રાળુ કાજ કીધી જે ધન્ય હો નર તે સખી. ૩૪

હરિગીત:—

વૃક્ષો તણી ઘટના રૂડી, નહિ સૂર્ય તાપ પ્રચંડ રહે
પુષ્પો સુવાસ હરે અનિલ, નદસ્વર મધુર ગીતિ કરે.
કોઈ કોઈ શિલા વેગે પડી, કોઈ કોઈ સરિત ફીણ કાઢતી
તટપર શું પેખું પેખું ના? સૌંદર્યની સીમા નથી. ૩૫

× × ×

દ્રુતવિલંબિત:—

કહીં જરી અહીં એક સરે શિલા,
કહીં વહે જલ રેલ સુવેગમાં,
સમય તે અતિ દુષ્ટ ન શું કરે?
ઈશ કૃપાળુ ક્ષણે ક્ષણ તું સ્મરે. ૩૬

ભુવનતાપતપેલ મનુષ્યના
મન વિષે અમી રેલતું સ્થાન આ
સરિત–ઘોઘ–સુગાન સ્વરે વદે
"વિહર દુઃખ મટુ પ્રિય આ સ્થળે. ૩૭

"નિરખી શાન્તિ અનુપમ અદ્રિની
"નિરખી મૈત્રી શિલા સરિતા તણી
"નિરખી સ્નેહ તરૂવિટપો તણો,
"નિરખી સાધુ નિવૃત્ત અહીં જનો. ૩૮

"ત્યજી વિકાર અનેક સુખી તું થા
"ત્યજી મનોભ્રમ શાન્ત વિશુદ્ધ થા;
"અહીં વિલાસી વિનોદીપણું સદા
"અહીં સુબુદ્ધિ, સુખે સ્મર સ્થાન આ." ૩૯

અનુષ્ટુપ્:—

મધુરાં મધુરાં કાંઈ, હર્ષથી બોધ આપતાં
ગુઞ્જનો સુણતાં છૂપાં, સ્નાન સ્થાન જતાં જતાં, ૪૦

સ્મર્યાં સમ્બન્ધી સ્નેહી ને સ્મર્યા શ્રી વ્યંકટેશને
સ્મરતાં, દિવ્ય એ સ્થાને આદર્યું સ્નાનકર્મને, ૪૧

× × ×

હરિગીત:—

દિવ્ય આ શું સ્થાન દીસે ! દિવ્ય શું સરિતા મરે !
દિવ્ય આ જલધિ અર્પે દિવ્યતા કંઈ કાયને ?
હા ધન્ય છે મમ માતૃભૂમિ ! ધન્ય છે પ્રભુ હો તને !
સૃષ્ટિ વિષે આ સ્વર્ગને નિહાળીને વિકસું ખરે ! ૪૨

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

---

# પરમાત્મ–નમન.

ૐ તત્સત્પરમાત્મન્, નમન તુજ પદે,
જેની સત્તા સર્વ વિશ્વમા,
રહી અખુટ વ્યાપી,
અલખ નિરંજન, દુષ્ટનિકંદન,
ભક્તને શાંતિ પ્રદે...ૐ તત્સત્પર૦

સકલ સૃષ્ટિના આદ્ય કર્તા,
સર્વાન્તર્યામી
મુનિજનવંદિત, સુરજનસેવિત,
આત્યંતિક સુખ દે...ૐ તત્સત્પર૦

તુજ પ્રકાશે સૂર્ય પ્રકાશે,
ગૃહ નક્ષત્રો ભાસે,
તેજોરાશિ, તુ અવિનાશી,
ઘટ ઘટ વ્યાપિ રહે...ૐ તત્સત્પર૦

યોગીથી નવ પાર પમાએ,
પંડિત શુકવત્ પડે,
તુજ કૃપાએ, જ્ઞાન પમાએ,
અભેદ સુખને લહે...ૐ તત્સત્પર૦

શિખરિણી:—

તમે ધાતા ત્રાતા, અખિલ જનતાને સુખ કરો,
ઉપાધિ ટાળીને, હૃદય તણી ગ્રન્થી ઝટ હરો;
ખુલે અન્ત ચક્ષુ, દહન થઈ જાએ તિમિરનું,
અવિદ્યાને પારે, સ્વરૂપ તુજ પામી સ્થિર થઉં.

માલિની:—

અચલ વિમલ ધામે, પૂર્ણ વિષ્ણુ સ્થિતિ તે,
નહિ સુખ દુઃખ ત્યાં તો, એક શાંતિ વહે છે;
અજબ અજબ જ્યોતિ, સર્વ આકાશ છાએ;
રવિ શીતકર વહ્નિ, તારકા લુપ્ત થાએ.

અનુષ્ટુપ:—

બ્રહ્માત્મૈક્ય સ્ફુરંતાં રે, સંશયો સર્વ જાય છે,
સચ્ચિદાનંદરૂપીની, પ્રાપ્તિથી પ્રાપ્ય ના રહે.

ઉપજાતિ:—

હે નાથ મ્હારો, તુજથી અભેદ,
પ્રભુ તથાપિ, સહુનો પિતા તું;
યાચું ઉપાસું, હૃદયે સ્મરૂં હું.
સમાધિકાલે, રસ-ઐક્ય પામું.

આયથી સર્વજ્ઞ મહેશ્વર,
પ્રભવ વેદનો આદિ,
દુઃખનિવારક, ભવભયહારક,
સત્ય બોધ તું દે...ૐ તત્સત્પર૦

શિખવ શિખવ કર્તવ્ય જગતને,
યજ્ઞવેદી ઉદ્ભવે,
હોમી પ્રીતિ, હોમી ભક્તિ,
બ્રહ્મયજ્ઞ આચરે
બ્રહ્મયજ્ઞ આચરે, નર, અભેદ પૂરમાં વહે...ૐ તત્સત્પર૦

પુરૂષોત્તમ હરિકૃષ્ણ પુરાણી.

# સાહિત્ય અને તેનાં અંગો.

સાહિત્ય એ જનસમૂહનું જીવન છે જનમંડળમાં રહેલા ગંભીર વિચારો અને ઉત્કટ લાગણીઓ, તેમની દૃઢ શ્રદ્ધાઓ અને તેમની ઉંડી આશાઓ, તેમની તીવ્ર વેદનાઓ અને તેમનાં મીઠાં મનોરથો સાહિત્યદ્વારા પ્રકટ થાય છે બીજ રૂપે રહેલા ભાવો સાહિત્યદ્વારા વિકાસ પામે છે અવ્યક્ત રહેલા વિચારો સાહિત્યદ્વારા બહાર નીકળે છે અસ્ફુટ અને નિર્બળ સ્વરૂપમાં દબાયલી લાગણીઓ સાહિત્યદ્વારા વધારે ગાઢી વધારે બળવાન અને વધારે જોરસદાર બને છે જેવી સમાજની પરિસ્થિતિ તેવું તેનું સાહિત્ય જેવું સમાજનું સાહિત્ય તેવી તેની પરિસ્થિતિ ઇંગ્લાંડમાં રાણી ઇલિઝાબેથના સમયમાં દેશની આર્થિક, વ્યાવહારિક, સર્વ રીતે ઉન્નતિ થઈ તો તેની સાથે તેજ કાળમાં શેક્સપિયર બેન જૉન્સન, માર્લો, બોમન્ટ અને ફ્લેચર વગેરે અનેક સમર્થ કવિઓને હાથે ત્યાર પછીના સમયમાં કદી ન લખાય એવા અત્યુત્તમ નાટકો પણ રચાયાં પ્યુરિટન મતના કૃત્રિમ બન્ધનોમાં સપડાયલી પ્રજા જ્યારે તે બન્ધનોમાંથી છૂટી થઈ ત્યારે લોકોની રહેણી કરણીમાં જે નિરંકુશતા વ્યાપી રહી તેની અસર તેઓના સાહિત્ય ઉપર પણ જણાયા વિના રહી નહીં પ્રજાકીય જીવન મન્દ પડ્યું અને બહારના આડંબરો વધવા માંડ્યા તેની સાથે કવિહૃદયનો સ્વાભાવિક વેગ પણ મન્દ પડ્યો અને અકુશળ કવિઓને હાથે અતિ તર્ક અને કૃત્રિમતાથી દૂષિત થયલી કવિતાઓ રચાવા માંડી પક્ષાપક્ષીનો પવન જોરથી ફુંકાયો અને ક્લબ કૉફીહાઉસમાં સમય વ્યતીત થવા લાગ્યો તેની સાથે એક તરફથી કટાક્ષમય રચના (satire) નો વિકાસ થયો અને કવિતામાં વિચારના કરતાં વાણીને વધારે મહત્ત્વ અપાયું કવિત્વભર્યા વિચારોને બદલે શુષ્ક દલીલોને કવિતામાં સ્થાન મળ્યું—તો બીજી તરફથી ઍડીસન અને સ્ટીલ જેવા સમર્થ લેખકોએ સાદી, સરળ, અને લોકપ્રિય થાય એવી સુન્દર શૈલીમાં લખીને ગદ્યનો વિકાસ કરવા માંડ્યો, વર્તમાનપત્રોદ્વારા લોકોના મનમાં ઉતરી જાય તેવી રીતે અનેક સામાજિક પ્રશ્નોની વ્યાવહારિક ચર્ચા કીધી જનસમાજની અનિષ્ટ રૂઢિઓનો સબળ રીતે ઉચ્છેદ કર્યો, અને આધુનિક નવલકથાઓનો પાયો નખાયો એજ પ્રમાણે ફ્રાન્સમાં થયલા મહાન રાજ્યપરિવર્તનની અસર યુરોપના સર્વ દેશોમાં તેવી ઇંગ્લાંડમાં પણ થઈ, અને તેથી થયેલો સંક્ષોભ તે વખતના અને કવિઓ અને નવલકથાકારોની કૃતિઓ વડે સ્થાયી સ્વરૂપમાં પ્રકટ થયો એજ ફ્રાન્સનું રાજ્યપરિવર્તન વૉલ્ટેર અને રૂસો જેવા ફિલસુફોના વિચારોને કેટલું આભારી હતું એ ઇતિહાસની જાણીતી વાત છે ઇટાલિની પ્રજામાં પણ જે નવું બળ આવ્યું, સ્વતન્ત્રતાની લડાઇમાં ટકી રહેવાનું જે સામર્થ્ય આવ્યું તે મેઝીની જેવા સમર્થ લેખકના વિચારોનું જ પરિણામ હતું એથી ઉલટું, રૂશિયામાં પીટર ધી ગ્રેટે દાખલ કરેલા સુધારાઓ બહારથી એકાએક કૃત્રિમ રીતે દાખલ થયેલા હોવાથી, સમાજના રુધિર સાથે તે ભળી ગયેલા ન હોવાથી, તેનાથી દેશને સંગીન લાભ થવાને બદલે કેટલીક હાનિ પહોંચી, સાક્ષરો અને સામાન્ય જનસમૂહ વચ્ચેનું અન્તર વધતું જ ગયું, સમાજસ્થિતિની સાહિત્ય ઉપર જોઇએ તેવી અસર થઈ નહીં, સાહિત્યનો સર્વાંગે વિકાસ થયો નહીં, અને રૂશિયાના વિદ્વાનોનું બુદ્ધિચાતુર્ય સુન્દર કૃતિઓ રચવાને કે લોકોની રસવૃત્તિઓને પોષવાને બદલે માત્ર

ઉપદેશાત્મક વચનો કહેવામાં જ આવી રહ્યું. ઇટાલિમાં જેવો ડેન્ટી થઈ ગયો, જર્મનીમાં જેવો ગેથે થઈ ગયો, ગ્રીસમાં જેવો હોમર થઈ ગયો તેવો એક પણ કવિ રૂશિયામાં થયો નહીં, અને હાલના સુપ્રસિદ્ધ સાધુચરિત વીરનર અને ઉત્તમ નવલકથાકાર કાઉન્ટ લિયો ટૉલ્સ્ટૉયની પણ સઘળી કૃતિઓ ઉપર જણાવેલા આખાં રૂશિયન સાહિત્યના દોષથી મુક્ત રહી નહીં.

ઇંગ્લાંડ, ફ્રાન્સ, ગ્રીસ, ઇટાલી, રૂશિયા, જર્મની-એ દૂરના દેશોને મૂકીને આપણે આપણાં ભારતવર્ષ તરફ વળીશું તો ત્યાં પણ સાહિત્ય અને સમાજની વચ્ચે એવો જ ગાઢો અને અનિવાર્ય સંયોગ આપણા જોવામાં આવશે. " નાંખી નજર ના પહોંચે એવા જે પ્રાચીન યુગમાં પ્રકૃતિની વિવિધ વિભૂતિમાં પ્રકાશતા દિવ્ય સત્ત્વનો મહિમા ઋષિઓએ ગાયો, તેજ યુગમાં આર્યોના આધિપત્યે આર્યાવર્તને આર્યાવર્ત બનાવ્યો. જે સમયે ઉપનિષદ્ સાહિત્યની પરમોજ્જ્વળ બ્રહ્મભાવના પ્રગટી, તે સમયે ગાર્ગી વાચકનવી આદિ મહિલાઓ પૂજાઈ અને અરૂંધતી સપ્તર્ષિની પંક્તિમાં માન્ય પદ પામી. જે જમાનાએ રામાયણ અને મહાભારત જેવી વિશ્વવિખ્યાત વીરસંહિતાઓને જન્મ આપ્યો, તેણે ભારતભૂમિની નૈતિક ને આધ્યાત્મિક ઉન્નતિ પણ જોઈ. જે વખતમાં બુદ્ધ ભગવાનનાં ઉદ્બોધક વચનોનાં ત્રિપિટક ગૂંથાયાં, તે વખતમાં વિશ્વવિજયી સિકંદરના સમર્થ અનુયાયીઓએ સાર્વભૌમ ચંદ્રગુપ્તની અને તેના મહા પ્રતાપી પુત્ર અશોકની મૈત્રી શોધી. જે કાળમાં વિશુદ્ધ દાંપત્યપ્રીતિનું આદર્શ મેઘદૂત ઉદ્ભવ્યું, તે કાળમાં ભરતખંડે સ્વરાજ્ય પાછું મેળવ્યું. "+

એજ પ્રમાણે આપણા ગુજરાતી સાહિત્યના પ્રથમ યુગમાં—જૂની ગુજરાતીના સમયમાં—ગુજરાતના અભ્યુદયની સાથે તેના સાહિત્યમાં પણ ઉત્સાહ, પ્રેમ, અને શૌર્ય ઝળકી રહ્યાં હતાં. ત્યાર પછી એ દેશ પારકા રાજ્યની ધુંસરી હેઠળ જોડાયો અને નરસિંહ, ભાલણ, અને પદ્મનાભ જેવાં કવિરત્નોમાં આગલા સમયનો વેગ થોડીવાર ટકી રહીને તેઓનાં અવસાન સાથે એ વેગનો પણ અન્ત આવ્યો. ત્યાર પછીના કાળમાં તો સામાન્ય જનસમૂહની ધર્મવૃત્તિને સંતોષ આપવાને માટે કથા પુરાણોમાંથી વસ્તુ લઇને જુદાં જુદાં આખ્યાનો જ લખાયાં. જે ભાષાના પ્રથમ યુગમાં—સાહિત્યના પ્રભાતમાં—નરસિંહ મહેતા જેવા ભક્ત કવિનાં પ્રભાતિયાં ગાઇ રહ્યાં હતાં તેના મધ્ય યુગમાં—સોળમા અને સત્તરમા શતકમાં—કવિતાનાં સ્વર્ગીય ગાનનો ધ્વનિ છેક મન્દ પડી ગયો. અઠારમા શતકમાં કવિવર પ્રેમાનંદનાં રસભર્યાં આખ્યાનો વડે, સામળ ભટ્ટની કલ્પિત કથાઓ વડે, અખાભક્તના જ્ઞાનમય ઉપદેશ વડે કવિતામાં કંઈ નવું બળ આવેલું માલમ પડ્યું. પણ ત્યાર પછીના શતકમાં ઘણે ભાગે ભજનિયાં ને વૈરાગ્યનાં જ પદો રચાયાં, અને જો દયારામ જેવો રંગીલો કવિ ન જન્મ્યો હત તો એ આખા શતકનું સાહિત્ય તદ્દન નિર્બળ અને નિઃસત્ત્વ લેખાત. ધીરા ભક્તની કાફી અને ભોજા ભક્તના ચાબખા પણ એજ કાળમાં લખાયા. ત્યાર પછીના સુધારાના સમયમાં નર્મદની " મસ્ત " શૈલીનો અને દલપતની " સમારંજની " શૈલીનો ગુજરાતીઓએ સ્વાદ ચાખ્યો અને તેમાંથી કંઈ નવું જ બળ પ્રાપ્ત કીધું.

---

+ રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું બીજી સાહિત્યપરિષદ્માં પ્રમુખ તરીકેનું ભાષણ.

પણ કવિતામા જ સાહિત્યની પરિસમાપ્તિ નથી, અને પ્રેમ-શૌર્યનાં ગીત ગાનાર વીર નર્મદે કવિતા રચવા સિવાય બીજી અનેક રીતે સંગીન સાહિત્ય-સેવા બજાવી છે. "ગુજરાતી ભાષામાં રૂઢ ગદ્ય લખવાનો પ્રથમ પ્રયાસ કરનારને તેમા અસાધારણ સફળતા મેળવનાર એજ મસ્ત કવિ છે. કવિચરિત લખવાનો રીવાજ પણ એમણે પાડયો. ગુજરાતી ભાષાના કોષને વ્યાકરણ પણ પ્રથમ એમણે જ લખ્યા. પિંગળ ને અલંકારશાસ્ત્રને પણ એમણે જ ગુજરાતી ભાષામા પ્રચલિત કર્યાં. સુધારાનો સબળ ઝુંડો પણ એમણે જ ઉપાડયો, રાજ્ય રંગમા વિવિધ પ્રજાઓનો ઇતિહાસ પણ એમણે જ લખ્યો, દેશાભિમાનની મસ્તી પણ એમણે જ જારી કરી. "દેશાભિમાન" શબ્દ પણ એમણે જ પ્હેલી વાર ગુજરાતીમા વાપર્યો ઇતિહાસને જુના શાસ્ત્રના અધ્યયનથી સુધારાની નિષ્ફળતા માલમ પડી ત્યારે સુધારા વિરૂદ્ધ લખાણ પણ કવિએ રસભેર ઉલટભેર કીધું"× એ પ્રમાણે એ કવિની, પ્રવૃત્તિ સર્વદેશી હતી

ત્યાર પછીના સમયમા સાહિત્યના વિકાસ અર્થે જે જુદા જુદા પ્રયત્નો થયા છે, જે નવા નવા પ્રયોગો અજમાવાયા છે, જે નવા નવા સિદ્ધાન્તો ઘડાયા છે, અને જે વિવિધ પ્રકારના સમર્થન થયા છે તે સર્વ કોઇને જાણીતા છે, અને એ સર્વને પરિણામે સાહિત્યને સંગીન લાભ કેટલો થયો તે નિર્ણય કરવાનો વખત હજી આવ્યો નથી, રાષ્ટ્રમા જે નવુ ચેતન આવ્યુ છે તેને પરિણામે દેશાભિમાનના કાવ્યોની જરૂર પણ જણાઈ છે. પણ હાલના સમયમા આપણા સાહિત્યને દેશાભિમાનના કાવ્યોની ઘણી જરૂર છે, માટે એવા કાવ્યો લખવા એવા વિચાર માત્રથી સારા કાવ્ય લખી શકાય નહીં.' સહસ્રલિંગ તળાવના કામ ઉપરથી પાટણ" એ કાવ્યમા ના. નરસિંહરાવ પાટણના હાલના હાલ વિષે ખેદ કરતા કહે છે કે—

> "ગુર્જરનો પૂત રહી ઉભો આ સ્થળમા,
> કોણ એહવો જેહ નયન ભીંજ્યા નહીં જળમા?"

દેશાભિમાન વધારનારા કાવ્યોમા પ્રાચીન મહાત્માઓના કે પ્રાચીન સ્થળોના જેમા વખાણ થયા હોય તેવા કાવ્યોનો પણ સમાવેશ થાય છે. એવા કાવ્યોની જરૂરિયાત પૂરી પાડવાના ઉદ્દેશથી જ રા મગનભાઈ ચતુરભાઈ પટેલ તરફથી "ક્ષાત્રપાળ-મહારાણા પ્રતાપ" નામનુ કાવ્ય લખાયુ છે, જો કે એ પ્રયત્ન કેટલે અંશે સફળ થયો છે એ વિષે મતભેદનો અવકાશ રહે છે. ઉપલુ રા નરસિંહરાવનું નાનકડુ કાવ્ય કંઈ અમુક ઉદ્દેશથી લખાયુ છે એમ લાગતું નથી, તો પણ રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા પોતાના "કાવ્યમાધુર્ય" મા એ કાવ્યની ટીકામા કહે છે તેમ "કોણ એહવો જેહ ઈ સવાલો જેમ વિશેષ પુછાય તેમ સ્વદેશચિંતવન વધારે થવા સંભવ છે" એ પરથી કોઈ ઉત્સાહી યુવક એમ ધારે કે સ્વદેશચિંતવનની હાલના સમયમા ઘણી જરૂર છે, માટે મ્હારે પણ એવા પ્રશ્નો પૂછવા તો તેથી કંઈ તે સારૂ કાવ્ય બનાવી શકે નહીં. કવિતાને 'હૃદયનો ઉભરો' કહો કે 'આત્માનો આવિર્ભાવ' કહો કે 'ભાવનો સતત પ્રવાહ' કહો, પણ એટલુ નક્કી છે કે સારી કવિતા રચવાને માટે એ ઉભરો સ્વાભાવિક હોવો જોઇએ, એ આવિર્ભાવ લાગણીના પ્રબળ વેગને

× સાહિત્યરત્નની પ્રસ્તાવના, 'સાહિત્યનો ઇતિહાસ,' પૃષ્ઠ ૩૮

લીધે થતો હોવો જોઇએ, એ સતત પ્રવાહવાળો ભાવ હૃદયનાં ઉંડાણ સુધી પહોંચેલો હોવો જોઇએ.

"કવિત્વની વૃત્તિ કવિ વિચાર કરી ઉત્પન્ન કરી શકતો નથી, પણ તે વૃત્તિ પોતાની મેળે ઉત્પન્ન થાય છે ત્યારે તે કવિતા રચવામાં પ્રવૃત્ત થાય છે. આ માટે ઇશ્વરદત્ત ધન્ય ક્ષણમાં કવિતા રચાય છે એમ કહેવામાં આવે છે."*

દેશાભિમાન જગવનારી કવિતા જે બનાવે તે જ કવિ એવો નિયમ કોઈ પણ સાહિત્યમાં સ્વીકારાયલો વાંચવામાં કે સાંભળવામાં આવ્યો નથી. રા. રણજીતરામ વાવાભાઈ કહે છે તેમ રા. નરસિંહરાવ ભોળાનાથે એક પણ દેશાભિમાનનું સારૂં કાવ્ય ન રચ્યું હોય, તો પણ તેટલા જ પરથી એમની કવિતામાં જે બીજી અનેક ખુબીઓ છે તે નષ્ટ થતી નથી, અને એમના જોડણી કે ભાષાશુદ્ધિ વિષેના વિચારોમાં જેટલો મતભેદનો અવકાશ રહે છે તેટલો "મધ્ય રાત્રિયે કોયલ," "ચંદા," "દિવ્ય સુંદરીઓનો ગરબો" વગેરે કાવ્યોનાં કાવ્યત્વ વિષે રહેવાનો સંભવ નથી.

એજ પ્રમાણે, દરેક કવિએ સૃષ્ટિસૌન્દર્યનાં–કુદરતની લીલાનાં–ગાન ગાવાં જ જોઇએ એવો પણ નિયમ નથી. રા. નરસિંહરાવનાં અને સ્વ. કલાપીનાં જેવાં, ગયા મે માસનાં "જ્ઞાનસુધા"માં પ્રસિદ્ધ થયલાં રા. ન્હાનાલાલનાં "શરદ પુનમ" જેવાં કાવ્ય બનાવવાની સર્વમાં શક્તિ ન હોય. છતાં કોણ કહેશે કે હાલના ઉત્સાહી યુવકોમાંથી કોઈ કવિ પોતાના સાંકડા પ્રદેશમાં એ કવિઓ કરતાં પણ વધારે સુન્દર રચના નહીં જ કરી શકે ?

આત્મલક્ષી–સ્વાનુભવરસિક કવિતા સારી કે પરલક્ષી–સર્વાનુભવરસિક કવિતા સારી એ પ્રશ્નનો નિર્ણય પણ કવિતા લખનારને આવશ્યક નથી. ફ્રેંચ સાહિત્યમાં એક કાળ એવો હતો કે જ્યારે આત્મલક્ષી–કવિતામાં જ કાવ્યત્વ આવી રહ્યું છે એમ ગણાતું અને લોકો જાહેરમાં પોતાનાં રોદણાં રડવામાં જ આનન્દ માનતા. એથી કેટલીક સારી આત્મલક્ષી કવિતાઓ રચાઈ, પણ કવિ થવાનો લોભ એ એવી અજબ વસ્તુ છે અને પોતાના હૃદયની સાચી જુઠી વાત કહેવાનું કામ પ્રમાણમાં એટલું સ્હેલું છે કે ફ્રેંચ ભાષામાં કવિઓ ધહુંમાં ફૂદાંની પેઠે ખદબદવા લાગ્યા અને આપણા આધુનિક સાહિત્યની પેઠે ફ્રેંચ સાહિત્યમાં પણ કવિની કીર્તિ સુલભ થતી અટકાવવાને માટે અનેક સૂક્ષ્મ નિયમો રચાયા. એ નિયમોમાંનો એક એ હતો કે કવિતાના વ્યાપારમાં કવિ–હૃદય પ્રધાન વસ્તુ નથી, પણ ગૌણ વસ્તુ છે. કવિતાનું મુખ્ય સ્થાન હૃદયમાં નથી, પણ બુદ્ધિમાં છે. લાગણીવાળી કવિતા તે ઉત્તમ નહીં, પણ કલ્પનાવાળી કવિતા તેજ પ્રશંસાને પાત્ર છે.

"હૃદયમાં રાગ છે; હૃદયમાં ભક્તિ છે; હૃદયમાં અનીતિ છે; કલ્પનામાં જ કવિતા છે." "હૃદયની લાગણી કવિનાં કામને સર્વાંશે અનુકૂળ નથી. લાગણીની તીવ્રતા હદ બહારની હોય તો તે કવિનાં કામને હાનિકર્તા પણ થઈ પડે. કલ્પનાની તીવ્રતા એથી જુદી જ જાતની

* જ્ઞાનસુધા, મે, ૧૯૦૯, 'ઇશ્વરનું કવિત્વ.' પૃ ૧૦૭.

છે. ત્વરાથી, સહજ રીતે, પસંદગી કરવાનું, ન્યાય કરવાનું, તુલના કરવાનું, અમુક વસ્તુને ભજવાનું અને અમુકને ત્યજવાનું એને આવડે છે. "×

એ નિયમ જો આપણા સાહિત્યમા સ્વીકારાયો હોત તો તો કલાપી જેવા કવિને માટે 'એ કવિ છે કે સ્નેહી?" એવો પ્રશ્ન ઉદ્ભવત જ નહીં. પણ કમનસીબે એવો નિયમ કોઈ પણ સ્થળે સર્વમાન્ય થયલો જાણવામાં આવ્યો નથી, અને ફ્રાન્સમા પણ સાહિત્યની સ્થિતિ અમુક પ્રકારની હતી ત્યારે કેટલાક સાહિત્યકારોએ ઘડી કહાડેલો એ નિયમ તે સમયની જરૂરિયાત જ પુરી પાડતો હતો, નહીં કે તેમા કંઈ સનાતન સત્ય સમાયલું હતું. પ્રાચીન કાળમા આપણા દેશના કેટલાક સ્મૃતિકારોએ જેમ તે વખતની સ્થિતિને અનુકૂળ એવા બાળલગ્ન વગેરેના નિયમો ઘડ્યા હતા તેમજ ફ્રાન્સમા તે વખતની સ્થિતિને અનુકૂળ એવો આ નિયમ ઘડાયો હતો. અનેક સાહિત્યકારોએ સ્થાપેલા અને સર્વમાન્ય થયલા મતથી એ કેવળ ઉલટો જ છે એ નિઃસંશય છે.

પણ કલાપી કવિ છે કે સ્નેહી—એ પ્રશ્નની ચર્ચા કરવાનું આપણે હાલ મુલતવી રાખીશુ. સાહિત્યનો સમાજસ્થિતિની સાથે કેવો સૂક્ષ્મ સમ્બન્ધ છે એ યુરોપના સાહિત્યના ઇતિહાસથી તેમ જ આપણા પ્રાચીન અર્વાચીન સાહિત્યોના વિકાસક્રમથી બતાવવાનો જ આપણો ઉદ્દેશ હતો. વર્તમાન કાળમા અંગ્રેજી કેળવણીને પરિણામે દેશાભિમાનના, સૃષ્ટિસૌન્દર્યના, કવિતાના આત્મલક્ષી અને પરલક્ષી વિભાગના જે જે વિચારો સમાજમા દાખલ થવા માડ્યા છે તે સમાજના અંગમા પુરેપુરા ઉતર્યા ન હોય, કવિહૃદયમા પણ તે જોઇએ તેવા જામ્યા ન હોય ત્યાર પ્હેલા તે સામાન્ય જનસમૂહમા કવિતાદ્વારા દાખલ કરવાનો પ્રયત્ન નિષ્ફળ જવાનો જ સંભવ છે એ કહેવાનુ આ સ્થળે અપ્રાસંગિક ન્હોતુ. હવે આપણે સાહિત્યના જુદા જુદા અંગ વિષે કંઈક વિવેચન કરીશુ એ વિવેચનમા વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના, શાસ્ત્રો અને કળાઓના પુસ્તકોને આપણે બાતલ જ કરીશુ

**કાવ્ય, નાટકો, સંવાદો, નવલકથાઓ, વાર્તાઓ, નિબંધો,** એ સર્વ સાહિત્યના જુદા જુદાં અંગ છે. એ સર્વમા **કાવ્ય** એ ઉત્તમ કહેવાય છે કાવ્યના પણ જુદા જુદા વિભાગ હોય છે, પણ તે વિષે અત્રે વિસ્તારની જરૂર નથી **નાટક** તે પણ કાવ્યનુ જ એક સ્વરૂપ છે, અને તે ઉંચામા ઉંચું સ્વરૂપ છે. જેમા ઉંચા પ્રકારનુ કળાવિધાન જોવામા આવે તેવા **સંવાદો**ની પણ નાટકોમા જ ગણત્રી થાય પરંતુ હાલના પ્રસંગને માટે કાવ્યો, નાટકો, અને સંવાદોએ ત્રણેને આપણે જુદા જ રાખીશુ તો તે વિષે વિવેચન કરવુ વધારે સગવડ ભર્યું થઈ પડશે **નવલકથાઓ** અને **વાર્તાઓ**મા કલ્પના હોય છે, વર્ણનો હોય છે, જન સ્વભાવના ચિત્રો હોય છે. પણ તેની કલ્પના કવિતા કરતા ઓછા ગૌરવવાળી હોય છે, તેમાં કલાવિધાન ઉતરતા પ્રકારનુ હોય છે, અને તેમા સંસારની સૂક્ષ્મ વીગતો પણ અસ્થાને નથી ગણાતી. વાર્તાઓના કરતા **નવલકથા**મા વધારે ઉંચુ કલાવિધાન જોવામા આવે છે. **નિબંધો**મા કલ્પના સૌથી થોડી હોય છે, પણ તેથી એ અંગ સૌથી ઓછા મહત્ત્વનું છે એમ સમજવાનુ નથી જેમા ભાવ વધારે ઉત્કટ હોય છે, જેમા કંઇક કર્ણપ્રિય લાગે એવી વાક્યરચના હોય છે તેવા નિબંધો પણ કાવ્યમા ગણાય છે. કલ્પના વસ્તી ઓછી દીઠામાં આવે છે તે પરથી આપણે ઉપર જણાવેલા સાહિત્યના અંગોને ત્રણ વિભાગમાં ગોઠવીશું

× Dowden's Studies in Literature "On some French Verse" પૃષ્ઠ ૪૦૦

૧. કાવ્યો, નાટકો, અને સંવાદો.

૨. નવલકથાઓ, વાર્તાઓ, અને રૂપકો (allegories.)

૩. નિબંધો અને અન્ય પ્રકારના લેખો.

પ્રથમ વિભાગમાં સૌથી ઉંચા પ્રકારનું કલાવિધાન દીઠામાં આવે છે, બીજામાં કલ્પના હોય છે પણ તેનો પ્રભાવ પ્રથમ કરતાં કંઈક ઓછો: ત્રીજામાં કલ્પનાને અવકાશ રહેતો નથી પણ અમુક વસ્તુઓ અથવા અમુક વસ્તુ વિષેના વિચારો સીધી ને સરળ રીતે કહેવાનો જ ઉદ્દેશ હોય છે. આ લેખમાં આપણે નીચેના ક્રમમાં સાહિત્યનાં જુદાં જુદાં અંગોને વિષે કંઈક વિવેચન કરીશું.

૧. નાટકો.

૨. સંવાદો.

૩. નવલકથાઓ, વાર્તાઓ, અને રૂપકો.

૪. નિબંધો અને અન્ય પ્રકારના લેખો.

૫. કાવ્યો.

'છન્દોબદ્ધ રચના' નાં લક્ષણ વડે છેલ્લું અંગ બાકીનાં ચારથી છૂટું પડે છે.

પ્રથમ આપણે નાટકો વિષે બોલીશું.

## ૧. નાટકો.

નાટકો અને નવલકથાઓ વિષે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના 'હીરક' મહોત્સવ પ્રસંગે રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠે સવિસ્તર વિવેચન કર્યું હતું. એટલે તેમાં ઘણું ઉમેરી શકાય એમ નથી. સઘળા દેશમાં બને છે તેમ આ દેશમાં પણ કવિતાનો જન્મ પ્રથમ થયો, અને ગદ્યની એક સાહિત્યના ઉપયોગી અંગ તરીકે ખીલવણી અનેક શતકો પછી થઈ. "નાટકો" માં ગદ્ય પણ હોય છે એટલા ભેદને લીધે આપણે એને "કાવ્યો" થી જુદાં પાડ્યાં છે, તો પણ સાહિત્યમાં ગદ્યના કરતાં જેમ કવિતા પ્રથમ લખાઈ, તેમ પ્રથમના ચાર વિભાગોમાંથી નવલકથાઓ કે નિબંધો કે સંવાદો કરતાં નાટકો પ્રથમ લખાયાં. ગ્રીસમાં, ઇંગ્લાંડમાં, તેમજ પ્રાચીન ભારતમાં સાહિત્યનું એ અંગ પ્રથમ કેળવાયું, નાટકો કેવાં હોવાં જોઇએ તે વિષે સૂક્ષ્મ નિયમો રચાયા, અને તે નિયમાનુસાર લખાયલાં નાટકો ભજવવામાં આવતાં હોવાથી અને તે ઈતર કાવ્યોની પેઠે મ્હોડે કરવામાં આવતાં હોવાથી જનસમાજમાં તેનો ઘણો સત્કાર થતો. પણ ગુજરાતી ભાષામાં નાટકના આકારમાં પ્રકટ થયલું ઉત્તમ સાહિત્ય ઘણું થોડું છે. પ્રાચીન કવિઓમાં તો પ્રેમાનંદનાં ત્રણ નાટકો જ પ્રસિદ્ધિમાં આવેલાં તેને કવિ જાતે "આખ્યાન" નું નામ આપે છે. તે સંસ્કૃત સાહિત્યકારોએ રચેલા નિય-

માનુસાર ઘડાયા છે તેમા ઉચા પ્રકારનુ કવિત્વ અને જનસ્વભાવનુ બ્હોળું જ્ઞાન દીઠામાં આવે છે પણ તેની કવિતાની શૈલી ઘણી કૃત્રિમ છે અને પ્રેમાનન્દના બીજાં કાવ્યોમા જે મનોહરતાની ખુબી જોવામા આવે છે તે એ કવિતામા નથી જોવામા આવતી ત્યાર પછી તો નાટક તરફ બીજા કોઈ કવિનુ લક્ષ ગયુ જણાતું નથી આધુનિક સમયમા ગ્યાયના નાટકોમા કવિ દલપતરામનું ' મિથ્યાભિમાન ' નાટક, રા રણછોડભાઈ ઉદયરામનુ " લલિતા દુ ખદર્શક ' નાટક રા નવલરામનુ ' વીરમતિ ' નાટક તથા " ભટનુ ભોપાળું," રા ગણપતરામ રાજારામનુ ' પ્રતાપ " નાટક, સ્વ મણિલાલ નભુભાઇનુ " કાન્તા " નાટક વગેરે સુપ્રસિદ્ધ છે, તેમજ કેટલાક સસ્કૃત, અંગ્રેજી નાટકોના ભાષાન્તર પણ વિદ્વાનોને હાથે થયના છે છતા ઉત્તમ નાટકકારોમા જે ઉચ્ચ કલાવિધાન જોવામા આવે છે, જે વસ્તુ સકલનાની ખુબી જોવામા આવે છે, જે જનસ્વભાવનુ વિશાળ અને ઉંડુ જ્ઞાન જોવામા આવે છે, જે સ્નેહની વિપુલતા, સ્વાભાવિકતા, અને સાર્વત્રિકતા જોવામા આવે છે, જે ભાષાનો કાબુ જોવામા આવે છે, જુદી જુદી સ્થિતિના માણસોની બોલીઓનુ જે જ્ઞાન જોવામા આવે છે, જે શબ્દોનો ભડોળ જોવામા આવે છે, પાત્ર-આલેખનના વ્યાપારમા, ભાવના ઉદ્ઘાટનમા, પ્રસગના વિવરણમા જે કુશળતા અને વ્યક્તિત્વનુ વિસ્મરણ જોવામા આવે છે તે આધુનિક નાટકોમા નથી જોવામા આવતા એ નિ સશય છે અને જુદી જુદી નાટક કપનીઓ તરફથી ભજવાતા નાટક તો એથી પણ ઉતરતા છે

એક વિદ્વાન લેખક* કહે છે કે આધુનિક સમાજમા ' નાટકકાર " તે " કુંભકાર ' કે " શકટકાર " કે બીજા કોઈ ' કાર ' ના જેટલો જ ઉપયોગી અને પ્રતિષ્ઠિત પુરુષ છે, અને એના બીજા કારીગર બધુઓ કરતા લોકમતમા એ કોઈ પણ રીતે ઉતરતો ગણાવો જોઇએ નહીં છતા લોકો તેના તરફ જોઇએ તેવા માનની નજરથી જોતા નથી તેનુ જો કઈ પણ કારણ હોય તો તે એ જ છે કે કુભકાર અને શકટકાર દેહની જરૂરિયાત પુરી પાડવાને માટે મૃત્તિકા કે કાઠ ઉપર પોતાનો વ્યાપાર ચલાવે છે અને બરાબર સગવડ ભરેલુ થાય એવુ યન્ત્ર બનાવે છે, ત્યારે નાટકકાર આત્માની જરૂરિયાત પુરી પાડવાને માટે વિચાર ને લાગણી ઉપર પોતાનો વ્યાપાર ચલાવે છે અને બરાબર સગવડ ભરેલું નહિ એવુ યન્ત્ર બનાવે છે બીજી કોઈ પણ રીતે એ કુભકાર કે શકટકાર કરતા ઉતરતો નથી કોઈ પણ પ્રામાણિક માણસ એટલું તો કબુલ કરશે કે એક નાટક બનાવવાને માટે જે બુદ્ધિ જોઇએ છિયે તેટલી જ બુદ્ધિ એક કુભ કે શકટ જ નહીં, પણ વધારે કારીગરીવાળુ કોઈ યન્ત્ર બનાવવાને બસ થાય છતા એક રીતે જો લોકો તરફથી નાટકકારોને ગેરલાભ થતો હશે તો બીજી રીતે લાભ પણ થતો હશે ઍડમ સ્મિથના કહેવા પ્રમાણે જે ધંધા ઓછા આબરૂદાર ગણાય તેમા ઉપજ વધારે એ પ્રમાણે એક ચીજનો બીજી ચીજથી બદલો વળતો હોવાને લીધે નાટકકાર પોતાનું જીવન હજી પણ ટકાવી રાખી શકે, અને તે રાખે જ છે એ આપણે જોઇએ છિયે કારણ કે, નાટકકારો હમેશા હતા, છે, અને હશે. પછી કાળે કરીને આખી મનુષ્ય જાતિ નાટકનો ધધો જ બધ કરે અથવા તો દરેક નાટક ભજવનારો પોત

* Carlyle s Critical and Miscellaneous Essays, 2 ' German Playwrights,"

પોતાનું નાટક લખે ને એ પ્રમાણે નાટકકારનો ધંધો નાટક ભજવનારના ધંધા સાથે ભળી જાય તો કોણ જાણે.

એ જ લેખક પોતાની અસલ ઢબમાં ઇંગ્લાંડના આધુનિક સાહિત્યમાં નાટકોનો અભાવ જણાય છે તે વિષે લખતાં અનેક નાટકોથી ભરપૂર જર્મન સાહિત્ય સાથે એને સરખાવે છે, અને કહે છે કે બ્રિટિશ પ્રજામાં પણ નાટકકારો છે, અને તેમાંના કેટલાક પોતાના હુન્નરમાં ઘણા હોંશીયાર છે; પણ એમ જણાય છે કે એ દેશમાં એ જાતનું સુથાર કામ બહુ ચાલતું નથી. પ્રજાકીય ઉદ્યોગોની બીજી શાખાઓમાં જેટલી જાગૃતિ જણાય છે તેટલી એમાં નથી જ જણાતી. ચીની કામ અને સુતરાઉ માલના વેપારમાં, રસાયનિક અને યાન્ત્રિક ઉદ્યોગોમાં, ઇંગ્લાંડ દુનિયાંના કોઈ પણ દેશ કરતાં ચ્હડી જાય એવું છે. સાહિત્યવિષયક કારીગરીની કેટલીક શાખાઓમાં પણ એ કોઇથી ઉતરે એમ નથી એવું અભિમાન સાથે કહી શકાય. દાખલા તરીકે, નવલકથાઓની બનાવટમાં. પણ નાટકની બાબતમાં તો એ કંઈ એવું ચ્હડીયાતાપણું સિદ્ધ કરી શકે એમ નથી, પછી તેમ હોવાનું કારણ ગમે તે હોય. નાટકનો પાક એનો ફ્રાન્સ કરતાં ઘણો ઉતરતો છે, અને જર્મનીથી તો એ ઘણો જ ઉતરતો છે. છે ! છેલ્લાં વીસ વર્ષ થયાં આપણે એમ નથી સાંભળ્યા કરતા કે નાટકકલા મરણ પામી છે, અથવા બેભાન અવસ્થામાં પડેલી છે અને શ્વાસ પણ લઈ શકતી નથી ? અને એની આસપાસ બેસીને વૈદ્યોને દાક્તર લોકો અઠવાડીયે અઠવાડી, મહીને મહીને, ત્રણ ત્રણ મહીને, જુદાં જુદાં ઔષધ ઉપચાર બતાવી રહ્યા છે, પણ કંઈ ફાવતા નથી ? જર્મનીમાં તો નાટકકલા જીવતી જણાય છે એટલું જ નહીં, પણ જાણે ભર જોબનમાં હોય એવું લાગે છે, જાણે જુવાનીથી દિવાની બની ગઈ હોય ! ત્યાંના નાટકકારોની સંખ્યા એટલી તો મ્હોટી છે કે કદાચ કંઈ યુદ્ધ થાય અને પાયદળની જરૂર પડે તો દરેક સિપાઇએ અને દરેક અમલદારે પોતાનું નાટક અથવા નાટકો લખ્યાં હોય એવું લશ્કરનું લશ્કર તૈયાર થાય.

એવું લશ્કર તો આપણા ગુજરાતમાં પણ મળી આવે. પણ સારે કે માઠે નસીબે આપણે હાલ અંગ્રેજોને કહાડી મુકવાને તૈયાર નથી એટલે એવાં લશ્કરની આપણે જરૂર નથી. રેનોલ્ડસ કે બીજા કોઈ નવલકથાકારમાંથી નાટકનું વસ્તુ લઈ, અમુક હાસ્યરસના પ્રયોગો અંદર ઘુસાડી, ચાલતી ફેશનનાં ગાયનોથી અને સીન સીનરીના ભપકાથી નિર્માલ્ય કૃતિને શણગારી રંગભૂમિ ઉપર ભજવવામાં આવતાં નાટકોની સંખ્યા કેટલી મ્હોટી થઈ છે અને નાટક ભજવનારાઓ જ નાટક રચે એવા દાખલા પણ અનેક મળી આવે એમ છે. સાહિત્યનાં સર્વ અંગમાં જે પ્રથમ અંગ ગણાય, જેમાં સૌથી વધારે કુશળતા જોઇએ, જેમાં સૌથી ઉંડું જ્ઞાન જોઇએ તે જાણે સઘળી રચનાઓ કરતાં વધારે રહેલું હોય તેમ ગણાવા લાગ્યું, અને "બીજું કંઈ લખી શકે નહીં તે નાટક લખે એવી સ્થિતિ થઈ ગઈ."

( અપૂર્ણ. )

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# સાહિત્ય ઉપર વિવેચનની અસર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૮૪ થી. )

ઈર્ષ્યાનો દુર્ગુણ પણ વિવેચકમાં હોવો જોઇએ નહિ. ઘણે ભાગે વિવેચકો પોતે પણ લેખકોજ હોય છે અને તેઓ કોઈ અમુક બાબતમાં પ્રથમ પંક્તિ મેળવી શકતા નથી, સ્પર્ધામાં તેઓ વિજયમાન થતા નથી, તેઓ પાછળ પડી જાય છે, તેઓની સાહિત્યમાં ગણના થતી નથી તો તેઓ પછી વૈરબુદ્ધિથી વિવેચક બને છે. આર્થીન્ડ ડિઝરાયલી લોથેરમાં કહે છે કે જેઓ સાહિત્યમાં વા કલામાં નિષ્ફલ જાય છે તેઓ પછી વિવેચક બને છે.+ હું એમ પણ કહીશ કે ઘણાં મનુષ્યો જેમને લેખનના ક્ષેત્રમાં નિષ્ફળતા, નિરાશા મળી છે, જેમને યશ મળતો નથી, તેઓ પછી વિવેચકની પદવી ધારણ કરી લે છે. તેઓ મહાન્, મહાન્ લેખકોપર ટીકા કરે છે અને પોતે તેમના કરતાં પણ વધારે મોટા વિદ્વાન્ છે એવો આડમ્બર, એવો દમ્ભ કરે છે. કાંઇક વાત નીકળશે, કોઇક વિષય ચર્ચાતો હશે તો ગોવર્ધનભાઈ આવું લખતા પણ અમુક તેમનામાં દોષ છે, અમુક લેખકમા કલ્પનાશક્તિ ખરી, પણ અમુક જ્ઞાન તેમનામાં નહિ, અમુક લેખકમાં કલ્પના છે પણ કલા નથી. અમુકની ભાષા પ્રૌઢ ખરી પણ વિચાર પ્રૌઢ નહિ, અમુક મનુષ્ય વિદ્વાન્ ખરા પણ લખતા નથી, ફલાણું તો પદ્ય કરતાં ગદ્યમાં લખાયું હોત તો સારૂં. એક મહાન્ પુરુષ, મહાન્ વિદ્વાનની માફક તેઓ બીજા ઉછરતા, તેમ સામાન્ય રીતે સર્વ વિદ્વાનો, સર્વ લેખકોપર તે માત્ર દોષગ્રાહી દષ્ટિથી અભિપ્રાય પસાર કરે છે.

સાહિત્ય તેમ સર્વ વિષયના વિવેચકમાં ઉત્તેજક વૃત્તિ, સભ્યતા તેમ શિષ્ટતા હોવાં જોઇએ. કોઈ ઉદ્‌ગારો, કોઈ લેખ, વા કોઈ પુસ્તકને હલકાં પાડી દેવાં, તેમને ઝાડી કાઢવાં, તેમનાપર માત્ર આક્ષેપ જ કરવા, બોલનાર કે લખનારને હલકો પાડી દેવો એજ માત્ર વિવેચકનો હેતુ હોવો જોઇએ નહિ. બધુંજ વખોડી કાઢવા જેવું, બધુજ નિન્દા કરવા જેવું કોઈ પણ કૃતિમાં ભાગ્યેજ હોય છે તો લેખકના પ્રયાસમાં સારૂં શું છે, લેખક કયી બાબતમાં કયી રીતે વધારે ફતેહમંદ થાય એવા માર્ગ દર્શાવવાની જરૂર છે. બીજાઓ ગમે તેમ માનતા હોય, પણ મારૂં તો એમ માનવું છે કે સમાજમાં નૈસર્ગિક શક્તિવાળા, પ્રતિભાયુક્ત મનુષ્યો બહુ હોતા નથી અને પ્રતિભાયુક્ત મનુષ્યો, ઘણું સારૂં, ઘણું ઉચ્ચ પ્રકારનું, ઘણું કલ્યાણકારક લખી શકતા હોય તો સામાન્ય લેખકો, થોડું સારૂં, થોડુ હિતકારક પણ લખી શકે છે. તે શિવાય જેમ સામાન્ય મનુષ્યને પણ શિક્ષણની, શ્રમની જરૂર રહેછે તેવીજ રીતે પ્રતિભાયુક્ત મનુષ્યોને પણ તેવી જરૂર રહેછે તો માત્ર વિનાશક વિવેચનથી, કોઈ સામાન્ય, કોઈ ઉછરતા લેખકની અભિવૃદ્ધિના, વિકાસના, ઉત્કર્ષના માર્ગ બન્ધ કરવા યોગ્ય નથી. સહુ કાળિદાસ, સહુ શેકસપિયર, સહુ પ્રેમાનંદ બની શકતા નથી છતાં, **પોપ, માર્લો** કે દલપતરામ જેવાની અવગણના થવી જોઇતી નથી. તેઓમાં પણ ઘણું શીખવા જેવું, ઘણું ગ્રહણ કરવા જેવું, કેટલુંક વખાણવા જેવું હોય છે.

---

+ તે કહે છે કે "you know who critics are? The men who have failed in literature and art."

વિવેચનનો મુખ્ય ધર્મ માર્ગદર્શન છે. વિવેચનમાં આશા, અંકુશ કે હથોડાની બિલકૂલ આવશ્યકતા નથી. સાહિત્યપર પ્રીતિ, લેખકને ઉન્નત કરવાની, સારા લેખ જોઈ ખુશ થવાની સદ્‌વૃત્તિ, ન્યાયવૃત્તિ, તે સાથે અનુકંપા એ સારા વિવેચકનાં વિશિષ્ટ લક્ષણ છે. વિવેચકે સત્ય બોલવાની જરૂર છે પણ તે સભ્યતા સાથે પ્રિય થઈ પડે તેવી રીતે બોલવાની આવશ્યકતા છે* છતાં ગમે તેવું પ્રિય લાગે પણ અસત્ય તો બોલાવું જ ન જોઇએ.

કોઈપણ લેખની પરીક્ષા કરતાં, વિવેચકે, માત્ર, તેના કેટલાક ભાગની તપાસ ઉપરથી, આખા લેખપર અભિપ્રાય બાંધવો જોઇએ નહિ. સર્વાંગે, એ લેખનું સૌન્દર્ય કેટલું છે, તેની ખુબી શું છે, તે લેખ સર્વ રીતે સુન્દર છે, અગર તેના અમુક કયા કયા ભાગ સુન્દર છે, તે લેખ સર્વ રીતે તિરસ્કારપાત્ર છે અગર તેના અમુક કયા કયા કયા ભાગ તિરસ્કારપાત્ર છે તે તરફ તેની દૃષ્ટિ રહેવી જોઇએ. કોઈ લેખનો કેટલોક ભાગ ઠીક ન જોતાં, તે લેખ સર્વ રીતે ઠીક નથી એ કહેવું જેટલું ઉતાવળ ભરેલું છે તેવીજ રીતે ઘણી બાબતો ખોટી હોય પરન્તુ એકાદ અથવા વધારે સારી હોય તો તે સારી બાબતો છૂપાવવી એ પણ ઠીક નથી.

એક બીજી અગત્યની બાબત એ છે કે જે વસ્તુપર, જે વિષયપર, વિવેચકે ચર્ચા કરવી હોય તે વિષયનેજ માત્ર પોતાની સન્મુખ રાખી, તે વિષયપર ધ્યાન આપવું જોઇએ. કનિષ્ઠ પંક્તિના વિવેચકો ઘણી વખત વિવેકભ્રષ્ટ થઈ, ચર્ચાનો વાસ્તવિક વિષય દૂર રાખી, માત્ર અંગત આક્ષેપો કરેછે અથવાં અંગત આક્ષેપ અને ચર્ચાના વિષયને ભેળસેળ કરી દે છે. આવા વિવેચકો તિરસ્કારપાત્ર છે અને તેમના આ અયોગ્ય વર્તનથી તેઓ વિવેચક તરીકે બીજાઓને પોતાના વિચાર જણાવવાનો, સંભળાવવાનો હક ખુએ છે. આ સાથે જણાવવું અનુચિત નહિ ગણાય કે, ટીકાકારે, બોલનારે કે લખનારે, વ્યક્તિપર વિશેષ લક્ષ નહિ આપતાં, તેની મુખ્ય તપાસ નહિ કરતાં, તેના લેખ, તેની કૃતિ ઉપર ધ્યાન આપવાની, તેનાં વચન, તેના લેખની તપાસ કરવાની જરૂર છે. માણસનું ખાનગી જીવન, તેનું ચરિત્ર, જનસમાજમાં તેની પંક્તિ, સાહિત્યની દૃષ્ટિ બહારના વિષયોપર, ખાસ કારણ અગર પ્રસંગ શિવાય, વિવેચકે લક્ષ નહિ આપતાં, લેખક અને લેખન પ્રત્યેજ ધ્યાન આપવું જોઇએ.

વિવેચકે કોઈ પણ પક્ષ લેવો જોઇએ નહિ. કોઈ પણ વિષયમાં સત્ય શું છે, ઉત્તમ શું છે, ઉત્તમ કેવું હોઈ શકે તે બતાવવું એ જ તેનો હેતુ હોવો જોઇએ. વિવેચનમાં તેણે અમુક વ્યક્તિથી, અમુક પક્ષથી દોરવાઈ જવું જોઇએ નહિ. વિવેચન કરતાં પક્ષ, વ્યક્તિ ભૂલી જઈ, માત્ર વિષય પ્રત્યે જ ધ્યાન અપાય ત્યારે જ નિષ્પક્ષપાત વિવેચન થઈ શકે છે.

આ સ્થળે, એટલું કહેવું અનુચિત નહિ ગણાય કે કોઈ પણ પ્રકારના અવલોકનમા, નિર્ણયમાં, બીજા પર આધાર નહિ રાખતા, વિવેચકે જાતિ–તપાસ પર જ આધાર રાખવો જોઇએ છીએ.

ગુજ્જૅર સાહિત્યનો જોઇએ તેવો અભ્યાસ મેં કર્યો નથી, છતાં ગુજ્જૅર સાહિત્ય મેં જે કાંઈ જોયુ છે તે પરથી કહીશ કે, બીજા લોકો ગમે તેમ કહે પણ વિવેચનની ગુજ્જૅર સાહિત્ય પર ઘણી સારી અસર થઈ છે. સદ્‌ગત મણિલાલ નભુભાઈ, નવલરામ લક્ષ્મીરામ અને રા. રમણભાઇએ ગુજરાતી સાહિત્યની આ દિશામા ઉત્તમ સેવા બજાવી છે સાહિત્યના હાલના પ્રવાહોનું દિગ્દર્શન તેમણે જ કરાવ્યુ છે. દિલગીરીની વાત છે કે રા. મણિલાલ નભુભાઇ ગયા, રા. નવલરામ ગયા અને રા. રમણભાઇની ઉચ્ચ પ્રકારની વિદ્વત્તાનો, તેમની ઉચ્ચ, ઉત્તમ વિવેચક શકિતનો, ગુજ્જૅર સાહિત્યને ઘણો લાભ મળ્યો છે પરન્તુ હાલ જોઇએ તેવો લાભ મળતો નથી. ઉત્તમ વિવેચન, ખરુ કહીએ તો, કોઈ પ્રકારના ઉચ્ચ વિવેચનની સ્થાયી પ્રવૃત્તિ હાલ દૃષ્ટિગોચર થતી નથી. ઉત્તમ સાહિત્ય, ઉત્તમ લેખ, ઉત્તમ પુસ્તક કયા, ઉત્તમ સાહિત્ય ઉત્પન્ન કરવાના માર્ગ કયા તે બતાવનાર ભાષાભિમાની સજ્જનોની, તેવા સજ્જનોની, તે દિશાની પ્રવૃત્તિની હાલ ઘણી ન્યૂનતા છે.

કેટલાક ઉછરતા યુવકો અને અન્ય વિદ્વાનો આ કામ કોઈ કોઈ વખતે કરે છે પરન્તુ રા. રમણભાઈ જેવા વિદ્વાન્ જેમણે પોતાના જીવનનો ઘણો ભાગ આ પ્રવૃત્તિમા ગાળ્યો છે, જેમણે આ પ્રવૃત્તિમા, ગુજ્જૅર સાહિત્યની ઉત્તમ સેવા બજાવી છે, તેઓની સેવાનો લાભ, ગુજરાતી ભાષાને, ગુજરાતી વાચકોને હાલ મળી શકતો નથી એ ખેદજનક છે રા. રમણભાઇનુ સાહિત્યનું ઉચ્ચ પ્રકારનુ જ્ઞાન, ઉચ્ચ પ્રકારની તેમની વિવેચક શક્તિ, તેમની સાહિત્ય સેવાની જનસમાજને અપેક્ષા, એ સર્વથી આ ઉદ્ગારો પ્રેરાયા છે લેખન તેમ વિવેચન, એ ખરી રીતે જોઇએ તો એક પ્રકારની લોકસેવા છે. જ્યારથી કોઈ પણ પરોપકારી મનુષ્ય, કોઈ પણ રીતે, જનસેવાના કોઈ પણ વિભાગમા પોતાનુ જીવન અર્પણ કરવાની ઇચ્છા દર્શાવે છે ત્યારથી તે, કેટલેક અંશે, જનસમાજ પ્રત્યેની પોતાની જવાબદારી જાહેર કરે છે. જનસમાજ તેને કાંઈ પૂછી શકે છે જનસમાજને તેની પાસે કાંઈ માગણી કરવાને, સભ્યતાપૂર્વક વિનંતિ કરવાને હકદાર થાય છે. રા. રમણભાઇના સંબન્ધમા આપણને આ હક પ્રાપ્ત થયો છે અને તે મુજબ હુ જણાવવાની હિમ્મત કરૂ છુ કે ગુજ્જૅર સાહિત્ય ને તેમની સેવાની બહુ અપેક્ષા છે ગુજ્જૅર સાહિત્ય પ્રત્યે, તે દિશાના યત્નો પ્રત્યે, તેમની લાગણી, તેમનો સમભાવ છે, એ અનેકવાર તેમણે દર્શાવી આપ્યુ છે, એમા બિલકૂલ શક નથી. પરન્તુ સાહિત્યનો હાલનો ઉપાસક વર્ગ તેમના તરફની ત કરતા વધારે અપેક્ષા રાખે છે. રા. રમણભાઈ, લોકસેવાની અન્ય પ્રવૃત્તિ મૂકી દે કે નહિ એ તેમની ઇચ્છાની બાબત છે પરન્તુ લોકસેવાનો પોતાનો ઘણો સમય તેઓ સાહિત્યસેવાને અર્પણ કરે એવી સાહિત્યના ઘણા ઉપાસકોની ઇચ્છા મેં ઘણા મ્હોએ સાભળી છે.

હિન્દુસ્થાનની અશાન્તિ, રાજદ્વારી હીલચાલ, વિદ્વાનોનું, લેખકોનુ મિથ્યાભિમાન, પ્રમાદ કે મિથ્યા કીર્તિના પ્રયાસો, ગમે તે કારણ કહો, પરન્તુ હાલ ખરી રીતે ગુજ્જૅર જનસમાજમા, ઉદ્યોગી, આગ્રહી, સાક્ષર જીવન, ખરી સાહિત્યપ્રીતિ જોવામા આવતા નથી. લેખકો થોડા નથી. માસિક સાહિત્ય–પ્રવૃત્તિઓના તંત્રીઓ થોડા નથી પરન્તુ તેમાના ઘણા કીર્તિને

માટે, દ્રવ્યને માટે, સ્વાર્થને માટે જેટલું કરે છે તેટલું સાહિત્યપ્રીતિને લીધે કરતા નથી. તેઓ ઉચ્ચ પ્રકારના સાહિત્યની, લેખોની મોટી મોટી વાતો કરે છે પરન્તુ કયા પ્રકારનું સાહિત્ય લોકોએ વાંચવું જોઇએ, કયા પ્રકારનું સાહિત્ય વાંચવું ન જોઇએ, સાહિત્યમાં કયા કયા પ્રકારની ન્યૂનતા છે તે બતાવવાને તેઓ તસ્દી લેતા નથી. ઉચ્ચ સાહિત્ય પ્રકટ થતું નથી એમ તેઓ ફરિયાદ કરે છે, વિવેચન એ પોતાની ફરજ છે એમ તેઓ સમજે છે, તેઓ માર્ગદ્રષ્ટા છે એમ કહેવામાં આવે છે છતાં બીજાઓને તેઓ માર્ગ બતાવી શકતા નથી, માર્ગ બતાવવાને દરકાર રાખતા નથી, તસ્દી પણ લેતા નથી.

ગુજરાતી સાહિત્યના આરમ્ભકાલમાં, કવિ દલપતરામને, કવિ નર્મદાશંકરને, સાક્ષર શ્રી નવલરામને ગુર્જ્જર સાહિત્ય ઉપર જે પ્રીતિ હતી, સાહિત્યસેવા બજાવવાનો જે ઉત્સાહ હતો, તેમને સાહિત્યનો જે શોખ હતો, તેમણે સાહિત્યની જે સેવા બજાવી છે તે પ્રીતિ, તે ઉત્સાહ તે શોખ, તે સેવા, તેમનું તે સાક્ષર સાહિત્યમય જીવન, વર્તમાન સાહિત્યપ્રવૃત્તિઓમાં, સાહિત્યના કહેવાતા ઉપાસકો અને લેખકોમાં જોવામાં આવતાં નથી. તે સમયના કરતાં હાલના લોકો વધારે સુશિક્ષિત, વધારે ખબરદાર થવા છતાં, પણ મહાન્ ગ્રંથકાર ઉત્પન્ન થતા નથી, ગુર્જ્જર સાહિત્ય અવનત દશામાં છે તેનું કારણ આ જ છે. હાલ તો ઘણે ભાગે સર્વની નજર લોકપ્રિયતા તરફ છે અને તે પણ અંગ્રેજીમાં જેને "Cheap popularity" (ઓછા શ્રમથી, ઓછા ત્યાગથી મળતી લોકપ્રિયતા) કહે છે તે તરફ છે. ઓછા અભ્યાસે, ઓછા શ્રમે, અને ઓછા ત્યાગથી લોકપ્રિયતા મેળવવાનો જ લગભગ સર્વ માસિકકારો, ગ્રન્થકારો અને લેખકોનો પ્રયાસ હોવાથી, હાલ દશ વીશ વર્ષથી જોઇએ તેવું તેમ જોઇએ તેટલું ઉચ્ચ ગુર્જ્જર સાહિત્ય પ્રકટ થતું નથી, જોઇએ તેવી સાહિત્યની ઉન્નતિ જોવામાં આવતી નથી. કેટલાક જૂજ સારા લેખો, સારા ગ્રન્થો પ્રકટ થાય છે પરન્તુ તે અપવાદ રુપે છે. હાલનો જ્ઞાનનો પ્રચાર, સાહિત્યની ઉન્નતિ કરવાનાં વધેલાં સાધન એ સઘળું જોતાં કહેવું અતિશયોક્તિ ભરેલું નહિ ગણાય કે કવિ નર્મદાશંકર, કવિ દલપતરામ, અને સાક્ષર શ્રી નવલરામે તેમની શક્તિ અને તેમના સાધન મુજબ તેમના સમયના સાહિત્યની સેવા બજાવી છે, તે હાલના વિદ્વાનોએ બજાવી નથી તેમ બજાવતા નથી, તેઓએ ગુર્જ્જર ભાષા અને સાહિત્યને વ્યવસ્થિત કરવાને, ઉન્નત કરવાને જેટલો યત્ન કર્યો છે તેટલો પ્રયત્ન હાલ જોવામાં આવતો નથી, તેમના જેટલી સાહિત્યપ્રીતિ, સાહિત્યસેવાની પ્રવૃત્તિ, સાહિત્યના માર્ગદર્શક થવા નિઃસ્વાર્થ ઉત્કંઠા, હાલના વિદ્વાનોમાં હોય તો ગુર્જ્જર સાહિત્યનું હાલનું સ્વરૂપ જ બદલાઈ જાય, આપણે તેની અધોગતિને બદલે ઉન્નતિ જોવાને ભાગ્યશાળી થઇએ એ નિઃસંશય છે.

ખુશી થવા જેવું છે કે, ગુર્જ્જર સાહિત્યની હાલની અવદશા જોઈ, સાહિત્યના સર્વ સુજ્ઞ ઉપાસકોને અસન્તોષ થવા લાગ્યો છે, ગુર્જ્જર સાહિત્ય પ્રત્યે કરુણાની લાગણી, કરુણાની દૃષ્ટિ થવા લાગી છે, વિદ્વાનોનું લક્ષ, ગુર્જ્જર સાહિત્યની ઉન્નતિ, સાહિત્યસેવા પ્રત્યે ખેંચાવા લાગ્યું છે એટલે ગુર્જ્જર સાહિત્યની દુર્દશા ચિરકાલ રહેશે નહિ એવી આપણે ખાતરી રાખી શકીશું.

ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ.

---

# ડૉ. ધ્રુવના જીવન.

અને

## કવનની રેખા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૦૪ થી. )

આવા વૈષ્ણવ કુટુમ્બમાં, આવા ધાર્મિક કુટુમ્બમાં, આવા પ્રતાપી કુટુમ્બમાં, પણ અસ્તમાં ધીગયલા કુટુમ્બમાં ઇશ્વરસત્તા અને નીતિના પ્રાબલ્યનું ગૌરવ અધિક હોય એમાં શું આશ્ચર્ય ? પોતાના પિતાના અફીણના વ્યસન અને નિરુદ્યમના સાક્ષાત્કાર, અને પોતાના જ્યેષ્ઠ બન્ધુના કોદરથી અકાળ મરણના આઘાતથી, હૃદય, વર્તન આદિની સુપરિશુદ્ધતા આવે અને તે વધારે નિર્મળ અને વધારે ધર્મ અને નીતિ, સત્ય અને પુણ્ય માર્ગમાં પ્રબળ થાય એમાં શો ચમત્કાર ? પોતાના પિતામહના પ્રતાપી પણ ભિન્ન ભિન્ન સત્તાના સંપર્કમાં મળતા અધિકારમાં પણ તેમ્હના પિતાદિથી મરણથી એક જ રાજ્યસેવાને અભિમુખ થવામાં તેમ્હની વૃત્તિ કેમ ના થાય ? થાય જ. માટે આ અસ્તમિત કુટુમ્બના પાછા ઉદયસાધક તારકે પોતાનો પ્રકાશ એક જ સ્વર્ગીય માર્ગમાં વિસ્તારેલો લાગે છે. તેમ્હનુ જીવન પુણ્યમા અને શુભ ધર્મકાર્યમાં જ ગયું છે. ગુરુજન અને દેવ દ્વિજ અને સન્ત સાધુ અને યોગી વિરાગીની સેવામાં જ વ્યતીત થયુ છે. દોષને પાત્ર તો મનુષ્ય માત્ર છે, તેમ આ કુટુમ્બ પણ હશે. પણ સ્વાર્થ સાધવા, અને પરાર્થનો ધ્વસ તે તેમ્હનો અભીષ્ટ વિષય હતો નહિં જ.

અમદાવાદમાં, ખાડિયામાં, ધોબીની પોળમાં એક ભાડાના ઘરમા આવીને વરતાં, એક સગાના સમ્બન્ધથી વિદ્યાભ્યાસ કરી, નોકરી મેળવી બિનવસીલે પણ પોતાને કામે અને શુદ્ધ નિખાલસ વર્ત્તને માત્ર ચાર રુપિયાના તલાટીના દરમાયાથી ફર્સ્ટ ક્લાસ મામ્લતદાર અને ફુલપાવર્ મેજીસ્ટ્રેટને હોદ્દે એજ પોતાના નવીન વતનમા, ગૂજરાતના જુદા જુદા ભાગમાં નોકરી કરી સરકાર પાસેથી, આગળના વારામા વિરલ એવુ રાવ સાહેબ પદ પામી શક્યા હતા અને હજૂ પણ એક આદર્શસ્વરુપ ( Ideal ) મામ્લતદાર તરીકે ગણના પામે છે. રાજા અને પ્રજા ઉભયે કરેલી કદર, જે બતલાવી આપે છે. ઈ. સ. ૧૮૫૭ ના વિ. સં. ૧૯૧૪ ના સિપાહીઓના બળવાના હિંગામમાં પોતે મામ્લતદાર છતા, તાત્યા ટોપીનું લશ્કર આ પ્રાન્તમાં ઊતરે નહિ ત્હેની નાકા બન્દી માટે જતા સૈન્યમાં સામીલ્ થવાના હુકમ્ થતાં, તે સાહેબ્ પોતાના એકના એક પુત્ર( શ્રી હરિલાલ )ને અને પત્નીને, પોતાની એક ગત થયેલી બ્હેનની પુત્રી નિર્વિશેષ ભાણેજોને સ્વસ્થાન મોકલી, ઇશ્વિર પાછા લાવશે તો મળીશું કહેતા. ધર્મવીર અને યુદ્ધવીરનું ચિત્ર કોને ઉત્સાહક નહિ લાગે ! પોતાની નિપુણતાથી અને પ્રજાના મનરન્જન કરી વશમાં રાખવાની યુક્તિથી પોતાનો મહાલ શાન્ત અને રાજ્યભક્ત રાખવામાં, અને રાજ્યની શિર સટ્ટે સેવા કરવાના આ પ્રસગો હવે થોડા જ છે. આ વિના પણ તેમ્હણે એવા જ ન્હાના ન્હાના હિંગામો શમાવવાના પણ પ્રાણસંકટના પ્રસંગો અનુભવ્યા છે તે બધાનું વર્ણન તેમ્હના જીવનચરિત્રનો ભાગ થાય.

તેમ્હની માતાનું નામ રેવાબાઈ હતું. તેમ્હની પતિપરાયણતા અને ધર્મશ્રધા અપ્રતિમ હતાં. તેઓ નિરક્ષર ન હતાં ઉભય દમ્પતીનાં રચેલાં કીર્તન હજૂ કુટુમ્બમાં મોજૂદ છે. આ માયાળુ માતાને મુખે કવિ પ્રેમાનન્દની નાગદમણની કરુણારસિક બાનીએ અને મીરાંબાઇની ધર્મશૃંગાર રસિક વાણીએ શ્રીયુત હરિલાલના હૃદય ઉપર જે મધુર મુદ્રા પાડી હતી, તેમાંથી જ ‘ કુન્જવિહાર ’ અને ‘ પ્રવાસ પુષ્પાન્જલિ ’ ઉદ્દ્ભવ્યાં હોય એમ શે ના સમ્ભવે ? ધર્મ-

નિષ્ઠ અને કર્મનિષ્ઠ પિતાની શોધક બુદ્ધિમાં અને એ જ માતાની સાથે સમોહ ભાગવત શ્રવણાદિમાં પ્રાચીન વિદ્યા, અને હેનો શોધ કરવાની જીજ્ઞાસા હરિલાલમાં જાગૃત થયી હશે એમ પણ સમ્ભવે. વિશેષે, આ જ કુટુમ્બનું કર્તવ્યપરાયણત્વ, સ્વધર્માગ્રહ, સ્વરાજ્ય અને સ્વદેશનું અભિમાન તથા આર્યગૌરવ પરમ્પરા સંસ્કાર સાથે, પ્રાપ્ત સંસ્કારથી અધિકાધિક દીપી નિકળ્યું છે. જે સંસ્કારની છાયા તેમ્હની 'ભરતદશા દ્વાદશી' વાંચનારને સહજ સમ્હજાશે.

**બાલ્યાવસ્થા અને વિદ્યાર્થીજીવન.**

સ્વધર્માચરણી માતાપિતાએ, પોતાના ગુરુ યોગિરાજ વિષ્ણુ સ્વામીની પ્રેરણાથી, પુત્રેષ્ટિક વિષ્ણુયાગ, સાભ્રમતિને તીરે, ઉત્તર કીનારે, પોતે તેમ્હને રચી આપેલા આશ્રમમાં કીધો હતો અને હેના ફળરુપે હરિલાલ હતા એમ તે માનતાં. બાલ્ય કાલમાં છેક જ કિશોરાવસ્થામાં, એક અવધૂત યોગી જેમ્હના ઉપર હર્ષદરાયને અટળ શ્રદ્ધા હતી, તે આ બાળકને હેની માતાના ઉત્સંગમાંથી એકાએક ઉપાડી બધાનાં ભય અને ચિન્તા વચ્ચે અદૃષ્ટ થયા હતા। તે બે ત્રણ કલાકે પાછા આવ્યા અને શ્રીમતી રેવાબાઇને વિચિત્ર પ્રસંગમાં પુનઃ સમર્પિત કીધો હતો. યોગિરાજને પૂછતાં, તેમ્હણે કહ્યું કે આ બાળકની સ્વલ્પ આયુષ્ય હતી તે આ પરમાત્માએ વધારી દીધી.

બાલ્યકાળમાં તો આરોગ્ય અવ્યવસ્થિત, અને દેહ કૃશ છતાં, આગળ જતાં પ્રકૃતિ સુરક્ષિત અને દેહ જડ અને સ્થૂળ તો નહિ પણ કોમળની સાથે દૃઢ જોવામાં આવ્યો હતો અને હેણે કોઈ પણ રીતે સરસ્વતીકાર્યમાં વ્યત્યય આણ્યો ન હતો. વિ. સં. ૧૯૧૭ (ઈ. સ. ૧૮૬૧) માં તેમ્હની પાંચ વર્ષની વયે, તેમ્હના પિતા વિરમગામમાં મામ્લતદાર હોવાથી ત્યાં શરુ થયો હતો, અને વિ. સં. ૧૯૨૦ માં ઓરપાડમાં તેમ્હની બદલી થવાથી, ઇન્ગ્રેજીનો અભ્યાસ ત્યાં શરુ થયો હતો. તેમ્હની ભણવાની આતુરતા એટલી તો બધી હતી કે ત્રીજી ચોપડીમાં છતાં, ચોથી આપતાં તે કડકડાટ વાંચતા અને હેને પણ પૂરી કરી બીજીની જીજ્ઞાસા કર્તા. જે કાંઈ પુસ્તક હાથ આવે તે સહુ તે વાંચતા અને અન્ય મનુષ્યની સહાયતા વિના સ્વયં શીખી લેતા। નોંધ અને નિયમસરપણું તે આજથી જ શરુ થયી ચૂક્યું હતું. ભોજન ચૂકાય પણ અભ્યાસ ના ચૂકાય એવી તો તીવ્ર તે પ્રતિ પ્રીતિ બન્ધાયી હતી. આંકની માયાફૂરે પ્રથમ ગણિત ઉપર અભાવ હતો. પરન્તુ સાહિત્ય તો કણ્ઠ પ્રાણ હતું. અમદાવાદમાં તેમ્હનો ઇન્ગ્રેજી અભ્યાસ રા. બા. લાલશંકરભાઈના હાથ નીચે થયો હતો.

વિ. સં. ૧૯૨૩ ના વૈશાખ સુદિ એકાદશી ને મંગળવારે તેમ્હનું લગ્ન મણિલક્ષ્મી નામ્ની નવેક વર્ષની કન્યા સાથે થયું હતું. કન્યાને પણ વિદ્યાના સંસ્કાર થયા હતા. ગૃહકાર્યના વ્યવસાયથી વિદ્યા વ્યાપારથી વરકન્યાનું યુક્ત યુગલ થયું હતું. ઈ. સ. ૧૮૭૨ માં તેમ્હના પિતા વાનપ્રસ્થ થયા હતા. અને ઈ. સ. ૧૮૭૦ માં માતાનો સ્વર્ગવાસ થવાથી કુટુમ્બનો સર્વ ભાર આ બાલ્ય દમ્પતી ઉપર પડયો; પરન્તુ સહનશીલતા સાથે ભારનું વહન કરવા લાગ્યાં.

ઈ. સ. ૧૮૭૦ માં અમદાવાદના જાણીતા જૂના વકીલ સ્વ. મોતીલાલ અને અને રા. બા. લાલશંકર ઉમિયાશંકરે સ્વ. કવિ બુલાખીરામ ચકુભાઈ અને કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈના પુત્ર કવિ મોહનલાલ દલપતરામ વગેરેએ એક બાળ મણ્ડળની યોજના કીધી હતી અને તેમાં ભાગ લેવા આ ન્હાના હરિલાલને આમન્ત્રણ થયેલું તેસ્વીકારી ભાષણ આપનાર પ્રથમ તે પોતે હતા. આ સભાનું નામ 'સત્ય માર્ગ દર્શક સભા' હતું, અને તેમ્હના ભાષણનો વિષય–બધ્યા પણ ગણ્યા નહિ—એ હતો. આટલી બાલ્ય વયે પણ કરેલું આ ભાષણ તેમ્હની સ્નેહ-

શીલતા, મિત્ર ભાવ, ઔદાર્ય, સરલતા, શુદ્ધ અન્ત કરણ, પરોપકારિતા, સ્વદેશ પ્રીતિ અને ઉત્સાહ તથા જ્ઞાનમીમાસા આદિનુ પ્રદર્શન કરે છે આ ભાષણ તા ૨૫ મી ડિસેમ્બર ઈ. સ. ૧૮૭૦ ના રોજ રવિવારે અપાયુ હતુ આ સભા ભોમિયો નામનુ પત્ર પ્રસિદ્ધ કરતી હતી આ જ સમયે રા. ડાહ્યાભાઈ દેરાસરી તેમ્હના સસર્ગમા આવ્યા હતા અને મૈત્રી થયી હતી તેમ્હની પ્રથમ અકુરિત શક્તિને સ્ફુરાવનાર તેઓ જ હતા, જેહની છાયા તેમ્હના 'રણજીતસિંહ' ના જીવન ચરિતમા, 'બુલબુલ,' 'ચકોર કૌમુદી,' અને 'ચમેલી' મા પ્રકાશેલી છે

ઈ સ. ૧૮૭૨ થી એટલે પન્દર વર્ષના હતા ત્યારથી જ નીતિ વિષયક અને પ્રાર્થનાત્મક સસ્કૃત શ્લોકના ભાષાન્તર કરવા માડયા હતા બાલ્યવયથી જ આમ કવિતા સસ્કાર ફૂટવા લાગ્યો હતો

ઈ. સ ૧૮૭૩ મા મેટ્રિક્યુલેશનમા પાસ થયી એલ્ફિન્સ્ટન્ કૉલેજમા દાખલ થયા હતા.

આ જ સમયે, તેમ્હણે પૂર્વ સ્થાપિત સભાથી કાઈક મ્હોટા પાયા પર 'જ્ઞાન ચન્દ્રોદય સભા' સ્થાપી હતી. કૉલેજમા દાખલ થયા પછી જ વિદ્યાર્થીઓ વિશેષ સમ્હજતા થાય છે, જ્ઞાનનુ મૂલ્ય પણ ત્યારે જ જાણે છે અને વસ્તુત જ્ઞાન ઉદય પણ તે દરમયાન્ જ થવાથી સભાનુ નામ એ પ્રમાણે નાખવા તેમ્હણે વિચાર્યુ હશે. આ સભામા દસ સભાસદો હતો તેમા મુખ્ય પોતે, શ્રીયુત્ નરસિંહરાવ ભોળાનાથ, રા ડાહ્યાભાઈ દેરાસરી અને ડાક્તર અનુભાઈ મહિપતરામ નીલકણ્ઠ હતા સાક્ષર શ્રી નરસિંહરાવના સમ્બન્ધમા સભાના રિપોર્ટમા તે લખે છે, કે —

Mr Narsinhrao Bholanath Divatia is a virtuous and a modest man Only he is not an eloquent speaker and he is some what credulous At last, he is quite fit for The Society as long as I am a member of The Society

ન નરસિંરાવ અને હરિલાલ મુખ્ય ભાગ લેતા અને પ્રથમ ભાષણ પણ હરિલાને જ આપેલુ હતુ

પ્રાચીન કવિયોની કવિતાના સગ્રહની યોજના પણ આ જ સમયે તેમ્હનામા થયી હતી. જહેના ફળ રૂપે નરભેરામ કવિની કવિતા અને ત્હેવા બીજા સગ્રહો છે, જહેણે આપણી ગૂજરાતી ભાષાના (પ્રાચીન) ઇતિહાસ અને સાહિત્ય પર પુષ્કળ પ્રકાશ નાખ્યો છે

આ સમયે તેમ્હના જ્ઞાનચન્દ્રનો જ ઉદય થયો હતો એમ્ નહિ, પરન્તુ ભારત વર્ષમા સર્વ પ્રવૃત્તિયો ઉદ્ભવવા માડી હતી કવિ નર્મદાશકર અને કવિ દલપતરામના વાગ્યુદ્ધ અને કવિતા કલહ શાન્તિ પામ્યા હતા તેમ્હના ઉભયનો ગુણ સ્વસ્થપણે, શાન્તિથી અવલોકવાના, અધ્યયન કરવાના હતા. અમદાવાદ અને સુરતનો ભેદ, દક્ષિણી ગૂજરાતીનો ભેદ, ભરતખણ્ડના પ્રાન્ત અને પ્રાન્તનો ભેદ અને જાતિ જ્ઞાતિનો ભેદ, એમ્ ધીમે ધીમે અદૃષ્ટ થયી, ઐક્ય પ્રતિ પ્રજાનુ મન દોરાયુ હતુ. સ્વદેશ હિત અને સ્વદેશ પ્રેમ જનસમાજમા જાગવા માડયા હતા ગ. બા ગોપાળરાવ દેશમુખ સ્વદેશ સેવાનુ ઉદાહરણ આપતા હતા રા બા મહીપતરામ રૂપરામ જો કે કરસનદાસ મૂળજી વગેરે મણ્ડળોના મુમ્બાઈના સુધારાના ત્રાસથી વિરક્ત થયા હતા પણ હજૂ તેવા નિડર, સીધા અને સ્વતન્ત્ર રહી કાર્ય કરતા હતા. રા. બા. ભોળાનાથ સારાભાઈ તેમ્હના એ જ પ્રમુખ મિત્ર, અને અન્યને લયી 'પ્રાર્થના સમાજ' નો ઝુણ્ડો ઉડાવતા હતા. ર બા રણછોડલાલ છોટાલાલ વ્યાવહારિક નીતિબોધ આપતા હતા દિ બા અમ્બાલાલ સાકરલાલ અમદાવાદ-સુરતની પ્રમુખ શાળાઓમા ઉત્તમ શિક્ષણ આપી અનેક વિદ્યારત્નો ઓપતા હતા, અને હજૂ તેઓ દેશી નોકરીમા દાખલ થયા ન હતા, અને સ્વતન્ત્ર નિયમિતપણાનો જ્વલન્ત દૃષ્ટાન્ત પ્રદર્શિત કરતા હતા. 'આર્ય સમાજ' ના સ્થાપક

પણ્ડિત શ્રી દયાનન્દ સરસ્વતી સ્વામીની વિજયઘોષણા થવા લાગી હતી, તેમ જ બ્રાહ્મ સમાજના વિખ્યાત વક્તા બાબુ કેશવચન્દ્ર સેન, બાબુ પ્રતાપચન્દ્ર મજમુન્દાર અને શિવનાથ શાસ્ત્રીના બોધાત્મક ભાષણો આપણા દેશમાં અપાયી રહ્યાં હતાં. 'બાળલગ્ન બત્રીશી' ના કર્ત્તા આપણા માનનીય વિશિષ્ટ વિવેચક શ્રી નવલરામ લક્ષ્મીરામ તેમ્હના મિત્રો રા. બા. લાલશંકર ઉમિયાશંકર અને રા. બા. અમ્બાલાલ સાકરલાલ વગેરે અમદાવાદમાં 'બાળલગ્ન નિષેધક સભા'ને ગજાવી રહ્યા હતા. કવીશ્વર દલપતરામ અને ભાષાશાસ્ત્રી શ્રીયુત વ્રજલાલ કાલિદાસ શાળાઓમાં ગૂજરાતી કવિતા શીખવતા હતા. આ બીજી વિભૂતિ અને સામગ્રી જ્યાં વિસ્તરી રહી હતી તેવા અનુકૂલ સમયમાં પૂર્વવર્ણિત વિભૂતિવાળા હરિલાલ ને સર્વની અસર થાય, તે સ્વાભાવિક હતું. રા. સા. માણેકલાલ સાકરલાલ તથા દાક્તર અનુભાઈ મહિપતરામ નીલકણ્ઠ તેમ્હના સ્વાભાવિક મિત્ર હતા. તેમ્હની અને તેમ્હની સહાતી ચર્ચાઓ પણ તે જ હતી. સાર્વજનિક સભાઓમાં માત્ર હાજરી આપતા એટલું જ નહિ પરન્તુ સર્વ ધ્યાનમાં લયી, તેમ્હના મિત્રોની પૂર્વ કથિત સભામાં ચર્ચતા અને કર્મણા પ્રયોગ કર્ત્તા. 'બાળલગ્ન નિષેધક સભા' ના, તેમ જ 'પ્રાર્થના સમાજ' ના તેઓ સભાસદ થયા હતા અને બીજા મિત્રોને 'બાળલગ્ન નિષેધક સભા' ના સભાસદ થવા આગ્રહ કર્ત્તા. અસ્તુ.

આજ સમયે, જ્યારે 'ભારતીય રાષ્ટ્રીય સમાજ' (Indian National Congress) ભવિષ્યમાં ઉદ્‌ભવશે, અને ત્હેના એક ફળ રુપ 'સ્થાનિક સ્વરાજ્ય' નો હક આપણુને મળશે, એવો સ્વપ્ને પણ ખયાલ નહિ હતો ત્યારે સ્વદેશવત્સલ સોળ સત્તર વર્ષના વિદ્યાર્થી હરિલાલને એક સ્વપ્ન દષ્ટિગોચર થયું; જે '**સ્વદેશ વત્સલનું ચમત્કાર દર્શન**' નામા લેખ રુપે તા. ૨૦ : ૮ : ૭૩ માં ઇન્ગ્રેજીમાં લિપિબદ્ધ થયું હતું, અને જેનું ગૂજરાત સાહિત્ય સભાના પ્રમુખ શ્રી રમણભાઇયે ગૂજરાતીમાં ભાષાન્તર કર્યું હતું. સાથે જ 'આર્યોત્કર્ષક' વ્યાયોગ (નાટક) પણ લખાયું હતું. બંગાળની આનન્દમોહન બસુ, સુરેન્દ્રનાથ, અને શિવનાથ શાસ્ત્રીવાળી 'ભારત સભા', તેમ જ પુણાની 'સાર્વજનિક સભા' પણ અસ્તિત્વમાં ન હતી, અને ગૂજરાતને તો સ્વદેશહિતનાં સ્વપ્ન પણ ન હતાં, તે સમયે આર્યના ઉત્કર્ષક તે જ હતા અને એ ચમત્કાર દર્શન પણ તે જ પામી શક્યા હતા તો જે સમયે 'ભારતીય રાષ્ટ્રીય સમાજ' નું સમ્મિલન થયું હશે તે સમયે આ સ્વદેશભક્તનો આનન્દ અને ઉત્સાહ. શી ગતિમાં અને શી સ્થિતિમાં હશે ?!

ઈ. સ. ૧૮૭૩, માર્ચ તા. ૩૦ ના રોજ 'ભીખનાં હાંલ્લાં શીંકે ન ચ્હડે' એ વિષય ઉપર ગૂજરાત વર્નાક્યુલર્ સોસાઇટી માટે નિબન્ધ લખ્યો હતો જે કવિ દલપતરામે ત્રીજે નમ્બરે ગણ્યો હતો.

ઈ. સ. ૧૮૭૪ માં તેમ્હણે '**ઇશ્વિર સ્તવન**' નામી એક પદ્યાવળિ રચી તેમ્હના પૂજ્ય પિતાને સમર્પી હતી. આ ઉપરાન્ત મિત્રોના પત્રોમાં કવિતા ઉછળતી. બે'ક વર્ષ ઉપર ઉર્દુ ફીરસાની ગ્રન્થિકા 'તૂતીનામા' નું પણ ભાષાન્તર તેમ્હણે કર્યું હતું.

આ પ્રમાણે સ્વદેશસેવાની સાથે જ સાહિત્ય સેવાનાં અંકુર આટલી બાલ્યવયથી જ ફૂટવા માંડ્યાં હતાં તો તેમ્હના કાવ્યોમાં અને તેમ્હના લેખોમાં સર્વત્ર સ્વદેશ જનતાના-પ્રતિબિમ્બ દષ્ટિગોચર થાય તો શું આશ્ચર્ય ?! તેમ્હનું એક કાર્ય એવું નહિ હોય કે જેમાં જાતીયતાના પડઘા માલૂમ નહિ પડે. (ક્રમશઃ).

સુમનસ હરિલાલ ધ્રુવ.

# આટ્લાન્ટિસ અથવા કુશદ્વીપ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૫૦ થી. )

આટલાન્ટિસનો ભંગ થવા લાગ્યો ત્યારે ત્યાંના નિવાસીઓ ચારે દિશામાં વીખરાવા લાગ્યા અને તેઓએ જુદા જુદા મુલકોમાં વસીને પોતાના પૂર્વજોની રીતભાત, સુધારો, આચાર વિચાર વિગેરેનો પ્રચાર કર્યો. આ વાતને ડાકતર મેકોસલેન્ડ પોતાના "એડામ એન્ડ એડામાઈટસ" નામના ગ્રન્થમાં અનુમાન પ્રમાણ તરીકે ટેકો આપે છે. તે કહે છે કે પૂર્વે કોઈ સમયે સારી ઉચ્ચ પ્રકારની અને સંસ્કાર પામેલી ભાષા બોલનારી પ્રજાના લોકો કોઈ બળવાન્ કારણસર પોતાના મંડળમાં ભંગ પડવાથી ભિન્ન ભિન્ન દિશાઓમાં ચાલ્યા ગયા અને વર્તમાન કાળમાં જે કૉકેશ્યન પ્રજાથી વસેલા મુલક છે તેમાં પ્રવેશ કરી ત્યાં નિવાસ કર્યો. તેઓનો મુલક એક તરફ આટલાન્ટિક મહાસાગરથી ગંગા નદીના કાંઠા સુધી ફેલાયેલો હતો અને બીજી તરફ આઇસલેન્ડથી સીલોન સુધી હતો. તેઓની ઉત્તર તરફ એસીઆનો મોંગોલીઆનો મુલક હતો અને દક્ષિણમાં મધ્ય આફ્રિકાના હબસીઓનો મુલક હતો. વળી ઉત્તર અમેરિકાના પ્રાચીન શોધ કરનાર મી. શૉર્ટ લખે છે કે ટૉલમીએ એસિઆમાઇનરમાં તેના સમયમાં જે શેહેરો હતાં તેનાં નામો પોતાની ભૂગોળવિદ્યામાં આપેલાં છે તેમાંનાં ચાર પાંચ નામો મધ્ય અમેરિકાનાં શેહેરોનાં જ નામ છે. આ સમાનતા કેવી આશ્ચર્યકારક છે! અને તેનો ખુલાસો આ બન્ને મુલકના વસનારા એક જ જાતિના હોવા શીવાય બીજો શું હોઈ શકે? આ ઉપરાંત ધર્મ સંબંધી માન્યતા તથા ઈશ્વરભાવના, જીવની મરણોત્તર સ્થિતિ ઈત્યાદિ વિષયોમાં પણ ઘણી સમાનતા મળી આવે છે, અને એ સર્વે હકીકત ઉપરથી એવું સિદ્ધ થઈ શકે છે કે અત્યારે જે સુધારો જોવામાં આવે છે તેનુ બીજ આટલાન્ટિસનો સુધારો છે એવી માન્યતા અત્યારના વિદ્વાનોની થઈ છે. હવે એ સંબંધી ગુપ્તવિદ્યાના ગ્રન્થો કેટલી વિશેષ હકીકત આપે છે તે જોવાથી જણાશે કે હાલ જે શોધો થયા છે તેમાં હજી ઘણી ખામી છે, અને તે કાળના ક્રમમાં પુરી પડશે.

ગુપ્તવિદ્યાના ગ્રન્થોમાં આટ્લાન્ટિઅન્સના સાત વિભાગ હતા. તેઓ વારા ફરતી સત્તાવાન તથા બળવાન થયા હતા અને તેમાંના અમુક વિભાગના લોકો જ્યારે પોતાની આંતર શક્તિનો દુરૂપયોગ કરવા લાગ્યા ત્યારે તેઓના દેશમાં અધર્મ પ્રવર્ત્યો અને તેને લીધે તે દેશનો નાશ થવાનો સમય પ્રાપ્ત થયો. ઉપર કહેલા સાત વિભાગનાં નામ નીચે પ્રમાણે હતાં:—

૧ રમોહળ. ૨ તલવતલી. ૩ તોલતેક. ૪ તુરાનીઅન. ૫. સેમાઈત. ૬ ઍક્કાદીઅન. ૭ મોંગલ.

આમાંના તુરાનીઅન લોકો પોતાની વૃદ્ધિ થવા લાગી ત્યારથી પરદેશગામી થવા લાગ્યા હતા. સેમાઈત અને ઍક્કાડીઅન પણ એવા હતા, પરંતુ તુરાનીઅન કરતાં તેઓની વૃત્તિ બહાર જવા માટે ઓછી હતી. પ્રત્યેક પેટા વિભાગવાળા લોકોમાંથી જે પરદેશ ચાલ્યા ગયા તેઓની હકીકત મેળવતાં તેઓના વંશજો અત્યારે ક્યાં ક્યાં છે તે હકીકત પણ મળી આવે છે.

રમોહળ લોકોને તેઓની દક્ષિણે વસનારા તલવતલી લોકોએ હેરાન કરવા માંડ્યા એટલે તેઓ ઉત્તર તરફ અને પૂર્વ તરફ ખસવા લાગ્યાં અને ગ્રીનલૅન્ડની ભૂમિ જે ભૂશિર તરીકે હતી ત્યાં જઈ પોહોંચ્યા અને સ્કાન્ડીનેવીઆના પશ્ચિમ કાંઠા ઉપર અને મધ્ય એસિઆના સમુદ્રની ઉત્તરે જે સુકી જમીન હતી ત્યાં સુધી ધીમે ધીમે ગયા. બ્રિટની અને પીકાર્ડી એ સ્કાન્ડીનેવીઆના દ્વીપમાં તે સમયે હતા અને યુરોપખંડની જમીન પાણીમાંથી છુટી છુટી બહાર નીકળવા લાગી હતી. આ લોકોનાં નીશાન ફ્રાન્સમાંથી મળી આવે છે અને " ક્વાર્ટરનરી સ્ટ્રાટા " માંથી જે ગોળ મસ્તકવાળાં ' ફૉસીલ્સ ' મળી આવે છે તથા સામાન્ય રીતે જેને " ફ્રશુઝ " જાતનાં મનુષ્ય કહે છે તેઓ આ પ્રથમ વિભાગના લોકોનો નમુનો છે. લૅપલેન્ડના લોકો છે તે તેઓના શુદ્ધ વંશજો નથી તો પણ થોડા ઘણા મિશ્રણવાળી એ જાત છે. તલવતલી લોકો તો ચોમેર ફેલાયા હતા, પણ તેઓમાંના ઘણા ખરા કાલીફોરનીઆ અને બ્રાઝીલના કાંઠાના પ્રદેશમાં વસ્યા હતા. વળી કેટલાક પૂર્વ તરફ ગયા તે સ્કાન્ડીનેવીઆના ટાપુમાં જઈ વસ્યા અને કેટલાક તો તે સમયના આફ્રિકાની સમુદ્ર માર્ગે પ્રદક્ષિણા કરી હિંદુસ્તાન જઈ પોહોંચ્યા. ત્યાં દક્ષિણમાં વસનાર લીમુરીઅન જાતના મૂળ વતનીની સાથે ભળી ગયા અને અત્યારે જે દ્રાવિડીઅન લોકો છે તે તેઓના વંશજો છે, અગર જો કે તેમાં પાછળથી આર્યન લોકો ભળવાથી કેટલોક ફેરફાર થયેલો છે એટલે કીયા લોકો કીયા પ્રકારના છે એ નિશ્ચય કરવું બહુ કઠિણ છે, તો પણ સામાન્ય રીતે એટલું કહી શકાય કે આર્યન જીવો ઉચ્ચ વર્ણમાં અવતરે છે, આટ્લાન્ટિસના જીવો શૂદ્રમાં અવતરે છે, અને લીમુરીઅનોના જીવો પાહાડી જાતોમાં અવતરે છે. અમેરિકાના છેક દક્ષિણમાં પણ એ લોકોની વસતી હતી અને હાલના પાટાગોનીઅન લોકો તેના વંશજો છે. તેઓના શુદ્ધ વંશજો તો દક્ષિણ અમેરિકાના ઘઉ વર્ણના ઇન્ડિઅન્સ છે બાકી ઘણા ખરામાં મિશ્રણ થયું છે, તેમાં પણ આર્યન લોકો વિશેષ ભેળભેળ થયેલા જોવામાં આવે છે. બરમીઝ અને સીઆમીઝ લોકો આવી મિશ્ર પ્રજા છે. યુરોપમાં " ક્રો-મેગનોન " જાતનાં માણસનાં હાડપિંજર મળી આવ્યાં છે તે આ લોકોનાં છે અને સ્વિટ્ઝરલૅન્ડના સરોવરમાં રહેનાર લોકો તેઓ પણ આમાંની કોઈ છુટી પડેલી શાખા હતી એમ લાગે છે.

ત્રીજા વિભાગના લોકો જેઓ તોલતેક કહેવાતા તેઓ આ જાતના લોકોમાં સર્વથી શ્રેષ્ઠ થયા. તેઓ ખેતીવાડી તથા કલા કૌશલ્યમાં નિપુણ થયા હતા અને તેઓ તે સમયની પૃથ્વીના ઘણા ભાગમાં પ્રસર્યા હતા. અમેરિકાના ઉત્તર અને દક્ષિણ ભાગમાં તેઓની વસતી બહુ ગાઢી થઈ હતી અને તેઓ ત્યાં પ્રથમ ગયા ત્યાર પછી હજારો વર્ષે મેક્સિકો અને પીરૂની પાદશાહીઓ આબાદીમાં આવી હતી. તેમાં પીરૂના લોકો પોતાના અસલ વતનની મહત્તાએ પોહોંચ્યા હતા. તેઓના રાજ્યકર્તા તથા ધર્મગુરૂઓ ઇન્કાની જાહોઝલાલીની હકીકત ઇતિહાસથી પણ જાણી શકાય તેમ છે, અને તે ઉપરથી ઍટલાન્ટિસમાં કેવી સ્થિતિ હશે તેનું અનુમાન થઈ શકશે. અમેરિકાના "રેડ ઇન્ડિઅન્સ" લોકો આ તોલતેકના વંશજો છે. પરંતુ તેના ઉપરથી એ લોકોની જે સમયે શ્રેષ્ઠ સ્થિતિ હતી તેનો લેશ પણ ખ્યાલ આવવો મુસ્કેલ છે. આ જ લોકોમાંના કેટલાક ઇજીપ્ટમાં ગયા અને ત્યાં તેઓના રાજ્યકર્તા દૈવી પુરૂષો હતા. તેઓએ જ્યારે એટલાન્ટિસમાં વસનારા લોકોની વૃત્તિ ભ્રષ્ટ થતી જોઈ અને તેઓની શક્તિનો દુરૂપયોગ કરવા લાગ્યા એમ જોયું ત્યારે તેમાંના કેટલાક ભાગના લોકો જે

સદ્દવૃત્તિવાળા હતા તેમને ત્યાથી દૂર લઈ ગયા અને નવુ રાજ્ય સ્થાપ્યુ આ સમયે ગીઝેના પિરામીડ બાધવામા આવ્યા હતા ત્યા ધર્મની કેટલીક ગુપ્ત ક્રિયા કરતા તેમ જ રાજ્યનો ખજાનો તેમા રાખતા તે દેશમા આ રાજ્યની પ્રથમ સ્થાપના થઈ ત્યાર પછી ત્રણ વાર તેઓનો મુલક જળમય થયો હતો અને ત્રણ વાર પાછો બહાર નીકળ્યો હતો ત્યાના લોકો જેઓ એ સમયે એબીસીનીઆના પર્વતો ઉપર નાશી જતા તેઓ બચી જતા અને બાકી નાઓનો સહાર થતો ત્રીજી વખત બહાર નીકળ્યા પછી જે સ્થિતિ બધાઈ હતી તેના પ્રાચીન કામો જેવા કે કરનાક્નુ દેવાલય વગેરે અત્યારે જોવામા આવે છે પ્રથમના રાજ્યની નિશાનીમા માત્ર પિરામીડો જ રહેલા છે જ્યારે પોસાઇડોનીસનો લય થયો ત્યારે પણ આ દેશનો કેટલોક ભાગ જળમા બેસી ગયો અને ત્યારથી દૈવી રાજ્યવશીઓ ત્યાથી ચાલ્યા ગયા. ત્યાર પછી તેમા બીજા વિભાગના લોકો જેવા કે એકેદીઅન ત્યા જઈ વસ્યા અને તેઓની સાથે મળી ગયા ઇજીપ્ટના મૂળ વતની આ લોકોમાના છે

શાસ્ત્રોમા જે અસુર થયાની હકીકત છે તે આ લોકો હતા કારણ કે એ તોલતેક પાસે વિદ્યા તથા શક્તિ હતા અને તેનો ઉપયોગ તેઓએ પાછળથી પોતાનો સ્વાર્થ સાધવા માટે કરવા લાગ્યા તે એટલે સુધી કે તેમા જરા પણ વિચાર રાખતા નહતા તેઓના ઉપર દૈવી રાજ્યકર્ત્તા અસિસ્થાત વિભિઓમાંથી જ મ ધારણ કરી આવ્યા હતા તેની સામે તેઓએ બળવો કરી તેની રાજ્ય સત્તા તેમજ રાજ્ય પડાવી લીધા અને પોતે ધણી થઈ પોતે ઇશ્વર જ છે એમ મનાવી લોકો પાસે પોતાની મૂર્તિઓ સ્થાપન કરી પૂજન કરાવવા લાગ્યા આ પુરાણના દૈત્યો હતા તેઓમા અહકારની પરાકાષ્ઠા આવી હતી અને તેઓ પ્રાચીન લીમુરીઆના લોકોમાના મ્મઅક્રન લોકો રહેલા હતા તેમાથી કેટલીક દેખાવમા સુદર સ્ત્રીઓને પરણ્યા અને તેની જે સતતી થઈ તે ઘણી જ નીચ થઈ અને તેઓ દ્વારા એ લોકો કેટલાક નીચ કર્મો કરાવતા હતા પૂર્વે જ્યા ધર્મની પવિત્ર અને ગુપ્ત ક્રિયાઓ પવિત્ર ધર્મગુરૂઓ કરતા ત્યા આ લોકોએ માસ મદિરાના હોમ કરવા માડ્યા અને મલિન સત્ત્વોને તૃપ્ત કરી તેઓને પોતાની સહાયતા કરવા કામમા લેવા લાગ્યા જ્યારે તેઓ કેવળ મદાધ થઇ ગયા ત્યારે તેઓના મુલકનો પ્રલય થવા લાગ્યો અને તેમાથી છુટા છવાયા નાશી છુટ્યા તે બચી ગયા

એ લોકોના ચોથા વિભાગના લોકો જે તુરાનીઅનના નામથી પ્રસિદ્ધ છે તેઓ આફ્રિકામા ગયા એટલું જ નહિ પણ પૂર્વમા આગળ વધી એસિઆમા પણ ગયા અને મધ્ય ભાગમા જ મૂળ ચિનાઓ અત્યારે છે તે આ લોકોના વશજો છે તેમાની એક એઝટેક જાત થઈ તે મહા બળવાન થઈ અને તેઓએ અમેરિકામા તોલતેક લોકોએ જે રાજ્ય સ્થાપ્યા હતા તે જીતી લઈ પોતાની સત્તા બેસારી આ તુરાનીઅન લોકો તોલતેક કરતા પણ વધારે ક્રૂર અને અભિમાની હતા અને તેઓ જે આર્યન પ્રજા હજી ઉછરતી હતી તેઓને સર્વ પ્રકારે દુ ખ દેવા ઉપાયો યોજતા હતા રામાયણ-મહાભારત તથા પુરાણોમા જે રાક્ષસોના યુદ્ધની કથાઓ છે તે આ લોકો હતા પાચમો વિભાગ સેમાઈત લોકોનો હતો તેઓમા પણ અભિમાન અને અહકાર સપૂર્ણ હતા તેઓમાના કેટલાક અમેરિકાના હાલના યુનાઇટેડ સ્ટેટ્સના મુલકમા વસ્યા અને કેટલાક આફ્રિકાના ઉત્તર ભાગમા વસ્યા તેઓમા હવે આંતર શક્તિ રહી ન હતી અને તેને બદલે તેઓની તર્કશક્તિ ખીલવા માડી હતી

આ લોકામાંથી યોગ્ય મનુષ્યોને છુટાં પાડી મધ્ય એશિઆમાં લઈ જવામાં આવ્યા હતા; અને તેઓને યોગ્ય કેળવણી આપી તેઓના વિકાસ કરવામાં આવ્યો હતો. જેમાંથી આગળ જતાં આર્યન પ્રજા થઈ હતી: શુદ્ધ સેમેતિક લોકો ગણાય તેવા હાલના યાહુદીઓ તથા ઉત્તર આફ્રિકામા આલજીરીઆના પર્વતમાં કબીલીસ લોકો છે તે છે.

છઠ્ઠો વિભાગ અકેદીઅન લોકો હતા. તેઓ અત્યારે જ્યાં સાર્ડીનીઆનો ટાપુ છે તેની આસપાસના મુલકમાં રહેતા હતા કેમકે ભૂમધ્ય સમુદ્ર તે વખતે સુકી જમીન હતી. ત્યાંથી તેઓ અરબસ્તાન, ઇરાન, લીવાન્ત તરફ વસવા ગયા અને ઇજીપ્ટના લોકોમાં પણ ભળવા લાગ્યા. ઈટ્રુસ્કન, ફિનીશ્યન, કાર્થેજીનીઅન વગેરે આ લોકોના વંશજો હતા. ગ્રેટબ્રિટનના ટાપુ તે સમયે સ્કાન્ડિનેવીઆ સાથે જોડાયેલા હતા તેના કાંઠા ઉપર આ લોકો જઈ વસ્યા હતા. સ્ટોનહેંજના જે ખંડેરો છે તે આ લોકોએ બાંધ્યાં હતા. સીથીઅન અને પેલાસીજીઅન લોકો આ અને તેની પછી થયેલા સાતમા વિભાગના મિશ્ર થયેલા લોકો હતા.

સાતમો વિભાગ મોંગોલીઅન લોકોનો હતો. આ લોકો જે તુરાનીઅન એસિઆમાં વસવા ગયેલા તેમાંથી થયા હતા અને તેઓને ઘણો વિસ્તાર એસિઆમાં થયો હતો. પરંતુ એક સમયે તેમાંના એક કીતાન જાતના લોકો બેહેરીંગની સામુદ્રધુની ઓળંગી ઉત્તર અમેરિકામાં દાખલ થયા હતા અને તેના વંશજો અગર જો કે શુદ્ધ તો નહિ પણ મિશ્ર થયેલા હજી પણ ત્યાંના મૂળ વતનીઓમાં જોવામાં આવે છે. મલાયાના લોકો આ મોંગોલીઅન અને લીમુરીઅનની મિશ્ર પ્રજા છે અને હુંગેરીઅન લોકો મોંગોલીઅન અને આર્યન લોકોની મિશ્ર પ્રજા છે. આ લોકોના સંબંધમાં એક વિશેષ વાત એ છે કે તેઓમાંથી નીકળેલી એક શાખા જેમાં જાપાની તથા કેટલાક ચિના છે તેઓની હજી ઉન્નતિ પૂર્ણ થઈ રહી નથી એટલે તે ભવિષ્યમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાના છે.*

ઉપર પ્રમાણે આટલાન્ટિસની પ્રાચીન ભૂમિમાં વસનારા જુદા જુદા લોકો જુદે જુદે સમયે તે સમયની પૃથ્વિના જુદા જુદા ભાગોમાં જઈ વસ્યા હતા અને આર્યન લોકો પણ એક રીતે જોતાં તેઓમાંથી જ અલગ થયેલા લોકો હતા એટલે અત્યારે આપણી પૃથ્વિના જુદા જુદા દેશોમાં જે લોકો વસે છે તે મૂળ આટલાન્ટિસમાંથી નીકળેલા છે. એ સમયના લોકોમાં કેટલીક કળા એવી હતી કે જેના બરાબરી હજી થઈ નથી તેમ કેટલીક બાબતમાં હાલના લોકોએ જે શોધો કરી છે તેવી તેઓએ કરી નહિ હતી પરંતુ તેઓમાં કેટલીક આંતર શકિતઓ હતી તેને લીધે તેઓ ઘણાં કાર્ય એવી સહેલાઈથી કરી શકતા કે જેવાં વર્તમાન કાળની યાંત્રિક શકિતથી કદિ પણ થઈ શકવાનાં નથી. તેનાં મુખ્ય નમુના અમેરિકા તથા આફ્રિકામાં જે પીરામીડ, એક પથ્થરના સ્થંભો, દેવાલયો, તથા એસિઆમાં પર્વતની ગુફાઓમાં કરેલાં દેવમંદિરો છે. અત્યારે પ્રાચીન શોધ કરનારાઓ આ કાર્યો માટે ઘણા પ્રકારનાં અનુમાન કરે છે, પરંતુ તેઓ સત્ય વાત શોધી શકતા નથી કારણ કે તેઓ અમુક

---

* આંહી એટલું જણાવવાની આવશ્યકતા છે કે આ ગુપ્ત વિદ્યાના ગ્રંથ ઉપરથી લખાયેલી હકીકત રૂશીઆ અને જાપાનની લડાઈ પહેલાં ઘણા વર્ષ ઉપર પ્રસિદ્ધ થયેલી છે, એટલે તેઓનાં પરાક્રમ જોઈ તેનું ભવિષ્ય કહ્યું છે એમ માનવાનું નથી.

સમયની આગળ શું સ્થિતિ હતી તેનું જ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી. આ સર્વ હકીકત તેમ છતાં પ્રસિદ્ધિમાં યોગ્ય પ્રસંગે આવતી જશે એવું મેડેમ બ્લાવાટસ્કીએ ભવિષ્ય કરેલું છે. અને ત્યારે આ પૃથ્વીનો ખરો ઇતિહાસ લોકો જાણશે.

આટ્લાન્ટિસના અસ્તિત્વની અને ત્યાંના રહેવાસીઓની તથા તે સમયના સુધારાની વાતો માત્ર કપોલ કલ્પિત ગણી કાઢી ઘણા લોકો હસી કહાડે તો તેમાં નવાઈ નથી કારણ કે ગુપ્ત વિદ્યાના ગ્રન્થમાંથી લખેલી હકીકતને જ્યાં સુધી વર્તમાન કાળની પદ્ધતિ પ્રમાણે ટેકો મળે નહિ ત્યાં સુધી વર્તમાન કાળની કેળવણી લીધેલા લોકોને તે વાત માન્ય થઈ શકે નહિ પરંતુ અત્યાર સુધી જુદા જુદા દેશોમાં જે પ્રાચીન શોધો થયા છે, તથા જુદી જુદી વિદ્યાનો અભ્યાસ કરનારા વિજ્ઞાન–શાસ્ત્રીઓને દૂર રહેલા દેશોમાં દેખાતી સમાનતાનું નિરાકરણ કરતાં જે સિદ્ધાન્ત ઉપર આવ્યા છે તે જ્યારે આપણે આ ગુપ્ત ગ્રન્થોની હકીકત સાથે મેળવીયે છીયે ત્યારે એટલો બધો ટેકો મળે છે કે એ વાત માન્ય રાખવામાં કાંઈ અંધ આસ્થા છે એમ કહેવાય તેમ નથી. આ સંબંધી વર્તમાન કાળમાં થયેલી શોધોનો સમગ્ર સંગ્રહ કરી મી. ડૉનેલીએ આટ્લાન્ટિસ–પ્રલય પૂર્વની પૃથ્વી–નામનો એક ઘણો જ વિદ્વત્તા ભરેલો ગ્રન્થ લખેલો છે તેનું અવલોકન કરવાથી ઘણી વાતોનો સંશય દૂર થાય છે એટલું જ નહિ પણ ઘણી નવીન અને નવાઈ જેવી વાતો જાણવામાં આવે છે.

પુરાણોમાં તથા ભારત અને રામાયણમાં ઘણી હકીકત છે, પણ તે એવી રીતે લખાયેલ છે કે તેમાંથી ઐતિહાસિક ભાગ છુટો પાડી તેને યથાસ્થિત સ્થાને ગોઠવવો એ બહુ કઠિણ કામ છે, અને તેટલા કારણથી ઘણી વાર તેમાં લખેલી હકીકત ગપ જેવી અથવા અતિશયોક્તિ વાળી ગણી દૂર મુકવાની ઇચ્છા થાય છે. પણ જો કોઈ ધીરજથી તેનું સૂક્ષ્મ રીતે અવલોકન કરે તો તેમાંથી આટ્લાન્ટિસ તથા તેની પૂર્વે થઈ ગયેલા દેશો તથા લોકો સંબંધી જે વાતો ગુપ્તવિદ્યાના ગ્રન્થોમાં આપેલી છે તેને મળતી નીકળી આવે તેમ છે. પરંતુ તેવો શોધ કરવાને પૂર્વની ઘણી બાબતોનું જ્ઞાન પ્રથમથી પ્રાપ્ત કરવાની જરૂર પડે તેમ છે અને તેટલો શ્રમ કરવા પહેલાં તે વાત ઉપર શ્રદ્ધા બેસવાની જરૂર છે. એટલે જ્યાં સુધી એ બે બાબત એકઠી થાય નહિ ત્યાં સુધી આ પ્રાચીન લેખોમાંથી સત્ય શોધવું મુશ્કેલ છે. પરંતુ એ વાત નહિ જ બને એમ માનવાનું નથી. અત્યાર સુધીમાં જેવી રીતે નવા નવા શોધો થતા આવ્યા છે અને તેને આધારે ઉપર વર્ણન કર્યું તેવી પ્રાચીન હકીકતને ટેકો મળેલો છે તો આ શોધો પણ ક્રમે ક્રમે થશે એમ કહી શકાય છે, અને જ્યારે એ શોધોથી આપણાં શાસ્ત્રોની વાતોને યથાર્થ પ્રકાશિત કરવામાં આવશે ત્યારે એ ગ્રન્થોની મહતા અને તેમાં આપેલા જ્ઞાનનું સત્ય ભાન આપણા લોકોને થશે.

દુલેરાય મહીપતરાય ઓઝા.

# " કવિતા-પ્રવેશ. "

## —અવલોકન—

( અનુસન્ધાન પૃ૯ ૨૮૪ થી. )

નવીન છન્દોની યોજના વિશે આ ઇતિહાસદર્શનમાં અનુલક્ષણ કરતે, વિષમ હરિગીતની યોજનાનું સર્વ માન 'નરસિંહરાવ' ને આપ્યું છે તે જરાક મર્યાદિત કરવાની જરૂર છે. એ યોજના તો મરહુમ મણિલાલ નભુભાઈ દ્વિવેદીની હતી; મ્હેં માત્ર એ યોજનામાં સુસ્થિતતા આણી હેને 'વિષમ હરિગીત' એમ નામ આપ્યું એટલું જ વાસ્તવિક છે.

આ પ્રકરણમાં બીજી ન્યૂનાધિકતા એ છે કે જો 'અંજની ગીત' જેવા બન્ધને મરાઠીમાંથી ગુજરાતીમાં રા. મણિશંકર ભટ્ટે આણ્યું છે તે ગણનાયોગ્ય ધાર્યું છે, તો મરાઠીમાંથી 'દિંડી' છંદ ગુજરાતીમાં આણવા માટે, તેમ જ§ અભંગ માટે, સ્વ. ભોળાનાથ સારાભાઈની પણ નામગણના થવાને અવકાશ હતો. હેમના એ પ્રયાસના પરિણામમાં અભંગ તો નહિં પણ દિંડી છંદ તો ગુજરાતીમાં અત્યન્ત પરિચિત અને અનુકરણવિષય થઈ ગયો છે. આ પ્રસંગે એટલું કહેવું જરૂરનું છે કે-યદ્યપિ છન્દ તરીકે દિંડી ગુજરાતી પદ્યમાં સ્વીકારાયલી, સ્વ. ભોળાનાથ સારાભાઈના સમય પ્હેલાં, જણાઈ નથી, તથાપિ દિંડીના જ માપની રચના દયારામભાઈની એક ગરબીની રાહમાં, પેટા અંગ તરીકે, દૃષ્ટિયે પડે છે, જે તરફ ઘણા લોકોનું ધ્યાન ખેંચાયલું જણાતું નથી.*

" ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે ',

—એ સુપ્રસિદ્ધ ગરબીનું એ આરમ્ભનું ચરણ તદન દિંડીના માપનું જ છે, અને તે પછી કેટલોક ભાગ જઇને લાગટ આવતાં ચરણો–

" નથી તુજ સમા કોઈ અખિલ વિશ્વ વામા;
શચી સાવિત્રી ઉમા રામા. "

ઈત્યાદિ પણ એ જ માપનાં ચરણો છે.

---

§ પ્રેમાનંદ કવિયે " દ્રૌપદી-હરણ " માં ( ૮ મા કડવામાં ) અભંગ છન્દ સ્વીકાર્યો છે એ વાત આ વચનને બાધક જણાશે. પરંતુ એ પ્રેમાનન્દના અભંગ વિશે મ્હારી શઙ્કાઓ તથા વિચાર " પ્રેમાનન્દનાં નાટકો " એ વિષયના નિબન્ધમાં સવિસ્તર મ્હેં બતાવ્યાં છે, તે ઉપરથી એ વિશેની મ્હારી અશ્રદ્ધા સકારણ જણાઈ આવશે.

* રા. કેશવલાલ ધ્રુવના 'પદ્યરચના' વિશેના નિબન્ધમાં આ વિશે ઉલ્લેખ નથી; પ્રસંગ જ ન હોવાને લીધે. દિંડીમાં ઉપાન્ત્ય શ્રુતિ પ્લુત હોય છે તે તરફ હેમણે ધ્યાન ખેંચીને તે પ્લુત દાખલ કરવાનું માન દક્ષિણી બન્ધુઓને ઘટે છે એમ હેમણે કહ્યું છે. દયારામભાઇની ગરબીમાં આજ પ્રકારનો બન્ધ છે એ વાત હેમણે લક્ષમાં રાખી હશે તો પણ, ગરબીઓ વગેરેનો વર્ગ 'લયબન્ધ' નો ગણી એ નિબન્ધની ચર્ચાના વિષયની બ્હાર હેમણે મૂક્યો છે તેથી સ્પર્શ નહિં કર્યો હોય એમ લાગે છે.

અગ્રેજી સોનેટનુ અનુકરણ કરવામા ગ બ ક. ઠાકોર વગેરેએ માત્ર હેની પંક્તિની સખ્યાનું કેવળ ગૌણ અગ પકડી લઈ 'સોનેટ'નો દાવો અયોગ્ય કર્યો છે, પરંતુ મિ. ખબરદારના 'ધ્વનિત'મા ઇટલીક ગનતા છતા 'સોનેટ'ની છાયા અને સ્વરૂપ સવિશેષ રીતે પ્રતિબિમ્બિત થયા છે—એમ મ્હેં "વિલાસિકા"ના અવલોકનમાર સવિસ્તર રીતે દર્શાવ્યું છે તેથી આ ઇતિહાસદર્શનમા સ્પર્શવા એ પ્રશ્નને અગે અહિ પુનરુક્તિ કરવાની જરૂર નથી તેમ જ, મિશ્ર હરિગીત, તોટકમણિ, વગેરે 'નવીન' છન્દો મિ. ખબરદારે યોજ્યા છે ત્હેમા કેટલાકમા નવીનતા ખરી છે, અને કેટલાકમા નામની જ છે તે પણ તે સ્થળે ચર્ચ્યું છે× અગ્રેજી Balladને ગુજરાતીમા મિ. ખબરદારે જ આણ્યુ છે એમ આ ઇતિહાસદર્શનમા કહેવામા આવ્યું છે, પરંતુ એમ કહેવામા આપણા ગુજરાતી folk-songs (લોક ગીત) માના balladsની અવજ્ઞા થાય છે તે પણ બતાવવુ જોઇયે

ર ન્હાનાલાલ દ. કવિની "વસન્તોત્સવ"ની શૈલી (બાધણીની શૈલી) વિશે આ ઇતિહાસદર્શનમા ઉલ્લેખ થયો છે તે ઉપર બે બોલ આવશ્યક છે એ શૈલી તરફ આ સગ્રહકારોએ અરુચિ નથી બતાવી તેમ રુચિ પણ નથી બતાવી, કાઇક ઔદાર્યયુક્ત તટસ્થતા જ રાખી છે એ શૈલી—અથવા સગ્રહકારોના શબ્દો પ્રમાણે રા. ન્હાનાલાલનો નવીન 'સુધારો' (!)—"છેક જ નવો અને સ્વચ્છન્દી નથી" એમ જણાવવા ભણી રા. કેશવલાલ ધ્રુવનો ઉદ્દેશ હશે એમ એઓ તર્ક કરે છે, અને રા. કેશવલાલના અતિશય ચાતુર્યયુક્ત તથા અપૂર્વ પદ્ધતિની ચર્ચાવાળા 'પદ્યરચના' વિશેના લેખમાથી લાબો ઉતારો આપે છે. પરંતુ એ ઉતારા ઉપરથી એ પ્રકારનુ અનુમાન સર્વાંશે ફલિત થાય છે કે કેમ તે સંશયની વાત છે ગ કેશવલાલ બતાવેછે કે—

"પદ્યરચનામા અક્ષરનો, રૂપનો, માત્રાનો, કે પ્રયત્ન (stress, accent) નો નિયમ હોયછે અક્ષરસવાદથી અક્ષરબન્ધ રૂપસવાદથી રૂપબન્ધ, માત્રાસંવાદથી માત્રાબન્ધ, ને પ્રયત્નસવાદથી પ્રયત્નબન્ધ એમ ચાર પ્રકારની પદ્યરચના આપણી ભાષામા પ્રચારમા આવી છે"

રા ન્હાનાલાલની ચર્ચાવિષય રચના (?) આ ચારમાથી એક પણ વર્ગમા આવી શકે એમ મ્હારી અલ્પમતિને લાગતુ નથી હેના બે કારણો છે, એક તો એ જ કે રા ન્હાનાલાલ પોતાના એ બન્ધમા accent (સ્વરિતત્વ,—રા. કેશવલાલનો શબ્દ લઈએ તો, પ્રયત્ન)નું તત્ત્વ સમાયલુ છે એમ કાંઇક દાવો કરે છે અને હેમા તે ઉપર રહેલું આન્દોલન પણ જુવે છે. આ આન્દોલન મ્હારી જડ શ્રવણશક્તિથી અતીત જ છે, તેમ જ સ્વરિતત્વ ('પ્રયત્ન') એ વસ્તુ આપણી ભાષામાથી લુપ્ત જ થયેલી છે, તો શૂન્ય ઉપર આધાર રાખનારી કલ્પના શૂન્યવત્ જ ગણાય રા કેશવલાલ પણ સ્વીકારે છે કે—'પ્રયત્નબન્ધ આપણે ત્હા (અર્થાત્ ગુજર પદ્યમા) બીજાવસ્થામાં દર્શન દેછે". એ બીજાવસ્થા હાલ તો પદ્યબન્ધને માટે નિરુપયોગી જેવી જ છે, અને રા ન્હાનાલાલની કૃતિને તો તે લાગૂ પડતી નથી. 'ઇગ્રેજીમા તે (પ્રયત્નબન્ધ) અદ્ભુત વિસ્તાર પામ્યો છે એ પણ આ ફળદ્રુપ ભૂમિમા અનુરૂપ વિકાસ પામો!"—એમ રા. કેશવલાલ ઇચ્છાયુક્ત ઉદ્ગાર કરેછે.

× 'વસન્ત' સ. ૧૯૬૩ ના શ્રાવણના અંકમા પૃ. ૪૪૬-૪૫૨ જુવો.

રા. ન્હાનાલાલની શૈલીમાં તે બીજ× જડતું નથી એટલું જ નહિં, પરંતુ પ્રયત્નબન્ધને આવશ્યક પ્રથમ મર્યાદા જે સંવાદ તે રા. ન્હાનાલાલની શૈલીમાં જણાતો જ નથી. રા. કેશવલાલ એ આવશ્યક મર્યાદા આંકવા માટે કહે છે જ કેઃ—

"પદ્યરચનાનો આત્મા સંવાદ છે. રચના બંધબેસતી આવવી તે સંવાદ. ગદ્યમાં સંવાદ નથી; શાથી જે ત્હેમાં બંધબેસતી રચના છે નહિં; વાક્ય કોઈ પણ જાતના બન્ધન વગર કેવળ વિચારશ્રેણીને અનુસરે છે."

રા. ન્હાનાલાલની કૃતિમાં આ ગદ્ય જેવી બન્ધનહીન સ્થિતિ છે તે "વસન્તોત્સવ" ઉપર ચર્ચાપત્ર મ્હેં ઈ. સ. ૧૮૯૯ માં જાન્યુઆરી—માર્ચના જ્ઞાનસુધામાં લખ્યું હતું ત્હેમાં સવિસ્તર રીતે બતાવ્યું છે. ગદ્યવાક્યોના અકારણ સ્વૈચ્છિક કકડા પાડી ચરણો જેવી ગોઠવણને પદ્યરચના મનાવવાનું રા. ન્હાનાલાલે તે સ્થળે કહેલું કેવળ સ્વચ્છન્દી જ છે. હું નથી ધારતો કે રા. કેશવલાલ એ શૈલીને પદ્ય તરીકે સ્વીકારી સકે. આ વિષયને અંગે રા. રમણભાઈની "છન્દ અને પ્રાસ" વિશેના નિબન્ધના ચર્ચા બહુ ઉત્તમ પ્રકાશ પાડે એમ છે.§ ત્હેનો સાર એ જ છે [illegible]વેતાનું સ્વરૂપ જ રસિકકલાનું હોવાથી તે છન્દ—પદ્યરચના આપોઆપ સ્[illegible] જ લે છે; માટે ખરી કવિતાને છન્દ (નિયમયુક્ત પદ્યસ્વરૂપ) આવશ્યક [illegible] આ તત્ત્વનો રા. ન્હાનાલાલ કે કોઈ પણ અનાદર કરે તો ત્હેની તે કૃતિમાં તે [illegible]શે કલાસ્વરૂપમાં દૂષણ જ ગણાય. આ દૃષ્ટિથી 'ગદ્યકાવ્ય' એ વસ્તુ પણ કાંઈ [illegible]ન્તર્વિરોધી પ્રકાર જ ગણાય. એમ હેતુ નથી કે હેમાં કવિત્વના અંશ નથી. પરંતુ કલાસ્વરૂપના તત્ત્વને ધોરણે 'કવિતા' તરીકે એટલે અંશે ઊનતા જ. આ વિશે વધારે વિસ્તાર કરવાનો અહિં પ્રસંગ નથી.

(અપૂર્ણ.)

નરસિંહરાવ ભોળાનાથ.

---

× Pitch accent તો ના જ સંભવે, પણ stress accent પણ એ રચનામાં અનુભવગોચર થતો નથી.

§ "કવિતા અને સાહિત્ય"—પૃષ્ઠ ૨૩૭—૩૪૧ જુવો.

ખાસ પૃષ્ઠ ૨૫૮–૯, ૨૬૭, ૨૮૧, ૨૮૩ જુવો; જે ઉપરથી જણાશે કે, કવિતાનું અવશ્યભાવિ કલાસ્વરૂપ છન્દબન્ધ છે એમ રા. રમણભાઈ સરળ રીતે સ્થાપે છે.

# દક્ષિણના પ્રવાસની સંક્ષિપ્ત નોંધ.*

દણ્ડકારણ્ય, પંચવટી, ગોદાવરી, કિષ્કિધા, પંપાસરોવર, ઋષ્યમૂક, રામસેતુ, રામેશ્વર, લંકા આદિ રામાવતારનાં સુવિખ્યાત સ્થળ તેમ જ આધુનિક સમયમાં અગત્યનાં ગણાતાં અને જોવા લાયક હિંદુસ્થાનના દક્ષિણ પ્રદેશનાં બીજાં સ્થળ પણ બને તો સાવકાશ જોવાં એવી ઉત્કંઠા લાંબા કાળથી ઉદ્ભવી હતી, પરંતુ તે અમલમાં મૂકવાનો પ્રસંગ અદ્યાપિ મળ્યો ન હતો. લાંબે પ્રવાસે નીકળવાને કેટલીક અનુકૂળતા શોધવી પડે છે તેમાં પ્રથમ તો સમાનશીલ અને સમાન અભિરૂચિવાળા મિત્ર સાથે હોય એવું બહુધા પ્રત્યેક જન ઇચ્છે છે. ગયા ડિસેમ્બર માસમાં મદ્રાસ શહેરમાં ઇંડિયન નેશનલ કોંગ્રેસ ભરાવાની હતી તે પ્રસંગે એ અનુકૂળતા મેળવી આપી, અને ગયા નવેમ્બર માસના અન્તિમ ભાગમાં

---

* હિન્દુસ્થાન એક 'દેશ' નથી પણ 'ખંડ'—અર્થાત્ 'અનેક-દેશસમૂહ'-છે એ અર્ધ અસત્યને સંપૂર્ણ અસત્ય બ[illegible]ો દેવા દેશ ઉત્સુક થયો છે, અને એકરાષ્ટ્ર-હિન્દુસ્થાનની [illegible] હતું. તેથી એને ઉદ્યોગ-વ્યાપાર પર જ નહિ બલ્કે ગૃહ અને સાહિત્ય, [illegible] અને લિપિ સર્વ ઉપર પોતાની અમર વિરેત[illegible] માંડી છે. 'एकोऽहं बहु स्याम्' એવી આત્મપરાઙ્મુખી પ્રવૃત્તિ ઉથલીને 'बहुत्वम्, एक[illegible]' એવી આત્માભિમુખી પ્રવૃત્તિ ચોતરફ પ્રસરતી દેખાય છે. આ વર્તમાન પ્રવૃત્તિને વધો[illegible]ની કરવાનાં અનેક સાધનોમાંનું એક મુખ્ય સાધન જુદા જુદા પ્રાન્તોના લોકનો એક બીજા[illegible]તોમાં પ્રવાસ, એક બીજાની રીતભાતનું અવલોકન, એક બીજાની ખાસિયતોનું ઉદારતાથી [illegible] વગેરે છે. તેથી 'દક્ષિણ યાત્રા' સંબન્ધી આ સવિસ્તર લેખ પૂર્વોક્ત પ્રવૃત્તિને અનુકૂળ થશે એમ ધારી અત્રે કકડે કકડે અમે પ્રસિદ્ધ કરવા માગીએ છીએ. અમે આશા રાખીએ છીએ કે અમારા વાચકોને એ પસંદ પડશે, અને હિન્દુસ્થાનના બીજા પ્રાન્તો સંબન્ધી પણ એવા જ લેખ આ પત્રમાં કે અન્ય પત્રોમાં વખતો વખત બહાર પડતા રહેશે.

વળી ટાઇમ્સ્ ઑફ્ ઇન્ડિયા (વીકલી) નાં ચિત્રો તથા દેશપરદેશની મુસાફરીનાં વર્ણનો અમે જોઇએ છીએ ત્યારે એક વિચાર અમને સતત આવ્યાં જ કરે છે અને તે એ કે આ અંગ્રેજ પ્રજાની માફક જ્યાં સુધી આપણા લોક સમસ્ત પૃથ્વીતલને પોતાના આનન્દ ઉદ્યોગ અને પરાક્રમનું ક્ષેત્ર નહિ બનાવે ત્યાં સુધી એ પ્રજાની હરીફાઈ કરવાની સઘળી આશા વ્યર્થ છે. અને તેથી હિન્દુસ્થાન બહારનાં દેશોનાં વર્ણનો પણ ગુજરાતી વાચક આગળ વારંવાર મૂકાય એમ અમે ઇચ્છીએ છીએ. આટલા જ માટે નાઇરોબી (ઇસ્ટ આફ્રિકા) થી લખાઈ આવેલું 'વિક્ટોરિયા ન્યાન્ઝા'નું પદ્યાત્મક વર્ણન, કાવ્ય તરીકે સાધારણ પંક્તિનું હોવા છતાં, તે અમે આ પત્રમાં ખુશીથી પ્રકટ કર્યું હતું.

હિન્દુસ્થાનના જુદા જુદા પ્રાન્તોમાં તેમ જ તેની બહાર વસંત પત્રના ઘણા વાચકો છે તેઓને અમારી આદરપૂર્વક વિજ્ઞાપના છે કે પોતાના સ્થળનાં વર્ણનો (સૃષ્ટિસૌન્દર્ય-શહેર અને ગામડાંની બાંધણી-લોકના રીત રિવાજો-તેઓના વ્યાપાર વાણિજ્ય વગેરેનાં વર્ણનો) તેઓ અમને લખી મોકલશે તો તેને અમે વસંતમાં યોગ્ય સત્કાર આપીશું. તન્ત્રી.

અમે અમારો પ્રવાસક્રમ નક્કી કરવાનું લઈ બેઠા. ક્યાં ક્યાં જવું, શું શું જોવું; અને કયે સ્થળે કેટલું રહેવું એ સર્વની નોંધ તૈયાર કરવા હિંદુસ્થાનનાં ચારે ધામ, તથા દક્ષિણની યાત્રા એ વિષય ઉપર અમારી પાસે બે પુસ્તક હતાં તે અને નકશા જોઈ જવા ઉપરાંત તે તે પ્રદેશના પરિચિત જે પુરૂષો અમને મળી આવ્યા તેમની પાસેથી માહીતી મેળવી. તે પછી જુદે જુદે સ્થળે ટ્રેનો પહોંચવાનો તથા ઉપડવાનો સમય જેમાં દર્શાવેલો હોય છે એવા જુદી જુદી રેલવેના ગાઈડ એકઠા કરી અમે અમારી નોંધ તૈયાર કરી અને બની શકે ત્યાં સુધી તેને વળગી રહેવાનો નિશ્ચય કર્યો. રાજસેવાના બંધનથી શૃંખલિત મિત્રની અનુકૂળતા જાળવવા માત્ર પરિમિત સમયમાં જ અમારે અમારો પ્રવાસ સંપૂર્ણ કર્યા સિવાય છૂટકો નહતો માટે કાર્યક્રમ દોડાદોડીનો ગોઠવવો પડ્યો. સંકેત પ્રમાણે અમે મુંબાઈમાં એકઠા થયા ત્યારે જણાયું કે ધાર્યા કરતાં અમારી સંખ્યા વધી હતી. બીજા કેટલાક મિત્રને ઉત્સાહ થઈ આવવાથી તેઓ અમને આવી મળ્યા એટલે ભિન્ન ભિન્ન વયનાં સ્ત્રી અને પુરૂષ મળી અમારી સંખ્યા નવની થઈ.

વર્તમાન સંવત્સર ગોદાવરીમાહાત્મ્યનો હોવાથી ચર્ચા બહુ [illegible] નોંધ પ્રમાણે અમારે પ્રથમ નાશક ત્ર્યંબક જવાનું હતું, ત્યાંથી નાગપુર પ્રદર્શન જોઈ ઇલોરાની [illegible] જોવા જવાનું હતું અને તે પછી ધોંડ મનમાડ રેલવે મારફત બારસી રોડ જંકશને ઉતરી પંઢરપુર જવાનું હતું. પરન્તુ મુંબાઈ આવતાં ખબર મળી કે નાશકમાં કોલેરાનો રોગ જોસમાં ચાલે છે અને નિઝામ સ્ટેટ રેલવેની મુસાફરી શરૂ કરતાં જ ક્વૉરેન્ટાઇનમાં રહેવું પડે છે તેથી ધાર્યા પ્રમાણે ઈલોરા જવાશે નહિ. માટે અસલ યોજના પડતી મૂકી અમે તા. ૧૫ મી ડિસેમ્બર ૧૯૦૮ ને રોજ મુંબઈથી ઉપડતી મદ્રાસ મેઇલ ટ્રેનમાં સવાર થયા અને તા. ૧૬ મીએ બારસી રોડ સ્ટેશને ઉતર્યા. અમને ટ્રેનમાં જ ખબર મળી કે પંઢરપુરમાં પ્લેગ ચાલે છે તેથી ગામ ઉજડ થઈ ગયું છે, માત્ર પૂજારી લોકો દિવસના ભાગમાં દેવાર્ચન કરવા ત્યાં જાય છે. અમારી ભાવના કેવળ સ્નાન તથા દર્શનની હોવાથી અમે તરત જ "બારસી લાઇટ રેલવે"ની ટ્રેન ત્યાં જવા તૈયાર હતી તેમાં બેસી ગયા. પંઢરપુર અમને લગભગ અગીઆર કલાકે પહોંચાડ્યા. સામાન સઘળો આગગાડામાં જ રહેવા દઇ સ્નાન કરી બદલવા જેટલાં કપડાં લઇ ગામમાં ગયા. મધ્યાહ્નોત્તર બે વાગે ટ્રેન પાછી ઉપડવાની હતી તેથી ચંદ્રભાગામાં સ્નાન કરી શ્રીવિઠ્ઠલનાથજીનાં દર્શન કરી લાગલાં પાછા ફર્યા. ગામમાં ઘર, રસ્તા, બજાર સઘળું નિર્જન હતું. ટ્રેન નિયમિત સમયે ઉપડી અને અમને સાયંકાળે પાંચ કલાકે બારસી રોડ જંકશન સ્ટેશને ઉતાર્યા.

તા. ૧૮ ડિસેમ્બર ૧૯૦૮. આગલી રાતે નીકળેલા સવારમાં શોલાપુર પહોંચ્યા. આ બાજુએ શોલાપુર માત્ર પુનાથી ઉતરતું શહેર ગણાય છે. શોલાપુરથી અમારે ભવાની માતાનાં દર્શને તુળજાપુર જવું હતું. પરંતુ ૨૮ માઈલ જઇ અમુક વખતમાં પાછા આવવા માટે ગાડીનું સાધન અમને જોઇએ તેવું તાકીદે મળ્યું નહિ અને વધારે દિવસ અમારાથી ત્યાં રહેવાય તેમ નહતું માટે એક ઠેકાણે મુકામ કરી અમે ગામ જોવા નીકળ્યા. અહીં અમે લિંગાયતની વસ્તી વધારે દીઠી. લિંગાયત લોકો હિંદુ છે અને માંસાહાર કરતા નથી. મનુએ વર્ણવેલા ચારે વર્ણ તેમનામાં છે અને તે સર્વે શિવને માને છે. સ્ત્રી પુરૂષ દરેક

શિવનું એક નાનું લિંગ રૂપાની દાબડીમાં ઢાંકી ગખેલુ પોતાના અંગ ઉપર રાત્રિ દિવસ રાખી મૂકે છેઃ સ્ત્રી પુરૂષ બંને તે દાબડી કંઠમાં અગર હાથે આજૂબાજુ સ્થાને રાખે છે. ઉપવીત પહેરનાર ઉપવીતની સાથે રાખે છે. તે દાબડીમાંનું લિંગ પોતાના સંપ્રદાયની બહારનાની દૃષ્ટિએ કદિ પણ ન પડે એવી ખાસ કાળજી રાખે છે. તજવીજ કરતાં કોઇએ તો એમ પણ કહ્યું કે જીવ જાય તોએ શું અમે એ લિંગ કોઇની દૃષ્ટિએ પડવા દઇએ નહિ. શિવભક્ત છીએ એમ બતાવવા એ લોકો કપાળે તથા હાથે ભસ્મ લગાડે છે. આખા દક્ષિણમાં લિંગાયતની સંખ્યા ૧૪,૨૨,૦૦૦ ની છે એમ ગણત્રી થઈ છે. શોલાપુરમાં એ લિંગાયતના પૂજ્ય સિદ્ધેશ્વરનું સ્થાન એક વિશાળ અને રમણીય તળાવ, જેને સિદ્ધેશ્વરનું તળાવ કહે છે તેને કિનારે છે. એ સ્થળે યાત્રા ભરવાનો સમય નજીક હોવાથી પોતાનો માલ ખપાવવાને આસપાસના શહેરોમાંથી જે વ્યાપારીઓ આવે તેના ઉપયોગ માટે એ તળાવના કિનારાપર આખે રસ્તે નવી દુકાનો ઉભી કરવામાં તથા રમત કરી ગમત કરાવવા જે ખેલાડીઓ આવે તેને સગવડ કરી આપવામાં લોકો પ્રવૃત્ત થઇ ગયા હતા. તેમ જ આજે પણ સિદ્ધેશ્વરના અમુક ઉત્સવનો દિવસ હોવાથી લિંગાયત માત્રને તે સ્થળે ભોજન લેવાનુ આમંત્રણ હતું તેથી તે સંપ્રદાયના આબાલવૃદ્ધ અનુયાયીનાં ટોળેટોળાં સિદ્ધેશ્વર જતાં અમને મળ્યાં. સામાન્ય દિવસોમાં પણ સિદ્ધેશ્વરની શોભા સારી હોય છે તેમાં વળી આજના ઉત્સવને લઇને તેને વિશેષ સુશોભિત બનાવ્યું હતું.

શોલાપુરમાં સાર્વજનિક ઉપયોગ માટે તળાવ કાંઠે બગીચો છે અને તેની મધ્યમાં એક સુન્દર મકાન બનાવ્યું છે તેને Ripon Hall એવું નામ આપ્યું છે. તેમાં એક Reading Room છે અને જાહેર ભાષણો માટે બેઠક વગેરેની ઉત્તમ ગોઠવણવાળો એક વિશાળ ખંડ છે.

શોલાપુરમાં બજાર ઘણું ખરૂં રાત્રિએ ભરાતુ હોય એમ જોવામાં આવ્યું. એ સ્થળે સુતર કાંતવાનાં તથા કાપડ વણવાનાં કારખાનાં છે તેથી લોકોને ઉદ્યોગ સારો મળે છે. ભાષા મરાઠી સાથે કાનડી પણ બોલાય છે.

શોલાપુરથી ગદગ જંકશને થઈ અમારે હોસ્પેટ સ્ટેશને ઉતરવું હતું તેથી તા. ૧૮ મી ડિસેમ્બરે સવારે નીકળી હોટગી જંક્શને ગાડી બદલી અમે દક્ષિણે ચાલ્યા. માર્ગમાં બીજાપુર આવ્યું. 'જીવ્યા કરતાં જોયું ભલું' એ અમારામાંના એક વિનોદપ્રિય મિત્રનું પ્રવૃત્તિનિયામક વાક્ય છે અને તે એટલે સુધી પોતે પાળે છે કે રસ્તામાં કોઇ નાનકડું ગામ આવે ને ત્યાં ઠરી આવવાની અનુકૂળતા મળી હોય તો તેમ કરવા ભાગ્યે જ ચૂકે તો પછી મુસલમાની અમલમાં એક વાર બીજા દરજ્જાનું ગણાઇ ગયેલું બીજાપુર જેવું શહેર માર્ગમાં આવે તે એમનું એમ કેમ જવા દેવાય ? ખરૂં કહીએ તો બસેં ત્રણસેં વર્ષ ઉપરની આશ્ચર્ય પમાડે એવી કારીગરી અને હુન્નરનો ખ્યાલ આપે એવાં ખંડીએરો જ્યાં છે તે શહેર જોવાની અમને સૌને પણ ઉત્કંઠા હતી જ અને તે પરિપૂર્ણ કરવા અમે અમારો પ્રવાસ અત્રે ખંડિત કર્યો. ભાડાની ગાડીવાળાને જ ભોમીઆ તરીકે ઉપયોગમાં લેવાનો ઠરાવ કરી સ્ટેશનપર બ્હારોબ્હાર જ અમે ચાલ્યા. જુમામસ્જિદ, મહેતરમહાલ, અસર

મહાલ, તાજબાવડી, ગગન મહાલ, વગેરે, વગેરે મકાનો જે એકવાર તેની આબાદ હાલતમાં જોનારને ચકિત કરતાં હતાં તેના અવશેષની ઝાંખીથી પણ અમને તેની ભવ્યતાનો ખ્યાલ આવ્યા વગર રહ્યો નહિ. બાકી તેની ખરી ખુબીઓ નિરીક્ષવાને, સમજવાને તથા તેની યોગ્ય પ્રશંસા કરવાને જે અવકાશ, નિવૃત્તિ અને શિલ્પશાસ્ત્રનું જ્ઞાન જોઇએ તે અમને ન હતાં. તેમાં વળી અમારામાંથી જે અદ્યાપિ પરાધીનતાના શલ્યમાંથી મુક્ત થયા ન હતા અને તે કારણને લીધે પોતાના સમય ઉપર પોતે પ્રભુતા ભોગવી શકતા ન હતા તેમ બીજાને ભોગવવા દેવી પણ તેમને પરવડે એમ ન હતું તેથી તે તો "ચાલોઓઓ, ચાલાઓઓ "નો ચાબખો ચમકાવતા જ રહેતા. પરિણામ એ આવતું કે કોઈ કોઇને તો મકાન જોવા પેઠા ન પેઠા એટલામાં આગળ ચાલવા પાછું ગાડીમાં સવાર થવું પડતું. આ ઠેકાણે એટલું પણ કહેવું જોઇએ કે મંડળીની સંખ્યા ધાર્યા કરતાં વધેલી હોવાથી भिन्नरुचिर्हि लोकः એ સામાન્ય ઉક્તિનો અમને અનુભવ મળે તેમાં પણ નવાઇ નહિ.

છેવટે સુલતાન મહમદની કબરવાળા વિખ્યાત "ગોળ ગુંબજ "¶ આગળ અમે આવી પહોંચ્યા. અમારે રેલવે સ્ટેશન ઉપર રાત્રિએ રહેવું હતું અને એ ગુંબજ સ્ટેશનથી નજીક હોવાથી કંઈક નિવૃત્તિએ જોઈ શકીએ માટે અમે એ ઠેકાણે છેલ્લું આવવાનું રાખ્યું હતું. ગુંબજ જમીનથી લગભગ ૨૦૦ ફુટની ઉંચાઇએ હશે અને અમે એ જોવાને ઘણા અધીરા થઈ ગયા હતા તેથી નીચેના મજલા, તેની બાંધણી, તેની કારીગિરિ જોઈ ન જોઈ ને અમે તો એક પછી એક આવતી ગોળ સીડીઓ ચઢ્યા જ ગયા. છેવટે તે ગોળ ગુંબજે પહોંચતાં કોઇકે શબ્દ કર્યો અને તેનો પ્રતિધ્વનિ દશેક વખત ઉપરા ઉપરી થવા લાગ્યો અને પછી તો મોટા ઘોંઘાટ થઈ રહ્યો. તે જોઈ કોઈક તો હર્ષઘેલા થઈ ગયા અને કૂદવા લાગ્યા. તેઓ શાંત થતાં ત્યાં બેઠેલા કેટલાક માણસે એ ગુંબજની ખરી ખૂબી અમને સમજાવી. એ ગુંબજનો વ્યાસ ૧૨૫ ફુટ છે અને તેમાં ૧૨ ફુટ પહોળી gallery એટલે આસપાસ ચારે તરફ ફરવાનો રસ્તો છે. તેમાં ચાર ઠેકાણે બરાબર કર્ણલીટીએ ચાર બેઠકો છે. તે અમને બતાવી તે લોકોએ કહ્યું કે, બે ભાગે વહેંચાઈ જાઓ, તેમાંથી એક ભાગવાળા એક બેઠકે બેસો અને બીજાઓને બરાબર સામી બેઠકે જવા દો. પછી તેમાંથી એક જણ તે બેઠક પાસેની દીવાલ પાસે મોં લઈ જઈ ઘોંઘાટ કર્યા સિવાય ધીમે રહીને, કાનમાં વાત કરતા હો તેમ, કંઈ બોલો. અમે તેમ કર્યું એટલે તે ધીમો અવાજ, જાણે કોઈ મોટા ઘાંટા પાડીને રહેલું હોય તેમ પરંતુ ઘણો જ સ્પષ્ટ સામી બેઠકવાળાને સંભળાયો. તે જાણે પાછળની ભીંતમાંથી જ કોઈ બોલતું હોય એમ લાગ્યું. અમે સામસામે સવાલ જવાબ કર્યા અને બેહદ આનંદ અનુભવ્યો. આ ગુંબજ દુનિયામાં મોટામાં મોટા ગુંબજો છે તેમાંનો એક ગણાય છે. કેટલાકના મત પ્રમાણે તો દુનિયામાં આ ગુંબજ માત્ર એકથી જ ઉતરતો છે.

¶ અગ્રેજીમાં Whispering Galleryને નામે ઓળખાય છે. એના બાંધકામનું તેમજ બીજાપુરનાં બીજાં મકાનોનું શાસ્ત્રીય વર્ણન Fergusson's History of Indian Architectureમાં આપેલું છે.

બીજાપુ મા કેટલીક મોટી મોટી તોપો છે તેમા સૌથી મોટી ને "મલેક એ મેદાન"ક કહે છે તેના મુખની પહોળાઈ એવડી છે કે એક માણસ કુશાદે તેમા બેસી શકે

બીજાપુ થી જમીને નરે ટ્રેનમા બેઠા તે સિતિમણિ સ્ટેશને ઉતરી કૃષ્ણા નદીમા સ્નાન કરી તા ૧૮ મીએ પાછા આવ્યા તે રાત્રિએ હોસ્પેટ સ્ટેશને ઉતર્યા. ગામમા જઈ મુકામ શોધવાનો વખત ન હતો માટ એવે સ્થળે સૂઈ રહ્યા કે જ્યા દિવસના ભાગમા બેસવાનું પણ મન ભાગ્યે થાય

પ્હો ફાટતા ઘોડાગાડીઓ* ભાડે કરી સ્ટેશનથી સાત માઈલ દૂર હપી છે ત્યા જવા નીકળ્યા તુંગભદ્રાને દક્ષિણ કિનારે હપી એક નટવિભવવાળુ સ્થાન છે પુરાતન કાળનું વિજયનગર તે હપી દક્ષિણ હિંદમા જે હિંદુ રાજાઓ એકવાર રાજ્ય કરતા હતા અને જેના વશને તેમ જ રાજ્યને વિજયનગર કહેતા હતા તેની રાજધાની આ સ્થળે હતી ભિન્ન ભિન્ન સ્થિતિએ પડેલા જે ખડીએરો પડેલા છે તે નવ ચોરસ માઈલના ઘેરાવામા છે એમ કહે છે તેમા કમળાપુ ગામ અને આનાગુદી આવી જાય છે જે ખડીએરો અ ધાપિ નજરે પડે છે તેમા રાજાનો મહેલ રાણીઓનું હમામખાનુ વિઠોબાનુ મદિર હાથી થાન વગેરે છે હપી પહોચતા રસ્તામા જે ખડીએરો આવ્યા તે જોતા અમને ઘણો વિસ્મય થયો અને અસલના રાજાઓની દોલત વૈભવ તેમના સમયના શિલ્પશાસ્ત્રીઓની કુશળતા અને તેમના રાજ્યની શોભાને વખાણતા અમે આગળ ચાલ્યા હપી પહોચી ઉતરવાની સગવ માટે તપાસ કરતા માલમ પડ્યુ કે મદિર સિવાય બીજે કોઈ ઠેકાણે ઉતરવુ બને તેમ નથી માટે ત્યાંના નિયમાનુસા દેવના અભિષેકના રૂ ૫ અગાઉથી આપી એક ઓરડી લીધી. મંદિર બહાર થોડા ઝુપડા સિવાય ગામમા કઈ વસ્તી દીઠી નહિ મંદિર પાસે જ સીધુ સામાન વગેરે વેચનારની બે ત્રણ દુકાન છે કમળાપુર કઈક મોટુ ગામ છે ને ત્યા સગવ સારી કહેવાય છે પણ અમે ત્યા ગયા ન હતા તે દિવસે તો તુંગભદ્રામા સ્નાન કરી આવી ભોજન કર્યા પછી સૂર્યદેવે યારી આપી નહિ તેમ જ થાકી પણ ગયા હતા એ ટલે સૂઈ રહ્યા

કિષ્કિંધા ગામ તુંગભદ્રાને સામે કિનારે છે ત્યા જવા માટે બોમીઓ લઈ સવારમા નીકળ્યા નદી ઓળગવા માટે હોડી કે પનાઇનો ઉપયોગ તેઓ જાણતા નથી બામ્બુના મોટા ગોળ છાબ્ડ ટોપના બનાવી તેને બહારથી ચામડુ મઢી લીધેલા હોય છે તેમા બેસાડે છે ટોપનાની ચાર તરફ ફેરમા બાર માણસ બેસી શકે છે વાસવડે એક માણસ તે ટોપ લાને ગોળ ફેરવતો ફેરવતો આગળ ચલાવે છે અને સામે પાર લઈ જાય છે એ બે ગામ વચ્ચે પ્રતિદિવસ વ્યવહાર ચાલુ હોવાથી ઘણું ખરૂ સૌ પોતપોતાના ટોપલા રાખે છે તેમ

---

ક એટલે, સમરાંગણનો રાજા

*દક્ષિણ દેશમા ઘોડાગાડીઓને "ઝટકા" અને બળદગાડીઓને "બંડી" અથવા [illegible] છે અને ગાડીની બનાવટ નવા ઘાટમા બહુ ફેર હોતો નથી ચાર પાચ માણસ તેમા [illegible] ને ભાડુતી છતા ઘોડા તથા બળદ બહુ વગથી રસ્તો કાપે છે

## WESTERN EDUCATION FOR ORIENTAL PEOPLES

"What I want to say—and all this leads to it—is that although it is far from me to belittle in any way the education of a purely occidental type which is being given in these institutions I would strongly urge upon parents of all boys who are themselves natives of Ceylon to insist upon their children being thoroughly grounded in their own language, that they should be taught to understand their own great history not merely the names and the date and incidence, but the philosophy of all the events of all the happenings of those many hundreds of years of their history during which their race has been in process of formation that they should learn to glory in the high achievements of their race, that they should learn to be proud of its traditions, proud of its history and its vernacular as becomes those who are born in the country, and that they should know above all the people of the country—not the educated people who have received an education such as their own because that acquaintance is easy to make—but to learn to know the people and thoroughly to understand the natives of the country so that they may be able to speak for those natives the uneducated natives—with the voice of authority, which must be recognised as of immense value It seems to me that this is a very important point in the real broad education of the rising generation in our Colony to-day and very humbly I would commend it to parents as something worth thinking about Colleges such as this will, I am convinced, do all they can to fulfil their objects and to give to the children of all classes of the Colony the best education according to the best occidental ideas that we are capable of affording But nobody can give to any son of a native of this Colony an education in his own country in his own history, in his own traditions in his own language, and above all an understanding of his own people except the parents who bore him They must take care that he shall not forget in the flood of other learning, this most important learning of all a thorough knowledge of his own country, its people, its history and its language I say again with St Paul that if a man of this Colony speak with the voice of men and angels and hath not love for his Colony he has become as a sounding brass and a tinkling cymbal, and he fails to play his part in the great development of the race which it is the duty of every in his dominion to play

Reg No B 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्

વર્ષ ૮, અંક ૧૦. [ માસિક. ] આશ્વિન, સંવત ૧૯૬૫.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુ૦ એમ એ એલ્ એલ્ બી

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ,(૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તળાટીઓ તથા (૭) માસિક રૂ. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઇબ્રેરીઓને ખાસ બક્ષીસઃ** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મોકલવા રૂપ કરવી. બીજા વર્ષમાં,રૂા.૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છૂટક નકલ એક અંકના | રૂ. ૦-૬-૦ ,, |

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.



# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે. અન્ય સર્વ લેખો માટે તે તે લેખોના કર્તા જવાબદાર છે.

૩ કોઈ પણ લેખનું અસલ લખાણ-એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ કર્યો, હોય કે ન હોય-પણ એ લેખકને પાછું મોકલવાને અમો બંધાના નથી. વ્યવસ્થાપક.

## ઉપકાર.

"ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય"—એ લેખ આ પત્રમાં [illegible] સાહિત્ય પરિષદના મહેરબાન પ્રમુખ સાહેબ તથા સેક્રેટરિ સાહેબ-એઓની [illegible] પરિષદના કાર્યક્રમમાં દાખલ થઈ શક્યો હતો-તે માટે હું તેમનો ઉપકાર માનુંછું. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# वसन्त.

इदं सत्य सर्वेषां भूताना मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्म सात्यस्तेजोमयोऽमृतमय
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्।
भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्

વર્ષ ૮, અંક ૧૦. [ માસિક. ] આશ્વિન, સંવત્ ૧૯૬૫.

## જીવનસન્ધ્યા.

( ગરબી * )

સખિ! સૂકાઈ પ્રાણની પાંખડી રે,
અધસૂકી લાગે શું વસંત જો,
ખાલી ખાલી વરસે મેઘના રે,
અધુરાં અજવાળાં ઉતરંત જો
સખિ! કંઈ ચાલી ગયું જીવન થકી રે। ૧

મીઠાં તેજોમય સ્વપ્ન હતાં રે,
ધરણીમાં કંઈ દીપતી જ્યોત જો,
કન્દરની કોતરી આંધારી રે
સન્દેશા દેતા ખદ્યોત જો
સખિ! એવું જીવનમાં કંઈ હતું રે। ૨

વનશ્રીનામાં પ્રાણ વસાવતો રે,
પંખીડાંનો પુણ્ય સંયોગ જો,
કુંજે કુંજ મૂગી ખાલી દીસે રે
અધુરૂં અધુરૂં લાગે આજ જો
સખિ! જીવનમાં કંઈ ઊણું થયું રે। ૩

---

* "ઓધવ! એક વાર ગોકુળ પધારો રે, —એ ચાલ

ઉઘડતા પ્રત્યેક પ્રભાતમાં રે,
કે પુષ્પો શું ખીલતે ફૂલ જો;
રંગો કંઈ આવે ને જાય છે રે,
પણ કંઈ ગઈ તે પ્રભા અતુલ જો.
સખિ! કંઇ જીવનમાં ઘટતું દીસે રે! ૪

આજે એ જ ઊભી તરુવેલડી રે,
એ જ ઉપર છાયું આકાશ જો;
ઘૂમતી રવિચંદાની બેલડી રે,
વેરે એ જ અલૌકિક હાસ જો.
સખિ! પણ કંઇ ઉડી ગયું રે! ૫

સખિ! આ ધરણી તજતી તેજને રે,
કે આ ભૂલતી મ્હારી આંખ જો;
અન્ધારે ગૂંથાતું તેજ કે રે,
તેજતણી ખીડાતી પાંખ જો.
સખિ! કંઇ એવું અગમ્ય જ શું હશે રે!

શું સૌન્દર્ય ન ધારે એકતા રે,
કે નવ ધારે માનવઉર જો;
જ્યોત અખંડ અચળ પથ પર દીસે રે,
કે વધતાં ખસતી તે દૂર જો?
સખિ! કંઈ એવી સમસ્યા સૃષ્ટિની રે! ૭

ટહુકા કરતાં બુલબુલ કોકિલા રે,
તે સાથે રસ ઝીલતાં વૃક્ષ જો;
નાચે થનથન મોંઘા મોરલા રે,
તારા ટમકે નયને લક્ષ જો.
સખિ! એ સર્વ લહું કંઈ અંતરે રે. ૮

પણ આ સાગર ઊંડો ઘોરતો રે,
ને પીંપળ ઊભાં સુકાઈ જો;
ઊંડા કંઈ નિઃશ્વાસ વહાવતાં રે,
કરતાં એ જ કથા સુખ કાંઈ જો.
સખિ! ક્યાં મોંઘેરાં શમણાં ગયાં રે? ૯

નિદ્રા જેવું જીવન આપણું રે,
એક રજનીનો જન્મ જણાય જો;

ફૂટી તારા સન્ધ્યા તેજથી રે,
વધતાં અન્ધારે ગૂંથાય જો.
  સખિ ! એવા જીવને પડદા પડે રે ! ૧૦

પણ તે શ્રમણાંની છાયા રહી રે,
અગ્નિને ભારેલી રાખ જો;
જીવન વનમાં વધતા પ્રાણને રે,
તિમિરે તેજ તણી રૂહે ઝાંપ જો.
  સખિ ! સ્મરણે કંઈ સત્યો જાગતાં રે ! ૧૧

ઊંડી કાળી છાયા મેઘની રે,
કે ઝઝાંડભર્યા ભરશોર જો,
નહિ ઢાંકી, નહિ ભૂલાવી શકે રે
એ સ્મરણોના પ્રિય અંકોર જો.
  સખિ ! અમીસાગરતીર એ કંઈ ઉગે રે ! ૧૨

તો આ અન્ધારે નભગંગને રે,
જોતાં તારકશું જવુ તીર જો
ઉતરતા જીવનના પંથમાં રે,
ધર્મ અને શ્રદ્ધામાં ધીર જો;
  સખિ ! કંઇ એ અંતર બળ આપતુ રે ! ૧૩

સખિ ! આ વનલીલામાં નાચતાં રે,
પંખીડાં રેલે રસરેલ જો;
ને આ ઝરણાં દોડે કૂદતાં રે,
એમ હતા મુજ બાલકખેલ જો:
  સખિ ! તો એ આજે વધુ વ્હાલીડાં રે ! ૧૪

સન્ધ્યા મેઘે રંગ રમી શમે રે,
ને આથમે તેજોનું તેજ જો:
સંકેલાશે તેમ જીવન જગે રે,
પ્રભુની પ્રભુતામાં એ જ જો.
  સખિ ! ત્યારે પણ તે કંઇ દોરશે રે ! ૧૫

મદ્રાસ:
૧૫-૮-૦૯. } અરદેશર ફ. ખબરદાર.

# ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં

## સ્વાગતમંડળનાં પ્રમુખ ગોંડળનાં રાણી સાહેબ અ. સૌ. નંદકુંવરબા સી. આઇ. એઓએ કરેલું ભાષણ.

સાહિત્યપરિષદ્‌ના સભ્યં પ્રતિનિધિઓ,

આપને અહીં આવકાર દેવાનું કામ સ્વાગતમંડળે મને સોંપ્યું છે. આ કામને માટે મારી યોગ્યતા ને શક્તિની ખરી કસોટી એ મંડળે કરી હોત તો બેશક કોઇ બીજા કુશળ ને વિદ્વાનને એ માનવંતા કામને માટે પસંદ કરત, ને તેથી કરીને આપ લોકના કાનને વધારે રસદાર, સંગીન ને પુષ્ટિકર ખોરાક મળત. પણ માણસ સ્વભાવથી ભ્રાંતિને વશ થવા પાત્ર છે. જે ગુણ કે શક્તિ જ્યાં ન હોય ત્યાં તેનો આરોપ કરવો એજ ભ્રાંતિ છે. આનું પરિણામ આપ લોકને નિરાશા ઉત્પન્ન કરનારૂં થશે એમ મારૂં તો ચોકસ માનવું છે, તોપણ મારે ખાત્રીપૂર્વક જણાવવું જોઇએ કે આપને સન્માન આપવામાં મને અત્યંત આનંદ થાય છે; કેમકે આપ સહુ સાક્ષર છો. ગુણીને આવકાર તેના ગુણને લઇનેજ છે. તેથી આ વિદ્વાન્ મંડળને સ્વાગત આપવામાં હું સરસ્વતીનુંજ ઉમંગથી આવાહન કરૂં છું એમ માનું છું.

હિંદુસ્તાનના સઘળા ભાગમાં તેમજ જાવા, સ્યામ, બ્રહ્મદેશ, ચીન, જાપાન, એડન, ઇંગ્લાંડ, ફ્રાંસ, આફ્રિકા, અમેરિકા, મોરિશ્યસ આદિ દૂર દૂરના દેશોમાં ધંધા રોજગાર કે અભ્યાસના નિમિત્તને લઇને વસતા ગુજરાતી ભાઇઓમાંના કેટલાક તરફથી આજના સમારંભ માટે સહાનુભૂતિના તાર આવ્યા છે. એ તાર મુકનારા દેશાંતરનિવાસી બંધુઓ પોતાના સ્થૂળ શરીરમાં અહીં આવી શક્યા નથી, તોપણ કહેવામાં આવે છે કે જ્યાં રામાયણ વંચાય છે ત્યાં હનુમાનજી અદ્રશ્યરૂપે રામચરિત્ર સાંભળવા આવે છે, અને જ્યાં ભારતનું શ્રવણ થાય છે ત્યાં વીરપરાક્રમ સાંભળવા અશ્વત્થામા સૂક્ષ્મરૂપે હાજર હોય છે, તેમ તાર મુકનારા બંધુઓના સૂક્ષ્માત્મા અહીં વિદ્યમાન છે એમ માની તેમને પણ મારી તરફનું સ્વાગત અંગીકૃત હો એમ ઇચ્છું છું.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આ દુનિયામાં લોક નાના પ્રકારનાં ઉદ્યોગ ને કોશીસ કરતા જણાય છે. તેમાં સહુથી વખાણવા જોગ ને જરૂરના ઉદ્યોગમાંનો એક સ્વભાષા ખીલવવાનો ને તેના સાહિત્યમાં ઉપયોગી વધારો કરવાનો છે. એજ ખરી માતૃપૂજા છે. માતા વિશેષે કરીને ત્રણ પ્રકારની છે. એક તો જેણે આપણને જન્મ આપ્યો છે તે આપણી ભક્તિ, સેવા ને પ્રેમની સર્વ પ્રકારે દાવાદાર છે. એ વાતને નાનાં મોટાં સહુ સ્વીકારે છે. કેમકે માણસમાં સ્વભાવના શીલપણાની ઉત્પાદક એજ છે, ને એજ આપણા આ લોક પરલોકના સુખનું બીજ છે. બીજી માતા જે ભૂમિમાં સ્થાવર જંગમ તમામ પ્રાણી પદાર્થ

ઉત્પન્ન થાય છે, સ્થિતિ કરે છે ને લય પામે છે તે. માટેજ આપણી જન્મભૂમિનો આપણાં પ્રેમ ને ભક્તિ ઉપર પૂરો હક્ક છે. સ્વદેશાભિમાનનું બીજ અહીં છે. ત્રીજી માતા પોતાની ભાષા છે. કેમકે આખું બ્રહ્માંડ વાણીથી, અર્થાત્ ભાષાથી, ઉત્પન્ન થયું છે, ને એજ કારણથી આપણા મૂળાક્ષરો 'માતૃકા'ના નામથી ઓળખાય છે એની યથાર્થતા સમજમાં પરમ્પદબોધનુંજ બીજ છે એમ નિશ્ચતત્વનો નિર્ણય કરનારા કહે છે. એ રીતે આપણે સહુ વાણી એટલે ભાષાથી ઉત્પન્ન હોઇ ભાષા આપણી માતા છે એમ સહજ સમજી શકીએ.

હવે દુનિયામાં સપૂત થઇને પોતાની માતાને ચીંથરેહાલ, અડવી જોવાને કોણ ઇચ્છે? કોઇજ નહીં. ભામિનીભૂષણના સોળ શણગારમાંના પગના શણગારને ઠેકાણે ભાષાદેવીનું આભૂષણ ધર્મ છે. ધર્મ એટલે કર્તવ્ય. બાંધી મુદ્દતની આપણી જીંદગી છે, તેમાં આપણે શું કામ કરવાનું છે, એ પ્રથમ જાણવું જોઈએ. એ સવાલનો જવાબ મહાત્મા નારદ મુનિએ એક પ્રસંગે એમ આપ્યો છે કે પોતાના સર્જનહાર માલિકને સંતોષવો એ મનુષ્યનું મુખ્ય કામ છે. તે કેમ સંતોષ પામે તેનું સવિસ્તર કથન પોતપોતાના ધર્મશાસ્ત્રમા કીધુ છે. માટે માતૃભાષામાં મુખ્ય સાહિત્ય ધર્મજ્ઞાનને લગતું જોઇએ. એટલે તેવા પુસ્તકો અનુભવી અને મર્મજ્ઞ લેખકોને હાથે લખાવવાં જોઇએ. જે ભાષામા ધર્મજ્ઞાનનાં સાધન પૂરતા નથી તે ભાષા કેવળ શોભા વિનાની છે. ધર્મને કંઈ નવેસરથી પેદા કરવાનો નથી અનાદિ કાળનો સિદ્ધ છે. માત્ર મૂળ ભંડારમાંથી ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ બુદ્ધિને પોત પોતાના લાયકનુ પુષ્ટિદ્રવ્ય મેળવી તેને ફેલાવવાનુંજ' કામ કરવાનું છે.

હાથના સૌભાગ્યચિહ્નને ઠેકાણે ભાષાદેવીને અર્થરૂપ પુરૂષાર્થનું સાહિત્ય જોઇએ. હાથ એ અનેક પ્રકારના ઉદ્યોગનું સાધન છે, ને એથી આજીવિકા સધાય છે, માટે જે જે ધંધા રોજગાર દેશમાં પ્રચલિત છે તેનુ જ્ઞાન લોકને સુલભ રીતે મળે, તેમજ બીજા દેશોની ઔદ્યોગિક સંસ્થાઓ, જેનુ પ્રવર્તન આ દેશની દોલતમા વધારો કરવાની આશા આપતું હોય તેની આપણા લોકને માહિતગારી મળે એવુ સાહિત્ય ભાષામા બહોળું જોઇએ. આ સઘળું અર્થશાસ્ત્રના અંગભૂત છે. એમાં ખેતીવાડી, વેપાર રોજગાર, વિવિધ હુન્નરો, યાંત્રિક કળા, તથા વ્યવહારોપયોગી અનેક શાસ્ત્રોનો સમાસ થાય છે. કેળવણીનો અત્યુત્તમ વિષય પણ એક રીતે અર્થનુંજ અંગ છે. એમાં બાળકને બાળકના લાયકનું, જુવાનને તેના જેવું, વૃદ્ધને વૃદ્ધ લાયકનું, સ્રીને અનુકૂળ પડતું સ્રીને માટે, ને પુરૂષને અનુકૂળ પડતું પુરૂષને માટે, એવાં વિવિધ શિક્ષણને લગતું સાહિત્ય ભાષાનું આભરણ છે. કેળવણીના પેટામાં શારીરિક કેળવણી આવી જાય છે. તેથી બાળકો તથા જુવાનોને માટે જાત જાતની કસરત તથા રમતગમતનાં પુસ્તકો તેની રીતિ તથા ચિત્રો સાથે ઠેકઠેકાણે પ્રસિદ્ધ થવાં જોઇએ કે જેથી તેઓ શરીરે બળવાન્ થાય ને બહાદુરી, હિમ્મત તથા નિડરતાના ગુણો સંપાદન કરે. સામાન્ય કેળવણી સંબંધી એટલું અવલોકન કરવાની જરૂર છે કે તે સર્વથા પારકાની નકલ ન જોઇએ. આપણા દેશ, કાળ, રીવાજ તથા પરંપરાને માફક આવે એવી કેળવણીની આપણને જરૂર છે. હરેક પ્રકારે આપણું આર્યત્વ સચવાય ને તેને કોઇ રીતનો વિકાર ન આવે એવાં શિક્ષણરૂપ સાહિત્યની ખોટ પૂરવામાં સાક્ષરોએ ઉદ્યમ કરવો ઘટે છે. એ પૂરવામાં એ વાત લક્ષમાં રાખવા જેવી એ છે કે આ દુનિયામાં જોવા જાણવાની

પરન્તુ એટલી છે કે કોટી જન્મ તેનો અભ્યાસ કરતાં રહીએ તોપણ તેનો પાર આવે એમ નથી. તેથી જે કેળવણીથી આપણી ખાસ ગરજ સરે તેટલીજ સારી રીતે આપવાની વ્યવસ્થા આવકારલાયી છે. જેમાં વખત ને મહેનતનો વ્યય ઘણો ને ફળ થોડું તે જાતના શિક્ષણને બદલે જેમાં થોડા શ્રમથી ને થોડા વખતમાં ફળ વધારે થાય એ ઉદ્દેશથી શિક્ષણનું સાહિત્ય યોજાય તોજ સુખપ્રદ નિવડે એમ મારૂં માનવું છે.

ભાષાદેવીના હૈયાના હારને સ્થાને કામરૂપ પુરૂષાર્થનું સાહિત્ય શોભવું જોઈએ. હૈયું એ વાસનાનું નિવાસસ્થાન છે. હરેકના હૃદયમાં એવી કામના રહે છે કે મારો સંસાર સુખરૂપ નીવડે; હું યશસ્વી થાઉં; સંભાવિત લોકની પ્રતિષ્ઠાને પાત્ર ગણાઉં; ગરીબ લોકની દુવા મેળવું; પુત્ર પરિવારનો લ્હાવો લઉં; સદ્‌ગુણથી શોભું; જાહેર કામમાં ભાગ લઇ લોક-કલ્યાણને અર્થે પ્રયત્ન કરૂં: આ સઘળી સંસારવ્યવહારને લગતી બાબતો છે. માટે લોકોનો વ્યવહાર ક્ષેમકર કેમ થાય; માણસનો પોતાની જાત તરફ, સ્ત્રી–પુત્ર–પરિવાર તરફ, ભાઈ-ભાંડું, સગાં સંબંધો તથા જ્ઞાતિબંધુ તરફ, તેમજ સ્વદેશી તરફ, વિદેશી તરફ, રાજા તરફ, રંક તરફ, શેઠ તરફ, ચાકર તરફ, મિત્ર તથા શત્રુ તરફ, શો ધર્મ છે,–પ્રાણિમાત્ર તરફ પોતાની શી ફરજ છે, એ સઘળી બાબતનાં સાહિત્યો પ્રાચીન અર્વાચીન દૃષ્ટાંતો સહિત જન-મંડળના કલ્યાણનો ઉદ્દેશ રાખીને લખાવવાં જોઇએ. આપણા સંસારી રીતરીવાજો જે હાનિકારક માલમ પડે તેમાં ઘટતા સુધારા કરવાનો વિષય પણ આ પેટા ભાગમાં આવે છે. તેજ પ્રમાણે આપણી રાષ્ટ્રીય સભાઓ, સામાજીક મંડળો, નીતિશાસ્ત્ર અને રાજ્યપ્રકરણ એ તમામનો એમાંજ સમાસ થાય છે. માટે એ વિષયો નિપુણ ને જ્ઞાનવૃદ્ધ વિદ્વાનોને હાથે લખાય તો ભાષાની સારી સેવા થઇ કહેવાય.

ભાષાના નાકનું આભૂષણ મુક્તિ છે. મુક્તિ એટલે સંસારબંધનથી છૂટી અશેષ દુઃખની નિવૃત્તિ ને પરમ સુખની પ્રાપ્તિરૂપ એક દશા છે. એ સ્થિતિનો અનુભવ એજ મનુષ્ય માત્રનો પરમ પુરૂષાર્થ છે. સઘળા પુરૂષાર્થનું એ નાક છે. માણસ આકાશ પાતાળના ભેદોની માહેતગારી મેળવે, મહાસાગરની ઉંડાઈ માપે, તરેહ તરેહની શોધખોળ કરે, પુસ્તકશાળાના અનેક ગ્રંથોના અભિપ્રાયથી મગજને ઠસોઠસ ભરે,–પરંતુ જ્યાં સુધી પોતે કોણ છે તે જાણતો નથી તો તેણે શું જાણ્યું? તમામ ઉત્પન્ન થતી વસ્તુ અસ્થિર છે, કાળાધીન છે, તો સ્થિર ને કાળાતીત વસ્તુ કઈ છે તેની શોધ કરવી ઘણી જરૂરની છે. પ્રાણી માત્ર સુખની ઇચ્છા રાખે છે. વિષયના ભોગથી સુખ મળતું લાગે છે. પણ પરિણામે તે દુઃખનો હેતુજ સમજાયામાં આવે છે. જેના યોગથી સુખ, તેના વિયોગથી દુઃખ, એ વાત કોને અજાણી છે? તો એવાં મિશ્રિત સુખને ઠેકાણે કેવળ શુદ્ધ સુખની પ્રાપ્તિની અભિલાષા સહુને હોવી જોઇએ. એ સુખ શાંતિ ત્યારેજ મળે,–ત્યારેજ સુખરૂપ થવાય,–કે જ્યારે આ જગતનું યથાર્થ સ્વરૂપ સમજાયામાં આવે. જીવચેતનનો ને ઈશ્વરચેતનનો શો સંબંધ છે; માણસનું શરીર પડ્યા પછી તેના જીવચેતનની શી દશા થાય છે; પુનર્જન્મ છે કે નહિ; અનાદિ કાળથી ચાલતા આવેલા સંસારનો અંત છે કે નહિ; છે તો શી રીતે: એવા એવા સવાલોનું બુદ્ધિ કબુલ કરે એવું સમાધાન જેમાં કીધું હોય એવા મોક્ષશાસ્ત્ર

સંબંધી સાહિત્યથી ભાષા મુખ્યત્વે કરીને સુશોભિત થવી જોઇએ. આ અપૂર્વ ને આધ્યાત્મિક વિષય ઉપર પ્રાચીન ઋષિ મુનિઓએ જોઇતું અજવાળું પાડયું છે. ભરતખંડની આ ભારતી વિદ્યા આપણને ખાસ વારસામાં મળેલી કીમતી પૂંજી છે. માટે ભાષાંતર રૂપે તથા સ્વતંત્ર લેખદ્વારા તેની પ્રસિદ્ધિ ભાષાસાહિત્યની ચઢતી કરનારી છે એમ હું માનું છું.

કહેવાનો સારાંશ એ છે કે ભાષાનું સાહિત્ય ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરૂષાર્થના પાયા ઉપર રચાય તોજ સફળ કહેવાય. સાહિત્ય પરિષદ્‌ની છેલ્લી બે બેઠકોમાં જે જે વિષયો ચર્ચાયા હતા તથા આ પરિષદ્‌ની કાર્યકારી મંડળીએ ચર્ચાવવા લાયક જે જે વિષયોની સૂચનારૂપે યાદી કીધી છે તે તમામ વિષયો ઉપયોગના છે, ને તેનું વર્ગીકરણ આ ચાર પુરૂષાર્થની વ્યવસ્થામા સુઘટ છે. જે ભાષામાં એ ચાર, કે એમાંના કોઇ, પુરૂષાર્થ સિદ્ધ કરવાનાં સાહિત્યનો અભાવ હોય તે ભાષા નથી પણ કેવળ બડબડાટ છે, ને જે શિક્ષણ એ ચાર પુરૂષાર્થ કે એમાંના એકાદનું પણ સંપાદક નથી તે શિક્ષણ નથી, પણ વૃથા કાળક્ષેપ ને વૃથા પરિશ્રમ છે.

ભાષાને કેવા પ્રકારનાં સાહિત્યથી શોભાવવી જોઇએ તે ટુંકામાં જણાવ્યા પછી કહેવું જોઇએ કે ભાષાને તેના મૂળ સ્વરૂપમાં અવલોકી તેના બંધારણની ખુબીઓ પ્રકાશમાં લાવનારાં સાધનની જરૂર ઓછી નથી. એ સંબંધી તજવીજ પણ એક વિનોદી વિષય છે. ભાષાનો આધાર વર્ણ છે. વર્ણનું મુળ શું? વર્ણોના આકાર મનસ્વી છે કે કંઈ સકારણ છે? મૂળાક્ષરની હારમાં સંયુક્ત વર્ણ 'ક્ષ,' 'ज्ञ' ને બેસાડવાનો પ્રાચીન સંપ્રદાય કયા હેતુથી પડયો છે? એવી એવી બાબતોનો વિચાર પૂર્વકાળના પંડિતોએ કીધો હોય તો તેને પ્રકાશિત કરવાનાં સાહિત્ય તરફ આપણા ભાષાશાસ્ત્રીઓનું આકર્ષણ થવું જોઇએ. શબ્દનો આધાર વર્ણ ઉપર છે, તેમ ભાષાનો આધાર શબ્દ ઉપર છે. માટે ભાષામાં એક સંપૂર્ણ મોટા કોષની અગત્યતા ઘણીજ છે, ને તે આપ સહુએ સ્વીકારી છે એ ઘણા આનંદની વાત છે. જ્યાં જ્યાં ગુજરાતી બોલાય છે ત્યાંના રૂઢ-યૌગિક શબ્દો એકઠા કરી વિદ્વાનોની એક મંડળી મારફત વ્યુત્પત્તિ સહિત એક મોટો કોષ થાય તો તેથી ભાષાની ખરી સેવા થઇ કહેવાય, તથા તેથી જોડણી સંબંધી કચાટ ભરેલા સવાલનો પણ ઘણે અંશે નિકાલ થઇ શકે. એવા સંગ્રહમાં કાઠિયાવાડ પણ શબ્દનો મોટો હિસ્સો આપી શકશે એમ મારૂં ધારવું છે. આજકાલ આપણે જોઇએ છીએ કે ચાર ગુજરાતીઓ કોઇ વિષય ઉપર વાત કરતા હોય તો દરેક ત્રીજો શબ્દ ઈંગ્રેજીનો સાંભળવામાં આવે છે। કદાચ બોલનારને યોગ્ય ગુજરાતી શબ્દો નહીં જડવાથી આવી સંકરતા કરવી પડતી હોય, તો સારો કોષ થવાથી આ ખામી દૂર થવાનો સંભવ છે. જાહેરવક્તાઓ અને ઉંચા દરજ્જાનાં વર્તમાનપત્રોના નેતાઓના શ્રમથી પણ આ ખામી ટળી શકે.

બાપડી ગુજરાતીની આવી સ્થિતિ છે. હિંદી, મરાઠી, બંગાળી વગેરે બીજી પ્રાકૃત ભાષા કરતાં આપણું ભાષાસાહિત્ય ઉતરતું છે, માટે આપણી ગુજરાતીનો ઉત્કર્ષ કરવાને દરેક સાક્ષરે ઉમંગથી તૈયાર થવું જોઇએ, અને જેનાથી જેટલું બને તે કરી તેના સાહિત્યમાં ઉપયોગી વધારો કરવો જોઇએ. પશ્ચિમ હિંદુસ્તાનના લોક ઉપર "પ્રારંભશૂરા" નો અપવાદ મૂકાતો આવ્યો છે,

તેને ખોટો ઠરાવવો એ આપણું કર્તવ્ય છે. જ્યારે થવાનું હશે ત્યારે થશે એમ કાળ ઉપર આધાર રાખી સ્વભાષા તરફ બેદરકાર રહેવાથી આપણે ઘણા પાછળ પડી ગયા છીએ. કાળ ફક્ત પોતાના ઉત્સાહની સ્થિતિ છે. સાક્ષર લોક આળસમાં ઉંઘે એ કલિયુગ છે; ઉંઘમાંથી જાગે એ દ્વાપર છે; જાગીને ઉભા થાય એ ત્રેતા છે, ને ઉઠીને પોતાનાં કર્તવ્યમાં ચાલતા થાય એ સતયુગ છે. આપ સહુ ઉલટથી માતૃભાષાના સાહિત્યને પોષવાના ઉદ્દેશથી અહીં દૂર દૂરથી આવી એકઠા થયા છો તેથી હું એમ સમજું છું કે આ વેળા સતયુગજ પ્રવર્તે છે. આપ સહુને હું અંતઃકરણ પૂર્વક આવકાર દઉં છું અને ખાતરી કરવા માગું છું કે એ આવકાર કેવળ મારી જાત તરફથીજ નથી, પરંતુ જે દેશને ગીતાના વક્તા જ્ઞાનમૌલી યોગીશ્વર શ્રીકૃષ્ણે પોતાનું નિવાસસ્થાન પસંદ કરી ગૃહસ્થાશ્રમનું પાલન કીધું છે; જ્યાં ગૌતમ, ચ્યવનાદિ મહર્ષિઓનાં તપોભૂમિનાં સ્થળો છે; જ્યાં આદિ જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યે શારદા એટલે વિદ્યાદેવીની પીઠ સ્થાપી છે; જેની ગુહા કંદરોએ ગોરક્ષાદિ સિદ્ધ જ્ઞાનિઓને એકાંતવાસ પૂરા પાડયા છે; જ્યાં દાનશૂર બળીરાજાએ પોતાના દેહ સહિત સર્વસ્વ ઈશ્વરાર્પણ કીધું છે; જેના વિશાળ વનને ભારતપ્રસિદ્ધ અદ્ભુત વીર ઘટોત્કચે પોતાનું ક્રીડાસ્થાન કીધેલું છે; જ્યાંના ભીમક રાજાની કન્યા બ્રહ્મવિદ્યારૂપ રૂક્મિણીએ પ્રતાપી શ્રીકૃષ્ણની પટરાણીનું માન મેળવ્યું છે; જેના અસંખ્ય રાજાઓનાં મહાન્ પરાક્રમો ભાટ ચારણોના કવનમાં અને રાસડાઓમાં અમર રહ્યાં છે; જ્યાંના ગુજરાતી આદિ કવિ નરસિંહ મહેતાએ પોતાનાં પદોથી લોકને ભક્તિરસમાં ભીંજવી નાખ્યા છે; જ્યાં ભોજો ભગત કંઇ કાળ વસીને પોતાના ચાબખાથી લોકને ચેતવી રહ્યો છે, તેમજ મનહર સ્વામિ, કાળીદાસ, મીઠો, કલ્યાણ, તુળસીદાસ, બ્રહ્માનંદ, નિષ્કુળાનંદ આદિ કવિઓ અને અનંત ભક્તરાજો પોતાનાં કાવ્ય અને ભજનોથી લોકને સ્વરૂપમાં જાગૃત કરે છે; જ્યાંના કેટલાક રાજકર્તાઓએ પણ પટંતરમાં રહી સાહિત્યને સેવ્યું છે; જે ભૂમિમાં મેવાડનાં રજપુતાણી મીરાંબાઇએ પોતાની જીંદગીનો છેલ્લો ભાગ પોતાના ઇષ્ટ "પ્રભુ ગિરધર નાગર"નાં રસભર્યા પદ-ગરબી રચી પોતે તેમાં લીન થઇ બીજાને લીન કીધાં છે, જ્યાં જન્મીને તાજેતરમાં પ્રજ્ઞાચક્ષુ ગટુલાલજીએ પંડિત કવિ તરીકે પોતાની ખ્યાતિનાં કિરણો માર્તંડની પેઠેમ ભારતમાં ફેલાવ્યાં છે; અને તેવીજ રીતે નાના મોટા સર્વને પ્રિય થઇ પડેલા કવિ દલપતરામે પોતાની પ્રાસાદિક કવિતાથી જનમંડળના ચિત્તમાં બુદ્ધિપ્રકાશ વિસ્તારવાનો સ્તુત્ય પ્રયાસ કીધો છે; જેના દયાનંદ સરસ્વતિ સરખા એક પુત્રના છટાદાર ભાષણો ને અસરકારક લેખે સમગ્ર આખા પંજાબને સામાજિક તંત્રથી વશ કીધો છે; અને જે મુલકની રસિક સોરઠ રાગણી રાગરંગના રસિકને આનંદથી રંગે છે એવા ઐતિહાસિક આખા સૌરાષ્ટ્ર તરફથી હું આપસહુને આવકાર આપું છું; અને ઇચ્છું છું કે આપના સ્તુત્ય કામમાં આપ યશ મેળવો, આપનો પરિશ્રમ સફળ થાઓ, અને આપનાથી ગુજરાતી ભાષાનું ગૌરવ ગાજતું રહો.

---

# ગુજરાતનું સંસ્કૃત સાહિત્યઃ એ વિષયનું થોડુંક રેખાદર્શન.

મહેરબાન પ્રમુખ સાહેબ અને સાક્ષર બન્ધુઓ,

આ ત્રીજી સાહિત્યપરિષદ્‌ની કારોબારી કમિટિના સેક્રેટરિ—મારા મિત્ર-રા. રા. બળવતરાય કલ્યાણરાય ઠાકોર અમદાવાદ આવ્યા હતા, ત્યારે અમો-સર્વને નિમન્ત્રણ આપતાં એમણે કહ્યું હતું કે સરસ્વતીદેવીના આ સત્રમાં સર્વ ભક્ત જનોએ આવવું અને બનતાં સુધી ખાલી હાથે ન આવવું. એ મિત્રની આજ્ઞાને, અને " रिक्तपाणिर्न गच्छेत् " એ પ્રાચીન વાક્યને માન આપી, હું આપની સમક્ષ થોડાક 'જીર્ણ તન્દુલ' ધરૂં છુ—તે સ્વીકારવાની આપ કૃપા કરશો. *

ગુજરાત જેવો વૈસ્યવૃત્તિનો દેશ સંસ્કૃત સાહિત્યમા શો ભાગ લઈ શકે?—એમ પ્રશ્ન થઈ, પ્રથમ દૃષ્ટિએ મારો લેખ કદાચ કોઇને નિર્વિષય લાગશે. પણ વસ્તુસ્થિતિમાં તેમ નથી. યદ્યપિ ગુજરાતે સંસ્કૃત વાઙ્‌મયમાં અન્ય પ્રાન્તો જેટલો ભાગ લીધો નથી, તથાપિ જેટલો લીધો છે તેટલો પરિમાણમાં છેક અલ્પ નથી; અને ગુણમા તો તે આપણો ગુજરાતીઓના માનને અને અભિમાનને પાત્ર છે એટલુ જ નહિ પણ કેટલાક ગ્રન્થોએ તો અન્ય પ્રાન્તમાં અને પરિણામે આખા હિન્દુસ્થાનમાં સારી પ્રતિષ્ઠા મેળવી છે. આમ હોવાથી મને મુસ્કેલી મારા વિષય માટે પૂરતું વસ્તુ મેળવવાની જણાઈ નથીઃ પણ ઉલટું, એ વસ્તુનો ટુંકા વખતમાં આપની આગળ કેવી રીતે વિન્યાસ કરવો એ વધારે દુષ્કર થઈ પડ્યું છે. આરંભકાળથી આપણા પ્રાન્તના સસ્કૃત લેખકો ક્રમવાર લેવા, તેમના જીવન વિષે જે જે દન્તકથાઓ અને પ્રમાણસિદ્ધ વાર્તાઓ મળે છે તે કથવી, તેમના ગ્રન્થોના પ્રતિપાદ્ય વસ્તુનો સાર સંગ્રહવો, અને તેની સારાસારતાની પરીક્ષા કરી સંસ્કૃત સાહિત્યમા તેનુ ક્યાં સ્થાન છે એ બતાવવું—એ પદ્ધતિ આવા વિષય માટે સ્વાભાવિક રીતે જ સ્ફુરી આવે છે; પણ તે મ્હોટા પુસ્તકમાં ચાલે, ટુંકા સમયમાં આપનુ તે તરફ લક્ષ ખેંચવા સારૂ તો તે અવલમ્બી શકાય તેવી નથી. તેમ વેદની ઋચાઓનાં ઋષિ-દેવતા-અને છન્દની અનુક્રમણિકા જેવી અત્રત્ય ગ્રન્થકારોનાં નામ ગ્રન્થ અને ગ્રન્થના વિષયની અનુક્રમણિકા આપવી તે પણ ઇષ્ટ નથી; એવી અનુક્રમણિકા તો બ્રિટિશ સરકાર અને ગાયકવાડ સરકારની આજ્ઞાથી ડૉ. બૂલર, કીલહૉર્ન, ભાં-

---

* સેક્રેટરિ સાહેબોએ પુષ્કળ અનુકૂલતા આપ્યા છતાં, અમુક કૌટુમ્બિક આપત્તિને લીધે, હું મારો લેખ વખતસર તૈયાર કરી શકયો નહિ તે માટે દિલગીર છું. પણ દેવનિમિત્ત કરેલું તે દેવને જ અર્પવું એ ન્યાયે, જે થયું તે-જેવું થયું તેવું—સાહિત્યપરિષદ્‌ને અંગે નહિ તો છૂટું પણ—મગ્ડવાટમાં નહિ તો દેવઘરમાં પણ—ત્વરાથી સરસ્વતી દેવીને અર્પણ કરવું ઉચિત છે એમ સમજી, તે અત્ર ધરૂં છું.

આનન્દશંકર.

ડાક્તર, પીટર્સન અને રા. મણિલાલ વગેરે વિદ્વાનોએ ગુજરાતના પ્રાચીન ભંડારોની જે યાદીઓ કરેલી છે તેમાં થોડે ઘણે અંશે વિદ્યમાન છે જ. માટે આ બંને પદ્ધતિઓનો કાંઈક કાંઈક અંશ લઈ, હું આપને ગુજરાતના સાહિત્યના કાલના ત્રણ ચાર યુગ પાડી તેનું ટુંકામાં રેખાદર્શન જ કરાવીશ: વર્તમાન પ્રસંગ અને કાલમર્યાદા ધ્યાનમાં રાખી, હું ઘણુંક છોડી દઈશ, પણ મારા લેખને માત્ર એક દિગ્દર્શક 'Sign-board' જેવો ગણી આપ તે તે ખામીઓ દરગુજર કરશો.

**'ગુજરાતનું સંસ્કૃત સાહિત્ય:'**: અત્રે **'સાહિત્ય'** શબ્દ તો 'उपलक्षणमेतत्' એમ કહી શકાશે; અર્થાત્ આપણી નવીન રૂઢિને અનુસરી સમસ્ત વાઙ્મયના (લાક્ષણિક) અર્થમાં લેવાશે. પણ 'ગુજરાત' માં આપણે કેટલી ભૂમિનો સમાવેશ કરીશું? એ જરા વિકટ પ્રશ્ન છે. ગુજરાતના રાજ્યની સીમા હાલની ભૂગોળમાં આપણા પ્રાન્તની જે સીમા બાંધી છે તેટલી જ હમેશાં રહી નથી. આ પ્રાન્તના રાજાઓએ કેટલીક વાર રજપૂતાના અને માળવા ઉપર રાજ્ય વિસ્તાર્યું છે, અને ગુજરાતના રાજ્યનો કેટલોક ભાગ દક્ષિણના રાજાઓના તાબામાં ગયો છે. તેમ જ 'સુરત'-નામ 'સૌવીર' ઉપરથી આવ્યું છે એ મત સ્વીકારીએ તો સૌવીર જે હાલનું રજપૂતાના મનાય છે તેનો વિસ્તાર પણ એક વખત દક્ષિણ ગુજરાત સુધી થએલો હોવો જોઇએ; અને સૉલોમનનું 'ઓફીર' (Ophir) તે 'સો-(સૌ) વીર' જ હોય, અને સૌવીરની રાજ્યધાની તે હાલના ખારાઘોડાની સમીપે હતી અને તે વેપારનું મ્હોટું મથક હતું એમ જો માનીએ તો ઉત્તર ગુજરાતનો ઘણો ખરો ભાગ દક્ષિણ સૌવીરમાં જાય; તે જ પ્રમાણે વળી હાલ આપણે જેને કાઠીઆવાડ કહીએ છીએ તે કેટલીક વાર બાકીના ગુજરાત સાથે ભળેલું છે અને કેટલીક વાર અળગું રહ્યું છે. વળી પૂર્વે માળવાનો ગુજરાત સાથે બહુ નિકટ સંબન્ધ હતો અને તેથી મયૂર, સિદ્ધસેન દિવાકર, માનતુંગાચાર્ય આદિ મહાન ગ્રન્થકારોને આપણા વિષયમાં લેવા હોય તો લઈ શકાય એમ છે; તેમ જ ગુજરાતના વિદ્વાનો ધારાનગરીના ભોજરાજાની સભામાં માન પામ્યા હતા એ પણ સુપ્રસિદ્ધ છે. તથાપિ, પ્રકૃત લેખને માટે ગુજરાતની કાંઈક પણ મર્યાદા નિશ્ચિતરૂપે સ્વીકારવી જ પડશે, અને તે સારૂ આપણી વર્તમાન મર્યાદા જેમાં ઉત્તર દક્ષિણ ગુજરાત અને કચ્છ-કાઠિયાવાડનો સમાવેશ થાય છે તે સ્વીકારીને આગળ ચાલીશું.

**विषयमर्यादा.**

**क्षितिज उपर धुम्मस.**

ગુજરાતના ભૂતકાળમાં દૃષ્ટિ નાંખતાં, પ્રથમ રાજ્ય અને વેપારના વિષયમાં એ દૃષ્ટિ ઈ. સ. નો આરંભકાળ ભેદીને એની પાર જઈ શકે છે. પણ સાહિત્યના વિષયમાં તો એ ઈ. સ. ના છઠ્ઠા કે સાતમા શતકની પાર ગાઢ ધુમ્મસ બલ્કે અભેદ્ય દિવાલ સિવાય બીજું કાંઈ જ જોતી નથી. સરસ્વતીને કાંઠે આવેલું સિદ્ધપુર 'આદિવિદ્વાન્' અને સાંખ્યશાસ્ત્રના પ્રવર્તક તરીકે સુપ્રસિદ્ધ કપિલમુનિના નામ સાથે જોડાએલું છે; પણ સરસ્વતીના સ્થાન વિષે અનેક મતભેદ જોવામાં આવે છે તેનો છેવટનો નિર્ણય ન થાય ત્યાં સુધી કપિલમુનિ ઉપર આપણો હક સર્વત્ર માન્ય થવો મુશ્કેલ છે.

તે જ પ્રમાણે, નકુલીશદર્શન યાને પાશુપત મત જેનું શંકરાચાર્યના શારીરક ભાષ્યમાં ખંડન વાંચીએ છીએ તે મતવાળાઓનું એક પશુપતિનું મન્દિર વડોદરાની દક્ષિણે નર્મદા પાસે આવેલું છે: તથાપિ એ દર્શનના આદ્ય આચાર્યની જ એ ગાદી હશે એમ સિદ્ધ કરનારૂં કાંઈ પ્રમાણ મળતું નથી. અશોકના સમયથી તે ઈ. સ. સાતમી સદી (જે લગભગ સમયથી ગુજરાતના સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ આપણે શરુ કરી શકીએ એમ છે) ત્યાં સુધીમાં શિલાલેખ વગેરે પ્રમાણો ઉપરથી એટલું સ્પષ્ટ જણાય છે કે વિશેષે કરી જૈન બૌદ્ધ અને બ્રાહ્મણ (વિશેષે કરી શિવ અને આદિત્યની ઉપાસના) ધર્મનું તે વખતે આપણા પ્રાન્તમાં પુષ્કળ જોર હતું, અને તેથી આ અરસામાં ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતા અનેક ગ્રન્થો રચાયા હશે, પણ કાલમહોદધિ એમાંનું ઘણું ખરૂં ખેંચી ગયો છે.

ઈ. સ. પાંચમા સૈકાના મધ્યમાં વલભીપુરમાં જૈન સંઘ મળ્યો અને ત્યાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ નામના આચાર્યે જૈન સિદ્ધાન્તોને પુસ્તકારૂઢ કર્યા, અને તે સર્વત્ર માન્ય થયા તેથી એ આચાર્યશ્રીની વિદ્વત્તા અને પ્રતિષ્ઠાનું આપણને ભાન થાય છે. પરંતુ એમના કે એમના શિષ્યોના રચેલા ગ્રન્થો ઉપલબ્ધ થતા નથી.

ઈ. સ. સાતમા શતકના પૂર્વાર્ધમાં પ્રખ્યાત ચીનો યાત્રાળુ હુએનત્સંગ હિન્દુસ્થાનમાં ફર્યો તે વખતે એણે વલભીપુરમાં બૌદ્ધ ધર્મની હીનયાન શાખાના હજારો ભિક્ષુઓ જોયા હતા; અને ગુહસેનના એક દાનલેખથી પણ જણાય છે કે હીનયાનના અઢાર પ્રભેદ ત્યાં પ્રવર્તતા હતા. વળી, હુએનત્સંગ વલભીપુરમાં રહેતા ગુણમતિ અને સ્થિરમતિ નામના બોધિસત્ત્વો—ઉત્કૃષ્ટ બૌદ્ધ સાધુઓ—નાં નામ દે છે તેમાંના સ્થિરમતિએ પ્રખ્યાત બૌદ્ધ ગ્રન્થકાર વસુબન્ધુના ગ્રન્થ ઉપર ટીકા તથા મહાયાન પન્થના—યોગાચાર મતના—બીજા સ્વતન્ત્ર લેખો પણ લખ્યા છે. એમાં પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તોમાં શાંકરવેદાન્તને એટલું બધું મળતું આવે છે કે બ્રાહ્મણ અને બૌદ્ધ વિજ્ઞાનવાદનો પરસ્પર સબન્ધ અને તેમનું પૌર્વાપર્ય વધારે સૂક્ષ્મતાથી તપાસવાની જરૂર છે. પરંતુ એ ચર્ચા અત્રે અપ્રસ્તુત હોઈ, એટલું જ કહેવું આજના વિષયમાં પ્રાસંગિક છે કે અસઙ્ગ, વસુબન્ધુ અને સ્થિરમતિએ યોગાચાર મતના જે ત્રણ મ્હોટાં શિખરો છે તેમાંના એક ઉપર ગુજરાત મમત્વ કરી શકે છે એ થોડું નથી.

હવે આ સમયનાં કાવ્યો ગણાવતા પહેલાં, સામ્બપઞ્ચાશિકા નામના એક સન્દિગ્ધ કાળ અને કર્તૃત્વવાળા કાવ્ય વિષે બોલવાનું પ્રાપ્ત થાય છે. સૂર્યની સ્તુતિરૂપે શ્રીકૃષ્ણના પુત્ર સામ્બે આ કાવ્ય રચેલું કહેવાય છે, અને તે શ્રી કૃષ્ણના પુત્ર સામ્બે જ ખરેખર રચેલું છે એમ માનીએ તો ગુજરાત એના ઉપર હક કરી શકે; પણ એ રીતે તો એ કાવ્ય ઈ. સ. ની બહુ પૂર્વે મૂકવું પડે, અને એટલી પ્રાચીનતા હાલનો કોઈ વિદ્વાન એ ગ્રન્થને આપી શકે એમ નથી. સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં આ ઉપરાંત મહાકવિ રત્નાકરની વક્રોક્તિપઞ્ચાશિકા તથા ધ્વનિગાથાપઞ્ચાશિકા, ધનપાલની ઋષભપઞ્ચાશિકા અને બિલ્હણની ચૌરપઞ્ચાશિકા પ્રસિદ્ધ છે—જે-માંનો પહેલો કવિ ઈ. સ. ૯ મા શતકમાં, બીજો ૧૦ મામાં અને ત્રીજો ૧૧ મા શતકમાં થયો છે. પરંતુ આ દાખલાઓથી સૂચવાય છે તેટલી અર્વાચીનતા પણ સામ્બપઞ્ચાશિકાની જણાતી નથી. વરાહપુરાણમાં સામ્બે સૂર્યનું આરાધન કર્યાની વાત છે. પણ તે પુરાણના ઉલ્લેખને આધારે

પાછળથી કોઈ કવિએ એ સ્તોત્ર રચ્યું હોય એ સંભવિત છે, તેમ એ સ્તોત્ર ઉપરથી પુરાણમાં એ ઉલ્લેખ દાખલ થયો હોય એ પણ બનવા જોગ છે. પણ આ કાવ્યની ભાષા પ્રતિપાદ્ય વસ્તુ વગેરેનો સમગ્ર વિચાર કરતાં, ઘણું કરી ઈ. સ. પાંચમા અને સાતમા સૈકાની વચમાં આ કાવ્ય રચાયું હશે એમ હું અનુમાન કરૂં છું. એમાં વેદાન્ત અને યોગનાં અતિ ઉત્તમ તત્ત્વો સમાવેલાં છે તથાપિ ભાષા પ્રાસાદિક અને સમાસબન્ધ અલ્પ હોઈ તે મયૂરના સૂર્યશતકનું નહિ પણ ભવભૂતિના 'कल्याणानां त्वमसि महसां भाजनं विश्वमूर्ते ઇત્યાદિ શ્લોકનું સ્મરણ કરાવે છે. સામ્બની સ્તુતિના છેલ્લા શ્લોકમાં જરા કૃત્રિમ રીતે 'सेतुबन्ध' નું નામ ગૂંથ્યું છે, અને તેથી સેતુબન્ધના કર્તા પ્રવરસેનનો સમય ડૉ. પીટર્સનના માનવા પ્રમાણે ઈ. સ. ૪૭૨ નો લઇએ તો આ કાવ્ય ત્યાર પછીનું સિદ્ધ થાય છે. પણ એના કર્તાના ખરા નામનો નિશ્ચય ન થાય ત્યાં સુધી આ કાવ્ય વિષે ગુજરાતના સંસ્કૃત સાહિત્યને અંગે અધિક ચર્ચા કરવી નકામી છે.

## પ્રથમયુગ. (ઇ. સ. ૬–૮ શતક.)

સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં ગુજરાતના આદ્ય કવિ તે માઘ છે. એના સમય વિષે વિદ્વાનોમાં મતભેદ છે, પણ એની ભૂમિ ભિલ્લમાલ યા ભિન્નમાલ (જેને હ્યુએન્સંગ 'પિલોમિલો' કહે છે તે) હતી એ વિષે સર્વ એકમત છે. આ વખતે ગુજરાતના બે વિભાગ હતા; ઉત્તર અને દક્ષિણ–તેમાં દક્ષિણ ગુજરાતની રાજધાની ભરુચ હતી અને ઉત્તર ગુજરાતની ભિન્નમાળ હતી. ભિન્નમાળ એ ભારે જાહોજલાલીનું શહેર હતું, અને માઘ કવિ પણ પુષ્કળ વૈભવવાળા ગૃહસ્થ હતા.

માઘ નામના એક વૈશ્ય શેઠ પાસેથી ધન લઈ એક ગરીબ બ્રાહ્મણે પોતાનું કાવ્ય એ વણિક્‌ને નામે ચડાવી દીધું છે એવી એક દન્તકથા છે, તેને અન્ય કોઈ પ્રમાણથી પુષ્ટિ મળતી નથી.

બલ્લાલકૃત भोजप्रबन्ध જેમાં ભોજ રાજા અને માઘ પંડિતના અનેક રસિક પ્રસંગો વર્ણવ્યા છે તેનું પ્રમાણ સ્વીકારીએ તો માઘ અને ભોજ એ સમકાલીન હતા.

શિશુપાલવધને અન્તે સ્વવંશવર્ણનમાં કવિ કહે છે કે—શ્રી વર્મલનામે, રાજાના સર્વાધિકારી સુપ્રભદેવ, તેમના પુત્ર દત્તક, અને દત્તકના પુત્ર પોતે. સુપ્રભદેવ રાજાને હમેશાં સારી અને હિતકારક સલાહ આપતા અને તે રાજા ખુશીથી માનતા—"तथ्यमुदर्कपथ्यं तथागतस्येव जनः सचेताः"—ડાહ્યો માણસ તથાગત (બુદ્ધ) નો ઉપદેશ માને છે તેમ. આમ બૌદ્ધ ધર્મ માટે કવિ ઉદાર મન દાખવે છે પણ એમનો સ્વીકૃત ધર્મ બ્રાહ્મણ જ છે એ આ મહાકાવ્યના વિષયથી તથા તેમાંનાં કૃષ્ણાદિકના સ્વરૂપથી સ્પષ્ટ પ્રતીત થાય છે. પણ આ ઉપરથી એટલું કહી શકાય કે બૌદ્ધ અને બ્રાહ્મણના અવિરોધકાળનું આ કાવ્ય છે.

અને તે જ પ્રમાણે મેરુતુંગાચાર્ય (ઈ. સ. ૧૩૦૫) ના प्रबन्धचिंतामणिમાં અને શ્રીપ્રભાચંદ્ર (ઈ. સ. ૧૨૭૮) ના प्रभावकचरितમાં પણ માઘને ભોજરાજાના સમયમાં મૂકે છે. વળી પ્રભાવકચરિતમાં સુપ્રભદેવના પુત્ર દત્તક અને શુભંકર, દત્તકનો માઘ અને શુભંકરનો સિદ્ધર્ષિ એમ उपमितिभवप्रपञ्चના કર્તા સિદ્ધર્ષિને અને માઘને કાકાના છોકરા ભાઈ

કહ્યા છે. સિદ્ધર્ષિનો સમય ઈ. સ. ૯૦૬ ગણાય છે એટલે મ્હોટા ભાઈના પુત્ર માઘને ઈ. સ. ના નવમા શતકના ઉત્તરાર્ધ મૂકવો એમ એક મત છે. પણ પૂર્વોક્ત ભોજપ્રબન્ધાદિક ગ્રન્થો બહુધા દન્તકથાથી જ ભરેલા છે, અને સ્પષ્ટ રીતે જુદા જુદા સમયના સિદ્ધ થઈ ચૂકેલા છે ગ્રન્થકારોને એમાં ભોજરાજાની સભામાં એકઠા કર્યા છે તેથી એનું પ્રમાણ વજનદાર નથી એમ પ્રસિદ્ધ જૈનશાસ્ત્રી ડૉકટર જેકોબીનો મત છે.

વામન પંડિતે काव्यालङ्कारवृत्तिમાં માઘનો શ્લોક ઉતાર્યો છે અને એ વામન ઈ. સ. નવમા શતકના મધ્ય ભાગમાં થએલા આનન્દવર્ધનના પહેલાં થએલો એ સિદ્ધ છે, એટલે આનન્દવર્ધન પહેલાં વામન, અને વામન પહેલાં માઘ એમ પૌર્વાપર્ય ગોઠવતાં માઘનો સમય પૂર્વોક્ત પ્રબન્ધોમાં બતાવેલા સમય કરતાં વધારે જૂનો ઠરે છે. પણ જેકોબી તો માઘને બાણ અને સુબન્ધુની પણ પહેલાં મૂકે છે અને ઈ. સ. છઠ્ઠા સૈકાના મધ્ય કરતાં એને વધારે અર્વાચીન ન માની શકાય એમ કહે છે. જેકોબીના મત સ્હામે કેટલુંક વિચારવાનું રહે છે પણ તે ચર્ચા અત્રે વધારે પડતી થશે ધારી વિરમું છું. માઘના કેટલાક શ્લોક જે सुभाषितावलिમાં વલ્લભદેવે ઉતાર્યા છે તે જોતાં शिशुपालवध ઉપરાંત એના બીજા ગ્રન્થો પણ હશે એમ લાગે છે. પણ અત્યારે તો शिशुपालवधજ ઉપલબ્ધ થાય છે. ' शिशुपालवध ' એ આ યુગનાં અનેક વધવિષયક કાવ્યમાંનું એક છે. પણ આ વર્ગનાં કાવ્યોમાં કોઇએ પ્રાપ્ત ન કરેલી એવી અસાધારણ પ્રતિષ્ઠા–પંચમહાકાવ્યની બૃહત્રયીમાં એક મ્હોટું સ્થાન–આ કાવ્યે પ્રાપ્ત કર્યું છે. વિષય ગુજરાતના કવિને શોભતો–દ્વારકાધીશ શ્રી કૃષ્ણના યશોગાનનો—છે, અને એમાં સમુદ્ર પર્વત ( રૈવતક–ગિરનાર ) વગેરેનાં બહુ ભવ્ય વર્ણનો છે. નીતિબોધ અને તત્ત્વજ્ઞાનથી મહાકાવ્યને જે ગાંભીર્ય મળે છે તે પણ અત્રે વિદ્યમાન છે. અને એકાદશ સર્ગમાં માલિનીવૃત્તમાં જે પ્રભાતવર્ણન કર્યું છે તે અસાધારણ કવિત્વથી અંકાએલુ છે. વળી એક ખાસ લક્ષમાં રાખવા જેવું એ છે કે કવિએ કાવ્યના લક્ષણ ગુણ રસ વગેરે સંબન્ધી પણ પોતાના વિચાર એક સ્થળે દાખલ કરી દીધા છે,* અને એ જ આપણે આગળ જતાં વામન અને મમ્મટ જેઓ માઘમાંથી ઉદાહરણો લે છે તેમના લેખમાં પણ જોઇએ છીએ.

ઈ. સ. સાતમા સૈકાથી આપણા ઇતિહાસની ભૂમિ વધારે દૃઢ થાય છે. આ સમયનું જૂનામાં જૂનું કાવ્ય જૈન વિદ્વાન ધનેશ્વરસૂરિએ શીલાદિત્ય રાજાના વખતમાં રચેલું शत्रुञ्जयमाहात्म्य નામનું છે. પણ એ શતકને દીપાવનાર કૃતિ તો મહાકવિ ભટ્ટિની છે. એ કવિએ

---

* तेजः क्षमा वानैकान्तं कालज्ञस्य महीपतेः ।
नैकमोजः प्रसादो वा रसभावविदः कवेः ॥
नालम्बते दैष्टिकतां न निषीदति पौरुषे ।
शब्दार्थौ सत्कविरिव द्वयं विद्वानपेक्षते ॥
स्थायिनोऽर्थे प्रवर्तन्ते भावाः संचारिणो यथा ।
रसस्यैकस्य भूयांसस्तथा नेतुर्महीभृतः ॥

વલભીપુરમાં શ્રી ધરસેન રાજાના વખતમાં રાવણવધ નામનું બાવીસ સર્ગનું મહાકાવ્ય રચ્યું છે જે ભટ્ટિકાવ્યને નામે સુપ્રસિદ્ધ છે. ગ્રન્થનો ઉદ્દેશ પાણિનિના સૂત્રોનાં ઉદાહરણો આપવાનો છે, પણ તે ઉદાહરણો રામાયણની કથામાં ગૂંથી કાવ્યના આનન્દ સાથે વ્યાકરણનું શિક્ષણ જોડ્યું છે. ગ્રન્થને અન્તે કવિ કહે છે:

" दीपतुल्यः प्रबन्धोऽयं शब्दलक्षणचक्षुषाम् ।
हस्तादर्श ( मर्ष ) इवान्धानां भवेद् व्याकरणादृते ॥ "

=જેઓને શબ્દશાસ્ત્રની અર્થાત્ વ્યાકરણની દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે તેમને આ પ્રબન્ધ દીવા જેવો છે; અને વ્યાકરણ ન જાણવાથી જેઓ આંધળા કહી શકાય તેમને માટે તો 'આંધળાના હાથમાં આરસી' આપવા જેવું છે—हस्तामर्ष (र्श) પાઠ લઇએ તો—હસ્તસ્પર્શથી આંધળાને પદાર્થોનો પરિચય કરાવીએ છીએ, તેમ અત્રે વ્યાકરણના તેજ વિના કાવ્યના સ્પર્શ માત્રથી તે તે પદોનો પરિચય કરવાય છે.* પરંતુ આમ વ્યાકરણશિક્ષાને પ્રધાન ઉદ્દેશ તરીકે બતાવી, કવિ પોતે જ પોતાના કાવ્યને અન્યાય કરે છે: કારણ કે કેટલાક ભાગમાં કવિએ રસને બિલકુલ ક્ષતિ પહોંચાડ્યા વિના બહુ સહજ રીતે વ્યાકરણનાં ઉદાહરણો ગોઠવી દીધાં છે, અને થોડાક સર્ગો રસ અને અલંકારના ઉદાહરણથી પણ મનોહર અને સુશોભિત કર્યા છે; તેમજ શરદ્ ચન્દ્રોદય વગેરેનાં વર્ણનો તથા નીતિશાસ્ત્રના ઘણા સંવાદો પ્રથમ પંક્તિના સંસ્કૃત કવિઓમાં ભટ્ટિની ગણના કરાવે તેવાં છે. છેલ્લા સર્ગમાં રામ અને સીતા અયોધ્યા પાછાં વળે છે એ વર્ણનમાં તેમ જ

' तप्तेन तप्तस्य यथायसो नः
सन्धिः परेणास्तु विमुञ्च सीताम् '

એવી છૂટક પંક્તિઓમાં આપણને કાલિદાસના ભણકારા સંભળાય છે, અને એ 'કવિકુલગુરુ'નાં કાવ્યોએ ભટ્ટિના સમય સુધીમાં ગુજરાતમાં પ્રવેશ કર્યો હશે, તથા ભટ્ટિના અને પ્રવરસેનના કાવ્યનો વિષય એક છે અને બંનેનું નામ રાવણવધ છે એ જોતાં પ્રવરસેનની કીર્તિ પણ ગુજરાતમાં પહોંચી ચૂકી હશે એમ લાગે છે. આ વાત ઉપર ભાર મૂકવામાં મારૂં તાત્પર્ય એમ બતાવવાનું છે કે ગુજરાત અને પંજાબ અને કાસ્મીર વચ્ચે આ સમયમાં તેથી કાંઇક પહેલાં પુષ્કળ વ્યવહાર ચાલતો; ઉત્તર હિન્દુસ્તાન ગુપ્તવંશ રાજાઓની આણ ગુજરાત ઉપર પણ ફરી વળી હતી, અને ગુર્જર લોક પંજાબમાંથી અત્રે આવ્યા કહેવાય છે ઇત્યાદિ ઐતિહાસિક વસ્તુસ્થિતિને ભટ્ટિના કાવ્યથી પણ ટેકો મળે છે. વળી આજ અરસામાં (ઈ. સ. ૬૦૩ માં) ગુજરાતનો રાજકુંવર જાવામાં જઈ વસ્યાની જાવામાં દંતકથા ચાલે છે, અને ગુજરાત–સિન્ધથી જાવા જવાનાં વહાણો લંકાદ્વીપ થઇને જતાં એ વિચારીએ છીએ ત્યારે ભટ્ટિને રાવણવધનો વિષય પોતાના કાવ્ય માટે કેમ સૂઝયો હશે એનો પણ સહજ ખુલાસો થઈ જાય છે.

---

* 'हस्तादर्श' પાઠ ખરો હોય તો આપણી 'આંધળાના હાથમાં આરસી' એ કહેવત ગુજરાતમાં જ ત્રણસેં વર્ષ જૂની થઈ જાય છે.

ઈ. સ. ૮–૯ સદીમાં बप्पभट्टिसूरि અને દસમીમાં उपमितिभवप्रपंचना કર્તા सिद्धर्षि સિવાય ગુજરાતના સંસ્કૃત સાહિત્યમાં કોઈ મ્હોટાં નામ સંભળાતાં નથી.

ઈ. સ. ૭ મા સૈકાના ત્રીજા ધરસેન મહારાજાના દાનપત્રમાં 'बप्पपुत्रभट्टिमट' નું નામ છે, તેથી જણાય છે કે આ સમયમાં 'ભટ્ટિ' નામ ગુજરાતમાં ઘણું પ્રચલિત હશે. 'बप्पभट्टिसूरि' માં बप्प એ પોતાનું અને भट्टि એ પિતાનું નામ છે, અને ભટ્ટિ એ પંચાલ દેશના વતની હતા એમ કહેવાય છે એ કિંવન્દતીમાં સત્ય હોય તો મહાકવિ ભટ્ટિ વિષેના ઉપલા નિરૂપણમાં ગુજરાત અને પંજાબ વચ્ચે જે સંબન્ધ બતાવ્યો છે તેને આ પ્રમાણથી અધિક પુષ્ટિ મળે છે. ઉપર જોયું તેમ સિદ્ધર્ષિ અને માઘ કાકા કાકાના છોકરા કહેવાયા છે પરંતુ માઘનો સમય ઈ. સ. ૬ ઠ્ઠી સદી માનીએ તો સિદ્ધર્ષિ તે માઘના પીતરાઈ વંશમાં થએલ હશે એટલું જ એમાંથી અનુમાન કાઢી શકાય. उपमितिभवप्रपंच એ શ્રીપ્રભાચન્દ્ર કહે છે તેમ ખરેખર એક 'રમ્ય' 'સુબોધકવિત્વપૂર્ણ' અને 'વિદ્વજ્જનોના મસ્તકને હલાવે' એવી મહાકથા છે. પણ ઈ. સ. ૮–૯–૧૦ બલ્કે ૧૧ મી સદી એટલા ચારસેં વર્ષના કાળમહોદધિમાં આવી બે ત્રણ જૂજ દીવાદાંડી સિવાય આપણને અધિક પ્રકાશ પથરાએલો નજરે પડતો નથી. પરંતુ એમ માનવાને કારણ છે કે આ પ્રદેશમાં એક વખતે તેજથી છવાએલી અનેક દ્વીપોની માળ વિસ્તરેલી હોવી જોઇએ જે અત્યારે કાળસમુદ્રના પાણીમાં ડુબી ગઈ છે. આ સમયમાં કાઠીઆવાડ અને ઉત્તર ગુજરાત પછી સાહિત્યસેવા માટે દક્ષિણ ગુજરાતનો વારો આવ્યો હશે એમ લાગે છે.

ઈ. સ. છઠ્ઠા સૈકાના મહાકવિ દંડી 'काव्यादर्श' માં वैदर्भी અને ગૌડી એ બે રીતિઓ કહે છે. આઠમા સૈકાના અન્તભાગનો વામન વૈદર્ભી ગૌડી અને પાંચાલી એમ ત્રણ ગણાવે છે. અને ઈ. સ. ૧૧ સૈકાના પૂર્વાર્ધમાં થએલા सरस्वतीकंठाभरणના કર્તા ભોજરાજ એમાં લાટી અવન્તિકા અને માગધી એમ બીજી ત્રણ ઉમેરે છે. આ લાટી ક્યાંથી આવી ? અનુમાન કરવું યોગ્ય છે કે આઠમા અને અગીઆરમા સૈકાની વચ્ચે લાટ દેશ ( દક્ષિણ ગુજરાત ) માં ઘણાં કવિરત્નો થયાં હોવાં જોઇએ, નહિ તો "लाटी" એવી વિશિષ્ટ રીતિનું નામ ઉત્પન્ન થયું ન હોત. ૧૧ મા સૈકાના ઉત્તરાર્ધમાં 'काव्यप्रकाश'કાર મમ્મટ પોતાના સ્વદેશબન્ધુ વામનને અનુસરીને રીતિ તો ત્રણ જ ગણાવે છે, પણ 'लाटानुप्रास' નામે અનુપ્રાસવિશેષનો ઉલ્લેખ છે.

પાંચ–સાત પદના સમાસવાળી રીતિ તે 'લાટી' કહેવાય છે; ગૌડીથી એનો બહુ ભેદ નથી તેથી કેટલાક આલંકારિકોએ એને ગૌડીમાં સમાવી લીધી છે, અને ગુજરાતના ૧૨ મા સૈકાનો વિદ્વાન વાગ્ભટ–પણ કાવ્યપ્રકાશને પગલે પગલે ચાલી લાટીની અવગણના કરે છે. પરંતુ એ પણ મમ્મટની માફક लाटानुप्रास તો સ્વીકારે છે.

લાટકવિઓને હાસ્યરસ બહુ પ્રિય હશે એમ લાગે છે કારણ કે હાસ્યરસને અને પાંચ–સાત પદના સમાસને કાંઈ ખાસ સંબન્ધ દેખાતો નથી છતાં વાગ્ભટનો ટીકાકાર सिंहदेवगणि—

"लाटी हास्यरसे प्रयोगनिपुणै रीतिः प्रबन्धे कृता"

એમ લાટી રીતિને હાસ્યરસ સાથે જોડે છે. હાલ પણ સુરત-ભરુચીઓનો વિનોદી સ્વભાવ ક્યાં અજાણ્યો છે ?–

## દ્વિતીય યુગ. ( ઇ. સ. ૧૧–૧૩ શતક. )

ગુજરાતના સંસ્કૃત વાઙ્મયના ઉપલબ્ધ ગ્રન્થોનો બીજો યુગ ઈ. સ. અગીઆરમા સૈકાથી શરૂ થાય છે. આરંભકાળમાં કાવ્યદેવીની વીણા વિરામ લે છે, અને તે અરસામાંના વરદત્ત આનર્તીય વિષ્ણુ વજ્જટ ઉવ્વટ યાદ્વિવેદ ઇત્યાદિ પાટણ અને વડનગરના વિદ્વાન અને ધનસંપન્ન બ્રાહ્મણોના વેદધ્વનિથી ગુજરાત ગાજે છે. સદીની શરૂઆતમાં उ (औ) व्वटे प्रतिशाख्यसूत्रो ઉપર તથા वाजसनेयिसंहिता ઉપર ભાષ્ય રચ્યાં. વેદ ભાષ્યકર્તા આ ઉવટ અને પતંજલિમહાભાષ્યના ટીકાકાર કૈયટ એ બે કાવ્યપ્રકાશકાર મમ્મટના ભાઈ હોઈ કાસ્મીરી પંડિત હતા એમ કેટલાકનું કહેવું છે, અને આ મતને વે. શા. સં. ઝળકીકર પણ અવલંબે છે. પરંતુ યજુર્વેદભાષ્યમાં ' ભોજરાજાના વખતમાં આનન્દપુર( વડનગર )વાસી વજ્જટના પુત્ર ઉવટે આ મન્ત્રભાષ્ય લખ્યું ' એમ સ્પષ્ટ નિર્દેશ છે; અને તેથી ઉવટ એ જૈયટના પુત્ર મમ્મટનો ભાઇ હોય એ સંભવતું નથી. જૈયટના સગોત્ર કોઈ વજ્જટનો એ દત્તક પુત્ર હશે–શાસ્ત્રી ઝળકીકરની એ કલ્પનાની અવાસ્તવિકતા તો સ્વયંપ્રકાશ છે. ટકારાન્ત નામ ઉપરથી ઉવટને કાસ્મીરી માનવો જોઇએ એ દલીલ પણ ' બિપિનબિહારી ' અને ' રામમોહનરાય ' આદિ બંગાળી નામના શોખીન ગુજરાતને જલદી ગ્રાહ્ય થાય એવી નથી. વજ્જટ ઉવટ આદિ નામ સ્વતન્ત્ર રીતે ગુજરાતમાં ઉદ્ભવ્યાં હશે એમ કહેવાનું મારું તાત્પર્ય નથી. ગુજરાતને તે સમયમાં પંજાબ–કાસ્મીર સાથે પુષ્કળ સંબન્ધ હતો, અને સરસ્વતીના તેજથી જાજ્વલ્યમાન કાસ્મીર દેશનાં ટાન્ત નામનું અનુકરણ ગુજરાતમાં થતું એ બીજા એક પ્રમાણથી—

"अध्वरविधौ परीयान् आमटनामा ततोऽभवत्तनयः"—

ઇત્યાદિ તે જ સમયના ગુજરાતના એક બ્રાહ્મણકુટુમ્બની વંશાવળીના " આમટ " નામથી આપણે જાણીએ છીએ.

ઉવટનાજ વખતના અને એમના જ ગામના याद्विवेद નામે એક બીજા વિદ્વાને ' नीतिमञ्जरी ' નામે ગ્રન્થ ઈ. સ. ૧૦૫૪ માં પૂરો કર્યો. આ ગ્રન્થમાં ' વેદમાંની પ્રાચીન ઇતિહાસની કથાઓ નીતિ–ધર્મના ઉપદેશ અર્થે ' શ્લોકબદ્ધ કરીને વર્ણવી છે.* પૂર્વોક્ત ઉવટ અને

---

* " विलोक्य संहितामध्ये इतिहासान् पुरातनान्  
कृता वै धर्मसंयुक्ता श्लोकर्बद्धा सुबुद्धिदा ।  
अस्येया चार्थदा विप्रैर्धर्मिष्ठैः सत्यवादिभिः  
अल्पग्रन्थेन कृता यस्माच्छोधनीयोल्पबुद्धिभिः  
वेददृष्टान्तरूपेयं याद्विवेदकृता शुभा ।  
नीतिधर्मपरा रम्या सेतिहासकथात्मिका ॥"

ધાદ્વિવેદ બંને વેદના જગપ્રસિદ્ધ ભાષ્યકાર સાયણાચાર્યથી પ્રાચીન છે. અને સાયણાચાર્ય અને ધાદ્વિવેદના ગ્રન્થોમાં જે સમાન ભાગ નજરે પડે છે તે ધાદ્વિવેદની કીર્તિ ત્રણસો વર્ષમાં ક્યાં સુધી પહોંચી હતી એનો પુરાવો છે. ( ઘણું કરીને આ જ સમયના ) વિષ્ણુ નામે શાસ્રાયનપદ્ધતિના કર્તાની વંશાવળિમાં એક જાણવા જોગ હકીકત છે. ગ્રન્થકર્તા કહે છે કે એના પૂર્વજો ઘણા વિદ્વાન હતા, અને એમાંના એક વિદ્વાન વામન નામના તે દેશાન્તરેથી ઘેર આવ્યા ત્યારે અદષ્ટવશાત્ પોતાનું આખું કુટુમ્બ નાશ પામી ગએલું જોયું. પોતે ૬૫ વર્ષના હતા છતાં વિદર્ભ નગરથી એક કન્યા પરણી લાવ્યા અને એમનો વેલો ચાલ્યો!

ઈ. સ. ૧૧ મા શતકના ઉત્તરાર્ધથી પાછો લૌકિક વાઙ્‌મયનો પ્રાદુર્ભાવ થાય છે. ઈ. સ. ૧૦૮૯ થી ૧૧૭૩ એ વર્ષો 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રના તેજથી દેદીપ્યમાન છે. આ જૈન આચાર્યના કોષ વ્યાકરણ અલંકાર ચરિત સ્તુતિ આદિ વિષયના અનેક ગ્રન્થો સુપ્રસિદ્ધ છે જેનું નિરૂપણ અવકાશને અભાવે આ સ્થળે છોડી દેવું પડશે એટલુંજ કહેવું બસ છે કે સંસ્કૃત જેવા ગ્રન્થો ગુજરાતીમાં રચીને પ્રેમાનન્દે જેમ ગુજરાતી ભાષા દીપાવી તેમ હેમચન્દ્રાચાર્યે જૈન શાસ્ત્રોમાં બ્રાહ્મણ જેવા ભાષા અને સાહિત્યના ગ્રન્થોની જે ખોટ જણાતી હતી તે પૂરી કરવા शब्दानुशासन काव्यानुशासन વગેરે રચ્યાં. એ ગ્રન્થો જો કે અનુકરણની અભિલાષામાંથી ઉદ્‌ભવ્યા છે, તથાપિ અર્વાચીન સમયના જૈન ગ્રન્થોમાં તે યોગ્ય રીતે પ્રથમ પદ ભોગવે છે. હેમચન્દ્રાચાર્ય ધર્મ અને તત્ત્વજ્ઞાનના પણ બેશક સારા વિદ્વાન હતા, અને તે વિષયના પણ द्वात्रिंशिका વગેરે એમના કેટલાક ગ્રન્થો છે, પરંતુ જૈન વાઙ્‌મયને એમની ચિરસ્થાયી સેવા તો આ વિષય કરતા ભાષા અને સાહિત્ય વિષયમાં વધારે થઈ છે—એમાં સંશય નથી. સંસ્કૃત ભાષા ઉપર એમનો હાથ કેવો સફાઈથી અને સરળતાથી ફરતો, એમનું કવિત્વ કેવું મધુર હતું, એ 'त्रिषष्टिशलाकापुरुषचरित्र' વગેરે ગ્રન્થોની શૈલી અલંકારકલ્પના વગેરે જોતાં જણાય છે. એ વિદ્વાનના કુમારપાળ રાજા સાથેના અને એની સભાના બીજા બ્રાહ્મણ વિદ્વાનો સાથેના પ્રસંગો સુપ્રસિદ્ધ છે.

હેમચન્દ્રાચાર્યની સાથે તેમ જ એમની આગળ પાછળ બીજા જૈન વિદ્વાનો પણ થયા છે, અને એમણે જૈન ધર્મશાસ્ત્રમાં સારો શ્રમ કર્યો છે. પરંતુ એ ચન્દ્રના તેજ આગળ તારલાઓનું તેજ ઝાંખું પડી ગયું છે.

હેમચન્દ્રના વખતમાં શરૂ થએલી સાહિત્યવિષયક પ્રવૃત્તિ એમના પછી પણ ચાલુ રહી છે. એમના સમાનકાલીન વાગ્‌ભટે અણહિલપુરપાટણમાં वाग्भटालङ्कार લખ્યો છે. હેમચન્દ્રાચાર્યના काव्यानुशासन કરતા એ નાનો ગ્રન્થ છે, પણ તે પણ બહુધા काव्यानुशासनની પેઠે काव्यप्रकाशने પ્રસિદ્ધિ જ અનુસરે છે એ જોતા આ વખતે કાસ્મીરી વિદ્વાન મમ્મટે ગુજરાતમાં કેટલી અને પ્રતિષ્ઠા મેળવી હશે એનો પ્રસિદ્ધ ખ્યાલ આવે છે.*

---

* આ જ સમયના ભીમ નામના એક કાસ્મીરી કવિએ ભટ્ટિની માફક એક વ્યાકરણ કાવ્ય રચ્યું છે. ગ્રન્થને અન્તે એ કવિનું સ્થાન કાસ્મીરમાં 'शारदादेशान्तर्गत वलभी' જણાવ્યું છે. કાઠીઆવાડમાં પણ શારદાપીઠ અને વલભી છે એ સામ્ય આશ્ચર્યજનક છે.

ઈ. સ. ૧૩ મો સૈકો સોમેશ્વરદેવ, નાનાક પંડિત, સુભટ, અરિસિંહ, અમરચન્દ્રસૂરિ વગેરે સમકાલીન કવિઓના તેજથી ઉજ્જ્વળ દીપે છે. આ યુગ સાહિત્યના વિલાસનો હતો. કુમારપાળ, ભીમદેવ લવણપ્રસાદ, વીરધવલ, વીશળદેવ વસ્તુપાળ તેજઃપાળ વગેરે સાહિત્યના શોખીન ઉત્તેજકો હતા. ભોજ અને વિક્રમરાજાની સભામાં જેમ કવિમંડળો મળતાં, તેમ આ સમયમાં ગુજરાત રાજાઓની સભાઓ પણ વિવિધ દેશના કવિઓની ચાતુરી બતાવવાનું સ્થાન હતું. અનેક ન્હાના મ્હોટા કવિઓ ત્યાં એકઠા થતા, પરસ્પર સ્પર્ધા કરતા, અને જ્યાં કવિતા અઢળક દ્રવ્ય પ્રાપ્ત કરવાનું સાધન હતી ત્યાં 'કાવ્યચૌર'નો પણ અભાવ ન હોય એ સ્વાભાવિક છે.* આ મંડળનો પ્રધાન કવિ સોમેશ્વરદેવ પોતાને 'ગૂર્જરેશ્વર પુરોહિત' એવું વિશેષણ લગાડે છે, અને પોતાના વંશની હકીકત 'સુરથોત્સવ' નામના પોતાના કાવ્યને અન્તે આપે છે.

એમના ઘરમાં ગુર્જરરાજની પુરોહિતિ કેટલીક પેઢીઓથી ચાલતી આવતી હતી. વડનગરમાં 'ગુલેચા' [1]કુળમાં સોલશર્મા નામે એક વિદ્વાન બ્રાહ્મણ હતા. તેમણે પ્રયાગમાં સોમયાગ કર્યો હતો અને મૂળરાજે એમને રાજ્યપુરોહિત સ્થાપ્યા હતા. એમના વંશજોએ વખતોવખત રાજ્યની લડાઈમાં, યજ્ઞમાં, તેમ જ મન્ત્રિસ્થાને સેવા બજાવી હતી. સોમેશ્વરના પિતા કુમારે અજયપાળ રાજાને રણક્ષેત્ર ઉપર મૂએલો જીવતો કર્યો કહેવાય છે. એ રાજાએ ગ્રહણ વખતે રત્નરાશિનું દાન આપવા માંડ્યું તે તેણે ન લીધું અને મૂળરાજનાં વખતમાં એક ભારે દુકાળ પડેલો તે વખતે રૈયતનો કર એણે માફ કરાવ્યો હતો.[2] એમનાં પત્નીનું નામ લક્ષ્મી અને ત્રણ પુત્રોમાંનો મધ્યમ તે સોમેશ્વરદેવ. ભીમદેવ વીરધવલ તથા વીસલદેવ રાજાના વખતમાં એ પુરોહિત સ્થાને હતા અને અડધા પ્રહરમાં એમણે નાટક રચી કાઢ્યું હતું એવી એમની શીઘ્રકવિત્વની શક્તિ હતી.

સુરથોત્સવ કાવ્યનો વિષય માર્કંડેયપુરાણાન્તર્ગત પ્રસિદ્ધ ચંડી-આખ્યાનમાંથી લીધો છે; સુરથ રાજાએ પોતાનું ખોએલું રાજપાટ દેવીની કૃપાથી કેવું પાછું મેળવ્યું એ એ આખ્યાનનો

---

*रसप्रधानः कवितावितानैर्मान्या न मान्याः कवयो यशोभिः ।
तेजोविशेषात् मणयोऽर्हणीया भवन्ति न प्रस्तरवत् प्रथिम्ना ॥
परस्य काव्यं स्वमिति ब्रुवाणो विज्ञायते यैरिह काव्यचौरः
विलोक्य माणिक्यमयोग्यहस्ते प्रत्येति को नाम यदेतदस्य ॥"

૧. નાગરોના લગ્નપ્રસંગે વિદાયગીરી વખતે કરવામાં આવતા કુલોચ્ચારમાં આજે પણ આ 'ગુલેચા' નામ આવે છે એ જાણવા જેવું અને અધિક જિજ્ઞાસા પ્રેરે એવું છે.

૨ "अरुन्धतीव कान्तास्य पत्युराज्ञामरुन्धती
अभूदभिधया लक्ष्मीः साक्षाल्लक्ष्मीरिव क्षितौ ।
विलोक्य दुष्कालवशेन लोक ककालशेषं सविशेषशोकः
श्रीमूलराजं दलितारिराजमचीकरत्तत्करमोचनं यः ।"

વિષય છે, અને તેને અંગે મહાકાવ્યમાં અવશ્ય ગણાતા સર્વ ઋતુ વસન્ત-ચન્દ્રોદય પર્વત (હિમાલય) વગેરેનાં વર્ણન પણ દાખલ કર્યાં છે. ઉપમા ને ઉત્પ્રેક્ષા આદિ અલંકારો મનોહર કલ્પ્યા છે, અને માઘ ભારવિ વગેરે પૂર્વ કવિઓને અનુસરી શબ્દાલંકારના વિવિધ બન્ધો અને ચમત્કારો પણ દર્શાવ્યા છે.

આરંભમાં કવિ વાલ્મીકિ વ્યાસ ગુણાઢ્ય સુબન્ધુ કાલિદાસ માઘ અને મુરારિ એટલા પૂર્વ કવિઓની પ્રશંસા કરે કરે છે, તેમાં કાલિદાસ માટે તો કહે છે કે—

"श्रीकालिदासस्य वचो विचार्य नैवान्यकाव्ये रमते मतिर्मे ।
किं पारिजातं परिहृत्य हन्त भृङ्गालिरानन्दति सिन्धुवारे"

કાલિદાસની કવિતાની આ કદર એના પ્રસાદના અનુકરણથી સાર્થક બને છે. સોમેશ્વરદેવનું બીજું કાવ્ય 'कीर्तिकौमुदी' એ એના સમયના ગુજરાતના ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પાડે છે. એનું ગુજરાતી ભાષાન્તર રા. વ. સોસાઇટિએ સાક્ષરથી વલ્લભજી હરિદત્ત આચાર્ય પાસે કરાવ્યું છે એટલે એ સંબન્ધી અધિક વિસ્તરની જરૂર નથી. માત્ર એના મંગલાચરણમાં સુરોત્સવમાં જણાવેલા કવિઓ ઉપરાંત ભારવિ બાણ ધનપાલ બિલ્હણ હેમસૂરિ નીલકંઠ પ્રહલાદન સુભટ હરિહર અને યશોવીરનાં નામ વિશેષ ગણાવ્યાં છે, અને ગુણાઢ્ય સુબન્ધુ અને મુરારિનાં મૂકી દીધાં છે. સોમેશ્વરના પોતાના સમયમા કેટલાક નવીન કવિઓની કદર થવા માંડી હતી એમ આ યાદી ઉપરથી જણાય છે. જૈન-બ્રાહ્મણ વચ્ચેનો ભેદ ભૂલાઈ જઈ હેમચન્દ્રની વાણી કેવી લોકપ્રિય થઈ હશે એ પણ એમના વિષેના શ્લોક થકી જણાય છે. વળી જૈન મન્ત્રી પણ બ્રાહ્મણોને દાન આપતા એવો એ બે ધર્મના અનુયાયીઓનો પરસ્પર પ્રીતિભર્યો સંબન્ધ હતો.*

આ કાવ્યમાં સ્થળે સ્થળે ઘણાં મનોહર વર્ણનો છે પરતુ સૌથી રસિક અને અપૂર્વ કલ્પના તો લવણપ્રસાદનુ સ્વપ્નું છે-જેમાં શ્વેત ચન્દ્ર જેવા મુખવાળી ગુર્જરરાજ્યલક્ષ્મી, શ્વેતચન્દન લગાવીને, શ્વેત વસ્ત્ર પહેરીને, શ્વેતમાળા હાથમા ધરીને, રાજાસમીપ આવે છે અને રાજાના પ્રશ્નના જવાબમાં—

"हे वीर वैरिध्वजिनीगजेन्द्र गण्डस्थलीमण्डनखण्डचण्ड ।
प्रत्यर्थिसार्थेन कदर्थ्यमाना जानीहि मा गूर्जरराज्यलक्ष्मीम् ॥
दिवं गतास्ते बत गूर्जरेन्द्रास्ते कुञ्जरेन्द्राश्च हताः सपत्नैः ।
येषां क्षमाभृद्दलनक्षमेषु भुजेषु दन्तेषु च मे निवासः "

ઇત્યાદિ કરુણ-વીર આદિ અનેક રસસંભિન્ન ઉત્તર દે છે.

પ્રહલાદનદેવે શ્રી ભોજ અને મુંજ સંબન્ધી એક કરુણરસપ્રધાન કથા રચ્યાનુ સોમેશ્વર

---

*नानर्च भक्तिमान्सोमेश्वरौ शङ्करकेशवौ ।
जैनोऽपि यः सवेदानां दानाम्भः कुरुते करे ॥

કહે છે પરંતુ તે કયા કે પ્રહલાદનદેવના બીજા ગ્રન્થો હાથ લાગતા નથી. પણ આ પંડિત જે સોમેશ્વરના પિતાના ગુરુ થાય તે અત્યન્ત પરોપકારપરાયણ પુરુષ હશે એમ સોમેશ્વરના એક વચનથી જણાય છે.× સોમેશ્વર જે સુભટ કવિનો ઉલ્લેખ કરે છે. તેમનું રચેલું દૂતાङ्गद નામે એક અતિ લઘુ નાટક વાંચવા જેવું છે. દેવ શ્રી કુમારપાલદેવના મેળામાં મહારાજાધિરાજ ત્રિભુવનપાલની પરિષદ્‌ની આજ્ઞાથી આ નાટક ભજવાય છે એમ આરંભમાં સૂત્રધાર જાહેર કરે છે. માત્ર એક જ અંકનું આ નાટક છે, અને તેમાં પણ રાજશેખર ભર્તૃહરિ આદિ પૂર્વના કવિઓમાંથી કાંઈક કાંઈક લીધું છે—છતાં આ કવિ માટે સોમેશ્વર કહે છે કે—

"सुभटेन पदन्यासः स कोऽपि समितौ कृतः
येनाधुनाऽपि धीराणां रोमाञ्चो नापचीयते" ।

દૂતાङ्गदમાંના કેટલાક શ્લોકને આ પ્રશંસા લાગુ પાડી શકાય એવી છે ખરી, પરંતુ અત્રે તેમ જ અન્યત્ર પણ 'કવિપ્રવર' માં એમની ગણના થઈ છે તે માટે તો આ લઘુ નાટક કરતાં કાંઈક વધારે મહત્ત્વની કૃતિ હોવી જોઇએ એમ લાગે છે.

તે જ સમયના બીજા એક ગુર્જર સંસ્કૃત કવિ નાનાકપંડિત હતા. વડનગર પાસેના એક ગામમાં કપિષ્ઠલ ગોત્રના એક કુળમાં એ જન્મ્યા હતા. ઉપર સોમેશ્વરની માતા લક્ષ્મી વિષે જે કહેવામાં આવ્યું તેમ એમના કુળમાં અને કુટુંબમાં અનેક સન્નારીઓ થઈ છે.* એ 'કવિ પંડિત' જ્ઞાતિએ નાગર, શ્રીમાન્, અને વેદ રામાયણ ભારત નાટક અલંકાર આદિ વિષયોમાં ઘણા નિપુણ હતા. એમનું એકે કાવ્ય ઉપલબ્ધ થતું નથી, પણ એમ કહેવાય છે કે વીસલદેવ રાજાની સભામાં જ્યારે અમરચન્દ્રસૂરિ આવ્યા તે વખતે ગૂર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરદેવ, વામનસ્થલીના કવિ સોમાદિત્ય, કૃષ્ણનગરના કમલાદિત્ય તથા વીસલનગરના નાનાકપંડિત બેઠા હતા. તેમાં જુદા જુદા કવિઓએ અમરચન્દ્રને જે સમસ્યા પૂછી તેમાં નાનાકપંડિતની—गीतं न गायतितरां युवतिर्निशासु ની પૂર્તિમાં અમરચન્દ્રે કહ્યું:—

---

× वैदुष्यं विगताश्रयं श्रितवति श्रीहेमचन्द्रे दिवं
श्री प्रहलादनमन्तरेण विरतं विश्वोपकारव्रतम्

* "प्रभेव महसां पत्युर्ज्योत्स्नेवामृतदीधितेः
तस्यासीद्विहितमरतापा सीतेति सहचारिणी ॥
सज्जनीतिगृहिणी गृहाम्बुधेस्तस्य भूरिगुणरत्नभूषणा
सर्वकालमवलोकते स्म या भर्तृपादमुखदर्पणे मुखम् ॥
लक्ष्मीरमुष्य पत्नी द्वितीयमङ्गं बहिश्चराः प्राणाः
विमलकुलद्वयभूषा प्रत्यूषाम्भोजमञ्जुमुखी" ॥

આ સર્વ નાગરી નાતની સન્નારીઓનાં—એમના પતિની સાથે સાથે થતાં,-પ્રેમ અને ગુણનાં વખાણ વાંચી આ સર્વ પંડિતો અને કવિઓના ગૃહસંસારના સુખનો પણ ખ્યાલ આવે છે.

श्रुत्वा ध्वनेर्मधुरतां सहसावतीर्णे भूमौ मृगे विगतलाञ्छन एष चन्द्रः ।

मागान् मदीयवदनस्य तुलामतीव गीतं न गायतितरां युवतिर्निशासु ।

તાત્પર્ય કે હું ગાઈશ તો આ ચન્દ્રમનો મૃગ તે સાંભળવા નીચે ઉતરી આવશે, અને આમ મૃગલાંછનથી મુક્ત થઈને ચન્દ્ર મારા મુખની બરાબરી કરી શકશે તેથી એ સ્ત્રી રાત્રે ગાતી નથી।

આ પ્રસંગે અમરચન્દ્રસૂરિએ કુલ ૧૦૮ સમસ્યા પૂર્યાનું કહેવાય છે. એ અણહિલપુર પાટણ પાસેના વાયટ યા વાયડ ગામના કવિ શ્રી જિનદત્તસૂરિ નામે જૈન આચાર્યના શિષ્ય હતા. એમનો મુખ્ય ગ્રન્થ बालभारत નામે કાશ્મીર કવિ ક્ષેમેન્દ્રકૃત—भारतमञ्जरीની તરેહનો ગ્રન્થ છે. આ बालभारतમાં રાજશેખરના એ જ નામના નાટક જેટલી અપૂર્વતા નથી; તેમ ક્ષેમેન્દ્રની કૃતિ સાથે બરાબરી કરી શકે એટલું તે તેજસ્વી નથી. પણ કાવ્યકલ્પલતા, છન્દોરત્નાવલી, કલાકલાપ વગેરે અનેક સાહિત્યગ્રન્થો કરીને એમણે પોતાના સમયમાં ઘણી પ્રતિષ્ઠા મેળવેલી જણાય છે. કવિએ સરસ્વતીની ઉપાસના કરી હતી અને એકવીસ દિવસના વ્રતને અન્તે મધ્યરાત્રે આકાશમાં ચન્દ્રબિમ્બ પ્રકાશતું હતું તેમાંથી બાગ્દેવી પોતે ઉતરી આવ્યાં અને કમંડલુમાંથી અમરને જળ પાયું અને વરદાન આપ્યું કે તું સિદ્ધ કવિ થા અને સર્વ નૃપતિથી માન મેળવ એવી કિંવદન્તી છે. बालभारतમાં પ્રભાતવર્ણનના એક શ્લોકમાં વેણીને કૃપાણ ( કામદેવની તરવાર ) સાથે સરખાવવાથી 'वेणीकृपाणोऽमरः' એવું બિરુદ એમને મળ્યું છે. આ કવિ જૈનધર્મી હોઈ એમણે કેટલાક જૈન ગ્રન્થો પણ રચ્યા છે. પરન્તુ બ્રાહ્મણ ધર્મ ઉપરનો એમનો નૈસર્ગિક ભાવ बालभारतના દરેક સર્ગના આરંભમાં કરેલી વ્યાસજીની સ્તુતિમાં સ્પષ્ટ દીસી આવે છે.*

ઈ. સ. ૧૧૬૦ માં माणिक्यचन्द्रे કાવ્યપ્રકાશ ઉપર सङ्केत નામે ટીકા લખી, અને આ સમયને અન્તે ( ઈ. સ. ૧૨૯૪ ), जयन्त નામે એક વિદ્વાને जयन्ती નામે ટીકા લખી છે. એ બંને ટીકાની મહત્તા એ છે કે કાવ્યપ્રકાશ ઉપર ઘેર ઘેર ટીકાઓ લખાઇ છે તેમાં સૌથી જૂનામાં જૂની ટીકા सङ्केत છે, અને ત્યારપછીની બીજી ટીકાને ત્રીજી તે जयन्ती છે. साहित्यकौमुदी નામની ટીકાનો લખનાર રત્નકંઠ સર્વ ટીકાઓમાં આ जयन्तीને મુખ્યપદ આપે છે. વળી તેજ વખતનો બીજો એક પ્રખ્યાત ગ્રન્થ मल्लिषेणसूरिની स्याद्वादमञ्जरी નામની હેમચન્દ્રાચાર્યની अन्ययोगद्वात्रिंशिका ઉપર કરેલી ટીકા છે. એ જૈન તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ મલ્લિષેણે અનેક બ્રાહ્મણ દર્શનોના ગ્રન્થો અવલોકીને લખ્યો છે. ગ્રન્થ બુદ્ધિવૈભવથી અંકિત છે.

જૈન ગ્રન્થકારોએ ચરિત્રો લખવાની પદ્ધતિ વિશેષ પ્રચલિત કરી છે લગભગ પોતાના સમયના ભોજ કુમારપાલ જેવા રાજાઓ, વસ્તુપાલ તેજપાલ જગડુશા જેવા શ્રીમંતો અને માઘ વગેરે કવિઓનાં ચરિત્રોમાં તેઓએ સારો રસ લીધો છે—અને હેમચન્દ્રાચાર્યના સમયથી ઉદ્ભવેલી આ પ્રવૃત્તિના ઉદાહરણોમાં ચૌદમા સૈકાના, 'प्रबन्धचिन्तामणि'કાર મેરુતુંગાચાર્ય વગેરે ગણાવી શકાય.

---

* ओंकारो यः सदाद्येकवर्णोऽपीन्द्रत्रयीमयः ।
व्यासनिःश्वसितान् वेदान् पायाद्व्यासमुनिः स नः ॥

## ત્રીજો યુગ ( ઇ. સ. ૧૭-૧૮ શતક. )

આ સમય છોડીને ઈ. સ. ૧૭-૧૮ શતકે પહોંચતાં સુધી અચલ દ્વિવેદીના નિર્ણય-દીપક જેવા કે જૈન ધર્મશાસ્ત્રના છૂટા છવાયા લેખ શિવાય સંસ્કૃત વાઙ્મય વધારવામાં ગુજરાતે કાંઈ શ્રમ લીધો જણાતો નથી. ઈ. સ. ૧૭ મા સૈકાના આરંભ પછી થએલા દેવવિમલગણિ નામે જૈન પંડિતે હીરસૌભાગ્ય નામે સત્તર સર્ગનું એક મહાકાવ્ય લખ્યું છે. એ કાવ્ય હીરવિજયગણિની યાત્રા અને ધર્મપ્રવર્તન સંબન્ધી છે. હીરવિજયગણિએ ઈ. સ. ૧૫૯૫ માં દેહ છોડયો એમ લખે છે તેથી ત્યાર પછીનું આ કાવ્ય છે એ સ્પષ્ટ છે, પણ એની ચોકસ સાલ અત્યારે નક્કી કરી શકાતી નથી. મહાવીરસ્વામીની પટ્ટપરંપરાના આચાર્યોનું એક સર્ગમાં વર્ણન આપ્યું છે, તથા જૈન ધર્મનાં વ્રત, દહેરાં વગેરેને લગતી બીજી ઘણી હકીકત અંદર સમાવી છે. પણ આ જમાનાના સામાન્ય વાચકને રસ ઉપજાવનાર વસ્તુ તો હીરવિજયજીએ અકબર પાદશાહની સભામાં મેળવેલું માન, એમના ઉપદેશથી ગુજરાતમાં જજીયા વેરાની કરવામાં આવેલી માફી, તથા એમની મુસાફરીમાં એમણે જોએલાં શહેરો–નદીઓ–ડુંગરોનાં વર્ણનો તથા તે તે સ્થળોનાં સંસ્કૃત નામ વગેરે છે. આ જૈન આચાર્ય ઉત્તરે દિલ્હી અને કંદહાર સુધી, દક્ષિણે ખાનદેશ અને વરાડ સુધી અને કાઠીઆવાડમાં દીવ અને ઊના સુધી ફર્યા હતા. ગુજરાતના વર્ણનમાં આ સ્વદેશાભિમાની કવિ કહે છેઃ—

> तद्दक्षिणार्धे सुरगेहगर्वसर्वंकषो गूर्जरनीवृदास्ते ।
> श्रियेव रन्तुं पुरुषोत्तमेन जगत्कृताकारि विलासवेश्म ॥
> अशेषदेशेषु विशेषितश्रीर्यो मञ्जिमानं वहते स्म देशः ।
> आक्रान्तदिक्चक्र इवाखिलेषु वसुन्धराभर्तृषु सार्वभौमः ॥

એમાં 'આનન્દપુર' 'બૃહન્નગર'=વડનગર, તારંગાનો ડુંગર, આદિથી માંડીને વર્ણન ચાલે છે. એક સ્થળે 'ઝંઝુવાડા'ના સૂર્યદેવની પ્રતિમાનો ઉલ્લેખ આવે છે. સાભ્રમતી અને એના કાંઠાની ભૂમિના ડુંગરો, ડાંગરના ક્યારડાઓ, અને એમાં શોભતાં પક્ષીઓ–સારસો–ગાયો વગેરેનાં બહુ સુન્દર વર્ણનો છે. ગુર્જર દેશનું 'અહમ્મદાબાદ' તે મુખ અને મ્હોટું પાટણ અને ખંભાત ('સ્તંભતીર્થ') તે કુંડલ એમ ઉપમા કલ્પી છે.* 'રાજનગર' (અમદાવાદ)થી અણહિલપુર પાટણ જતાં રસ્તાની 'કુંજભૂમિ' વિવિધ છન્દોનાં નામદ્વારા વર્ણવી છે.[1]

---

*श्रीस्तम्भतीर्थं पुटभेदनं ( बृहत्पत्तनं ) च यत्रोभयत्र स्फुरतः पुरे द्वे ।
अहम्मदावादपुराननायाः किं कुण्डले गूर्जरदेशलक्ष्म्याः ।

[1] कुत्रचिद्वाणिनी सङ्गिणी शालिनी यत्र लोकंपृणा क्वापि वातोर्मिका ।
हंसमाला क्वचित्क्वापि कन्या मृगी कुत्रचिन्मालती पुष्पिताग्रा पुनः ॥
क्वापि शार्दूलविक्रीडितं दृश्यते क्वापि दृप्यद्भुजंगप्रयातं पुनः ॥
सूरिशीतद्युतेः सर्पतः पद्धती छन्दसां जातिवत्कुञ्जभूमिः स्मभूत् ॥

રસ્તાના ઝાડ ઉપર ઉડતા પોપટના ટોળાઓ પણ કવિના લક્ષ બહાર ગયા નથી 'ભિક્ષપક્ષી મા કિ તેનું મધ (કાદમ્બરી) પાન, ભીનગજા અર્જુનજીને કરેલુ જીવદયાનું નિયમદાન વગેરેના વર્ણન પછી આગ્રુ અને એના દહેગ આવે છે અને એમ એક પછી એક સ્થાનમા થઈ આગળ મુસાફરી ચાલે છે દેવવિમલગણિએ વર્ણવેલાં સ્થળોમાના થોડાક જાણવાજોગ સસ્કૃત-ગુજરાતી નામો નીચે નોંધુ છુ

| સસ્કૃત નામ | કવિએ પોતે પોતાની ટીકામા આપેલુ ભાષાનામ | હાલ આપણામા પ્રસિદ્ધ નામ |
|---|---|---|
| श्रीरोहिणी | સીરોહી | શિરોહી |
| मेदिनीपुर | મેડતાપુરનગર | મેડતા |
| विक्रमनगर | વીકાનેર | |
| गोपालशैल | ગ્વાલેરગઢ | ગ્વાલિયર |
| *पादलिप्तपुर | પાલીતાણુ | |
| द्वीपपुर | દીપબન્દિર | દીવબંદર |
| उन्नतनगर | | ઉના |
| खान | | ખાનદેશ |
| विराट | વઈરા | વરાડ |
| महाराष्ट्र | મરહટ | મરાઠા |

પ્રાચીન 'તક્ષશિલા' જેને આપણે પેશાવર પાસે હતુ એમ જાણીએ છીએ તેને આપણા કવિ 'મક્કા' ધારે છે!—આ બાદ કરતા કવિના સસ્કૃત નામોની યોજના બરાબર [illegible] છે આ ઉપરાંત, 'जेजायक' (જજીયાવેરો,) 'फुरमान' (ફરમાન) 'हुमाऊंसूनु' (હુમાયુના છોકરો અકબર) 'मुगलेन्द्र' (મોગલ રાજા) 'पीराज पातिसाह' (પીરોજ પાદશાહ), चतुरिका ('ચઉરી'–ચૉરી) આદિ શબ્દો પણ વાચતા મજા આપે છે

આ યુગના બીજા મહાન ગ્રન્થકાર તે यशोविजयजी છે તે ખભાત વગેરે સ્થળે રહ્યા એમણે न्यायरहस्य न्यायालोक खण्डनखाद्य આદિ ઘણા કુશાગ્રબુદ્ધિમત્તાથી શોભતા ગ્રન્થો રચ્યા છે, અને એમની વિદ્વત્તાથી ચકિત થઈ કાશીના પડિતોએ એમને 'આચાર્ય' પદ આપ્યુ હતુ એમના ગ્રન્થોમા બ્રાહ્મણ ગ્રન્થોનો અભ્યાસ પુષ્કળ પ્રતીત થાય છે न्याय खण्डखाद्यનુ નામ શ્રીહર્ષના તેવા જ ગ્રન્થનુ સ્મરણ કરાવે છે, પરંતુ આ બે ગ્રન્થ વચ્ચે નામ સિવાય બીજુ થોડુક જ સામ્ય છે શ્રીહર્ષ અનિર્વચનીયતાવાદ સ્થાપિત કરવા માટે લક્ષણ માત્રનુ ખડન કરે છે, અને યશોવિજયજી તો આત્માના અસ્તિત્વાદિ સબધી બૌદ્ધ નૈયાયિક વગેરેના સિદ્ધાન્તોની પરીક્ષા કરીને સ્યાદ્વાદનુ પ્રતિપાદન કરે છે એ શ્રીહર્ષ અને યશોવિજય એ બેના ગ્રન્થની પદ્ધતિ વચ્ચે ભેદ છે खण्डनखाद्यની વાણી પ્રૌઢ અને અસરકારી છે, અને વિષય બહુ વૈશદ્યથી ઉપસ્થિત કર્યો છે

---

* નાગાર્જુન નામના યોગીન્દ્રે પાદલિપ્તસૂરિના નામ ઉપરથી ગામ વસાવ્યું અને નામ પાડ્યું એમ કવિ કહે છે

ત્યારબાદ છેક અર્વાચીન સમયમાં—ઓગણીસમા શતકમાં—પણ વિજયલક્ષ્મીસૂરિ વગેરે કેટલાક જૈન આચાર્યોએ ઉપદેશપ્રાસાદ વગેરે ગ્રન્થ રચ્યા છે, અને અહીં તહીં કોઈ બ્રાહ્મણ ગ્રન્થકાર પણ નજરે પડે છે. પણ આ સમયને એક યુગની પ્રતિષ્ઠા આપી શકાય એમ નથી.

## ઉપસંહાર.

સાક્ષરબન્ધુઓ, આટલું નિરૂપણ કરી હું હવે મારો નિબન્ધ સમાપ્ત કરૂં છું. મેં મારા લેખના નામ સાથે જ જણાવ્યું છે તેમ આ કેવલ રેખાદર્શન છે. દરેક ગ્રન્થકાર લેવાનો તથા તે ઉપર ચર્ચા કરવાનો મેં લોભ રાખ્યો નથી, તેમ જે કવિઓ અને વિદ્વાનો લીધા છે તેમના પણ સર્વ ગ્રન્થનું કે એક પણ ગ્રન્થનું સર્વાંગે વિવેચન કર્યું નથી—કારણ કે એવું વિવેચન સંસ્કૃતસાક્ષરપરિષદ્ આગળ જ ઉચિત ગણાય. મારો ઉદ્દેશ ગુજરાતના ઈતિહાસમાં સંસ્કૃત સાહિત્યના જે ત્રણ યુગો મને પ્રતીત થાય છે તે તરફ આપનું લક્ષ ખેંચવાનો, અને સંસ્કૃત સાહિત્યમાં ગુજરાતે શો ભાગ લીધો છે તે દર્શાવવાનો હતો. આ ભાગ અલ્પ નથી, બલ્કે અભિમાન કરવા યોગ્ય છે એ આપને જણાયું જ હશે. બૌદ્ધધર્મની મહાયાનશાખામાં ત્રણ મ્હોટાં નામ તેમાંનું એક ગુજરાતમાં જ; જૈન વિદ્વાનોમાં 'કલિકાલસર્વજ્ઞ' નું ઉપપદ પામેલા આચાર્યશ્રી તે ગુજરાતના જ; સાયણાચાર્યથી પણ પ્રાચીન વેદવેદાંગપારંગત ભાષ્યાદિગ્રન્થના પ્રણેતા તે ગુજરાતના જ, સંસ્કૃત પંચ મહાકાવ્યમાંના એક પ્રૌઢ કાવ્યનો કર્તા તે ગુજરાતનો જ,વ્યાકરણ કાવ્યોનો સૌથી પહેલો રચનાર તે ગુજરાતનો જ, અને કાવ્યપ્રકાશની એક જુનામાં જૂની ટીકા લખનાર તે પણ ગુજરાતનો જ: ગીર્વાણ વા દેવીની આ સેવા અલ્પ નથી. અને તેથી આપણે પણ દેવવિમલગણિના શબ્દોમાં સહજ ફેરફાર કરીને સાભિમાન આનન્દપૂર્વક કહીશું કે આપણો દેશ તે—

गीर्वाणवाचः पुरुषोत्तमन जगत्कृताकारि विलासवेश्म

જગત્કર્તા પરમાત્માએ આ દેશને ગીર્વાણવાગ્દેવીનું વિલાસભવન બનાવ્યો છે.

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.

---

# વિક્રમના સત્તરમા સૈકાની ગુજરાતી ભાષા.

## ( કવિ નાકર કૃત ચંદ્રહાસાખ્યાન. )

મહા કવિ પ્રેમાનન્દભાઈના પહેલાં થઈ ગયેલા કવિઓના કાવ્યની ભાષા જોતાં તે હાલના વખતની ભાષા જેવી માલૂમ પડે છે ખરી, પણ કેટલીક બહુ જૂની હસ્તલિખિત પ્રતો જોતાં જણાય છે, કે તેમણે તે વખતની વપરાતી ભાષામાં પોતાનાં કાવ્યો રચ્યાં હતાં. આનું એક ઉદાહરણ નાકર કૃત ચંદ્રહાસાખ્યાન નામના અપ્રસિદ્ધ કાવ્યમાંથી આ નીચે આપવામાં આવે છે.

આ કાવ્યને છેડે કવિએ રચ્યા સાલ આપી નથી, પણ તેમના બૃ. કા. ના છઠ્ઠા ભાગમાં પ્રસિદ્ધ થયેલા હરિશ્ચન્દ્રાખ્યાનની રચ્યા સાલ વિ. સં. ૧૫૭૨ ઉપરથી, તેમ રા. રા. કેશવલાલભાઈ ધ્રુવના જણાવ્યા પ્રમાણે તેઓ વિ. સં. ૧૬૦૨-૪ માં હયાત હતા તે ઉપરથી અનુમાન થાય છે, કે આ કાવ્ય પણ તેમણે એ જ અરસામાં રચ્યું હશે.

મળેલી હસ્તલિખિત પ્રતમાંથી ઉતારો કરતાં, મૂળના લખાણમાં કોઈ પણ જાતનો સુધારો વધારો કરવામાં આવ્યો નથી. અસલ નકલ પ્રમાણે નકલ ઉતારવામાં આવી છે.

### ચન્દ્રહાસ આખ્યાન

કડવું ૨૧ મું, રાગ ધનાશ્રી

પ્રાતુસ કાળે પૂજારું પ્રગટ્યું, કુસુમ ચંદન કરી પાણીજી;
આનંદ ભરેઉ જાતુ આવું, જઈ પૂજૂ રુદ્રાણીજી.
દ્વાર ઉઘાડી ને તાં જોઉં, આતાઅ કહે કાંણીજી;
પુત્ર પ્રધાન બે મારી નાંખ્યાં,આ વાત કહેણે નવી જાંણીજી.
સહી શત્રુએ કહેણે મરાયા, અહીં નાખ્યા છે તાંણીજી;
તાપસ મનાંહાં એમ બ્યમાસે, આવડું શું અણુજાણીજી.
એતાં આહારે માયે ચડસે, મીથ્યા મુઆં અનાહાતજી;
ચંડીના દેહેરા માંહિ મારી નાંખ્યા પડયાં તન ને તાતજી.
સહી નરપસ કો નવૂં બેઠું છે, કરાવી ઉપઘાતજી;
હવે તાં હૂં રાજનીતિ રાખૂ જઈ સંભલાવૂં વાતજી.
ધાતુ ધસમસું ભરડક આવ્યું, સાસ ભરયું નહી સાંનજી;
સભા સંજુક્તી સિંહાસને, બેઠુ વિષ્ણુ ભક્ત રાજાનજી.
કર જોડી કરું વિનતિ, સાંભળો સ્વામી કાંનજી;
ચંડીના દેહેરામાંહે મારી નાખ્યા પડયા પુત્ર પ્રધાનજી.
તે માટે હું કહેવા આવ્યો, વેગે દેવરાવૂં દહનજી;
એહવાં વચન તાં શ્રવણે સાંભળી, અને ઉઠયા ચંદહાસજી.

અણૂહણુ પગે ને ઉન્નએ અને થયા નિરાશજી;
અરે આઈ એ કાં મારયું, એહવૂંનું કાં કીધું નાશજી.

હું અપરાધી તે સે ન મારયું, મદન તાં શિવનો દાસજી;
આઈ અંબે જે જગદંબે, એ શૂં કીધું કાજજી.

પ્રાણ આધાર એ તાં માહરું, એહની અદકી લાજજી;
હું અપરાધી તે સે ન મારયું, મદન કાં મારયું આજજી.

ધીક્ય ધીક્ય તે જીવતબ્ય માહરું, ધિક્ય ધિક્ય માહરું તનજી;
દ્વાર ઉઘાડીને તાં જોઉં, પડયા દીઠા તાં મદનજી.

કમળ સરખાં તેહનાં લોચન, અને તાં હસતું વદનજી;
કનક બેરખા બારે સોહે, મુગટે જડયાં રતનજી.

અર્ધા ઉંઘતાં બેહુ પડયા તાત ને તાં તનજી;
પુજા પાત્તરી સર્વ વીખરાણી, ઢળ્યૂં બાવનાં ચંદનજી.

ઉઠ મદન એવડી શી નિદ્રા, હું આવ્યૂં ચંદ્રહાસજી;
તું આલિંગન દે અળવેશું, આનંદે ઉહુલાસજી.

તારા મનમાંહાં એમ આવ્યું, છે મુશ્ક કીધું વિશ્વાસજી;
મુખામુખે કહેવા આવ્યૂં, વાંણી કરો પ્રકાશજી.

જુ મરું તુ આત્મહત્યા, કે જાઉં વનવાસજી;
ઉઠ મદન એવડું શૂં સુતુ, સાહ કરૂં નહી સાંનજી.

વિષયા તારી બેહેન આવી છે, આલિંગન દે કાંહાનજી;
દુષ્ટબુધ્ય લેહ તું કાં પુઢયું, તું મોટું પરધાંનજી.

હું તુ તાહારું પૂજ્ય પ્રધાન, તું મુજને દેને માંનજી;
તનયા તાહારી લાડ કરે છે, માગે કંન્યા દાંનજી.

એવૂં કહીને બાહરી પધાર્યા, અને કરાવ્યૂં કુંડજી;
મહા મનોહર × × × મુખંકુંજી.

હવે મદનને પૂજ્યા કરી, અને આપ્યૂ કાયાનું ડંડજી;
શરીર આપીને થાઉ ઓશીકલ, જાંણે તે બ્રહ્માંડજી.

એહવૂ કહીને બાહીર પધાર્યા, અને કરાવ્યું કુંડજી;
અતિ મનોહર ને મૂખંડુ, જાંણે તે બ્રહ્માંડજી.

પાવક તાં પહેલૂ પધરાવૂં, ઉપરે મેહેલ્યા વારીજી;
જ્યવ ત્યલ તાં પ્રથમે હોમ્યા, તે ગઉ પાવક આહારીજી.

પંચામ્રત તાં પછે હોમ્યૂ, રૂદ્રી ભણીને સારીજી;
હવે માહારું શરીર જ હોમૂં, આઇ ઉપર ઉતારીજી.

રામ કૃષ્ણુ બોલો રે બાઈ, જીવન જગદાધારજી;
સેઈ × × × હુતાસનમાં હોમેજી.

કટકા કિંચીત કરીને મુકે, એવડું દુઃખ ક્યમેજી;
કર જોડીને કરે વિનતી, સાંભળો માહરી માયજી.

સુર મૂનિવર અંતર જુએ, તેમને આશ્રજ થાયજી;
ચંદ્રહાસને શરણાંગત રાખે વૈકુંઠ નાથજી.

પછે તે તાં શરીર સઘળુ, હુતાશનમાંહાં હોમ્યાંજી;
પછે એકલાં અસ્થી ઉગર્યા, હુતાશનમાં હોમ્યુંજી.

લેઈ વસ્ત્ર તાં કમલમાંહે મેલ્યૂં, કૃષ્ણાર્પણ તાં કહીઉજી;
લેઈને ખડગ કમલમાંહે મેલ્યૂં, અને વિનતિ તાંહાં દાખીજી.

આઈ તું તો શક્તિ વિષ્ણુની, વેદ પુરાણે સાખીજી;
ભક્ત વચ્છલ તાં બીરદ ભૂધરનું, ભગતે વિનતિ દાખીજી.

માહારું માંસ તાં છે રે મીઠું, ચંડી જો જો ચાખીજી;
વળી ખડગ કમલમાંહાં મુકે, અને બોલે વાંણીજી.

આઈ તું તાં રહી રહી જોએ, રંગભેર રૂદ્રાણીજી,
સુરનર મુનિ જન અંતર જોએ, તે મુખે બોલે વાંણીજી.

મહાદેવ સાથે ગંગા આવ્યાં, ઇંદ્ર સાથે ઇંદ્રાણીજી;
તુંબરૂ ધરીને નારદ આવ્યા, બ્રહ્મા સાથે બ્રહ્માણીજી.

વિષયા કહે સુણ ચંપક માલીણી, વિનતડી હવે ધારુંજી;
આપણે સ્વામી જોડે ઉધરીએ, બોલે સ્મૃતિ સારુંજી.

ચરણ કમલ લેઈ પાસે બેસૂ, નરાતા નિરધારજી;
શિસ સ્વામીનું ખોળે લેતાં, મનશૂં કર્યું વિચારજી.

જન્મ જન્મનાં સ્વામી કને, માગું ચન્દ્રહાસ તાં ભર્તારજી;
લેઇ ખડગ કમલ માંહાં મૂક્યૂં, અને વાવર્યું હાથજી.

ત્રાહે ત્રાહે ત્રીભોવન નાયક, વાંણી વૈકુંઠ નાથજી;
હસી હસી હરખે દે તાલી, ઉલટ અંગે કરે વાતજી.

આપણ બેહુએ સાંગવાંન, કરશું ઉધરશું આપનો નાથજી;
અમલ બાઇ તાં સાહી સાહી રાખે, બીડાડી બીડી બાથજી.

પછે ચંડી પ્રત્યક્ષ થયાં, આવી સાહ્યા હાથજી;
માગ માગ્ય હું તુજને તુઠી, આપું તાં વરદાંનજી.

જે માગ્યે તે તુજને આપૂ, હુ થઈ તુષ્ટમાંનજી;
અરે આઈ તુ મઝને તુઠી, મુજને દીધું માંનજી.

જન્મ જન્મ ભક્ત ભૂધરનો, રહે રૂદે કમલમાંહ ધ્યાંનજી;
ચંદ્રહાસતણા શરીરે, ચંડીએ ત્રીશલ ફેરવ્યું હાથજી.

દીવ્ય દેહ તાં થઈ દેખતાં, અને મુખે બોલે વાણીજી;
અખીલ અભિલાખ પુરુહારી, પૂરું મનોરથ મનનાજી.
તાહારે માથે સ્વામી મોરા, સમરથ સારયંગ પાણુજી;
વળી આઈ એક બાજું માગું, પૂરું માહારું લાડજી.
માહારું સસરુ ને સાહુએ એહુને જીવાડુજી;
કહે ચંડી એહેને નહી જીવાડું, એહના રડવડશે હાડજી.
ત્વાણું જનનો એ તો દેખો, એહેનુ મ ચડાવેશ પાડજી.

છ. વિ. રાવળ.

---

# સાહિત્ય અને તેનાં અંગો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૦૮ થી. )

## ૨. સંવાદો.

જ્યાં નાટકની રચના તરફ જ દુર્લક્ષ હોય ત્યાં નાટકના જ એક અંગને ખીલવવા તરફ પ્રવૃત્તિ ક્યાંથી થાય? છતાં, સંવાદ એ પણ સાહિત્યનું ઘણું ઉપયોગી અંગ છે. લૅન્ડોર કહે છે તેમ દરેક સમયના ઉત્તમ લેખકોએ સાહિત્યનાં એ અંગનો સ્વીકાર કીધો છે.*

" The best parts of H mer and milton are speeches and replies; the best parts of every great historian are the same; the wisest men of Athens and of Rome converse together in this manner, as they are shown to us by xenophon by Plato, and by Cicero".

હોમર અને મિલ્ટનની કવિતાના જે ઉત્તમ ભાગ તે સંભાષણના રૂપમાં છે; દરેક મ્હોટા ઇતિહાસકારની કૃતિમાં પણ તેમ જ હોય છે; ઝેનોફન, પ્લેટો, અને સિસેરો જેવાએ ઍથન્સ અને રોમના સૌથી ડાહ્યા માણસોને વાર્તાલાપ કરતા બતાવ્યા છે.

લૅન્ડોરે પોતે પણ એજ રીતિ સ્વીકારી હતી, અને અંગ્રેજી સાહિત્યમાં એના " કાલ્પનિક સંવાદો " (Imaginary Conversations) ગદ્યમાં હોવા છતાં કવિતા જેવાં મધુર અને આકર્ષક ગણાયા છે. સંવાદોની પદ્ધતિમાં એક મ્હોટો લાભ છે, અને તે એ છે કે કંઇ ચર્ચાનો વિષય હોય તે એ રીતિથી સવિસ્તર ચર્ચાય છે, બન્ને બાજુની દલીલો વાંચક આગળ મજબુત રીતે મુકી શકાય છે, અને અમુક સિદ્ધાન્તનો સ્વીકાર કરીને તેનાં સમર્થનને માટે સ્હામા પક્ષને અન્યાય આપવાની લેખકને જરૂર પડતી નથી. વળી, કોઈ નવીન

---

* " Imaginary Conversations, (Scott Library); " Barrow and Newt ". પૃષ્ઠ ૨૦૨

વિચાર લેખકના પોતાના તરીકે મુકાતાં તે અરુચિકર થઈ પડવાનો ભય રહે તેના તરફ ઘટતું લક્ષ અપાય નહીં, પણ એક પાત્રને મુખેથી તે વચનો નીકળતાં વધારે સ્વસ્થ ચિત્તથી તે સાંભળવામાં આવે છે અને ઘણી વાર તેની જોઈતી અસર પણ થાય છે. સાક્ષર શ્રી ગોવર્ધનરામે આપણી કુટુંબસંસ્થા, સ્ત્રીઓનું કૌમાર જીવન, લગ્નની રીતિ, વૈધવ્યની સ્થિતિ, આપણાં દેશી રાજ્યો અને બ્રિટિશ રાજ્યનો સમ્બન્ધ વગેરે મહત્ત્વના સામાજીક અને રાજકીય પ્રશ્નો ચર્ચવામાં કંઈક આવીજ રીતિનો સ્વીકાર કરેલો જણાય છે; અને એ રીતિ સફળ નથી થઈ એમ કોણ કહેશે?

સંભાષણદ્વારા, પત્રો અને તેના પ્રત્યુત્તરદ્વારા, સ્વમત ભાષણો અને એ માર્ગમાં કયો ગ્રહણ કરવા યોગ્ય છે તે વિષે મગજમાં ચાલતા સૂક્ષ્મ વિચારોદ્વારા અનેક અગત્યના પ્રશ્નો સરસ્વતીચંદ્રની નવલકથામાં ચર્ચાયા છે. એ ચર્ચાઓનું સ્વરૂપ ઉત્તર પ્રત્યુત્તરનું હોવાથી જ દરેક દૃષ્ટિથી વિષય ચર્ચી શકાય છે. પુનર્વિવાહનો વિચાર કરતાં એક તરફથી વિદ્યાચતુર પ્રશ્ન ઉઠાવે છે કેઃ—

"Is it proper in a father to submit to the control and see the child writhing before his eyes, because he is a social-moral-coward". તો બીજી તરફથી એના જ મનમાં વિચાર આવે છે કે "હજી તો વૃદ્ધ પિતા અને મામા આયુષ્માન છે–તેમના મત વિના મ્હારાથી શું બનશે? તેમનાં મત કેણી પાસ પડશે તે જોશીને પુછવું પડે એમ નથી. તેમના વિરુદ્ધ પડી મ્હારે આ કામ કરવા જેવું છે? શું મને કુમુદ વ્હાલી છે અને તેમને નથી? વૃદ્ધ પિતા અત્યારે પૌત્રીને માટે માથું છેટે મુકી તરવાર બાંધી નીકળી પડ્યા છે. એ બાળકી મ્હારી ખરી ને તેમની નહીં?"

એક તરફથી સરસ્વતીચંદ્ર સાથેના સંવાદમાં કુમુદસુંદરી એમ કહે છે કે "મ્હારૂં સર્વ આયુષ્ય આપની સૂક્ષ્મ પ્રીતિથી તૃપ્ત થશે ને સ્થૂલ પ્રીતિના સ્થૂલ ભોગની વાસનાને આપના આશ્રયથી હું દૂર રાખી શકીશ। મ્હારા હૃદયમાંથી પ્રીતિનો વૃક્ષ ઉખાડી શકતી નથી ને કોઈ ઉખાડી શકે એમ નથી. આપની છાયા પેઠે, સુબુદ્ધબોધિની ધર્મપત્ની પેઠે, સર્વ પૃથ્વીને રાખે છે તે પૃથ્વીની પેઠે, હું આપનો ધર્મ સહચાર કરીશ। સંસાર કહેશે તે સાંભળી રહીશ, પિતામાતાનાં દુઃખ જોઈ રોઈ રહીશ, પણ મ્હારો ધર્મ તો આ દેખું છું તે જ પાળીશ," તો બીજી તરફથી એક બીજા સંવાદમાં ચંદ્રકાંત સરસ્વતીચંદ્રને પુનર્લગ્ન અને મનોમનની મિત્રતા એ બેઉ કલ્પનાની વ્યર્થતા સમજાવે છે અને કહે છે કેઃ—

"આપણા હાલના આર્ય સંસારમાં એ સર્વ સુંદરતાનું તેજ, તમારા "પુનર્લગ્ન" કહેવાતા તમારા નવા લગ્નની છાયાથી, કાળું પડી જશે, તમે શુદ્ધ હો તેમ લોક તમારા સંસર્ગથી દૂર રહેશે, અને તમારી અપકીર્તિને લીધે, પૃથ્વી ઉપર વૃષ્ટિ કરવા નીકળેલાં વાદળાંની ધારાઓ ખારા સમુદ્રમાં પડી જાય ને પૃથ્વીને બિન્દુ પણ ન અડકે તે રીતે તમે વરસાવવા ધારેલા કલ્યાણમેઘ લોકને ઉપયોગી ન થતાં નકામે સ્થાને ગળી જશે અથવા જાતે વેરાઈ જશે.

"સ્થૂલ પ્રીતિને દૂર રાખી, તમારાં સૂક્ષ્મ શરીરનો સમાગમ રાખી, શરીરના સંબંધ

માત્રનો ત્યાગ કરી મનોમનની-મિત્રતાથી જ, આ લોક કલ્યાણમાં પ્રવૃત્ત થવા ઇચ્છતાં હો તો તે પણ તમારી વૃથા કલ્પના જ સમજવી. આપણા લોક કોઈ પણ સ્ત્રી અને પુરૂષને સાથે ઉભેલાં દેખે એટલે સ્થૂલ સમાગમ જ માને છે. તેમની તુલામાં બીજાં કાટલાં નથી. સેંકડો વર્ષના સંસ્કારોથી અને અભ્યાસથી યુરોપનાં સ્ત્રી પુરૂષો એકાંતમાં પણ મન મારીને સાથે વસવાની કળાને પામ્યા છે અને તેવી કળા આ સાધુજનોમાં અથવા તમે કહો છો તેવા પ્રાચીન આર્ય સંસારમાં એક કાળે હશે; પણ આજ તો આ દેશકાળમાં તે અભ્યાસનું સ્વપ્ન પણ નષ્ટ થયું છે ત્યાં જેવો બળિષ્ઠ અભ્યાસ થોડા કાળમાં કેવી રીતે ઉગવાનો કે સમજાવાનો? માટે તમે વરણુ વિધાનથી વિવાહિત થાવ તેથી જેમ લોકનું કલ્યાણ કરવામાં તમારી તાકેલી બન્દુકોના બાર ખાલી જવાના, તેવી જ રીતે વિવાહ વિના કેવળ સૂક્ષ્મ સમાગમ રાખી કરવા ધારેલો બાર પણ ખાલી જ જવાના, અને તમારે બેને સ્થૂલ શરીરનું નિષ્ફળ બ્રહ્મચર્ય–તપ તપવું પડશે તે વધારામાં;'' તો ત્રીજી તરફથી ચંદ્રકાંતને પોતાની સ્ત્રીનો પત્ર સરસ્વતીચંદ્રને વંચાવતો આપણે જોઇએ છિયે:—

"એવું પણ સંભળાય છે કે કુમુદસુંદરી જીવતાં નીકળ્યાં છે. પણ હવે તો તે વૃથા નાતરીયા નાત હત તો જુદી વાત હતી. તમે સુધારાવાળા નાતરાં કરાવો તો ના કહેવાય નહીં–પણ, એ નાતના ઘોળમાં પડવાની ને છૈયાં છોકરાં પરણાવવાની એમ બે વાતો સાથે બને એવી નથી. ઉદ્ધતલાલ કહે છે કે આપણે નાતરીયા નાતનો, વીલાયત જઈ આવનારાનો, નાત બ્હાર રહેલા લોકનો, ને એવા એવાઓનો સઉનો શમ્ભુ મેળો કરી નવી મ્હોટી નાત કરીશું ને તેમાં નાત બહાર મુકવાનો ચાલ કહાડી નાંખી એ નાતમાં આવે તેને માટે સઉને સદર પરવાનગીનો પાસ આપી બારણાં ઉઘાડાં મુકીશું એટલે આપણી નાત વધ્યાં જ જશે ને જુની નાતોમાં ઘરડાં ઘરડાં રહેશે ને નવીમાં નવાં નવાં જુવાનીયાં આવશે. મને તો આ બધી વાત મશ્કેરીની લાગે છે, પણ તમારૂં ઠેકાણું નહીં માટે જણાવું છું કે આવું તો કંઈ ઠીક નહી. એ તો પછી છોકરવાદી નાત થાય ને ગાય ગધેડાં ભેગાં થાય એ કંઈ મને ગમે નહી. મને તો લાગે છે કે એવું થાય તો ભાયડાઓ એ નવી નાતમાં જાય પણ કંઈ કંઈ બાયડીઓને તો તેમનાથી જુદાં પડી જુનામાં રહેવાનું ગમશે. એવી વર્ણસંકર નાત થાય તે તો કંઈ સારું નહી. માટે એવો કળજુગ ભુલ્યે ચુક્યે બેસાડશો નહી."

એમ એકનો એક વિષય અનેક દૃષ્ટિબિંદુથી જોવાયલો છે, અને લેખકને પોતાનો વિચાર ચોક્કસ શબ્દમાં મુકવાની જરૂર પડી નથી. અવિભક્ત કુટુંબના કલેશોનું ચિત્ર ચંદ્રકાન્ત ઉપર આવેલા સગા સ્નેહીઓના પત્રોથી જેવું આબેહૂબ ચીતરાયું છે તેવી જ એ સંસ્થાથી થતી અનેક હાનિ વિષે ઉદ્ધતલાલ તરફથી શાસ્ત્રીય ચર્ચા છટાદાર ભાષામાં થઈ છે, પણ સાથે જ ચંદ્રકાંતનો પ્રત્યુત્તર છે, જેમાં એ દુર્વ્યવસ્થાનાં ચિત્રની સત્યતા સ્વીકારાઈ છે, પણ તેમાં રહેલી અપૂર્ણતા દૂર કરવાનો પ્રયત્ન થયો છે. એવી જ રીતે કૌમાર જીવન વિષે પણ સવિસ્તર ચર્ચા કુમારિકા કુસુમ અને વિધવા સુન્દરનાં સંવાદથી અને ત્યાર પછીના કુસુમનાં સ્વગત ભાષણથી થઈ છે.

કુમુદસુંદરી અને મોહનીમૈયાના સંવાદમાં પણ એ જ રીતિને અનુસરીને હાલની વિવાહ પદ્ધતિ વિષે ચર્ચા ચાલી છે:—

મોહની—ધાર કે નવીનચંદ્ર જોડે ત્હારું વરણ વિધાન થયું હત અને તેમાં સ્ત્રી મંડળ એ ચાર ગીત ગાવાં ભુલી ગયાં હત–તો તેથી ત્હારો વિવાહ અપૂર્ણ રહેત ?

કુમુદ—ના.

મોહની—તેઓએ વરઘોડો ફ્હાડયો હત નહીં અથવા જ્ઞાતિ ભોજન કર્યું હત નહીં તો ?

કુમુદ—તો પણ કંઈ નહી. સપ્તપદી એક જ આવશ્યક વિધિ છે.

મોહની—તો નેતિ નેતિ કરી અલખ આત્માનુ અભિજ્ઞાન થાય છે તેમ નેતિ નેતિ કરી અલખ મન્મથના અવતારમા જ વિવાહનું તત્વ તને દર્શાવીશ. સપ્તપદીમાં બે પગલાં વાંકાં ચુંકાં મુકાયાં હત તો ?

કુમુદ—તેનું કંઈ નહી.

મોહની—તેમાં પ્રતિજ્ઞાના શબ્દો ત્હારે ઠેકાણે ત્હારો ગોર બોલ્યો હોય તો ?

કુમુદ—તે તો નિત્ય થાય છે જ.

મોહની—તો સમજ કે ત્હારો વિવાહ આ વિધાનમાં નથી, પણ સંકલ્પમા અને સંકલ્પની પ્રતિજ્ઞામાં છે.

કુમુદ—હા, પણ પિતાએ મ્હારા દાનનો સંકલ્પ કર્યો અને પ્રતિજ્ઞા લેવડાવી.

મોહની—હા, પણ સંકલ્પ કરનાર અને પ્રતિજ્ઞા કરનાર એક કે જુદાં ? ત્હારા પિતાએ સંકલ્પ કર્યો પણ પ્રતિજ્ઞા ત્હારી પાસે લેવડાવી. સત્ય જોતાં વરકન્યા જ સંકલ્પ કરે અને પ્રતિજ્ઞાઓ લે. પિતાએ બલાત્કારે કે આજ્ઞાવડે પુત્રી પાસે પ્રતિજ્ઞાઓ લેવડાવવી એવું કોઈ શાસ્ત્રનું શાસન કે વિધાન નથી. એ તો તમારા મૂર્ખ ભ્રષ્ટ સસારી જનોનો આચાર છે. પિતા કન્યાદાન દે તે તો શકુન્તલા જેવી આપત્તિમાંથી પુત્રીને ઉગારવાને જ સાક્ષી થાય તે, અને તેની, અને તેને અભાવે ઇતિર કન્યાદાનના અધિકારીઓ છે તેની આવશ્યકતા તો માત્ર ઘોડે ચ્હડનારનું પેંગડુ ઝાલી રાખવાને માટે જ છે……

કુમુદ—અષ્ટવર્ષા તે ગૌરી વગેરે વાક્યોથી કન્યા વયની મર્યાદાની જે પ્રતિજ્ઞાઓ શાસ્ત્ર તેની પાસે કરાવે છે, અને પિતાએ આપેલું દાન સફળ કરી સ્વામી સેવા કરવા એ પ્રતિજ્ઞા લેવાય છે, તે નિષ્ફળ કરવાનો તમારો પ્રયત્ન અધર્મ્ય છે ને મ્હારી પાસે તો વૃથા છે.

મોહની—વૃથા હો પણ અધર્મ્ય નથી. ત્હેં કહેલાં વાક્યો તમ સંસારીજનના કોઇક દેશકાળને ઉદ્દેશી કોઈ શાસ્ત્રકારોએ લખેલા છે તેટલા કાળ માટે તે ઉપયોગી હશે. પણ તેમાં સર્વ દેશકાળનો સનાતન ધર્મ નથી. એવો ધર્મ તો અમે પાળીએ છીયે તે છે. જે શાસ્ત્રો ત્હેં કહેલાં વાક્યો ઉચ્ચારે છે તેમાં જ બીજું પણ કહેલું છે તે સાંભળ. સંસારીજન ભ્રષ્ટ અને દુષ્ટ થઈ ગયા છે તેના વર્તનથી તો એ શાસ્ત્ર પણ વિરુદ્ધ છે. તેમાં તો રજોદર્શન્ પ્હેલાં જે સ્વામી વધૂનો અભિયોગ કરે તેને શિર અધોગતિ અને બ્રહ્મહત્યા મુકી છે. એ શાસ્ત્ર પણ પ્રસ્તુત વિષયમાં કહે છે તે કહું છું. એ શાસ્ત્રોમાં પણ વરણકાલે વધૂએ વરને વરમાળા આરોપવી વિહિત છે. જો પિતાની દાનેચ્છાજ વરણને માટે પર્યાપ્ત હોય તો આ વરમાળાનો વિધિ વ્યર્થ જાય જો તે વ્યર્થ ન હોય તો વરણમાં કન્યાની ઈચ્છા આવશ્યક છે,

શું તે ઇચ્છાગૌરી રોહિણી આદિ બાલકીઓને હોય છે? શું વરવધૂની પ્રતિજ્ઞાઓ એવી કન્યા બોધ પૂર્વક ગ્રહી શકે? કન્યાની વૃત્તિ વિના પિતા કન્યાદાન આપે છે એવું શું તેને દેનાર પિતાએ સમજવાનું છે કે લેનાર વરે સમજવાનું છે? શાસ્ત્ર પ્રમાણે તો કન્યાદાનને કાળે કામ-સ્તુતિનો પાઠ યોજાય છે તેમાં સ્પષ્ટ મંત્ર છે કે આ દાન કરનાર કામ છે, દાન લેનાર કામ છે, અને દાન જાતે પણ કામ છે. વળી વર કહે છે કે સોમે આ કન્યા ગંધર્વને આપી, ગંધર્વે અગ્નિને આપી અને અગ્નિયે મને આપી. વળી વર કન્યાને કહે છે કે "હું સામ અને તું ઋક્, હું દ્યૌ અને તું પૃથ્વી, તે આપણે બે વિવહન કરીયે, આવ!" વિશેષ વહન તે વિવહન-વિવાહ, સંસારમાં બે જણે એક કાર્ય-એક જીવન-રચી તેનું વહન કરવું તે વિવાહ. જે વધૂ આ વાક્યોના શ્રવણને યોગ્ય છે તે શું તમારી રોહિણી દશાવાળી-કે જે પરિશીલનમાં કે કામમાં સમજે જ નહી? મધુરી,-આદિ ઋષિઓ એવું ગણતા ન હતા. તેઓ તો કન્યા પાસે સપ્તપદ ભરાવતાં વર પાસે કન્યાને "સખા" શબ્દથી સંબોધાવે છે. सखा सप्तपदा भवसामा मनुव्रता भव અને કન્યા પાસે વરને લગ્ન કાળે પગલે પગલે કહે છે કે......

"જે કન્યાને માથે આવડી અને આટલી પ્રતિજ્ઞાઓનો ભાર મુકાય તે કન્યા શું આઠ દશ વર્ષની કેવલ બાલા હોવી જોઇએ? તમારા સાંપ્રત સંસારમાં તો કન્યાઓ સ્વમુખે આટલું બોલી શકતી નથી એટલું તેમનું સદ્‌ભાગ્ય છે નીકર શુક પેઠે તે બોલી જાય તો પણ શું! શાસ્ત્રકારે તો એમ જ જાણેલું કે આ વાક્યો બોલતી બોલતી કન્યા તે સમજશે અને સ્વીકારશે. તે જ્ઞાન અને તે સ્વીકાર પરિશીલન વિના થવાનાં નહી. કારણ "વિષ્ણુ સાક્ષી છે કે આપણી પ્રીતિ બની ચુકી છે" એ છઠા પગલાનું વાક્ય હવે કરવાની પ્રીતિથી પ્રતિજ્ઞા નથી, પણ વાક્ય બોલાય તે કાળે બનેલી પ્રીતિનું વાક્ય છે. દશ બાર વર્ષની અપરિશીલિત અને અપરિશીલક કન્યાના મુખમાં આ વચન મુકાવનાર સંસારીઓ કેવા દુષ્ટ હોવા જોઇએ? હજી તો સમાપ્ત નથી થતું. આ પછી વર વધૂના ખભા ઉ[illegible]ર મુકી તેના "હૃદય"નું "આલભન" કરે છે અને કન[illegible] આપણે સ્પષ્ટ જો[illegible]હે છે કે મ્હારા વ્રતમાં ત્હારા આ હૃદયને મુકું છું તે મ્હારા ચિત્ત [illegible] હો!.......

જે કન્યાના હૃદયને વર આમ "આલભન" કરે તે કન્યાનું વય પરિશીલન અને સંવનન યોગ્ય હોવું જોઇએ. તે પ્રતિજ્ઞા કરી કન્યા કહે કે આપણી પ્રીતિ થઈ ત્યારે વર કહે કે "ત્હારા હૃદયને મ્હેં આમ પ્રાપ્ત કર્યું છે તેવું નિત્ય રહો!" પરિશીલન વિના આ કેમ થાય?......"

એ જ પ્રમાણે બીજા પણ મહા પ્રશ્નો વિસ્તારથી ચર્ચાયા છે. અહીં જે ઉદાહરણો આપ્યાં તે સઘળાં એક સરખાં નથી. "સંવાદ"નાં એ ઉદાહરણો કહેવાય નહીં કોઈમાં બે કે તેથી વધારે માણસો સાથે વાતચીત ચાલે છે, તો કોઈમાં પત્ર વ્યવહાર જ ચાલેલો દીઠામાં આવે છે, અને ત્રીજામાં સ્વગત ભાષણ સિવાય બીજું કંઈ નથી હોતું, તો ચોથામાં એક જ પ્રશ્નની ચર્ચામાં એક રીતિ બીજી બેઉની સાથે કે બેમાંથી એકની સાથે મિશ્ર થયલી જોવામાં આવે છે. પણ એ સર્વ રીતિમાં એટલું સરખાપણું છે કે સર્વમાં સવાલ જવાબ થાય છે, (પછી તે બીજા કોઈ માણસ સાથે મ્હોંડેથી થયો હોય કે પત્ર વ્યવહારથી થયો

હોય કે હૃદયની અંદર જ–પોતાનાં મન સાથે જ–થયો હોય ), અને સર્વમાં એકનો એક વિષય અનેક દૃષ્ટિબિન્દુથી ચર્ચાય છે. છેલ્લા ઉદાહરણમાં એક બીજી વિશિષ્ટતા છે, અને તે એ છે કે એમાં લેખક મધુરી મૈયાના મુખથી પોતાના વિચારો બહાર કહાડે છે અને કુમુદસુન્દરી કેવળ શિષ્ય વૃત્તિથી તે સાંભળે છે. આ પ્રકાર વિષ્ણુદાસ બાવાના ઉપદેશોમાં એથી પણ વધારે સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. વળી, કોઈમાં પાત્રના સ્વભાવનું નિરૂપણ વગેરે ખુબીઓ હોય છે ને કોઈમાં તે નથી હોતી.

એથી સહજ સમજાશે કે સંવાદના બે પ્રકાર હોય છે. એકમાં અમુક વિષયથી ચર્ચા કરવાનો જ ઉદ્દેશ હોય છે. તેમાં પણ કેટલાકમાં સંવાદ કરનારા બે પાત્રમાંનો એક લેખકના પોતાના વિચારો પ્રકટ કરનારો હોય છે અને બીજો માત્ર શિષ્ય ભાવધારીને તેનું શ્રવણ કરનારો હોય છે. ને કોઈ કોઈ વખત શંકા ઉઠાવે છે, પણ વિવાદમાં ઉતરતો નથી અને શંકાના સમાધાનમાં જે કંઈ કહેવામાં આવે તેનાથી તે સંતોષ પામે છે, એટલું તે ઉભયની બુદ્ધિમાં અન્તર હોય છે. આપણા તત્ત્વ જ્ઞાનના સંસ્કૃત ગ્રન્થોમાં પૂર્વ પક્ષી અને સિદ્ધાન્તી જે કામ કરે છે તે આ બે પાત્રો વડે એવા પ્રકારના સંવાદોમા થાય છે. સિદ્ધાન્તીના વિચારો ને વધારે મજબુત રીતે મુકવાને માટે પૂર્વ પક્ષીના વચનો તે એક સાધન રૂપ બને છે તેવું અહીં પણ થાય છે. પૂર્વ પક્ષીની દલીલો તો કેટલીક વાર ઘણી સબળ લાગે છે, પણ અહીં તેવું ભાગ્યે જ હોય છે. એક પાત્ર બીજાના વિચારનાં સમર્થનને માટે એક જડ જેવું સાધન છે. તેનામાં સ્વતંત્ર વ્યક્તિત્વ નહીં જેવું લાગે છે, અને મ્હોટે ભાગે માત્ર "હાજી હા" કર્યાં કરવી એ જ એનો ધંધો છે.

બીજા પ્રકારમાં બેઉ પાત્રો બુદ્ધિમાન હોય છે, અને જે ચર્ચાનો વિષય હોય તે ઉપર ખરાં બુદ્ધિબળ સાથે અને નિષ્પક્ષપાતપણે ઉભય રસ ભરી ચર્ચા ચલાવે છે. એ સંવાદો આગલા પ્રકારના સંવાદો [illegible] અને ઉપયોગી ગણાય એ સ્વાભાવિક જ છે. એ સંવાદનાં પાત્રો તે દોરી [illegible] પતાં અને ચાલતાં, છવતાં અને જાગતાં, બુદ્ધિમાન અને સહૃદય પ્રાણીઓ છે, [illegible] જ તેઓના વાગ્વ્યાપારમાં આપણને આનંદ મળે છે.

પણ સંવાદનું એથી જુદું જ એક સ્વરૂપ છે, જે એથી પણ વધારે મનહર અને ચિત્તાકર્ષક છે. ઐતિહાસિક કે કવિ–કલ્પિત પાત્રોને અમુક સક્ષમ પ્રસંગે વાત કરતાં ચીતરીને તે પ્રસંગનું નિરૂપણ કરવામાં, તેઓના શબ્દદ્વારા તેઓનાં હૃદયની સ્થિતિ સ્પષ્ટ રીતે દર્શાવવામાં, તેઓનાં ચારિત્ર્ય આલેખવામાં, ઇતિહાસનું કે કવિ કલ્પનાનું સત્ય પ્રકટ કરવામાં નાટકના જેવું જ ઉંચા પ્રકારનું કલાવિધાન જરૂરનું છે. અંગ્રેજીમાં એવાં ઉત્તમ સંભાષણોનો રસ રેલાવનાર એક જ કવિ થયો છે અને તે વૉલ્ટર સૅવેજ લૅન્ડોર છે. જે કામ એણે માથે લીધું તેને માટે એનામાં ખાસ યોગ્યતા હતી. જુદા જુદા દેશનો ઇતિહાસ વાંચવાનો એને ન્હાનપણથી શોખ હતો. જગતના વીર નરોનાં પરાક્રમ વાંચતાં એનું વીર પૂજક હૃદય અપૂર્વ ભક્તિભાવથી તેઓને નમન કરતું. કાર્લાઇલની પેઠે એ માનતો કે "જગતના વીર નરોનો ઇતિહાસ તે જ જગતનો ઇતિહાસ છે." એવી પૂજનની ભાવના સાથે એનું સર્વા-

નુમતે ભાવ રસિકત્વ ઉમેરતાં તેમાંથી એનાં "કાલ્પનિક સંવાદો" નો ઉદ્દભવ થયો. અનેક શતકો પૂર્વે થઈ ગયલાં નરનારીઓ, જેને કદી જોયલાં નહીં, તેની સાથે ગાઢ પરિચયથી ઉત્પન્ન થાય એવો સ્નેહ એના સ્નેહી હૃદયને લાગ્યો, અને એ ફરવા જતો ત્યારે અનેક વાર તેઓની સાથે કાલ્પનિક સંવાદોમાં એ જોડાતો. કવિઓ અને પંડિતો, વિજયીયોદ્ધાઓ અને અનાથ અબળાઓ.-સર્વે કોઈ તેઓની બહાદુરી, તેઓની વકતૃત્વશક્તિ, તેઓની સાહસિકતા, તેઓની કોમળતા અને સહનશીલતા વડે એનાં હૃદયનું આકર્પણ કરતાં. એ સ્નેહની લાગણી સાથે કલ્પનાનું તત્ત્વ ઉમેરાયું, અને જુદી જુદી વ્યક્તિઓને પોતપોતાની યોગ્યતા પ્રમાણે વાતચીત કરતાં કલ્પીને તેઓની રીતભાતનું, તેઓનાં વર્તનનું, તેઓના વિચારનું અને વાણીનું એ પ્રત્યક્ષ દર્શન કરતો. અમુક છુટક છુટક વિચારો તેઓનાં મુખમાંથી નીકળતા એ કલ્પ્યા, અને એ વિચાર વ્યાપારમાં આગળ વધતાં પરસ્પર વિવાદ થતા એની કવિત્વ પૂર્ણ દૃષ્ટિને જણાતા અને એ પ્રમાણે એક ન્હાનું સરખું નાટક એની કલ્પનામય સૃષ્ટિમાં સ્વાભાવિક રીતે બની જતું. પાત્ર-આલેખન, સૂક્ષ્મ પ્રસંગનું નિરૂપણ, ઐતિહાસિક અન્વેષણ, જન સ્વભાવનું વિવરણ વગેરે અનેક ખુબીઓ ઉપરાંત એ સંવાદોમાં લૅન્ડોરની અદ્દભુત શૈલીનું પણ અજબ આકર્પણ રહેલુ છે. ડાકિવન્સિની "અફીણીની કબુલત" Confessions of an Opium eater ) માં ભાવમયતાને લીધે જેવી કવિતાની ખુબી આવી છે તેના કરતાં પણ વધારે ખુબી લૅન્ડોરનાં ગદ્યમાં ભાવમયતાની સાથે સમગ્ર સાર રૂપ એક મહત્ત્વના વિચારને અતિ સંક્ષેપમાં કર્ણ પ્રિય લાગે અને સંગીતની ખોટ પુરાય એવી મધુર રીતે મુકવાની છટાને લીધે આવી છે. એનાં ન્હાના ન્હાના સંવાદોમાં એની પ્રતિભા, એની સર્ગ શક્તિ, એની સૂક્ષ્મ દૃષ્ટિનાં પ્રમાણ આપણને ડગલે ડગલે નજરે પડે છે. એની શૈલીમાં આડંબર કે વિનાકારણનો વિસ્તાર જરા પણ જોવામાં આવતો નથી. કૌંસમાં કંઇ સૂચના રૂપે લખવાની કે પૃષ્ઠની નીચે લાંબુ ટિપ્પણ આવવાની એ જરૂર ધારતો નથી. છતાં દરેક પાત્રની વાણીનો તેમ જ તેનાં વર્તનનો-તેનાં સમગ્ર સ્વરૂપનો-તેની દરેક દરેક હીલચાલનો આબેહૂબ ચિતાર કવિ નયન આગળ ખડો છે એમ આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ. એ ઉત્તમ રચનાઓ રચતાં લૅન્ડોરનાં કવિ હૃદયમાં જે સંક્ષોભ થતો અને એને જે કષ્ટ ભોગવવું પડતું તે અસાધારણ હતું. હૃદયની તીવ્ર લાગણીમાં ઘસડાઈ જતું હૃદય વાંચકની સઘળી જરૂરિયાતો પૂરી પાડવાનું કામ કોઇકિ વાર ભૂલી જાય છે, છતાં લગાર વધારે ધ્યાન આપીને વાંચતા એ સ્નેહી હૃદયની ભૂલ આપણે સુધારી લઇએ છીએ અને ક્ષણવારમાં સઘળું ધુમ્મસપટ વેરાઈ જાય છે. સ્ત્રી પાત્રોનાં આલેખનમાં પણ લૅન્ડોરની કલા શેકસપિયર સિવાય બીજા કોઈ પણ નાટકકાર કરતાં ઉતરતી નથી. લૅન્ડોરમાં કોઈ પણ વિષય ઉપર બારીકીથી અને વિસ્તારથી શૃંખલાબદ્ધ દલીલો સાથે વિવેચન કરવાની કે ઉશ્કેરનારા-ત્વરાથી બનેલા બનાવોનાં આબેહૂબ વર્ણનો આપવાની શક્તિ કે વૃત્તિ નહીં જેવી હતી. એનાં પાત્રો દલીલ કરવામાં કે વાર્તા કહેવામાં ભાગ્યે જ રોકાય છે. છતાં એના ન્હાનકડા સંવાદો રસથી રેલછેલ થઈ રહે છે, અને જેમાં નાટ્યકલાનો અવકાશ નથી એવા વિચારાત્મક વિસ્તૃત સંવાદોમાં પણ નવીનતા, ગંભીરતા, ડહાપણ, બુદ્ધિચાતુર્ય, કલ્પના, અલંકાર વગેરેથી અલંકૃત થયલા વિચારો ઝળકી ઉઠે છે. એ વિચારોની સુન્દરતામાં જ એનું સઘળું બળ રહેલું છે. મારા વિચારોને જે ન્હાતો હોય તેને તો એનો એક પણ સંવાદ એવો નહીં લાગે કે જે તેમાં રહેલા કીમતી

રત્નોને માટે એ ફરી ફરીને નહીં વાંચે. જેમ જેમ એના સંવાદો વાંચીએ છિયે તેમ તેમ તે વાંચવાનું વધારે ને વધારે મન થાય છે. કોઈ વખતે કંટાળો આવે એવાં પણ લખાણ એના ગ્રંથમાંથી મળી આવે છે, પણ કોઈ કોઈ સ્થળે તો એનાં લખાણમાં એવી અદ્ભુત ખુબીઓ આવે છે, ' એવું અજબ સામર્થ્ય દીઠામાં આવે છે, કવિહૃદયનો સ્નેહ એવો ઝળકી રહે છે કે એનાં શુષ્ક લખાણ વાંચતાં સ્હડેલા કંટાળાનો બદલો પૂરેપૂરો મળી જાય છે, અને સ્હડેલો થાક ક્ષણવારમાં ખસી જઇને તેને સટે દશગણો આનંદ થયા વિના રહેતો નથી. એ પોતાના ઉત્તમ વચનોને વિશેષ ભારથી કે બીજાં વચનોથી છુટાં પાડીને મુકતો નથી, પણ સઘળાં ઉત્તમ અને મધ્યમ વચનો એક સરખી શાન્તિથી અને સંપૂર્ણતાથી વાચક સમક્ષ મુકે છે.'

પણ એક અંગ્રેજ લેખકને માટે જોઇએ તે કરતા વધારે વિસ્તારથી આપણે વિવેચન કીધુ એમ કદાચ કેહેવાશે. સંવાદ એ સાહિત્યના અગત્યના અંગ ત રફ ગુજરાતી લેખકોનુ ધ્યાન નહીં જેવું જ હોવાથી એ અંગના સ્વીકારનાર સુપ્રસિદ્ધ કવિએ અગ્રેજી સાહિત્યની કેવી કીમતી સેવા બજાવી છે તે તરફ વાચકનું લક્ષ દોરવુ જરૂરનુ હતુ. લૅન્ડોર આપણા સાક્ષરોને કેવળ અજાણ્યો છે એવુ કંઈ નથી, એના અનુપમ વિચારો કેવળ લક્ષ બહાર રહ્યા છે એવું કંઈ નથી, એની મોહક શૈલીનો ચમત્કાર છેક અદૃશ્ય રહ્યો છે એવુ કંઈ નથી. ગ. કાન્ત અને સ્વ. કલાપી જેવા શિષ્ટ લેખકો એ સવાદોનુ અનુકરણ કરવાને સ્વાભાવિક રીતે પ્રેરાયા છે, પણ પ્રયત્નોમા મૂળની ખુબી સર્વાંશે નથી આવી અને એવા સંવાદોની સંખ્યા પણ ઘણી ન્હાની છે એ નિર્વિવાદ છે

( અપૂર્ણ. )



મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# મોગલ્ પાદશાહોનું નિત્યજીવન.

દિલ્હી અને આગ્રાના મોગલશાહીમહેલો, દર સાલ, દૂર અને નજદીકથી હજારો આદમીઓની, મુલાકાત માટે નજર ખેંચે છે. તેઓની ખુબસુરતીએ અને રૌનકે સારી આલમમાં ખુબ તાજ્જુબી ઉપજાવી છે. તેમ જ અનેક શબ્દચતુર લેખકો અને અનેક પ્રશંસક કારીગરોને પણ હેરત પમાડ્યા છે. જગપ્રવાસી પોતાની મુસાફરીની પરિપાટીમાં તેમ્હને શીર્ષસ્થાન આપે છે. 'ફોટોગ્રાફ્સ' અને 'લૅન્ટર્ન સાઈડ્સ' દ્વારા દુનિયાને બીજે છેડે રહેનાર અને ગૃહસ્થાયી પુરુષોને પણ તે માહિત થયેલા છે.

પણ સામાન્ય મુસાફર. અન્દર્ જે જોવા તલસાય તે શું હશે ? તે વિરલ, વિચિત્ર, અને વિવિધરંગી જડિત્ર કામ તથા તેમાંનાં વિશ્રામસ્થાનો જોયી નયનોત્સવ પામે; શુદ્ધ, શ્વેત શિખરોની નીચે શીતલનિવૃત્તિસ્થાનમાં આત્માને પ્રસન્ન કરે; પરન્તુ, અન્તે તો, જે સર્વે જુવે છે, તે સર્વ જડ પથ્થર જ છે। કદિ તે ખ્યાલ કરે છે, કે આ ભવ્ય મકાનો એક વખત ચૈતન્યમય અને રાજપ્રાસાદના જંગમ આડંબરપૂર્ણ હતાં। અતિ દૂરવર્તી, અસદૃશ, અતીત જગતની ચેતના અનુભવવા શું તે પ્રયત્ન કરે છે કદિ? પ્રયત્નશીલ હોય તો હેનું માનસચિત્ર શું હશે?

અમ્હને ભય રહે છે, કે અનેક યુરોપિયનો, હજૂ પણ મી. મેકોલે અને રહેના વિશ્રુત સામ્પ્રદાયિકોની આખ્યાયિકાઓથી મન્તણ મુગ્ધ છે। તેઓને મન, પૂર્વના સર્વ પાદશાહો બેરહેમ, બેઅકલ્, અને જુલમગાર છે। અજ્ઞાન અને મદપૂર્ણ છે. વિટ અને ખુશામદ્‌ખોરથી વિંટલાયલા છે। દીન અને મ્લાન ક્ષેત્રિકોને નિષ્પિશી શેષ-પાઈ પણ લેયી લયી, બાલ્ય રમતોમાં, અને વિષયોપભોગમાં અઢળક ખજાના ખુર્દા કરનાર છે। જનાનખાનામાં સ્ત્રીઓની સાથે વિલાસ કરનારા છે। નિમકહરામ્ દરબારીઓની ખાલી ખુશામદ્‌માં મજાહ માનનારા છે। શરાબના ઘેનમાં ચકચૂર રહી અને પ્રમત્ત બની, પોતાને બેવકૂફ પ્રદર્શિત કરનારા છે। જેમ્હનુ પ્રાણમય અસ્તિત્વ, માનસિક વ્યાયામથી, આત્મધ્યાનથી, રસિકતાના અનુશિલનથી, અને કાર્યની નિયમિતતાથી કદિ પણ ઉન્નત નહિં થયું હોય। લોકપ્રિય ઇંગ્રેજી નવલકથાનો સુલ્તાન્ આ પ્રમાણે રત્નખચિત તાજવાળો, વાંકી આંકડાવાળી મૂછોવાળો, મદીરાક્ષ, તથા હવામાં ઉંચા ચ્હડી ગયેલા નાકવાળો અને કમરપટામાં એક ન્હાના હથીઆરવાળો હોય છે। પોતાના ગ્રન્થની સિદ્ધિ સાધનાર્થે, સત્યતાનો લોપ કરનાર, લોકપ્રિય લેખકગણ, યુરોપની જનસમાજ પર આ ભાવ અંકિત કરે છે। તેમ્હના પૂર્વના ઇતિહાસની અજ્ઞાનની તુલના, પશ્ચિમની સર્વ વસ્તુ પ્રત્યેના તેમ્હના અભિમાનની જ સાથે થયી શકે છે।

કિન્તુ, એક અલ્પ આલોચના જ પ્રતિપાદન કરશે, કે એ અભિપ્રાય કદિય રાસ્ત હોયી શકે નહિં જ। ઔરન્ગઝેબ્ પર્યન્ત્ આપણે ચાર મહાન્ રાજ્યકર્તાઓ જોયિયે છિયે; જેમ્હણે દોઢ સૈકા સુધી અખંડિત પરમ્પરાયે અમલ્ ચલાવ્યો છે અને સત્તા વિસ્તારી છે; સ્વદેશમાં શાન્તિ સામ્રાજ્ય સ્થાપી, પ્રદેશમાં ગૌરવ માન રોપી, શાસન પદ્ધતિને સર્વ શાખાસુ વિસ્તારી છે અને અનેક કલાઓને પૂર્ણતાયે પહોંચાડી છે। નિદ્રાશીલ, વિષયોપભોગી, વિલાસી પાદશાહોથી શું આ મહત્ કાર્ય સાધી શકાયું હત્ કદિ ।?। આલમ્ પર અમલ્ ચલાવવો સહેલ્ નથી. અયોગ્યતા, અને અપ્રબલતા પૂર્વમાં પણ સ્વલ્પ સમય જ નભી શકે છે. મોગલ્ પાદશાહો સમાની સલ્તનત્ એક નિસ્તેજ, નિઃસાર જડ ઉપકરણ નહિ હોય। શાસન, હુનર, અને ધન, તે વખત પરાવૃદ્ધિ પામ્યાં છે તેટલી નહિતર નહિ પામ્યાં હત્, જો સેનાના નાયકો અને સલ્તનતના સુલ્તાનો વિલાસી હત્ તો।

સુભાગ્યે, સામયિક ફાર્સી ઇતિહાસ, પાદશાહોના નિત્યજીવનનો કાર્યક્રમ સંપૂર્ણતયા વર્ણવે છે. તેમ્હના દરબારની જિન્દગાનીનું ચિત્ર ચિતરતાં આપણને શક્તિમાન્ કરે છે. આપણે ત્યારે જોયિયે કે, પાદશાહ શાહજહાન, કેવી રીતે, પોતાના આગ્રાના હજ્જેજમહેલમાં, પોતાનું જીવન ગાળતા હતા.

## શાહજહાનના નિત્યજીવનનો કાર્યક્રમ.

પ્રાતઃ કાળ.
- ૪;—જાગરણ; બન્દગી; વાંચન.
- ૬-૪૫;—ઝરૂખાયે દર્શનમાં દેખાતા; હાથીના યુદ્ધનું અવલોકન; ઘોડાનું અવલોકન.

પ્રાતઃકાલ
- ૭-૪૦—દિવાને આમ્;
- ૯-૪૦—દિવાને ખાસ્;
- ૧૧-૩૦—શાહબુર્જ પર ખાનગી મસ્લત.

મધ્યાહ્ન — ૧૨-જનાનખાનામાં; ભોજન; સ્વપન; સ્ત્રીઓને દાન.

સાયંકાલ
- ૪-દિવાને આમ્; ઈન્શા.
- ૬-૩૦—દિવાને ખાસ્.

રાત્રિ
- ૮—શાહબુર્જ પર ખાનગી મસ્લત્
- ૮-૩૦—જનાન્ ખાનામાં; ગાન તાન, કિતાબ વચાતી સાંભળવી;
- ૧૦-૩૦—શયન; નિદ્રા.

### બન્દગી.

સૂર્યોદય પહેલાં એ'ક કલાકને સુમારે પાદશાહ ખાબ્માંથી બ્હાર્ થતા. હાથ મ્હોં ધોયી વિશુદ્ધ થયા પછી શેષ સમય ધર્મોપાસનામાં તે વ્યાપારતા. મહમ્મદ્ પેગમ્બર્ની હદીસ્ (લોકકથા) પ્રમાણેની લૌકિક બન્દગી કર્યા પછી, મક્કા તરફ મ્હો કરી બેસતા અને કુરાન્ની સરાહો પઢતા; ખુદાનો ખયાલ કરતા. સૂર્યોદય પહેલાં થોડી જ વારે મહેલની મસ્જીદ્માં દિવસની પહેલી ફરજ્યાત્ નમાજ્ પઢતા અને પછી દુનિયાની ફરજોમાં સામીર્ થતા.

### ઝરૂખાયેદર્સન.

તેમ્હનું પહેલુ કામ રૈયત્ને દર્સન્ (=સં૦ દર્શન) દેવાનું હતું। આગ્રાના કિલ્લાની પૂર્વ તરફની દિવાલ્માં, જુમના (=નદી યમુના)ના કિનારા ઉપરના એક મ્હોટા મેદાન ઉપર પડતો, એક ઝરૂખો હતો. તેને લોકો ઝરૂખયેદર્સન્ના નામથી પીછાનતા. દર્રોજ્, સ્હવારે દર્સન્ની ઉપેક્ષા રાખનાર અનેક મનુષ્યો, ત્હાં પાદશાહના આવવાની રાહ જોયી ખડા ર્હેતા. સૂર્યોદય પછી અડતાલીસેક મિનીટે પાદશાહ તે ઝરૂખામાં આવી બેસતા એટલે રૈયત્ સલા-

માલેકમ્ કર્તા, અને પાદશાહ પણ માલેકમ્ સલામ્ કર્તા હતા. પાદશાહ ત્રીસચાલીસ મિનીટ્ અહિં ગાળતા; નહિ માત્ર દર્શનમાં પરન્તુ પોતાની ફરજો અદા કરવામાં, તેમ જ મજાહ્ ભોગવવામાં પણ.

કિલ્લાની દિવાલની બ્હાર, મેદાન હોવાથી સહુ કોઈ ત્યાં આવી શકતા; અને જેમ્હના ઉપર જુલમ્ ગુજર્તો તે પોતે અર્જ કરી, ફર્યાદ પણ કરી શકતા! પાદશાહના દરવાન્ અને હજૂરીઆઓના ગોદા અને ગાળો ખાધા વિના તેમ જ તેમ્હનો બણબણાટ્ સૂણ્યા વગર્, તેમ જ ફર્યાદ્ નોંધવાનો ખર્ચ કર્યા વગર્ તથા કંટાળો ખાધા વગર પાદશાહ પાસે રૈયત્ દાદ્ માગી શકતી! પાદશાહ, આ પ્રમાણે, દર્રોજ્, રૈયતના સંસર્ગમાં આવી, તેમ્હનો વિચાર અને અભિપ્રાય જાણી શકતા! ઘણી વાર તો એક દોરી, ઝરુખામાંથી નીચે ટાંગવામાં આવતી; જેને રૈયત્ પોતાની ફર્યાદો લખી બાંધતી અને ઉપર ખેંચી લીધા પછી બાદશાહ તે વાંચતા! આ અકલમન્દ રીવાજ્ મહાન્ અક્બરે શરૂ કર્યો હતો. વિશેષ આશ્ચર્યકર એ હતું, કે દર્સનીઆ બ્રાહ્મણનો એક વર્ગ જ હતો જે પાદશાહનું મંગલમય દર્સન કર્યા વિના દિવસનું કોઈ કાંઈ કાર્ય આરમ્ભતા નહિ!

રૈયતની સલામી લીધા પછી, અને ફર્યાદો સૂણ્યા પછી મેદાનમાંથી સર્વે લોકોને દૂર કર્વામાં આવતા. પછી હાથીઓને લઢાવવામાં આવતા. આ પાદશાહનો ખાસ્ અધિકાર હતો! શાહજાદાઓ પણ, પોતાને માટે તેમ કરાવી ન શકતા. આ ગમ્મતના ખાસ્ શોખીન્ પાદશાહ શાહજહાન્ પોતે હતા. કોઇકિ વાર તો તે માટે પાંચ પાંચ હાથીની જોડોને વારાફર્તી લઢાવવામાં આવતી!!! આ ક્રૂર આક્રમને માટે, આ રુદ્ર સંગ્રામને માટે, આ વ્યવસાયને માટે એ મેદાન્ વિશાલ હોવાથી, સહીસલામત્ હતું. નહિતર, અન્ય સ્થાને હજારો તમાશો જોનારાઓ ધ્રતા પર્વતોથી પીલાયી, છુંદાયી, મરી જાત્!

રૌદ્ર યુદ્ધ ગજો તેમ જ નવા પકડાયેલા અનમ્ર હાથીઓ પાદશાહને અહિં દૃષ્ટિગોચર કરવામાં આવતા. બીજા હાથીઓની માફક્, કિલ્લામાં, તબેલાની અન્દર્ લઈ જવા તે મુશ્કિલ્ થયી પડત્. યુદ્ધ ગજોને અશ્વદલ સ્હામે કેમ થવું તે શીખવવામાં આવતું અને ઘોડાનો સ્વાભાવિક ભય આ પ્રમાણે દૂર કરવામાં આવતો. પછી પાદશાહી લસ્કરના ઘોડાઓની કવાયત્ કરાવામાં આવતી; અને ઉમરાવોના ખીજ્મતદારોની પણ પરેદ્ કરાવવામાં આવતી!

## દિવાને આમ્.

તે પછી સાડા સાતને સુમારે મ્હોટા દરબાર ભરાતો. તે દિવાને આમ્ કહેવાતો. કારણ, ઉમરાવો ઉપરાન્ત અન્ય સાધારણ લોક પણ તેમાં ભાગ લેતા. અક્બર્ અને જહાંગીર્ એક જ મકાનમાં એક જ જગાયે દરબાર ભરતા. દિવાને આમમાં રંગબેરંગી ભભકાદાર ચિત્રવિચિત્ર ભરતકામવાળી છત હતી. ઈ. સ. ૧૬૨૮ માં શાહજહાને તે મણ્ડપને વિશેષ ખુબસુરત્ અને રૌનક્દાર બનાવ્યો હતો; પરન્તુ તે મકાન્ કાષ્ઠ નિર્મીત હતું અને પાદશાહના દરબારીઓના નિવાસ માટે હતું; કિન્તુ ઈ. સ. ૧૬૨૮ થી, દિવાને આમ્ અહિં

વિરાજતી અને મકાનને લાલ કાંકરીઆ પથ્થ થી બાંધવામાં આવ્યું હતું અને ચૂનેથી ધોળવામાં આવ્યું હતું મજબૂત ચાલીસ થાંભલાઓ પર તે બાંધેલું છે અને ત્રણ બાજૂએથી ખુલ્લું છે પૂર બાદશાહી દમામવાળું છે ચોથી બાજૂએ આવેલી દિવાલની મધ્યમાં શુદ્ધ શ્વેત સંગેમર્મરનું એક તખત રચવામાં આવ્યું છે તે દિવાલ ઉપર સંગેમર્મરની અન્દર ખુબ સરસ ચિત્રકામ કરવામાં આવ્યું છે તેમાં ફૂલ, તથા ઝાડ પાન કહાણી ન્હાનો બાગ આકારવામાં આવ્યો છે અહિં પાદશાહ દરબારીઓ ઉપર નજર ફેંકતા વિરાજતા, અને મ્હોટો દરબાર ભરતા ફારસી તવારીખોમાં તે વખ્તના પાદશાહી દરબારનું વર્ણન સંપૂર્ણતયા આપેલું નજરે પડે છે. પાદશાહની ડાબી જમણી બાજૂ શાહજાદાઓ બેસતા. જ્યહારે જ્યહારે બાદશાહ ખાસ ફરમાવતા ત્યારે જ તેઓ હાજર રહેતા નીચે દિવાનખાનામાં દરબારીઓ, અમીરો, ઉમરાવો, અમલદારો વગેરે પરમ્પરામાં ઊભા રહેતા તખતની નજીકના બે થાંભલાઓ મધ્યમાં, ડાબી જમણી બાજૂ પાદશાહના અંગત સેવકો ઊભા રહેતા તેમ્હની પીઠ ભીંત તરફ રહેતી પાદશાહ રહામું મ્હો રાખી રાજ્યના સદર અમલદારો પદવીના ક્રમમાં ઊભા રહેતા બાદશાહી વાવટો ઝાલનારાઓ, હાથમાં સોનેરી વાવટા તથા 'તુગ' અને '[illegible]' ઝાલી પાદશાહની ડાબી બાજૂ દિવાન તરફ પીઠ કરી ઊભા રહેતા

આ પ્રમાણે આખો, ૨૧૦ ફીટ લાંબો, અને ૬૭ ફીટ પ્હોળો મણ્ડપ આદમીઓથી ભરાયી જતો. ઇતાય, અન્દર દાખલ થવા ઇચ્છતા, તથા દાખલ થવા યોગ્ય આદમીઓના પ્રમાણમાં તો તે ઘણો જ ન્હાનો હતો મણ્ડપની ત્રણે બાજૂ રૂપાના સળીઆનો કઠેરો જડવામાં આવ્યો હતો ત્રણે દિશામાં ત્રણ રસ્તા મૂકેલા હતા આંગણામાં, થોડિક જગા રંગીન લાકડાના કઠેરાથી બાંધી લેવામાં આવી હતી. તેના ઉપર ખુબ ભરત કામવાળી, સોને રૂપે ભરેલી મુખમલની ઝૂલો મઢવામાં આવી હતી હલકી પાયરીના નોકરો, બન્દુક રાખનાર, તીરન્દાજ, અને દરબારમાં ઉમરાવોના ખીજમતદારો ત્યાં ઊભા રહેતા છેક પાછળ ડહીક અને 'યુનીફોર્મ ડ્રેસ'માં સિપાહ ગાનાર ઊભા રહેતા, જે બીજા લોકોને અન્દર દાખલ થતા રોકતા

દરબારીઓ તૈયાર થયી આશરે કલાક ૭ ને ૪૦ મિનિટ પાદશાહના આવવાની રાહ જોયી ઊભા રહેતા અને પાદશાહ પાછલા દરવાજેથી આવી તખત પર વિરાજતા અને તે પછી દરબારનું કામ શરૂ થતું

પછી બક્ષી સાહેબ મન્સબદારોની અરજને પાદશાહ આગળ રજૂ કરતા અને તુર્ત કોઇને બક્ષીસના, કોઇને નવી નોકરી વગેરેના હુકમ મેળવતા બીજા પરગણાના અમલદારોને દરબારમાં પછી દાખલ કરતા. નવા નીમાયલા માણસોને તેમ્હના ઉપરી સાથે મિલાવતા અને મુલાકાત થતી. પછી મીર-આતશ અને અહાદિસ્ તેમ્હના માણસોમાંથી લાયક માણસો માટે પાદશાહને ભલામણ કરતા. તે માણસો પાદશાહને કુર્નીશ કરી પાદશાહની મહેરબાની મેળવતા અને સરપ, દસ્ત, જ્વાહીર, વગેરેની બક્ષીસ લયી કુર્નીશ કરી ચાલ્યા જતા

પછી બાદશાહના ખાનગી પગારદાર નોકરો અને રાજ્યની જમીનના મહેસુલી અમલ-

દારો આવતા અને તેઓના ઉપરી મારફત દરખાસ્તો પાદશાહ કર્તા, અને પછી હજૂરના તાકીદ હુકમ મેળવતા.

પછી પાદશાહના વિશ્વાસુ દરબારીઓ તેમ્હની આગળ શાહજાદાના, ફોજદારોના, દિવાનોના, મોકલેલા કાગળો પાદશાહ આગળ રજૂ કર્તા. વળી નજરાણાં આવતાં તો તે પણ રજૂ કર્તા.

શાહજાદા અને સદર્ અલદ્દારોના રૂક્કાઓ પાદશાહ પોતે વાંચતા અગર સાંભળતા. બાકીના કાગળોનો તો સાર માત્ર જ તે સાંભળતા. ત્યાં જ ઈન્સાફ આપવા, નહિતર તેમ્હના તરફ મોકલી હેવાલ લખવા ફર્માવતા.

આ પ્રમાણે આગ્રા (તથા દિલ્હી) નું નિયત જીવન હતું. પરન્તુ તેમાં વારંવાર ફરતી સ્વારીથી, ફેરફાર થતો. ઘણું ખરૂં શ્હાંજના બાદશાહી જ્હાજમાં બેસી જમુના પર સફર કરાતી. શિકારે કોઈ કોઈ વાર વાર પાદશાહ જતા. આમ આપણે જોયિયે છિયે, કે મોગલ સલ્તનત્ બરાબર રીતે તે સમયે પણ ફૂલતું બિછાનું ન હતું. પાદશાહોને તેમ્હની ફરજો હતી. વખ્તની તેમ્હની વ્હેંચણી જ તે સત્યતા સિદ્ધ કરે છે. શાહજહાંનનું જીવન સતત ઉદ્યોગશીલ હતું; અને તેમ્હણે રૈયતને સલાહ, આબાદાની, અને સન્તોષ બક્ષ્યાં હતાં. લન્ડનની 'ઇન્ડિયા ઑફિસ' ની લાઇબ્રેરીની એક પુરાતન ફાર્સી હસ્ત લિપિ શાહજહાનનો કાર્યક્રમ વર્ણવી નીચે પ્રમાણે તેમ્હને સમ્બોધે છે:—

ખલ્ક સબક્ દિલ્ જે ગિરાંન્ બારિયશ્,
ફિત્ના ગિરાંન્ ખાબ્જે બિદારિયશ્.

હે પાદશાહ! ત્હારી રૈયતનું દિલ હલકું થયું છે. કારણ ત્હેં બધો બોજો (રાજ્ય ભાર=) ઉચકી લીધો છે. ત્હારા રાજ્યમાં, જુલમ્ પરમ નિદ્રા પામ્યો છે; કારણ ત્હેં ત્હારી આંખમાંથી નિદ્રાને કાઢી મૂકી છે.

આ પ્રશંસા તેમ્હને યથાયોગ્ય છે.*

**અમદાવાદ.**
તા. ૨૩:૧૯:૦૮

**સુમનસ્ હરિલાલ ધ્રુવ.**

---

* આ લેખ માટે પ્રયોજનીય વસ્તુ અબ્દુલ હમીદકૃત પાદશાહ્ નામહ્માંથી લીધી છે; અને પ્રો. જદુનાથ સરકારના લેખનું ભાષાન્તર છે.

જોડણી: આ લેખ બહુ વખત પહેલાં લખેલો હોવાથી અક્ષરો ઓછા કરી સુધારવાનું હાલ દુરસ્ત ધાર્યું નથી. સુ. હ.

સ્થાપના આરંભમાં બતાવ્યું તેવા કારણોથી થઈ છે અને તે પ્રમાણે આપણાં દેશી રાજ્યોની સ્થાપના પણ તેવા જ કારણોને આભારી છે.

આપણા દેશી રાજ્યોનો આ યુદ્ધકાળ પસાર કરી આપણે આગળ વધીએ છીએ ત્યારે આપણે દેશી રાજ્યોના ઈતિહાસના બીજા પગથીઆં ઉપર આવીએ છીએ.

યુદ્ધકાળનું કાર્ય સમાપ્ત થયા બાદ, આબાદીનું કાર્ય ( Work of Consolidation ) શરૂ થાય છે, અને તે આબાદીના કાળમાં યુદ્ધકાળમાં જે જે પ્રાપ્ત કરવામાં આવ્યું હોય છે તેની સુદૃઢ વ્યવસ્થા કરવાના કાર્યનો આરંભ થાય છે. જે પ્રદેશો વિજયથી પ્રાપ્ત કરવામાં આવ્યા હોય છે તે પ્રદેશોને જાળવવાના પ્રયત્નો થાય છે. અને તેથી લશ્કરી યોજનાની સાથે રાજ્યકીય ( Administrative ) યોજનાઓ ઘડાય છે, અને તે યોજનાદ્વારા જીતેલા મુલકોનું સંરક્ષણ, અને વિવૃદ્ધિ કરવામાં આવે છે. આ આબાદી કાળમાં આપણાં દેશી સંસ્થાનોમાં પણ હાલના અધિષ્ટાતાઓના પૂર્વજોએ બહાદુરીથી યુદ્ધકાળમાં જે પ્રાપ્ત કર્યું હતું તેનું સંરક્ષણ અને વિવૃદ્ધિ કર્યાં છે. આપણાં દેશી રાજ્યો યુદ્ધકાળનાં પરાક્રમને જેટલાં આભારી છે તે કરતાં આ આબાદી કાળના કાર્યવાહકોની બુદ્ધિ, ધૈર્ય, અને રાજ્યકીય દુરંદેશીને ઓછાં આભારી નથી. એક કાલમાં સાહસ, અને બાહુબળે જેટલું કાર્ય કર્યું છે તેટલું જ અથવા તેથી વિશેષ કાર્ય આ બીજા કાલમાં બુદ્ધિ બળ, દીર્ઘદૃષ્ટિ, અને ધૈર્યે કર્યું છે.

આ બે કાળમાં લોક કલ્યાણનું તત્વ પ્રાધાન્યે જોવામાં આવતું નથી, તે વખતે આરંભમાં બતાવ્યું તેમ વિજયઆકાંક્ષા અને ત્યારબાદ જીવન આશા ( Desire for survival ) પ્રધાનપણે પ્રત્યક્ષ થાય છે

ત્રીજો કાળ વિવૃદ્ધિનો છે. તે સમયમાં રાજ્ય વ્યવસ્થા સુદૃઢ થાય છે. રાજ્ય બંધારણો બાંધવામાં આવે છે. રાજ્યની સમૃદ્ધિને વધારવાના ઉપાય લેવામાં આવે છે. રાજ્યની નિગૂઢ સંપત્તિ ( hidden resources of the State ) નો વિકાસ કરવા પ્રયત્નો થાય છે. અને તેમ કરી રાજ્યને સુદૃઢ, સમૃદ્ધિવાન, બનાવવા પ્રયાસો થાય છે. આ સુદૃઢતામાં, આ સમૃદ્ધિમાં રાજ્યનું પોતાનું હિત, પ્રજાના હિત સાથે મિશ્રિત થયેલું હોય છે તેથી રાજ્ય તરફથી પ્રજાને પોતાના પ્રયત્નમાં સહાયભૂત બનાવવા પ્રયાસ થાય છે. અને પ્રજા પણ પોતાનું હિત સમાયેલું હોવાથી તે તે કાર્યોમાં સહાયભૂત થવા રાજ્યના આકર્ષણથી, તેમજ પોતા તરફના પ્રયત્નોથી આગળ આવે છે.

આ વિવૃદ્ધિ સમયમાં અત્યારે આપણે છીએ. અને તે વિવૃદ્ધિ સમયમાં રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે પરિચય વધતો જતો આપણે જોઇએ છીએ. પરિચય પ્રાપ્ત થતાં બે પક્ષ વચ્ચે મતભેદ થાય તો વિરોધ પણ થાય છે, પણ વિરોધના પરિણામે પણ રાજા પ્રજા વચ્ચે ઐક્ય થતું નજરે જોવાઇ શકાય છે. બ્રીટીશ સલતનતના કાર્યદક્ષ, બુદ્ધિમાન્ નેતાઓ ભિન્નભિન્ન મત ધરાવતા રાજ્યદ્વારી પુરુષોનાં અભિપ્રાય કરતાં આગળ વધી વધારે ઉદાર રાજ્યનીતિ અખત્યાર કરે છે. અને તેને પરિણામે રાજ્યકીય સુધારા જેને લીધે રાજ્યકર્તા અને પ્રજા વધારે અને વધારે નજીક આવી શકે તેવાં પગલાં લેવાય છે.

આપણાં દેશી સંસ્થાનોનો પ્રથમ યુદ્ધકાળ પસાર થયો. ત્યાર બાદ આબાદી કાળ પસાર થયો અને અત્યારે વિવૃદ્ધિકાળ પ્રવર્તે છે. રાજ્યલક્ષ્મીનું માપ બંધાઈ ગયું છે. દિનપ્રતિદિન વિશેષ સુધારા નિમિત્તે વ્યયની આવશ્યકતા જોવામાં આવે છે.

અને તેવા વિશેષ વ્યયને પુરા પડવા માટે વિશેષ સાધનો ઉભાં કરવા માટે રાજ્યધુરા વહન કરનારા કાર્યદક્ષ પુરુષોનું ધ્યાન ખેંચાયું છે. સમૃદ્ધિમાં વધારો થાય તોજ નવીન યોજનાઓ થઇ શકે. નહિ તો જ્યાં રાજ્યલક્ષ્મીની હદ બંધાઇ ગઈ છે ત્યાં નવીન વિકાસક્રમ (process of development.) અટકવોજ જોઇએ. જો સંસ્થાનોની ઇચ્છા એમ હોય કે તેમનાં રાજ્યો, અને તેમની વસ્તીને આબાદ કરવાની જરૂર છે તો તેમણે નવીન યોજનામાં વસ્તીને ભરોસામાં લેવી જોઇએ. રાજ્યલક્ષ્મી ઉપર દીનપ્રતિદીન નવીન નવીન ખાતાંઓના ખર્ચનો બોજો વધવા સંભવ છે. આવણા દરેક વ્યક્તિના વ્યવહારમાં પણ નવીન નવીન ખર્ચ વધતો જાય છે તો રાજ્યની વ્યવસ્થા માટે નવીન નવીન ખર્ચની આવશ્યકતા ઉભી થાય તે સ્વાભાવિક છે. આજથી ચાળીશ વર્ષ પહેલાંની સ્થિતિ ઉપરથી કહીએ તો રાજ્યને સૈનિક ખર્ચ સિવાય બીજો ખર્ચ બહુ વિશેષ નહોતો. રાજ્યકર્તાઓની પોતાની જરૂરીઆતો બહુ ઓછી હતી. રાજ્યના ન્યાયખાતાં, પોલીસખાતાં, કેળવણી ખાતાં, અને વૈદકખાતાં નિમિત્તનો ખર્ચ નિર્જીવ હતો. આ વિરૃદ્ધિ સમયમાં આવતાં આ તમામ ખર્ચ વધવા લાગ્યો છે.

આપણાં દેશી સંસ્થાનોના સંબંધમાં બહારના ઉત્પ્રેક્ષકો એમ કહેવા માંગે કે આપણે આજુબાજુના જમાના સાથે વધ્યા નથી તો તેમના અભિપ્રાયને આ ચર્ચા સારો પ્રત્યુત્તર આપે છે. બ્રીટીશ રાજ્યવ્યવસ્થામાં પ્રજાહિતનું તત્વ બીજક તરીકે હોવાથી તેમણે પ્રજાકીય કાર્યો કરી પ્રજાને રાજ્યલક્ષ્મીનો લાભ આપવા માંડ્યો. તે જોઇ દેશી રજ્યોએ પણ પોતાની સમૃદ્ધિનો મોટો ભાગ આ ચાળીશ વર્ષમાં પ્રજાકીય કાર્યોમા પાછો આપવા માંડ્યો છે. જ્યારે જ્યારે બાળરાજાને રાજ્યાભિષેક કરવાના પ્રસંગો આવ્યા ત્યારે ત્યારે બ્રીટીશ સલતનતના અગ્રણી પુરૂષોએ બાળ રાજાઓને તેમનો ધર્મ સૂચવ્યો છે. અને તે ધર્મ સૂચવી તેમનાં મનમાં તેમને માટે શું કર્તવ્ય છે તેનું ભાન કરાવ્યું છે. આ અગ્રણી પુરૂષો બાળ રાજાઓની સગીર અવસ્થામાં રાજ્યવાહકો બન્યા તે વખતે રાજ્યની શુ શું ફરજો છે તે અદા કરી બાળ રાજા ગાદીનશીન થાય ત્યારે તેમની દૃષ્ટિ આગળ રાજ્ય ધર્મના પ્રત્યક્ષ પ્રમાણો ખડાં કર્યાં. બાળ રાજાઓને સારી કેળવણી આપવા પ્રયાસ થયેલો હોવાથી તેમનામાં વિદ્યાના સંસ્કારો બેસવા લાગ્યા અને તે વિદ્યાના સંસ્કાર બ્રીટીશ અગ્રણી નેતાઓના સદ્‌વર્તન અને દૃષ્ટાંતથી મજબૂત થયાં. તે સંસ્કાર મજબૂત થતાં રાજાઓ પોતાનો ધર્મ સમજવા લાગ્યા અને તેથી પ્રતિષ્ઠાનો અંકુર તેમનામાં ફુટ્યો. લોકકાર્ય કરવામાં પોતાની પ્રતિષ્ઠા પોતાની પ્રજા આગળ છે, બ્રીટીશ સલતનત આગળ છે, અને પોતાના પરમેશ્વર આગળ છે એવો ખ્યાલ મજબૂત થતાં પ્રજાકીય કાર્યો થવા લાગ્યાં છે. અને અત્યારે તમામ દેશી સંસ્થાનો પોતાની રાજ્યલક્ષ્મીનો મોટો વ્યય લોકકલ્યાણના કાર્યો પછવાડે કરે છે તે વાત પ્રતિપાદન કરે છે કે દેશી સંસ્થાનો પોતાના કારભારમાં પ્રજાને સામેલ કર્યા સિવાય પણ પ્રજાહિત તરફ પુરતું લક્ષ પહોંચાડી શક્યાં છે.

આ પ્રમાણેના વર્તનથી દેશી રાજાઓ મધ્યેનાં ભૂષણરૂપ મનાતા નરરત્નોએ પોતાની પછી આવનાર રાજાઓ માટે, પોતાના સમકાલીન રાજાઓ માટે, એક ઇતિહાસ (tradition) ખડો કર્યો છે. અને તેમ કરી ભૂતકાલમાં રાજ્ય બંધારણમાં જે તત્વ નહોતું તે તત્વ ઉમેર્યું છે. ઇંગ્લાંડનો ઇતિહાસ જે લોકોએ વાંચ્યો છે તે પુરવાર કરે છે કે રાજ્યબંધારણ (Constitutions are not made but they grow) બાંધી શકાતાં નથી પણ

રાજ્ય બંધારણો ધીમા ધીમા પ્રવાહથી સ્વતઃ ઉદ્ભવ પામે છે તેનો આ અચ્છો દાખલો છે. દેશી રાજાઓની આ નવીન જમાનાની બીજી પેઢી ચાલે છે,. અને તે બે પેઢીના અધિષ્ટાતાઓએ પ્રજા હિતના કાર્યો સ્વેચ્છાથી કરી પોતાના અનુયાયી (successors) માટે બન્ધનો ઉભાં કર્યાં છે. અનુયાયીઓ આ બન્ધનો કબુલ નહિ રાખી સ્વેચ્છાએ વર્તવા પ્રયાસ કરશે તો તેઓ પ્રજાની, તેમજ અંગ્રેજ સરકારની અપ્રીતિને પાત્ર થશે અને પોતાના સમકાલીન રાજાઓની દૃષ્ટિ આગળ નિંદાસ્પદ થશે.

કાયદાના અભ્યાસીઓ અને કાયદાના શાસ્ત્રીઓ જાણે છે કે લેખી કાયદો (written codes) જેટલો માનપાત્ર છે તેટલોજ બલકે તેથી વિશેષ માનને પાત્ર ચાલુ ક્રમમાં ચાલતી આવેલી, વ્યવહારીક પરંપરા (customary tradition) છે. કોઇપણ સવાલનો નિર્ણય કરતી વખતે વ્યવહાર (practice) શું છે તે પણ લેખી કાયદાની કલમ જેટલે જ અંશે જોવાય છે. આપણાં સંસ્થાનોનાં બે પેઢીના રાજ્યકર્તાઓએ પોતાના અનુયાયીઓ માટે પોતાના આ સ્વાર્પણ અને ત્યાગથી મજબૂત ગઢ ઉત્પન્ન કર્યો છે. હિન્દુસ્તાનના દેશી રાજાઓ પોતાની લક્ષ્મીનો વ્યય પોતાના અંગત વૈભવમાં કરે છે એમ કહેવા ઘડીભર પ્રયાસ થાય તો દેશી રાજાઓ પોતાની વાર્ષિક પેદાશનો જે મોટો ભાગ પ્રજાકીય કલ્યાણના કામ માટે પ્રતિવર્ષે રોકે છે તેજ પ્રત્યુત્તર રૂપે બસ છે.

દેશી રાજાઓ વાર્ષિક વ્યય લોક કલ્યાણ માટે કરે છે એટલુંજ નહિ પણ વાર્ષિક ઉત્પન્નમાંથી પ્રતિ વર્ષ થતી બચતમાંથી મોટાં વિસ્તાર ઉપરનાં કાર્યો પણ રાજ્યલક્ષ્મીમાંથી કરે છે. બ્રીટીશ મુલકમાં થતી રેલવેઓ, અને જાહેર બાંધકામો ઘણીવાર વ્યાજુ કાઢેલા નાણાં (Borrowed capital) માંથી કરવામાં આવે છે ત્યારે દેશી સંસ્થાનોએ અપવાદ રહિત આ મહાન કાર્યો પોતાની સમૃદ્ધિમાંથીજ કર્યાં છે.

આ બધી ચર્ચા ઉપરથી હું એમ સમર્થન કરવા માગું છું કે જો કે દેશી સંસ્થાનોએ રીતસરનાં રાજ્યબંધારણો (regular constitutions) હજી પોતાના રાજ્યોને આપ્યાં નથી તોપણ વ્યવહાર (practice) એવો ઉત્પન્ન કર્યો છે કે રાજ્યલક્ષ્મીના વિભાગ સ્વતઃ થઇ ગયા છે. રાજ્યલક્ષ્મીનો મોટો ભાગ પ્રજાકીય સુધારા માટે અને રાજ્ય બંધારણ માટે અને રાજ્યલક્ષ્મીનો બીજો લઘુ ભાગ અંગત વૈભવ માટે એમ વ્યવહાર થઈ ગયો છે. આટલું આ થયું છે તે આપણા દેશી રાજ્યનું બંધારણ જોતાં ઓછું થયું નથી, પણ મેં હમણાંજ બતાવ્યું તેમ વધારે થયું છે. ચાલુ ઉત્પન્નમાંથી ચાલુ ખર્ચ અને અંગત વૈભવ નિભાવવો અને તે ઉપરાંત એટલી મોટી બચત પાડવી કે જેમાંથી મ્હોટાં કાર્યો (Railway) રેલવે અને પ્રજાકીય બાંધકામો થઇ શકે તે કાંઇ ઓછો સ્વાર્થત્યાગ નથી. રાજ્યકર્તાઓના મગજમાં જ્યારે એવો ખ્યાલ ઉત્પન્ન થાય કે તે પોતે Personal રાજા નથી પણ પોતે પોતાની પ્રજા અને રાજ્યનો રાજા છે ત્યારેજ આ સ્વાર્થત્યાગ, અને આત્માર્પણ કલ્પી શકાય છે. અને આ સ્વાર્થત્યાગ અને આ આત્માર્પણનાં તત્ત્વો આપણાં દેશી સંસ્થાનોના અધિષ્ઠાતાઓમાં દાખલ થયાં છે તે આપણને વધારે સુશોભિત ભવિષ્યની આશા આપે છે.

ઉપરની ચર્ચામાં એક વખત કહેવામાં આવ્યું છે તેમ રાજ્યબંધારણને એક મીનીટમાં બાંધવા કરતાં તેને સ્વતઃ ધીમે ધીમે ઉત્પન્ન થવા દેવું એ ઇચ્છવા લાયક છે તે પ્રમાણે આપણા સંસ્થાનોમાં આ વ્યવહાર ધીમે ધીમે ઉદ્ભવ પામી, સુદૃઢ બની રાજ્યબંધારણ

( constitution ) ની પરંપરાને જન્મ આપતો જાય છે તે રાજ્યવાહક પુરૂષોને, દેશી રાજાઓને પોતાને અને તેમના મંત્રીઓને અભિનંદન આપવાના કારણો આપે છે.

આપણા આ વિવૃદ્ધિના સમયમાં આટલી સ્થિતિ પ્રાપ્ત થઇ છે તો 'તે સ્થિતિ કદી બહુ જોસથી આગળ વધનાર તો કદી મંદગતિવાળી લાગશે તોપણ એ કહ્યા સિવાય છુટકો નથી કે તે ગતિ મંદ હોય તોપણ તે ગતિ છે. અને આપણાં દેશી સંસ્થાનોનું મ્હાલબંધારણ, અને તેમની બ્રીટીશ સલતનતના મધ્યમાં જે સ્થિતિ છે તે લક્ષમાં લેતાં કાંઇ લક્ષમાંથી કાઢી નાંખવા લાયકની ગતિ નથી. બ્રીટીશ સલતનત સાથે કોલકરારો આરંભમાં થયા તેથી બ્રીટીશ સલતનત દેશી સંસ્થાનોના આન્તર વ્યવહારમાં દરમ્યાનગીરી કરી શકતી નથી. અને તેવી દરમ્યાનગીરી ઘડીભર લાભકારી મનાય તો પણ ઇચ્છવા જેવી નથી. તે વાત લક્ષમાં લેતાં દેશી રાજ્યોએ સ્વતઃ આજુબાજુના જમાના અને આજુબાજુના સુધારાને લક્ષમાં લઇ જે ગતિ કરી છે તે બહુ દૃઢ અને સુરક્ષિત ગતિ થઈ છે એમ કહેવું જ જોઇએ.

હવે આપણે આજના વિષયના ત્રીજા વિભાગ ઉપર આવવું જોઇએ. તે કાલને હું વિકાસનો કાલ કહું છું. કઇ દિશામાં તે વિકાસ થાય તો પ્રજા અને રાજ્યને લાભકારી થાય તે વાત અગત્યની છે.

આપણાં દેશી રાજ્યો બ્રીટીશ મુલકની વચ્ચોવચ આવેલાં છે અને દરેક દેશી રાજ્યનો મુલક બીજા દેશી રાજ્યના મુલક સાથે તેમ બ્રીટીશ હુકુમતના મુલક સાથે મિશ્રિત થયેલો છે. અને તેથી બ્રીટીશ મુલકમાં વધતી જતી સમૃદ્ધિ, બ્રીટીશ મુલકનો વિકાસ અને બ્રીટીશ રાજ્યનાં દૃષ્ટાંતો દેશી રાજ્યના મુલક અને તેમાં વસતી પ્રજાને અસર કર્યા સિવાય રહેશે નહિ. અને આપણાં દેશી રાજ્યના બુદ્ધિવાન નરરત્નો પોતાની બુદ્ધિના પરિપૂર્ણ વિકાસ માટે દેશી રાજ્યમાં અવકાશ નથી એમ સમજી બ્રીટીશ મુલકમાં પોતાના ઉત્સાહનું દ્વાર શોધે છે. બ્રીટીશ રાજ્યમાં થતા સુધારા વધારા જો દેશી રાજ્યના બુદ્ધિવાન નરરત્નોને, અને દેશી રાજ્યની લક્ષ્મીને તે મુલકમાં ખેંચી જાય તો દેશી રાજ્યો બુદ્ધિબળમાં, અને લક્ષ્મીબળમાં પછાત પડે તે સ્વાભાવિક છે. અત્યારે જ આપણે જોઇ શકીએ છીએ કે આપણી દેશી રાજ્યની મોટી અને બચત રહેલી લક્ષ્મી બ્રીટીશ મુલકમાં જુદી જુદી જમીનગીરીવાળી લોનો, અને શેરો, અને બેંકોમાં રોકાઈ છે—આપણાં દેશી રાજ્યમાં કરવાનાં કાર્યો કાંઈ ઓછાં નથી કે આપણે આપણું બચત નાણું અને આપણાં ભૂષણરૂપ નરરત્નો બ્રીટીશ મુલકમાં મોકલવા સમર્થ છીએ એમ કહી શકાય. આપણાં સંસ્થાનોનો મોટો વ્યવહાર ખેતી ઉપર છે. છતાં ખેતીનોજ પુરો વિકાસ કરવા કાંઇ પગલાં લઇ શકાતાં નથી. કોઈપણ દેશી સંસ્થાનની પ્રજા વર્ગનું નાણું ( capital ) જે બ્રીટીશ મુલકમાં લોનો, અને શેરો, બેંકો અને નોટોમાં રોકવામા આવ્યું છે તે ખેતીના વિકાસ માટે રોકવામાં આવે તો ખેતી આબાદ થાય, અને નાણાં ધીરનારા( capitalist )ને વ્યાજનો મોટો ફાયદો થાય—નાણાં ધીરનારાને વ્યાજનો ફાયદો થાય અને ખેતીનો વિકાસ થાય તેથી સંસ્થાનની સમૃદ્ધિમાં તેટલો વિશેષ ઉમેરો થાય.

ઔદ્યોગિક વૃદ્ધિની પણ આપણા દેશી સંસ્થાનોમાં તેટલી જ જરૂર છે. આપણા સંસ્થાનોમાં કપાસ, બીયાં વીગેરેનો કાચો માલ પુષ્કળ થાય છે, પણ આપણે ત્યાં યાંત્રિક બળથી ચાલતી ફેકટરીઓ, મીલો વીગેરે ઉદ્યોગનાં સાધન ન હોવાથી તે કાચો માલ બ્રીટીશ

હકુમતના મુલકમાં અને પરરાજ્યોમાં મોકલવો પડે છે. આપણાં પોતાનાં બાલકો, જેઓના ગુજરાનનું સાધન ધીમે ધીમે એકલી ખેતી ઉપર આવતું જાય છે તેઓ વર્ષના મોટા ભાગમાં નિરૂધમી થઇ જાય છે અને તેથી તેટલું બળ (Energy) નકામું જાય છે. કોઈ ગામડામાં જાઓ તો વર્ષના મહિના અને મહિનાઓ સુધી ચોરે બેસી ગપાટા મારવા સંખ્યાબંધ કામ કરી શકે તેવા મનુષ્યો આપ સર્વે જોઇ શકશો. શું આ આપણા સંસ્થાનની વસ્તીની આબાદી બતાવે છે? દરેક મનુષ્ય જેને ઇશ્વરે કામ કરવા માટે જ નિર્માણ કર્યું છે તેણે કામને અન્તે વાજબી રીતે અને હકની રીતે મેળવવા લાયકનો આરામ ભોગવવો જોઇએ તે ઉપરાંતનો બધો વખત પ્રવૃત્તિમાં જ રોકવો જોઇએ. દીવસના ચોવીસ કલાક અને કલાકની સાઠ મીનીટ અને વર્ષના ૩૬૫ દીવસોમાં વાજબી રીતે, હકની રીતે જેટલો આરામ જરૂરનો છે તેટલો આરામનો વખત બાદ કરતાં બાકીના તમામ વખતમાં પ્રવૃતિવાન્ દરેક મનુષ્યે બનવું જોઇએ. આવી રીતે પ્રવૃતિવાન્ ન બનતો મનુષ્ય પોતાને અંગત નુકશાન કરે છે એટલું જ નહિ પણ આખા દેશના દારિદ્રયમાં વધારો કરનાર બને છે. પ્રવૃત્તિ એ કુદરતનો કાયદો છે. નિવૃત્તિ એ પ્રવૃત્તિને અન્તે જ મેળવવા હરકોઇને હક થાય છે. અને તેથી તે કુદરતના કાયદાનો અપવાદ છે. આ ધોરણ હોવું જોઇએ છતાં પ્રવૃત્તિનાં સાધનનો અભાવ છે તેથી તથા પ્રકૃતિમાં જ એક જાતની સાધનને અભાવે શિથિલતા બીજા સંભાવની માફક પેસી જાય છે તેથી કામ કરી શકે તેવો મનુષ્યનો જથ્થો આળસુ બની જાય છે. અને જે પ્રમાણમાં આ શિથિલતા વધતી જાય છે તે પ્રમાણમાં દેશનું દારિદ્રય વધતું જાય છે.

હવે આપણે ત્યાંની બચત લક્ષ્મી પર મૂલકની જામીનગીરીઓમાં ન રોકાતાં આપણા મુલકની ખેતી અને આપણા મુલકના ઉદ્યોગને વિકસિત કરે તેટલા માટે આપણી પ્રજાના મનમાં આપણા દેશી રાજ્યોની પ્રતિષ્ઠા (credit) માટે સારો અભિપ્રાય બંધાવો જોઇએ. અને તેવો સારો અભિપ્રાય બંધાવવા માટે પ્રજા, અને રાજ્ય વચ્ચે વિશેષ સંબંધ, વિશેષ પરિચય, અને વિશેષ ભરોસો થવાં જોઇએ. આપણાં દેશી સંસ્થાનોએ આજકાલ પોતાની પ્રતિષ્ઠા (credit) માટે ચિંતાભરી રીતે પ્રયાસ કરી લોકસમુદાયમાં પોતાની પ્રતિષ્ઠા સ્થાપી છે. અને સંસ્થાનોની બેંકો, અને સંસ્થાનોનાં 'બોન્ડો' પણ બ્રીટીશ સરકારની બેંક અને 'બોન્ડ' માફક વિશ્વાસ આપનારાં બનતાં જાય છે.

પણ પ્રજા અને રાજા વચ્ચેનો વિશ્વાસ વધારે સુદૃઢ થાય માટે પ્રજા અને રાજ્ય વચ્ચે હજી વિશેષ ઐક્ય (Identity of interest) થવાની જરૂર છે. રાજ્યનું હિત તે જ પ્રજાનું હિત છે. અને પ્રજાનું હિત એજ રાજ્યનું હિત છે એમ માન્યતા ઉત્પન્ન કરાવવાને માટે પ્રજાએ પોતાના વર્તનથી (by their character) રાજ્યના અંગીભૂત થવા પાત્ર છે તેમ બતાવી આપવું જોઇએ. તેમજ રાજ્યે પ્રજા ઉપર પોતાનો વિશ્વાસ છે એમ બતાવવા માટે તેમને માત્ર ઉપેક્ષક નહિ રાખતાં રાજ્યની જોખમદાર ધુરા વહન કરાવવામાં ભાગીદાર બનાવવા જોઇએ. મુખ્ય મુખ્ય અને અગત્યના કેળવાયેલા અને સુધારામાં આગળ વધતા દેશી રાજ્યોએ પોતાની પ્રજાનો આગેવાન અને વિદ્વાન નરોને પોતાની રાજ્ય સેવામાં જોડયા છે અને તેમ કરી પોતાની પ્રજાના અગ્રણી વર્ગોને એક રીતે રાજ્યધુરાના વહનની જવાબદારીમાં ઉપયુક્ત કર્યા છે.

આ પ્રમાણે દેશી રાજ્યો અને તેમના અધિષ્ઠાતાઓ આજ ચાળીસ પચાસ વર્ષ થયાં

આમ મર્યાદા ( limitations ) પોતાના અધિકાર ઉપર સ્વતઃ મુકતા જાય છે અને તેમ કરી તેમણે પોતાની આસપાસ પોતે મુકરર કરેલી મર્યાદાનું વર્તુલ બનાવ્યું છે. પોતાના અંગત ખર્ચ માટે પણ વિદ્વાન અને બુદ્ધિવાન નરેશોએ દરમાયા ( monthly salaries) મુકરર કરી આ સ્વતઃ મુકરર કરેલી મર્યાદા વધારે દૃઢ કરી છે. પોતાના રાજ્યકુટુંબીનાં વર્ષાસનો પણ મુકરર કર્યા છે. અને આમ મર્યાદા ઉપર મર્યાદા મૂકી રાજ્યલક્ષ્મી ઉપર પોતાના હકને સંકુચિત હદમાં લાવવા પ્રયાસ કર્યો છે. રાજ્યના વાર્ષિક રીપોર્ટો પ્રસિદ્ધિમાં મુકી પ્રજાવર્ગને રાજ્યની સ્થિતિથી માહેત કરવા ઉપાય યોજી પોતાના ઉપર એક નવીન અંકુશ મૂક્યોછે. આ પ્રમાણે દેશી રાજ્યમાં રાજ્યપદ્ધતિ ( constitution ) ઉત્પન્ન થતી જાય છે. અને તે રાજ્યપદ્ધતિ ધીમે ધીમે સુદૃઢ બની રાજ્યબંધારણરૂપે બનતી જાય છે. આ પ્રમાણે દેશી રાજ્યમાં સુધારાનો પ્રવાહ મુંગો મુંગો પણ અસ્ખલિત રીતે આગળ વધતો જાય છે અને આવી રાજ્યપદ્ધતિનું એક કાર્ય બીજા અસંખ્ય કાર્યો માટે દૃષ્ટાંતરૂપ બનતું જાય છે અને રાજ્યોની ગાદી ઉપર આવવા રાજ્યકર્તાઓ માટે નવીન નવીન બન્ધન ઉત્પન્ન કરતું જાયછે.

આ પ્રમાણે રાજ્યબંધારણ ઉત્પન્ન થતું જાય છે તે ખરી વાત છે તોપણ કોઈ સ્વચ્છંદી રાજ્યકર્તા તે તમામ જમાનાની મેહેનતથી, અને અનેક રાજ્યકર્તાઓના સ્વાર્થત્યાગ, સ્વાર્પણથી થયેલા રાજ્યબંધારણને વીંખી નહી નાંખે તેને માટે પ્રજાવર્ગ, અને દેશી રાજ્યનો હિતેચ્છુ વર્ગ હમેશાં ચિન્તાતુર રહે છે, અને તેથી દેશી રાજ્યના ખરા મિત્રો હવે એમ ઇચ્છવા લાગ્યા છે કે કેળવાયેલા રાજ્યે, એ રાજ્યનીતિના હિતનું એક હિંમતવાન પગલું ( a bold stroke of policy ) ભરવું જોઇએ અને દેશી રાજ્યો અત્યારે ચોક્કસ ધોરણના અભાવે વખતે પોતાની અસલ સ્થિતિમાં પાછો ન જઈ પડે માટે રાજ્યબંધારણનું ધોરણ તેની આસપાસની ચોકસ મર્યાદાઓ સાથે સ્વતઃ મુકરર કરવુ જોઇએ. આવી મર્યાદાઓ મુકરર કરવાથી રાજ્યની સ્થિતિ ચોકસ ઉંડા મૂલવાળી ( stable ) થશે અને રાજ્યલક્ષ્મી, અને રાજ્યહિત પ્રસંગે પ્રસંગે ફરતા વાતાવરણના હુમલાથી ડોલાયમાન ન થતાં સ્થિર અને ચિરસ્થાયી થશે.

દેશી રાજ્યો તેમની સ્વતંત્ર સ્થિતિથી બ્રીટીશ સરકાર કરતાં જનસમાજનું ભલું કરવા માટે વધારે શક્તિ ધરાવે છે. દેશી રાજ્યોના માલેકો દેશી રાજાઓ પ્રજાની સમક્ષ દરેક મીનીટ અને દરેક પ્રસંગે દરેક કાર્ય માટે હાજર હોવાથી, દેશ, કાળ અને પાત્ર ઉચિત સુધારા કરી શકે છે. એક યોજના સારી છે તો તે અમલમાં મુકવા માટે રીતસર મંજુરીઓની જરૂર નથી. કાગળ ઉપર લાંબા કારણો અને લેખો તૈયાર કરવાની આવશ્યકતા નથી. દેશી રાજ્યમાં રાજાની પોતાની હસ્તિ પ્રજાવર્ગમાં તેમની શિરોમણી તરીકેની હોવાથી ધોરણનાં સખ્ત બન્ધનો દેશી રાજ્યને નડતાં નથી. કોઇ ધોરણ સખત હોય તે તાત્કાલિક શિથિલ કરવું હોય તો થઈ શકે છે. જે દાદને પામતા બ્રીટીશ મુલકમાં કેટલાંએક વર્ષો કાઢવાં પડે છે, અને કેટલોએક ખર્ચ કરવો પડે છે તે દાદ દેશી રાજ્યમાં તરત વિના ખર્ચે મેળવવી એ સહેલ છે. રાજા પોતે રૈયત વર્ગને ઓળખવા ધારે તો ઓળખી શકે છે. અમલદાર વર્ગ તો પ્રજા મધ્યેનો જ હોવાથી પ્રજાની હાજતો સમજી શકે તેવો હોય છે. મુલકના અંતરો ( Distances ) બહુ નથી. અને તે અંતરો ટુંકા છે તેને વધારે ટુંકા બનાવનારાં તાર, ટપાલ, રેલવે, ટેલીફોન, અને મોટરનાં સાધનો અસ્તિત્વમાં આવ્યાં છે. માત્ર તેમનો વધારે

વિકાસ અને વધારે બેહોળો ઉપયોગ કરવો એટલું જ કર્તવ્ય રહ્યું છે. આ અંતરો મૂળે ટુંકા હતા તે હવે વધારે ટુંકા થવાથી અમલદારોનો સ્વચ્છંદાચાર ટકી શકે તેમ નથી.

આવા ખાસ સંયોગો, દેશી રાજ્યોને લાભકારી છે. અને તે સંયોગોનો લાભ લઈ દેશી રાજ્યોએ હવે પ્રજાને પોતાના વિશ્વાસમાં વધારે લેવી જોઇએ. પ્રજાવર્ગ વધારે વિશ્વાસમાં આવવાથી પોતાની સમૃદ્ધિના વધારાની સાથે વધારે કરો આપશે અને તેવા વધારે કરો રાજ્યલક્ષ્મીના વિશેષ વધારા માટે સાધનભૂત બનશે. દેશી રાજ્યો ઉપર વધારે વિશ્વાસ બેસતાં દેશી રાજ્યની પ્રજા ઉપરાંત બ્રીટીશ મુલકના સખ્ત બન્ધનોમાંથી આરામ શોધતી પ્રજા દેશી રાજ્યમાં પોતાની સમૃદ્ધિ સાથે વાસ કરશે. અને તેવા વાસ કરી રાજ્યના ગુપ્ત સાધનોને ખીલવવામાં તેમણે બ્રીટીશ મુલકમાં મેળવેલા ધન, અનુભવ, અને બુદ્ધિબળથી મદદ કરશે. બ્રીટીશ નાગરિકોનું બચત નાણું દેશી રાજ્યની જામીનગીરીઓ શોધશે અને દેશી સંસ્થાનની વૃદ્ધિમાં અનેક રીતે મદદ કરશે.

દેશી રાજ્યોને અત્યારે પરાયા મુલકોથી બીહવાનું નથી. તેમના ઉપર પરદેશી રાજ્યોની ચઢાઇઓનો અવકાશ નથી તો તેમણે તેમની આન્તર વ્યવસ્થા લોકકલ્યાણ અર્થે ખીલવવી જોઇએ. તેઓએ નિયમ તરીકે વિદ્યાર્થીઓની અમુક સંખ્યાને યુરોપ, અમેરિકા, અને જાપાન આદિ દેશોમાં કેળવવાની તક ગુમાવવી જોઇએ નહિ અને તેમ કરી પોતાની પ્રજાના ઉદ્ધારની સાથે ક્રમશઃ આખી હિન્દની પ્રજાના ઉદ્ધારનો આશિરવાદ લેવો જોઇએ. યુરોપ, અમેરિકા આદિ દેશોમાં કેળવાયેલો વિદ્યાર્થી વડના ઝાડની માફક અનેક નવીન શાખાનું બીજ બનશે. દેશી રાજ્યકર્તાઓ અને તેમના કાર્યવાહકો પણ હિન્દના જ બાળકો છે અને તેથી હિન્દ દેશી રાજ્યકર્તાઓરૂપી પોતાના સમૃદ્ધિવાન, પોતાના કેળવાયેલા બાળકો મારફત હિન્દના અભ્યુદયમાં આટલો હિસ્સો માગે તો વાજબી છે એમ કહેવામાં જરાએ બાધ નથી.

પણ એ બધાં પરિણામ લાવવા માટે દેશી રાજ્યોની રાજ્યપદ્ધતિ ડોલાયમાન ન રહે તે જોવાનું છે, અને તે પદ્ધતિ ડોલાયમાન ન રહે તેટલા માટે રાજ્યના અધિષ્ઠાતાઓ અને રાજ્યના કાર્યવાહકો ઉપર મુકરર ચોકસ પ્રકારનાં અંકુશો હોવાં જોઇએ. અને તે અંકુશો મુકવા માટે આપણાં રાજ્યકર્તાઓએ સ્વાર્થત્યાગ, સ્વાર્પણ બતાવવાં જોઈએ. ભૂતકાલમાં અત્યાર સુધીમાં ઘણો સ્વાર્થત્યાગ અને ઘણું સ્વાર્પણ બતાવવામાં આવ્યું છે પણ તે સ્વાર્થત્યાગ અને સ્વાર્પણનું પરિણામ એક રાજ્ય ફેરફાર સાથે રદ થવા ભીતિ રહે છે તેથી હવે એવો સમય આવી લાગ્યો છે કે રાજ્યબંધારણ હવે [illegible] અને દ્રઢ થવું જોઇએ. અને જો આમ થશે તોજ ઇંગ્લંડનો વૃદ્ધિનો પ્રવાહ જો આજ ઇ. સ. ૧૦૬૬ થી અત્યારે ઇ. સ. ૧૯૦૯ સુધી સતત વૃદ્ધિમાન રહ્યો છે તેમ દેશી રાજ્યની વૃદ્ધિનો પ્રવાહ પણ વધતો જ રહેશે.

આજનો વિષય રાજ્યદ્વારી હોવાથી દૃષ્ટાન્તો મેં આપ્યાં નથી. અને દૃષ્ટાન્તોના અભાવથી કેટલીક કઠિણતા વ્યાખ્યાન સમજવામાં લાગશે તે હું સમજું છું પણ મેં પોતે વિષય પસંદ કર્યો ત્યારેજ જણાવવા રજા લીધી હતી કે વિષયને હું વ્યક્તિ તરીકે ચર્ચવો માંગતો નથી. પણ સામાન્યરૂપે ચર્ચવા માગું છું અને તેથી મેં પ્રયાસપૂર્વક વ્યક્તિનો ઉલ્લેખ દૂર રાખ્યોછે.

કુંડલા.
તા. ૫-૬-૦૯

વીઠલદાસ ગીરજાશંકર.

## *FURTHER THE EDUCATION OF OTHERS*

"As you will thus educate yourselves, so we expect you to be mindful of your duty in forwarding the education of others. You may not be able to do much, some may have it in their power to do more than others, but if you are well satisfied of the pleasures and the profits of knowledge in your own case, you ought to seek to impart the same benefits to your fellows. Every educated man who like you has been stamped by the University may become the centre of a fresh circle of educational activity and action. The scholar who studies merely for himself, pursues but a selfish aim, scarcely worthy even of praise or of approval; nay, it may be that he is but unconsciously wasting his invaluable, irrevocable time in another form of laborious idleness. He is like a fountain, the waters of which fall back unproductive into the basin of its own reservoir; while the scholar who labours for his fellow-men is like an abounding river, which gladdens and fertilises the country through which it runs. The one at best is but as a star upon a cloudy night: it shines, but in privacy, and so far has this world is concerned, with ineffectual fire; the other is as the universal Sun, seen and felt through the clear atmosphere at midday, giving out light and warmth to all mankind."—

*J. B. NORTON.*

*In a Convocation Address of the Madras University (1863)*

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय-पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्

વર્ષ ૮, અંક ૧૧. [ માસિક. ] કાર્તિક, સંવત્ ૧૯૬૬.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ એમ એ એલ્ એલ્ બી

# લવાજમ.

(૧) લાઇબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ (પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ:** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાઇબ્રેરીઓને કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા. ૦-૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષનાં રૂા. ૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

| | |
|---|---|
| અન્ય સર્વ માટે વર્ષ એકના | રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે) |
| છુટક નકલ એક અંકના | રૂ. ૦-૬-૦ „ |

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—**અમદાવાદ.**

---

"વસંત" ના તંત્રી સાહેબ,

ઈ. સ. ૧૯૦૯ ની સાલમાં પ્રસિદ્ધ થયેલાં ગુજરાતી સાહિત્યનું અવલોકન લખવાનું કામ અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની વ્યવસ્થાપક કમિટિએ મને સોંપવાનું ઠરાવ્યું, તે મેં સેવાબુદ્ધિથી ઉપાડી લેવાની હિંમત કરી છે, તો એ સંબંધે કર્તાઓ, સોસાયટીઓ, રાજ્યો, પુસ્તક પ્રસિદ્ધકો, છાપખાનાંઓ, વર્તમાનપત્રો, આદિ જે કોઇએ ઈ. સ. ૧૯૦૯ ની સાલ દરમિયાન ગુજરાતી પુસ્તકો, ચોપાનિયાં, માસિકો, વર્તમાનપત્રો, રિપોર્ટો, આદિ પ્રસિદ્ધ કર્યું હોય, તે સૌને આપના પત્ર દ્વારા વિનંતિ કરવા રજા લઉં છું કે તેની એક એક નકલ મને "સિવિલ સ્ટેશન, રાજકોટ" ને સરનામે તા. ૧૫ ફેબ્રુવારી ૧૯૧૦ સુધીમાં મોકલાવવા કૃપા કરશો; અને વળી તે દરેકમાં "ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નાં પુસ્તકાલયને ભેટ" એ મુજબ લખીને મોકલવાની તસ્દી લેશો, એટલે એ પુસ્તકો આદિ વંચાઈ ગયા પછી મારી પાસે રાખવાને બદલે પરિષદ્ પુસ્તકાલયને સોંપી દેવામાં આવશે.

ઈ. સ. ૧૯૦૯ માં પ્રસિદ્ધ થયેલી તમામ વસ્તુઓ મળે તો જ મારા અવલોકનમાં પૂર્ણતા આવે એમ હોવાથી ગુજરાતી વર્તમાનપત્રો તથા માસિકોને વિનંતિ કરવા રજા લઉં છું કે સૌએ આ કાગળ પ્રકટ કરીને મારી આ માગણી આખા દેશમાં સર્વત્ર જાણીતી કરવાની મદદ કરવા મહેરબાની કરવી. તા ૧૯-૧૨-૦૯, **બળવંતરાય કલ્યાણરાય ઠાકોર**

---

## ગ્રાહકોને વિનંતિ.

વર્ષ આખર સુધી **લવાજમ** ભરી દેવાનું મુલતવી ન રાખતાં, તુરત તે ભરી દેવાની અમારા ગ્રાહકોને વિનંતિ છે. કારણ કે સર્વ પત્રોનો રિવાજ **અગાઉથી જ લવાજમ** લેવાનો હોય છે—અને એ રિવાજથી પરિણામે ગ્રાહકોને જ લાભ થાય છે કેમકે વી. પી. વગેરે કરવામાં રોકાતો વખત તથા મહેનત બચે છે તેમજ પ્રેસ વગેરેનાં બિલ વહેલાં ચૂકવાય તો ખર્ચ ઓછું આવે છે, અને ઓછુ ખર્ચ એ ગ્રાહકોને જ ફાયદાકારક છે. **વ્યવસ્થાપક.**

---

**શુદ્ધિપત્રક,**

**વસન્ત વર્ષ ૮ અંક ૧૦ આશ્વિન ૧૯૬૫**

| પાનું. | કડી | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૪૩૩ | ૨ | ૩ | ઝળહળતી | ઝગમગતી. |
| ૪૩૪ | ૫ | ૫ | કંઈ | કંઇ એમાંથી. |
| ૪૩૫ | ૧૫ | ૪ | પ્રભુની | પ્રભુજીની. |

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्.

વર્ષ ૮, અંક ૧૧. [ માસિક. ] કાર્તિક, સંવત્ ૧૯૬૬.

## સન્ધ્યાકાળે સાગર કિનારે.

(હરિગીત.)

ગભીર સાગર ઉછળતો ધ્રુજવે ધરા ગર્જન કરી,
ને ઘોષ તેના ગગનને ઘૂમાવતા ખુબ ધુન ભરી,
એ ઘોષના તરતા તરંગે કિરણ રંગો પ્રેરીને,
નગવેલડી× પાછળ સૂતો રવિ સૌમ્ય સન્ધ્યા મોહીને.+ ૧

ચુમ્બે શિખર આકાશને ત્યાં કનકસરિતા રેલતી
અન્ધારમુખ વહીં જાય ધીમે રંગ વ્યોમે ખેલતી,
શિખરો નીચે છાયા ઊંડી લબાતી જાય ધરાપરે,
ને મંદમંદ ચન્દ્રિકા નિજ સ્નેહશ્વાસે જગ ભરે। ૨

સાગર કૂદે નિજ તાનમાં, ભરતી ભરે, ખાલી કરે,
ને ગૂઢ લેખે જગતનો ઇતિહાસ તટ પર ચીતરે:
ફરી એજ સાગરતીર હું આવી પડુ તે વાંચવા,
પણ એક કંઈ સમજું જરા ત્યાં હૃદય લાગે નાચવા। ૩

એ ધન્ય પળમાં હૃદયના તારો ઝીણા ઝણઝણી રહે,
રણકાર કંઈ ઊઠે દિલે, નવજ્યોતિ કંઈ આંખે વહે।
સંસારના એગારની ત્યાં ઝાળ ના કંઈ લાગતી,
પણ ભાવિનું ઉર ચીરતી નવકલ્પના કંઈ જાગતી। ૪

---

× પર્વતોની હાર પાછળ હાર એટલે પર્વતોરૂપી વેલી.
\+ મોહિત કરીને.

એ મિષ્ટ પળમાં અંતરે મૃદુ ભાવ કંઈ જન્મે નવા,
ઘડી રક્ત સાથે શ્વાસને પણ તે કહે થંભી જવા;—
આંખો છતાં દેખે નહીં, કર્ણો છતાં સુણે નહીં,
પણ આત્મ ઊંડો જાગી વધુ દેખે વધુ સુણે તહીં! ૫

એ પળ વિશે પડી રેતીમાં, હું જોઉં ઊંચે ને નીચેઃ
રજની ધીમે અન્ધારજળ આકાશથી જગપર સિંચે;
પ્હાડો, મિનારા, વૃક્ષ સૌ—દુનિયા બધી તેમાં ડૂબે,
એ નિત્યપ્રલય જ નિરખવા તારા નભે નીકળી ઊભે! ૬

દુનિયા ડૂબે, દુનિયા તરેઃ એ જોય માનવ સર્વદા;
આ વિશ્વના પલ્લાંતણી દાંડી રહે નવ સ્થિર કદા;
દુનિયા તરે, દુનિયા ડૂબેઃ માનવ ઊઠે, માનવ સૂએ,
ને ભાર વ્હેતા પ્રાણી શું ચાલી જતું સઘળું જુએ! ૭

દુનિયા ડૂબે, દુનિયા તરેઃ તરતાં ડૂબે, ડૂબતાં તરેઃ
ડૂબતાં વીણે મોતી અને તરતાં ઝીલે તારા કરે!*
એ વીણતું, એ ઝીલતું, આ વિશ્વ ચાલ્યું જાય છે,
અગણિત વર્ષ થયાં ઉભય પલ્લાં હિંદોળા ખાય છે. ૮

દુનિયા બધે અધુરી દિસે, માનવ બધું સમજે નહીં:
આ સત્ય શું, આ શુદ્ધિ શું, કરીને પડે શંકામહીં!
અધુરૂં દિસે નજરે બધું તે પૂર્ણ સર્વ થશે મળી,
છૂટી પડી લાગે કડી સન્ધાય ત્યારે સાંકળી! ૯

નહિ સત્ય દુર્ગમ કો થકી, નહિ શુદ્ધિ દુર્ઘટ કો દિસે:
જોતા× બધા તારા જુએ, કુસુમો સહૂ કાજે ખીલે;
જ્યમ મ્હેલથી ત્યમ ઝૂંપડેથી ધૂમ્ર વ્યોમજ જાય છે;
પણ માનવીથી માનવી જૂદો જ કંઈ દેખાય છે! ૧૦

આ દૃશ્યભેદે વિશ્વપલ્લું તો બરાતું ડોળતું,
કો દૂરદિવ્યપ્રસંગ માટે સૃષ્ટિને હિંચોળતું;
કર્તવ્ય કરતો માનવી નિજ ભાગ નાખે તે વિશે,
શંકા કરે નહિ કે ન ભેદાભેદ જાણે કો મિષે. ૧૧

---

* દુનિયા અનેક ચઢતીપડતી જોય છે, પણ પડતીમાં કે ચઢતીમાં તે તો લાભ જ મેળવે છે. અને પોતાની ઉત્ક્રાંતિ કરતી જ જાય છે, એવો અહિં ધ્વનિ છે.

× દેખતાં; જે જોઈ શકે તેઓ.

માટી થકી કંચન જડે, પત્થર વિશે રત્નો મળે,
હા, તેમ માનવદેહમાંથી દેવ આખર ઝળઝળે!
સુખદ ઋતુ આ વૃક્ષ વધતું મંજરી ભર ધારશે,
ફળફૂલથી ઝૂકી રહી આનન્દ દિવ્ય પ્રસારશે! ૧૨

કંઈ પર્વતો પીંગળી જઈ ઝાકળ સમા ઊડી જશે,
પડશે ધરા સાગરમુખે, સાગર હદી ખાલી થશે,
ખરશે ઉડુ, રવિ શીત થશે, પડશે શશી કાળો ખમાં,§
પણ માનવી કર્ત્તવ્યવશ વધતો જશે નિજ તેજમાં! ૧૩

જે તેજ વેરાયું જગે તે બિન્દુરૂપ રહ્યું બધે,
આ વિશ્વમાં તારા સમું નિયમે રહી આગળ વધે,
અન્ધારમાં ઘસડાય પણ છે દૃષ્ટિ દૂર દિશા ભણી,
કો મહાતેજ વિશે જઈ મળશે બધી જ્યોતિર્મણી! ૧૪

નીચે પડી આ રેતીમાં જોઉં ઊંચા આકાશને,
આતુરનયન નિરખું ગગનમંડળ રમાતા રાસને
બ્રહ્માંડ કુલ ઝમકારતું જ તણાય ઊંચી તાનમાં,
ને આ ધરા પણ દોડતી લઈ જાય સૌ તે સ્થાનમાં! ૧૫

તો હે મહામુખ સાગરા! તુજ ઘોષ નિત્ય ગજાવજે!
એ ઘોષમાં અમને સદા કર્ત્તવ્ય અમ સમજાવજે!
તુજ નિત્યજાગ્રત હૃદયનું બળ આપજે અમને જરા,
આ પળ સમી કંઈ ધન્ય પળ દેજે ઘણી, હે સાગરા! ૧૬

અન્ધારમાં આ તારલા નિજ પથમાં વાવે ક્રમે,
આકાશભરતા ભવ્ય તેજે જઈ પ્રભાતે સહુ શમે
ત્યમ આ ધરા પર ઘૂમતા, હે સાગર! આપણ જશું
તે દૂરદિવ્યપ્રસંગમાં તું, હું, બધા સાથે થશું! ૧૭

મદ્રાસ
૮-૧૧-૦૯.

અરદેશર ફ. ખબરદાર.

---

§ આકાશમાં.

# કવિતાપ્રવેશ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૨૬ થી. )

આ 'ઇતિહાસદર્શન'માં મરહૂમ નવલરામભાઈ તથા હ. હ. ધ્રુવની સાહિત્યસેવાની નોંધ લેતાં આ સંગ્રહકારો એક અપૂર્વ નિયમ સાક્ષરચર્ચાને અંગે દર્શાવેછે. એ નિયમનું પરિણામી રૂપ એજ થાય છે કે યોગ્યતા–અયોગ્યતાના પ્રશ્નથી નિરપેક્ષ કોઈ પણ ઉછરતા 'કવિ', લેખક વગેરેને ગમે તેમ પણ ઉત્તેજન આપવું. આ બોલવું જરાક સાહસ ભરેલું જણાશે. સંગ્રહકારોના શબ્દો આથી વધારે સાવચેતી ભરેલા અને સંકુચિત છે; પણ જે મરહૂમ હ. હ. ધ્રુવની ઉત્તેજનકૃતિને વિશે એઓ પ્રશંસાદૃષ્ટિથી જુવેછે અને જે આધુનિક વિવેચન લખનારાઓમાં ઊનતા એઓ બતાવેછે,—તે વિચારતાં તો ઉપરનું જ પરિણામ ફલિત થાયછે. પરંતુ ન્યાયને ખાતર હેમના શબ્દો જ ઉતારિયે. નવલરામભાઈ વિશે બોલતાં કહેછેઃ–

"પ્રતિષ્ઠિત લેખકોની ખામિયો અજવાળામાં લાવી તે ભવિષ્યમાં સુધારવા સૂચવતા. યુવક અને અનભિજ્ઞ લેખકવર્ગને દુપકા કરતાં શિખામણ વધારે આપતા. જાહેર અવલોકનમાં પણ ખામીઓ કરતાં ખૂબીઓ વધારે દેખાડતા."

આ શબ્દોમાં કાંઇ વાંધા ભરેલું નથી. પરંતુ નવલરામભાઇની પદ્ધતિનું આ એકપક્ષી સ્વરૂપ છે એમ કહેવું પડશે. 'સુબોધચિંતામણિ' ઉપરનું હેમનું વિવેચન, હ. હ. ધ્રુવની સંસ્કૃતમય ભાષા વિશે હેમના "એક ચિત્રદર્શન" કાવ્ય ઉપરની ટીકા વગેરેનું હાર્દ જોતાં જણાશે કે હેમણે દૂષણના અંશો ઉપર દૃઢતાથી પગ મૂકવામાં કસર રાખી નથી. "સાત ચોપડિયોના જોર ઉપર કૂદનારા" લેખકોને હેમણે દૃઢતાથી દબાવેલા છે; એ વચન જ હેમનું પોતાનું છે અને દૃઢતા ભરેલું તેમ બહુ સૂચક છે. તેમજ એક મહેતાજીએ નાટક રચીને હેમને મોકલ્યું હશે તે વિશે શાળાપત્રમાં એક જ વાક્યમાં ચાબૂક લગાવી હતી તે શબ્દો નોંધવા લાયક છેઃ—"આ મહેતાજીને હમારી સલાહ એટલી જ છે કે હેમણે નાટક ફાટકનું ચેટક છોડી દઇને છોકરા ભણાવવામાં જ લક્ષ રાખવું." આ મતલબના શબ્દો હતા. આ સિવાય અનેક પ્રસંગો બતાવી સકાય, જેમાં નવલરામભાઇએ આ પ્રકારની સ્પષ્ટ વાણી, ઉપહાસ, વગેરેનો ગંભીરતાથી પણ દૃઢ રીતે ઉપયોગ કર્યો જણાશે. હેમણે એક સ્થળે પોતાના અવલોકનકાર્યના નિયમોનો ઈશારો કરેલો યાદ છે. જે પુસ્તકો કેવલ નમાલાં હોય તે માત્ર એકાદ વાક્યમાં પતવવાં. જેમાં કાંઇ તત્ત્વ હોય તે વિશેષ ચર્ચાને માટે લેવાં, અને ગુણ દોષ બંનેની પરીક્ષા કરવી. આ કારણથી એઓ "ખામીઓ કરતાં ખૂબીઓ વધારે દેખાડતા" એ વચનમાં બંને વાતનું તોલન કરવું કઠણ લાગેછે. અલબત,—"નવી કુંપળોને બહુ જ નાજૂક હાથથી અડકવું જોઇયે. અજાણતાં પણ બેદરકારી થતાં તે કાચી તૂટવાનો સંભવછે"—એ તત્ત્વ સર્વથા સંમાન્ય જ આપણે ગણવું જોઇયે. પણ જ્યારે આ સંગ્રહકારો જ એમ આગળ વધીને સૂચવેછે કે હાલના વિવેચકો એ તત્ત્વનો અનાદર કરેછે, ત્હારે કહેવું પ્રાપ્ત થાયછે કે એ આરોપમાં કાંઇક અણુઘાર્યો અન્યાય સમાયોછે. "આપણા હાલના સાક્ષરો આ પ્રમાણે જ વર્તે તો કેવું સારું!" આ હેમના વચનમાં આ આરોપ સ્પષ્ટ

રંગભૂમિને શીખાઉ લેખકની અભ્યાસશાળા બનાવી દેવાનું હેમનું વલણ ન્હોતું. હ. હ. ધ્રુવના 'ચન્દ્ર'ને આ અભ્યાસશાળા બનાવી હોત તો પણ ઠીક; પરંતુ એ સ્થાનમાં સુધારવાના પ્રયાસનું દર્શન જણાતું નહોતું; માત્ર સર્વ પ્રકારના માલનું સંગ્રહસ્થાન અને પ્રદર્શન એ માસિકને બનાવ્યું હતું. આથી લોકપ્રિયતા મળેઃ સાહિત્યસેવા તો ના થાય.

આ પ્રશ્નને છોડતી વખત એટલું કહેવું જરૂરનું છે કે અવલોકનકાર અને અવલોકન થનાર એ બે જણના પ્રયાસની ભૂમિ એક જ હોય તો અવલોકનના હેતુ વગેરે વિશે ગેરસમજ થવાનો ભય વધારે રહેછે; પછી ગમે એટલાં સત્ય ધોરણોથી અવલોકન થાય. માટે હેવે પ્રસંગે—કર્તવ્યની લાગણી સબળ હોય નહિં તો—અવલોકનનું કાર્ય આદરવું નહિં એ સલામતી ભરેલુંછે. પરંતુ કર્તવ્યની આજ્ઞા થઈ એમ લાગ્યું તો પછી ખોટા ભયથી વૃથા દાક્ષિણ્યની સેવા કરી સાચાં ધોરણોને ઘસારો પ્હોચાડવો એ પણ એક જાતની ભીરુતા જ છે.

આ વિષય આટલેથી બસ કરી આ ઇતિહાસદર્શનના નિબન્ધમાં આપણી ભૂમિ, ત્હેના કવિયો, વગેરે તરફ પૂજ્યબુદ્ધિ સંયમમાં ના રહેવાના પ્રકાર તરફ વળિયે. પાશ્ચાત્ય મ્હોટા મ્હોટા કવિયોના જેવા આપણામાં પણ થયાછે એમ બતાવવાના લોભે મ્હોટા જોડે ન્હાનાને સરખાવવાનો અયોગ્ય પ્રયાસ આજ પ્હેલાં અનેક જણે કરેલોછે. સ્વ. ગોવર્ધનભાઇયે એ સ્વસંતોષક વૃત્તિને વિશેષ પ્રેરક બળ આપ્યું જણાયછે. પ્રેમાનન્દ તે શેક્સપીઅરની બરોબર, દયારામ તે બાયરનની બરોબર, વગેરે અનેક અસમાન તુલનાઓ કરવામાં આપણા ન્હાના સરખા, અને વિષયગામી આત્મસંતોષની ભૂખ તૃપ્ત થતી હશે, પરંતુ એ વૃદ્ધિનો કે સત્યદર્શનનો માર્ગ નથી જ. પરંતુ સામાન્ય વચનો બસ કરી ઉદાહરણ આપિયે. ઇતિહાસદર્શન પૃ. ૬ ઠ્ઠે નીચે પ્રમાણે ટીકાછેઃ—

"'જાગીને જોઉં તો જગત દીસે નહિં', ઊંઘમાં અટપટા ભોગ ભાસે'—એ નરસિંહની લીટી અને

> 'I slept and dreamt that life was beauty,
> I wake and found that life was duty.'

એ વર્ડ્સવર્થની કડી વચ્ચે કેટલું સામ્ય છે! પણ એક ૧૫ મા સૈકાનો કવિ હતો અને બીજો ૧૯ માનો."

આ ઠેકાણે કહેવું પડેછે કે આ બેમાં જોયેલું સામ્ય કેવળ બાહ્યસ્પર્શી અને એકાંશી છે; એટલું જ નહિં પણ જરાક ઊંડી અર્થ પરીક્ષા કર્યાથી બંનેમાં તાત્ત્વિક ભેદ મહત્ત્વનો જણાઈ આવશે. સ્વપ્ન અને જાગ્રત દશાના અનુભવોમાં ફેર,—અને તે અનુભવનો વિષય 'જીવન'—એટલા જ સમાન અંશ આ બેમાં છે. પરંતુ જીવનને સ્વપ્ન ગણવાનો પ્રકાર તો સર્વ દેશમાં, સર્વ તત્ત્વવિચારમાં, અતિ પરિચિત છે; તેથી બાહ્યતલને સ્પર્શનાર વિચારસામ્યમાં ચમત્કાર જોવો એ જરાક વૃથાલોભ જેવી વાત છે. પરંતુ આ જીવન તરફની આ બંને કવિની દૃષ્ટિમાં મૂલગત ભેદ આ બે વચનો કેટલો બધો દર્શાવેછે તે જોઇયે. નરસિંહ મહેતાની પંક્તિમાં અદ્વૈત મતને અનુકૂળ જીવનની—જગત્ માત્રની—અવાસ્તવિકતા સૂચવાઈ છે.

વસ્તુત એ અસત્ જ છે, એમ હેતુ છે વર્ડ્સ્વર્થની પક્તિયોમા જીવન ( જગતની વાત નથી, માનવ જીવનની છે માનવનું વ્યક્ત જીવન ) અસત્ નથી માન્યુ, છે તો વાસ્તવિક, પણ જીવનને માત્ર સૌન્દર્યમૂર્તિ માનવી, આનન્દોપભોગનો વિષય જ માનવો તે સ્વપ્નવત્ અસાર વાત છે, અને એ જીવનને કર્તવ્યમાર્ગ તરીકે, કર્તવ્યસાધન તરીકે, ગણવુ તે જાગૃત દર્શન—સત્યપરીક્ષા—છે, તે ખરી સ્વરૂપકલના છે, એમ તાત્પર્ય છે આ બે અર્થમા કેટલો બધો ફેર છે। છતા ઉપરટપકિયા સામ્યથી મોહી જવામા લાભ શો ? આપણા દેશમા ૫૦૦ વર્ષ ઉપરની કવિતા હાલના પાશ્ચાત્ય ૧૮ મા સૈકાના ઉચ્ચ કવિતાની બરોબર હતી એમ વૃથા અભિમાનનું પોષણ કરવા ઉપરાત બીજુ ફળ જણાતું નથી આ વૃત્તિ આપણા જ વિકાસને ક્ષતિકર છે§.

આ પદ્ધતિ સ્વ ગોવર્ધનભાઇયે વિશેષ પ્રચલિત કરીછે, તે કહેતા હેમણે કરેલી આ પ્રકારની એક તુલના યાદ આવેછે પ્રથમ સાહિત્યપરિષદ્‌ના પ્રમુખસ્થાનથી વાચેલા નિબન્ધમા હેમણે નીચે પ્રમાણે કહ્યુછે —

"'જળહળ જ્યોત ઉદ્યોત રવિકોટમા હેમનો કોર જ્યા નીસરે તોલે,
સચ્ચિદાનન્દ આનન્દ ક્રીડા કરે સોનાના પારણા માહિ ઝૂલે'

જ્યહા આ સોનાના પારણામા ઝુલતા સચ્ચિદાનન્દને કવિ કથેછે ત્યહા ઈશાવાસ્યોપનિષદ્ સોનાના પાત્રમા સત્યતત્ત્વને ગુપ્ત રહેલુ ગણી કથેછે કે—

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥

અધ્યાત્મદૃષ્ટિ સોનાના પાત્રમા સચ્ચિદાનન્દને જુવેછે તો ભક્ત કવિ ત્હેને સોનાના× પારણામા જુવેછે અને ઝુલાવેછે '

---

§ નરસિંહમહેતાની આ પક્તિયોનુ મધુ સૌન્દર્ય અને ગમ્ભીરતા સ્વતન્ત્ર રીતે આકર્ષક છે તે વાતની ના નથી પરતુ મ્હારો વાધો જુદા જ પાયા ઉપર છે તે ઉપરની ચર્ચાથી જણાશે

'ભોગ' શબ્દ છે તે ઉપરથી 'beauty' ના અર્થ જોડે સામ્ય વખતે કોઈ બેસાડવા જશે પરંતુ જગત્‌નુ અસત્પણું અને સાચા તરીકે સ્વીકારેલા જીવનનું ભોગ વિલાસના વિરોધમા કર્તવ્યસાધનનુ સ્વરૂપ એ બે તત્ત્વો વચ્ચેનો ભેદ તો અડગ જ રહેછે અને મૂળ ઉતારામા 'ભોગ'ને ઠેકાણે 'ભાસ' શબ્દ છે, તે શુદ્ધિપત્રમા 'ભોગ' એમ સુધાર્યુછે. પરતુ જો 'ભાસ' એમ કોઈ પણ ઠેકાણે પાઠ હોય તો 'ભોગ' કરતા 'ભાસ' એ જ વધારે સુઘટિત થાયછે 'અટપટા ભાસ ભાસે' હેમા અર્થઘટના બધ બેસતી આવેછે 'ભોગ'ને 'અટપટા' એ વિશેષણ તેમ જ 'ભાસે' એ ક્રિયાપદ પણ અર્થ જોતા અનુરૂપ નથી જણાતા, કેમકે ભોગ તે આન્તર અનુભવની વાત છે, અને ભાસ તે બાહ્ય પદાર્થના દર્શનની વાત છે તો અટપટા અને ભાસવુ તે દૃશ્ય વસ્તુને બરોબર લાગૂ પડેછે એટલે 'ભાસ ભાસે' એમ પાઠ હોય તો તો 'ભોગ' શબ્દમા 'beauty'નો દૂરતમ સબન્ધ હતો તે પણ લુપ્ત હશે

× 'પાયણુ,' અથવા 'પારણુ'—એમ જોઇયે

આ બંને દર્શનોમાં પણ સામ્ય કેટલું છે તે સંશયનો વિષય છે. પરંતુ વિષયાન્તરતા કરનારી વધારે ચર્ચાનો અહિં પ્રસંગ નથી. તાત્પર્ય એટલું જ છે કે આત્મસંતોષના અનિષ્ટ સ્વરૂપને આપણે બહુ વિકાસ આપ્યે જઈયે છિયે, તે તજીશું ત્હારે જ ઉત્કર્ષને આવશ્યક પ્રથમ અને પ્રધાન સ્થિતિ ઉત્પન્ન થશે.

આ પ્રકારના જ આત્મસંતોષની લઘુતાજનક વૃત્તિનું એક ઉદાહરણ આપી સમાપ્ત કરીશું. આ વૃત્તિના પોષક અને આચાર્યભૂત સ્વ. ગોવર્ધનભાઈની જ પંક્તિયોથી આ ઈતિહાસદર્શન સમાપ્ત થાયછેઃ—

" મ્હોટાં ન્હાનાં વધુ મ્હોટામાં, તો ન્હાનાં પણ મ્હોટાં,
વ્યોમદીપ રવિ નભ બિન્દુ તો ઘર દીવડાં નહિં ખોટાં. "

પૂર્વગત આત્મશ્લાઘાથી આ પ્રકાર પ્રથમ દર્શને વિરુદ્ધ છે. પ્રથમના પ્રકારમાં આપણા કવિયો તે અન્ય મહાન્ કવિયોના જેવા જ હતા એમ વડાઈ લેઈ વૃથા અભિમાન સસવાયછે; તેથી ઉલટું આ પ્રકારમાં—દેખાતી નમ્રતા છે અને અલ્પસ્થિતિમાં સંતોષનો ભાસ છે. " હમારે ગરીબાગરીબી છે તે ખારસું છે "—એ વૃત્તિનો ડોળ છે. પરંતુ હેમાં અન્તર્ગત વ્હેણુ પોતાના ગુણગૌરવનું પણ સ્પષ્ટ છે. ઉભય પક્ષમાં વૃદ્ધિના માર્ગના રોકાણનો ભય છે. વૃથા ગૌરવની સાથે વૃદ્ધિ અટકવાની, તેમ જ અયોગ્ય આત્મસંતોષનું પણ તે જ ફળ. " सुसंतुष्टा ध्रुवपार्थिवाः ( —नष्टाः, )" " सुसंतुष्टः कापुरुषः,"—એ વચનોનું હાર્દ કાંઈક આ પ્રકારનું જ છે.

આ વિશે વધારે બોલવાની જરૂર નથી. આ વૃત્તિનો સારો અંશ હું ભૂલતો નથી. પરંતુ હેનાં માઠાં પરિણામનો ભય વિશેષ છે. આપણે હજી કેટલા ઠીંગણા છિયે, કેટલા વધવાની જરૂરછે, એ તરફ લક્ષ રાખવું એ વધારે લાભકારક છે; અને તે કારણથી જ આ પંક્તિયોને પૂજ્ય સૂત્ર તરીકે મૂકેલી જોઈ જરાક ગ્લાનિ થાયછે.

બસ. હવે વિશેષ કહેવાનું બાકી નથી. આ સંગ્રહકારોના સ્તુત્ય પ્રયાસ માટે ગુર્જર પ્રજા આભારી છે; એ હેમનો પ્રયાસ બહુ અંશે સફળ થયોછે, અને ઈતિહાસદર્શનમાં ઉપર કહેલા મતભેદના પ્રસંગો કોરાણે મૂકતાં સ્પષ્ટ કહી સકાશે કે એ પ્રકરણ બહુ સરલતાથી, વ્યાપક દૃષ્ટિથી, અને ગમ્ભીરતાથી લખાયુંછે, એ જ આ સંગ્રહકારોની શક્તિનો સબળ પુરાવો છે.

રત્નાગિરિ જિલ્લો.
તા. ૩૦–૧–૦૮.

નરસિંહરાવ ભોળાનાથ.

# મેવાડના રાણાઓ અને ગુજરાતના નાગરો.

રાજપુતાનાના એક છેડાથી બીજા છેડા સુધીમાં મેવાડનુ રાજ્યકુલ કેટલું ઉંચું ગણાય છે તે ટોડ કૃત રાજસ્થાનના વાંચનારાઓને કહેવું પડે એમ નથી. ટોડ લખે છેઃ

"એ રાજ્યકુલના ગોત્ર ઉપરથી તેમ સર્વાનુમતે પણ મેવાડના રાજવીઓ સૂર્યવંશી રામચંદ્રજીના સીધા વંશજો તરીકે સ્વીકારાય છે." "મેવાડના રાજાઓ રાણા કહેવાય છે, અને તેઓ સૂર્યવંશની મોટેરી શાખાના છે. સૂર્યવંશી બધી શાખાઓના આંબાનુ થડ રામના પૂર્વજ રઘુ છે, તેથી મેવાડના રાણાઓ રઘુવંશી પણ કહેવાય છે. વહીવંચાઓ સૂર્યવંશી શાખાઓને લંકાના વિજેતા રામની સાથે સાંધવા મથે છે; ઘણી શાખાઓને એ મુજબ સાંધવામાં તેઓ ફાવતા નથી અને એ શાખાઓ રામથી ઉતરી આવેલી હોવા વિષે વિવાદ ચાલ્યા કરે છે. પરંતુ મેવાડની શાખા રામની ગાદીથી સીધી રીતે ઉતરી આવેલી છે એ વિષે સર્વ રાજકુલો બલકે બધા હિંદુઓ એકમત છે, અને મેવાડના રાણાને હિંદુઓ 'હિંદવા સૂરજ' કહે છે." ટોડ પોતાના પુસ્તકમાં વારંવાર લખે છે કે મેવાડના રાણા પોતાને "સો રાજાઓના વંશજ" તરીકે ગણાવવામાં માન સમઝે છે તેનો અર્થ આ છે. અને વળી તે લખે છે કે, "છત્રીશ રાજકુલોમાં રાણાના કુલની પદવી સર્વાનુમતે પહેલી છે, તેમ એના લોહીની વિશુદ્ધિ વિષે કોઈ કાળે પણ શક સરખો ઉઠવા પામેલો નથી."

કોઈ પણ કુળની વિશુદ્ધિનાં આથી વધારે વખાણ સંભવતાં નથી. અને રાજપુતાનાનો લોકમત આજ સુધી ટોડના લખવા પ્રમાણેનો જ છે. ટોડે મેવાડનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ વિગતવાર આપેલો છે. અને એને જેવાં સાધનો મળી શક્યાં હતાં તેનો વિચાર કરીશું તો કબુલ કરવું જોઇશે કે એણે ઇતિહાસકાર તરીકેની પોતાની ફરજ ઉત્તમ બજાવી છે. પરંતુ ટોડે એનો ઇતિહાસ રચ્યો તે પછી સંખ્યાબંધ શિલાલેખો મળી આવ્યા છે, એ-ટલે એણે જે લખેલું છે તેમાં કેટલોક ફેરફાર કરવાની જરૂર પડે છે. અને આ નિબંધમાં હું મેવાડના રાજકુળની ઉત્પત્તિ વિષે લખવા માગું છું, અને એ વિષે શિલાલેખોથી જે નવો પ્રકાશ પડે છે તે દર્શાવવા ઇચ્છું છું.

મેવાડનો રાજવંશ 'ગૂહિલોત' કે 'ગેહલોત' નામના કુળની શાખા છે. એ નામ સંસ્કૃત 'ગુહિલ પુત્ર' શબ્દનું અપભ્રષ્ટ રૂપ છે, અને ગુહિલ પુત્ર નામ શિલાલેખોમાં મળી આવે છે. દાખલા તરીકે મૂળ ચિતોડગઢમાં મળી આવેલા અને હાલ ઉદેપુરના વિક્ટોરિયા હોલમાં સંગ્રહી રાખેલા એક લેખમાં નીચે મુજબ છે

શ્રી એકલિંગહરારાધન–પાશુપતાચાર્ય–હારીતરાશિ ક્ષત્રિય–ગુહિલપુત્ર–સિંહલબ્ધમહોદયા

આમાં મેવાડ વંશના એક આગલા વખતમાં થઈ ગયેલા સિંહ નામના રાજાને ગુહિલ પુત્ર એટલે કે ગેહલોત કહ્યા છે.

આલ્હણદેવીના ભેરાઘાટના શિલા લેખમાંઃ -

आस्ति प्रसिद्धमिह गोभिलपुत्रगोत्रं
तत्राजनिष्ट नृपतिः किल हंसपालः ॥

અહીં હંસપાલ જેવું નામ મેવાડના વંશવૃક્ષમાં જોવામાં આવે છે તેને ગોભિલપુત્ર એટલે ગૂહિલોતના વંશનો કહેવામાં આવ્યો છે.

વિક્રમ સંવત ૧૨૨૪ ના હાંસી આગળના શિલાલેખમાં સંસ્કૃત ગુહિલપુત્ર કે ગોભિલપુત્રને બદલે એ શબ્દનું પ્રાકૃત રૂપ ' गूहिलोत ' છે. આ લેખમાં ' આસિકાદુર્ગ ' એટલે કે હાંસીગઢના કોટવાલ તરીકે ચાહમાન પૃથ્વીરાજના મામા કિલ્હનને गूहिलोतान्वय એટલે ગુહિલોત વંશનો કહ્યો છે. સારાંશ કે આપણે એ શબ્દનું સંસ્કૃત રૂપ લઇએ કે પ્રાકૃત, પણ તેનું નામ ગુહિલ ઉપરથી પડેલું છે. અને એક માણસના નામ ઉપરથી તેના આખા વંશનું નામ પાડવાની રીત રાજપુતાનામાં એટલી પ્રચલિત છે કે એવી રીત હતી એમ સાબીત કરવાને માટે દાખલાઓની જરૂર નથી, તેમ એ રીત ગ્રેટ બ્રિટનમાં પણ અજાણી નહોતી એ રોબર્ટસન, સ્ટીવન્સન, અને એવાં નામો ઉપરથી જોઈ શકાય છે. રોબર્ટસન આદિ નામોમાંનો અંત્ય ભાગ ' સન ' ગુહિલપુત્ર જેવાં નામોમાંના ' પુત્ર ' ની આબાદ પ્રતિકૃતિ છે. પણ નામને છેડે ' પુત્ર ' લગાડીને જેમ વંશનાં નામ પાડવામાં આવતાં તેમ સંસ્કૃત ભાષાના વ્યાકરણમાંના તદ્ધિત પ્રકરણના નિયમોને અનુસરીને પણ વંશોનાં નામ પડાતાં. આ નિયમો પ્રમાણે ગુહિલ ઉપરથી તેના વંશનું નામ ' ગૌહિલ્ય ' થાય અને આ ' ગૌહિલ્ય ' માંથી જ રાજપુત કુળોમાંનું એક જાણીતું નામ—' ગોહલ, ' ' ગોયલ, '—ઉત્પન્ન થયેલું છે. ગૌહિલ્યનામ, દાખલા તરીકે, વિક્રમ સંવત ૧૩૩૧ ના ચિતોડગઢના શિલાલેખમાં આવે છે. એ લેખમાં નીચેનો શ્લોકાર્ધ છેઃ

यस्मादधौ गुहिलवर्णनया प्रसिद्धा
गौहिल्यवंशभवराजगणोऽत्र जाति ॥

કુમલગઢના મામાદેવીના મંદિરની પ્રશસ્તિમાં પણ આ શ્લોકાર્દ્ધ આપેલો છે, ગૌહિલ્યનું અપભ્રષ્ટ રૂપ ' ગોહિલ ' વિક્રમ સંવત ૧૫૦૦ ના મહુવાના લેખમાં જોવામાં આવે છે. એ લેખમાં એ તારીખે એ સ્થળનો રાજા સારંગ ગોહિલ હોવાનું જણાવેલું છે. ' ગુહિલવંશ ' અને ' ગૂહિલાન્વય ' શબ્દો પણ લેખોમાં જોવામાં આવે છે, તેનો અર્થ ' ગુહિલ ' કે ' ગૂહિલ ' ના વંશના એવો જ થઈ શકે.

ચાટસના બાલાદિત્યના લેખમાં:

वंशस्तद्विपरीत एष गुहिलस्योद्धारभूतो भुवः ॥

એ પંક્તિથી આ અર્થ સ્પષ્ટ થાય છે. પણ વિક્રમ સંવત ૧૨૦૨ નો એક શિલાલેખ આંગરોળ આગળ મળી આવેલો છે, તેમાં गूहिलाख्यान्वय છે એટલે આ અન્વયનું નામ એના મૂળ પુરુષ ગૂહિલ ઉપરથી પડ્યું એ લેશ પણ શંકા રહેતી નથી.

ગુહિલોટોની ઉત્પત્તિ વિષે ટૉડ બે જુદા જુદા વૃત્તાંત આપે છે: એક દંતકથા ઉપરથી, અને બીજો મુસલમાન ઇતિહાસકારોને આધારે. દંતકથાને આધારે આપેલા વૃત્તાંત પ્રમાણે આ વંશજો સૂર્યવંશના છેલ્લા રાજા સુમિત્રની સાથે સાંધવામાં આવે છે અને છેલ્લા વલ્લભી રાજા શિલાદિત્યને એ જ વંશનો જણાવવામાં આવે છે. આ વિશેની વિગત ટૉડના રાજસ્થાનમાંના 'મેવાડના ઇતિહાસ'નાં પહેલાં બે પ્રકરણોમાં આપી છે. મુસલમાન ઇતિહાસકારોએ આપેલી હકીકત એ વંશને સસ્સનિયન રાજાઓના કુળની સાથે સગપણ ધરાવતો જણાવે છે. એક મુસલમાન લેખકનાં ટૉડે નીચેનાં વાક્યો ટાંક્યાં છે:

"મેવાડનું રાજકુળ નોશિરવાનપુત્ર નોશિરઝાદમાંથી ઉતરેલું છે અથવા તો તે યઝદેજિર્દની બેટીની ઓલાદ છે." આ વિષય ટૉડે મેવાડના ઇતિહાસના ત્રીજા પ્રકરણમાં ચર્ચ્યો છે. પણ આ માટે જુનો આધાર કાંઈ પણ જણાતો નથી, અબુલ ફઝલે આ પ્રમાણે હોવાનું લખ્યું તે પહેલાંના કોઈ પણ ઇતિહાસકારમાં એ વાતનો ઇસારો પણ નથી; અને અબુલ ફઝલે એ કયા અને કેવા આધાર ઉપરથી લખ્યું તે પણ કંઈ જણાતું નથી.

પણ મેવાડના શિલાલેખોમાંથી મળી આવતી વિગતની આપણી તપાસ આપણે આગળ ચલાવીએ. કેમકે એ શિલાલેખોમાં એ કુળ વિષે જુનામાં જુની અને વિશ્વસનીય બિનાઓ નોંધાયલી છે.

આબુ પર્વત ઉપરના અચલેશ્વર મહાદેવ પાસેના એક મઠ આગળ વિક્રમ સંવત ૧૩૪૨ નો એક લેખ છે. એમાં તે વખત રાણો સમરસિંહ રાજ્ય કરતો હતો એમ જણાવેલું છે, અને એ કુળના એક પ્રાચીન પૂર્વજ બપ્પ વિષે નીચેનો શ્લોક આપેલો છે.

हारीतात्किल बप्पकोंघ्रिवलयव्याजेन लेभे महः
क्षात्रं धातृनिभाद्वितीर्य मुनये ब्राह्मं स्वसेवाछलात् ।
एतेयापि महीभुजः क्षितितले तद्वंशसमूतयः
शोभते सुतरामुपात्तवपुषः क्षात्रा हि धर्मा इव ॥

"જુની કથા એવી છે કે બપ્પકે બ્રહ્મા સરખા હારીતને સેવાના છલથી બ્રાહ્મતેજ આપ્યું. પોતે તેની પાસેથી વલયના રૂપમાં ક્ષાત્રતેજ મેળવ્યું. તેના વંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓ આજ પણ પૃથ્વીનાં પડ ઉપર શરીરધારી ક્ષાત્ર ધર્મોના જેવા અત્યંત શોભી રહ્યા છે."

આ શ્લોકનો આશય એવો જણાય છે કે બાપા મૂળ બ્રાહ્મણ હતો, તેનો ગુરૂ હારીતરાશિ મૂળ ક્ષત્રિય હતો, અને બાપાએ પોતાનું બ્રહ્મતેજ ગુરૂને આપી તેને બદલે ગુરૂનું ક્ષાત્રતેજ મેળવ્યું.

ઉપર જણાવેલા ચિતોડગઢના વિક્રમ સંવત ૧૫૩૧ ના લેખમાં તેમ જ આમાદેવી પ્રશસ્તિમાં નીચેનો શ્લોક જોવામાં આવે છે:—

जीयादानंदपूर्वं तदिह पुरमिलाखंडसौंदर्यशोभि
क्षोणी, प [ पृ ]ष्ठस्यमेव त्रिदशपुरमधः कुर्वदुच्चैः समृद्ध्या ।
यस्मादागत्य विप्रश्चतुरुदधिमही ( । ) वेदिनिक्षिप्तयूपो
बप्पाह्वयो वीतरागश्चरणयुगमुपासीत [ सिष्ट ] हारीतराशेः ।

"વિજય હો આનંદપુરનો, જે ઇલાખંડના સૌંદર્યથી શોભી રહ્યું છે, જેની મહા સમૃદ્ધિ આગળ દેવોનું નગર પણ ઝાંખું પડે છે, જેમાંથી આવેલા વીતરાગ બ્રાહ્મણ બપ્પએ, ગુરુ હારીતરાશિના ચરણયુગલની ઉપાસના કરનારાએ, પોતાનો યજ્ઞયૂપ ચારે સમુદ્રથી વીંટાયેલી પૃથ્વીરૂપી વેદિ ઉપર રોપ્યો."

આ શ્લોકમાં બપ્પને સ્પષ્ટ રીતે વિપ્ર કહ્યો છે, અને તે આનંદપુરથી આવ્યો એમ કહ્યું છે, એ બે બિના ખાસ ધ્યાનમાં લેવાની છે. હવે આનંદપુર એટલે કયું સ્થળ એ વિષે મેં મારા ગુર્જરો વિષેના નિબંધમાં લખ્યું છે કે

સાતમા શિલાદિત્યના અલીણા આગળથી મળી આવેલા દાનપત્રમાં આનંદપુર ગામનું નામ છે તે વિષે ડોકટર ફ્લીટ એવી કલ્પના કરે છે કે આણંદ તાલુકાનું આણંદ ગામ, જે ખેડાથી અગ્નિ ખૂણે એકવીશેક માઇલને અંતરે આવેલું છે તે. કટચ્ચૂરી રાજા બુદ્ધરાજના સરસવણીના લેખમાં પણ એ નામ આવે છે, અને તેને વિષે ડોકટર કીલહોર્ન ડોકટર ફ્લીટની ઉપલી કલ્પના સ્વીકારતો જણાય છે. પરંતુ મારા અધીન મત પ્રમાણે એ કલ્પના સંતોષકારક નથી; એના સમર્થનમાં આસપાસના ગામો વિષેનો નિર્વિવાદ આધાર જણાતો નથી; તેમ આણંદની આસપાસના કોઈ પણ લેખમાં આ આનંદપુર નામ માલુમ પડેલું જણાવવામાં આવ્યું નથી. નામસાદૃશ્ય એટલે જ માત્ર ડોકટર ફ્લીટ અને ડોકટર કીલહોર્નની કલ્પનાનો આધાર જણાય છે. એથી ઉલટું મારા અધીન મત મુજબ આનંદપુર તે હાલ વડનગરને નામે જાણીતું પ્રસિદ્ધ શહેર. એ મતને માટેનો પુરાવો સંગીન છે. રાજા કુમારપાળના વખતની વડનગર પ્રશસ્તિમાં એને આનંદપુર કહેલું છે અને એ પ્રશસ્તિમાં જણાવ્યું છે કે એ શહેરમાં નાગર નામના બ્રાહ્મણોનું એક ટોળું વસે છે. નાગરોમાં પણ પરાપૂર્વથી દંતકથા છે કે તેમનું મૂળ મથક વડનગર છે, તે આને સંપૂર્ણ રીતે મળતી આવે છે. વળી અલીણાની ઈ૦ સ૦ ૬૪૯ અને ૬૫૬ ની સનદો એક જ સનદદારને આપેલી મળી આવેલી છે, તેમાંની પહેલીમાં લખેલું છે કે સનદદારનું મૂળ વતન આનર્ત્તપુર હતું, અને બીજીમાં લખેલું છે કે એનું મૂળ વતન આનંદપુર હતું. આ સ્પષ્ટ બતાવી આપે છે કે આનંદપુર અને આનર્ત્તપુર એક જ નગર હોવું જોઈએ. અને ગેઝેટીયરમાંના ગુજરાતના ઇતિહાસમાં ટાંકેલી પ્રચલિત લોકકથાઓ પ્રમાણે વડનગર ત્રેતાયુગમાં આનર્ત્તપુર કહેવાતું હતું.

આ ઉપરથી જોવામાં આવશે કે ગૂહિલોત વંશનો મનાયલો સ્થાપક બપ્પ, જેને વિષે ચિતોડગઢના ઉપર આપેલા લેખમાં તે આનંદપુરથી આવ્યો એમ લખેલું છે, અને બ્રાહ્મણ હતો એમ લખેલું છે, તે નાગર બ્રાહ્મણ હોવો જોઈએ એવું અનુમાન પ્રાપ્ત થાય છે. અને જો કોઈને એ વિષે શંકા રહેતી હોય તો તેનું સંપૂર્ણ સમાધાન રાણા કુંભના સમયમાં રચાયેલા એકલિંગમાહાત્મ્યમાંથી નીચલા ઉતારા વડે થઈ જાય એમ છે:

जयति जगति विख्यात सकलमहीलोकपावनं सुमहत् ।
श्रीएकलिङ्गदैवतं गोत्रं श्रीवैजवापाह्वम् ॥ १ ॥

जयति तथानन्दपुरे नागरकुलमण्डनो महीदेवः ।
यजनादिकर्मकुशलो विजयादित्याभिधो विप्रः ॥

तत्तनयो द्विजवर्यः केशवनामा बभूव लोकेऽस्मिन् ।
श्रुतयो यत्र चतस्रः षडङ्गसहिता भान्ति ॥ ३ ॥

तस्यसुतो जगतीतलमखिलं तपसा सुखास्पदं कुर्वन् ।
नागाराऊलनामा बभूव पात्रं स्मृतीनां यः ॥४॥

तत्पुत्रो जगति भोगाराउलसंज्ञो धराधिपैर्वन्द्यः ।
आसाधरोस्य सूनुः श्रीदेवाह्वस्तस्य तनुजन्मा ॥ ५ ॥

तत्तनुजः सर्वज्ञो दक्षाध्वरक्षद्विभूतिभृद्विमलः ।
स महादेवो भगवानभिधानेनाभिधे येन ॥६ ॥

तस्य कुलालङ्करणो गुहदत्तोऽन्वर्थनामधेयोऽभूत् ।
अद्यापि यस्य नाम्ना वंशोऽयं ख्यातिमाञ्जगति ॥ ७ ॥

यदुक्तं पुरातनैः कविभिः ।
आनंदपुरसमागतविप्रकुलानन्दनो महीदेवः ।
जयति श्रीगुहदत्तः प्रभवः श्रीगुहिलवंशस्य ॥

( તરજુમો )

"શ્લોક ૧. જગતવિખ્યાત, સકલમહીલોકપાવન, સુમહાન શ્રીએકલિંગ દેવ અને શ્રી વૈજવાપ ગોત્રનો જય !

શ્લોક ૨. વળી યજનાદિકર્મકુશલ, આનંદપુરના, મહીદેવ, નાગરકુલમંડન વિજયાદિત્ય નામના બ્રાહ્મણનો જય !

શ્લોક ૩. તેનો પુત્ર દ્વિજવર્ય કેશવ થયો, જેનામાં ચારે શ્રુતિ ષડંગસહિત પ્રકાશી રહી.

શ્લોક ૪. તેનો પુત્ર સ્મૃતિઓનો આધાર અને આખાં જગતીતલને પોતાના તપ વડે સુખાસ્પદ કરતો હવો નાગારાઉલ થયો.

શ્લોક ૫. તેનો પુત્ર ભોગારાઉલ રાજાઓનો વંદનીય થયો; તેનો પુત્ર આસાધર થયો; તેનો પુત્ર દેવાહવ થયો.

શ્લોક ૬. તેનો પુત્ર મહાદેવ નામ પ્રમાણે ગુણવાળો થયોઃ મહાદેવ સર્વજ્ઞ તેમ એ પણ સર્વજ્ઞ; મહાદેવ 'દક્ષાધ્વરકૃત્' એટલે દક્ષના યજ્ઞનો ભંગ કરનાર તેમ એ પણ 'દક્ષાધ્વરકૃત્' એટલે કુશળ યજ્ઞ કરનારો; મહાદેવ 'વિભૂતિભૃત્' એટલે શરીરે રાખ ધારણ કરનાર તેમ એ પણ 'વિભૂતિભૃત્' એટલે સમૃદ્ધિવાન; અને મહાદેવ વિમલ તેમ એ પણ વિમલ.

શ્લોક ૭. તેનો પુત્ર તેના કુલનો અલંકાર અને નામ પ્રમાણે ગુણ વાળો ગુહદત્ત થયો; જેના નામથી તેનું કુળ હજીયે જગતમાં સુવિખ્યાત છે."

અને પુરાતન કવિઓ કહી ગયા છે કે—શ્રી ગુહિલ વંશનો મૂળ પુરુષ શ્રીગુહદત્ત બ્રાહ્મણ, આનંદપુરથી આવેલાં બ્રાહ્મણ કુળોને આનંદ દેનારો, જય પામે છે."

હવે આ શ્લોકો શું બતાવી આપે છે? આઠમો શ્લોક, જે ઘણા મહત્ત્વનો છે, તેમાં જણાવ્યું છે કે ગુહિલ વંશ એટલે કે ગુહિલોતોનો મૂળ પુરુષ ગુહદત્ત હતો, તે બ્રાહ્મણ હતો, અને એનું કુળ મૂળ આનંદપુરથી આવેલું. વળી કઈ જાતનો બ્રાહ્મણ એ વિષે કે આનંદપુર કયું એ વિષે પણ લેશ માત્ર શંકાને સ્થાન રહેતું નથી, કેમકે બીજા શ્લોકમાં "नागरकुलमंडन" એમ નાગર શબ્દ સ્પષ્ટ રીતે લખવામાં આવેલો છે. એટલે ગુહિલોત કુળનો સ્થાપક ગુહદત્ત નાગર જ્ઞાતિનો બ્રાહ્મણ હતો એ નિઃસંશય સાબીત થાય છે. બીજા શ્લોકોમાં વિજયાદિત્યથી માંડીને ગુહદત્તના પૂર્વજોનાં નામ આપેલાં છે તે આપણા હાલના વિષયને માટે બહુ અગત્યનું નથી. પણ પહેલા શ્લોકમાં એ કુલના ગોત્રનું નામ વૈજવાપ આપેલું છે, એ વિગત અગત્યની છે.

કવિ જયદેવ કૃત ગીતગોવિંદ કાવ્ય ઉપર રાણા કુંભે રચેલી રસિકપ્રિયા નામની ટીકામાં પણ એક શ્લોકમાં એ જ મતલબની હકીકત છેઃ એ શ્લોક નીચે પ્રમાણે—

> श्री वैजवापेन सगोत्रवर्यः
> श्रीबप्पनामा द्विजपुंगवोऽभूत् ।
> हरप्रसादादपसाद राज्य
> प्राज्योपभोगाय नृपोऽभवद्यः ॥

વળી મેવાડના બ્રાહ્મણોને રાણાના કુળ વિષે સંક્ષિપ્ત હકીકત જણાવવા કહીએ છીએ ત્યારે તેઓ નીચેનો શ્લોક સંભળાવે છે.

> देवः श्रीएकलिंगो हरितऋषिगुरुर्बाणमाता कुलाम्बा
> पर्वाणि त्रीणि सूत्रे यजुरिति निगमो वैजवापाह्वगोत्रं ।
> बप्पो मूलं नरेशो द्विजसुरभिदया मेदपाटेश्वरत्वं
> चित्रोऽद्रिर्मूलभूमिर्दशभिरिति गुणैर्भाति शीशोदवंशः ॥

( તરજુમો )

"ઇષ્ટદેવ શ્રી એકલિંગ, હરિત ઋષિ ગુરૂ, બાણમાતા કુળદેવી, સૂત્રમાં ત્રણ પર્વ, વેદ યજુર્વેદ, ગોત્ર વૈજવાપ, મૂળ પુરુષ રાજા બપ્પ, ગોબ્રાહ્મણ વિષે દયા, મેદપાટનુ ઇશ્વરત્વ, અને મૂળ ભૂમિ ચિત્રાદ્રિ (ચિતોડગઢ), આ દશ ગુણ વાળો શીશોદવંશ પ્રકાશે છે "

આ શ્લોકમાની બીજી લીટી આપણા વિષયને માટે ખાસ ઉપયોગી છે. એ લીટી ઉપરથી જણાય છે કે રાણાનું ગોત્ર વૈજવાપ છે, વેદ યજુર્વેદ છે, અને સૂત્રમા ત્રણ પર્વ છે સૂત્રના પર્વ અને ગોત્રના પ્રવર એક બીજા સાથે સબદ્ધ હોય છે એટલે એનો અર્થ એવો થાય છે કે વૈજવાપ ગોત્ર ત્રિપ્રવર છે આપણે ઉપર જોઈ ગયા તેમ એકલિંગમાહાત્મ્ય પ્રમાણે ગુહિલ વંશના સ્થાપક ગુહદત્તનું ગોત્ર વૈજવાપ, પણ એ વિષે એ માહાત્મ્યમા બીજી કંઈ માહિતી નથી પણ આ શ્લોકમા રાણાઓનો વેદ યજુર્વેદ અને એમનુ ગોત્ર ત્રિપ્રવર એટલી વિશેષ માહિતી છે. ગોત્રપ્રવરનિબંધકદંબ નામના ગોત્રો અને પ્રવરો વિષેના એક ગ્રંથમા નીચે પ્રમાણે લખ્યુ છે —

अथ कात्यायनलौगाक्ष्युक्तमात्रिगोत्रकाण्डमुदाहरिष्याम ...... ......दक्षव्यालिखदार्णकुद्दालरना अर्णनाभिर्वैवेय **वैजवापि**श्चिमिश्वमौञ्जकेशो गाविष्ठिरा: । एतेषामविवाह: । तेषा ऋार्षेय प्रवरो भवति **आत्रेयगाविष्ठिरपौर्वातिथे**ति आत्रिवद्गाविष्ठिरवत्पूर्वातिथिवत् ।

આમા જુદી છાપમા છાપેલા શબ્દો મહત્વના છે એમાની ગોત્રોની યાદીમા પહેલુ નામ "વૈજવાપિ" છે અને એ અને વૈજવાપ તે એક જ એમા શક જેવુ નથી એ ગોત્રના ત્રણ પ્રવર ઉપના ઉતારામા ગણાવ્યા પ્રમાણે આત્રેય, ગાવિષ્ઠિર, અને પૌર્વાતિથ છે. વળી આ ઉતારાના આરંભમા જણાવ્યા પ્રમાણે એમા આપેલી ગોત્રો અને પ્રવરોની યાદી કાત્યાયન અને લૌગાક્ષિની આપેલી યાદીને અનુસરે છે, અને શ્વેત યજુર્વેદ તથા કૃષ્ણ યજુર્વેદના કલ્પસૂત્રોના કર્ત્તા કાત્યાયન અને લૌગાક્ષિ તે જ આ કાત્યાયન અને લૌગાક્ષિ. એટલે ઉપલા શ્લોકમા આપેલી ઉદેપુરના રાણાના ગોત્ર અને પ્રવરની વિગતને સૂત્રકાર કાત્યાયન અને લૌગાક્ષિએ આપેલી ગોત્રો અને પ્રવરોની વિગતોનો આધાર મળે છે. વળી નાગર જ્ઞાતિના બ્રાહ્મણોમા વૈજવાપ ગોત્ર હતુ એ તેમના સૈકા જેટલા જુના લેખો વગેરેથી સાબીત થાય છે. આ સાબીતી અમરેલી પ્રાંતના કોડીનાર આગળથી મળી આવેલી નાનાક પ્રશસ્તિઓમા છે. એ પ્રશસ્તિઓ સ્વ૦ હરિલાલ હર્ષદરાય ધ્રુવે પ્રસિદ્ધ કરેલી છે. આમાની પહેલી પ્રશસ્તિમાના શ્લોક ૭ અને ૮ ઉતારવા જેવા હોવાથી આપુ છુ

त्रेतायूमपवित्रितोम्बरचरस्वाध्यायघोषोत्तर
स्थान तीर्थमनोहरं नगरमित्यास्ते किलानश्वर
आर्योपासनया वृषप्रियतया यच्च द्विजेन्द्राश्रिया
व्यक्त वक्ति फणीन्द्रभूषणभृतो देवस्य सस्थापन ॥ ७ ॥
गुञ्जा नाम ग्रामस्तदन्तिके वैजवापगोत्राणा ।
श्रीकरणव्यापारात्प्रीणित चौलुक्यनृपदत्त ॥ ८ ॥

( તરજુમો )

શ્લોક ૭. એક મનોહર અનશ્વર તીર્થસ્થાન નગર નામનું છે, વેદાધ્યયનના ગગનમાં

ફેલાતા ઘોષથી ગાજતું, અને (ત્રણ અગ્નિઓના) ત્રેવડા ધૂમથી પવિત્ર, જે આર્યોપાસનાવાળું એટલે પૂજ્ય પુરુષોના સમૂહવાળું, વૃષપ્રિયતાવાળું એટલે ધર્મ ઉપર પ્રીતિ વાળું, અને દ્વિજેન્દ્રશ્રીવાળું એટલે ઉત્તમ બ્રાહ્મણોની સમૃદ્ધિવાળું હોવાથી આર્યોપાસનાવાળું એટલે અંબા (પાર્વતી) ની ઉપાસના વાળું, વૃષપ્રિયતા વાળું એટલે નંદી ઉપર પ્રીતિવાળું, અને દ્વિજેન્દ્રશ્રીવાળું એટલે શિવના લલાટમાં શોભતા ચંદ્રના પ્રકાશવાળું (ફણીંદ્રોના અલંકાર ધારણ કરનાર) શિવનું નગર જ હોય એમ સ્પષ્ટ દેખાય છે.

શ્લોક ૮. એની પાસે ગુંજા નામે ગામ છે, જે વૈજવાપ ગોત્રીઓનું છે, અને તેઓને મુખ્ય મંત્રીઓ તરીકેના તેમના કામકાજથી રાજી થઈ ને ચૌલુક્ય રાજાએ આપેલું છે.

આ ગુંજા ગામ હજી છે અને વડનગરથી દક્ષિણ-પશ્ચિમમાં ચારેક માઇલ ઉપર આવેલું છે. વડનગર નજીકના આવા ગામના બ્રાહ્મણો નાગર જ્ઞાતિના હોવા જોઇએ. વળીએ પ્રશસ્તિઓ ઉપરથી જણાય છે કે ગુંજા આનંદપુર (વડનગર) નો એક ભાગ જ ગણાતું. પહેલી પ્રશસ્તિના નવમા શ્લોકમાં નાનાકનો પૂર્વજ સોમેશ્વર ગુંજાવાસી હોવાનું કહ્યું છે, અને બીજી પ્રશસ્તિના પહેલા શ્લોકમાં તેને આનંદપુર( વડનગર )વાસી કહ્યો છે. એટલે ચોક્કસ અનુમાન પ્રાપ્ત થાય છે કે તે વખતે ગુંજા આનંદપુરનો એક ભાગ જ હતું. એટલે વૈજવાપ ગોત્રી બ્રાહ્મણો જ્ઞાતિએ નાગર હતા એ વિષે પણ શંકા રહેતી નથી.

હવે આ પ્રમાણે તેરમા સૈકામાં વૈજવાપ ગોત્ર હતું તે ગોત્ર હાલના નાગરોમાં છે કે કેમ અને એ ગોત્રી નાગરો હોય તો તેઓ યજુર્વેદી અને ત્રિપ્રવર છે કે કેમ, એ વિષે જિજ્ઞાસા ઉત્પન્ન થવી સ્વાભાવિક છે. અમદાવાદના રા૦ રા૦ કૃષ્ણરાવ ભોળાનાથ દીવટિયાને મેં એ સવાલ પૂછ્યો ત્યારે તેઓએ મને જણાવ્યું કે નાગરોમાં બૈજવાપ ગોત્ર છે અને બૈજવાપ તે જ વૈજવાપિ કે વૈજવાપ એ નિર્વિવાદ છે. પણ તેઓ જણાવે છે કે એ ગોત્રી નાગરો ઋગ્વેદી છે. આ ફરક મહત્ત્વનો ગણવાનો નથી, કેમકે એક જ ગોત્રમાં એકથી વધારે વેદ હોવાના દાખલા વિરલ નથી તે ગોત્રપ્રવરનિબંધકદંબ જેવાં પુસ્તકમાં એકાદ દૃષ્ટિપાતથી જ સ્પષ્ટ જણાઈ આવે એવું છે.

હવે આપણે એક બીજી વિગત તપાસીએ. રાણાની ઉત્પત્તિના ટૉડે આપેલા હેવાલમાં (મુસલમાનોની એક લ્હડાઇમાં મૃત્યુ પામેલા) વલ્લભીનગરના છેલ્લા રાજા શિલાદિત્યની સાથે મેવાડના રાજકુલને સંબંધ હોવાનું જણાવ્યું છે. આપણને આજ સુધીમાં મળી આવેલા લેખ, તામ્રપત્ર, આદિ વડે આ સંબંધ સિદ્ધ થઈ શકતો નથી. વલ્લભીપુરનો છેલ્લો શિલાદિત્ય તે સાતમો શિલાદિત્ય અને એની સાલ ગુપ્ત સંવત ૪૪૭ ની એટલે ઈ૦ સ૦ ૭૬૬ ની છે. ગુહિલોત રાજવંશની જે જુનામાં જુની સાલ આજ સુધીમાં મળી આવેલી છે તે વિક્રમ સંવત ૭૦૩ એટલે ઈ૦ સ૦ ૬૪૬ ની છે. અને વળી એ સાલના ગુહિલોત રાજા શીલથી ગુહિલોત વંશનો મૂળ પુરૂષ ગુહદત્ત પાંચમી પહેડીએ. એટલે ગુહદત્તનો સમય ઈ૦ સ૦ ૫૪૬ ની આસપાસનો હોવા સંભવ જણાય છે. એટલે કે મેવાડના રાણાઓ વલ્લભીપુરના શિલાદિત્યના વંશ જ હતા એ વાત ખોટી જણાય છે. પરંતુ એ બે રાજવંશોને પરસ્પર નિકટનો સંબંધ હતો એ પ્રકારની સાબીતી તો મળી આવે છે. વલ્લભી રાજાઓનું પ્રાબલ્ય હતું તે સમ-

યમાં જ નાગર જ્ઞાતિના બ્રાહ્મણોનું નામ પહેલ વહેલું સાંભળવામાં આવે છે. વલ્લભી રાજાઓનાં ઘણાં દાનપત્રો મળી આવેલાં છે, જેમાં દાન મળેલા બ્રાહ્મણો મૂળ આનંદપુર કે આનર્ત્તપુરના એટલે કે વડનગરના વતનીઓ હોવાનું જણાવેલું છે. આથી વિશેષ સાબીતી એ છે કે એમાંના કેટલાકનું ગોત્ર શાર્કરાક્ષિ જણાવેલું છે, અને નાગરો જણાવે છે કે એ ગોત્ર એમના સિવાય બીજી કોઈ પણ જ્ઞાતિમાં નથી. વળી વલ્લભી તામ્રપત્રોમાંથી નીચેના ઉતારા ધ્યાનમાં લેવા જેવા છે:

(૧) ગુપ્તશક ૨૭૦ ની સાલનું અલીણાનું તામ્રપત્ર.

आनर्तपुरविनिर्गतखेटकनिवासिशार्क्षराक्षिसगोत्रबहूवृचसब्रह्मचारिब्राह्मण मित्रपुत्रब्राह्मणविष्णुमित्राय ।

(૨) ગુપ્તશક ૪૪૭ નાં અલીણાનું ( હાલ રૉયલ એશિયાટિક સોસાઈટીનું તામ્રપત્ર.)

श्रीमदानन्दपुरत्रास्तव्यचातुर्विद्यसामान्यशर्करराक्षिसगोत्र बृहूवृचसब्रह्मचारिभट्टा खण्डलमित्राय भट्टविष्णुपुत्राय ।

(૩) ગુપ્તશક ૩૩૦ નુ અલીણાનુ તામ્રપત્ર.

आनर्त्तपुरविनिर्गतकासग्रामनिवास्यानर्त्तपुरचातुर्विद्यसामान्यशार्क्ष राक्षिस गोत्रबहूवृचसब्रह्मचारिब्राह्मणकेशवमित्रपुत्रब्राह्मणनारायणमित्राय

(૪) ગુપ્તશક ૩૩૭ નુ અલીણાનું તામ્રપત્ર.

आनन्दपुर विनिर्गत खेटक वास्तव्या नन्दपुर चातुर्विद्य सामान्यशर्करा- क्षिस गोत्र बह् वृचस ब्रह्मचारि ब्राह्मण केशवपुत्र ब्राह्मण नारायणाय.

આ ચાર જુદી જુદી સાલનાં તામ્રપત્રોમાંના બ્રાહ્મણો શાર્કરાક્ષિ ગોત્રના અને વડનગરના છે, એટલે કે નાગર જ્ઞાતિના છે. અને એક બીજી વિગત પણ એ ધ્યાનમાં લેવાની છે કે એમાંના પહેલાં ત્રણ તામ્રપત્રોમાં પિતા અને પુત્રના નામને છેડે ' મિત્ર ' શબ્દ જણાય છે. આનો શો અર્થ ? વિષ્ણુમિત્ર, આખણ્ડલમિત્ર, આદિ આખા નામ જ ગણવા, 'મિત્ર'ને નામનો છુટો ના પડાય એવો ભાગ ગણવો ? પણ ચોથા તામ્રપત્રમાંના નામોમા 'મિત્ર' વગરનાં નામ છે અને ત્રીજા તેમ જ ચોથા તામ્રપત્રનો નારાયણ કેશવ એકનો એક માણસ જણાય છે, એટલે એ મત ટકે નહીં. ત્યારે નામને છેડે ' શર્મા ' વગેરે માનાર્થે ઉમેરવામાં આવે છે તેમ 'મિત્ર' પણ માનાર્થે ઉમેરેલું ગણવું ? એ કલ્પના સંભવિત ગણાય નહીં કેમકે સંસ્કૃત સાહિત્યમાં તેમ શિલાલેખો, તામ્રપત્રો, આદિમાં કોઈ ઠેકાણે 'મિત્ર' પદનો એવો બ્રાહ્મણોના નામને છેડે માનાર્થે ઉપયોગ કરવામાં આવેલો જાણ્યામાં નથી. વળી ઉપરના બીજા ઉતારામા 'ભટ્ટ' પદ માનાર્થે વાપરેલું જ છે અને એ ઉતારામાં એક નામને છેડે 'મિત્ર' પદ પણ છે, ત્યાં 'મિત્ર' પદને માનાર્થે વાપરેલું ગણીયે તો 'ભટ્ટ' પદ નકામુ પડી જાય. અને વળી આ પ્રમાણેનું 'મિત્ર' પદ વલ્લભીતામ્રપત્રોમાં જ છે એટલું જ નહીં પણ નાગર જ્ઞાતિના આનંદપુરના–બ્રાહ્મણોના નામને છેડે જ વાપરવામાં આવેલુ છે. વલ્લભી તામ્રપત્રોમાં પણ બીજા કોઈ બ્રાહ્મણોના નામને છેડે વાપરવામાં આવેલું મેં જોયુ નથી.

હવે જ્ઞાતિના નામ તરીકે 'નાગર' નામ બહુ જુનું નથી. એ નામ અર્વાચીન છે અને નગર જે (ઉપર આવેલી નાનાક પ્રશસ્તિના સાતમા શ્લોક મુજબ) પણ વડનગરનું એક નામ છે, તેના ઉપરથી ઉત્પન્ન થએલું છે. કુમારપાળ રાજાની વડનગર આગળ મળી આવેલી પ્રશસ્તિમાં વડનગરના બ્રાહ્મણોને નાગર કહ્યા છે તે કરતાં એ શબ્દ જ્ઞાતિનામ તરીકે બહુ વહેલો વપરાશમાં આવેલો જણાતો નથી. અને એ નાતનું એ નામ પડયું તે આગમચ તેનું બીજું કોઈ પણ નામ હોવું જોઇએ, કે જેવડે તેઓ બીજા બ્રાહ્મણોમાં ઓળખાઈ આવે. એટલે મને એવું અનુમાન આકર્ષક લાગે છે કે એ બ્રાહ્મણો વલ્લભી સમયમાં બીજા બ્રાહ્મણોથી 'મિત્ર' નામવડે ઓળખાતા હશે, અને 'મિત્ર' એ જ એમનું જ્ઞાતિનામ કે મૂળ જાતિ નામ (tribal name) હશે. માણસના પોતાના નામ પછી તેની નાતનું નામ મુકવાનો ચાલ રાજપુતાનામાં અદ્યાપિ ઘણો સાધારણ છે, અને ગુજરાતમાં પણ છે. એટલે આ કલ્પના—કે 'મિત્ર' પદ જ્ઞાતિવાચક હોવાથી વલ્લભી તામ્રપત્રોમાંના નામોને છેડે મુકાયેલું છે એ—અસંભવિત નથી.

હવે વલ્લભી રાજાઓ પોતે કઈ જાતિ (tribe) ના હતા તે પણ જોઈ લઈએ. વલ્લભી વંશના સ્થાપક ભટાર્ક વિષે જેટલાં તામ્રપત્રો મળી આવેલાં છે તેમાંનાં ઘણાખરાંમાં એનું વર્ણન નીચે પ્રમાણે છે.

प्रसभप्रणतामित्राणा मैत्रकाणामतुलबलसपत्नमंडलाभोगसंसक्तसंप्रहारशतलब्धप्रतापः इत्यादि.
વલ્લભી તામ્રપત્રોનો મેં અભ્યાસ શરૂ કર્યો ત્યારથી જ હું મૈત્રકાણામ પદ ભટાર્કના સંબંધમાં લેતો આવેલો છું, અને એ ઉપરથી એવો અર્થ કરતો આવ્યો છું કે ભટાર્ક મૈત્રક જાતિનો હતો, અને એ તામ્રપત્રોના બીજા અભ્યાસીઓને એવો અર્થ કેમ સુઝતો નહોતો એ વિષે વિસ્મય પામતો હતો. પરંતુ પછી થોડા વખતમાં જ મને માલુમ પડયું કે એ પદનો એ અર્થ પ્રોફેસર હુલ્ટ્શ જેવા સમર્થ પંડિતે પ્રસિદ્ધ કરેલો છે. એટલે હવે મને ખાતરી છે કે આખરે એ જ અર્થ ખરા અર્થ તરીકે સ્વીકારાશે. વળી તામ્રપત્રોમાં કેટલાક વખત સુધી संपन्न વાંચી લેવાતું હતું તે પદ संपन्न નહીં પણ सपत्न છે એમ પ્રોફેસર હુલ્ટશે સિદ્ધ કરી આપ્યું તેથી પણ ઉપલા અભિપ્રાયને પુષ્ટિ મળે છે. સારાંશ કે વલ્લભી રાજાઓ અને તેમનો મૂળ પુરુષ ભટાર્ક મૈત્રક જાતિના હતા એ વિષે હવે કોઈ પ્રકારની સયુક્તિક શંકાને અવકાશ નથી. અને આપણે ઉપર જોઈ ગયા કે વલ્લભી તામ્રપત્રોમાંના નાગરોના નામને છેડે 'મિત્ર' પદ આવે છે, તે એઓની જાતિનું વાચક જ હોવાનો સંભવ છે. મૈત્રક અને મિત્ર એ બે જુદી જુદી જાતિઓ નહીં પણ એક જ જાતિનાં બે નામ અથવા તો એક જ નામનાં બે રૂપ હોવાં જોઇએ. ગુજરાતના સોલંકીઓને એકના એક કવિએ એક સ્થળે સુલુક્ય કહ્યા છે અને બીજે સ્થળે ચૌલુક્ય કહ્યા છે એના જેવો જ આ મિત્ર અને મૈત્રકનો રૂપભેદ છે. માટે આપણે શિલાલેખો તામ્રપત્રો, આદિ સર્વ પુરાવો જોતાં અંતે એવા નિર્ણય ઉપર આવવું જોઇએ કે વલ્લભી અને મેવાડના રાજકુળો વચ્ચેના સંબંધની દંતકથા કંઈ ખોટી કે બનાવટી નથી અને એ બંને રાજકુળો તેમ જ ગુજરાતના નાગર જ્ઞાતિના બ્રાહ્મણો મૂળ મિત્ર કે મૈત્રક નામની એક જ જાતિ (tribe) ના હતા.

દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકર.*

---

* ત્રીજી સાહિત્ય પરિષદ માટે રા. રા. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરે મોકલેલો આ નિબન્ધ પરિષદના ઉપયોગને માટે બહુ મોડો મળેલો હોવાથી અહીં પ્રસિદ્ધ કરવા એક મિત્ર દ્વારા મળ્યો છે. તન્ત્રી.

# ગુજરાતની સ્ત્રી કવિઓ.

સુપ્રસિદ્ધ સંસ્કૃત ટીકાકાર મમ્મટે કવિની સૃષ્ટિને વિધાતાની સૃષ્ટિ કરતાં ચઢીયાતી કહી છે. એ તો કાંઇક અતિશયોક્તિ છે. પોતાને પ્રિય વસ્તુનું નિરૂપણ કરવાના આવેશમાં તેની હદ બહારની પ્રશંસા છે તથાપિ કવિની વાણી અલૌકિક છે, દિવ્ય છે અને આ સૃષ્ટિમાં તેની સરખામણી કરવા સરખું મનુષ્યની અન્ય કૃતિઓમાં ભાગ્યે જ જડશે. અથવા મનુષ્ય કૃતિમાં કવિતા Sui generis છે એટલે તેનો મુકાબલો કરી શકાય તેમ નથી. સૌન્દર્યોત્પાદક કલાંઓમાં કવિતા આવે છે, અને બીજી કલાઓ સાથે એ રીતે તેને સરખાવવામાં આવે છે, તથાપિ દરેક કલાની ખરી ઉત્તમતા તેમાં રહેલી કવિતામા જ રહેલીછે. એટલે દરેક કલામાં કાવ્યનો અંશ હોવો જ જોઇએ. ઉત્તમ કવિનાં કાવ્યો તે ઇશ્વરના દૂત છે. ઇશ્વરી સંદેશા એવાં કાવ્યો દ્વારા આપણે મેળવી શકીએ છીએ. ખરાં કાવ્ય મનુષ્યહૃદયપર જે અસર કરી શકે છે તે બીજા કશાથી થતી નથી. શુષ્કતા હોય છતાં રસ રેલાવવો એ કાર્ય કવિતા કરે છે; નિર્વેદ હોય ત્યાં આનંદ પ્રસરાવવો એ કાર્ય કવિતા કરે છે; જડતા હોય ત્યાં દિવ્યતા દર્શાવવી એ કાર્ય કવિતા કરે છે: અધમતા હોય ત્યાં ઉચ્ચ આદર્શ દેખાડવો એ કાર્ય કવિતા કરે છે. આવી પ્રસાદમય કવિની વાણી છે. આ સંસારને દુઃખાવર્તથી ભરેલો સાગર માન્યો છે તો તેમાં કવિતા એ ક્વચિત્ આવતા આનંદતરંગ રૂપ છે. કવિતા—ઉત્તમ કવિતાની શક્તિ અમાપ છે.

આવી દિવ્ય શક્તિનાં અધિકારી સર્વ કોઈ હોતા નથી. ઇશ્વિરે જેનાપર કૃપા કરી પોતાની અમૃતમય પ્રેરણાથી જેને એ અધિકાર આપ્યો હોય તેઓમાં એ શક્તિ પ્રકટ કરવાની સ્વયંભૂ વૃત્તિ હોય છે. દરેક યુગમાં કવિઓ પેદા થાય છે, અને તેમની ન્યૂનાધિક શક્તિનો ઉપયોગ તેઓ જગતનાં મનુષ્યના લાભ માટે કરે છે. કવિતાની ઊર્મિને વાણીમય રૂપ આપવા વાસ્તે કાંઇક કલાની જરૂર રહે છે. તેનું રૂપ સુન્દર બને માટે કવિમાં પ્રતિભા ઉપરાંત સુસંસ્કાર અને કાંઇક જ્ઞાનની પણ આવશ્યકતા હોય છે.

ગુજરાતી ભાષામાં પ્રાચીન કવિઓનાં કાવ્યો ઘણાં છે, અને ઘણાંક ઉત્તમ પંક્તિનાં પણ છે. પુરુષ કવિઓ થયા છે, એટલું જ નહિં પણ કેટલીક સ્ત્રી કવિઓ પણ થઈ ગઈ છે. જ્ઞાન અને સંસ્કારના ઓછા પ્રમાણને લીધે તેમની સંખ્યા થોડી છે. આગળ પુસ્તકો છપાવવાનું સાધન નહિં હોવાથી કેટલીક સ્ત્રી કવિઓની કવિતા કદાપિ નાશ પણ પામી હશે. જે સ્ત્રી કવિઓનાં કાવ્ય હાથ લાગ્યાં છે તે મીરાંબાઈ, કૃષ્ણાબાઈ, ગવરીબાઈ, પુરીબાઈ, દીવાળીબાઈ અને રાધાબાઈ એટલાં છે. હાલની પેઠે પહેલાં ગદ્ય લખાણની પદ્ધતિ નહોતી, તેથી તે સમયમાં જેને જે લખવું હોય તે પદ્યમાં જ લખતા. પરંતુ આ સ્ત્રી કવિઓ માટે એટલું તો કહી શકાય એમ છે કે તેમને કાંઇક લખવું હતું માટે પદ્ય રચવાં પડયાં એમ નથી. તેમના હૃદયમાં લાગણીઓ ઉભરાવાથી કાવ્ય બનાવ્યાં છે, લાગણીઓ સ્વતઃ બહાર પડવા મથવાથી તેમને કાવ્ય રચવાની વૃત્તિ થઈ છે,

ઉપર ગણાવેલી કવિઓમાં મીરાંબાઈ સર્વાનુમતે પ્રથમ પંક્તિએ ગણાય છે. એ મીરાંબાઈ મેવાડના કુંભારાણાની રાણી હતી અને મેરતાના જેમલ રાઠોડની દીકરી થતી હતી. મીરાંબાઇની જીવનકથા ગુજરાતમાં એટલી સુપ્રસિદ્ધ છે કે તેનાથી ભાગ્યે જ કોઈ અજાણ્યું હશે. પોતે પિતાને ઘેરથી વૈષ્ણવ ધર્મની ચુસ્ત અનુયાયી હતી. પતિનો ધર્મ જૂદો હતો. સાસરીઆંના ઘણું સમજાવવા છતાં મીરાંબાઇએ પોતાનો ધર્મ છોડયો નહિં. સંસાર તરફ તેને પ્રથમથી જ અરુચિ હતી. પરણ્યા પછી પણ સંસારનો મોહ તેને વળગી શક્યો નહિ, અને રાતદિવસ તે કૃષ્ણભજનકીર્તન કરતી તથા સાધુ સંતોનો સમાગમ રાખતી. કુંભારાણો આથી ઘણો નારાજ થયો અને એ સર્વ છોડી દેવા મીરાંબાઇને સમજાવ્યાં. ત્યારે મીરાંબાઇએ તેને કહ્યું કે તમે કૃષ્ણની ભક્તિ કરતાં શીખો. રાણાએ તેને ઘણું સતાવવા માંડી તેથી તેનો દેશ છોડી તે ગુજરાતમાં દ્વારકાં આવી રહી, અને કૃષ્ણભક્તિની કવિતા અહીં આવ્યા પછી બનાવી. આવી એના જીવનની કથા મનાતી ચાલતી આવેલી છે. કવિ દયારામે પણ મીરાંચરિત્ર લખ્યું છે તેમાં પણ એ જ હકીકત છે. મીરાંબાઇનાં કાવ્યોમાં એક કાવ્ય ઉપલી હકીકતનું છે, પરંતુ તે મીરાંબાઇનું પોતાનું લખેલું હશે કે નહિં તે શક પડતું જણાય છે. તેમાં કોઈ બીજું માણસ મીરાંને ઉદ્દેશીને લખતું હોય એવી રચના છે. ગમે તેમ હોય. એ પોતે મારવાડની રજપુતાણી હતી તેથી ગુજરાતમાં વસ્યા પછી તેણે ગુજરાતીમાં કવિતા લખવા માંડેલી હોવી જોઇએ. એમાં કોઈ કોઈ હિંદી શબ્દો આવે છે. અને કેટલાંક આખાં હિંદી કાવ્યો છે. પરંતુ મારવાડની ભાષાની છાયા જણાતી નથી. હિંદી ભાષામાંથી ઘસાઇને થયેલી હોય એવી પણ નથી. આગળના ઘણા કવિઓનાં લખાણમાં હિંદી વાક્યો અને શબ્દો શુદ્ધ ગુજરાતીની વચ્ચે આવેલા દીઠામાં આવે છે તેવું જ મીરાંબાઇમાં છે. મીરાંબાઇની કવિતાનો વિષય કૃષ્ણ સિવાય બીજો શો હોય? તેની સર્વ કવિતા કૃષ્ણની પ્રેમભક્તિની છે. કૃષ્ણપરની અનન્ય ભક્તિને લીધે મીરાંબાઈ ભક્ત તરીકે પણ પોતાનું નામ અમર કરી ગઈ છે. ગુજરાતમાં કવિઓનો મોટો ભાગ ભક્ત કવિઓનો છે, અને તેમાં પણ વિશેષે કૃષ્ણભક્તિ પ્રધાનપણે તેમનાં કાવ્યોમાં છે. પ્રેમાનંદ, સામળ અને અખો બાદ કરતાં બીજા કવિઓમાંના ઘણા ખરાએ કૃષ્ણને જ પોતાનાં કાવ્યોનો વિષય કર્યો છે. કૃષ્ણની બાળલીલા, શૃંગાર તથા ભક્તિ એ એટલાં બધાં કાવ્યોમાં નજરે પડે છે અને તેમાં એક બીજાનું અનુકરણ પણ એટલું છે કે કેટલાક ઉતરતી પંક્તિના કવિઓની પોતાની છાપ તો તેમાં નહિં જેવી જણાય છે. મીરાંબાઇની કવિતામાં તેનું પોતાનું એવું ઘણું છે જે તેનાં કાવ્યો વાંચતે જણાઇ આવે છે. વળી તે પોતે સ્ત્રી છે એ વાત પણ તેનાં કાવ્યો દર્શાવી આપે છે. ગુજરાતી સ્ત્રીઓમાં અતિ પ્રિય થએલું સતભામાનું રૂસણું એ એવું જ કાવ્ય છે.

વળી—

"મુજ અબળાને મિરાત મોટી, શામળો ઘરેણું મારે સાચું રે.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરીનો મારે હઇએ રે;
ચીત માળા ચતુરભુજ ચુડલો, શીદ સોની ઘેર જઇએ રે. મુજ.

ઝાંઝરીઆં જગજીવન કેરાં, કૃષ્ણજી કલાં ને કાંબી રે;
વિછુવા ઘુઘરા રામનારાયણના, અણુવટ અંતરજામી રે. સુજ.

પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રીકમ નામનુ તાળું રે;
કુંચી કેરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું મારૂં ઘાલું રે. સુજ.

સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચું રે;
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધર નાગર, હરિને ચરણે જાચું રે. સુજ."

આ કાવ્ય લખનાર ભક્ત મીરાંબાઈ પોતાનુ સ્ત્રીપણું આમાં સ્પષ્ટ રીતે બતાવે છે. સ્ત્રીની ઘરેણાની વાંછા સંસાર છોડયા પછી ઈશ્વર ઘરેણું છે, એમ દર્શાવી બતાવી આપે છે. ઘરેણું એ સ્ત્રીની પ્રિય વસ્તુ છે. હવે બીજાં ઘરેણા મીરાબાઇને નકામાં છે, તો ઈશ્વરરૂપી ઘરેણું બનાવ્યું અને પાછું તેને સંભાળી પેટીમાં મૂકી તાળું કુંચી વાસવું પણ ભૂલી નથી।

વળી—

" સંસારીનું સુખ કાચું,
પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શિદ જઇએ રે. મોહન પ્યારા૦

પરણું તો પ્રીતમ પ્યારો,
અખંડ સૌભાગ્ય મારો,
રંડવાનો ભે ટાળ્યો રે. મોહન પ્યારા૦ "

ગોપીરૂપે કૃષ્ણને વરવાની ઈચ્છા પુરુષ કવિઓના કાવ્યોમાં પણ છે, પરંતુ પરણીને રંડાવાનુ, અને અખંડ સૌભાગ્ય પ્રીતમ પ્યારો, પરણી રંડવાનો ભય ટાળ્યો, એ તો એક સ્ત્રીના જ હૃદયનાં વાકય હોઈ શકે. પુરુષને રંડવાનો ભય હોતો જ નથી. સ્ત્રીની આ કલ્પના છે. મીરાં-બાઇનુ હૃદય સ્ત્રીનુ જ હતું એ ઉપરનાં જેવાં ઉદાહરણોથી જણાઈ આવે છે.

કૃષ્ણભક્તિનાં કાવ્યોમાં બધા કવિઓની પેઠે શૃંગારવર્ણન અને ગોપીઓ સાથેનાં વિલાસવર્ણન મીરાબાઇમા પણ છે. કૃષ્ણગોપીના વિહાર ગાવાથી જ કૃષ્ણ પ્રત્યેની ભક્તિ દર્શાવાય છે એવી માન્યતા હોવાથી ગુજરાતના સર્વ કૃષ્ણભક્ત કવિઓએ તે ગાયા છે. ભક્ત તે ગોપીરૂપ અને પ્રભુ તે કૃષ્ણરૂપ છે એમ માની એ લખાએલાં છે. અને ગમે તેવાં શૃંગારનાં વર્ણનમાં પણ મીરાંબાઇનાં કાવ્યોમાં છેવટે 'મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમળ ચિત્ત લાગ્યું.' 'મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણ કમળ બલિહારી રે;' 'ચરણ કમળ ચિત ધાલો રે;' એવા ઉદ્‌ગારોથી એની શુદ્ધ ભક્તિ જણાઈ આવે છે. ઈશ્વરપર પૂર્ણ પ્રેમ અને શ્રદ્ધા એ મીરાંના જીવન તથા કાવ્યમાં પ્રધાનપણે જણાતો ગુણ છે. કૃષ્ણનાં મનુષ્ય તરીકેનાં એના વર્ણન છતાં એ સર્વે કાવ્યોના અંતરમાં રહેલો અર્થ જોઇશું તો સર્વશક્તિ-માન સચરાચર, સર્વજ્ઞ અને ભક્તવત્સલ ભગવાનની જ તેણે ભક્તિ કરી છે એમ જણાઇ આવે છે. એનું શુદ્ધ જીવન અને દૃઢ શ્રદ્ધા તથા સંસારપરનો વિરાગ એ સર્વ જોતાં 'રાધા-

કૃષ્ણના વિલાસનાં વર્ણન રચવા છતાં તે કેવળ અલિપ્ત રહેલી છે એમ ભાન થયા વિના રહેતું નથી. એવાં વર્ણન અને એથી પણ વધારે શૃંગારમય વર્ણન નરસિંહમહેતાનાં કાવ્યોમાં છે. બીજા સંત કવિઓનાં કાવ્યોમાં પણ શૃંગાર ઠામ ઠામ છે.

મીરાંબાઈની કવિતામાં જે મધુરતા અને આકર્ષક શક્તિ રહેલી છે તેવી બીજી કોઈ સ્ત્રી કવિમાં નથી. તેનું જીવન romantic–અદ્ભુત કૌતુકવાળું બન્યું હતું. તેની શૈલીમાં જે ગૌરવ તથા સુદૃઢતા છે તેની બરોબરી અન્ય સ્ત્રી કવિઓથી થાય તેમ નથી. વિચારની પરિપક્વતા એ પણ એનાં કાવ્યોનું લક્ષણ છે. એને નામે ઘણાં કાવ્યો પ્રચલિત છે તથાપિ તે સર્વ એનાં હશે કે નહિં તે સંશય પડતું છે. પરંતુ કેટલાંકમાં તો ખાતરી પૂર્વક એની છાપ જણાઈ આવે છે.

ચાલતા આવેલા સામાન્ય અભિપ્રાય પ્રમાણે એ સંવત ૧૪૫૯ માં જન્મી સંવત ૧૫૨૬ માં મૃત્યુ પામી. એ કાળમાં બનેલા બનાવોની નોંધ કોઈ ઠેકાણે રાખવાનો રિવાજ ન હોવાથી મીરાંબાઈનો સમય અથવા બીજા કોઈ પ્રાચીન કવિઓનો સમય નક્કી કરવો એ મુશ્કેલ કામ છે. તેઓનાં પોતાનાં લખાણોમાં કાંઈ સાલ કે હકીકત હોય તો કાળ નક્કી કરી શકાય. મીરાંબાઈનાં કાવ્યોમાં તેવું કાંઈ માલમ પડતું નથી.

કૃષ્ણાબાઈ વડનગરની નાગરણ હતી એવું માલમ પડે છે. સીતાજીની કાંચળી નામે જે એનું કાવ્ય છે તે સુપ્રસિદ્ધ છે. સ્ત્રીઓમાં વિશેષે કરીને તે જાણીતું છે. સ્ત્રીના સ્વભાવ તથા આચાર વિચારનું એમાં આબેહુબ વર્ણન છે તે સિવાય એનાં કૃષ્ણનાં હાલરડાં અને બીજાં ગીતો છે. એની જીવનકથા અપ્રસિદ્ધ છે. મીરાંબાઈ કરતાં એની કાવ્ય શક્તિ ઉતરતા પ્રકારની છે.

ગવરીબાઈ ગીરપુર અથવા ડુંગરપુરમાં સંવત ૧૮૧૫ માં નાગર જ્ઞાતિમાં જન્મી હતી. તેને પાંચ કે છ વર્ષની ઉમરે પરણાવી હતી અને લગ્ન પછી થોડા જ દિવસમાં તેનો વર મૃત્યુ પામ્યો. તે પછી પરમેશ્વર મારો ધણી છે એવી ભાવના તેનામાં ઉત્પન્ન થઈ. પોતે બુદ્ધિમાન હતી તેથી વાંચતાં લખતાં શીખી અને ભાગવત ગીતા વગેરે શ્રવણ કરવા માંડ્યાં. ઈશ્વરભક્તિમાં એનું ચિત્ત દિવસે દિવસે દૃઢ થયું. પોતાનો સર્વ કાળ તે ઈશ્વરભજનમાં કાઢતી. ધીમે ધીમે સંતસમાગમથી એનામાં જ્ઞાન અને વૈરાગ્ય વધ્યાં. લાંબા સમય સુધી તે સમાધિ ચઢાવીને રહી શકતી એવું માનસિક બળ તેણે પ્રાપ્ત કર્યું હતું. તે લાલજીની પૂજા કરતી. સંસારપર તેને કાંઈ પણ મોહ નહોતો. ગીરપુર તથા જેપુર તથા કાશીના તે સમયના રાજાઓ પણ તેનાં દર્શન કરવા આવતા. ડુંગરપુરથી તે કાશી જઇને વસી હતી, અને ત્યાં જ દેહત્યાગ કર્યો હતો.

એનાં ૬૫૨ પદોની હસ્તલિખિત પ્રત છે પણ તેમાંનાં જુજ છપાએલાં છે. કૃષ્ણબાળલીલા અને શિવસ્તુતિનાં કેટલાંક છે, અને ઘણાં બ્રહ્મજ્ઞાનનાં છે. પ્રાચીન ગુજરાતીમાં વેદાંતી કવિમાં અખો શ્રેષ્ઠ છે. તેનાં કાવ્યો પેઠે જ ગવરીબાઇનાં બ્રહ્મજ્ઞાનનાં કાવ્યોનો અર્થ સરળતાથી સમજી શકાય તેવો નથી. શુદ્ધ બ્રહ્મજ્ઞાનનાં પદમાં કવિતાની ઊર્મિ કાંઈક ઓછી છે. અદ્વૈત મતનું પ્રતિપાદન કરેલું છે અને ઉપદેશ પણ છે. બીજાં કાવ્યોમાં તેમની કવિત્વ-

શક્તિ જણાઈ આવે છે. તેમની ભાષા સંસ્કારી છે, અને કેટલાંક કવિતામય સુંદર વાક્યો એવાં છે કે બીજી સ્ત્રી કવિઓમાં નજરે નથી પડતાં. 'વનેશ્વર વિશ્વમાં વિલાસ્યા, જેમ ફુલ-નમેં બાસ;' 'ચંદમેં તું ચૈતન્ય, સુરજમેં તું તેજ;' 'ગવરી ભેટી બ્રહ્મ સનાતન, જેમ સાગરમાં ગંગ;' વગેરે. એનાં કાવ્યના ઉદાહરણ તરીકે એક લઇએ.

'હરિ નામ બિના રે ઔર બોલના ક્યા,
હરિ કથા બિના ઔર સુનના ક્યા.
સુખ સાગર સામલીઓ ત્યાગી,
કુપ ડાબમેં ડોલના ક્યા.
ઘટ ગિરધર ગિરિધારી પાયા,
બાહેર ઢીંગ અબ ખોલના ક્યા.
આતમ અખંડ આવે ન જાવે
જન્મ નહિં તો ફિર મરના ક્યા.
ગવરી બ્રહ્મ સકલમેં જાન્યા,
જાન્યા તો જદ ખોલના ક્યા.'

બાલપણમાં વૈધવ્ય પ્રાપ્ત થયું તથાપિ ગવરીબાઇએ પોતાનું જીવન એળે ન ગાળતાં તેનું સાર્થક્ય કર્યું છે અને પોતાનું નામ અમર કરી ગઈ છે. આ લેખમાં ગણાવેલી સ્ત્રી કવિઓમાં એ સર્વથી સંસ્કારી હતી અને તેનું જ્ઞાન પણ સર્વથી ચઢીઆતું હતું.

પુરીબાઇનું સીતા મંગળ પ્રસિદ્ધ છે અને તેના કેટલાક ભાગ લગ્ન પ્રસંગે સ્ત્રીઓ ગાય છે. તેનાં જે કાવ્યો પ્રસિદ્ધ છે તે પરથી તેની કવિત્વશક્તિ સામાન્ય હોય એવું જણાય છે. તેની ભાષા ગૌરવવાળી છે. તેના જીવનની હકીકત જણાએલી નથી.

દીવાળીબાઇને વિશે એવી હકીકત જણાએલી છે કે તેનો બાપ ડભોઇનો બ્રાહ્મણ હતો અને સંવત્ ૧૮૪૭ માં જ્યારે સુડતાળો કાળ પડ્યો ત્યારે દીવાળીના બાપથી પોતાનું તથા પોતાની દીકરીનુ પોષણ થઈ શક્યું નહિં તેથી એક વૃદ્ધ સાધુને તે છોકરી સોંપી તીર્થયાત્રા નિમિત્તે કહીંક જતો રહ્યો. વૃદ્ધ સાધુ રામ ભક્ત હતો તેથી તેણે દીવાળીને વાંચતાં લખતાં શીખવીને રામભક્તિ ઉપર દૃઢતા કરાવી. તે સાધુને તુલસીકૃત રામાયણ સારૂં આવડતું હતું તેથી તે પણ દીવાળીને ભણાવ્યું. દીવાળીબાઇ તુલસીકૃત રામાયણ વાંચતી અને રામભક્તિમાં નિરંતર નિમગ્ન રહેતી. સાધુની સાથે એ ત્રણ વાર અયોધ્યાજી પણ જઈ આવી હતી. એ બાઈ સ્વભાવે સાલસ અને ગરીબ હતી. ડભોઇથી ગોરવા ગામમાં આવીને વસી હતી અને ત્યાંથી વડોદરે આવી રહી હતી. ત્યાં રામ મંદિર કોઈ શ્રદ્ધાળુ રામભક્તે તેને બંધાવી આપ્યું હતું. ત્યાં રહેતાં પણ અનેક ઉપાધિયો થતાં તે સાધુઓ સાથે અયોધ્યા જતી રહી અને ત્યાં જ મરણ પામી હશે. એના જન્મમરણની સાલ મળી નથી. તેને વૈધવ્ય પ્રાપ્ત થએલું એવું તેનાં કાવ્યોમાં તેણે લખ્યું છે. સાધુ પાસે રહ્યા પછી પરણી હોય એવું માલુમ પડતું નથી. તેથી છેક બાળપણમાં વૈધવ્ય દશા પામેલી એમ અનુમાન થાય છે. તેણે રામાયણ સંબંધી

જ. કવિતા રચી છે. રામજન્મ, રામબાળલીલા, રામવિવાહ, અને રામરાજ્યાભિષેક એ ચાર પ્રસંગો માટે તેણે ગરબીઓ તથા ધોળ લખ્યાં છે. લગભગ પાંચસેં ગરબીઓ અને ધોળ એનાં રચેલાં છે. તુલસીકૃત રામાયણના શ્રવણ તથા અભ્યાસપરથી એણે રામચરિત્ર વર્ણવ્યું છે. પરંતુ એની કવિતામાં શુદ્ધ ગુજરાતી ભાષા છે. કોઈ પણ હિંદી શબ્દ કે વાક્યરચના નથી. એની કવિતા ઘણી જ સરળ હોઇ સર્વ કોઈ સમજી શકે તેવી છે. માત્ર રામના ગુણ ગાવા એ તેની કવિતાનો મુખ્ય હેતુ છે. તેનું જ્ઞાન પણ પરિમિત જણાય છે. રામનામ ગાવાની મનની ઊર્મિના પરિણામે તેણે કવિત્વ શક્તિનો ઉપયોગ કર્યો છે. તેમાં ઉછળતો મનોવેગ નથી, પરંતુ કલ્પના શક્તિ ઘણી છે. રામાયણની ટુંકી હકીકતોને સ્વકલ્પનાથી વિસ્તારી વર્ણવી છે. એ કલ્પના શક્તિ પણ સામાન્ય પંક્તિની છે, પરંતુ સર્વત્ર છે.

રામના ગુણ ગાવાથી રામભક્તો તર્યા છે અને દીવાળીને પણ રામચંદ્રે સહાયતા કરી છે એમ ઠામ ઠામ એ લખે છે. રામને નીતિ વહાલી છે, 'એને જોઇએ નીતિવાન, સંતો રામના રે,' 'એને જોઇએ નહિ નાત કે જાત સંતો રામના રે,' 'એને જોઇએ નહિ ફુલ કે પાન સંતો રામના રે,' 'એને જોઇએ નહિ દખણા દાન સંતો રામના રે,' એને જોઇએ એક ભજન સંતો રામના રે.' રામ પરનો એનો ભક્તિભાવ આવાં વાક્યો દર્શાવે છે. ઉંચ નીચ, સધવા વિધવા, સૌ સરખાં એને છે. એને ધનનું કામ નથી એવાં વચન અનેક ઠેકાણે છે. ઈશ્વરના ખરા ભક્તો, પછી તેને કૃષ્ણ રૂપે પૂજનાર નરસિંહ મહેતા સરખા અથવા રામ રૂપે ભજનાર. ઈશ્વરને આ સકલ જગતનો ત્રાતા માનનાર સર્વ ભક્તોની જે વૃત્તિ થાય છે તેવી જ આ દીવાળી બાઇની વૃત્તિ છે. ઈશ્વરને સકલ પ્રજા સરખી છે. તે માત્ર ભક્તિનો ભૂખ્યો છે. એને બીજું કાંઈ જોઇતું નથી અને તે ભક્તને પાર ઉતારનાર છે એવી ભાવના શુદ્ધ ભક્તિમાનના હૃદયમાં સહજ ઉત્પન્ન થાય છે. એવા ભક્ત રામના કે કૃષ્ણના ભક્ત નહિં પણ તેની પાર જનારા, સાક્ષાત્ ઈશ્વરના ગુણને સમજનારા થઈ ગયા છે અને તેમનાં જીવન ધન્ય થયાં છે એ સર્વને જાણીતી વાત છે. સામાન્ય સમુદાયમાં પ્રચલિત કૃષ્ણભક્તિ કે રામભક્તિથી આ ઉંચા પ્રકારની ભક્તિ છે એ નિઃસંદેહ છે. ઈશ્વર પરની એની શ્રદ્ધા અપ્રતિમ છે તે કહે છેઃ—

> 'મટે ભવોભવનાં દુઃખ, રામજી કહીએ રે;
> આજ તમ પામ્યાં સુખ, રામજી કહીએ રે.
>
> થઈ વિધવા પામ્યાં ભજન, રામજી કહીએ રે;
> એવાં વિધવા જુગો જુગ, રામજી કહીએ રે.
>
> દીવાળી કરીએ તમારૂં ભજન, રામજી કહીએ રે.'

વૈધવ્યમાં રામનામ ગાવાની અનુકૂળતા મળી ગઈ માટે ભલે એવું વિધવાપણું જનમોજનમ આવે તો ફીકર નહિં. એ સ્થિતિમાં રામનું ભજન ગવાશે એથી મોટું સુખ શું એમ માનનારને પ્રાપ્ત સ્થિતિનો સંતોષ કેટલો હોવો જોઇએ ? નરસિંહ મહેતાના 'ભલું થયું ભાગી જંજાળ સુખે ભજીશું શ્રી ગોપાળ' એ વાક્ય જેવો જ આ ઉદ્ગાર છે.

સ્ત્રીના હૃદયની લાગણીઓ દીવાળીબાઇએ ઠામઠામ વિશેષ કુશળતાથી ચીતરી છે.

કવિ પોતે સ્ત્રી છે એ વાતનું વાંચનારને સ્પષ્ટતાથી ભાન થાય છે. તેણે સરસ્વતી પાસે વિદ્યા-રૂપી કાપડીની યાચના કરી છે. ગુરૂએ વિદ્યા કાપડી આપી છે, 'પહેરી જ્ઞાન કાપડી' એમ ઘણે ઠેકાણે લખ્યું છે. રામનો રાજ્યાભિષેક કરવાની ધારણા હતી તેની આગલી રાતે સીતાના મુખમાં કવિએ ઉક્તિ મુકી છે તે એક સ્ત્રીની જ કલ્પનામાં આવે. સીતા રામને કહે છે, 'કાલે પે'રૂં કંઈ સાડી રે; અતિ આનંદ થાય;' 'જુઓ કાળી ન પે'રાયે, મુને લાલ ન ગમે રાય, ત્યમ લીલી ના પે'રાયે; મુને પીળી ના ગમે રાય રે, હું તો પે'રીશ ગુલાબી સ્વામી, તમને કહું છું મુસ્તક નામી રે; પેરૂં દાગીના જોઈ જોઈ, દીવાળી રે'વા દેઉં ના કોઇ રે.' તેમ રામ પણ કેવો વાઘો ને કેવી પાઘ પહેરશે તે પૂછી તેનો જવાબ મળે છે, ત્યારે સીતા જંપે છે એમ વર્ણવ્યું છે.

દીવાળી બાઇની કવિતા સાદી અને જીવનની શુદ્ધતાથી ભરેલી છે; એવું જ સાદુ શુદ્ધ અને સૌમ્ય જીવન કવિનું પોતાનું પણ હતું.

રાધાબાઈ વડોદરાની દક્ષિણી બ્રાહ્મણ હતી અને કોઈ અવધૂતનાથ નામના સાધુની સાથે હમેશાં રહેતી. તેને પૂજ્ય ગુરુ માની તેની સેવા કરતી અને પોતાનાં કાવ્યોમાં તેનુ નામ હમેશ લખતી. રાધાકૃષ્ણની અચલ ભક્તિ તે કરતી. અવધૂતનાથ સાથે ઉત્તરમા તેમ-જ દ્વારકાંની યાત્રા તેણે કરી હતી. રામનાથના મંદિરમાં તેનો વાસ હતો. તેના જીવનનો પૂર્વ વૃત્તાંત જાણવામાં આવ્યો નથી. સવત ૧૮૯૦ માં અવધૂતનાથની એ શિષ્યા થઈ ત્યારથી એની હકીકત જણાએલી છે. એને જોયેલી એવા ઘણા મનુષ્યો વડોદરામાં છે એમ પ્રાચીન કાવ્યમાળાના પ્રસિદ્ધકાર કહે છે. ગુરુ પાસે પુરાણ કથાઓ તેણે સાભળેલી. પોતે ભજન બનાવી સાજ સાથે સુંદર રીતે ગાતી ત્યારે લોક મોહ પામતા.

એ બાઈની કવિતા ગુજરાતી કહી શકાય તેવી નથી. તેમાં હિંદી મરાઠી અને ગુજ-રાતીનું એવું મિશ્રણ છે કે તે બધી ભાષા આવડનાર જ સમજી શકે તેમ છે. ભાગવતના પ્રસંગોપર તેની કવિતાઓ છે. તે સિવાય ઘણા નામાંકિત ભક્તોનાં ચરિત્ર પણ કાવ્યરૂપે તેણે વર્ણવ્યાં છે. વળી પોતે યાત્રાઓ કરેલી તે યાત્રાના સ્થાનને ઉદ્દેશીને પણ કાવ્યો લખ્યાં છે. એ રીતે આ લેખમાં આવેલી બીજી કવિઓ કરતાં એનાં કાવ્યોમાં વિષયોની વિવિધતા વધારે છે. એનું જ્ઞાન વિશાળ અને કવિત્વશક્તિ સામાન્ય કરતાં ચઢીઆતી પ્રતની છે. દીવાળીબાઇની પેઠે એનાં કાવ્યો વર્ણનાત્મક વધારે છે. બધી ગરબીઓની ચાલો ગુજરાતમાં પ્રચલિત લીધી છે. એની કવિતામા ભાષા કેવી ભેળાઈ છે તેના ઉદાહરણ તરીકે જોઇએ.—

'ધન્ય ધન્ય કૃષ્ણા ચોરરે,
સુણો જગ્ત જેનાચા સોરરે,
દેવા કરે સેવા રાધીબાઈરે,
માતા યશોદા તણે કૃષ્ણરાયારે,
જગમેં કો હોય તેરા સા'યારે.

આવી રીતે તમામ કાવ્યોમાં મિશ્ર ભાષા હોવાથી ગુજરાતી વાંચનારને તેમજ બધી ભાષા સમજનારને પણ રસગ્રહણ કરવામાં કાંઇક ક્ષતિ થાય છે.

આ સર્વ સ્ત્રી કવિઓનાં કાવ્યો અને ચરિત્રો જોતાં એ વાત સ્પષ્ટ થાય છે કે જેમ ગુજરાતના કવિઓનો મોટો ભાગ ભક્ત કવિઓનો છે તેમ સ્ત્રી કવિઓ તો સર્વ ભક્ત જ છે. તેમનાં કાવ્યની પરીક્ષામાં તેમની કવિ તરીકેની તેમ જ ભક્ત તરીકેની પરીક્ષા સ્વાભાવિક રીતે જ થાય. ભક્ત હોવાથી જ કવિ થઈ હતી માટે તેમની ભક્તિ જે તેમની કવિત્વ શક્તિના મૂળરૂપે છે તે ધ્યાનમાં લીધા વિના તેમની કવિતાનું યથાર્થ વિવેચન થઈ શકે તેમ નથી. ગુજરાતના પ્રથમ પંક્તિના કવિઓ પ્રેમાનંદ કે દયારામની બરોબરી કરવા સરખી ઉચ્ચ કાવ્ય શક્તિ એ કોઇનામાં નથી એમ કહ્યા વિના ચાલે તેમ નથી. તેમ બીજા વર્ગના કવિઓ કરતાં કોઈ રીતે સ્ત્રી કવિઓનાં કાવ્યો ઉતરે તેમ નથી એ પણ સિદ્ધ થાય છે. તેમની કવિતાનો વિષય પરમેશ્વર છે અને તે સર્વનો ભક્તિભાવ એવો ગાઢ છે કે એ ભાવની અતિશયતાથી લાગણીઓ ઉભરાઈ કવિતાનું રૂપ ધારણ કરે છે. સાંસારિક ભિન્ન ભિન્ન સ્થિતિનાં છતાં સર્વને સંસારનાં બંધન નહોતાં અને સંસારથી વિમુખ થઈ આખું જીવન ભક્તિપરાયણતામાં કહાડેલું એમ જેમનાં ચરિત્ર જણાયાં છે તે પરથી માલમ પડે છે સંસાર છોડવાથી જ તેમને જ્ઞાન અને સંસ્કાર પ્રાપ્ત કરવાનો અવકાશ અને સાધન મળેલાં. સંસારમાં રહેલી સ્ત્રીઓની કલ્પના શક્તિ કાવ્ય રચવા કરતાં નવલ કથાઓ લખવા તરફ પ્રેરાતી હશે એમ ઈંગ્લાંડની સ્ત્રી લેખકો જોતાં લાગે છે. આપણા દેશમાં તો તેવું જ્ઞાન અને સંસ્કાર સંસારીજીવનમાં ગુંથાએલી સ્ત્રીઓને ભાગ્યે જ પ્રાપ્ત થાય છે.

પ્રસિદ્ધ ગુર્જર સ્ત્રી કવિઓ વિશે યથાશક્તિ ચર્ચા કરી છે. પ્રાચીન કાવ્યમાળા અને બૃહત્ કાવ્ય દોહન એ બે ગ્રંથોની સહાયતા છૂટથી આ લેખમાં લીધી છે. એ ગ્રંથો સિવાય અન્યત્ર સ્ત્રી કવિઓનાં કાવ્યો હશે તે જાણમાં નહિ હોવાથી તેનું વિવેચન થઈ શક્યું નથી. અર્વાચીન સમયમાં સ્ત્રીઓની કવિતા કોઈક કોઈક સ્થળે નજરે પડે છે પણ ઇંગ્રેજીમાં કાવ્ય લખનાર બંગાળાની તરુલતા દત્ત કે સરોજિની નાઇડુ સરખી સબળ શક્તિધરાવનાર નવીન સ્ત્રી કવિ હજી ગુજરાતમાં થઈ નથી. તેમજ પ્રાચીન કવિઓની ઢબનાં પણ હાલની સ્ત્રીઓનાં કાવ્યો નથી તેથી તેમનાં કાવ્યોની પરીક્ષા પાછળના જમાનાને સોંપવી ઉચિત છે. અંગ્રેજી અને સંસ્કૃત અભ્યાસના પરિણામે પુરુષ કવિઓનો નૂતન વર્ગ થયો છે તેવો જ કોઈ કાળે સ્ત્રી કવિઓનો થશે એવી આશા સાથે આ અલ્પ મતિ અનુસાર લખેલો લેખ સમાપ્ત કરૂં છું.

સૌ. વિદ્યા.

---

# મનુષ્ય સ્વભાવ.

ઉપેન્દ્રવજ્રા

છે એક મ્હારી સખી દૂર દેશે
આ સ્થાનથી તે બહુ દૂર રે' છે
પ્રીતી અતી તે મુજ માટ ધારે
છે સ્નેહ થોડો મુજ તેહ સાટે— ૧

શીખરિણી

યદી ઇચ્છુ હુ તો, જરૂર ઝટ આવે મુજ કને
બહુ થોડે યત્ને, દુરથી અહીં આવી નહી શકે
વદુ થોડું તોયે, સમજી સઘળું અર્થ લહી લે
અને મ્હારે કાજે, જીવન સુધી સર્વે દઇ શકે— ૨

તોટક

અતી વ્યાધિ થકી પકડાઉં યદી
નવ તે સમયે દુર થાય કદી
લહું, બોલુ નહીં, વળી ક્રુર બનુ
તદપી કદી મેવ સહે સઘળું— ૩

હરીગીત,

છે આવી મ્હારે શાન્ત પ્રેમી સહનશીલ સખી યદી
જે મુજ કૃતે સહુ અર્પવા તૈયાર છે તેવી વળી
તોયે ન ગણુતા તેહને કરી હુ દૂર ચાહું બીજી
એ અન્યનાં ગુણુ વર્ણુનો કરજો શ્રવણુ સર્વે! હજી— ૪

વસંતતિલકા.

એ અન્ય મ્હારી સખી આંહી રહે સદાયે
આ દેશમાં—સમિપમાં—વસતી જણાયે
ત્હેના પરે અતીવ છે મુજ સ્નેહ ઘેલો
ત્હેના પ્રતિ બહુ હુ આકર્ષાઉં છુ અહો!— ૫

શાર્દુલ,

ત્હેને તો નથી લેશ માત્ર પરવા મ્હારી તદાપી મ્હને
લોભાવે નિજ સત્ય અંતર થકી આકર્ષી ખેંચે મ્હને

જાઉં પાસ નમી અતી વિનવીને યત્નો કરૂં હું જદા
પ્રિતે ના મુજની પ્રતિ નીરખતી અગ્નિ ભર્યો ચક્ષુમાં— ૬

હરીગીત.

હું સમજું છું એ સર્વ તોયે નિત્ય ખેંચાઉં નહીં
હું માનું છું એ સત્ય નાગણ ડંખશે કો દી કંઈ
હું જાણું છું કે વિષ મુજને વ્યાપશે વસમું અતી
તોયે અરે એ દુષ્ટ સંગતી તો જરા છુટતી નથી ૭

અનુષ્ટુપ.

આ સમી સૌ મનુષ્યોને બે સખી મળતી વળી
તજી પ્હેલી ગ્રહે બીજી એ સ્વભાવ થયો નકી ૮

હરીગીત.

ભક્તિ અને માયા રૂપી તે બે સખીયો આ કહી
છે એક દૂર અને બીજી છે ગ્રાહ્ય જે સમિપે રહી
છે હિત ઘણું વળી શ્રેયકારક લાભદાતા તે તજી
શું કામ ઇચ્છવી અન્ય જેથી નાશ છે એ પારખી ૯

દોહરો.

લેશ યત્ન કરે અભિલાષ ધારે
દોડી પ્રથમ સખી આવશે ત્વરાએ
સ્વબળ થકી અન્યને હડેલી દેશે
વળી એ સમે પ્રભુ સહાય દેશે— ૧૦

તા. ૨૮-૮-૦૯ સૌ. સુમતિ.
અંધેરી.

---

# નાઈટ્રોજનવાળાં ખાતરો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૯૨ થી. )

સાઇએનેમાઇડના Polymerisationથી ડાઇસાએનેમાઇડ બને છે અને પછી તેમાંથી Dicyandiamidine ડાઇસાઇએનડાઇએમીડાઇન અને ક્ષાર પણ તૈયાર થાય છે. આ શિવાય નાઇટ્રો લાઇમમાં ગવાનીડાઇન ( Guanidine ) ના ક્ષાર અને તેના Nitroderivatives ( નાઇટ્રોજન પસાર કરતાં થતા પદાર્થો ) પણ બનાવી શકાય. આ બધા પદાર્થો ફક્ત રંગના ઉદ્યોગમાં નહી, પરંતુ દારૂગોળો અને સળગી ઉડે એવાં પદાર્થોનું ઉષ્ણમાન ઓછું કરવામાં પણ ઘણા વાપરી શકાય એમ મારે ખાસ જણાવવું જોઇએ. દારૂગોળામાં આ પદાર્થો ઉમેરવાથી તેમાં નહી મળી શકે એવા નાઇટ્રોજનનું પ્રમાણ વધે છે.

વીજળીક ભઠ્ઠીના તાપને લીધે કેલ્શમ સાઇએનેમાઇડમાંથી બનતા બીજા Organic પદાર્થો પૈકી હું આ ભાષણની અંતે લિબિગના Extract of meat ( માંસનો સત્વ ) માંના એક ઉપયોગી તત્વ વિષે જણાવીશ. આનું નામ Creatine ક્રીએટાઇન છે અને તે નાઇટ્રોલાઇમમાં સારકોસાઇનને સંયુક્ત કરવાથી તૈયાર થાય છે.

રસાયણશાસ્ત્રની મદદથી કૃત્રિમ રીતે એલીઝરાઈન, ગળી અને એવા બીજા પદાર્થો કુદરતી ચીજો કરતાં પણ ઘણા સારા બનાવવા ફતેહ મળેલી હોવાથી, માણસના પોષણને માટે જોઇતા કાર્બોહાઇડ્રેટસ અને પ્રોટીન્સ પણ તેમના તત્વોમાંથી કૃત્રિમ રીતે રસાયણ શાસ્ત્રીઓ બનાવી શકશે ત્યારે મનુષ્ય જાતને કુદરતના અનિયમિત પાકપર જરા પણ આધાર રાખવાની જરૂર રહેશે નહિ એવા આશાભર્યા વિચારો દર્શાવવામાં આવ્યા છે. જેમ ખાંડ સંબંધી ફતેહ મળી છે તેમ રાસાયણિક પ્રયોગશાળામાં કુદરતી ચીજો કરતાં પણ વધારે સારી ચીજો તૈયાર કરી શકાય એમ હું જોકે રસાયણશાસ્ત્રી તરીકે દઢ વિચાર ધરાવું છું તો પણ જમીનમાંથી જેટલો પાક મળી શકે છે તેટલો જ પાક આપણે કૃત્રિમ રીતે મેળવવામાં ફત્તેહમંદ ઉતરીશું કે નહિ એ વિષે મને ઘણી શંકા રહે છે. પ્રયોગ શાળાઓમાં અને કારખાનામાં જે રાસાયણિક નિયમો અને રીતો પર કામ કરવામાં આવે છે તેના જ ઉપર ખેતીના પાકનો પુરેપુરો આધાર રહેલો છે તે ખરૂ; પણ આ રીતો બરાબર કામમાં આવે તે સારૂ ખેડુતને સૂર્ય, વાતાવરણ અને જમીનમાંથી બારોબારજ જોઇએ તેટલી શક્તિ મળે છે તે, ઉદ્યોગમાં ફકત આડકતરી રીતે મળે અને તેથી તેનું ખર્ચ પણ બહુ થાય. આ ઉપરાંત રસાયણશાસ્ત્રીના સાહિત્યો કરતાં પરમેશ્વરે બનાવેલાં પ્રાણીઓ અને છોડવાઓ તેમને મળેલી શક્તિનો ઉપયોગ વધારે સારી રીતે કરી શકે તે પણ આપણે યાદ રાખવું જોઇએ.

હવે આર્થિક સ્થિતિએ જોતાં, જે પદાર્થો જમીનમાંથી પુરતા જથામાં મળી શકતા

નથી તે પદાર્થો રસાયણ શાસ્ત્રની મદદથી પુરા પાડીને આપણી ખોરાકની ચીજોનો ભંડાર વધારીએ તો આખરે અનહદ ફાયદો થશે એ નિઃસંશય છે.

"જ્યાં ફક્ત એક મણ અનાજ પાકતું હોય અથવા એક ભારો ઘાસ થતી હોય ત્યાં બે મણ અનાજ કે બે ભારા ઘાસ ઉગાડી શકે તે મનુષ્ય પોતાના દેશને ઘણો જ ફાયદો કરે છે," એવું ડીન સ્વીફ્ટનું જુના વખતનું વચન છે; અને "જેવી રીતે ચિત્રકાર પોતાની અક્કલ વાપરીને રંગનું મિશ્રણ કરે છે તેવી જ રીતે જો ખેડુત ખાતર સંબંધી પોતાનું જ્ઞાન વધારી ખેતી કરે તો નબળા પાક વિષે જરા પણ બુમ રહે નહીં એવું માર્કવીસ ઓફ સોલ્ઝબરીનું વચન છે. આ બે ફકરાઓ પહેલેથી જ ખેતી સાથેના રાસાયણિક ઉદ્યોગના સબંધમાં સૂત્રરૂપ થઈ પડ્યા છે અને હવે પણ થઈ પડશે.

ડૉ. મેલ્ડોલાએ ચર્ચા કરતાં જણાવ્યું કે ખેતીના કામ માટે જોઇતા પદાર્થો કુદરતે આ દેશ (ઇંગ્લાંડ)માં આપ્યા નથી અને આપણા ઉપર ઘણી કઠોરતા વાપરી છે તે જાણીને કોઈ પણ માણસને આશ્ચર્ય ઉત્પન્ન થયા વગર રહેશે નહિ. એક નમુનેદાર ખેડુત તો ઇંગ્રેજ જ છે; પણ એમ લાગે છે કે તેને કુદરતી કે તૈયાર કરેલા પદાર્થો માટે બીજા દેશો પર આધાર રાખવો પડે છે.

× × × × ×

ખેતીની પ્રગતિના સંબંધમાં ડૉ. લિબિગના કામ માટે બોલતાં હું જણાવું છું કે તે મોટા રસાયણ શાસ્ત્રી અને ઇંગ્લીશ ખેડુતોની વચ્ચે Intermediary (દલાલ) તરીકે લૉર્ડ પ્લેફેરે જે કામ કર્યું હતું તે આપણે ભૂલી જવું જોઇએ નહી. લિબિગના કામની મહત્તા પહેલ વહેલી આજ ગૃહસ્થને જણાઈ હતી; તેમણે તેનાં પુસ્તકોનું ભાષાંતર કર્યું હતું, તેને ઇંગ્લાંડમાં નિમંત્રણ કર્યું હતું અને લિબિગની શોધખોળની ઉપયોગિતા બતાવવા સારૂ તેની જોડે ફરી ગામે ગામના ખેડુતોની સમક્ષ અગત્યનાં ભાષણો આપ્યાં હતાં. આ સંબંધી યાદ લાવતાં ઇંગ્લાંડના રસાયણવેત્તા તથા ખેડુતોએ લૉર્ડ પ્લેફેરના નામની લિબિગના નામ જોડેની યાદગીરી રાખવા ચુકવું જોઇએ નહી.

હવે મારે બીટની ખાંડના કચરામાંથી મળતા પોટાશના ઉપયોગ માટે બોલવું છે. અમુક જાતના પાકને પોટાશ ઘણો કામ આવે છે તેમજ તે ઘણો જરૂરનો છે એ વાત દરેક જણ સ્વીકારે છે અને ઇંગ્લાંડમાં બીટમાંથી ખાંડ તૈયાર કરવાનો સવાલ વારંવાર ઉભો થાય છે. ઈ. સ. ૧૮૬૦–૭૦ માં જેમ્સ ડન્કને સફોકમાં બીટરૂટ ઉગાડવાના પ્રયત્નો કર્યા હતા. પણ આ તેમજ એવા બીજા સર્વ પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. આમ હોવાથી ઇંગ્લાંડમાં બીટરૂટ ઉગાડી શકાય કે નહિ અને જો ઉગાડી શકાય તો તે કામ શા માટે હાથ ધરવામાં આવ્યું નથી તે સવાલોનો આજના વિષયને અંગે નિર્ણય થવાની જરૂર છે.

નાઇટ્રોજનવાળાં ખાતર સંબંધી મારે કહેવું જોઇએ કે સાઇએનેમાઇડના રૂપમાં નાઇટ્રોજન Fix કરી શકાય છે એવું પ્રોફેસર ફ્રેન્કે વ્યવહાર રીતે તેમજ ગણતરી કરીને બતાવી આપ્યું છે તો પણ રાસાયણિક રીતે જોતાં તે સાઇએનેમાઇડનો નાઇટ્રેટ બનાવવાની ક્રિયા

ઘણી લાંબી છે અને છોડવાને તો ફક્ત નાઇટ્રેટો કામ આવે છે, માટે ચિલીના સુરાખાર સાથે સરખાવતાં સાઇએનેમાઇડ ખાતર તરીકે કેટલું ઉપયોગી છે તે નક્કી કરવાનો સવાલ તો હજુ ઉભોજ છે. આ સવાલનો નિર્ણય કરવા સારૂ જુદે જુદે ઠેકાણે અખતરા કરવામાં આવ્યા છે, પરંતુ શું પરિણામ આવ્યું તે બાબતની ચોક્કસ હકીકત હજુ મળી નથી.

છેવટે પ્રોટીડસ બનાવવામાં પ્રાણીવર્ગની હરીફાઈ કરે એવી રાસાયણિક રીત ઉપજાવી કાઢતાં ઘણો વખત લાગશે એ બાબતના પ્રોફેસર ફ્રૅન્કના વિચારને હું પુરેપુરૂ અનુમોદન આપું છું.

જીવન શાસ્ત્રીની રીતે જોતાં પણ નાઇટ્રોજનના Fixation સબંધી પ્રશ્નનું સજીવ જંતુઓએ ક્યારનુંએ નિરાકરણ કરી દીધું છે. આપણે બધા જાણીએ છીએ કે સીમ્બાઓટીક (Symbiotic) ગોઠવણથી એક જાતના જંતુઓ મારફતે Leguminous (લેગ્યુમીનસ) છોડવાઓ નાઇટ્રોજન મેળવે છે. આ છોડવાના nodules (નૉડ્યુલ્સ) માં જંતુઓ રહેલાં છે; તે જંતુઓ બારોબાર વાતાવરણમાંનો નાઇટ્રોજન લઈ લે છે અને આવી રીતે Leguminous પાકને પોષણ આપે છે. એટલે જે સવાલનો નિર્ણય કરવા સારૂ રસાયણ શાસ્ત્રનાં ઉંચા જ્ઞાનની જરૂર છે તે સવાલનું નિરાકરણ કુદરતના હલકામાં હલકા જંતુઓ કરી શકે છે.

પ્રોફેસર મૅલ્ડૉલા બોલી રહ્યા પછી—સર ઉવીલીયમ રૅમ્ઝે નીચે પ્રમાણે બોલ્યા હતા—

આ મંડળ આગળ થોડાક વર્ષ ઉપર પ્રોફેસર ગાઇએ જે સવાલ મૂક્યો હતો તે હાલ જણાવવાની હું રજા લેઉં છું. નાઇટ્રોજન અને ઑક્ષીજનનો સંયોગ કરવાની સાથે સાથેજ કેલ્શમ સાઇએનેમાઇડ બનાવવાનું કામ હાથ ધરવું જોઇએ. ડૉ. ફ્રૅન્કની રીતમાં શુદ્ધ નાઇટ્રોજન ઘણોજ જોઇએ છીએ; અને ઑક્ષીજન નકામો જવા દેવામાં આવે છે. માટે આ રીત ઘણી ખર્ચાળ છે. બીજી રીતે જોતાં બર્કલૅન્ડ-આઇડની રીતે નાઇટ્રોજન અને ઑક્ષીજનનો સંયોગ કરવા સારૂ, જે વાયુઓ આર્ક (arc) માંથી પસાર થતા હતા તેમાં હવાના કરતાં ઑક્ષીજન વધારે પ્રમાણમાં હતો. જો આ બે રીતનો સાથે સાથે ઉપયોગ કરવામાં આવે તો વધારાના પદાર્થો સારા કામમાં લાવી શકાય અને કોઈપણ પદાર્થ નકામો જાય નહિ.

હવે જે શોધખોળ હમણાં ચાલે છે અને જે હજુ કંઈ પણ માહિતિ આપી શકાય એવી સ્થિતિએ પહોંચી નથી તે શોધખોળ સંબંધી હું કંઈ કહેવાની રજા લેઉં છું. ડૉ. ફ્રૅન્કની રીતમાં શક્તિ આપણને મળે છે અને બર્કલૅન્ડ-આઇડની રીતમાં આપણે વારંવાર શક્તિ આપીએ છીએ. આ સંબંધી મારા એક પ્રયોગમાં એક ઘણું અજાયબ જેવું પરિણામ આવ્યું છે. અમુક ઉષ્ણમાન મળે તો જ નાઇટ્રોજન અને હાઇડ્રોજનનો સંયોગ થાય છે એ સર્વ કોઈ જાણે છે. અને દરેક નવા રસાયણવેત્તાને ખબર છે કે નાઇટ્રોજન અને હાઇડ્રોજનના સાદા મિશ્રણમાં વીજળીનો તણખો પસાર કરીએ તો ઍમોનીયા બને છે અને જો ત્યાં આગળ ગંધકનો તેજાબ રાખીએ તો બધા મિશ્રણનો ઍમોનીયા બને ત્યાં સુધી આ રાસાયણિક ક્રિયા ચાલુ રહે છે. પણ જે નાઇટ્રોજન અને હાઇડ્રોજનના ભાગ એકઠા થયેલા હોતા નથી તેના પ્રમાણમાં દરેક ૧૦

ખતે એમોનીયા ઘણો ઓછો બને છે. કાર્લ્સ રૂહને આગળ થોડા વખત પર અખતરા કરવામાં આવ્યા હતા ત્યારે એમ માલુમ પડ્યું કે ઉંચા ઉષ્ણમાનમાં એમોનીયાના તત્ત્વો જુદા પડે છે, અને જેમ જેમ ઉષ્ણમાન ઓછું કરવામાં આવે તેમ તેમ નાઇટ્રોજન અને હાઇડ્રોજનના પ્રમાણમાં વધારે એમોનીયા બને છે; પણ આસરે ૫૦૦ ડીગ્રી કરતાં ઓછું ઉષ્ણમાન હોય તો નાઇટ્રોજન અને હાઇડ્રોજન એટલા ધીમે ધીમે એકઠા થાય છે કે એમોનીયા જુજ પ્રમાણમાંજ મળે છે. રેડીયમ ઇમેનેશન (Redium Emanation) એ શક્તિનો મોટો ભંડાર છે અને તેને લીધે એમોનીયાના તત્ત્વો ઝટ જુદાં પડે છે એટલું જ નહિ પણ નાઇટ્રોજન અને હાઇડ્રોજનનો સંયોગ પણ ઝપાટા બંધ થાય છે. આ ઠેકાણે Radium Emanation એ રાસાયણિક ક્રિયાનો વેગ વધારે છે કે તેમાંની શક્તિને લીધે ક્રિયાને ટેકો મળે છે તે વિષે મને કંઇ પણ ખબર નથી, પણ એ તો નિર્વિવાદ છે કે નાઇટ્રોજન અને હાઇડ્રોજનના રાસાયણિક સંયોગને લીધે આપણને શક્તિ મળે છે. આ સંયોગ કરવા સારૂ વધારાની શક્તિ આપવાની જરૂર રહેતી નથી. હજુ સુધી તો એમ માલૂમ પડ્યું છે કે જેટલી ઝડપથી એમોનીયાના તત્ત્વો જુદાં પડે છે તેટલી જ ઝડપથી નાઇટ્રોન અને હાઇડ્રોજનનો રાસાયણિક સંયોગ થાય છે; અને જ્યારે આ ક્રિયા Radium Emanationમાં થઈ શકે છે તો તેના જેવો બીજો કોઈ પદાર્થ હશે કે નહિ તે ખોળી કાઢવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જો આવો કોઈ પણ પદાર્થ આપણને મળી શકે તો આ પ્રશ્નનું ઝટ નિરાકરણ થઈ જાય. ગમે તેટલો હાઇડ્રોજન તૈયાર કરવામાં ભારે મહેનત પડતી નથી; અને હાથ આવેલાં ખરેખરાં સાધનોનો ઉપયોગ કરવાથી આ હાઇડ્રોજનને નાઇટ્રોજન સાથે સંયુક્ત કરી શકાય, એમાં કંઈ પણ શક નથી.

ત્યાર બાદ મી. એ. એમ. લીમે ટીકા કરી કે—

કોલસા અને સળગે એવા બીજા પદાર્થમાંથી એમોનીયમ સલ્ફેટના રૂપમાં નાઇટ્રોજન મેળવવામાં ઈંગ્લાંડ પહેલે નંબરે છે. ૧૫ વર્ષ પહેલાં દર ટન કોલસામાંથી ડૉ. મૉન્ડ ૮૦ રતલ જેટલો એમોનીયમ સલ્ફેટ બનાવતા હતા. આ રીતમાં ઘણો વધારો થયો છે તે એટલે સુધી કે પીટ જાતના કોલસામાંથી એમોનીયા તૈયાર કરી શકાય છે. આ સંબંધમાં પ્રોફેસર ફ્રેન્કે જણાવ્યું છે કે પીટમાંથી એમોનીયા બનાવવાની રીતનો ડૉ. મૉન્ડની સલાહથી ડૉ. કેરોએ ઉપયોગ કર્યો પણ એમાં સ્હેજ ભૂલ થયેલી છે તે મારે જણાવવી જોઇએ. કોલસાની ખાણમાંના નકામા પદાર્થમાંથી અથવા જે જર્મનીના "સીશબીક (લેક લાઇમ)માં ઘણો ભાગ નાઇટ્રોજનનો હોય છે તેમાંથી નાઇટ્રોજન મેળવવાને મૉન્ડની રીતનો ડૉ. કેરોએ ઉપયોગ કર્યો એ ખરૂં, પણ પીટ સંબંધી મારે કહેવું જોઇએ કે ડૉ. મૉન્ડ અને હું ડૉ. કેરોને મળ્યા તે પહેલાં એકાદ વર્ષ પર એટલે ઈ. સ. ૧૯૦૩ માં સ્ટોકટન ઓન ટીઝ આગળ લંડનની પાવર ગ્યાસ કોરપોરેશન તરફથી હું પીટનો ગ્યાસ બનાવતો હતો. અને આ મંડળે જર્મનીમાં જે કારખાનાં સ્થાપ્યાં હતાં તે કારખાનાનો રીપોર્ટ આ ભાષણમાં અપાયો છે. આજ કમ્પનીએ બીજાં બે મોટાં કારખાનાં સ્થાપ્યાં છે તે પૈકી ઇટાલીનું એક નવું કારખાનું ઇલેકટ્રીસીટી સપ્લાઈ સ્ટેશન આગળ છે. જર્મનીમાં ખીણવાળો પ્રદેશ ઘણો વિસ્તીર્ણ છે અને તે પ્રદેશમાંથી નીકળતા પીટનો ઉપયોગ કરવામાં મૉન્ડની રીત ઘણી કામ આવે છે એવું

બરાબર સમજનાર તરીકે ડૉ. કેરો અને પ્રોફેસર ફ્રેન્કને ઘણો ધન્યવાદ આપવો ઘટે છે. ઈંગ્લાંડમાં તેમ જ આયર્લાંડમાં પીટના મોટા થર છે અને તેમાંથી ઘણો નાઇટ્રોજન મળે તેમ છે અને તેનો ગ્યાસ કરીએ તો પાવર ગ્યાસને નકામા પદાર્થ તરીકે ગણતાં પણ એમાંથી એટલો બધો એમોનીયા મળે કે તે કામમાં ઘણો નફો થાય. એક ટન પીટમાંથી કેટલો સલ્ફેટ ઑફ એમોનીયા નીકળે તેનો આધાર તે પીટમાના નાઇટ્રોજનના પ્રમાણ પર રહે છે. પણ મારા અનુભવ પરથી કહી શકુંછું કે સાધારણ રીતે એક ટન પીટમાંથી ૮૦ થી ૧૬૦ રતલ એમોનીયમ સલ્ફેટ મળી શકે. નાઇટ્રોજનવાળાં ખાતરના કાચા પદાર્થ તરીકે ગ્રેટ બ્રીટનનો પીટ કેટલો બધો કામ આવી શકે તેનો ઉપર જણાવેલી હકીકતથી બરાબર ખ્યાલ આવશે. દર ટને ૨॥ કે ૩॥ શિલિંગના ખર્ચે ગ્યાસ બનાવવા સારૂ જોઇતી પ્રતનો પીટ તૈયાર કરી શકાય. દર ટન પીટમાં ૨૫ કે ૩૦ ટકા જેટલો ભાગ ભેજનો હોય છે।

મીડલૅન્ડઝમાં પણ નકામા નાના કોલસામાંથી એમોનીયા મેળવવા સારૂ તેનો ગ્યાસ બનાવવાનું એક મોટું કારખાનુ બંધાય છે અને તેમાથી નીકળતો પાવર ગ્યાસ હાલ તો નકામો જવા દેવામાં આવે છે.

છેવટે મી. સી. રેવીસે જણાવ્યું કેઃ—

નોડ્યુલના જંતુઓ વિષે ખબર પડયા પછી તેમને જોઇતુ પોષણ મળે એવા પદાર્થો બનાવવાનું એક મંડળ ઉભુ થયું છે. પણ એવા પદાર્થોના ઉપયોગની કંઈ સારી અસર ન થવાથી આ કંપની નાસીપાસ થઈ છે. પરંતુ આ બાબતમા ઘણા સુધારા થયા છે એટલે પહેલાં જે મુશ્કેલીઓ નડતી હતી તે હવે દૂર થઈ છે. અને હાલ કૅનેડા અને ઑસ્ટ્રેલીઆમાં આવેલા અમુક પ્રદેશોમાં આ જંતુઓને ઉછેરવામા આવે છે. આ જંતુઓ ખેડુતોને તેઓ વાપરી શકે એવી સ્થિતિમાં આપવામાં આવે છે અને તેમની વપરાશને લીધે પાકમાં વધારો પણ થયેલો માલૂમ પડે છે. આ જંતુઓ હજુ ઈંગ્લાંડમા લાવવામાં આવ્યા હોય તેમ જણાતું નથી પણ પ્રોફેસર બૉટમ લીએ જે અગત્યનું કામ કર્યું છે તે આપણે ભૂલી જવુ જોઇએ નહિ. અત્યારૂ સુધી તો એમ જ ધારવામાં આવતું હતું કે નોડયુલના જંતુઓ ફક્ત લેગ્યુમીનસ જાતના છોડનો કામ આવે છે પરતુ પ્રોફેસર બૉટમ લીએ હાલ બતાવી આપ્યું છે કે આ જંતુઓ ગમે તે જાતના છોડને માટે ઉપયોગમાં આવે એવા છે.

સાંકળચંદ જેશલાલ શાહ.

---

# સાહિત્ય અને તેનાં અંગો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૬૭ થી. )

## ૩. નવલકથાઓ, વાર્તાઓ, અને રૂપકો.

નાટકો અને સંવાદો મુકીને હવે આપણે સાહિત્યનાં ત્રીજા અંગ તરફ વળીયે. નવલકથાઓ અને વાર્તાઓ તરફ સ્વાભાવિક રીતેજ માણસને વધારે પ્રેમ હોય છે. ન્હાનાં બાળકોને પણ વાર્તા સાંભળવી વધારે ગમે છે. અર્ધશિક્ષિત સ્ત્રીઓ અને પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓ પણ વાર્તાનાં પુસ્તકો ઘણા ઉત્સાહથી વાંચે છે. રામાયણની કે શિવપુરાણની કે ગરૂડપુરાણની કથાઓ સાંભળવાને લોકોની ઠઠ ઝામે છે. ધર્મ ઉપર આપણા લોકોને વધારે આસ્થા હોય છે એ ખરૂં, પણ ભગવદ્દગીતા કે બીજાં કોઈ જ્ઞાનનાં કે ભક્તિનાં પુસ્તકો વાંચવાં જેને નથી ગમતાં તેને પણ આવાં પુરાણો વંચાતાં સાંભળવાં ગમે છે, અને હરદાસનાં હરિકીર્તનમાં રસ પડે છે, તેનું કારણ જ એ કે વાર્તા માણસને ઘણી પ્રિય હોય છે. સામાન્ય વાર્તાઓ અને નવલકથાઓમાં ભાષા અઘરી નથી હોતી, લોકોને રૂચે એવાં રસિક વૃત્તાન્તો હોય છે, ફિલસુફીનાં લાંબાં ટાહ્યલાં નથી હોતાં, અને ઘણા કેળવાયલા પ્રકારની રસિકતા જોઇએ એવું બહુ નથી હોતું. તેથી તે જનસમૂહમાં લોકપ્રિય વધારે થાય છે. જેમાં શૃંગારરસ વધારે આવતો હોય કે જેમાં અરેબિયન નાઇટ્સના જેવા ચમત્કાર આવતા હોય તે વધારે વંચાય છે.

એવા પ્રકારનાં વાંચનથી જનસમાજને હાનિ ન થાય માટે અંદર અનીતિનાં ચિત્ર એવી રીતે ન મુકાવવાં જોઇએ કે જેથી વાંચકના મગજ ઉપર ખોટી છાપ પડે. નવલકથાનું કામ વિવિધ પ્રકારનાં મનુષ્યોના સ્વભાવ આલેખવાનું હોવાથી અનીતિમાન્ પાત્રો તો અંદર આવેજ. પણ તે પાત્રો એવી રીતે મુકાવવાં જોઇએ કે જેથી નીતિમાન્ મનુષ્યોનું ગૌરવ વધારે સચોટ રીતે સ્થાપિત કરાય અને અનીતિમાન્ મનુષ્યોને પડતાં દુઃખોને લીધે અથવા તેનાં હૃદયમાં થતી પીડાઓને લીધે વાંચકને અનીતિ તરફ અત્યન્ત અણગમો ઉત્પન્ન થાય.

વળી, નવલકથામાં અસંભવનો દોષ ન હોવો જોઇએ. નવલકથાની સૃષ્ટિ આપણી આ સૃષ્ટિના જેવીજ આબેહૂબ હોવી જોઇએ એવો કંઈ નિયમ નથી. ભૂતો અને પિશાચો, દૈત્યો અને દાનવો, અપ્સરાઓ અને પરીઓની સૃષ્ટિ કલ્પવાની નવલકથાકારને સંપૂર્ણ છૂટ છે; પણ એ ભૂતો અને એ પિશાચોનાં, એ દૈત્યો અને એ દાનવોનાં, એ અપ્સરાઓ અને એ પરીઓનાં વાણી, વર્તન વગેરે એવી રીતનાં હોવાં જોઇએ કે જેથી આપણને એમ જ લાગે કે એ પ્રાણીઓ જો હોય તો બરાબર એવીજ રીતે વર્તે. જો એમ ન હોય તો જોઇએ તેવો રસ ઝામે નહીં અને વાંચ્યાનો સંતોષ મળે નહીં. કલ્પનામય રચનાઓમાં આપણને આનન્દ મળે છે તેનું કારણજ એ કે આપણી કલ્પનાશક્તિનાં બળવડે આપણે તે વસ્તુને સત્ય જેવી ગણી લઇએ છિયે. નાટક જોઇને આપણે ખુશ થઇએ છિયે, ચિત્ર જોઇને

આપણે આનન્દ પામીએ છિયે તેનુ કારણજ એ કે નાટકના તખ્તા ઉપર કે ચિત્રપટ ઉપર જાણે ખરીજ વસ્તુ હોય તેવો દેખાવ આપણી નજરે પડે છે. બાળકને પોતાની ઢીંગલીમાં કે બીજી વસ્તુમાં આનન્દ મળે છે તેનું કારણજ એ કે તે તે વસ્તુમાં તે સત્યતાનું આરોપણ કરી શકે છે. જ્યાં એ ખુબી નષ્ટ થઈ કે તેની સાથે આનન્દની વસ્તુ તે પણ નિર્માલ્ય ને નકામી બની જાય છે. માટે નવલકથામાં અસંભવનો દોષ ન હોવો જોઇએ.

નાટકોમાં જેમ નાટકનું વસ્તુ (plot) હોય છે અને તેમાં જેમ જનસ્વભાવનું ચિત્ર દોરવામાં આવે છે તેમજ નવલકથામાં પણ થાય છે, પણ કાવ્યમાં અમુક વસ્તુઓ દાખલ ન થઈ શકે એવી ગણાય છે. ત્યારે નવલકથાકારને વિષયની પસંદગીને માટે કંઈક વધારે છૂટ રહે છે. કયા વિષયો કવિતાને યોગ્ય છે ને કયા નથી એ વિષે સંક્ષિપ્ત નિયમો થઈ શકે એમ હોય તો પણ તે થવાથી ઘણો લાભ નથી. જે કવિ હોય છે તેનો પસંદ કરેલો વિષય સ્વાભાવિક રીતે કવિતાને અનુકૂલજ હોય છે. ટીકાકારની દૃષ્ટિયે જે અયોગ્ય ગણાય તેવા વિષયને પણ કવિ પોતાની પ્રતિભા વડે અલૌકિક ચમત્કારવાળો બનાવે છે. સુન્દરતા માત્ર કવિતાનો વિષય છે. માટે આ વિષય કવિતાને યોગ્ય છે ને આ અયોગ્ય છે એવા ચોક્કસ નિયમો કરી શકાય નહીં. તોપણ એટલુ નક્કી છે કે નવલકથામાં જે સંસારની ઝીણી ઝીણી વિગતો આવી શકે તે કવિતામાં આવી શકે નહીં, અને એવી વિગતોને કુશળતાથી વાંચક સમક્ષ મુકવી એમાંજ નવલકથાનો ખાસ ઉપયોગ છે.

અમુક નીતિનો ઉપદેશ જેમાંથી કહાડી શકાય તેજ નવલકથા સારી એવો કંઈ નિયમ નથી. આ આખી સૃષ્ટિનું બંધારણ નીતિના પાયા ઉપર છે, અને એવી સૃષ્ટિનો જેમાં ચિતાર અપાયો હોય તેવા નાટકો અને નવલકથાઓ પણ નીતિના પાયા પરજ રચાયલાં ગણાય. વાસ્તવિકતાનું તત્ત્વ સાચવવા તરફ જ નવલકથાકારે લક્ષ આપવાનું છે. તેમ થતાં તેની રચનામાંથી જે ઉંડો ઉપદેશ મળે તે અલબત્ત ઘણો કીમતી છે. પણ ખાસ ઉપદેશ આપવાનાજ ઉદ્દેશથી રચાયલી નવલકથામાં ઉંચા પ્રકારનુ કલાવિધાન આવી શકતું નથી, અને એવી રચના મનુષ્યની રસિક વૃત્તિઓને ઉદ્દીપ્ત કરવામાં નિષ્ફળ નીવડે છે.

નવલકથાઓના બે વિભાગ પાડી શકાય. એકમાં અદ્દ્ભુત ચમત્કાર અને અલૌકિક વૃત્તાન્તો હોય છે, બીજામાં સાધારણ રીતે દુનિયામાં બને એવાં માનવવૃત્તાન્તો હોય છે. એકને romance કહે છે, ને બીજી novel કહેવાય છે. માણસને અદ્દ્ભુત વૃત્તાન્તોનો એવો શોખ હોય છે કે ઐતિહાસિક બનાવોને પણ romanceનાં રૂપમાં મુકવાની લેખકોને જરૂર પડે છે. ટુંકી વાર્તાઓમાં નવલકથા કરતાં ઉતરતા પ્રકારનું કલાવિધાન હોય છે. તેમાં જનસ્વભાવનુ સૂક્ષ્મ નિરૂપણ કરેલું ભાગ્યેજ હોય છે, હૃદયના જુદા જુદા ભાવો વાંચક આગળ ખુબીથી જવલ્લેજ મુકવામાં આવે છે, અને સ્વાભાવિકતા પણ ક્વચિત્ ક્વચિત્ નથી જોવામાં આવતી. હાલમાં આપણા માસિકોમાં અનેક વાર્તાઓ આવે છે. પણ તેમાં ઉંચા પ્રકારનું કલાવિધાન નથી હોતું. મ્હારે ભાગે એ વાર્તાઓ અગ્રેજી વાર્તાઓના અનુકરણ રૂપે હોય છે. જે સ્વતંત્ર રીતે લખાયલી હોય છે તેમાં પણ જોઇએ તેવી વિવિધતા નથી આવતી અને દાંપત્યસ્નેહ સિવાય બીજા કશાનાં ચિત્રો અંદર દીઠામાં નથી આવતાં. બ્હેન તરીકે,

માતા તરીકે, દેશજન તરીકે સ્રીથી શું.શું થઈ શકે તે સમજવનારી વાર્તાઓ સ્રીઓને માટે પ્રસિદ્ધ થતાં પત્રમાં પણ ક્વચિતજ જોવામાં આવે છે.

આપણા પ્રાચીન સાહિત્યમાં વાર્તાના બે પ્રકાર હતા. પુરાણોમાંથી વસ્તુ લઇને રચાયલાં **આખ્યાનો** અને કવિકલ્પનાથી ઘડાયલી **માનવવૃત્તાન્તો વાળી વાર્તાઓ.** અંગ્રેજી સાહિત્યના romance અને novelની વચ્ચે જેવો ભેદ છે તેવો જ આ બે પ્રકારની વાર્તાઓ વચ્ચે છે. પ્રેમાનંદે આખ્યાનો લખ્યાં છે, ત્યારે સામળભટ્ટે માનવ-વૃત્તાન્તો વાળી વાર્તાઓ લખી છે. ત્યાર પ્હેલાં વરતો, તુળસી જેવા આખ્યાનો લખનારા અને રસમંજરીના લેખક વચ્છરાજ જેવા વાર્તા લખનારા થઈ ગયા હતા. પણ એ બે પ્રકારની વાર્તાઓ રચનાર તરીકે પ્રેમાનંદ અને સામળભટ્ટ વધારે પ્રસિદ્ધિમાં આવ્યા છે, અને સાહિત્ય ઉપર તેમની અસર પણ વધારે થઈ છે.

હાલના સમયની પ્હેલી **નવલકથા** તે મહૂમ રા. બ. નંદશંકરનો કરણઘેલો છે. રા. સા. મહીપતરામે પણ "વનરાજ ચાવડો" વગેરે ઐતિહાસિક નવલકથાઓ લખી છે. પણ તેમાં સંસાર સુધારાના પ્રશ્નો વિશેષ ચર્ચાયા છે.

"સાસુ વહુની લડાઈ" પણ એમણે કરી છે. રા. કૃષ્ણરાવ ભોળાનાથની લખેલી "મુકુલમર્દન" પણ સુધારાની હિમાયત કરે છે. "હિંદ અને બ્રિટાનિયા" એ રાષ્ટ્રીય ભાવના જગવનારી રચના છે. ગુજરાતી પ્રેસ તરફથી તેમ જ બીજા તરફથી કેટલીક ઐતિહાસિક નવલકથાઓ રચાઈ છે. કાદંબરીનું ભાષાન્તર થયા પછી એ નમુના ઉપર કેટલીક નવલકથાઓ રચાઈ, તેમાંની એક "કુસુમાવલી" છે. પણ નવલકથા એ સાહિત્યના સ્વરૂપને સૌથી વધારે ઉત્તેજન સરસ્વતીચંદ્રથી મળ્યું છે. એ નવલકથાની અસરથી અનેક ન્હાની મ્હોટી રચનાઓ થઈ છે. "વિક્રમની વીસમી સદી"માં આધુનિક સંસારનું ઠીક ચિત્ર દોર્યું છે. "સુન્દરી સુબોધ" માસિકના વ્યવસ્થાપકો તરફથી પ્રસિદ્ધ થતી વાર્તાઓમાં હાલની પ્રજાના વિચારો અને અભિલાષોનું ઓછું વત્તું પ્રતિબિંબ પડે છે. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયાની "ઉષાકાન્ત" (જે ગુજરાતી પંચના ગ્રાહકોને ભેટ તરીકે અપાઈ છે) તે, એમની "મૃદુલા" કરતાં વધારે રસમય બની છે. અંગ્રેજી અને બંગાળીમાંથી અનેક ભાષાન્તરો પણ થયાં છે.

રૂપક (allegory) એની સાહિત્યમાં ઉપયોગિતા ઉપર જણાવેલાં સાહિત્યનાં અંગો કરતાં કંઈક થોડી છે. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં "વિવેક વણજારો" અને "ઉદ્યોગ કર્મ સંવાદ" વગેરે નજરે પડે છે તો હાલમાં પણ 'વસન્ત' જેવાં માસિકમાં કેટલાંક રૂપકો ગદ્યમાં લખાયલાં આપણા વાંચવામાં આવે છે. ઍડિસન કૃતં "Vision of Mirza"નું ભાષાન્તર રા. કરીમ મહમદ માસ્તરે કરેલું ગયા વર્ષનાં "આર્ય ધર્મ પ્રકાશ"માં પ્રસિદ્ધ થયું હતું. હાલનાં ઉત્તમ માસિક પત્રોમાં પણ ભાષાન્તરો આવે છે એ એમની બુદ્ધિને યોગ્ય લાગતું નથી, છતાં પોતે પણ ભાષાન્તરો કરવા તરફ વૃત્તિ રાખે છે ને તે ભાષાન્તરને પ્રસિદ્ધિ આપવી એ લાભદાયી સમજે છે એ ઘણું ખુશી પામવા જેવું છે.

(અપૂર્ણ.)

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# દક્ષિણના પ્રવાસની સંક્ષિપ્ત નોંધ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૩૨ થી. )

રાત્રિએ ટ્રેનમાં મુસાફરી કરી તા. ૨૨ ડિસેમ્બર ૧૯૦૮ ની સવારે અમે તાડપત્રી ઉતર્યા. ધર્મશાળામાં મુકામ કરી ભોજન કર્યા બાદ દર્શને નીકળ્યા. ગામ બહાર બે મંદિર છેઃ એક ચિન્તલરાય સ્વામી (વિષ્ણુ) નું અને બીજું રામેશ્વર (શંકર)નું. ચિન્તલરાયના મંદિરમાં રામલક્ષ્મણની મૂર્તિ છે. મંદિરમાંના ચોકની દીવાલ ઉપર પત્થરમાં રામાયણમાં વર્ણવેલાં રામચરિત્ર ક્રમવાર કોતરેલાં છે. તે જોતાં આખું રામાયણ આપણી નજર આગળ ખડું થાય છે. શ્રી કૃષ્ણનાં ચરિત્ર પણ એ જ પ્રમાણે કોતરેલાં છે. મંદિરનું કોતરકામ સારૂ છે. ગામના મધ્ય ભાગમાં ચેટી લોકો એક નવું મંદિર બંધાવે છે તેનુ કામ પણ પુરાતન મંદિરોના કામ સાથે ઘણે અંશે સ્પર્ધા કરે એવું થશે એમ અમને લાગ્યું.

જેને અંગ્રેજીમાં The Dravidian style of Architecture ઇમારતોની બાંધણીની દ્રાવિડી ઢબ કહે છે તે ઢબે બાંધેલાં દેવસ્થાનો હવે અહીંથી શરૂ થતાં અમારા જોવામાં આવ્યાં. એ ઢબનાં લક્ષણ ફર્ગસન સાહેબ પોતાના પુસ્તકમાં વર્ણવે છે તે આ પ્રસંગે ટાંકી લેવાં યોગ્ય લાગે છેઃ—

"The temples * consist almost invariably of the four following parts, arranged in various manners, × × differing in themselves only according to the age in which they were executed :—

1. The principal part, the actual temple itself, is called the *Vimana*. It is always square in plan, and surmounted by a pyramidal roof of one or more storeys; it contains the cell in which the image of the god or his emblem is placed.

2 The porches or *Mantapas*, which always cover and precede the door leading to the cell.

3. Gate pyramids, *Gopuras*, which are the principal features in the quadrangular enclosures which always surround the *Vimanas*

4. Pillared halls or *Choultries*, used for various purposes, and which are the invariable accompaniments of these temples.

Besides these, a temple always contains tanks or wells for water—to be used either for sacred purposes or the convenience of the priests—dwellings for all the various grades of the priesthood attached to it, and numerous other buildings designed for state or convenience."

History of Indian and Eastern Architecture.

*Fergusson.*

* I. e., of the Dravidian style of Architecture.

ભાવાર્થઃ—" વિવિધ પ્રકારના ક્રમમાં ગોઠવાયલા નીચે જણાવેલા ચાર વિભાગો દ્રાવિડી ઢબનાં દેવસ્થાનના ઘણું ખરૂં હંમેશાં હોય છે. માત્ર જે શૈકામાં બંધાયલાં તેને લઇને જ તેઓમાં ભેદ હોય છે:—

૧. વિમાન—એ મુખ્ય વિભાગ, એ જ ખરેખરૂં દેવનું સ્થાન. તેની રચના હંમેશાં સમચોરસ હોય છે, અને તેની ઉપર એક અથવા વધારે મજલાવાળો ચતુરસ્ર ઘુમટ હોય છે. એ વિભાગમાં "અંબલં" અથવા ગર્ભાગાર હોય છે, તેમાં દેવની મૂર્ત્તિ અથવા લિંગની સ્થાપના કરેલી હોય છે.

૨. મણ્ડપો—એ હંમેશાં ગર્ભાગારમાં જવાના દ્વારના અગ્ર ભાગમાં આવીને દ્વારને ઢાંકે છે.

૩. ગોપુરો—હંમેશાં વિમાનને ફરતા ચતુષ્કોણુ પ્રાકાર, ચોક હોય છે. તે પ્રાકારની દીવાલ અથવા ગઢના દરવાજા ઉપર બાંધેલાં કંઇક અંશે મિનારાને મળતા ઘાટનાં ચતુરસ્ર બાંધકામ* હોય છે તેને એ નામ આપેલું છે. એ ગોપુરો તે ગઢને ઓળખાવનારાં મુખ્ય ચિહ્ન છે.

૪. ચોલ્ટ્રીઓ—અથવા સ્તંભ–મણ્ડપો.× એનો ઉપયોગ વિવિધ કાર્યોને§ માટે થાય છે. એ વિનાનાં દેવસ્થાન હોતાં જ નથી.

આ ઉપરાંત નીચે જણાવેલાં ત્રણ વાનાં એ દેવસ્થાનમાં હોય છે:—૧ પવિત્ર ક્રિયામાં વાપરવાના પાણીને માટે અગર પૂજારીઓના સુખને માટે કુંડો અથવા કૂવાઓ ૨ દેવસ્થાનની સાથે સંબંધ ધરાવતા અનેક વર્ગના પૂજારી અથવા ગોર લોકોનાં નિવાસસ્થાન ૩ ગૌરવ અથવા અનુકૂળતાને માટે જેની યોજના થયલી એવી બીજી ઘણી ઇમારતો."

ફર્ગસનકૃત હિંદી અને પૂર્વ દેશીય શિલ્પકલાનો ઇતિહાસ.

તાડપત્રીથી રાતના નીકળ્યા હતા. તા. ૨૩ ડિસેમ્બર ૧૯૦૮ નો આખો દિવસ ટ્રેનમાં ગાળ્યો. વચમાં નંદલૂરને સ્ટેશને રોકાવું પડ્યું. તે પછી બીજી ટ્રેન મળી તેમાં આગળ ચાલતાં કડપા સ્ટેશનેથી વરસાદ શરૂ થયો. ગુંટાકલ જંકશને ટ્રેન બદલી. આ સ્ટેશનેથી શ્રી રામેશ્વરના ગોરનો નોકર અમારી સાથે થયો. એ માણસ આગળ જતાં ભાષા સમજવામાં,

---

* ચતુષ્કોણુ પ્રાકારની ચાર બાજુએ એવાં ચાર હોય છે. તે દરેકને ત્યાંના લોક ગોપુરં કહે છે. તેને ઘણા–બહુધા પાંચ, સાત કે નવ, મજલા હોય છે અને અનેક જાતનાં પૂતળાંથી તેની ચારે બાજુએ સુશોભિત બનાવેલી હોય છે. દરેક મજલામાં બે બાજુએ બારીઓ હોય છે તેમાં રાત્રિએ દીવા મૂકે છે.

× આ વિભાગને ઘણે ઠેકાણે સહસ્ર–સ્તંભ–મણ્ડપ એવે નામે ઓળખાવતા હતા. અમે ગણી તો નહોતા જોયા પરંતુ દરેકમાં સહસ્ર સ્તંભ હશે એમ લાગતું હતું ખરૂં.

§ અમારા જોવામાં એવું આવ્યું છે કે રથોત્સવને દિવસે ઉત્સવમૂર્ત્તિ વાજતે ગાજતે પરિક્રમણ કરી પાછી આવે છે ત્યારે સહસ્રસ્તંભમણ્ડપમાં બિરાજે છે. બીજા ઉપયોગની માહીતી નથી.

સમજાવવામા તથા બીજા પરચુરણ કામકાજમા અમને ઠીક સહાયભૂત નીવડયો સાયંકાળે રેણીગુંટા જંક્શને ઉતરતા માલમ પડ્યુ કે તિરૂપતિની× ટ્રેન ઉપડી ગઈ હતી તેથી અમે ભાડે ગાડીઓ કરીને રાત્રિએ તિરૂપતિ પહોચ્યા અને ગોરને ત્યા મુકામ કર્યો

નાશક, ત્ર્યબક, પઢરપુર વગેરે તીર્થ સ્થાનોમા પ્રવેશ કરતા જ ગોરના ટાળા ચોપડા લાવી તેમાથી નામો બોલવા માંડે છે અને યાત્રાળુને પ્રશ્ન પર પ્રશ્ન કર્યા જાય છે તે એટલે સુધી કે ગમે તેવા ધૈર્યવાનની પણ સહિષ્ણુતા ડગમગે એવુ દક્ષિણના ક્ષેત્રોમા અમે જોયુ નહિ, અગર જો કે અહીં પણ ગોર યાત્રાનું સુફલ આપતી વખતે કુટુબના માણસોના નામો નોધાવી લે છે ખરા

દક્ષિણમા ગોરને પુરોહિત કે ઉપાધ્યાય કહે છે પરન્તુ પ્રાકૃત જનમા તેઓનું "પડા" ઉપનામ વિશેષ પ્રચલિત છે. અપરિચિત દેશ કે સ્થાન જોવામા યૂરોપવાસીઓને ભોમીઆ જેટલા ઉપયોગી છે તેના કરતા ગોર આપણને ઓછા ઉપયોગી નથી તીર્થમા શ્રાદ્ધાદિક ધાર્મિક ક્રિયા કરાવવામા, દેવદર્શન કરાવવામા, ક્ષેત્રાદિ સબધી પૌરાણિક ઇતિહાસથી વાકેફ કરવામા, ત્યાના જોવા લાયક સ્થળ બતાવવામા તેમ જ ભોજનાદિ માટે જોઇતુ સાહિત્ય મેળવી આપવામા તેઓ જે સહાયતા કરે છે તેના બદલામા યાત્રાળુઓ દક્ષિણા રૂપે તેમને જે આપે છે તે એકંદર રીતે તપાસતા યુરોપીઅનોના ભોમીઆ કહાવે છે તે કરતા વધારે હોતુ નથી તેમની ઉપયોગિતા બતાવી તેમનામા જે કઈ ન્યૂન છે, જે કઈ નિદ્ય છે તે, તેમની ક્ષમા માગી, સાથે સાથે કહી દેવાની જરૂર લાગે છે બ્રાહ્મણ તરીકે તેમનામા જે બ્રહ્મતેજ અને વિદ્વત્તા હોવા જોઇએ તે નષ્ટપ્રાય થયા છે. કોઈ કોઇના તો આચાર વિચાર પણ દૂષિત થયા છે તે સાથે તેમનામા જ્યારે સસ્કૃત ભાષાના સામાન્ય જ્ઞાનનો પણ અભાવ, કેવળ યાચકવૃત્તિ, અસતોષ, આલસ્ય અને અસત્ય ભાષણ જોવામા આવે છે ત્યારે તેમને વધ ગણવા મન કબુલ કરતું નથી.

કપિલધારામા સ્નાન કર્યા સિવાય બાલાજીના દર્શન થાય નહિ એવો નિયમ હોવાથી તા ૨૪ મીએ સવારમા ત્રણ માઇલ દૂર કપિલધારા છે ત્યા ભાડાની ગાડીમા અમે ગયા. એ ધારામાથી પડતા જળને બાધી લેવાથી બનેલો મધ્યમા તળાવ જેવો મોટો કુંડ છે તેમા પ્રથમ સ્નાન કર્યું તે પછી ફરતી પાળ ઉપર જુદી જુદી બખોલમા માથા સુધી ભરેલા કૂવા જેવા ત્રણ કુડ-બ્રહ્મા, વિષ્ણુ અને મહેશને નામે છે તેમાથી અનુક્રમે લોટે લોટે પાણી લઈ ગોરે અમને સ્નાન કરાવ્યું. છેવટે ઉંચા ડુગરપરથી પડતી પાણીની ધારા, જેને કપિલધારા કહે છે તે નીચે ઊભા રહી અમે સ્નાન કર્યું સ્નાનાન્તર સામેની પાળ ઉપરના દેવસ્થાનમા કપિલેશ્વર તથા સહસ્રલિંગ મહાદેવના દર્શન કર્યા એક મોટુ બાણ જેની ઉપર આજુબાજુમાં ફરતા સહસ્ર લિંગ છે તેને સહસ્રલિંગ મહાદેવ કહે છે દક્ષિણ પ્રદેશમા પવિત્ર સ્થળે સધવા સ્ત્રીઓ પણ વેણિદાન કરેછે એટલે કે કેશવપન કરાવેછે એવુ અમે પહેલ વહેલુ અહીં જાણ્યુ અને દીઠુ

બપોરે જમીને તિરૂપતિથી ચારેક માઇલ દૂર તિરચનૂર ગામ છે ત્યા ગાડીમા ગયા.

× અંગ્રેજીમા એનો અપભ્રંશ થઈ Tripatty, Tripathy એમ પણ થયુ છે

ગામ વચ્ચે કુંડ છે તેની આસપાસ પહોળા રસ્તા, લોકોને રહેવાનાં ઘર તથા બજાર છે અને એક બાજુએ શ્રીલક્ષ્મીજીનું મંદિર છે. કુંડની શોભા સારી છે. આ દેશમાં દેવસ્થાનને લગતા કુંડ અગર તળાવના મધ્ય ભાગમાં છત્રવાળો એક ચોતરો હોય છે તેમાં જળઝીલણી એકાદશી અને બીજા ઉત્સવ પ્રસંગે અવભૃથસ્નાન માટે ભોગમૂર્તિને પધરાવે છે. તેવો એક ચોતરો અહીં હતો. અમે ગયા ત્યારે કુંડની બાજુપરનાં લક્ષ્મીજીનાં મંદિરમાં દર્શન બંધ હતાં. આ તરફ બધાં મંદિરોમાં, પછી તે વિષ્ણુનું, શિવનું, લક્ષ્મીજીનું કે પાર્વતીજીનું ગમે તે હોય તેમાં માત્ર બે વખત જ દર્શન થાય છે. એક પ્રાતઃકાળથી દશ અગીઆર લગી અને પછી સાયંકાળથી નવ દશ લગી. દર્શન કરવા જતી વખતે તે બધાં મંદિરોમાં નાળીએર અને કેળાં પ્રસાદ ધરાવવા માટે તથા કર્પૂર આરતી માટે લઈ જવાનો રિવાજ છે. મૂર્ત્તિની પાસે એટલું અંધારૂં હોય છે કે આરતી ન કરે તો મૂર્ત્તિનાં દર્શન જ થઈ શકે નહિ. દર્શન બંધ હોવાથી મંદિરની પાસે બાગ છે તેમાં વચગાળાનો વખત ગાળી, સંધ્યાકાળે દર્શન કરી, રાત્રિએ પાછા તિરૂપતિ× ગયા.

યુરોપીઅન લોકો Upper Tirupati અને Lower Tirupati એમ બે નામ આપે છે. તિરૂમલ* પર્વત, જેના ઉપર શ્રી બાલાજી બિરાજે છે ત્યાં વસેલાં ગામને Upper Tirupati કહે છે. ત્યાં હિંદુ સિવાય બીજી કોઈ કોમને રહેવા દેતા નથી. ત્યાંની વસ્તી ૧,૬૦૦ માણસની ગણાય છે. ખીણમાં જે ગામ વસેલું છે તેને Lower Tirupati કહે છે. તેની વસ્તી ૧૫,૦૦૦ ની ગણાય છે, અને દરિયાની સપાટીથી તેની ઉંચાઈ ૩૫૦ ફુટ છે. એ બંને ગામ ઉપર સત્તા મહંતની ચાલે છે. મહંત રેલવે સ્ટેશન નજીક રહે છે. તિરૂમલ પર્વત દરિયાની સપાટીથી ૨,૫૦૦ ફુટ ઊંચો છે તેનાં સાત શિખર છે. જે ઉપર શ્રી બાલાજી બિરાજે છે તેને શ્રી વેંકટરમણચેલ્લમ કહે છે. શ્રી બાલાજી વિષ્ણુનો અવતાર છે. ત્યાંના લોકો એને શ્રીવેંકટેશ્વર§ સ્વામી કહે છે અને શ્રી ગોવિંદરાજ પણ કહે છે. શ્રી બાલાજી દક્ષિણનું એક મોટું પવિત્ર ધામ ગણાય છે. એવું કહેવાય છે કે કલિયુગના આરંભમાં (ઈ૦

---

× તિરૂપતિ એટલે બાલાજી. ત્યાંની દેશી ભાષામાં "તિરૂ"નો અર્થ "શ્રી" થાય છે, તેથી તિરૂપતિ એટલે વિષ્ણુ. શ્રી બાલાજી વિષ્ણુનો અવતાર છે. બાલાજી નામ શા ઉપરથી પડ્યું હશે તેની માહિતી નથી, પરંતુ એક મહા પુરૂષ એવું અનુમાન કરે છે કે, ઉત્તર હિંદવાસી સાધુઓએ એનું "વ્હાલાજી:" (વહાલાજી) નામ પાડ્યું છે તેનો એ અપભ્રંશ હશે.

દક્ષિણમાં ઘણું ખરૂં ગામનાં નામ અને તેમાં બિરાજતા દેવનાં નામ એક જ છે; જેમ કે, રામેશ્વરં, ચિદંબરં, શ્રી રંગં, પદ્મનાભં, ઇત્યાદિ. ત્યાંના લોકો અકારાંત નામને નપુંસક લિંગે પ્રથમાના એક વચનનો પ્રત્યય લગાડે છે, પછી તે નામ ગમે તે લિંગે હોય; જેમ કે, મંડપં, જનાર્દનં, રથં, ઈશ્વરં, ઇત્યાદિ.

* "તિરૂ"નો અર્થ "પવિત્ર" પણ થાય છે ને "મલ," "મલૈ"—ડુંગર; તિરૂમલ એટલે પવિત્ર ડુંગર.

§ કેટલાક આને અપભ્રષ્ટ ગણી "વ્યંકટેશ્વર" એમ સુધારે છે, પરન્તુ તપાસ કરતાં "વેંકટેશ્વર" જ શુદ્ધ જણાય છે. આપ્ટેના સંસ્કૃત કોશમાં પણ એ પર્વતનું નામ वेंकट આપ્યું છે.

સ૦ પૂર્વે ૩,૧૦૦ માં) એ મંદિર બંધાયું હતું. એની બહારની દીવાલ વટીને યુરોપીઅન, મુસલમાન કે એવા/અન્ય ધર્મવાળાને અંદર જવા દેતા નથી. વેંકટગિરિ આખો પવિત્ર ગણાય છે તેથી હિંદુઓ ચામડાના જોડા પહેરીને ઉપર જતા નથી.

શ્રી બાલાજી ઉપર ચઢવાનો માર્ગ સાત માઇલનો છે માટે ડોળી દીઠ રૂ. ૪॥ ચઢવા ઉતરવાના નક્કી કરી તા. ૨૫ મીને મળસ્કે અમે ગોરને ઘેરથી જ ડોળીમાં બેઠા. ડુંગર ઉપર આખે રસ્તે ભીખારૂ ઘણાં બેઠેલાં હતાં. યાત્રાળુ કરતાં તે લોકોની સંખ્યા વધારે હતી. એક પૈસે માટે કેટલાંક તો અરધા માઇલ સુધી "ગોવિંદા," "ગોવિંદા" પોકારતાં પાછળ દોડતાં. દયા ઉત્પન્ન કરવા કેટલાંક પેટ પર મોટી શિલા મૂકી માર્ગમાં સૂઈ જતાં, કેટલાંક લૂલાં હોવાનો કે બીજી રીતે અંગવિકલતાનો ઢોંગ કરતાં. તેમને આપવાથી દયાનો દુરૂપયોગ થાય છે એવો ખ્યાલ આવે તો ખરો. પરન્તુ વસ્તુતઃ તેઓ દરિદ્ર તો ખરાં જ, તેમ કામ કરવાને શક્તિમાન પણ ખરાં. માટે ધનાઢ્ય પુરૂષોનો ધર્મ છે કે ઉદ્યોગશાળા અગર ઉદરપોષણનું સાધન મળે એવાં નજીકમાં જ કારખાનાં કાઢી તેમને ધંધે લગાડવા જોઇએ. અફસોસની વાત છે કે સાંપ્રતકાળમાં ભારતવાસીના હૃદયમાંથી આત્મોન્નતિનુ મૂળ જે આત્મગૌરવ તે જ નાશ પામ્યું છે. કેટલીક કોમો તો ભીખનો ધંધો લઈ બેસનારી થઈ પડી છે. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વર્ણ બ્રાહ્મણ તે પણ આજ કાલ "ધંધો ભિક્ષાવૃત્તિનો" એમ કહેતા આચકો ખાતા નથી તો બીજી હલકી કોમોનો શો દોષ કાઢવો? તેમને સામાન્ય કેળવણી મળે અને મુખ્ય તો ઉદર નિર્વાહ માટે ધંધો મળે એવાં સાધન પૂરાં પાડવા જો દેશસુધારકો યત્ન કરે અને તે મેળવી આપે તો પછી, અગર જો કે ઇગ્લાંડની પેઠે ભીખ માગવી એને ગુનાહ ગણી કાયદાથી શિક્ષા ન કરાવાય તો પણ લોકમતથી તેમને ધિક્કારી કાઢવા તો યોગ્ય જ ગણાય. જો તેઓ કેળવાય અને ધંધો શીખે તો તેઓ પણ ધીમે ધીમે સમજે કે मरणे यानि चिह्नानि तानि *चिह्नानि याचने* મરવું અને માગવું બરાબર છે.

હવે પ્રાસંગિક મૂકી દઈ પ્રકૃત આગળ ચલાવીએ. ઊભો, સીધો, વિકટ પહાડ ચઢી "વૈકુંઠ ગોપુર" નામને વીસામે વીમામો લઈ અમે શ્રી બાલાજીને મંદિરે પહોચ્યા ત્યારે દર્શનનો સમય વીતી ગયો હતો માટે ત્રણ માઇલ દૂર ડુંગર ઉપર "પાપનાશની"નો ધોધ છે ત્યા ડોળીમાં જ ગયા. ધોધ એક કરતાં વધારે છે પણ તે ચાતુર્માસમા જ ભરપૂર હોય છે. અમે ગયા ત્યારે બે વહેતા હતા. એકમાથી બહુ જોસમાં પાણી પડતું હતું. તેની નીચે કોઇ પરમાર્થીએ જડાવેલી સાંકળો હતી તે પકડીને નહાયા. પાણીનો જથો તથા જોસ વધારે હતું તેથી તેની નીચે ટકી શકાતું નહતું તેમ જ જે ખડક પર ઉભા રહીને નહવાતું હતું તે ઉપર લીલ જામી ગઈ હતી તેથી પડવાની ધાસ્તી ઘણી હતી. અમારા દેખતાં જ એક સ્થૂળ શરીરવાળી વૃદ્ધ યાત્રાળુ સ્ત્રી પડી ગઈ અને બેભાન થઈ ગઈ. પાસે બીજો ધોધ હતો તેમાંથી એટલા જોસમાં પાણી પડતું નહતું તેમ તેની નીચે ઊભા રહેવાની જગ્યા પણ જરા વિશાળ હતી. ગોરે બંને ધોધ નીચે અનુક્રમે નહાવાનુ કહ્યું તે પ્રમાણે નાહીને બપોરે બારને અમલે પાછા બાલાજી આવ્યા. શુક્રવાર હોવાથી અભિષેક હતો તેથી જણ દીઠ રૂ. ૧ આપી દર્શન કર્યાં. તે સમયે મંદિરના ચોગાનમાં રાંધેલા ચોખાનો પ્રસાદ વહેંચાતો તથા વેચાતો હતો. તે લેવા સેંકડો ભક્તજન તૂટી પડતા હતાં. આ દેશના બ્રાહ્મણ પણ એ રાંધેલો પ્રસાદ લઈ ખાવામા વટાળ સમજતા નથી.

સુવર્ણના સાત કળશના ગોપુરવાળું બાલાજીનું દેવાલય ભવ્ય છે. મૂર્તિ પણ ભવ્ય, શ્યામવર્ણી, ચતુર્ભુજ અને સાતેક ફુટ ઊંચી છે. વક્ષઃસ્થળમાં શ્રી દેવી બિરાજે છે.

ભાયું ખાઈ પાછલે પહોરે ડુંગર ઉપરથી નીચે ઉતર્યા. રસોઈ બનાવી જમીને સૂઈ રહ્યા.

દક્ષિણ દેશમાં સર્વ સ્થળે દરેક ગૃહસ્થને ઘેર મોટે પરોઢીએ સ્ત્રીઓ આંગણું, ઓટલા, ઉમરા સાફ કરી ધોઈ નાખી, ગોમૂત્ર છાંટી, પુષ્પ ચઢાવી પૂજે છે અને આંગણામાં એવા તો ચિત્રવિચિત્ર સાથીઆ પૂરે છે કે રેખાગણિત તથા ચિત્રકળા શીખેલાને પણ તે જેમ આપ્યા વિના રહે નહિ. તિરૂપતિમાં તો શુકન તરીકે પગથીઆંની બે બાજુએ ગોમયના લોચા મૂકેલા પણ જોયા.

ગુજરાતમાં સ્ત્રીઓ માથે બેડાં લઈ પાણી ભરે છે તેમ દક્ષિણી સ્ત્રીઓ કરતી નથી. તેઓ તો વિવિધ પ્રકારની મનોહર કેશરચના કરી પુષ્પવડે માથું શણગારેલું રાખે છે અને કેડ ઉપર વાસણુ લઈ પાણી ભરે છે. વાસણ પણ તે કાર્યને યોગ્ય ઘાટનાં હોય છે.

તા. ૨૬ ડિસેમ્બર ૧૯૦૮ ની સવારમાં તિરૂપતિને સ્ટેશનેથી ટ્રેનમાં બેસી બપોરે બે વાગે મદ્રાસ પહોંચ્યા. આગલે સ્ટેશનેથી જ પ્લેગ ખાતાના માણસો અમારી ગાડીમાં દાખલ થઈ ગયા હતા. હોસ્પેટથી મળેલા અમારા passports તેમણે બદલી આપી ચાર દિવસ સુધી અમારે નાડીપરીક્ષા માટે મદ્રાસમાં અમુક સ્થાનકે જવું એવી સૂચના આપી અમને મુક્ત કર્યા.

દેવોને એક ધન્વન્તરિથી નિર્વાહ કરવો પડતો પણ અમારે બે હતા. અમારા આરોગ્યની સંભાળ રાખ્યા ઉપરાંત, તેમના મિલનસાર સ્વભાવ ને ઉપકારક ધંધાને લઈને દેશ પરદેશ સારો લાગવગ ધરાવતા હોવાથી બની શકે ત્યાં ઉતરવા માટે મકાનની તથા ઉતર્યા પછી જે જે કર્તવ્ય હોય તે સર્વને માટે ભિન્ન ભિન્ન સગવડો કરવા યત્નશીલ રહી આખા પ્રવાસમાં તેઓ અમને ઉપકૃત કર્યા કરતા હતા. તેમણે અગાઉથી બંદોબસ્ત કરેલો હતો તે પ્રમાણે મદ્રાસમાં રહેવા માટે અમને બંગલો મળ્યો અને તેના શેઠ તરફથી અમારૂં આતિથ્ય પણ સારૂં થયું.

બીજે દિવસે સવારે અને તે પછીના ત્રણ દિવસ સુધી નાડીપરીક્ષા માટે ગયા. આ પ્રસંગે " ધિ ઈંડીઅન નેશનલ કૅાંગ્રેસ " નો વાર્ષિક મેળાવડો હતો તેમાં અમારામાંથી માત્ર બે જણે હાજરી આપી. સવારમાં People, Park જોઈ આવ્યા. મધ્યાહ્નોત્તર શાહુકાર પેઠ જોવા ગયા. ત્યાં ખેડાવાળ બ્રાહ્મણ તથા બીજા ગુજરાતીઓ ઘણા રહે છે. તેઓ ઘણે ભાગે ધીરધારનો ધંધો કરે છે ને સારૂં કમાય છે. કેટલાક તો સારા ધનાઢ્ય થયા છે. શાહુકાર પેઠમાં કંદ સ્વામીની +ગુડીમાં દર્શન કર્યાં. તેમજ એકામ્બરેશ્વર મહાદેવ અને બાલાજીનાં પણ દર્શન કર્યાં.

તા. ૨૮ મીએ મ્યુઝીઅમ જોઈ આવ્યા. ત્યાં ઘણી જાતનાં માછલાં, વીંછી તથા સર્પ

+ મંદિરને તેલંગી કે તેલુગુ ભાષામાં " ગુડી " અને તામીલ ભાષામાં "કોઈલ" કહે છે.

જીવતાં રાખેલાં છે. તે સિવાય કેટલાંક પ્રાણીને તેની ચામડીમાં અમુક જાતનો મસાલો ભરીને રાખેલાં છે તે જાણે જીવતાં જ હોય એવાં લાગે છે. જાત જાતનાં અનાજ, લાકડાં, ખનિજ, સમુદ્રની પેદાશ, વગેરેનો સંગ્રહ સારો છે. બીજી તરફ ભિન્ન ભિન્ન જાતનાં પક્ષી, તેનાં ઈંડાં તથા ઘણાં ખરાંનાં માળા પણ સાથે સાથે જ મૂકી રાખેલા છે. એક ઠેકાણે ગર્ભસ્થાનમાંથી કાઢેલું હાથીનું બચ્ચું પણ રાખ્યું છે.

તા. ૨૯ મીએ ટ્રિપ્લિકેન નામનું પરૂ ચારેક માઇલ દૂર છે ત્યાં ટ્રામ ગાડીમાં ગયા. ત્યાં પાર્થસારથિ (કૃષ્ણ)નું ભવ્ય મંદિર છે. તેની સામે સરોવર જેવો મોટો કુંડ છે. ટ્રિપ્લિકેનની પેલી મેર માઇલાપુર છે ત્યાં પણ ટ્રામ ગાડીમાં ગયા. એ પરામાં કપાલેશ્વર મહાદેવનું વિશાળ મંદિર છે. બાણ બહુ જ સુંદર છે. તે બાણ ઉપર નાકને આકારે ત્રણ રેખા છે તે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર દેખાડે છે એમ ગોરે ખુલાસો કર્યો. તે દેરાંની આસપાસ બીજાં પણ દેરાં છે તેમાં મુખ્ય લક્ષ્મીજીનું છે તે સુશોભિત છે. બીજું કાર્તિકસ્વામીજીનું છે. એ બધાં દેરાંની પાછળ એક મોટું તળાવ છે તેની વચમાં એક છત્રવાળો ચોતરો છે. તળાવની આજુબાજુ સડક છે અને સડકની પેલી મેર મકાનો છે. મદ્રાસથી માઇલાપુર ૭ માઇલને આશરે હશે.

તા. ૩૦ મી. ગઈ રાતથી વરસાદ શરૂ થયો હતો. જાણે શ્રાવણ માસ ચાલતો હોય તેમ આખો દહાડો ઝરમર ઝરમર વરસ્યો અને ઘનઘોર થઈ રહ્યું. પાછલા પહોરથી વરસાદ વધ્યો અને આખી રાત વરસ્યો. આવો વરસાદ મહીનો સુધી રહેશે એમ અમને કહ્યું. કોંગ્રેસ પેંડાલ જોઈ, માઇલાપુર થઈ આડીઆરમાં મિસિસ ઍની બેસાંટનુ The Opening Cycle વિષે વિદ્વત્તા ભરેલું ભાષણ સાંભળ્યું. મદ્રાસથી આડીઆર આઠ માઇલ છે. ઠેઠ સુધી ટ્રામ ગાડી જતી નથી.

તા. ૩૧ ડિસેમ્બર. આખો દિવસ વરસાદ વરસ્યો. સૂર્યના દર્શન થયાં નહિ. કોંગ્રેસ પેંડાલમાં સોશિયલ કોન્ફરન્સમાં જઈ આવ્યા.

મદ્રાસની ઉત્તરના પ્રદેશમાં તેલુગુ ભાષા બોલાય છે ને દક્ષિણમાં તામીલ બોલાય છે. મદ્રાસ તળમાં એ બંને બોલાય છે અને શાળાઓમાં પણ એ બંને શીખવાય છે. અંગ્રેજીનો પ્રચાર બીજા શહેરો કરતા અત્રે વધારે છે. સાધારણ કુલી, મજુર, ભાડાની ગાડીવાળો, શાકભાજી વેચનાર સ્ત્રી, પોલીસનો સિપાઈ વગેરે પણ કામજોગું અંગ્રેજી સમજે છે ને બોલે છે.

અહીં પોલીસનો પોશાક અમે વિચિત્ર જોયો; સફેદ પાટલુન, સફેદ ડગલો, કમરે ચામડાનો પટો અને માથે લાલ ફેંટો—જાણે મુંબઇનો "કાયમેન."

તા. ૧ જાનેવારી ૧૯૦૯. સવારમાં ૭ કલાકે મદ્રાસથી નીકળ્યા. સેંટ્રલ સ્ટેશનેથી ટ્રેનમાં બેસી આવડી સ્ટેશને ઉતર્યાં. ત્યાં Mono-rail Railway train એટલે એક પાટા ઉપર ચાલતી રેલવેની ગાડી જોવા ઉતર્યાં હતા. ગાડી ચાલતી બંધ થઈ હતી તેથી બધું અસ્ત વ્યસ્ત પડ્યું હતું. એક લોખંડનો પાટો સીધો ચાલ્યો જતો હતો. તે ઉપર ચાલનારી ગાડીઓ પણ પડી હતી. તે દરેક ગાડીને તેની અસલ પહોળાઇના બરાબર મધ્ય ભાગમાં એક પૈડું હતું. વળી તે દરેક ગાડીને તેની પહોળાઇના ભાગમાં એક બાજુએથી વધારેલી હતી અને એ વધારેલી

બાજુમાં ઘોડાગાડીની પેઠે એક મોટું પૈડું નાખેલું હતું. વચલું પૈડું લોખંડના પાટાપર ફરે અને બાજુપરનું મોટું પૈડું સડકની જમીનપર ફરે એ રીતની ગાડીઓની બનાવટ હતી. પ્રથમ તો એન્જીન જોડીને ચલાવતા હતા પણ તેમાં નફો ન થવાથી ઘોડા જોડવા માંડ્યા હતા. તેમાં પણ ફાયદો ન થયો ત્યારે કામ બંધ પાડ્યું હતું. એ ખાનગી સાહસ હતું. સ્ટેશન નજીક જ એ બધું પડેલું હતું તેથી જોઇને આવ્યા કે તરત એક ટ્રેન ઉપડતી હતી તેમાં તિરૂતની ગયા. એ ગામ આરકોનમ જંક્શનથી આઠ માઇલ છે. તિરૂતનીના સ્ટેશનની પશ્ચિમે આશરે એક માઇલ દૂર ડુંગર ઉપર કુમારસ્વામીનું દેવસ્થાન છે. કાર્ત્તિકેય, દક્ષિણમાં સ્વામી, કુમારસ્વામી, કાર્ત્તિકસ્વામી અને સુબ્રહ્મણ્યં એ નામથી ઓળખાય છે, તેમાં સુબ્રહ્મણ્યં એ વધારે સામાન્ય છે. ડુંગર ઉપર ચઢવાનાં પગથીઆં છે અને ડુંગરની નીચે એક વિશાળ કુંડ છે. ઉપર ચઢ્યા ત્યારે દર્શન બંધ હતાં. વરસાદ પણ શરૂ થયો હતો અને અમે સૌ ભૂખ્યાં હતા તેથી પાછા ઉતરી આવ્યા અને એક શાળાના મકાનમાં આશ્રય લીધો. સાંઝે ટ્રેન સમયે સ્ટેશન પર ગયા ત્યારે ખબર થઈ કે ટ્રેન ત્રણ કલાક મોડી છે. એટલે ભૂખ્યા, વરસતે વરસાદે, સ્ટેશન પર સુકી માછલીની ગાંસડીઓ પડી હતી તેમાંથી નીકળતી માથું ફાડે એવી દુર્ગન્ધ વેઠતા બેસી રહ્યા. રાતે આઠ વાગે આરકોનમ પહોંચ્યા અને સ્ટેશન પર સુઈ રહ્યા. અહીં દૂધ ગરમાગરમ વેચાતું હતું. પણ તેમાં એક ભાગ દૂધ અને ત્રણ ભાગ પાણી હતું. બહુશઃ દક્ષિણમાં બધે જ એવું દૂધ મળે છે.

(અપૂર્ણ.)

મોતીલાલ મોહનલાલ ઝવેરી.

---

# "રાજકન્યા અને ભરથરી."

## (ઇંગ્રેજી ઉપરથી.)

હજી હમણાંજ સૂર્યોદય થયો હતો. ત્હેનાં ઝીણાં ઝીણાં કિરણો વાદળાઓને વીંઝીને પ્રકાશ નાખવા પ્રયત્ન કરતાં વાદળાઓમાંજ સમાઈ જતાં હતાં. વિશાળ ભૂમિમાં પર્વત જેવો શોભતો એક પ્રચણ્ડ કિલ્લો હતો. કિલ્લાની આસપાસની ભૂમિમાં કુદરતે પોતાનું સર્વ સૌન્દર્ય ખાલી કર્યું હોય તેવું જણાતું હતું. સ્વર્ગ સિવાય અન્ય સ્થળે ભાગ્યે જ હાલું સૌન્દર્ય નિહાળાતું હશે. ખમ્ ખમ્ કરતા વ્હેતા નિર્મળ ઝરાઓ, અનેક વૃક્ષોથી અવનવી શોભામાં વધારો કરતા ન્હાના મોટા ગિરિશૃંગો, સૂર્યપ્રકાશને મ્હાત કરનારાં આંબાવાડીયાં, તાડનાં વનો, અને ન્હાની ન્હાની નદીઓ કિલ્લાની આસપાસ વીંટળાઈ વળ્યાં હતાં. પૃથ્વીમાંથી હજી રાત્રિની નિર્મળ શાન્તિ ગઈ નહતી. રાજકન્યા કિલ્લાના ગગનચુમ્બિ ગોખમાં આવીને બેઠી હતી. શાન્તિમાં વિઘ્નરૂપ થઈ પડતા પણ સૌન્દર્યમાં ઓર નહિ કરતા પક્ષીઓના કલરવ કિલ્લાની

ભીંતોને અથડાઇને રાજકન્યાના કર્ણમાં પ્રવેશ કરતા હતા. શું રાજકન્યા આ સૌન્દર્ય નિહાળવાને નિદ્રા તજીને ગોખમાં આવીને બેઠી હતી ?

ના., ગોખમાં બેઠેલી રાજકન્યાની દૃષ્ટિભૂમિની જાગૃતિના પ્રથમના ચિહ્નો જોવામાં કે આકાશમાં ક્ષણે ક્ષણે બદલાતા રંગ ભણી જોવામાં રોકાઈ નહતી. રાજકન્યાની દૃષ્ટિ પોતાને લાગતી વધુ અનુપમ સુન્દરતા જોવામાં ઠરી રહી હતી. સુવર્ણ આરસીમાં પોતાનુંજ વદન જોતી રાજકન્યાના હૃદયમાં અન્ય સુન્દર વસ્તુઓ માટે જગ્યા નહતી.

રાજકન્યાની સુન્દરતા ખરેજ અવર્ણનીય હતી, અનુપમ હતી. વિધાતાએ અન્ય મનુષ્યોના સ્થૂળ દેહાત્મામાં ભાગ્યેજ હાવી સમ્પૂર્ણ સુન્દરતા મૂકી હશે. જ્યહારે જ્યહારે રાજકન્યા કોઇ અન્ય સુન્દર વસ્તુ જોતી હતી ત્યહારે ત્યહારે કટીમેખળામાં હમ્મેશ ભેરવાઈ રહેલી આરસી કહાડીને પોતાની સુન્દરતા સરખાવતી અને ગણગણતીઃ " મ્હારી સુન્દરતા હાના કરતાં વિશેષ છે। "

તરતનાંજ ખીલેલાં દેવની હથેળીશાં કમળને જોઇને પણ રાજકન્યાએ આજ ઉદ્ગાર કહાડયા હતા. રાત્રિમાં ઝબુકતા તારલાઓને નિહાળીને રાજકન્યા આજ શબ્દો બોલી હતી. રાત્રિએ ખીલતી ચન્દ્રિકાના શિતળ પ્રકાશને પણ રાજકન્યાએ પોતાના અદ્ભુત સૌન્દર્ય આગળ તુચ્છ ગણ્યો હતો. પિતાના વિશાળ રાજ્યમાંની અનેક સુન્દરીઓના સૌન્દર્ય પણ હેણે પોતાની સુન્દરતા સાથે સરખાવ્યાં હતાં અને પરિણામે પોતાનોજ વિજય ગણ્યો હતો.

હાવી રીતે આ વખ્તે પણ રાજકન્યા પોતાના નિત્યકર્મમાં જ પરોવાયલી હતી. નિદ્રાવસ્થામાં સ્વપ્નમાં પણ આજ બાબતનાં હેને સ્વપ્ન આવતાં હતાં. રાત્રિએ જ્યહારે જ્યહારે જાગૃત થતી ત્યહારે ત્યહારે આરસીમાં પોતાનુ મુખ જોતી. સ્હવારે સૂર્યોદય થાય ત્યહારથી તે રાત્રિ પર્યન્ત હાવી જ રીતે રાજકન્યા પોતાના દિવસો નિર્ગમન કરતી.

આ વખ્તે વસન્ત પૂર હિંચોળા ખાતો હતો. ખીણો અને ગિરિશૃંગો અનેક જાતનાં પુષ્પો અને વૃક્ષોથી છલકાઈ જતાં હતાં. પક્ષીઓના સુસ્વર ગગનમંડળને ભેદતા હતા. ઝીણી ઝાકળથી પુષ્પસુગંધ લાલતા અનિલને ઝપાટે સ્હડીને અહિં તહિં ઉડતી હતી. પરન્તુ રાજકન્યાને આ સર્વ શૂન્ય લાગતું હતું. પ્રભાતમાં આકાશમાં બદલાતા રંગ હેને મન આરસીમાં બદલાતા ઓળાજ હતા.

એક પક્ષીએ આવીને ગોખમાં અચિંતી ચીસ પાડી. રાજકન્યા ચમકી. ઊંચું જોયું. કામદેવના પુષ્પધનુષ્યને લજ્જિત કરે તેવી ભમર પક્ષીની સ્હામા ફેરવી. હસ્તની કોમલ અંગુલીઓ બ્હીકથી ઢીલી થઈ. સુવર્ણ આરસી સરીને નીચે ખીણમાં અદૃશ્ય થઈ ગઈ.

કિલ્લાનો ગોખ ઝુલતો હતો. નીચે ઘોલાણ વાળી ખીણ હતી. ખીણ પૂરી થયે રસ્તો હતો. આરસી સરી પડીને ખીણ ઉપર થઇને રસ્તા પાસેના ન્હાના ન્હાના છોડવાનાં ગીચ જુથમાં પડી. રાજકન્યાની આંખ્યોથી અદૃશ્ય થઈ ગઈ.

રાજકન્યાની ચીસથી કિલ્લો ગાજી ઊઠયો. અનેક દાસદાસીઓ દોડી આવ્યાં. અનુચરોને એકદમ આરસી શોધવા દોડાવવામાં આવ્યા. આરસી અમૂલ્ય હતી. રાજ્યના સૌથી હોશિયાર કારિગરની કારિગરી હતી. ન્હાના દિવાની જ્યોતને જોઇને અન્દર પતંગીયું ઝીપલાવતું હોય હેવી કલ્પના અન્દર કોતરવામાં આવી હતી. આસપાસ હીરાથી મઢી લેવામાં આવી હતી. પરન્તુ આથીજ તે અમૂલ્ય હતી એમ નહતું. આટલો વખ્ત થયે રાજકન્યાની કટિમેખળાને શોભવતી આરસી ત્હેનું બીજું હૃદયજ થઈ ગઈ હતી. રખેને આરસી જતે ત્હેનું સૌન્દર્ય પણ વિનાશ પામે ! અન્ય આરસી પણ પોતાની સુન્દરતા જણાવત પણ શું તે આ આરસીની તોલે આવી શકે ? રાજકન્યા રડી, દાસદાસીઓએ પરિણામે માર ખાધા. પરન્તુ સઘળું વ્યર્થ ગયું. આરસી જડી નહિં.

આરસી રસ્તા પાસેના છોડવાઓમાં ગુંચવાઇને પડી હતી. અલ્પ સમયમાં તે રસ્તે એક ભરથરી એકતારા તમ્બુરામાં પોતાનું હૃદય ખોલતો આવ્યો. ભરથરી દુઃખી હતો. પેટપુરતું અન્ન પણ મળતું નહતું. સુખ દુઃખનો સાથી એકતારો તમ્બુરોજ હતો. આટલેથી ત્હેને સંતોષ નહતો.

આવીને થાકયો હોવાથી લીલાં તૃણમાં બેઠો. ઉંચે આકાશ સ્હામી દૃષ્ટિ ફેરવી. પૃથ્વી તરફ દૃષ્ટિ કરી. જીવનપથ બહુજ લાંબો જણાયો. તમ્બુરો લઇને વગાડવાનો પ્રયત્ન કર્યો પણ કાંઈ નવીન સંગીત નીકળ્યું નહિં.

એક પછી એક જૂના સુર નીકળવા માંડ્યા. હૃદયમાંથી નીકળેલું સંગીત જંગલને સંગીતમય કરવા લાગ્યું. પક્ષીઓ પણ અન્ય ધંધો છોડી આ ભેદી સંગીત સાંભળવા એકઠાં થયાં. પરન્તુ ભરથરીને આથી સુખ થયું નહિં. ગરિબાઈમાં ત્હેને સુખ લાગતું નહતું.

જ્યહારે તે બાળક હતો ત્યહારે ત્હેને પૈસામાં સુખ નહોતું લાગતું. એક બુલબુલની ચીસ કે એક કોયલડીનો ટહુકાર ત્હેને પૈસાના કરતાં વધારે પ્રિય લાગતાં હતાં. પરન્તુ હવે બાળકહૃદય નહતું તેથી પૈસો વધારે સુખમય લાગતો હતો.

અનેક પુષ્પો ત્હેની આસપાસ પડયાં હતાં. ચંડોળની ચીસ આકાશમાં સંભળાતી હતી. પતંગીયાં ત્હેના ખોળામાં વિશ્રાન્તિ લેતાં હતાં. પરન્તુ ત્હેને મન તો આ સર્વ જૂઠું સ્વપ્ન હતું. એટલામાં ત્હેની દૃષ્ટિ રાજકન્યાની સુવર્ણ આરસી ઉપર પડી. વેચીશ તો એક ટંકનું ખાવાનું તો મળશે હેવા ક્ષુદ્ર વિચારથી વનકવિએ તે લઇને ઝોળામાં ઘાલી.

પછી થોડેક દૂર જઇને એક આંબાવાડીયાંમાં એક વૃક્ષની નીચે બેઠો. પાસે એક ન્હાનો ઝરો વ્હેતો હતો. ન્હાના ન્હાના માછલાં અહિંતહિં ઉડીને પડતાં હતાં. અન્નનો વિચાર કરતાં પોતાનું જીર્ણ મુખ જોવા ભરથરીએ આરસી કહાડી અને અન્દર જોયું. ત્હેણે શું જોયું ? તમે કોઈ દિવસ જંગલના ગુલાબને ખીલતાં જોયું છે ? કમળને સલિલનાં પડ ચીરીને બ્હાર આવતાં નિહાળ્યું છે ? સ્હવારમાં શુક્રના તારાને કદિ નિરખ્યો છે ?

જ્હારે ભરથરીએ જોયુ ત્હારે ત્હેણે આ વસ્તુઓના કરતા પણ અધિક સુન્દરતા જોઈ

ત્હેને અન્દર રાજકન્યાની મુખાકૃતિ જણાઈ રાજકન્યાના પોતાના સૌન્દર્ય માટેના અવર્ણનીય પ્રેમને લીધે આરસીમાં રાજકન્યાના મુખનું જ પ્રતિબિમ્બ પડી રહ્યુ હતું કોઈ પણ સુન્દર વસ્તુ માટેનો અવર્ણનીય પ્રેમ આ જગતમાં શુ ન કરી શકે?

ભરથરીએ જ્હારે આ જોયુ ત્હારે ત્હેને લાગ્યુ કે આ આરસી ત્હેનાથી વેચી શકાશે નહિ, ત્હેને ભૂખ્યુ જ રહેવુ પડશે જાણે આકાશમાથી દેવો તરફથી સ્વર્ગીય પુષ્પ આવીને ત્હેના ખોળામા પડ્યુ હોયને! શુ ત્હેના જેવા ગરિબ પણ વનકવિનું હૃદય આ વસ્તુને વેચવાની ઈચ્છા કરી શકે? જેમ જેમ તે વધુ આરસીમા જોતો ગયો તેમ તેમ ત્હેને લાગ્યુ કે પોતાના આત્મા જેવીજ અમૂલ્ય વસ્તુ ત્હેને પ્રાપ્ત થઈ છે તે વસ્તુને તે કદાપિ વેચી શકશે નહિ

આરસીમા જોવામા તે પોતાની ભૂખ ભૂલી ગયો વર્ષોના દુખ વિસરી ગયો, અને પોતાની એમન્તાવસ્થાનુ પણ વિસ્મરણ થઈ ગયુ સૂર્યાસ્ત થઈ ગયો એટલામા ઘોડાની ખરીના અવાજ ત્હેને સભળાયા રાજ્યાએ રાજ્યની દરેક દિશામા જાહેર કરાવ્યુ કે જે મનુષ્ય આરસી પાછી શોધી આપશે ત્હેને મોટુ ઈનામ મળશે આ ઈનામ જાહેર કરવા ઘોડેસ્વાર જતા હતા ભરથરી એક ઝાડીમા સપાઈ ગયો થોડીવારમા ઘોડેસ્વારો ચાલ્યા ગયા ભરથરી પાછો નીકળીને પોતાનો માર્ગ કાપવા લાગ્યો

દુર્ભાગ્યે હેવુ બન્યુ હતુ કે જે વખ્તે ભરથરીએ આરસી ઉપાડી તે વખ્તે રાજકન્યાની એક દાસીની દૃષ્ટિ ત્હેના ઉપર પડી હતી ભરથરીના ગીત આખા રાજ્યમા જાણીતા હતા, એટલે દાસીએ ભરથરીને ઓળખ્યો અને એ વાત રાજકન્યાને કહી

આથી ભરથરીની જીદગી ભયમા આવી પડી ચોર લુટારાઓ ઈનામની લાલચે ભર થઈને શોધવા નીકળી પડ્યા પૈસાદાર મનુષ્યો પૈસાની લાલચે આરસી લેવાની ઈચ્છા કરવા લાગ્યા પરન્તુ સર્વ વ્યર્થ ગયુ ભરથરી આખો દિવસ અને રાત્રિ એમ ગામથી બીજે ગામ ન્હાસવા લાગ્યો ભૂખ અને તરસથી ત્હેને ઘણું દુખ પડયુ પરન્તુ હવે ત્હેને તે દુખ લાગતુ ન્હોતું સામાન્ય મનુષ્યજન કવિહૃદયના ભેદ શી રીતે પારખે? સ્વપ્રમાજ સતોષ માનનાર પુરૂષોના ભાવ ક્ષુદ્ર મનુષ્યો શે કળે?

રાજકન્યા આરસી નહિં મળવાથી નિરાશ થઈ ગઈ ત્હેને ભય લાગ્યો કે આરસી ગઈ તેમ સુન્દરતા પણ જશે તેથી ઘણા વિદ્વાન પુરૂષોની સલાહ લીધી ઈનામની લાલચ ભર થઈને આપી પણ વ્યર્થ ગઈ

આખરે રાજકન્યાએ એક વૃદ્ધ મહાત્માની સલાહ લીધી મહાત્મા રાજકન્યાના અતઃકરણના ભાવ જાણતા હતા, ભરથરીના કવિહૃદયને પણ ઓળખતા હતા અનન્તતાના ભાવ ઉકેલી શકનારા પુરૂષને મનુષ્યહૃદયનું પૃથક્કરણ કરવુ મુશ્કીલ ન લાગ્યું

તેથી તે મહાત્માએ રાજકન્યાને કહ્યુ 'હુ ભરથરીને ઓળખુ છુ સાત દિવસમા હુ આરસી પાછી લાવીશ

-

મહાત્મા જંગલમાં પાછા ગયા. ભરથરી ત્ય્હાં ફળફળાદિ ખાતો નિર્વાહ કરતો હતો. ત્હેને કહ્યું: "આ આરસી શું અમૂલ્ય છે?"

ભરથરી: "હા, આ આરસીમાં પૃથ્વીની સૌથી સુન્દર રાજકન્યાનું મુખ કોતરાયલું છે."

મહાત્મા: "એ સત્ય હશે પરન્તુ મ્હારી પાસે પણ એક આરસી છે ત્હમે જોશો?"

ભરથરીએ તે આરસી લીધી અને અન્દર જોયું. તરત જ રાજકન્યાની આરસી હાથમાંથી પડી ગઈ.

"કેમ? આ અમૂલ્ય આરસી કેમ ફેંકી દો છો?"

ભરથરીએ ઉત્તર આપ્યો નહિં. ત્હેની આંખ્યો બીજી આરસીમાં જડી રહી હતી.

"આરસીમાં શું જણાય છે?"

"મ્હને ઘણું જણાય છે. અનન્ત વિશ્વની અકળ સૃષ્ટિરચના, આકાશમાં ગુંથાયલા અસંખ્ય તારલાઓ, ભેખડોમા થઇને વ્હેતી પ્રચણ્ડ નદીઓ, તરઙ્ગો ઉછાળતા મહાસમુદ્રો, પૃથ્વીના પડમાં છૂપાયલાં અનેક પુષ્પો, રાત્રિએ પ્રકાશ નાંખતી ઉજ્જ્વળ ચન્દ્રિકા, અનન્ત અખણ્ડ પ્રભુનો સન્દેશો અહિં પૃથ્વીની પ્રજાને કહેનારા ગગનચુમ્બિ ગિરિશૃઙ્ગો......"

"અને આ આરસીમાં શું જણાયછે?" રાજકન્યાવાળી આરસી પાછી આપતાં મહાત્માએ કહ્યું.

ભરથરીએ જોયુ. એક પછી એક બન્ને આરસીમાં જોયુ, અને પછી રાજકન્યાવાળી આરસી મહાત્માને આપતાં કહ્યું "આખરે મ્હને જણાયું કે આતો સ્વપ્નવત્ ક્ષણભંગુર પુષ્પ છે. પ્રભુની અગણિત ખીણોમાં ઉગેલાં હજારો પુષ્પમાંનુ એક પુષ્પ છે પણ આ તો"......

બીજી આરસીમા જોઇને તે બોલ્યો "હામા તો અનન્ત સૌન્દર્ય, સ્વર્ગીય એકતા, અખણ્ડ જ્યોતિ છે......જ્યહારે મનુષ્યને અસંખ્ય પુષ્પોથી ભરેલી સૃષ્ટિ મળતી હોયત્યહારે તે શામાટે એકજ પુષ્પથી તૃપ્ત થાય?"

"ત્યહારે શુ આ રાજકન્યાની આરસી પાછી લઉં?"

"હા ખુશીથી."

કવિહૃદયના ભેદ કોઇક જ ઉકેલી શકે છે.

× × × × ×

રાજકન્યાને આરસી પાછી મળી પરન્તુ એથી હેને તૃપ્તિ મળી નહિ. ક્યહાંથી મળે? વનવન ભટકતા એક સામાન્ય ભરથરીને પોતાની મુખાકૃતિની સુન્દરતા કરતાં પ્રભુજ્યોતિની સુન્દરતા અધિક પ્રિય લાગી હતી.

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

## *VILLAGE SELF-GOVERNMENT.*

Among the Greeks and the Romans, town and cities were the nurseries of popular power and popular institutions As the Roman empire extended its limits, self-Government spread from Rome to the empire. In the Middle Ages it was still the inhabitants of towns who strove to curb lawless barons, when the country population were little better than slaves. And in modern times, after feudal power had been replaced by the power of kings, citizens of great commercial and manufacturing centres took the largest share in restricting royal power, and building up constitutional forms of Government.

In India, with her few large commercial towns and her vast agricultural population, self government was developed in villages. The people left their kings absolute power to rule or misrule the empire, and the kings left the people a free hand in their villages. No central constitutional government was organized ; but each village republic had its own constitution and ruled itself.

The result of this is manifest in the history of the West and the East. The nations of Western Europe had more of national unity and national life than the people of India , but the agricultural population of India enjoyed more civic rights, more control over their village concerns, than the villagers of Europe. In many places on the Continent of Europe, even in France and Prussia, the tillers of the soil were little better than selfs down to the eighteenth century.

When British rule was introduced in India, European forms of administration necessarily replaced the Indian. The Central Government was strengthened and Village Government declined Villages no longer policed themselves Land revenue was no longer collected by Village Communities Criminal and civil cases were no longer disposed of by village elders. Village roads and tanks ceased to interest the people. The village school was neglected, village charities ceased, and village services declined. On the other hand, the Central Government gradually assumed larger functions They maintained peace, collected revenue, adjudicated cases, looked after education and communications all over the empire. Administration became more centralized, and the people, who had lost their share in village administration, came naturally to demand a share in those centres where the administrative functions had been shifted It is for this reason that the new Councils Act has been gratefully accepted by the people of India

*By Mr. Romesh C. Dutt C. I. E*

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ.

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्.

વર્ષ ૮, અંક ૧૨. [માસિક.] માર્ગશીર્ષ, સંવત્ ૧૯૬૬.

તન્ત્રી—પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ; એલ્ એલ્ બી.

# લવાજમ.

(૧) લાયબ્રેરીઓ, (૨) સભાઓ, (૩) વિદ્યાર્થીઓ, (૪) સ્ત્રીઓ, (૫) ગુજરાતી શાળાના માસ્તરો, (૬) તલાટીઓ તથા (૭) માસિક રૂા. ૧૫ સુધીના સર્વ પગારદારો માટે વર્ષ એકના રૂા. ૨-૦-૦ ( પોસ્ટેજ સાથે.)

**ઉછરતી લાઈબ્રેરીઓને ખાસ બક્ષીસ:** નવી સ્થપાતી (એટલે કે એક વર્ષ અન્દરની) રાજ્યના આશ્રય વિનાની લાયબ્રેરીઓને એકાદ પ્રતિષ્ઠિત ગૃહસ્થના સર્ટિફીકેટ ઉપરથી આ પત્ર બક્ષીસ તરીકે મોકલવામાં આવશે. માત્ર પોસ્ટેજ વગેરે ખર્ચના રૂા.૦-૬-૦ મોકલવા કૃપા કરવી બીજા વર્ષમાં રૂા.૦-૧૨-૦; ત્રીજામાં રૂ. ૧-૪-૦.

અન્ય સર્વે માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

છુટક નકલ એક અંકના રૂ. ૦-૬-૦ ,,

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

---

# આવતો અંક વી. પી.

જે ગ્રાહકોનું ચાલુ વર્ષનું લવાજમ નહીં મળ્યું હોય તેને પોષનો અંક વી. પી. દ્વારા મોકલવામાં આવશે તે સ્વીકારવાની વિનંતિ છે.

વ્યવસ્થાપક.

---

## ગ્રન્થકારો માટે ખાસ સગવડ.

વસન્ત-પત્રનો સાહિત્ય પ્રેમી જનોમાં બહોળો પ્રચાર છે. પરન્તુ અત્યાર સુધી પૂંઠામાં જગા ન હોવાથી છૂટથી પુસ્તકોની જાહેર ખબરો લઈ શકાતી નહોતી. પોસ્ટલ દરમાં ફેરફાર થવાથી હવે આ પત્રના વજનમાં વધારો કરી શકાયો છે, અને તેથી બે નવાં પૃષ્ઠ ઉમેરી જાહેર ખબરો દાખલ કરવાનું અમે સ્વીકાર્યું છે, આ અનુકૂળતાનો લાભ લેવા ગ્રન્થકારો ચૂકશે નહિ એમ આશા છે. વસન્તનું નવું વર્ષ ૧૯૬૬ ના માઘથી શરૂ થશે માટે નવા વર્ષથી એક વર્ષ માટે જેને જાહેર ખબર મૂકાવવી હોય તેમણે પોષ સુધીમાં ખબર આપવા કૃપા કરવી.

વ્યવસ્થાપક.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्। उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्।
भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्। उपनिषद्.

વર્ષ ૮, અંક ૧૨. [ માસિક. ] માર્ગશીર્ષ, સંવત્ ૧૯૬૬.

## ભક્તવીર "નરસૈયા" ને વન્દન.

( દોનું કાંઠે કદમ્બ કેરી છાયા-એ પદની ધુનમાં. )

નમું નેહે તનેઃ નરસૈયા!
પ્રેમ ભક્તિ ન આવે થયૈયા હો!
સ્મરૂ સ્નેહે તને નરસૈયા!

જૂદું જગતથી તાન જગાવ્યુ
તમ્બૂરમાંઃ રસ-છૈયા! હો!
નમું નેહે તને. નરસૈયા!

માધી તેં આનન્દ-વિષ્ણુની
શાંતિ-લક્ષ્મી મૈયા. હો!
નમું નેહે તને નરસૈયા!

વ્હાલનું વ્હાણું હૈયે વાતાં,
રેલવ્યા રમ્ય રવૈયા હો!
નમું નેહે તનેઃ નરસૈયા!

મોગલીલા શ્રી કૃષ્ણની કુંજ
તેં તો સૌરાષ્ટ્ર-અર્પૈયાઃ હો!
નમું નેહે તનેઃ નરસૈયા!

( અનુષ્ટુભ્. )

માર્ગ એ વિચર્યો પ્રેમે હર્ષ અંગે શમ્યો નહીં
બગીચાનો વિહારી તે આવ્યો જ્યાં સરિતા નહીં ૧૨

( ઉપજાતિ. )

અને દીઠી ત્યાં જળધાર રમ્ય
દીઠા વળી માર્ગ, હતા અગમ્ય .
એ માર્ગથી તે ઉતરી નદીઓ
સમોવડી સુન્દર શી સખીઓ. ૧૩

( હરિગીત. )

ગિરિ એકનાં બાલક ત્રણે ત્યાં સંગ શાં રમતાં હતાં !
કંઈ દિવ્ય ગરબો ગાઇને આનન્દમાં ભમતાં હતાં
માનવહૃદય દૌર્બલ્યને તે જોઇને હસતાં હતાં,
કંઇ ગૂઢ ગંભીર ભાવ તેના ઉરમાં વસતા હતા. ૧૪

એક સરખે ઉચ્ચ સ્થાનેથી પ્રભવ તેનો હતો
એ ઉચ્ચ કુળમાં જન્મ લાધ્યો, ગર્વ પણ તેનો હતો
સૌન્દર્ય ને માધુર્યમાં નવ લેશ પણ ખામી હતી
સાત્વિક હૃદયનો સ્નેહ ને આનન્દ સૌ પામી હતી. ૧૫

( ઉપજાતિ. )

વિપ્રો અને ભિક્ષુકના શ્રમોને,
અજ્ઞાન ને નિર્બળતા ભ્રમોને;
જોઈ ત્રણે ત્યાં પિગળી જતી'તી,
દયાર્દ્ર ચિત્તે લવતી જતી'તી. ૧૬

( શિખરિણી.)

પરન્તુ તેઓના ગુણ નવ હતા એક સરખા,
કંઈ જાદાં તત્ત્વો પ્રતિ પ્રકૃતિમાં નિત્ય બળતાં;
હતી બાળા બે§ તે નિડર ફરતી સાથ વસતી,
ત્રીજીથી× દૂરે તે કંઈક રહીને ખૂબ હસતી. ૧૭

§ શ્રદ્ધા અને ભક્તિ; એ બેઉ કેવળ શુષ્ક બુદ્ધિથી દૂર રહે છે, પણ તેનાથી વિમુખ થાતી નથી. એ બેઉ બુદ્ધિની શત્રુ નથી, પણ તેની સખીઓ છે.

× બુદ્ધિ; મનુષ્યને સન્માર્ગ અથવા કુમાર્ગ તરફ દોરનાર-સદ્બુદ્ધિ અથવા કુબુદ્ધિ દેનાર-પ્રચંડ શક્તિ; શ્રદ્ધા અને ભક્તિ વિનાની શુષ્ક બુદ્ધિ.

ગુમાની તે ત્રીજી અતિ પ્રબળ ને ઉગ્ર મનની,
ધસે જુસ્સામાં શી ત્વરિત ગતિથી શોર કરતી!
ટકી રે'વું સ્હામે, અતિ કઠિન સૌ માનવગણે,
અને તેથી જાતાં સમીપ, કરથી સાંકળ ગ્રહે  ૧૮

જનો જે ત્યાં જાતા પ્રથમ નમતા બે યુવતિને
વિશુદ્ધિ પામીને તનુ મન થકી આગળ વધે
પછી તે ત્રીજીને સરલ-હૃદયેથી પ્રણમતાં,
જતાં સર્વે દુ:ખો દુરિત જગનાં સર્વ શમતાં.  ૧૯

× ×

(અનુષ્ટુભ્.)

શ્રદ્ધા, ભક્તિ, અને બુદ્ધિ, સાથ માહેર્યાંઓ મળી;
રચીને દિવ્ય સંગીત ગાય તે ગરબે ભળી.  ૨૦

સર્વ એ બાલિકા દેવી રમ્ય ને પાપમોચિની!
વિધિપુર:સર જે સેવે થાય તે સર્વદા સુખી.  ૨૧

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# રબારી વિષે સ્હેજસાજ.

સોરાષ્ટ્ર દેશ પ્રાચીન કાળથી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તેમાં મેર, રબારી, કાઠી, આહીર, બાબરીઆ વગેરે ઘણી જૂની જાતો વસે છે. હું ખાસ કામગીરી ઉપર પ્રગણામાં ફરતો હતો ત્યારે એક રબારી સાથે તેની કોમના રીત રિવાજ સંબંધી જે વાતચીત થઈ હતી તે ઉપરથી નીચેની હકીકત લખી મોકલું છું.

રબારીના બે ભાગ છે. સોરઠીઆ ને ગુજરાતી. શ્રી કૃષ્ણની સાથે એટલે યાદવોની સાથે જેઓ આ દેશમાં આવી વસ્યા તે સોરઠીઆ રબારી કહેવાય છે, ને પાછળથી આવી વસ્યા તે ગુજરાતી કહેવાય છે. તેઓ જે જે સ્થળે જઈ વસ્યા તે તે સ્થળનાં નામ ઉપરથી તેના વિશેષ વિભાગ પડયા છે. જેમકે વીણુ નદીના પ્રદેશમાં વસ્યા તે વીણોયા કહેવાયા.

સોરઠીઆ રબારીની સ્ત્રીઓમાં લાજ કહાડવાનો દસ્તુર નથી પણ મોટેરા પાસે થઇને વહુવારૂઓ નીકળે તો છાતી ઉપર છેડો નાંખવામાં આવે છે. રબારી લોકોમાં ઘરઘરણાનો ચાલ છે. રબારણો દેરવટું વાળે છે એટલે વિધવા થયા પછી દેર સાથે પરણે છે. દેર ઘોડીયામાં હીંચકતો હોય તો પણ કુટુંબના વડીલોની મરજી વહુને જવા દેવાની ન હોય તો વિ-

ધવા વહુને બીજાની સાથે ઘરઘરણું કરવા ન દેતાં દેર મોટો થાય ત્યાં સુધી વહુને ઘરમાં રાખે છે. આથી કેટલીક વાર બારે નુકશાન તથા તોફાન પણ થાય છે. પરંતુ જ્ઞાતિનો ચાલ એવો છે કે જો કુટુંબના વડીલો હઠ ઉપર આવ્યાં હોય તો વહુને બેશી રહેવું પડે છે કેમકે નાત પણ તે કુટુંબના વડીલને મદદ કરે છે વહુ મોટી ને વર (દેર) નાનો હોવાથી જે નુકશાન થાય છે તે ધ્યાનમાં લઈ ઘણી વાર કુટુંબના વડીલો પોતાના સગા કુટુંબીઓનાં સરખી ઉમરના જે માણસને જરૂર હોય તેને એ વિધવા વહુ સાથે પરણાવે છે પણ બની શકે ત્યાં સુધી સગા કુટુંબી સિવાય બીજાના ઘરમાં એ વિધવા વહુને બેસવા દેતા નથી. જો તેવો કોઈ યોગ્ય માણસ મળી ન આવે તો પછી તેઓ સઘળો વિચાર કરી એ વિધવા વહુને ગમે ત્યાં ઘરથી જવાની પરવાનગી આપે છે. ઘરઘનાર જુવાન રૂ. ૨૩ ત્રેવીશ વહુના સાસરીઆંને આપે છે. રજા વગર જો કોઈ જુવાન તેવી કોઈ વિધવાને ઘરથી જાય તો તેની પાસેથી નાત રૂ. ૩૦૦) દંડના લે છે ને નાતને ખીચડુ ખવરાવવું પડે છે. ઘરથી જનાર વિધવાની સાથે જો આગલા ઘરનાં પુત્રપુત્રી જાય તો તે રહે ત્યાં સુધી રૂ. ૨૩) સાસરીઆંને મળતા નથી. તે પુત્રપુત્રી ઉપર આગલા ઘરવાળાના વડીલોનો જ હક ગણાય છે. આ લોકો કોર્ટે ચડતા નથી પરંતુ નાતના પટેલીઆ કે ચોવટીઆ પાસે ફરિયાદ કરી તેમની પાસેથી જ ઈન્સાફ મેળવે છે.

તેઓ માતા તોતળીના ભક્ત છે ને બહુ જ શ્રદ્ધાળુ છે. તેઓમાંના કોઇને સરપ આભડ્યો (કરડ્યો) હોય તો તેઓ સરપ મંત્રથી ઉતરાવતા નથી પણ માતાજી ઉપર આસ્થા રાખી તે દિવસે બકરાંને કે છોકરાંને ધવરાવવાનું બંધ રાખે છે. માતાજીનો ભુવો જમવાની રજા આપે ત્યારે જ સર્વે જમે છે. ભુવો નાતમાં પટેલ કરતાં પણ વધારે વજનદાર ગણાય છે. વીશોયા રબારીની માતાનું સ્થાન જેઠવાડ(પોરબંદર સંસ્થાનનો પ્રદેશ)ના બળેજ નામના ગામમાં છે. ને તેમના પીર રામદેનું સ્થાન ઢાંક (ગોંડલ સંસ્થાન) ગામમાં છે. માતાની માનતાનું જમણ જમવાનો હક ફક્ત જેઓ માતાની જાત્રાએ જઈ આવ્યા હોય તેને જ છે. રબારીઓ પોતાની માતાનાં ભજનને ગીત ઘણી વાર ગાય છે પરંતુ તે આપણે સમજી શકતા નથી કેમકે તેમની માતા તોતળી હોવાથી સ્પષ્ટ ભાષામાં તે ગીત ગાઈ શકાતાં નથી. જે રબારીઓને એવાં ગીતો ગાવાનો મહાવરો હોય છે તેની પાસે બેશી એ ગીતો સાંભળવામાં મજા પડે છે કેમકે તેમની ગાવાની ઢબ ને હલક કર્ણપ્રિય ને મધુર હોય છે.

રબારણ કોઈના ઘરમાં બેશી આવી હોય પણ તે પોતાના મૂળ ધણીને ઘેર પાછી આવવાને ખુશી હોય તો તેનાં અસલ સાસરીઆં તેને પાછી પોતાના ઘરમાં બેસાડી શકે છે. સોરઠીઆ રબારી ને સોરઠીઆ આહીરના રીત રીવાજો એક સરખા છે. ઉદારતા સંબંધી તેમનામાં બોલાતા ચારેક સોરઠા આ નીચે આપ્યા છે.

મેમાનોને માન, દિલ ભરી દીધાં નહિ;<br>
સાજન નહિ તે શ્વાન, સાચું સોરઠીઓ ભણે.<br>
સફરાં પહેરે સુત, ઓઢે પણ આશે નહિ;<br>
તે ગણવા તાબુત, સાચું સોરઠીઓ ભણે.

સુધી ગદ્યમાં લખાયલાં અવલોકનો દ્વારા કવિતાના રસનું આસ્વાદન થતું નથી ત્યાં સુધી કવિતાની સઘળી મધુરતા અને સઘળી ખુબી નકામી જાય છે. પણ પુરૂષે પોતાનું આખું જીવન ભોગવિલાસમાં ગાળવાનું નથી, પણ બીજાં અનેક કર્તવ્યો કરવાનાં છે.

## શિખરિણી.

"ઘડ્યાં કર્તવ્યો જે મનુજ શિરમૂક્યાં જગપતિ,
ઉવેખ્યાં એ જાએ કેયમ કરી પ્રિયે! કહે મુજ થકી?
વિલાસો પ્રેમીલા નવ ગણું કદી નીરસ વળી,
અરે તો એ આજ્ઞા શિર ધરવી જે જાય ન ટળી."[૬]

એટલા જ માટે "કવિતા કરવામાં જ કવિનું સુખ" છે એમ સમજનાર કવિએ પોતાનો સઘળો સમય પ્રિય સખીની સાથે ભોગવિલાસમાં ગુમાવ્યો નથી, પણ કાવ્યરચના અને કાવ્યચર્ચા ઉપરાંત જોડણી અને લિપિના પ્રશ્ન તરફ, ભાષાશુદ્ધિ તરફ, "દૂરથી ગીત ધ્વનિ" તરફ પોતાનું લક્ષ દોર્યું છે, અને જો કે એમના સઘળા વિચારો સર્વમાન્ય થયા નથી ને થવાનો સંભવ પણ લાગતો નથી, તો પણ એમની અનેક વિધ પ્રવૃત્તિઓથી એમણે સંગીન સેવા બજાવી છે એની ના પડાશે નહીં.

અનેક સામાજીક, રાજકીય, ધાર્મિક વિષયો નિબન્ધના આકારમાં ચર્ચાવાની ઘણી જરૂર છે, સાહિત્યસમૃદ્ધિ જ્યાં હોય એવા દરેક સુધરેલા દેશમાં સાહિત્યના એ અંગને ખીલવવા તરફ ખાસ લક્ષ અપાયું છે. ઇંગ્લાંડમાં નિબન્ધકારોએ અરાઢમા શતકમાં જેવી ઉત્તમ સમાજસેવા બજાવી હતી તેવી કાવ્યોથી કે નાટકોથી પણ નથી બજાવાઈ. કાવ્યો અને નાટકો લખવા ઉપરાંત દરેક સમર્થ લેખકે નિબન્ધદ્વારા પોતાના વિચાર દર્શાવવાની જરૂર સ્વીકારી છે. ડી કિવન્સિ જેવા કુશળ લેખકે પણ નિબન્ધદ્વારાજ સાહિત્યસેવા બજાવી હતી. કવિતામાં જેમ ધ્વનિત (sonnet) રચવામાં જેવી કુશળતા જોઇએ છિયે, એક ચોક્કસ ભાવને અમુક મર્યાદામાં સચોટ રીતે કહેવામાં જેવી બુદ્ધિની તીવ્રતા અને લાગણીની ઉત્કટતા જોઇએ છિયે તેવાજ પ્રકારની કુશળતા, તેવાજ પ્રકારની તીવ્ર બુદ્ધિ, અને તેવાજ પ્રકારની ઉત્કટ લાગણી ગદ્યમાં એક સારો નિબન્ધ રચવામાં જરૂરની છે. પણ આપણા સાહિત્યમાં એ અંગને ખીલવવા તરફ જોઇએ તેટલું લક્ષ અપાયું નથી. લોકોને નિબન્ધ વાંચવાનો હજી જોઇએ તેવો શોખ લાગ્યો નથી. નર્મદાશંકર, નવલરામ, ને દલપતરામ તરફથી ગદ્યવિકાસના જે પ્રયત્નો થયા હતા તે નિષ્ફળ ગયા ન્હોતા, તો પણ ત્યાર પછી નિબન્ધો દ્વારા ગદ્યના વિકાસ તરફ જોઇએ તેવી પ્રવૃત્તિ થઈ નથી. વાંચકો તરફથી એવા પ્રયત્નોને ઉત્તેજન મળે એવો સંભવ જણાતો નથી. એજ કારણથી ગોવર્ધનરામભાઈ જેવા સમર્થ વિદ્વાનને પણ પોતાના વિચારો નિબન્ધના રૂપમાં ન મુકતાં નવલકથાના રૂપમાં મુકવાની જરૂર પડી હતી. ઉત્તમ નવલકથા રચવાનો પ્રધાન ઉદ્દેશ રાખીને એ કૃતિ થઈ નથી, પણ પોતાના પ્રૌઢ વિચારો

૬ રા. નરસિંહરાવની કુસુમમાળા: કર્તવ્ય અને વિલાસ.

જનસમાજ આગળ મુકવાના ઉદ્દેશથી એ નવલકથા રચાઈ છે. લોકોને ખુશ કરીને પોતાનું કામ કહાડી લેવું એજ લેખકનો ઉદ્દેશ હતો. પરિણામે, "સરસ્વતીચન્દ્ર"ના ચાર ગ્રન્થો નવલકથા તરીકે જોઇએ તેવા સફળ થયા નહીં, જેવા તે "મનર" થયા તેવા "મનહર" થયા નહીં; પણ લેખકના સામાજીક, રાજકીય, ધાર્મિક વગેરે વિષયો પરના વિચારોના કીમતી સંગ્રહ રૂપે એ ચારે ગ્રન્થો ઘણા અગત્યના છે.

હાલના સમયમાં અનેક માસિકોમાં જુદા જુદા વિષયો પર નિબન્ધો પ્રકટ થાય છે, સાહિત્યપરિષદ્‌માં પણ કેટલાક વિદ્વત્તાભર્યાં નિબન્ધો વંચાય છે. "અભિનયકળા," "અલંકારશાસ્ત્ર," "ગૃહકળાઓ" વગેરે નિબન્ધો આગલી સાહિત્યપરિષદ્‌માં વંચાયલા તે ઘણા ઉપયોગી હતા. પણ એવા નિબન્ધો જવલ્લેજ લખાય છે. વધારે નિબન્ધો જે લખાય છે તેમાં તેની રચના તરફ કે શૈલી તરફ જોઇએ તેટલું લક્ષ અપાતું નથી, પણ પાંડિત્યનું પ્રદર્શન ઘણી વાર કરવામાં આવે છે. ડીક્વિન્સિએ પાડેલા સાહિત્યના બે વિભાગ જો આપણે સ્વીકારીએ તો એવા લેખોની બળનાં સાહિત્ય ( literature of power ) માં નહીં, પણ જ્ઞાનનાં સાહિત્ય ( literature of Knowledge ) માંજ ગણત્રી થાય. જુદા જુદા વિષયોની શાસ્ત્રીય ચર્ચા ઘણી જરૂરની છે, પણ જ્યારે તે સાદી અને સરળ ભાષામાં–લોકોને રૂચે તેવી રીતે કરવામાં આવે, તેમાં કંઈ શૈલીની ખુબી પણ જોવામાં આવે, તેમાં જ્ઞાન સાથે ગમ્મત પણ કંઈક મળે એમ હોય ત્યારે તે જનસમૂહમાં વધારે વંચાય, તેની યોગ્ય કદર થાય, અને તેથી સંગીન લાભ પણ થાય. વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ જેવા અનેક સરસ નીરસ વિગતોથી ભરેલા વિષયને પણ જ્યારે અંગ્રેજીમાં શૈલીની ખુબી વડે અને રચનાની કળા વડે શણગારવાના અને રસમય બનાવવાના પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે એથી વધારે સ્હેલા વિષયોમાં હાથે કરીને હદ બહારનું પાંડિત્ય બતાવવામાં આવે અને શુષ્ક લેખો લખાય એ તો શોચનીયજ છે. જોડણી જેવા કેટલાક વિષયો એવા હોય છે કે જે પરનાં વિવેચનની જ્ઞાનનાં સાહિત્યમાંજ ગણત્રી થાય. તેમાં શૈલીની ખુબી આવી શકે નહીં. એવું જ્યાં હોય ત્યાં ઉપાય નથી. પણ એવા વિષયોની સંખ્યા ઘણી ન્હાની હોય છે, અને સામાન્ય જનમંડળને રસ પડે એવું લખવાનો આદર્શ રાખવામાં આવ્યો હોય તો તેની સંખ્યા ધારવામાં આવે છે તેના કરતાં પણ વધારે ન્હાની થયા વિના રહે નહીં.

**નિબન્ધ** સિવાયના **બીજા લેખોને** આપણે ચાર વિભાગમાં ગોઠવીશું:

- **अ.** જીવનચરિત્રો, આત્મકથાઓ; ઇતિહાસો, અને **પ્રવાસવર્ણનો.**
- **ब.** ગ્રન્થાવલોકનો અને સાહિત્યચર્ચા.
- **क.** હાસ્યરસના લેખો અને કટાક્ષમય રચના.
- **ड.** જોડણી, લિપિ વગેરે વિષય પરના શાસ્ત્રીય ચર્ચાના લેખો.

એ ચારે વિભાગો વિષે આપણે ક્રમવાર સંક્ષેપમાં બોલીશું

સ્વધર્મ, આર્ય ધર્મ પ્રકાશ એ માસિકપત્રોમાં પણ પ્રવાસ-વર્ણનના લેખો આવે છે. "ચૌદ દિવસનો ધાર્મિક પ્રવાસ" તથા સુન્દરી સુબોધમાં એક સ્ત્રીનો લખેલો "પાવાગઢની યાત્રા" નો લેખ આત્મલક્ષી હોવાથી વધારે રસ પડે એવા લાગતા હતા.

## ઘ. ગ્રન્થાવલોકનો અને સાહિત્યચર્ચા.

ગ્રન્થાવલોકન કરનારનું-ટીકાકારનું-કામ ઘણું રહેલું ગણાય છે. જેમ વકીલાતના ધંધામાં જે ન ફાવે તે વખત આવે ને ઉંમર પહોંચે તો મુનસફની નોકરી લઈ લે છે તેમ જે લખવાના ધંધામાં ન ફાવે તે બીજાના લેખ ઉપર ટીકા કરવાનું કામ માથે લે છે. પણ ટીકાકારનું કામ એવું હલકું નથી. એની જવાબદારી ઘણી ભારે છે. વાંચક અને લેખકને એક બીજાના પરિચયમાં આણવાનું કામ ટીકાકારનું છે. બે ડબ્બાઓને જોડનારી જે સાંકળ તે ટીકાકાર છે. પાંજરામાંથી સાક્ષી જે જુબાની આપે છે તે ન્યાયાસન આગળ રજુ કરનાર interpreterનું જે કામ તે ટીકાકારનું છે. એથી પણ વધારે સચોટદૃષ્ટાન્ત જોઈતું હોય તો, પ્રેમપાશમાં બન્ધાવાને આતુર બનેલાં યુવકયુવતિઓને એક બીજાના પરિચયમાં આણનારી દૂતીનું જે કૃત્ય તે ટીકાકારનું છે. બે કોમળ હૃદયને સ્નેહની સાંકળથી જોડવાનું કામ જેવું મધુર અને આનન્દજનક છે તેવુંજ તે પ્રેમાળ જોડાંને પ્રીતિકર અને સુખપ્રદ છે. પણ દૂતીના શિર ઉપર જે જવાબદારી રહે છે તે ઘણી ભારે છે. એનું કામ ઘણુંજ નાજુક અને પવિત્ર છે. એ કામ યોગ્ય રીતે બજાવાતાં દંપતી હંમેશને માટે તેનો ઉપકાર માને છે. એથી ઉલટું, દૂતી પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવવાને બદલે પુરૂષનાં હૃદયનું અણઘટતા રીતે પોતા તરફ આકર્ષણ કરે તો તે પોતાના ધર્મથી પતિત થાય છે, પોતાની સખી[illegible] દુશ્મનની ગરજ સારે છે, અને પુરૂષને ઉન્નતિના માર્ગથી ભ્રષ્ટ કરે છે. તેવી જ રીતે વાંચક અને લેખકને એક બીજાનો પરિચય કરાવવાને બદલે પોતાની વિદ્વત્તાનો આડંબર જે ટીકાકાર કરે છે તે પોતાનાં કર્તવ્યમાં ચુકે છે અને સાહિત્યને હાનિ પહોંચાડે છે. માટે, દરેક ટીકાકારે નિષ્પક્ષપાતપણે, કોઈને માઠું લગાડવાની બ્હીક રાખ્યા વિના પોતાનો સંગીન મત જાહેરમાં પ્રદર્શિત કરવો જોઈએ. જેટલા ગ્રન્થો છપાય છે તેના પ્રમાણમાં ગ્રન્થાવલોકન ઘણાં થોડાં થાય છે,

શુદ્ધ બુદ્ધિથી તે અભિપ્રાયને વાચક સમક્ષ રજુ કરવો એજ એનું કર્તવ્ય છે. ગ્રંથાવલોકન એ જાહેરખબર નથી, છતાં એ જાણે જાહેરખબરજ હોય તેવી રીતે લખવામાં આવે છે ને કેટલીક વખત તો ભેટનું પુસ્તક મોકલવામાં આવે તેની સાથેજ પોતાની અથવા પોતાના મિત્રની લખેલી ટીકા પણ પ્રસિદ્ધિ અર્થે લેખક તરફથી મોકલવામાં આવે છે. ટીકાકારનો ઉત્તમ ધંધો આવી રીતે અધમ સ્થિતિએ પ્હોચે એ ઘણું ખેદજનક છે

કેટલાક અમુક લેખકની પ્રશંસા કરવા પર ચ્હડે છે તો તે આઘું પાછું જોયા વગર પ્રશંસા જ કર્યાં જાય છે, અને નિન્દા કરવા પર ચ્હડે છે તો નિન્દાજ કર્યાં જાય છે આ પ્રમાણે કરનારના હૃદયમાં કંઈ ગૂઢ હેતુ ન હોય, તો પણ એ રીત એવી છે કે જેથી સ્વાભાવિક રીતે તટસ્થ વાચકના હૃદયમાં વાચનારની આત્મશુદ્ધિ વિષે સંશય ઉત્પન્ન થયા વિના રહે નહીં માટે ટીકાકારે દરેક રચનાની સારી નરસી બેઉ બાજુ જોવાની અને ત્યાર પછીજ યોગ્ય નિર્ણય પર આવવાની ખંત રાખવી જોઇએ

કેટલાક વળી જુદીજ પદ્ધતિ સ્વીકારે છે, અને ગમે તેવું સારું પુસ્તક હોય તો પણ તેની ઘણી પ્રશંસા કરવી નહીં અને નઠારું પુસ્તક હોય તો પણ તેના લેખકને માઠું લાગે એવી રીતે તેની નિન્દા કરવી નહીં એ સૂત્ર પ્રમાણે તેઓ વર્તે છે આવું પ્હોચેલાપણું દુનિયામાં કદાચ વખણાતું હશે, આવી અપ્રામાણિક વર્તણૂક દુનિયામાં કદાચ વ્યાવહારિક કુશળતા લેખાતી હશે, પણ સાહિત્યના ઉદાર ક્ષેત્રમાં તો એવા સાંકડા વિચારો કેવળ હાસ્યજનક અને તિરસ્કારપાત્ર છે અને એવા વિરસ ની કાપના અવલોકનો કદી પણ સંગીન ઉપયોગના થઈ પડતાં નથી સાહિત્યના વિકાસક્રમમાં એથી કંઈ પણ મદદ મળી શકતી નથી, એવા પ્રયત્નથી કોઈ લાંબો વખત કોઈ છેતરાતું નથી, અને એવા અવલોકનની અંતર્ગત નિર્માલ્યતા ચિરકાળ સુધી ઢંકાયલી રહેતી નથી. લેખકની જે ખરેખરી ખુબીઓ હોય તે શોધી કહાડવી, જે ખરેખરા દોષ હોય તે બતાવવા, અને તે કેવી રીતે સુધારી શકાય એમ છે તે સૂચવવું એ સાચા ટીકાકારનું કામ છે મોઘમ શબ્દોમાં ઉપરછલ્લા વિચારો ઉતારા વિગેરે કંઈ પણ આપ્યા વિના મૂકવામાં આવે તેનું કદી વજન પડે નહીં ' આવી કૃતિ રચાઈ તે ઘણી સારી વાત છે, એવી કૃતિઓ રચાવવી જોઇએ, લેખકને પ્રબલ ઉત્તેજનને પાત્ર છે, પણ એ પ્રયત્ન જોઇએ તેવો સફળ થયો નથી, તેમ અંદર કંઈજ ખુબી નથી એમ પણ કહેવાય નહીં, પણ હજી વધારે સભાળ રાખીને લખ્યું હોત તો વધારે સારૂં થાત, છતાં લેખકે જે પ્રયત્ન કીધો તે ઘણો સ્તુતિપાત્ર છે, એ પ્રયત્નને માટે એને અભિનંદન ઘટે છે, પણ એથી વધારે ખંતથી પ્રયત્ન કરતા રહેશે તો આમાં જે **મહત્ત્વની** ભૂલો રહી ગઈ છે તે સુધારી શકશે " એ પ્રમાણે ૫-૭ પાના ભરીને લખી શકાય, અને એવું ઘણી વાર લખવામાં આવે છે એ આપણે જોઇએ છિયે. પણ એવી ટીકામાં કંઈ પણ સંગીનપણું નથી હોતું, માત્ર શબ્દો ઉપરાઉપરી ખડકવામાં આવ્યા હોય છે, અને મૂળ લેખની અંદર ખુબીઓ કઈ કઈ છે, દોષો ક્યા ક્યા છે, એ દોષો કેવી રીતે દૂર થઈ શકે, મધ્યમ વર્ગનો લેખ હોય તો તે ઉત્તમ કેવી રીતે બનાવી શકાય તે વિષે કંઈ પણ ચર્ચા કરેલી નથી હોતી એવી ટીકાને " અર્થહીન બકવાદ ' સિવાય બીજું શું નામ આપી શકાય તે— સમજવું મુશ્કેલ છે ગમે તેવો સારો લેખક હોય તેની કૃતિમાં પણ કેટલીક વાર ગંભીર

દોષો આવી જાય છે. માણસ હમેશાં એક સરખું લખી શકતો નથી. સાધારણ લખનાર પણ કોઈ વાર ઘણા મહત્ત્વનો વિચાર અચાનક પ્રદર્શિત કરે છે, જો કે એવું ક્વચિતજ બને છે. ટીકાકારની ખરી કસોટી એવી વખતેજ થાય છે. સાધારણ રીતે જેવી કરાય છે તેવી ટીકા કરનાર તો સારા ગણાતા લેખકના નિર્માલ્ય લેખને પણ છાપરે મ્હડાવશે, અને જેની કીર્તિ સ્થાપિત ન થઈ હોય એવો કોઈ લેખક ગમે તેવું સારૂં લખે તો પણ તેની પ્રશંસા કરવા જતાં ગભરાશે કે રખેને મ્હારાથી અણઘટતી પ્રશંસા થઈ જાય અને સાક્ષર તરીકે મ્હારી આબરૂ ઓછી થઈ જાય! એવે વખતેજ અવલોકનકારનું માનસિક અને નૈતિક બળ માલમ પડી આવે છે. લેસ્લિ સ્ટીવને કહ્યું છે તેમ નવા પ્રકટ થયલા લેખકની ઘટતી કદર કરવાની શક્તિ એ સમર્થ ટીકાકારનું મ્હોટામાં મ્હોટું લક્ષણ છે. આવા ટીકાકારમાં સહૃદયતા હોવી જોઇએ, પુસ્તકોથી અને દુનિયાના અનુભવથી મેળવેલું વિશાળ જ્ઞાન તેનામાં હોવું જોઇએ, અને લાંબા મનનથી વિકાસ પામેલી વિચાર શક્તિ તેનામાં હોવી પણ એ બુદ્ધિબળની જેટલી જરૂર છે તેટલીજ નીતિબળની પણ એને જરૂર છે. ક્ષુદ્ર વિચારોને આડે આવવા ન દેતાં નિખાલસપણે નિર્ણય કરવા જેટલી પ્રામાણિકતા તેનામાં હોવી જોઇએ, સ્વતંત્ર રીતે વિચાર કરવાની તેને ટેવ હોવી જોઇએ, એ વિચારનાં સંગીનપણાં ઉપર તેને ભરોસો હોવો જોઇએ, અહંતા મમતાનો તેણે ત્યાગ કરેલો હોવો જોઇએ, અને લોકોમાં વાહ વાહ કહેવડાવાનો લોભ તેને ન હોવો જોઇએ.

આ સઘળી ગુણસમૃદ્ધિ હોય તોજ યોગ્ય રીતે ટીકા થઈ શકે, બાકી ગુજરાતી ભાષામાં નીકળતાં અસંખ્ય માસિકોમાં નિર્માલ્ય ટીકાઓ કરીને પાનાંનાં પાનાં ભરવાં એ કામ તો ઘણું સ્હેલું છે.

"અમુક રચના સારી છે કે નઠારી છે, તે સારી અથવા નઠારી હોવાનાં કારણો શાં શાં છે, તે કેટલે અંશે સારી અથવા નઠારી છે, તે ઉત્તમ પ્રકારનાં અવલોકનમાં બતાવવું જોઇએ. વળી, કેવી રીતે અને કેટલા પ્રમાણમાં તેના તેજ વિચારો બીજા લેખકોને પણ આવેલા તે પણ બતાવવું જોઇએ, અને તે વિચારો જો કવિતાના આકારમાં મુકાયા હોય તો એક સ્હેજ અમસ્થા ફેરફારથી એક કવિમાં જે વિચાર સાધારણ જેવો લાગે છે તે બીજામાં અદ્‌ભુત ચમત્કારવાળો બની જાય છે તે પણ ચર્ચાવું જોઇએ."*

ગ્રંથાવલોકન સિવાય સામાન્ય **સાહિત્યચર્ચા** પણ ઘણી જરૂરની છે, પણ સાહિત્યનાં સનાતન સત્યોને, સર્વ દેશમાં અને સર્વ કાળમાં સ્વીકારાયલા-સર્વ માન્ય સ્થાપિત નિયમોને એવી ચર્ચાઓ વડે ઉથલાવી નાંખવાનો પ્રયત્ન થવો જોઇએ નહીં. એવી ચર્ચાઓ પ્રામાણિકતાથી અને નિડરપણે, છતાં સ્નેહથી અને સૌજન્યથી થવી જોઇએ, અને ઝીણી ઝીણી ભૂલોજ બતાવવા તરફ કે અંગત ટીકાઓ તરફ જેમ બને તેમ ઓછું વલણ રહેવું જોઇએ. 'પોતાના લેખ વિષે ચર્ચાજ ન થવી જોઇએ, તેની વિરૂદ્ધ કંઈ પણ ટીકા થવીજ ન જોઇએ' એવી અસહિષ્ણુતા પણ લેખકે ન રાખવી જોઇએ, એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે લૉર્ડ ઍવબેરી+ કહે છે તેમ "Half the quarrels in the world are

* Landor's maginary Comereations : Alperi and Salomon.
+ Peace and Happiness.

misunderstandings." દુનિયાની અડધી લડાઈઓ ગેરસમજુતીને લીધે થાય છે સાક્ષર યુદ્ધોમાં જેને મઝા પડતી હોય એવા સિંહ વૃત્તિવાળા પુરૂષોને તો ગેરસમજુતી પણ આનન્દનું કારણ છે, પણ આ શુષ્ક દુનિયામાં એવા માણસોની સંખ્યા ઘણી થોડી હોય છે, અને સાક્ષરયુદ્ધમાં ઉતરવા જેટલો ઉત્સાહ કે હિંમત જેનામાં ન હોય તેણે ગેરસમજુતીથી દૂર રહેવું એ ઘણું જરૂરનું છે ગેરસમજુતી ઉત્પન્ન થાય એવા વચનો વાપરવા કે વપરાયેલાં વચનોનો સારો અર્થ થતો હોય તે મુકીને આડો અર્થ કરવો એ ઉભય અનિષ્ટ છે

સાહિત્યચર્ચાના અંગને ખીલવવામાં મર્હુમ સાક્ષર નવલરામભાઈએ ઘણી કીમતી મદદ કીધી હતી હાલમાં રા રમણભાઈ તરફથી પ્રસિદ્ધ થયેલ "કવિતા અને સાહિત્ય" માં સાહિત્યની અને કવિતાની વિદ્વત્તા ભરી ચર્ચા થઈ છે, તે ઉપરાંત રા. ન સિંહરાવ, રા કૃષ્ણરાવ, સ્વ ભોળાનાથ, સ્વ ભીમરાવ વગેરેના રચેલા પુસ્તકોના ગુણાવલોકન થયા છે એમની ચર્ચા ઉંડી અને વિસ્તૃત, છતા કેટલીક વાર એકપક્ષી હોય છે

### क. હાસ્યરસના લેખો અને કટાક્ષમય રચના.

મર્હુમ સાક્ષર નવલરામ લક્ષ્મીરામનું "ભટનું ભોપાળું હાસ્યરસના લેખોમાં પ્રથમ પદ ભોગવે છે એ નાટક મૉલિયરના "Mock Doctor નામના નાટક ઉપરથી રચાયલું છે "પુનર્વિવાહ પક્ષની સોજે મોગ આનાં રજેતી ' એ પણ હાસ્યરસથી ભરપૂર ગણાય છે ટુંકા લેખોમાં રા. રમણભાઈનો "પારીયા વાંચનાર ' નો લેખ અને રા કૃષ્ણરાવના "પારીયા લખનારા" અને "ત્રિકાળદર્શન" ખાસ ધ્યાન ખેંચે એવા છે કટાક્ષમય રચના (satire) અગાઉ નર્મદાશંકરના 'ડાંડિયા' પત્રમાં જોવામાં આવતી રા રમણભાઈનું "ભદ્રંભદ્ર" ગુજરાતી ભાષામાં પ્રથમ લખાયલી કટાક્ષમય રચના હોવાનો દાવો કરે છે, પણ એમાં તિરસ્કારનો ભાવ કંઈક વિશેષ આગળ પડતો હોવાથી ઍડિસનના સભ્ય લેખો (the gentlemanly satire of Addison)ના જેવી સમાજ ઉપર એની અસર થઈ નહીં

### ड. જોડણી, લિપિ વગેરે વિષય પરના શાસ્ત્રીય લેખો.

રા નરસિંહરાવનો પ્રથમ સાહિત્યપરિષદમાં વચાયલો 'જોડણી' ઉપરનો લેખ, પ્રૉ. આનન્દશંકરના એ જ વિષય પરનો લેખ, રા કમળાશંકરનું ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો હીરક મહોત્સવ પરનું "ભાષાશુદ્ધિ" વિષેનું ભાષણ આ વર્ગમાં મુકી શકાય. વિદ્વત્તા ભરેલા લેખોની જ્ઞાનના સાહિત્ય (literature of knowledge) માં જ ગણત્રી થાય, અને તેમ હોવાથી એમાં શૈલીની કંઈ ખાસ ખુબી ન જોવામાં આવે એ સ્વાભાવિક જ છે

(અપૂર્ણ)

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# *રક્ષણીય પૂર્વ આફ્રિકાનો સંક્ષિપ્ત ઈતિહાસ.×

ઉષ્ણ કટિબંધમાં આવેલા આફ્રિકાની ખરી ખબર ઈસ્વીસન પૂર્વે સેંકડો વર્ષો ઉપર ગ્રીક ભૂગોળ શાસ્ત્રીઓકને હતી. તેઓને તે ખબર મુખ્યત્વે કરીને હિંદી મહાસાગરમાં મુસાફરી કરવાવાળા ફેનીસીઅન ખલાસીઓની વાર્તાઓ અને નોંધ પોથીઓ ઉપરથી મળી હતી. પરંતુ તે કિનારાની સવિસ્તર હકીકત સને ૧૫૦ ની સાલ પૂર્વે અપાએલી નહોતી. સને ૧૫૦ ની સાલમાં વા તે અરસામાં ટોમલીનાં લખાણો અને નકસાઓ પ્રગટ કરવામાં આવ્યા હતા. ગ્રંથ કર્ત્તાનું નામ અને તારીખના અભાવવાળા "Periplus of the Erythrean Sea" નામના ગ્રંથમાં ઘણું જ જાણવા જોગ અને યથાસ્થિત વર્ણન માલુમ પડે છે. એક ઇજીપ્સીઅન લેખકે રચેલી "A Pilot's Guide to the Indian Ocean" નામની ચોપડીમાંથી જંગબારના ટાપુની પ્રાચીન કાળની ખીના મળી આવે છે.

અંદરના ભાગ વિષે માહિતી મળી હોય એમ ઘણું જ થોડુ જણાય છે. ફક્ત તે ડિંગણા અને મનુષ્યાહારી માણસોથી વસેલો છે અને જંગલી-ઘાતકી પ્રાણીઓ બહુજ રંજાડ પહોંચાડે છે એવી માન્યતા રાખવામાં આવતી: પરંતુ નાઈલનો પ્રદેશ હંમેશા રોમન, ગ્રીક અને આરબલોકોનું લક્ષ તે પ્રતિ આકર્ષવામાં કારણભૂત થઈ પડયો હતો: અને ગગન સાથે ગોષ્ટી કરતા બરફથી ઢંકાએલાં શૃંગોવાળા Mountains of the Moon અને Mount Olympus નામના પર્વતોનાં ગૌરવ વિશે ઘણા ઘણા ઇતિહાસ કર્ત્તા અને કવિયોએ પ્રશંસા કીધી હતી.

તેમના મહાન પેગંબરના મર્ણ પશ્ચાત કેટલીક સદી સુધી મુસલમાન લોકો આફ્રિકા, એશીઆ અને યુરોપના મ્હોટા ભાગમાં ફરી વળ્યા હતા. સને ૯૦૮ ની સાલ સુધીમાં તે લોકોએ આફ્રિકાના પૂર્વ કિનારાપર શોધ કરી ઘણાં શહેરો વસાવ્યાં હતાં. કીલ્વા સને ૯૭૫ ના વર્ષમાં વસાવવામાં આવ્યું હતું અને ત્યારથી આશરે સો કે બસો વર્ષ પશ્ચાત મોમ્બાસા, કીલીફી, મલીન્ડી, પાટા, સિયુ, ફાઝા અને લામુ વસાવવામાં આવ્યાં હતાં.

સને ૬૦૦ માં એક ગ્રીક વ્યાપારીએ જો કે વાસીન ટાપુ વિશે ઈસારો કર્યો હતો તથાપિ હાલ જે રક્ષણીય પૂર્વ આફ્રિકા કહેવાય છે તેનાં શહેરોનો વ્હેલામાં વ્હેલો હેવાલ મશહુર શોધક શેખ ઈબ્નબાતુતાએ ૧૩૩૧ માં લખેલો છે. તે મોમ્બાસા ઉર્ફે મ્વીટા આવ્યો હતો અને તેણે તેને અતિ ફળદ્રુપ અને પવિત્ર, પ્રમાણિક અને ધર્મ ચુસ્ત લોકોથી વસેલો કહ્યો છે. તેના કથન પરથી એમ ધારી શકાય કે તે સમયે વાનીકા લોકો કિનારા સમીપ વસ્યા

---

* East Africa Protectorate (British).

× અમારા ભાદ્રપદના વસન્તમાં પૃ. ૪૨૭ માં આપેલ સુચના અનુસાર આ લેખ મળતાં તે અત્રે પ્રગટ કરવામાં આવે છે ને વ્યાપાર રાજ્યબંધારણ, વસ્તી શહેરના સાધારણ વર્ણન આદી હકીકત હવે પછી પ્રકટ કરવામાં આવશે.

નહોતા. આ લોકોના સ્વહેવાલ મુજબ તેઓ શુંગવાયા (પોર્ટ ડર્ન ફ્રડે) ના પાછળના ભાગમાંથી આવેલા હતા અને ઘણું કરીને સોળમી સદીના અંતમાં જે જમીન અધુના તેમના કબજામાં છે ત્યાં આવી વસ્યા હતા.

જ્યારે વાસ્કોડીગામાના હુકમ તળે પોર્ટુગીઝ લોકોએ ૧૪૯૮ ના એપ્રીલની ૭ મીએ પ્હેલ વ્હેલી ચઢાઈ કરી અને મોમ્બાસાના બંદરમાં લંગર નાખ્યું ત્યારથી જ પૂર્વ આફ્રિકાનો ખરો ઇતિહાસ શરૂ થયો એમ કહેવાય છે. મોમ્બાસાના બારામાં પ્રવેશ કરતાં લગભગ વ્હાણુ તુટવા જેટલું નુકસાન સહ્યા પશ્ચાત તે મલીન્ડી ઉપડી ગયો અને ત્યાં થઇને ઇન્ડીઆ. બીજા વર્ષમાં તેની મુસાફરીએથી પાછા ફરતાં તે પુનઃ મલીન્ડી જઈ થોભ્યો અને શહેરની દક્ષિણ દિશામાં એક પથ્થરનો ખુંટ (Piller) ચણાવ્યો. આ ખુંટ કિંવા તેજ સ્થળે તેના જેવો જ બનાવેલો બીજો ખુંટ અદ્યપિ અસ્તિત્વમાં છે.

તદનંતર પોર્ટુગીઝ લોકોએ આફ્રિકાના આખાય પૂર્વ કિનારાપર પોતાની સત્તા જમાવવા સારૂ થોડાંક વર્ષો સુધી શ્રમ લીધો. સઘળાં મુખ્ય શહેરો અને સુલતાનની સત્તા તળેનો મુલક જેવાં કે ઝંગબાર, કીલ્વા, પેમ્બા, બરાવા અને સોફાલા તે લોકોને હાથ લાગ્યાં અને ૧૫૦૫ ના અગસ્ટની ૧૫ મી તારીખે ડોમફ્રાન્સી સ્કોડીએલ મેઈડા જે પછીથી ઇન્ડીઆનો વાઇસરાય થયો હતો તેના હુકમ તળે ૧૬ વ્હાણોના પોર્ટુગીઝ કાફલાએ તોફાન મચાવી મોમ્બાસામાં ભારે લૂંટ ચલાવી.

ત્યારથી એક વર્ષ પશ્ચાત લામુનો રાજા પોર્ટુગીઝને શરણે આવ્યો અને પ્રતિવર્ષે રૂ. ૪૫૦૦ ની ખંડણી આપવાની કબુલાત આપી.

મલીન્ડીમાં રહેવા વાસ્તે ઇથીઓપીઆ અને અરબસ્તાનના પ્રાંતોના ગવર્નરની નિમણુંક લીસ્બોનથી ૧૫૦૯ માં કરવામાં આવી.

તેજ વર્ષમાં પદભ્રષ્ટ થયેલા કીલ્વાના સુલતાન આજી હુસેન જેને પોર્ટુગીઝ જનરલ વાસડી ગોઇઝે હરાવ્યો હતો તેને તેની રૈયતનાં કેટલાંક માણસો સાથે હદપાર કરી મોમ્બાસા લઈ જવામાં આવ્યો. કથનાનુસાર વાનીકામાં હેના હુરૂમા લોકો અમુક બાના ડીગોઝીએ મોમ્બાસામાં આણેલા મકૂઆ અને કીલ્વા લોકોના વંશમાંથી ઉતર્યા છે. આ ઉભય બનાવો વચ્ચે કાંઈ સમ્બન્ધ હોવાનો સંભવ છે.

મોમ્બાસાના આ સમયના વતનીઓએ પોર્ટુગીઝો સામે સખ્ત ટક્કર લીધી હતીઃ અને ૧૫૨૮ ના નવેમ્બર માસમાં નુન્હોડી કુન્હાએ મલીન્ડીના સુલતાનની સ્હાયથી આ શહેર (મોમ્બાસા) માં પુનઃ તોફાન મચાવી બાળી નાખ્યું. ૧૫૧૯ ના માર્ચ માસ સુધી નુન્હોડી કુન્હાના હસ્તમાં કબજો રહ્યો. તે સમયે તેનાં અર્ધ કરતાં વધારે માણસો રોગના ઉપદ્રવથી મરી ગયાં અને લશ્કરને પાછું ખેંચી લેવામાં આવ્યું. પરંતુ ત્યાંની વસ્તીની સત્તા તુટી પડેલી હોવાથી તદનન્તર થોડાં વર્ષ લગણ પોર્ટુગાલ બેસવાથી તે કેપ કારીએન્ટીસ સુધીના આખાય કિનારા

( એક સો કરતાં સહજ ઉપરાંત ) નાં તેની શિખવણીથી ખૂન કરી નાંખવામાં આવ્યાં હતાં. તત્પશ્ચાત તેણે પોતાનો નિવાસ કિલ્લામાં કીધો.

આ ખૂના મરકીના સમાચાર ઈન્ડીઆ પહોંચતાની વારજ તેને ( બંડખોરને ) શિક્ષા કરવા અર્થે ગોવાથી ડોન ફ્રાન્સીસ્કોડી મૈરાની હકુમત તળે એક કાફલો રવાના કરવામાં આવ્યો. સલતાન યુસફ તેમાંનાં બે વ્હાણો કબજે કરી લેવામાં ફતેહમંદ નિવડયો; તેણે પછી કિલ્લાને જમીનદોસ્ત કરી નાંખ્યો—શહેરનું સત્યાનાશ વાળી દીધું અને ત્યાંથી નાસી અરબસ્તાનમાં જઇ ભરાઈ બેઠો. ત્યાર પછીનાં થોડાં વર્ષો દરમિયાન માડાગાસ્કર, કોમોરાના ટાપુઓ અને મહાભૂમિમાં લૂંટ ચલાવી—હુમલા કરી-તોફાન મચાવી તેણે પોર્ટુગીઝ લોકોને બહુજ હેરાન કર્યા. આખરે તે કેટલાક આરબ લોકોની સાથે મારા મારી કરવામાં ૧૬૩૮ ના ૨૬ મી નવેમ્બરના રોજ જેદ્દામાં મરાયો. તેના મરણથી મોમ્બાસાની સલતાનીનો અંતઆવ્યો.

પૂર્વ આફ્રિકાના પોર્ટુગીઝ મહાલના નવા ગવરનર ફ્રાન્સી સ્કોડી સૈસ્રૂસ ડીકેબરેશએ ૧૬૩૫ માં કિલ્લાનો પુનરોદ્ધાર કર્યો. તેનાં શૌર્ય-પરાક્રમ-ચાતુર્ય અને નેકીનીતિ વિશે કિલ્લાના દ્વારની દિવાલમાં એક લેખ માલુમ પડે છે.

કિનારા પર આવેલાં કેટલાક મુખ્ય શહેરોના આગેવાન લોકોએ ૧૬૪૯ માં, તેમના પર ગુજારવામાં આવતો પોર્ટુગીઝ લોકોનો જુલમ સહન નહિ થઈ શકવાથી તેમાંથી મુક્ત થવા માટે પોર્ટુગીઝ લોકોને હાંકી કહાડવામાં કહાયની યાચના કરવા અર્થે ઓમાનના ઇમામ સલતાન બીન સેફ એલયોરાબીકને એક મંડળ ( Deputation ) મોકલ્યું. ત્રણ વર્ષ પશ્ચાત એક આરબ કાફલે મસ્કતથી નીકળી આવી જંગબાર અને પાટે માંહેના પોર્ટુગીઝ વસવાટને આગ લગાડી.

૧૬૬૦ માં આરબ લોકોએ ફ્રાઝા અને મલીન્ડી કબજે કર્યાં અને પાંચ વર્ષ દરમિયાન મોમ્બાસા અને ઈતર શહેરો પર વારંવાર હુમલા કરતા ગયા.

એવી ધારણા કરવામાં આવે છે કે રાસસેરાની અને રાસ મઝીમ્લીની વચ્ચેનાં કીલીન્ડીનીના બંદરમાં પ્રવેશ કરવાનાં સ્થળ સમીપ બાંધવામાં આવેલા સેંટ જોસેફ નામના કિલ્લાને પણ તેઓએ કબજે કરી લીધો હતો અને તેને પોર્ટુગીઝ લોકોએ ૧૬૬૬ માં પુનઃ સ્વહવાલે કરી લેવાનો દાખલો આપતો એક શીલા લેખ તેના ખંડીએરમાંથી મળી આવ્યો હતો જેને ૧૯૦૨ માં મોમ્બાસાની હાઈકોર્ટના દિવાલમાં ચણી લેવામાં આવ્યો છે.

૧૬૭૮ માં પોર્ટુગીઝોએ પાટે, સિયુ, લામુ અને માન્ડા સામે સખ્ત લડત ચલાવી. આ લડાઈ ચલાવવામાં તેમને રીઝાના લોકોએ મદદ આપી હતી. ઉક્ત ચારે શહેરોના રાજાઓને કેદ કરી લેવામાં પોર્ટુગીઝ લોકો ફાવ્યા અને તે ચારે જણાનો શિરોચ્છેદ કરવામાં આવ્યો હતો. તત્પશ્ચાત તેઓએ પાટેમાં અને ફ્રાઝા નજીક કિલ્લા બાંધ્યા જેનાં ખંડીએરો અધુના

મોજુદ છે અને દૃષ્ટિ પથે આવે છે. બીજા વર્ષમાં આરબ લોકોએ વળી તેમને હંકારી નાંખ્યા અને મોમ્બાસા અને મોઝામ્બીકપ્રતિ પાછા હાંકી કહાડ્યા.

૧૬૮૭ની ૩ જી અગસ્ટના રોજ પોર્તુગીઝ લોકોએ પાટે પુનઃ શરૂ કર્યું. આ સમયે તેઓકને ફાઝાના લોકો, સોમાલી અને ગાલાના સીપાઇઓનું લશ્કર હતું પાટેનો કબજો અલ્પકાળજ ટક્યો કારણ કે ડીસેમ્બરમાં એક જબરા આરબ કાફલાએ દેખાવ દીધો જેને પરિણામે તેઓને બનતી ત્વરાથી મોમ્બાસા ભણી પાછુ નાસી જવું પડ્યુ.

મોમ્બાસાનો મ્હોટો ઘેરો જે ૩૩ માસ સુધી ટકી રહ્યો હતો તે ૧૬૯૬ ની ૧૫ મી માર્ચે શરૂ થયો હતો. તે દિવસે એક સાત વ્હાણના આરબ કાફલાએ કીલીન્ડીનીમાં પ્રવેશ કર્યો અને ફોર્ટ સેન્ટ જોસેફપર ગોળા-મારો ચલાવ્યો. તે સમયે ટાપુપર ફક્ત ૫૦ યુરોપીઅનો અને ૨૫૦૦ દેશીલોકોની શેરમાં રહેલી વસ્તી ફોર્ટ જેસસમાં અને તેની આસપાસ બચાવ અર્થે ભરાઈ બેઠી અને આરબ લોકોએ શહેર, મકુપા, ફોર્ટ સેન્ટ જોસેફ અને નોસ્સા સેન્હોરાસ મર્સીજ નામનું દેવળ સર કર્યાં.

ચોથીના સભા તજેના વાનીમ લોકોએ અને બગબારની રાણીએ (બીબીએ) મોમ્બાસાપર એક કરતા વધારેવાર હુમલા કર્યા પરંતુ તેમને સખ્ત પરાજય સાથે અત્યન્ત નુકસાન સહવું પડ્યુ હતું.

આરબ લોકોને મસ્કત અને પાટેથી કાફલાની પૂરવણી મળવાથી તે વર્ષના નાતાલના દિવસે ગોવાથી આવેલા ચાર પોર્તુગીઝ વ્હાણોને બંદરમા પ્રવેશ કરતા અટકાવવામાં તેઓ ફત્તેહમંદ થયા હતા ૧૬૯૭ના જાનેવારી માસમા કિલ્લાના લશ્કરમા ગાંઠીઓ પ્લેગ ફાટી નીકળ્યો અને તેનું પરિણામ એ આવ્યું કે કમાન્ડન્ટ, બે પોર્તુગીઝ બાળકો, ઝંઝાનો રાજા; ચોકાક વાગુપા, ૯ સ્વાહીલી અને ૫૦ દેશી સ્ત્રીઓ શીવાય તમામ માણસો મરી ગયાં, કમાન્ડન્ટ એન્ટોનીઓ મોગો ડીમેલો અગસ્ટની ૨૪ મીએ મરણ પામ્યો. ત્યાર પછી ફાઝાના રાજાએ, જો કે તેનીકને ગણ્યા ગાંઠ્યા જ માણસો હતા છતાંય, આરબ લોકોને ત્રણ અઠવાડિયાં સુધી સામા થઈ દૂર રાખ્યા. દીર્ઘકાળની ઢીલ પશ્ચાત આખરે મોઝામ્બીકથી સપ્ટેમ્બર માસમાં મદદ આવી પહોંચી અને કિલ્લાનું લશ્કર વધ્યુ-પ્રબળ થયુ. આ સમયે આ લશ્કરમા ૧૫૦ પોર્તુગીઝ, ૨૦૦ થી ૩૦૦ ઇંડીઅનો અને દેશીઓ હતા.

ઘેરો, ૧૫ માસના દીર્ઘકાળ લગણ ચાલુ રહ્યો અને ૧૬૯૮ ની ૧૨ મી ડીસેમ્બર સુધી આરબ લોકો કિલ્લામાં પ્રવેશ કરી શક્યા નહિ. નાનકડાં સરખાં લશ્કરમાથી અત્યારે ફક્ત ૧૧ પુરૂષ અને ૨ દેશી સ્ત્રીઓ બચવા પામ્યાં હતા અને તેઓ પણ સતત લડાઇને લીધે તદ્દન નિર્જીવ બની ગયાં હતાં. તેમનાપર તરવારો ફરી વળી કિંતુ ક્ષીણતા અને નિર્માલ્યતાના અંગે તેઓ કિન્ચિત્ માત્ર પણ સામા થઈ શક્યા નહિ.

બે દિવસ પશ્ચાત ગોવાથી એક પોર્તુગીઝ કાફલો આવી પહોચ્યો પરંતુ કિલ્લાપર આરબ

પર પોતાના નિર્વિવાદિત અમલનો દાવો કરી શક્યું. તેમ છતાં પણ પોર્ટુગાલે તેની ક્રુર રાજનીતિ, અભિમાન અને નિર્દયતાના પરિણામે સ્થાનિકોનો સખ્ત તિરસ્કાર પ્રાપ્ત કર્યો.

૧૫૮૫ માં તુર્કસ્તાનનો મીરલ એક (અલીબેથ) નામનો ચાંચીઓ પૂર્વ આફ્રિકાના કિનારે આવ્યો અને ત્યાંની સુલતાનીનો દાવો કર્યો. તેને જુમ્બો (કીસમાયુ), ઝાઝા, લામુ અને મોમ્બાસાના રાજાઓએ સારી મદદ કરી અને પોર્ટુગીઝોને તેમનાં ઘણાં ખરાં સ્થળોમાંથી હાંકી કહાડી ૯૦ લાખ રૂપીઆની લૂંટ તથા ૫૦ પોર્ટુગીઝોને કેદી તરીકે તેની સાથે લઇ ૧૫૮૬ માં તે લાલ સમુદ્ર પ્રતિ પાછો ફર્યો. તુર્ક લોકોને જે ચાર રાજ્યોએ સ્હાય આપી હતી તેમને શિક્ષા આપવા સારૂ બીજા વર્ષમાં ગોવાથી મોકલવામાં આવેલાં લશ્કરે સખ્ત ક્રુર શિક્ષા કરી હતી. ૧૫૮૬ થી ૧૫૮૯ સુધી ઝામ્બેસી નદીના દક્ષિણ ભાગમાંથી આવેલા ઝીમ્બા નામના લોકો પૂર્વ આફ્રિકામાં ફરી વળ્યા. તેઓએ કીલ્વા પર ઘેરો ઘાલી કબજે કર્યું અને આશરે ૩૦૦૦ માણસોને મારી નાખ્યાં. તત્પશ્ચાત તેઓ મોમ્બાસા પ્રતિ ધસ્યા અને તે શહેર પર હલ્લો કર્યો.

૧૫૮૮ માં તુર્ક લોકોએ બીજી વાર ચઢાઈ કરી. તેઓના રસ્તામાં આવતાં દક્ષિણ ભાગનાં કેટલાંક શહેરોમાં થઈ ત્યાંના રાજાઓ કનેથી ખંડણી વસુલ કરી તેઓ મોમ્બાસે ઉતર્યા અને રાસ સેરાની પર કિલ્લો બાંધ્યો. તેજ સ્થરપર પોર્ટુગીઝ લોકોએ ત્યાર બાદ "Nossa Senhora das Merces" નામનું દેવળ બંધાવ્યું. આ દેવળનો પાછો આરબ લોકોએ ૧૬૯૬ માં કિલ્લો બનાવી દીધો. જેના વિનાશો (ખંડીએરો) સંભાળ પૂર્વક સારી સ્થિતિમાં રાખવામાં આવ્યા છે.

૧૫૮૯ના માર્ચની ૫ મી તારીખના રોજ ટોમસ ડી સુઝા કુટીન્હોએ ૨૦ વ્હાણના કાફલા સાથે મોમ્બાસામાં લંગર કર્યું અને તુર્કીશ કિલ્લા પર ગોળા ચલાવવો શરૂ કર્યો. એક બાજુ આવી રીતે ગોળા શરૂ થયો અને બીજી તરફથી મોમ્બાસાના ટાપુની બીજી બાજુએ મહા ભૂમિ (Main land) પર આવેલાં મકુપામાં પડાવ નાંખી પડેલા ઝીમ્બા લોકોએ તેમના પર હલ્લો કર્યો અને તેઓને સમુદ્રમાં હાંકી કહાડયા. તુર્કના અસંખ્ય માણસો માર્યાં ગયાં અને મીરલ એક સો માણસો સહિત પોર્ટુગીઝોના હાથમાં પડયો-પકડાયો. ત્યાર પછી ટોમસ ડી સુઝા કુટીન્હો કીલીફી, લામુ, માન્દા, પાટા, સિયુ અને ફાઝાના રાજાઓને શિક્ષા કરવામાં વિજયવંત નિવડયો.

તેજ વર્ષના જુન માસમાં નિષ્ઠુર ઝીમ્બા લોકોએ મલીન્ડીપર હલ્લો કર્યો કિંતુ ધન્ય છે તેમના વાસેગેજુ લોકોનાં લશ્કરને કે જેમની સ્હાયથી પોર્ટુગીઝ લોકોએ ઝીમ્બાઓને સખ્ત રીતે હરાવ્યા અને કેટલુંક નુકસાન કરી તેઓનાં બળનો સંપૂર્ણ રીતે ઉચ્છેદ કર્યો.

૧૫૯૨ માં વાસેગેજુ લોકોની મદદથી પોર્ટુગીઝોએ મોમ્બાસા અને કીલીફીના રાજાઓને કેદ કરી ઉભય શહેરો કબજે કર્યાં.

મોમ્બાસા ઘણુંજ અગત્યનું માલુમ પડવાથી પોર્ટુગીઝોએ તેને પોતાની સત્તા તળેના પૂર્વ આફ્રિકાનું મુખ્ય શહેર બનાવવા ઇચ્છ્યુ અને મલીન્ડીના રાજાને ત્યાનો સુલતાન બનાવ્યો.

મોમ્બાસાનો દુર્ગ જે જેસસ ક્રાઇસ્ટને અર્પણ કરવામા આવ્યો હતો અને જેનું નામ " The Jesus Fort " પાડવામાં આવ્યુ હતું તે ૧૫૯૩ મા શરૂ કરી બે વર્ષનાં અંતરે પુરો કરવામા આવ્યો હતો. અદ્યપિ તે ધારવા મુજબ પૂર્ણ થયો નથી. આ બાબતનો લેખ તે ગઢની દેવડીમા દૃષ્ટિ પથે આવે છે

આ સમયના અરસામા જે ઈગ્લીશ અને ડચ લોકોના વ્યાપારી વ્હાણો પ્હેલ વ્હેલા હિંદી મહાસાગરમા આવ્યા હતા ૧૫૯૧ મા ધી એડવર્ડ બોન એડવેન્ચર ( કેપ્ટન જે. લેન્કેસ્ટર ) નામનુ ઇંગ્લીશ વ્હાણ જગબારના ઉત્તર દિશાના છેડાપર પડાવ નાખી પડયુ હતુ અને ૧૫૯૫ મા ડચ કાફલાને વ્યાપાર કરવા અર્થે ઇન્ડીઆ મોકલવામા આવ્યો હતો હોલાન્ડ અને ઇગ્લાન્ડ આ બાજુ આવવાની પ્રવૃત્તિવાળા થવાને લીધે અને ૧૫૮૦ મા સ્પેન અને પોર્ટુગાલ વચ્ચે ઉપડેલા War of Sucession ને લીધે પોર્ટુગાલનું પૂર્વ તરફનુ બળ-સત્તા ધીમે ધીમે ગ્લાનિ પામવા લાગ્યુ આફ્રિકામા તેઓએ મોઝામ્બીક, મોમ્બાસા, અને પાટેમા બનતુ લશ્કર એકઠુ કર્યું હતુ અને ઘણે અંશે અન્ય શહેરો બિલકુલ ખાલી કરી નાખ્યા હતા તેઓની મુખ્ય વૃત્તિ-દૃષ્ટિ ભવિષ્યમા ફક્ત મોમ્બાસાને જ ખીલવવા વાસ્તે દોરી હતી

વાનીકા લોકો જેઓ વખતો વખત લુટ ચલાવી મોમ્બાસામા ગંજાડ કરતા હતા તેમને અંકુશમાં રાખવા અર્થે ૧૬૦૩ મા મકૂપામાં ત્રણ લાખા ઝુપા બાધવામા આવ્યા હતા. જેમાના બેના ખડીએરો અદ્યપિ દૃષ્ટિગોચર થાય છે

૧૬૧૨ મા મોમ્બાસાના સુલતાન હસનબીન અહમદએ મલીન્ડી એ પોર્ટુગીઝ ગવર્નરે તેની મહેલાતપર મારો ચલાવવાથી તેની સાથે તોફાન મચાવ્યુ અને તકરાર-કજીઓ ઉભો કર્યો સુલતાન તદનન્તર પાછો કીલીફી ગયો જ્યા તે આઠ માસ સુધી રહ્યો તેની પુન નિમણુક કરવામા આવી, પરતુ ૧૬૧૪ મા તેનાપર મહાન રાજદ્રોહનો આરોપ આવવાથી તે રબાઈ ભણી પલાયન કરી નાસી ગયો, ત્યા પ્રથમ તો તેની સારી સુશ્રુષા કરવામા આવી પરતુ પછવાડેથી ત્યાના લોકોએ તેને મારી નાખ્યો અને તેનુ મસ્તક ૨૦૦૦ કપડાના ટુકડાને બદલે પોર્ટુગીઝોને વેચવામા આવ્યુ હતું

સુલતાન હસનના પુત્ર યુસુફને કેળવણી લેવા અર્થે ગોવા મોકલવામા આવ્યો હતો ૧૬૨૭ મા તેને ખ્રીસ્તી ધર્મમા ભેળવી ડોનજેરોનીમો ચીંગૈલીઆ નામ આપવામા આવ્યુ હતું તે એક પોર્ટુગીઝ સ્ત્રી સાથે પરણ્યો હતો ૧૬૩૦ મા તેને મોમ્બાસા ભણી પ્રતિગમન કરવાની છુટ મળી હતી અને સુલતાન પદ આપવામા આવ્યુ હતું ત્યારથી એક વર્ષ પશ્ચાત એટલે ૧૬ મી ઓગસ્ટ ૧૬૩૧ ના રોજ તે સમયે મોમ્બાસામા વસતા તમામ પોર્ટુગીઝો

લોકોનો વાવટો ફરકતો જોવામાં આવવાથી તેનો એડમીરલ હલ્લો કર્યા શીવાય પાછો ચાલ્યો ગયો.

મોમ્બાસા સર કર્યા પશ્ચાત આરબ લોકો દક્ષિણમાં કીલ્વા સુધી આગળ વધ્યા અને તે શહેર તેમજ જંગબાર અને પેમ્બાના ટાપુઓ સર કર્યા; લીવાલીઓ અર્થાત ગવરનરોની નિમણુંકો કરવામાં આવી અને સર કરેલાં સ્થળોમાં મસ્કતથી આવેલી ફોજના વિભાગ પાડી લશ્કર રાખવામાં આવ્યાં.

પોતાની પૂર્વ આફ્રિકાની સત્તાનો ધ્વંસ થવાથી પોર્ટુગીઝ લોકોને ઘણીજ દિલસોજી લાગી આવી, મોમ્બાસાને પુનઃ સર કરવા સારૂ લીસ્બોન અને ગોવાથી ૧૬૯૯, ૧૭૦૩ અને ૧૭૧૦ નાં વર્ષોમાં લશ્કર મોકલી ચઢાઇઓ કરવામાં આવી. પરંતુ તે શ્રમ નિષ્ફળ નિવડયો. આખરે સ્વગત એક ઉમદો લાભ-લાગ આવી પડયો. તે વર્ષમાં મોમ્બાસા અને જંગબારના લીવાલીઓ વચ્ચે ઝઘડો થયો અને જંગબારનો લીવાલી પાટે ન્હાસી ગયો, આરબ લોકોના ટંટામાં ભળવાની ઇચ્છા નહિ હોવાથી આ શહેરના રાજાએ એક કાસદીઆને ગોવા મોકલ્યો અને પોર્ટુગાલના રક્ષણની યાચના કરી. ૨૪ મી ડીસેમ્બરના રોજ પૂર્વ આફ્રિકા પુનઃ કબજે કરી લેવા અર્થે જનરલ લ્યુઈઝ ડીમેલો સેમ્પેયો એકલો વ્હાણનો કાફલો લઈ ગોવાથી નીકળી પડયો. આરબ લોકો સહજ સામા થયા પરંતુ આખરે રાઝી ચાલ્યા ગયા અને પાટે અને સિયુમાં પોર્ટુગીઝનો ધ્વજ ઉડવા લાગ્યો. તદનન્તર જનરલ સેમ્પેયો મોમ્બાસા આવ્યો અને ફોર્ટસેન્ટ જોસેફપર મારો ચલાવી ડીલીન્ડીના બારામાં દાખલ થયો, વજાતે દહાડે આરબ ગવરનર પકડાઈ ગયો અને પાછો કિલ્લાપર એકવાર ફરીથી પોર્ટુગીઝનો વાવટો ફરકવા લાગ્યો. આ બનાવથી થોડાંક અઠવાડિયાંના અંતરે બરાવાથી કેપકોરીએન્ટીસ સુધીનો આફ્રિકાનો સઘળો પૂર્વ કિનારો પુનઃ પોર્ટુગીઝની સત્તા તળે આવી ગયો. પરંતુ જેવું જલદી તેનું ઉદ્દીપન થયું તેવુંજ જલદી પતન પણ થઈ ગયું. ગવરનરો તરીકે નિમવામાં આવેલા માણસો આચારભ્રષ્ટ અને અશક્ત નિવડયા. પ્રજાપર ભારે કર અને ખંડણીઓ નાખી તેઓનો વિચાર એકદમ દોલતનું હરણ કરી લેવાનો હતો અને તેઓ દેશી લોકો સાથે ઘણી જ નીચ, નિર્દય અને અભિમાન વાળી રીતિથી વર્તતા હતા. ૧૭૨૯ માં મોમ્બાસાની પ્રજાએ આરબોને પુનઃ આવવાને આગ્રહ કર્યો જેના પરિણામે તે વર્ષનાં અગસ્ટની ૧૪ મીએ પાટેમાંથી અને ૨૯ મી નવેમ્બરે મોમ્બાસામાંથી પોર્ટુગીઝ લોકોને હાંકી કહાડવામાં આવ્યા. પૂર્વઆફ્રિકાની સત્તા પુનઃ પ્રાપ્ત કરવા અર્થે ઇન્ડીયાના વાઇસરાયે (પોર્ટુગીઝ) ઘણા જ પ્રયત્નો કર્યા. તેણે પાંચ લડાયક વ્હાણો અને ૧૨૦૦ ઉપરાંત માણસોનું લશ્કર એકઠું કર્યું અને તેને જનરલ સેમ્પેયોની સત્તા તળે મોમ્બાસા મોકલ્યું. પરંતુ હિંદી મહાસાગરમાં ભયંકર વાવાઝોડું લાગ્યું. વ્હાણો તળે બેસી ગયાં અને તેની અંદરના તમામ માણસો ડૂબી મૂવાં.

૧૭૩૯ માં ઓમાનના ઇમામે અમુક મોહમદ બીન અથમાનને મોમ્બાસાનો ગવરનર નીમ્યો હતો. તે મઝરૂઈ કુટુંબનો હતો જે કુટુંબના મેમ્બરોએ ગત બે સૈકાના પૂર્વ આફ્રિકાના ઇતિહાસમાં અગત્યનો પાઠ ( Role ) ભજવ્યો છે.

મસ્કતના રાજાને મોમ્બાસા સાથે સમ્બન્ધમાં જોડનાર શૃંખલા ઘણી જ નબળી અને ઈમામની સર્વોપરી સત્તા (જેને હોવાનો તેના નામ પરથી જ અર્થ નીકળે છે) કેવળ નામની જ હતી. યોરાબી રાજા પર પ્રસીઆ સાથેની તેમની મુશ્કેલીઓ જેનો તેઓનો પરાજય થતાં ૧૭૪૧ (જે સમયે એલબુસાઈદીના રાજાએ ઓમાનનું રાજ્ય પડાવી લીધું) માં અંત આવ્યો તેની અસર અગાઉથી લાગી જવાથી તેનાં દૂરનાં આફ્રિકાનાં રાજ્ય પ્રતિ ઘણું જ અલ્પ લક્ષ આપી શક્યો. જેને પરિણામે મોહમદ બીન અથમાનને તેના રાજા પ્રત્યેની રાજભક્તિનો પરિત્યાગ કરવાને અને ગવરનરપણાંમાંથી પોતે જ સ્વતંત્ર રાજા બની જવાને કાંઈ પણ મુશ્કેલી નડી નહિ. તેવી રીતે તેણે ઉત્તર મલીન્દીથી દક્ષિણે પાન્ગાની સુધી તથા પેમ્બાના ટાપુ પર રાજ્ય ચલાવ્યું.

પાટેનો રાજા જે અસલી નાબાહાન કુટુંબનો હતો અને જેના વડવાઓએ પોર્ટુગીઝ લોકોના આવ્યા પૂર્વે કેટલાક સૈકા સુધી બાજુના આખાય કિનારા પર રાજ્ય ચલાવ્યું હતું તેણે પણ મોહમદ બીન અથમાનના દાખલાનું અનુકરણ કર્યું. પૂર્વ આફ્રિકાની સર્વોપરી સત્તા પ્રાપ્ત કરવા માટે મઝરૂઈ અને નાબાહાન લોકોમાં તદન્તર ૮૦ વર્ષ દરમિયાન સતત વિગ્રહ ચાલ્યો કરતો હો.

આવી સ્થિતિનો લાભ લેવો ઇચ્છી મોઝામ્બીકના ગવરનરને ૧૭૬૯ ના જુલાઈ માસમાં મોમ્બાસાને પુનઃ કબજે કરવા સારૂ બે વ્હાણનો કાફલો રવાના કર્યો. પરંતુ તે લશ્કરમાં આધિપત્ય ધરાવનાર કેપટનને પરાજયની અપકીર્તિનો ભય લાગવાથી જમીન પર ઉતર્યા વગર મોઝામ્બીક ભણી પાછો ચાલ્યો ગયો.

પૂર્વ આફ્રિકાનો કબજો પુનઃ પ્રાપ્ત કરવાનો પોર્ટુગાલનો આ છેલ્લામાં છેલ્લો પ્રયાસ હતો કે જે કબજો તેણીને અગાઉ તેણીના સહસ્ત્રો પુત્રોની જીંદગીઓને સાટે મળ્યો હતો.

( અપૂર્ણ. )

મોમ્બાસા.
બ્રીટીશ ઈસ્ટ આફ્રિકા.
} રાણા દોલતસિંહ સિસોદિયા.

# હિંદુસ્તાનનો ભુસ્તર ઈતિહાસ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૭૧ થી. )

ઉપરના સર્વે ક્રમોમાં જીવની નીશાનીઓ બહુ જ થોડી મળી આવે છે અને દ્વિપકલ્પમાંનો પહેલવહેલો જીવની નીશાનીઓવાળો ક્રમ ગોંડવાના ક્રમ છે. આ ક્રમ હિંદુસ્તાનના આર્થિક ભુસ્તરમાં બહુ જ ઉપયોગી છે કારણ કે આમાંથી કોલસો અને લોઢું નીકળે છે. નર્મદાની દક્ષિણના ગોંડ દેશ ઉપરથી આનું નામ ભુસ્તરશાસ્ત્રીઓએ ગોંડવાના આપ્યું છે. આ નામ અસલ મધ્યપ્રાન્તના જબલપુર, નાગપુર અને છતીશગઢના પ્રદેશને આપવામાં આવતું હતું. આ ક્રમના નીચેના મુખ્ય થરો ટાલચીર, ડામુડા, અને પાંચેટના થરો છે. ટાલચીરમાં કાચબારીના થરોનો સમાવેશ થાય છે. ડામુડામાં ખરાકરના થરા લોઢાવાળા શેઈલના પથ્થરના થર અને રાણીગંજના થરો આવે છે. આ વખતના ભુસ્તર ઉપરથી આપણને જળ સ્થળ કેવી રીતના હતાં એટલું જ નહિ પણ તે વખતે કેવી આબોહવા હતી તે પણ જાણવાનું મળી આવે છે. ગોંડવાના કાળ શરૂ થયો ત્યારે ઘણીજ સખ્ત ઠંડી પડતી હતી. અને દ્વિપકલ્પના મોટા ખંડમાં મોટા મોટા સરોવરો હતા અને તેમાં બરફના મોટા ટેકરાઓ નદીની જેમ ધીમે ધીમે આ સરોવરમાં ધસી આવતા હતા. આ ટેકરાઓને હિમ સંહતિ ( glacicers ) કહે છે. સમુદ્ર આ વખતે રજપુતાનાના રણમાં, પંજાબના ઉત્તર પશ્ચિમમાં અને ગંગાની પશ્ચિમના ભાગમાં આવેલા હિમાલયના પ્રદેશમાં પ્રસરેલો હતો. આ સમુદ્ર ઠેઠ અફગાનીસ્તાનની પેલીમેર આગળ વધેલો હતો અને એમ મનાય છે કે દ્વિતિય યુગમાં આ સમુદ્ર ઠેઠ યુરોપ સુધી પહોચેલો હતો. આ સમુદ્ર એ કાળનો મહાન્ ભુમધ્ય સમુદ્ર હતો અને તે ભુસ્તર શાસ્ત્રમાં " ટીથીસ " ના નામથી ઓળખાય છે. આમ માનવાનું મુખ્ય કારણ એ છે કે આ યુગના બાહ્ય દ્વિપકલ્પમાંના ક્રમોમાં મળી આવતા સામુદ્રિક જીવોની નિશાનીઓ યુરોપના તે કાળના ક્રમોની નિશાનીઓ સાથે બહુ જ મળતા આવે છે. અને જીવોમાં આટલું બધું મળતાપણું એક બીજે ઠેકાણે સહેલાઇથી પ્રવાસ થયા શિવાય આવી શકતું નથી. પૂર્વ આસ્ટ્રેલીયાના દ્વિતિય યુગના ક્રમોમાં પણ તેવી જ નિશાનીઓ મળી આવે છે એટલે આ સમુદ્રનો આસ્ટ્રેલીયા સાથે પણ સંબંધ હતો. હવે આ સંબંધ સીધો ઉત્તર ને પૂર્વમાં થઇને હતો કે દ્વિપકલ્પને પશ્ચિમમાં ઓળંગીને દક્ષિણમાં નીચે થઇને હતો તે જાણવાને કાંઈ મજબુત સાધન નથી. માત્ર સીધો સંબંધ હતો એમ માનવાને એક કારણ એ મળે છે કે જ્યારે આ સમુદ્ર સર્વ સ્થળોએ પ્રસરેલો હતો તે કાળમાં દક્ષિણ આફ્રિકા અને ઓસ્ટ્રેલીઆની આસપાસનો સમુદ્ર પ્રદેશ જમીન રૂપે હતો એટલે ભુસ્તર શાસ્ત્રીઓ એમ માને છે કે આ વખતે પૃથ્વીના ઉત્તર અને દક્ષિણ એમ બે મોટા ખંડ હોવા જોઇએ. જેમાં ઉત્તર ખંડમાં યુરોપ અને ઉત્તર એશીયાનો પ્રદેશ હતો અને દક્ષિણમાં આફ્રિકા, હિંદુ દ્વિપકલ્પ અને આસ્ટ્રેલીયા એ સર્વ એક બીજાની સાથે જોડાયેલા હોઈ મોટો દક્ષિણ ખંડ બનાવતા હતા. હવે ઉપરના આ અનુમાનમાં ગમે તેટલું સત્યાર્થ હો તોપણ આટલી વાત તો ચોક્કસ જ છે કે ગોંડવાના ક્રમના કાળમાં હિંદુસ્તાન અને આફ્રિકાનો ખંડ જોડાયેલા હતાજ, કારણ કે ગોંડવાનાના પંચેટ થરોમાં મળી આવતા સર્પો અને મોટી ગરોળી જેવા

પ્રાણીઓની અને મોટા ફર્નના ઝાડોના જેવીજ નીશાનીઓ પૂર્વ આફ્રિકાના થરોમાંથી પણ મળી આવે છે. અને તે ઉપરથી એક બીજા દેશ જોડે જમીનનો સંબંધ હોવો જોઇએ એમ સિદ્ધ થાય છે.

ગોંડવાનાના થરોમાં મળી આવતી જળચર પ્રાણીઓની નિશાનીઓ ઉપરથી માલૂમ પડે છે કે એ સઘળા જીવો મીઠાપાણીમાંના છે એટલે મોટાં તળાવો આ યુગમાં હોવાં જોઇએ. માત્ર કચ્છમાં ઉમીયાના થરો છે તેમાં સામુદ્રિક જીવની નિશાનીઓ મળે છે. અને આ ઠેકાણે સમુદ્ર હોય એ સ્વાભાવિક છે. આ પ્રમાણે ગોંડવાના ક્રમની જળ સ્થળની સ્થિતિ હતી. અને તેની નીશાનીઓ ઉપરથી કહી શકીયે કે આ કાળમાં મોટાં મોટાં સાઠથી સીત્તેર ફુટની ઉંચાઇના લેબીડોડેંડ્રોન અને કેલેમાઇટના ફર્નો જમીન ઉપર ચારે મેર ઉગી નીકળી મોટાં મોટાં જંગલો અને રાનો હતા અને તેમાં મોટા મોટા સર્પો, અજગરો અને જમીન ઉપર ચાલનારી રાક્ષસી મગરો વસતી હતી.

દ્વિતિય યુગના યુરોપના જ્યુરાસિક ક્રમને મળતા થરો દ્વિપકલ્પમા થોડા જ મળી આવે છે. આવા થરો થોડા થોડા કાઠીયાવાડની ઉત્તરે અને કચ્છના પ્રદેશમાં મળી આવે છે. આ ક્રમના થરોમાં કચ્છના કન્નોલ, છારી અને પંચહામના થરો છે. જેસલમીરના ચુનાના પત્થરોના થરો છે અને પૂર્વ બાજુએ ત્રીપેટી અને રંગવપુરના થરો છે આ જ્યુરેસીક ક્રમના યુગમાં દ્વિપકલ્પ જમીન જ હતો અને તેનો પૂર્વ કિનારો લગભગ હાલના જેવો જ હતો અને પશ્ચિમમાં સમુદ્ર કચ્છ, રજપુતાના, પંજાબ અને હિમાલય સુધી પ્રસરેલો હતો. દ્વિપકલ્પ આગળની જેમ આફ્રિકા જોડે જોડાયેલો હતો.

જ્યુરેસિક પછી ક્રીટીશીયસના ક્રમમાંના થરો જો કે બહુ નથી મળી આવતા પણ જે થોડા મળ્યા છે તેમાં જીવની નીશાનીઓ બહુ જ છે. આ થરોમાં મુખ્ય ઉત્તાપુર, બાઘ, ટ્રીચીનાનાપોલી અને એરાલુરના થરો છે. આ થરો ટ્રીચીનાપોલી અને પોંડીચેરી પાસે પૂર્વમાં અને ભરૂચ અને માંડલસરના નર્મદા કિનારા પર પશ્ચિમમાં મળી આવે છે. ભરૂચ પાસેના થરો બાવના થરો છે. (બાઘ ઇંદોરથી ૫૦ માઇલ છેટે છે.) અને તેમાં પૂર્વના એટલે ટ્રીચીનાપોલીના થરો જેટલા જીવ મળતા નથી તો પણ આ થરોની કિંમત ભુસ્તર શાસ્ત્રીઓને ઘણી છે કારણ કે પશ્ચિમ હિંદુસ્તાનમાં પ્રસરેલા મોટા ટ્રેપના થરની ઉમ્મર નક્કી કરવામાં આ થરો મોટું સાધન થઈ પડે છે. કારણ કે આ થરો ટ્રેપ અને પ્રાચીન થરોની વચ્ચમાં આવેલા છે. આ ક્રિટીશીયસના ક્રમના યુગમાં આફ્રિકાનો ભૂમિ સંબંધ જળવાઈ રહ્યો હતો, પૂર્વ બાજુએ સમુદ્ર હાલના પૂર્વ કિનારાની બરોબર હોઈ ગંગાના ઉપમુખ ઉપર થઈ આસામ સુધી હતો અને પશ્ચિમમાં સમુદ્ર અરબસ્તાન અને અરબી સમુદ્રમાં થઈ ઠેઠ નર્મદાના બારામાં પહોંચ્યો હતો અને ઉત્તરમાં ગંગાના પ્રદેશમાં અને ટીબેટમાં પણ વહેતો હતો.

ક્રિટીશીયસ ક્રમને અંતે પશ્ચિમ દ્વિપકલ્પમાં જ્વાળામુખીયો ચોમેર ફાટી પડવાને

જ્વાળાના રસ અને રાખોડીમાં સીંધથી માંડીને રાજમહેન્દ્રી સુધીનો પ્રદેશ દટાઈ ગયો. આ ઉત્પાતને કંઈક ઉત્તર સમુદ્રમાં ચાલી રહેલા મોટા ભૂકંપો સાથે સંબંધ હોવો જોઈએ જે ભૂકંપોને લઈને ધીમે ધીમે ઉત્તર ભુમધ્ય સાગરમાંથી હિમાલય પર્વત ઉભો થતો ગયો હતો. આ જ્વાળા રસના ફેલાવાથી દ્વિપકલ્પના પશ્ચિમ તલનું સ્વરૂપ સાવ બદલાઈ ગયું એટલું જ નહિ પણ તેથી કરીને નદીઓની વહેવાની દિશાઓમાં પણ મોટો ફેરફાર થઈ ગયો. આ દક્ષિણ ટ્રેપનો વિસ્તાર ઠેઠ મુંબઈથી અમરકંટક સુધી અને બેલગામથી ગુંણા સુધી લગભગ ૨ લાખ સ્કેવર માઈલમાં વ્યાપેલો છે. આ ટ્રેપની જાડાઈ ૬૦૦૦ ફીટ જેટલી છે. આ ટ્રેપની ખાસ ખુબી એ છે કે તે ટ્રેપના જ્વાળા રસો સપાટીમાં ગોઠવાયેલા છે. કેટલાકો એમ માને છે કે આ ટ્રેપનો રસ સમુદ્રને તળીયે નીકળ્યો હતો પણ એમ માનવાને બહુ સબળ કારણો નથી, આ ટ્રેપની વચ્ચે વચ્ચે મીઠા પાણીમાં બંધાયેલા થરો રહેલા છે જે ઉપરથી સ્પષ્ટ એમ જણાય છે કે ટ્રેપના જ્વાળામુખીઓ વચ્ચે વચ્ચે કેટલાક કાળાંતરે ફાટી નીકળેલા હોવા જોઈએ. આવા વચલા થરો બહાર, નીઝામના રાજ્યમાં નાગપુર પાસે અને મુંબઈના ટાપુમાં મળી આવે છે.

ટ્રેપના થરો સપાટ હોવાથી જ્યારે તેમાં નદીયો વહેવાથી તે પ્રદેશમાં વચે ઉંડી ખીણો થઈ અસલ પ્રદેશ પર્વતો જેટલો ઉંચો રહી જાય છે અને તેના પડખામાં બહાર આવતા સપાટ થરો હવાથી ખવાઇ જવાથી તે સપાટ થરો નીસરણીનો આકાર પકડી લે છે તે ઉપરથી આ થરોનું નામ ટ્રેપ ( Trappas a stair case ) પડેલું છે.

તૃતીય યુગમાંના થોડાજ થરો દ્વિપકલ્પમાં છે. કડલોર અને તાંજોરના પૂર્વ કિનારે રેતીના પથ્થરોના થરો છે પશ્ચિમ કિનારે ત્રાવણકોર અને રત્નાગીરી પાસે થોડા થરો છે. રત્નાગીરીના થરોમાં આ યુગના થરો મળી આવે છે. તૃતીયયુગના ઇયોઝીનક્રમના થરો સુરત અને ભરૂચ વચ્ચે મળી આવે છે અને કીમના સ્ટેશન પાસે આવેલા તાકેશ્વર પાસે ન્યુમીલાઇટિના ચુનાના પથ્થરો નીકળે છે. બીજા થરો ખંભાતના અખાતના કિનારાપર આવેલા છે અને પેરીમના બેટમાં પણ આ થરો દેખાય છે. પેરીમના થરોમાંથી બહુજ મોટા પ્રાણીઓના જેવા કે ગેંડા, હાથી વિગેરેનાં હાડકાં અને ખોખાં મળી આવે છે. છેવટે કાઠીયાવાડના પશ્ચિમ કિનારે પોરબંદરના મેલીયોલાઈટના થર આવે છે.

ઉપરના તૃતીય યુગમાં આફ્રિકાનો સંબંધ જણાતો નથી. ઈયોઝયન કાળમાં એટલે તૃતીય યુગની શરૂઆતમાં ઉત્તર સમુદ્ર રજપુતાના, સિંધુપ્રદેશ અને ગંગાપ્રદેશમાં પ્રસરેલો હતો. પાછળથી ધીમે ધીમે આ સમુદ્ર ઉપર જમીનનું પ્રાબલ્ય વધતું ગયું અને પહેલા પંજાબ અને હિમાલયના પ્રદેશમાંથી અને પછી સીંધ અને બ્રહ્મદેશમાંથી છેવટે સમુદ્ર પાછો હઠયો હતો અને ત્યાર પછી હિમાલય પર્વત આટલી બધી ઉંચાઇએ ચડી ગયો હતો.

ચતુર્થ યુગ જે બહુજ અર્વાચીન છે તેમાં હાલની નદીઓના મરોડાના પ્રદેશોનો સમાવેશ થાય છે. નર્મદા અને તાપીનો પ્રદેશ જેમાં આપણા ગુજરાતનો મોટો ભાગ સમાયેલો છે તે ચતુર્થ યુગનો પ્રદેશ છે. આ મરોડાને લઈ ગુજરાતની ફળદ્રુપતા છે. બીજો મરોડાનો

પ્રદેશ ગંગા સિંધુ વચ્ચેનો છે આ લગભગ ત્રણ લાખ ચોરસ માઈલમાં પ્રસરેલો છે અને જેની ફળદ્રુપતા જગપ્રસિદ્ધ છે. આ મરોડાની ઉંડાઈ ઘણીજ છે. નર્મદા તાપીનો પ્રદેશ નદીના મરોડાનો છે તેમજ ગંગાસિંધુનો પ્રદેશ તેવો જ છે, કેટલાક ભુસ્તર શાસ્ત્રીઓ ગંગા સિંધુનો પ્રદેશ સમુદ્રમાંથી થયેલ છે એમ માને છે પણ એમ માનવા કંઈ ખાસ કારણો નથી. આ પ્રમાણે દ્વિપકલ્પનો અને ગંગાસીંધુ પ્રદેશનો ઇતિહાસ અર્વાચીન કાળ સુધી આવી પહોંચે છે. હિમાલયપર્વત જ્યારે બ્હાર આવ્યો ત્યારે દ્વિપકલ્પમાં પણ કંઈ મોટા ફેરફાર થયો હોવો જોઇએ એમ કેટલાકનું અનુમાન છે. અને સંહ્યાદ્રિપર્વત જે ડેક્નટ્રેપથી ઢંકાયેલો છે તે આ વખતે આટલી ઉંચાઇએ આવ્યો એમ તેઓનુ કહેવું છે. પણ ખરૂં જોતાં આ વખતે આફ્રીકાનો ભુમી સંબંધ તુટયો હતો એટલે વચલા પ્રદેશમાં સમુદ્ર ધસી આવ્યો હતો અને પશ્ચિમ પ્રદેશ ધીમે ધીમે સમુદ્ર તળે ઢંકાતો આવ્યો જેની ' લકદીવ ' ' માલદીવ ' ના ટાપુઓમાં હાલ નીશાની છે પશ્ચિમ ઘાટ એટલે સંહ્યાદ્રિ મુળના મોટા ખંડના પર્વતો છે અને આ પર્વતોમાંથી નીકળતી નદીયો પૂર્વ બંગાળાના અખાતમાં અને પશ્ચિમે નીકળતી નદીયો અરબીસમુદ્રમાં જતી હતી. પશ્ચિમ નદીયો હવે બધી બંધ થઈ છે કારણ કે આ પર્વતની પાસે સમુદ્ર આવી પહોચ્યો છે. એટલે સહ્યાદ્રિ મૂળનો પર્વત હોવો જોઇયે અને તે કંઈ હિમાલયની સાથેના વખતમાં ઉંચો આવેલો નથી.

બાહ્ય દ્વિપકલ્પનો ઇતિહાસ ભુસ્તરશાસ્ત્રીને બહુ રસિક છે કારણ કે તેમાંથી જીવની નીશાનીઓ ઘણી નીકળી આવે છે. આ પ્રદેશમાં આદિ કાળથીજ ખળભળાટ ચાલી રહેલો છે અને તેમાં ભુસ્તરના લગભગ બધા થરો મળી આવે છે. સૈલુરીયન ક્રમના થરો, પંજાબના સિંધવપ્રદેશમાં કાસ્મીરમાં અને ઉત્તર પશ્ચિમ હિંદુસ્તાનમાં મળી આવે છે. ડેવોનીયન ક્રમના દેખાતા નથી. પૂર્વ ટીબેટમાં કોઈક કોઈક છે.

કાર્બોનીફરસ અને પર્મીયનના થરો બ્રહ્મદેશમાં, પશ્ચિમ હિમાલયમા, કાશ્મીરમાં અને પંજાબના સિંધવ પ્રદેશમાં છે. ટ્રાયેસિક સિંધવપ્રદેશમાં, અને ઉત્તર પશ્ચિમ હિમાલયમાં, અને જ્યુરેસિક ઉત્તર પશ્ચિમ હિમાલયમાં, ઉત્તર પશ્ચિમના સ્પીટી થરોમાં અને સીંધવપ્રદેશમાં મળી આવે છે ક્રીટીશીયસ આસામમાં ચીરામના થરોમાં અને સિંધમાં મળી આવે છે. ઇયોસીન સીંધવ પ્રદેશના ન્યુમીલીટકમાં, સીંધના ન્યુમીલીટકમાં, પંજાબ, આસામ, બર્મામાં, સબ હિમાલયના કોસૌલી અને દાગાશીના થરોમાં મળી આવે છે. શીવાલીકના નામથી ઓળખાતા પ્રખ્યાત થરો પ્લાયોસીન ક્રમના છે. આ શીવાલીક થરો મીઠા પાણીમાં થયેલા છે. આ થરો હિમાલય જેમ જેમ ચહડતો ગયો તેમ તેમ તેની સાથે ચહડતા ગયા અને નદીયો તો જ્યાં વહેતી હતી ત્યાં વહેતી રહી. એટલે આ ઉપરથી એમ માલુમ પડે છે કે હિમાલય બહુ ધીમે ધીમે ઉંચો વધતો ગયો હોવો જોઇએ. હિમાલયના ઉંચે આવ્યા પછી ગંગા સિંધુના પ્રદેશમાં મોટી ખીણો થઈ રહી હોવી જોઇએ. જે ખીણો ધીમે ધીમે સિંધુ અને ગંગા પુરતા ગયા અને મોટા ગંગાસિંધુનો મરોડાનો પ્રદેશ થયો જે ઠેઠ પંજાબથી માંડી કલકત્તા સુધી ત્રણ લાખ ચોરસ માઈલમાં છે આની ઉંડાઇનો તો પારજ નથી.

આ પ્રમાણે પ્રાચીન યુગમાં અરવલ્લીના પર્વતો બહુજ ઉંચા હોઈ દ્વિપકલ્પની ઉત્તર સીમા થઈ રહ્યા હતા અને પૂર્વ કિનારો હાલ છે તે પ્રમાણે લગભગ ચાલ્યો આવ્યો છે અરવલ્લીના ધોવાવાથી વિંધ્યા ક્રમ થયેલો છે. બાહ્ય દ્વિપકલ્પમાં રજપુતાના પંજાબ અને હિમાલયના પ્રદેશમાં સમુદ્ર આવ જા કર્યા કરે છે. અને છેવટે તૃતિય યુગમાં હિમાલયપર્વત સમુદ્ર સપાટીથી ૨૦,૦૦૦ ફીટ ઉંચે ચઢી ગયો છે, પશ્ચિમ હિંદુસ્તાનમાં તૃતીય યુગની શરૂઆતમાં જ્વાળા મુખીયોનો પ્રકોપ ચાલી રહ્યો હતો અને દક્ષિણનો ટ્રેપ મુલક તેનાથી પ્રસરાઇ રહ્યો. છેવટે અર્વાચીન કાળમાં ગંગા સિંધુનો પ્રદેશ અને નર્મદા તાપીનો પ્રદેશ મરોડાથી છવાઈ રહ્યો.

આ પ્રમાણે કુદરતના સ્વાભાવિક હથીયારોથી ઘડાયેલા હિંદુસ્તાનના સુંદર પ્રદેશમાં જ્યારથી મનુષ્યે બહુજ ફળદ્રુપ અને સમૃદ્ધિવાન સ્થીતિ જોઈ ત્યાર પછી કોઈપણ મોટા ભુસ્તર ફેરફાર આ ખંડપર થયો નથી. કેટલાંક વર્ષો સુધી આખો હિંદુસ્તાન તેના રહેવાસીઓથી પણ જાણીતો નહોતો. હિંદુસ્તાનના સર્વ પ્રદેશને લાગુ એવું પહેલું નામ ભારતવર્ષનું ઉત્તરમાંથી આવેલા શરાઆર્યોએ આપ્યું છે. ખરૂં જોતાં આ નામ માત્ર તેઓએ પહેલાં સિંધુ ગંગાના ફળદ્રુપ પ્રદેશને કે કદાચ તેનાએ માત્ર ભાગને આપ્યું હોવું જોઇએ. મધ્ય એશીઆના આર્યો વસ્તીના ફેલાવાને લઇને ટોળાને ટોળામાં દક્ષિણમાં, ભારતવર્ષ તરફ ધસડાતા આવ્યા અને તેઓને સિંધુ નદી ઓળંગવી અતિશય મુશ્કેલ લાગી અને તે નદીને તેઓએ સમુદ્રનું "સિંધુ" એવું નામ આપ્યું. ઈરાનીઓ આને ઝેન્દ ભાષામા હિંદુ "એ નામથી ઓળખતા હતા. ગ્રીક લોકોએ વળી "ઈન્ડોસ" એવું નામ આપ્યું હતું. આ પ્રમાણે પશ્ચિમના લોકો હિંદુસ્તાનને હિંદુના પ્રદેશ તરીકે ઓળખતા અને તેજ આ મોટા ખંડના નામની વ્યુત્પત્તિ છે.

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

---

# દિવ્ય દૃષ્ટિ.

પુરાણી કથાઓમા તેમ જ દંતકથાઓ અને વાર્તાઓમા એવુ વારવાર સાભળવામા આવે છે કે મનુષ્યને વર્તમાન નેત્રો છે તેનાથી જેટલુ જોવાનુ બની શકે છે તે કરતા વિશેષ દર્શન કરાવવા માટે કોઈ યોગી અથવા સિદ્ધ પુરૂષ હોય તેઓ દિવ્ય ચક્ષુ આપતા અને તે વડે પ્રથમ જે કાંઈ તેને અદૃશ્ય હતુ તેનુ દર્શન કરી શકતો આ શક્તિ કોઈની આપેલી હોય છે ત્યારે માત્ર કોઈ પ્રસંગ પરત્વે આપવામા આવે છે તે પ્રસગ પુરો થતા બધ થાય છે પરંતુ જે માણસ પોતે અભ્યાસ તથા ક્રિયાથી પોતાની દિવ્ય ચક્ષુ જાગ્રત કરે છે તેની દૃષ્ટિ તો તેની ઈચ્છા અનુસાર કાર્ય કરી શકે છે શ્રીમદ્ ભગવદ્ગીતામા આ વાત પ્રસિદ્ધ રીતે બે પ્રસગમા કહેવામા આવેલી છે એક તો જે સમયે ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને પોતાના સ્વરૂપનુ વિશ્વરૂપ દર્શન કરાવ્યુ છે તે વખતે અને બીજા સમયમા તે મતનબથી પરિણામ રૂપે જે સંજયે કહેલુ છે તેના સબધમા છે પ્રથમ બાબતમા એવુ કહે છે કે —

न तु मा शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्य ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥

( अ ११. श्लो ८ )

અહી તો વાત સ્પષ્ટ જ છે કે અર્જુનને કહેવામા આવ્યુ કે જો તારા નેત્રથી આ સ્વરૂપનું દર્શન યથાસ્થિત થતુ હોય નહિ તો તુને દિવ્ય ચક્ષુ આપુ આટલા ઉપરથી એક એ વાત પણ સ્પષ્ટ જણાય છે કે જોવાનો વિષય અને જોનાર એ બને એક ભૂમિ ઉપર નહતા કારણ કે જો આપણી ભૂમિકાનો વિષય હોય તો આપણી દૃષ્ટિગોચર થવો જ જોઇયે પણ જો વિષય કોઈ અન્ય ભૂમિકાનો હોય તો તે દૃષ્ટિ ગોચર થવા દૃષ્ટિ અન્ય પ્રકારની જોઇયે એટલા માટે અર્જુનને પ્રશ્ન કરવામા આવ્યુ છે કે જે દર્શન કરવાનુ છે તે તેની દૃષ્ટિએ પડે છે કે કેમ ? જો ન પડતું હોય તો અન્ય સાધન પુરૂ પાડવામા આવે વળી એ વાત પ્રશ્નકર્તાને તો જ્ઞાત જ હતી કે જે વસ્તુનું દર્શન કરાવવાનુ છે તે મનુષ્યના સામાન્ય નેત્રથી જોવાઈ શકાય એમ નથી એટલે દિવ્ય ચક્ષુ આપુ એવુ કહે છે તો એમ પણ સાથે જ બોધ કરે છે કે એવી શક્તિ આપવાનુ પોતાનામા સામર્થ્ય પણ છે

હવે બીજો પ્રસગ જોઇયે તો ગીતાની સમાપ્તિમા સંજયે જે હકીકત ધૃતરાષ્ટ્રને જણાવી છે તે છે યુદ્ધનુ સ્થાન કુરૂક્ષેત્રમા હતુ અને સંજય તથા ધૃતરાષ્ટ્ર હસ્તિનાપૂરમા હતા ત્યા વ્યાસ મુનિએ શ્રી કૃષ્ણ અને અર્જુન વચ્ચે જે સવાદ ચાલતો હતો તે સંજય દ્વારા કહી સભળાવ્યો એટલે આહીં બે સાધનની અપેક્ષા રહે છે, શ્રવણ તથા દર્શન હસ્તિનાપુરમા બેઠે બેઠે કુરૂક્ષેત્રમા થતી વાત જોવી અને સાભળવી આ પણ બની શક્યુ હતું એમ સંજય પોતે કહે છે તે કહે છે કે —

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥
व्यासप्रसादाच्छ्रुतवानेतद् गुह्यमहं परम् ॥
योगं योगेश्वरात् कृष्णात् साक्षात् कथयतः स्वयम् ॥
( अ. १८. श्लो. ७४–७५. )

અર્થાત્ કહે છે કે આ મેં ઉપર પ્રમાણે વાસુદેવ તથા મહાત્મા અર્જુનનો અદ્ભુત રોમ ઉભાં થાય એવો આ સંવાદ સાંભળ્યો; અને તે પરમ ગુહ્ય સાંભળવાનું વ્યાસની કૃપાથી બની શક્યું. એ યોગેશ્વર સાક્ષાત્ કૃષ્ણે પોતે કહેલો છે.

કથા એવી છે કે વ્યાસજીએ સંજયને એ દિવ્ય દર્શન તથા શ્રવણની શક્તિ આપી એટલે સંજયને કુરુક્ષેત્રનું દર્શન થયું અને ત્યાં શ્રી કૃષ્ણ અર્જુનને જે કહેતા હતા તે સંજય ધૃતરાષ્ટ્રને કહી સંભળાવતો હતો. આ બન્ને કાર્ય થયાનું એ કથાઓમાં તો કહેવામાં આવે છે પરંતુ અત્યારના સમયની સમજ અને શક્તિ પ્રમાણે એ સંભવિત છે કે કેમ તે જોવું જોઇએ.

વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રમાં શારીરિક ક્રિયા સંબંધે ફીઝીઑલૉજીનું જે જ્ઞાન પ્રાપ્ત થયું છે તથા સ્થૂલ બંધારણ સંબંધી ઍનાટૉમીનું જે જ્ઞાન પ્રાપ્ત થયું છે તેમાંથી મનુષ્યને જે બે નેત્ર છે તેની રચનામાંથી એવું જણાય છે કે એ ઇંદ્રિયોનો પ્રભાવ ક્રમે ક્રમે થયેલો હોવો જોઇએ. વિકાસ ક્રમ-ઇવૉલ્યુશન-શાસ્ત્રના કહેવા પ્રમાણે એવું કુદરતી રીતે બનેલું જણાય છે કે જ્યારે બહિર દર્શન કરવાની જરૂર લાગવા માંડી ત્યારે નેત્રની રચના થવા લાગી. આ નિયમ પ્રાયશઃ સર્વે ઇંદ્રિયો તેમ જ અવયવોને સંબંધે સમાન રીતે જોવામાં આવે છે. પ્રથમ ક્રિયા કરવા પ્રાણી મથે છે એટલે કુદરતથી તેનાં સાધન તેને પ્રાપ્ત થાય છે. આ તો કેવળ જડવાદ છે. પણ સૃષ્ટિના નિયમિત કાર્યમાં તે યથાર્થ છે. માત્ર તેમાં એટલું જ વિશેષ કહેવાનું અને સમજવાનું છે કે સ્થૂળ શરીર અથવા નિર્જીવ કુદરત કાંઈ કરી શકતાં નથી. તેમાં કાર્ય કરનાર અંતર્યામી શરીર તથા કુદરત બન્નેના સંબંધમાં એવો બળવાન અને સમજથી પોતાનું કાર્ય કરનાર છે કે તે પોતાનો હેતુ યુક્તિ પ્રયુક્તિથી ગમે તેટલા લાંબા કાળે પણ પાર પાડે છે.

આપણાં બે નેત્ર થયાં તે પહેલાં એક નેત્ર હતું એમ ગુપ્ત વિદ્યાના ગ્રન્થોમાંથી નીકળે છે અને પુરાણમાં જે વિરૂપાક્ષ નામના ગણનું વર્ણન આપેલું છે તેમ જ દેવીને વિરૂપાક્ષી કહે છે તે સૃષ્ટિના એક સમયમાં જે મનુષ્ય જાતિ હતી તેની સ્થિતિનું ભાન કરાવવા છે. આપણી આર્ય પ્રજા પાંચમી જાતિ ગણાય છે તેની પાંચ ઇંદ્રિયો પોતપોતાનું કાર્ય કરવા લાયક થઈ છે પરંતુ આપણી પહેલાંની ત્રીજી જાતિ જેને લીમુરીઅનની સંજ્ઞા આપવામાં આવે છે તેઓનાં શરીરની આકૃતિ આપણી દૃષ્ટિએ જોતાં વિરૂપ હતી અને તેઓને પ્રથમ માત્ર એક નેત્ર હતું. હાલ જે બે નેત્રો છે તે સ્થળે માત્ર બિંદુ જેવાં ચિન્હો હતાં. આનાં સંબંધમાં અન્ય પ્રજાઓની કથાઓ પણ એવું જ કહે છે. ગ્રીક લોકો સાઇક્લોપ્સ નામથી

એના વિરૂપાક્ષને વર્ણવતા એમ જણાય છે. આ સમયે બે સામાન્ય નેત્ર પણ કાર્ય કરવા લાગ્યાં હતા એટલે મનુષ્ય ત્રણ નેત્ર વાળુ જણાતુ હતું. આ સમયની સ્થિતિને અનુસરી આર્યન પ્રજા તેમ જ ઇતર પ્રજાઓએ પોતાના દેવોને ત્રણ નેત્રવાળા કહેલા છે. આ વાત માત્ર કલ્પના છે એમ નથી પરંતુ વિજ્ઞાનશાસ્ત્રીઓએ શારીર શાસ્ત્ર તથા પ્રાણી વિદ્યાનો જેટલે અંશે અત્યારે અભ્યાસ કરેલો છે તે ઉપરથી તેઓને એમ માન્ય રાખવુ પડ્યુ છે કે વિકાસ ક્રમના કોઈ સમયે પ્રાણીઓને એક નેત્ર મસ્તકના મધ્ય ભાગમા હતું અને ત્યાર પછી હાલ છે તેવા બે નેત્રો રચાયા છે. એ સંબંધી મહાન્ વિજ્ઞાનશાસ્ત્રી હીકલ પોતાના "પેડીગ્રી ઑફ્ મેન" અર્થાત મનુષ્યની પરંપરા નામના ગ્રન્થમા ઇંદ્રિયો વિષે લખતા કહે છે કે "કેટલાક પ્રાણીઓના મસ્તકમાં ઉંડાણમા જાડી ચામડી અને નસોથી આચ્છાદિત થયેલાં નેત્રો જોવામા આવે છે. તેઓમાના કેટલાક પૂર્વ કાળમા તે નેત્રોથી જોતા હશે પણ અંધારામા રહેવાની ટેવ પડવાથી તેનો ઉપયોગ થતો બંધ થયો એટલે તેના માત્ર નિશાન રહ્યા છે અને તે ખોટા પડી ગયાં છે." જો આવી રીતે અત્યારે જે નેત્રો છે તે ખોટા પડી જાય છે તો પછી જે એક નેત્ર ઘણા જ પુરાણા કાળમા હતું અને જે વર્તમાન નેત્રો ખુલતાં કામમાં લેવાતુ બંધ થયુ તે ખોટુ પડે તે માનવામા શો બાધ છે? એ વિજ્ઞાનશાસ્ત્રીઓએ ન્યુઝીલેન્ડના પ્રાણીઓની શારીરિક શોધ કરતા તેઓને એમ જોવામા આવ્યુ છે કે ત્યા એક જાતીની ઘરોળી થાય છે તેની તેમ જ કેટલીક માછલીની જાતની અને સર્પની જાતની મગજની રચના તપાસતા તેના મધ્યમા ત્રીજુ નેત્ર મળી આવે છે પ્રથમ એવી માન્યતા હતી કે તે માત્ર મગજમા કરોડના હાડકાનો કોઈ વધારાનો ભાગ હશે પણ તેની રચનાનુ અવલોકન કરતા તે નેત્ર હોવુ જોઈએ એમ તેઓનો અભિપ્રાય થયો છે

ગુપ્ત વિદ્યાના શિક્ષણ પ્રમાણે મસ્તકના મધ્ય ભાગમા યોગ યોગ અંતરે બે બહુ સૂક્ષ્મ કંદ રહેલા છે તે મનુષ્યની હાલની સ્થિતિમા અગર જો કે કોઈ જાણીતુ કાર્ય કરતા નથી તો પણ ભવિષ્યમા તેનો વિકાસ થવાનો છે અને ત્યારે તે વડે મનુષ્યને દિવ્ય દર્શન તેમ દૂર દર્શન થઈ શકશે આમાનો એક કંદ છે તે આરંભ કાળમા ત્રીજુ નેત્ર હતુ અને તે વડે તે સમયના મનુષ્ય જોઈ શકતા, પરંતુ તેની શક્તિ અતિ વિસ્તારવાળી હોવાથી તેનો અંતર, બહાર તથા અત્યારે અદૃશ્ય કહેવાતા પ્રદેશમા પણ દૃષ્ટિપાત થઈ શકતો. તે સમયે વર્તમાન નેત્રો છે તે બહાર પડવાની તૈયારીમા હતા પણ તેનુ કાર્ય કરવાની શક્તિ પ્રાપ્ત થઈ નહિ હતી. આ વાતમા એવુ પ્રશ્ન થાય કે એવી વિસ્તારવાળી દૃષ્ટિ હતી તેને દૂર કરી અત્યારે જે છે તેવી બાધિત દૃષ્ટિ મનુષ્યની કરવામા સૃષ્ટિનો નિયમ કેવી રીતે લાભકારક હતો એમ કહેવામા આવે છે? આનો ઉત્તર એવો છે કે જેટલી વિગત અને બારીક વાત આપણી હાલની દૃષ્ટિથી જોવામા આવે છે તેવુ તે દૃષ્ટિથી જોવાઈ શકાતુ નહતું અને વિકાસક્રમમા ઝીણામાં ઝીણુ અને મ્હોટામાં મ્હોટુ જોવાની ટેવ મનુષ્યને પડે તો જ પૂર્ણ દૃષ્ટિ ખીલી રહી શકાય એમ નિયોજાયેલુ છે તેથી આવી બાધિત દૃષ્ટિ કરવાનો સૃષ્ટિનો ક્રમ યથાર્થ ગણાય છે. ત્યારે આપણે જોવાનુ એ છે કે જેમ જેમ વર્તમાન નેત્રો બહાર આવતા ગયા તેમ તેમ પેલુ ત્રીજુ નેત્ર અંદર પેસતુ ગયુ અવલંબન આ ક્રમમા થોડો સમય એવો પણ હતો કે જે વખતે એ ત્રણે નેત્રો કાર્ય કરતા હતા. અને એ સમયની સ્થિતિને જોઈ કેટલાક દેવો તેમ જ રાક્ષસ તથા દાનવોને આવી બાતે દૃષ્ટિની કથા પુરાણાદિ ગ્રન્થોમા

જોવામાં આવે છે. પરંતુ જ્યારથી મનુષ્ય વર્તમાન સ્થિતિ છે તેવું થયું ત્યારથી એ નેત્ર કેવળ બંધ પડી ગયું છે.

હવે આપણે જે બે સૂક્ષ્મ કંદ મસ્તકના મધ્યમાં છે તેમાંનો એક આ ત્રીજા નેત્રનું સ્થાન છે એ વાત સમજવાની છે. આ બે કંદને ઈંગ્રેજીમાં " પીટયુટરી બોડી " તથા " પાઇનીઅળ ગ્લાન્ડ " એવાં નામ આપવામાં આવે છે. ઘણી વિગતથી મગજની સમજ આપવામાં આવે છે એવાં પુસ્તકો વિના સામાન્ય જ્ઞાન આપનારાં પુસ્તકોમાં આ કંદોની નામ ઉપરાંત વિશેષ હકીકત આપવામાં આવતી નથી, તેનું કારણ એ છે કે વર્તમાન શારીરશાસ્ત્રના અભ્યાસીઓ તેઓની ગણના કાં તો કોઈ ભવિષ્યમાં થવાનાં અંગના બીજ માત્ર છે એમ કરે છે અથવા તો કાંઈ તે વર્તમાન કાળમાં કાર્ય કરતાં નથી માટે તે સંબંધી કાંઈ હકીકત જણાવવા જેવી નથી એમ કરે છે. પરંતુ કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓએ તેની હકીકત આપેલી છે અને તેઓની સમજ પ્રમાણે તેઓ એવું વર્ણન આપે છે કેઃ—

" પાઈનીઅલ ગ્લાન્ડ " જેને " કોનેરીઅમ " પણ કહે છે તે લંબગોળ કંદ છે. તે માત્ર ત્રણ ચાર દોરા વાર છે. તેનો રંગ ઘેરો મેલો રાતો છે. તે મગજમાં જેને " થર્ડ વેન્ટ્રીકળ " કહે છે તેના પાછલા ભાગ સાથે જોડાયેલો છે. તેના તળીઆમાં બે ઝીણાં સ્નાયુ જેવાં તંતુઓ છે તેથી તે મગજ સાથે જોડાયેલ છે અને આ તંતુઓ આગળ વધી આંખોની નાડીઓના મૂળ તરફ જતાં જોવામાં આવે છે. આંખોની નાડીઓના બે સમૂહ છે તે પાછળ વધતાં સંકોચાતા જઈ એકઠા થાય છે અને જ્યાં એકત્ર થયા પછી " પાઈનીઅલ ગ્લાન્ડ " ના આધારભૂત થઈ રહે છે. આ વર્ણન " પાઈનીઅલ ગ્લાન્ડ " અને નેત્રોનો સંબંધ સૂચવે છે. અને વિશેષ એમ પણ વર્ણન છે કે જ્યારે ગર્ભસ્થાનમાં બાલકનો પિંડ બંધાય છે ત્યારે પ્રથમ એ કંદના મૂળ પાસેથી નેત્રોનો આરંભ થતો જોવામાં આવે છે. એટલે કુદરતમાં આ ત્રીજા નેત્રનો સંબંધ વર્તમાન નેત્ર સાથે ચાલુ રાખવામાં આવેલ છે એમ જોવામાં આવે છે. આ વાતને જ્યારે પ્રાણી વિદ્યાશાસ્ત્રીઓ જે ન્યુઝીલાન્ડની એક જાતની ઘરોળી તથા કેટલાંક પેટે ચાલનારાં પ્રાણીઓના માથામાં ત્રીજું નેત્ર જોયાની વાત સાથે મેળવીયે છીયે ત્યારે " પાઈનીઅલ ગ્લાન્ડ " પૂર્વેના ત્રીજા નેત્રનું રહેલું નીશાન છે એમ માનવામાં કાંઈ ભૂલ થાય છે એમ કહેવામાં આવશે નહિ.

વળી ફ્રેન્ચ તત્ત્વવેત્તા **દીકાર્ત** એમ કહી ગયેલ છે કે " પાઈનીઅલ ગ્લાન્ડ " જીવને રહેવાનું સ્થાન છે. આ વાત અત્યારના પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રીઓને ગોઠશે નહિ, પણ તેનું અનુમાન બાહુ ભુલ ભરેલું નથી. કેમકે ગુપ્ત વિદ્યાના શિક્ષણ પ્રમાણે એ કંદ મનુષ્યના ઇંદ્રિયજન્ય જ્ઞાન કરતાં આધ્યાત્મિક જ્ઞાન સાથે વધારે સંબંધ રાખે છે. વિકાસક્રમશાસ્ત્રનો અભ્યાસ કરનારા જો સૃષ્ટિના તે સંબંધીના સત્ય નિયમ જાણી શકે તો તેઓને તત્કાળ જણવામાં આવે કે આ કંદ સંબંધે તેઓની જે માન્યતા છે તે કરતાં તે મનુષ્ય શરીરમાં વધારે અગત્યનું અંગ છે અને તેનો ખરેખરો વિકાસ થશે ત્યાં મનુષ્ય કાંઈક હાલ છે તે કરતાં જુદા જ પ્રકારનું થશે. વિકાસક્રમ અગર જો કે વૃદ્ધિ પામતો કહેવામાં આવે છે પરંતુ સૃષ્ટિની ઘણી ક્રિયાનાં નિયમાનુસાર આમાં પણ વૃદ્ધિ સાથે તેનું પરિવર્તન થયે જાય છે. જે " પાઈ-

નીઅલ ગ્લાન્ડ " એક સમયે જાગ્રત હતો અને વિસ્તૃત દષ્ટિનું સાધન હતું તે વિકાસક્રમના નિયમને આધીન થઈ કાર્ય કરતો બંધ પડી ગયો. પરંતુ તેનો સમૂળ નાશ થયો નથી, એટલે તેનો સૃષ્ટિનાં નિયંતાએ ભવિષ્યમાં કાંઈ લાભ લેવા ધારેલો હશે એમ અનુમાન થઈ શકે છે. પ્રાચીન શોધ કરનારાઓને "મેસોઝોઇક" યુગમાં જે પ્રાણીઓ હતાં તેમાં પણ "સ્ટૉરીઅન" જાતનાં પ્રાણીઓમાં તપાસ કરતાં ખાસ જણાય છે કે તેઓની પાષાણ રૂપ થઈ ગયેલા માથાની ખોપરીમાં એક છિદ્ર દેખાય છે તેનું પ્રયોજન કાંઈ બીજું સમજી શકાતું નથી. પરંતુ તે ત્રીજું નેત્ર જ હોવું જોઇએ અને તેની જીવતી અવસ્થામાં તે પૂર્ણ રીતે ખીલેલું હોવું જોઇયે એમ અનુમાન થાય છે. વળી કેટલાક સૃષ્ટિજ્ઞાનવેત્તાઓ તેમાં પણ ડૅારશેલ્ટ નામનો વિજ્ઞાનશાસ્ત્રી એવું કહે છે કે વર્તમાન કાળમાં કેટલાંક પેટે ચાલનારાં પ્રાણીઓની ખોપરીમાં એક બીંગડું જોવામાં આવે છે. તેના ઉપર જાડી ચામડી આચ્છાદિત થયેલી છે છતાં જેવી રીતે એક માણસની આંખ ઉપર પાટો બાંધ્યો હોય તો પણ તે પ્રકાશ છે કે અંધકાર છે એટલું જાણી શકે છે તેવી રીતે આ પ્રાણીઓ પણ એ બીંગડાવાળા સ્થાનથી એટલું જાણી શકે છે. તે ઉપરથી એવું સિદ્ધ થઈ શકે છે કે પૂર્વે કોઈ સમયે તે સ્થાને પૂર્ણ ખીલેલું ખુલ્લું નેત્ર હોવું જોઇએ.

પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓ એ પ્રમાણે અત્યારે મસ્તકમાં ખોટું પડી ગયેલ જેવું એક ન્હાનું સરખું અંગ છે તે એક નેત્ર હતું અને પુરાણા સમયમાં વર્તમાન સમયના નેત્રના જેવું કાર્ય કરતું હતું એવું અનુમાન કરી કાંઇક સિદ્ધાન્ત ઉપર પણ આવ્યા છે; પરંતુ તેઓ માત્ર જડ પદાર્થના અભ્યાસી હોવાથી તેઓ કદી પણ તે સંબંધી સત્ય વાત જાણી શકવાના નથી. કારણકે જીવાત્મા સંબન્ધી વાત તો તેઓ હસી કાઢે છે. પણ કોઈ કોઈ તત્ત્વવેત્તાને સત્ય ભાન થયેલું જણાય છે. ઉપર કહેલા દીકાર્ત નામના ફ્રેન્ચ તત્ત્વવેત્તા આગળ ચાલી એમ પણ કહે છે કે જીવ આખા શરીરમાં વ્યાપ્ત છે એ ખરૂં છે તો પણ તેને પોતાનું કાર્ય કરવા માટે કોઈ વિશેષ સ્થાનની આવશ્યકતા લાગે છે. આ સ્થાન કોઈ બીજે જોવામાં આવતું નથી પણ આ સૂક્ષ્મ કંદ છે તે છે એમ લાગે છે. તે મગજમાં જાણે ફુટો બાંધેલો હોય તેવો દેખાય છે, પરંતુ તેનું કાર્ય મગજથી સ્વતંત્ર રહી તે કરતો જાય છે. કારણ કે મગજમાંની નાળોમાં જે "ઍનીમલ સ્પિરીટ" અથવા સ્થૂળ પ્રાણ વહે છે તેનાથી એ કંદ સહજમાં હીંચોળા ખાય છે.

વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રવેત્તાઓ આટલે સુધી આવેલા છે. તેઓ જો જરા આગળ વધી શકે તો એ "પાઈનીઅલ ગ્લાન્ડ" ની મહત્તા સહજ સમજી શકે. પણ અત્યારે તેઓનો જડવાદ હજી ચાલુ છે ત્યાં સુધી એ આશા રાખવી વ્યર્થ છે. પરંતુ ક્રમે ક્રમે તેઓ ઠેકાણે આવશે એમ માનવામાં કાંઈ નિરાશ થવાપણું નથી. કેમકે એ વિદ્વાનોનું એક એ વિશેષ લક્ષણ જોવામાં આવેલું છે કે અમુક સિદ્ધાન્તથી વિરૂદ્ધ વાત નવીન પ્રથમ પ્રસિદ્ધિમાં કોઈ લાવે ત્યારે એક વાર તો તેને હસી કાઢે, પછી તેની સામે વિવાદમાં ઉતરે અને અંતે જ્યારે જોવામાં આવે કે તે વાત તો પ્રતિદિન દૃઢ પગ પેસારો કરતી જાય છે એટલે તેને નામાંતરે પોતાની કરી સ્થાપિત કરે છે. આવી રીતે "મેસમેરીઝમ," "ક્લૅરવૉયન્સ," "થૉટ ટ્રાન્સફરન્સ" "ક્લેર ઑડીઅન્સ" "ઈથર" ઈત્યાદિ ઘણી વાતો સામાન્ય માન્યતામાં આવી છે.

માટે ગુપ્તવિદ્યાનો આ ત્રીજા નેત્ર સંબંધી જે સિદ્ધાન્ત છે તે અત્યારે જણાવવામાં કોઈ બાધ લાગતો નથી, કેમકે ભવિષ્યમાં તે વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાન્ત રૂપે ગ્રહણ થશે એમાં કોઈ બહુ શંકા રાખવાની નથી.

ગુપ્તવિદ્યાના ગ્રન્થોમાં લખે છે કે એક સમયે જ્યારે મનુષ્ય અર્ધનરનારીરૂપ હતું ત્યારે આ નેત્ર તેના મસ્તકમાં ખુલ્લું હતું અને તે વડે પોતાનો દર્શનનો સર્વ વ્યવહાર ચલાવી શકતું એટલું જ નહિ પણ તેની શક્તિ એટલી વિશેષ હતી કે તે બીજા લોક પણ જોઈ શકતું, એટલે તે સમયે મનુષ્ય તેમ જ દેવની દૃષ્ટિ સમાન હતી. વિકાસક્રમમાં મનુષ્ય જેમ આગળ વધવા લાગ્યું તેમ તેનાં શરીર વિશેષ સ્થૂળ થવા લાગ્યાં, સૂક્ષ્મ ઇંદ્રિઓની પોતાની શક્તિઓ નાશ પામવા લાગી અને નર તથા નારીનાં સંયુક્ત શરીર ધીમે ધીમે બદલાઈ પુરૂષ તથા સ્ત્રીના પૃથક્ પૃથક્ શરીર થવા લાગ્યાં. આ સમયમાં મનુષ્યને પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાની સાથે સ્ત્રીસંગની વૃત્તિ અત્યંત ચંચલ થાય છે તેથી મનુષ્યની ઇચ્છાશક્તિ અધોગતિ પામે છે, અને પ્રથમ જે કાર્ય તેની ઉચ્ચ વૃત્તિથી પાર પડતું તે પાર પાડવામાં હવે અધોવૃત્તિ થાય છે. આવી સ્થિતિ થવાથી દિવ્ય જ્ઞાનશક્તિનો ક્રમે ક્રમે ઘટાડો થતો જાય છે એટલે તેની સ્થૂળ કામનાનું બળ વૃદ્ધિ પામે છે તે છેવટ એવી દશા થાય છે કે સ્થૂળ કામના પ્રાધાન્ય પામે છે અને દિવ્ય જ્ઞાન શક્તિનું નીશાન પણ જણાતું નથી. એ જ્ઞાન શક્તિનું અંગ પેલા "પાનીઅલ ગ્લાન્ડ" હતો. તે પૂર્વે સારી રીતે વિકાસ પામેલો હતો તેનું કાર્ય યથાસ્થિત થતું હતું. એ જ જ્ઞાનચક્ષુ, દિવ્યચક્ષુ અથવા ત્રીજું નેત્ર હતું. આગળ કહેવામાં આવ્યું છે તેમ વાસ્તવિક રીતે તો એ સમયમાં તે એક જ નેત્ર હતું અને આપણાં હાલનાં બે નેત્ર તો પાછળથી પ્રાદુર્ભાવ પામ્યાં. પરંતુ કાંઈક સમય એવો હતો કે જ્યારે એ ત્રણે સાથે હતાં તેથી કેટલાંક દેવો તથા દેવીનાં રૂપ ત્રિનેત્રવાળાં કલ્પવામાં આવ્યાં છે. તે સમયનાં કેટલાંક મનુષ્યોને જ્યારે સ્થૂળ કામનાનો સ્વાદ લાગ્યો તે સાથે આ ઇચ્છા શક્તિ હજી ફળપ્રદ હોવાથી તેઓએ તેનો દુરુપયોગ કરવા માંડ્યો એટલે તેઓનાં દુષ્ટ કર્મ વધવા લાગ્યાં. એમ થતાં થતાં સૃષ્ટિના નિયમાનુસાર તે દૃષ્ટિ કેવળ બંધ પડી ગઈ. મનુષ્યની અક્કલ વધી, તર્ક શક્તિએ કાંઈક અંશે પેલી નાશ પામેલી શક્તિની જગ્યા પુરવા માંડી; પરંતુ તર્કમાં ભુલ થાય એ સ્વાભાવિક છે પણ અંતરજ્ઞાનમાં ભુલ થાય નહિ એ સ્પષ્ટ વાત છે. આવી સ્થિતિમાં મનુષ્યના વિચાર કરવાનું સાધન મગજ છે તેની રચનામાં ફેરફાર થતો ગયો, અને તેમાં "મેડલા ઑબ્લૉંગેટા" નામનો એક અગત્યનો કંદ છે તેની અંદર જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયોનાં મૂળ રોપાઈ શારીરિક કાર્યો થવાનું મથક ત્યાં બંધાણું અને "પાઈનીઅલ ગ્લાન્ડ" ને દાબી દઈ પાછળ ખસેડી મુકયો. કર્વેન નામનો એક શરીરશાસ્ત્રી મગજની રચના સંબંધી લખતાં એ "પાઈનીઅલ ગ્લાન્ડ" નો હેવાલ આપે છે તે ઉપરથી ગુપ્તવિદ્યાના સિદ્ધાન્તોને પૂર્ણ ટેકો મળે છે. તે લખે છે કે મગજની અંદરની રચના સંબંધી વિચાર કરતાં "પાઈનીઅલ ગ્લાન્ડ" અને "પિટીયુટરી બૉડી" બે કેટલીક રીતે રસિક જ્ઞાન આપે છે. આ હકીકત ખરી છે કેમકે જો મગજનો પાછળનો ભાગ હાલ જેટલો વૃદ્ધિ પામેલો છે તે ન હોત તો મસ્તકની પાછળનું ઢાંકણ જેવું જે હાડકું છે તે ખસેડતાં વેંત જ "પાઈનીઅલ ગ્લાન્ડ" આપણા જોવામાં આવી શકત. પરંતુ એ પાછળના ભાગમાં હાલ "મેડલા ઑબલૉંગેટા" સ્થાપિત થયેલ છે અને "પાઈનીઅલ ગ્લાન્ડ" આ સમયમાં નકામો

થઈ જવાથી છેક સૂક્ષ્મ સ્થિતિમા માત્ર અસ્તિત્વ ધરાવે છે એટલે વર્તમાન શારીરશાસ્ત્રીઓ ઘણે ભાગે તેની અગત્યતા સમજતા નથી, પણ ઉપર કહ્યુ તેવા યોગ વિદ્વાનો તેની ખરી સ્થિતિ સમજે છે ખરા તો પણ ગુપ્તવિદ્યામા તેની મહત્તા જણાવી છે તેટલે અંગે તો નહિ જ

. "પાઈનીઅળ ગ્લાન્ડ" યોગીઓની જ્ઞાન અથવા દિવ્ય ચક્ષુ છે યોગશાસ્ત્રના નિયમ પ્રમાણે મનુષ્ય જ્યારે અભ્યાસ કરી સુષુમ્ણા નાડી ચાલતી કરે છે અને તેમા થઈ વહન કરતો પ્રાણ કુંડલિનીને જાગ્રત કરી તે નાડી દ્વારા મગજમા દોરે છે ત્યારે તે કુંડલિની "મેડ્યુલા ઑબ્લોંગેટા" ના કંદને જોરથી હાથી આ "પાઈનીઅળ ગ્લાન્ડ" ને ધક્કો મારે છે. એથી કરી તે ગતિમાન થાય છે અને તેમ થતા જ તેની પૂર્વની શક્તિ ખીલીનીકળે છે અને વિશ્વદર્શન થાય છે. જે યોગ કરનારને ભિન્ન ભિન્ન ભૂમિકાનુ જ્ઞાન હોય છે તેઓ તે સઘળા પ્રદેશનુ વર્ણન સમજી શકે છે, પરન્તુ જેને તેવુ જ્ઞાન હોતુ નથી તેઓને અવર્ણ્ય તેજનો પુંજ જોવામા આવે છે અને તે સાથે જે કાઈ દૃષ્ટ હોય તો તેવુ દર્શન થાય છે આવી રીતિનુ દર્શન થવામા અગભૂત છે તેને વિજ્ઞાનશાસ્ત્રીઓ 'પાઈનીઅલ ગ્લાન્ડ' કહે છે શાસ્ત્રોમા તેને દિવ્યચક્ષુ નામ આપે છે એ ચક્ષુ જાગ્રત થવાથી દેશકાળ તથા વસ્તુની પરિચ્છિન્નતા દૂર થાય છે અને એક સ્થળે બેઠેલો મનુષ્ય સમગ્ર દર્શન કરી શકે છે આવી શક્તિ પ્રત્યેક મનુષ્ય અભ્યાસથી પ્રાપ્ત કરી શકે છે, પરન્તુ તેમા શ્રમ તેમ જ પવિત્રતાની આવશ્યકતા છે શ્રમ કરવાનુ એટલા માટે કે તે કાર્ય એકાએક સિદ્ધ થતું નથી પણ ક્રમે ક્રમે થઈ શકે છે, અને પવિત્રતા એટના માટે કે જે શક્તિ પૂર્વે હતી તેનુસાધન અગે પેનો "પાઈનીઅળ ગ્લાન્ડ" બોટો પડયો તેનુ કારણ મનુષ્યની સ્ત્રીસગની ઉગ્ર કામના હતી. માટે તે કામના તથા તેને લગતી ક્રિયા જ્યા સુધી મનુષ્યને રોકી રાખે છે ત્યા સુધી તેનું મન સ્થિર અને એકાગ્ર થતુ નથી એટલે બ્રહ્મચર્ય તથા તેના અગના નિયમો પાળવાથી એ પવિત્રતા જળવાય છે આવા રીતનું જ્યારે વર્તન સિદ્ધ થઈ શકે છે ત્યારે મનુષ્યની એ ચક્ષુ ખુલે છે વ્યાસ મુનિએ સજયને જે તાત્કાલિક એવી શક્તિ પ્રાપ્ત કરાવી હતી તેવી રીતે મહાત્માઓ યોગ્ય પુરૂષને થોડા સમય માટે કરી શકે છે અને જે કાર્ય પરત્વે તે કરવામા આવ્યુ હોય છે તે પરિપૂર્ણ થતા ફરી તેની પૂર્વની સ્થિતિમા તે આવી જાય છે એ શક્તિ તેની પોતાના પુરૂષાર્થથી પ્રાપ્ત કરેલી નહિ હોવાથી તેની ઈચ્છા પ્રમાણે કામમા આ શકતી નથી.

ઉપર જે પ્રમાણથી દિવ્યચક્ષુ અથવા ત્રીજુ નેત્ર કહે છે તેનુ અસ્તિત્વ દર્શાવવામા આવ્યુ છે તથા તેમા જે શક્તિ રહેલી છે તે પ્રાપ્ત કરવાથી મનુષ્યનું જ્ઞાન કેટલુ વિસ્તૃત થાય છે એ વાત યથાર્થ સમજવાથી ધર્મશાસ્ત્રોમા તેમ જ પુરાણાદિક ગ્રન્થોમા એવી વાતો લખેલી છે તે કેવળ કપોળકલ્પિત નથી એમ વાચક વર્ગને ખાત્રી થશે

**દુલેરાય મહીપતરામ ઓઝા.**

# ગુજરાતી ભાષા.

'વસન્ત' ના તન્ત્રી

સાહેબ,

નીચેનું ચર્ચાપત્ર ગુજરાતશાળાપત્રને મોકલ્યું હતું તે એ પત્રમાં દાખલ નથી કર્યું. માત્ર ડીસેમ્બર ૧૯૦૯ ના શાળાપત્રના પૂંઠામાં શુદ્ધિપત્ર આપી એ દોષો બતાવવા માટે મ્હારો ઉપકાર માન્યોછે. પરંતુ એ ચર્ચાપત્ર પૂર્ણ રૂપે છપાયાથી ચર્ચાના વિષયનું ખરું સ્વરૂપ સમઝી સકાય એમ છે. તેમજ મ્હેં બતાવેલા એક દોષ માટે એ શુદ્ધિપત્રમાં પણ મૌન છે. માટે આપના માસિકમાં એ ચર્ચાપત્રની નકલ પ્રગટ કરશો તો આભાર થશે.

પ્રસંગવશાત્ ઉમેરવાની જરૂર છે કે ડોકટર ગ્રીઅર્સનના Linguistic Surveyના 'રાજસ્થાની તથા ગુજરાતી' ના ગ્રન્થમાં જોતાં જણાયછે કે મુગ્ધાવબોધ ઔક્તિકનું નામ હેમાં દેવાયું નથી, માત્ર વગર નામે ઈશારો થયોછે×; તેમજ કિદા અને દા માટે હેમાં Kida અને da એમ જ છે, Kida અને da નથી§; તેથી એ સંબન્ધે મ્હેં બતાવેલા દોષ માટે એ વિદ્વાન્ જવાબદાર નથી; શાળાપત્રના લેખકનો જ પ્રમાદ ગણવો પડશે. શાળાપત્રે પોતાનો લેખ ડોકટર ગ્રીઅર્સનના ગ્રન્થને આધારે લખ્યોછે તેથી આટલું બતાવવું આવશ્યક છે.

રત્નાગિરિ જિલ્લો. આપનો

તા. ૯-૧-૧૦. નરસિંહરાવ ભોળાનાથ.

ચર્ચાપત્રની નકલ—

ગુજરાતી ભાષા,

ગુજરાત શાળાપત્રના તન્ત્રી

સાહેબ,

ઉપરના મથાળાથી નોવ્હેમ્બર ૧૯૦૯ ના શાળાપત્રમાં ચર્ચા આવીછે તે બહુ ઉપયોગી અને બોધક છે. તે માટે જ હેમાં એ એક સંશયનાં સ્થળો વિશે મ્હારા વિચાર પ્રગટ કરવાની રજા લઉંછું.

(૧) 'મુગ્ધાવબોધ મૌક્તિક' નામનો વ્યાકરણનો ગ્રન્થ છે એમ આરમ્ભના પૃષ્ઠમાં આપ જણાવોછો. પરંતુ 'મૌક્તિક' નહિં પણ 'ઔક્તિક' એમ ખરું નામ છે. मुग्धावबोधम् औक्तिकम् એમ નામ હોવાથી ભ્રમ થયો જણાયછે. ઔક્તિક=ઉક્તિયોનો (વ્યાકરણના નિયમોનો) સંગ્રહ; એ ગ્રન્થને વ્યાકરણનું ભારે નામ ના આપતાં 'ઔક્તિક' એમ વિનીત નામ આપેલું જણાયછે. ઈ. સ. ૧૮૯૦ ના

× એ ગ્રન્થનું પૃ. ૩૨૭ પેરા ૨ જો જુવો.

§ એ ગ્રન્થનું પૃ. ૩૨૮ ફૂટનોટ ૨ જી જુવો.

ઑગસ્ટ–સેપ્ટેમ્બર–અને નોવ્હેમ્બરના ગુજરાત શાળાપત્રના અંકોમાં મુગ્ધાવબોધ ઔક્તિકનું અવલોકન મ્હેં પ્રગટ કર્યું હતું ત્હેમાં આ સ્થિતિ બતાવી હતી. એ ગ્રન્થના આરમ્ભમાં

अर्हं प्रणम्य मुग्धानां बोधहेतोर्विधीयते ।
प्रायः प्राक्तन उक्तीनां किंचिदाम्नायसंग्रहः ॥

એમ કહ્યુંછે; તેમ જ સમાપ્તિમાં—

लक्षणास्तवचनाम्बुधिबिन्दु (Sic)
बिन्दु बाण कृतभूमित वर्षे ।
औक्तिकं व्यधित मुग्धकृते श्री
देवसुन्दरगुरुक्रमेरणु· ॥

એ વચનમાં ‘ ઔક્તિક ’ એ સ્પષ્ટ નામ આપ્યુંછે; તે ઉપરથી મ્હારા વચનને પુષ્ટિ મળેછે.

(૨) પૃ. ૩૨૪ મે છેલ્લા પેરેગ્રાફમાં આપ કહોછો કે પંજાબીમાં “ ‘ કિડા ’ નું સંક્ષિપ્ત રૂપ ‘ ડા ’ છે.”

અહિં અંગ્રેજી લિપિમાં લખેલા Kida અને da ઉપરથી ભ્રમ થઈ દન્ત્યને બદલે મૂર્ધન્ય અક્ષર મૂકાયો જણાયછે. વસ્તુસ્થિતિ किदा અને दा એમ છે. પંજાબીમાં દન્ત્ય दा જ બોલાયછે. સંસ્કૃત कृते, શૌરસેની किदे,* ઉપરથી किदा આવેલું જણાયછે. ( એ જ कृते ઉપરથી केरअं મારફત ગુજ. કેરું, અને किअअ મારફત હિન્દી का આવ્યાછે ).

(૩) પૃ. ૩૨૫ મે એક નિયમ આપ હેવો બતાવોછો કે “ અપભ્રંશમાં ‘ ન ’ ને ‘ લ ’ શબ્દની વચમાં હોયછે ત્હેનું ગુજરાતીમાં ‘ ણ ’ ને ‘ ળ ’ થાયછે.”

અહિં લકારનો ળકાર થવાના નિયમ માટે વાધો નથી. પણ નકારનો ણકાર થાયછે એ નિયમમાં મૂલગત ખામી એ છે કે અપભ્રંશમાં એ સ્થિતિમાં નકાર નહિં પણ ણકાર જ હોય છે. આપે આપેલા ઉદાહરણમાં જ તેમ જણાયછે. અપભ્રંશ—‘ ઘણઉં, ’ ગુજ. ‘ ઘણું ’ એમ આપે બતાવ્યુંછે. તો ણ નો જ ણ છે, ત્હાં ન નો ણ થવાની વાત ક્હાં આવી ? સંસ્કૃત ન નો જ હેવે પ્રસંગે પ્રાકૃતમાં ણ થાયછે. ( નોણ: ) સિદ્ધહેમચન્દ્ર ૮–૧–૨૨૮ જુવો ); અને તે નિયમ અપભ્રંશમાં પણ પ્રવર્તેછે.

આ શિવાય કેટલીક અપ્રધાન બાબતની શઙ્કાઓ છે તે દર્શાવી આપનું સ્થળ રોકવું ઉચિત હું નથી ધારતો.

રત્નાગિરિ જિલ્લો. } આપનો
૩–૧૨–૦૯ } (સહી) નરસિંહરાવ ભોળાનાથ.

---

* तोदो नादो शौरसेन्यामयुक्तस्य । સિદ્ધહેમચન્દ્ર ૮–૪–૨૬૦ ને આધારે અનાદિ અસંયુક્ત त નો द થાયછે.

૨.

અકીક—વિશે ચર્ચાપત્ર.

'વસન્ત'ના તન્ત્રી

સાહેબ,

આ નીચેનું ચર્ચાપત્ર ગુજરાતશાળાપત્રને મોકલેલું. પણ તે સમય ના છાપતાં ડીસેમ્બર ૧૯૦૯ ના અંકમાં જાહેરખબરોની છેવટના ભાગમાં મૂળ લેખમાં સુધારો વધારો મ્હારા ચર્ચાપત્રને લીધે કર્યાનું નોંધ્યુંછે. તેથી આપના 'વસન્ત'માં એ ચર્ચાપત્ર પૂરું દાખલ કરશો તો આભાર થશે.

રત્નાગિરિ જિલ્લો. | આપનો
તા. ૯-૧-૧૦. | નરસિંહરાવ ભોળાનાથ.

ચર્ચાપત્રની નકલ—

ગુજરાતશાળાપત્રના તન્ત્રી

સાહેબ,

જૂન—જુલાઈ ૧૯૦૯ ના ગુજરાતશાળાપત્રમાં "ગુજરાતી ભાષામાં વપરાતા અને બીજા કેટલાક અરબી ફારસી શબ્દો"—એ મથાળાના લેખમાં પૃ. ૧૮૩ મે નીચે પ્રમાણે નજરે પડેછેઃ—

"અકીક (અ) લાલ રંગનો કીમતી પથ્થર. ખંભાતના અખાતમાં થાયછે."

આ માહિતીમાં બે મહત્ત્વની ભૂલ્યો જણાયછે, તે વિદ્યાર્થીઓને પદાર્થોનું ખરૂં જ્ઞાન થવા માટે સુધારવાની જરૂર લાગેછે.

(૧) અકીકનો પથ્થર લાલ રંગનો જ હોયછે એમ નથી. પરંતુ પીળો, કાળો, ભૂરો, ભૂખરો, સફેદ, વગેરે અનેક રંગનો હોયછે.

(૨) એ પથ્થર ખંભાતના અખાતમાં નથી થતો. સમુદ્રની એ ઉત્પત્તિ નથી. ખંભાતમાં તો માત્ર એ પથ્થરને સૂર્યના તાપમાં અને ભઠ્ઠીમાં પકવી, પછી કરવતથી કાપી, વીંધણાથી ઘાટ ઘડી, વગેરે અનેક સંસ્કારથી રચના ત્હાંના કારીગરો કરેછે; એટલું જ. બાકી એ પથ્થર ખંભાતમાં આવેછે તે તો મુખ્યત્વે કરીને રાજપીપળા સંસ્થાન, મોરબી રાજ્યનાં ગામો, અમદાવાદ જિલ્લામાંનું રાણપુર, ખેડાજીલ્લાનું કપડવણજ, સુરત જીલ્લામાંનું તડકેશ્વર, ચાળીસગાંવ, અને સારંગપુર—એ સ્થળોમાંથી.

આ વિશે લંબાણની જરૂર નથી, પરંતુ ત્રીજા ઇંડિયન ઇંન્ડસ્ટ્રિયલ કોન્ફરન્સમાં Stone Industry in Cambay એ વિષય ઉપર ખંભાતના દિવાન રા. બ. માધવરામ હરનારાયણ વ્યાસે એક લેખ રજૂ કર્યો હતો તે વાંચ્યાથી આ બાબતમાં ઘણું ઉપયોગી જ્ઞાન મળી સકે એમ છે, તેથી તે તરફ લક્ષ ખેંચવું અયોગ્ય નહિં ગણાય.

રત્નાગિરિ જિલ્લો. | આપનો
તા. ૨૫-૧૧-૦૯ | (સહી) નરસિંહરાવ ભોળાનાથ.

# સાહિત્યમાં ટૂંકી વાર્તા.

પ્રાસ્તાવિક.

ગુજ્જર જનસમાજમાં ટૂંકી વાર્તાના વાચન માટે ઉત્સુકતા વધતી જતી જોવામાં આવે છે એ બતાવી આપે છે કે સાહિત્યના તે વિભાગ પ્રત્યે લોકોની અભિરુચિ વૃદ્ધિંગત થતી જાય છે. ટૂંકી વાર્તા, હાલ, માસિક, સાપ્તાહિક અને દૈનિક પત્રના એક આવશ્યક અને ઉપયોગી અંગ તથા અલંકાર તરીકે ગણવામાં આવે છે. કેટલાક વાચકો લાંબી નવલકથાના વાચન કરતાં ટૂંકી વાર્તાના વાચનને વધારે પસંદ કરે છે. જગતના હાલના સ્પર્ધાના, મારામારીના, દોડાદોડીના સમયમાં જનસમૂહનો સાહિત્ય પ્રત્યે ખાસ પ્રીતિ ધરાવનાર વર્ગ જ માત્ર લાંબાં પુસ્તકો, ધ્યાનપૂર્વક વાંચવા, અવલોકવા, તકલીફ લે છે. તેઓ જ માત્ર શ્રમયુક્ત વાચન માટે ધૈર્ય રાખી રહે છે. કથાસાહિત્યમાં લાંબી નવલકથા કરતાં ટૂંકી વાર્તા વાંચવા તરફ, જેનું વાચન અલ્પ સમયમાં પતી જાય તેવી વાર્તાઓ વાંચવા તરફ, લોકોની રુચિ વધતી જતી હોવાથી, તે લખવાના પ્રયાસ પણ જગતની લગભગ-દરેક ભાષામાં વધતા જાય છે. યુરોપ, અમેરિકામાં ટૂંકી વાર્તાનું મહત્વ, તેનુ ગૌરવ એટલું વધ્યું છે કે લેખનપ્રદેશના તે વિભાગે, એક ઉચ્ચ કલાવિધાન, એક કલા તરીકે સાહિત્યમાં અગ્રસ્થાન સંપાદન કર્યું છે, એમ સ્પષ્ટ રીતે જણાય છે. આ મહત્વના વિષય સંબન્ધે કાંઈક ઉપયોગી માહિતી ગુજ્જર સાહિત્યપ્રેમી સમાજ સમક્ષ રજુ કરાય તો ઠીક એ વિચારથી આ લેખ તૈયાર કરવા ઉચિત ધાર્યું છે.

વિદ્દેહ નારાયણ હેમચંદ્રે "નવલકથા વિષે ચર્ચા" એ નામના નાના ગ્રંથમાં, તેમ રા. રણછોડરામ વાવાભાઈ મહેતાએ મર્હુમ નરસિંહરાવ ધ્રુવવાળા "સાહિત્ય" માસિકમાં ટૂંકી વાર્તા વિષે કેટલુંક સંક્ષિપ્ત પણ જાણવા જેવુ વિવેચન કર્યું છે. નવલકથા અને ટૂંકી વાર્તા વિષેના આપણા ખ્યાલનો ઉદ્દ્ભવ, મુખ્યત્વે કરીને, તે પ્રકારના અંગ્રેજી સાહિત્ય પરથી થયેલો છે એટલે તે વિષેના ઉપર જણાવેલા બન્ને લેખકોના વિચારમાં, તેમ, આ લેખમાં કાંઈક સામ્ય દૃષ્ટિગોચર થવાનો સંભવ છે. પરંતુ "ટૂંકી વાર્તાની" સાહિત્યમાં જે વાસ્તવિક ઉપયોગિતા છે, સાહિત્યના તે વિભાગને વિકાસની જે જરૂર છે તે જોતાં તે વિષય ઉપર જેમ બને તેમ વધારે પ્રકાશ પડવાની આવશ્યકતા છે.

વાર્તાના વાચનની લોક પ્રિયતા.

સાહિત્યના જે પ્રદેશ પર સામાન્ય જનસમાજનું વિશેષ લક્ષ, સાહિત્યના જે વિભાગનું વાચન વધારે, તે સમાજનું હિત વા અહિત કરવાને વધારે શક્તિમાન થઈ શકે છે. નાટકની રચના નવલકથા કરતાં વધારે રસપૂર્ણ, વધારે દુર્ઘટ છતાં, નવલકથાની રચનામાં એવા લોકપ્રિય અંશો રહેલા છે, કોઈ પણ કાળના જનસમાજનું, માનવ સ્વભાવનું, લોકોની મનોવૃત્તિઓનું, મનોવ્યાપારનું ચિત્ર આપવા માટે કથાસાહિત્યમાં, નવલકથા, વાર્તામાં એવી યોગ્યતા રહેલી છે કે સાહિત્યના કોઈ પણ અન્ય અંગ કરતાં, વાર્તાનું વાચન લોકોમાં ઘણું વધી પડયું છે.

અનુભવ ઉપરથી, તેમ લાયબ્રેરીઓનાં રેજીસ્ટરો ઉપરથી માલુમ પડ્યું છે કે સાહિત્યની

અન્ય કોઈ શાખા કરતાં કથાનાં પુસ્તકો લોકોમાં વધારે વંચાય છે. નવલકથા અને વાર્તાનાં, ઉત્તમ આદર્શપૂર્ણ, પુસ્તકો લખવા તરફ ધ્યાન આપવાં આવે તો તે વધારે ઉપયોગી થઈ પડે, લોકજીવનને ઉચ્ચ, અને ઉન્નત કરવામાં સાહાય્યભૂત થાય એ નિઃસંશય છે. ઘણા લોકો નવલકથા અને વાર્તાના લેખનને સાહિત્યમાં ઉચ્ચ સ્થાન આપતા નથી. તેને હલકા પ્રકારનું સાહિત્ય ગણવામાં આવે છે. તેનું તેમ, નાટકોનું વાચન પણ હલકું ગણાય છે. ગુજરાતી ભાષામાં સામાન્ય રીતે સારાં નાટક લખાયાં નથી, તેમ ભજવાતાં નાટકની આસપાસ, કેટલાક એવા મલિન સંજોગો જોવામાં આવે છે કે નાટક નામ તિરસ્કારને પાત્ર થઈ પડ્યું છે એ વાત ખરી છે પરંતુ ગુજરાતી કથાસાહિત્યના વાચન માટે થોડે અંશે પણ તિરસ્કાર જોવામાં આવતો હોય તો તે મારા ધારવા પ્રમાણે કેટલીક હલકી અંગ્રેજી નવલકથાઓ અને તેનાં ભાષાંતર વા અનુવાદને લીધે છે. વિક્ટર હ્યુગો, ચાર્લ્સ ડિકન્સ અને સ્કોટના આ દિશાના પ્રયાસ, તેમની મહાન્ કૃતિયો જેમના જોવામાં આવ્યાં હોય છે તેમનો આવો અભિપ્રાય થતો નથી. કથાસાહિત્યનું વાચન ઘણાને પ્રિય અને અનુકૂળ હોઈ તે અન્ય સર્વ કલાઓ કરતાં વધારે લોકપ્રિય કલા થવાનો સંભવ છે.

કલાની આવશ્યકતા.

કોઈ પણ પ્રકારના આપણા વિચારો અગર વૃત્તિઓનું પ્રાકટ્ય, કોઈ પણ પ્રકારનું સૌન્દર્ય અનુભવવાની આપણી શક્તિનું આકર્ષણ કરી શકતું નથી ત્યાં સુધી તે પ્રાકટ્યમાં કલાની ન્યૂનતા છે એમ કહેવું અયોગ્ય નથી. અમુક લાગણી અગર વિચાર પ્રસિદ્ધ કરવાની કોઈ પણ પ્રકારની આપણી પદ્ધતિ, જ્યારે સૌન્દર્યને અનુભવવાની આપણી મગજ અને હૃદયની શક્તિઓનું રસજ્ઞતાનું આકર્ષણ કરે છે ત્યારે જ તેમાં કલા છે એમ કહી શકાય છે. ટૂંકી વાર્તાની રચનામાં પણ કલાની આવશ્યકતા છે, કારણ કે જ્યાં તેનું લેખન વાચકવર્ગની રસજ્ઞતા સમક્ષ, સૌન્દર્ય પિછાનવાની તેની શક્તિઓ સન્મુખ, સન્તોષજનક સામગ્રી રજુ કરી શકતું નથી ત્યાં સુધી તે લેખન દોષયુક્ત ગણાવાનો હરેક સંભવ છે. કુદરતથી, સ્વભાવતઃ—પ્રાકૃતિક સ્વરુપમાં—કોઈ પણ વસ્તુ ગમે તેવી સુન્દર હોય, પરન્તુ તે જેવી હોય તેવી બતાવવા ઉપરાંત તેનું અનુકરણ રજુ કરવા ઉપરાંત, કલ્પનાની સામગ્રી ઉમેરી તેમાં રંગની પૂર્તિ કરવામાં ન આવે ત્યાં સુધી તે એક કલા તરીકે આકર્ષણ કરી શકે નહિ, વિજય પ્રાપ્ત કરી શકે નહિ.

ટૂંકી વાર્તાનું સ્થાન.

હાલ જે સ્વરૂપમાં, ટૂંકી વાર્તા માલુમ પડે છે, તેનો મૂળ સંબન્ધ સામયિક સાહિત્ય, દૈનિક, સાપ્તાહિક, તેમ માસિક પત્રો સાથે છે. એમ કહીએ તો પણ કેટલેક અંશે ખોટું નથી કે ઈંગ્લાંડ અને અમેરિકાની માફક અત્રે પણ તેનો ઉદય માસિક, અઠવાડિક, અગર દૈનિક પત્રોની સાથે થયો છે. ટૂંકી વાર્તાઓના લેખનનો આરમ્ભ રૂડ્યાર્ડ કિપ્લીંગ અને ઝંગ્વીલ જેવા લેખકોએ સામયિક પત્રોમાં કર્યો હતો તેમ આપણા ગુર્જર સાહિત્યની હાલના સ્વરુપની ટૂંકી વાર્તાઓ લખવાનું પણ "મુંબાઈ સમાચાર" જેવાં પારસી વર્તમાનપત્રો અને માસિકોમાં શરૂ થયું હતું.

ટૂંકી વાર્તાઓનો એક પુસ્તક તરીકેનો સંગ્રહ ઠીક છે પરન્તુ ટૂંકી વાર્તાનું યોગ્ય અને મૂળ સ્થાન દૈનિક, સાપ્તાહિક અગર માસિક પત્ર છે. ટૂંકી વાર્તાઓનાં પુસ્તક, વાર્તાના

સંગ્રહ વાંચી તેની કાંઈ અસર ગ્રહણ કરવી હોય તો એકી સાથે તે વાર્તાઓ વાચવી રસભરી અથવા લાભકારક થઈ પડતી નથી, કારણ કે ટૂંકી વાર્તાના સંગ્રહમા વિષયો ભિન્ન ભિન્ન, લાબા ટૂંકા, તેમ જૂદી જૂદી અગત્યના હોય છે. આથી, એક વાર્તા વાચી સાથે ને સાથે બીજી શરૂ કરવાથી પહેલીની અસર અને મહત્વમા વિક્ષેપ આવે છે.

વાર્તા-સંગ્રહની જૂદી જૂદી વાર્તાઓની સારી કદર થવા માટે, તેના વાચનની બારીકી અને મઝા માટે, સમયને કેટલેક અન્તરે તે વાંચવી ઠીક થઈ પડે છે આ રીતે જોતાં અન્તરે અન્તરે, મુદતે પ્રગટ થતા પત્રો, ટૂંકી વાર્તાઓ માટે યોગ્ય અને અનુકૂળ સ્થાન છે એ બિના સિદ્ધ થાય છે.

કથાસાહિત્યનો ઇતિહાસ

બોલવુ, વાતચિત કરવી, સવાદ, વાર્તા કહેવી, વાર્તા સાભળવી, એ માનવ સ્વભાવ, બુદ્ધિ અને વાણીના ઉદયકાળથી જોવામા આવે છે. બાળવયમા, માતા પિતા કે વડીલ ભાઈ બ્હેનના ખોળામા, વ્હાલથી, આનન્દથી ઉભગતે હૃદયે, ઉમળકા અને ઉત્સાહ સહિત, "ચકલાચકલી" ની, "સોનબાઈ" ની, "ચાંદા સૂરજ" આદિની વાર્તાઓ કોણે નથી સાભળી? આ વય પછી છોકરાને તેમની શાળાના પુસ્તકોની વાર્તાઓ, કહાણીઓ વાચવાનો પ્રસગ આવે છે. ધીરે ધીરે તેઓ "પચોપાખ્યાન," "અરેબિયન નાઇટ્સ" આદિ કથાઓ વાચતા થાય છે. ઘેર પણ સગા વહાલાને ત્યા, રમત ગમતમા પણ, ભાટચારણ, ભરથરીઓ, માણભટો અને બીજાઓને મુખે કથા શ્રવણ કરવાના પ્રસગ તેમને મળે છે. યુવાવસ્થામા તેઓ ઘણે ભાગે પ્રેમકથાઓ અને ડિટેક્ટીવ વાર્તાઓનુ વાચન પસદ કરે છે પુખ્ત વયે, સ્કોટ, અગર હ્યુગોની, ક્રિપ્લિંગ અગર ડિકન્સની, વિદેહ સાક્ષર મણિલાલ નભુભાઈની "ગુલાબસિહ" જેવી કથાઓ વાચવામા તેમને રસ પડે છે આપણી પ્રાચીન કથાઓ, ઉપકથાઓ, આખ્યાનો, ભાટ ચારણની વાતો, રાસા, રાસડા, ગુજરાતી પ્રાચીન કવિતામા રહેલી વાર્તાઓ, આખ્યાનો, ચરિત્ર, ઇતિહાસ, નાટકો અને નૉવેલો, તે સાથે સાથે જ કલાથી લખાતી ટૂંકી વાર્તાઓ, વાર્તાનું દીર્ઘકાલનું અસ્તિત્વ, તેમ કથાસાહિત્યનો ઇતિહાસ પ્રકટ કરે છે.

હિંદુસ્થાનના કથાસાહિત્યનો પ્રાચીન ઇતિહાસ યુરોપના તે પ્રકારના સાહિત્યના વિકાસને ઘણે ભાગે મળતો આવે છે. નવલકથાના ઉદ્‌ભવ પહેલાનો કથાસાહિત્યનો આ દેશનો પ્રાચીન ઇતિહાસ તપાસીશુ તો માલમ પડશે કે વેદમાં પણ ટૂકા ટૂંકા આખ્યાન, વાર્તાના અંશ જોવામાં આવે છે. "રામાયણ" અને "મહાભારત," કથા, ઉપકથાઓ અને આખ્યાનોના મહાસાગર છે. "કથાસરિત્‌સાગર," "પંચતત્ર," આદિ વાર્તાગ્રન્થો જોઇએ તો આપણુ કથાસાહિત્યનો ઉદ્‌ભવ યુરોપના કથા સાહિત્ય કરતા જૂનો છે. ઇટલિના લેખક બોકેશિયો-કૃત ડેકેમેરૉનની વાર્તાઓથી, યુરોપમા વાર્તાના ગદ્યસાહિત્યનો ઉદય થયો એમ માનવામા આવે છે હિંદુસ્થાનમા "કથાસરિત્સાગર," "પંચતંત્ર' આદિ ગ્રથો પછી પણ વધારે સરકારશીન ગ્રન્થો તરીકે સુબન્ધુકૃત "વાસવદત્તા," દણ્ડીકૃત "દશકુમારચરિત" અને બાણભટ્ટકૃત "કાદમ્બરી" જોવામા આવે છે. યુરોપીય કથાસાહિત્ય અને ગુજર્જર કથાસાહિત્યના ઉદ્‌ભવમા પણ સામ્ય છે ગદ્ય કરતા પદ્ય જેમ ઘણી ભાષામા પહેલુ લખાયુ છે તેમ ગુજરાતી ભાષામા વાર્તા પણ પ્રથમ કવિતામાં લખાઈ છે. આખ્યાન અને

વાર્તાના અંશ, નરસિંહ મહેતા, પ્રેમાનન્દ અને શામળ આદિ કવિઓની કવિતામાં જોવામાં આવે છે. ગ્રીક કવિ હોમરના ઇલિયડમાં, ઇંગ્લંડના આદ્ય કવિ ચૉસર અને બીજા કવિઓની કૃતિઓમાં પણ તે જોવામાં આવે છે. દયારામ, દલપતરામ અને નર્મદાશંકરે પણ નાની વાર્તાઓ, વૃત્તાન્ત અને સંવાદ કવિતામાં લખ્યા છે. ગુર્જ્જર સાહિત્યમાં નવલકથાઓ લખાવા માંડી તે પહેલાંના કથાસાહિત્યનો ઘણો ખરો આધાર, રામાયણ, મહાભારત, પુરાણ આદિ પ્રાચીન ગ્રન્થો, ભાટ, ચારણો, અને ભરથરીઓના, રાસડા, રાસા, વાર્તાઓ જૈન પ્રબન્ધો અને ફારસી કથાઓ, કિસ્સાઓ ઉપરથી લેવામાં આવ્યો છે. નરસિંહ મહેતા, પ્રેમાનન્દ, શામળ આદિ કવિલિખિત ચરિત્રો અને આખ્યાનોમાં, આનાં પ્રમાણ દૃષ્ટિગોચર થાય છે. નરસિંહ મહેતા, પ્રેમાનન્દ આદિ પ્રાચીન કવિઓએ લખેલાં ચરિત્રોમાં, તેમ આખ્યાનોમાં, વાર્તાના અંશ માત્ર જોવામાં આવે છે. ગુજરાતી ભાષામાં, પ્રથમ પદ્યવાર્તા નામે રસમંજરી વચ્છરાજે લખી. વાર્તાના પૂરા અંશ પહેલ વહેલા શામળભટની વાર્તાઓમાં જોવામાં આવે છે. ગદ્ય વાર્તાઓ પ્રથમ લખનારા પારસીઓ છે. શરૂઆતમાં લખાયલાં "ગુજરાત કાઠિયાવાડની વાર્તાઓ" જેવાં એકાદ બે પુસ્તક, ભાટચારણોને મુખે કહેવાતી વાર્તાઓના સંગ્રહ રૂપે પ્રકટ થયાં હતાં. પરન્તુ શામળના સમય પછી, ગદ્યસાહિત્યના પ્રાદુર્ભાવ પછી, કથા કરતાં નાટકો લખવાનો માર્ગ લેખકોએ વધારે ગ્રહણ કર્યો. ગુજરાતી અગર કોઇ પણ ભાષાના કથાસાહિત્યના વિકાસમાં નાટકોનો સમાવેશ કરવાનું કારણ એ જ છે કે નાટકમાં પણ વસ્તુતઃ કથાના જ અંશો છે.

ગુજરાતી ભાષામાં નાટકીય સાહિત્યના ઉત્પાદક રા. રણછોડભાઈ ઉદયરામ છે. તેમના "લલિતા દુઃખદર્શક નાટક" માં કાંઇક કલાવિધાન છે. છતાં "કાન્તા" નાટકના લેખક જેટલી સફળતા નાટ્યલેખનના પ્રદેશમાં કોઇએ મેળવી નથી. આ પછી નાટકના લેખન તરફ કોઈ વિશિષ્ટ લેખકે ધ્યાન આપ્યું નથી અને નવલકથાના લોકપ્રિય લેખન તેમ વાચન તરફ લોકોનું ધ્યાન વધારે હોવાથી હાલ તરત તો તે દિશાના ગુર્જ્જર લેખકોના પ્રયાસ મન્દ છે એમ કહીએ તો ચાલે. અપવાદ તરીકે કહીએ તો રા. ન્હાનાલાલ દલપતરામ કવિ એક નાટક અલ્પ સમયમાં પ્રસિદ્ધ કરનાર છે અને તે સાહિત્યમાં સત્કીર્તિ પ્રાપ્ત કરશે એમ ધારી શકાય છે. નાટક પછી નવલકથાના લેખનનો આરમ્ભ થયો છે. નવલકથાનું લેખન એ પ્રકારના પાશ્ચાત્ય સાહિત્યનું અનુકરણ છે. નવલકથાની રચના આ દેશની નથી. ગુજરાતી ભાષામાં પ્રથમ નવલકથા તરીકે "કરણઘેલો" અને "વનરાજ ચાવડો" પ્રસિદ્ધ થયા. "સાસુ વહુની લડાઈ" એ એક સાંસારિક નવલકથા છે. સુપ્રસિદ્ધ "સરસ્વતીચંદ્ર" આ પછી લખાયો. ખરી વાત છે કે એ પછી પણ નવલકથાના ગ્રન્થો ઘણા પ્રકટ થયા છે અને થાય છે પરન્તુ બંગાળી, મરાઠી અગર અંગ્રેજીનાં રૂપાન્તર સિવાય, આરમ્ભથી માંડી અત્યાર સુધીના ૨૦-૨૫ વર્ષ જેટલી લાંબી મુદતના નવલકથાના લેખનમાં પાશ્ચાત્ય લેખકો જેવા કે સ્કોટ, ડિકન્સ, ફિલ્ડિંગ, થેકરે, જેન ઑસ્ટિન, હ્યુગો આદિની કલા આવી શકી નથી. "સરસ્વતીચંદ્ર" ને સમગ્ર રીતે જોઇએ તો નવલકથાના લેખન તરીકે તે નિષ્ફળતા માત્ર છે. સંસારચિત્ર, પાત્રાલેખન, જીવનના મહાન્ પ્રશ્નો વિષે ચર્ચા, મહાન્ વિચાર તેમાં છે. તે દૃષ્ટિ એ ગોવર્ધનરામની તે મહાન્ કૃતિ અનુપમ છે છતાં નવલકથાના જે આવશ્યક અંશ, વસ્તુ સંવિધાન, વાર્તાનો રસિક અવિચ્છિન્ન પ્રવાહ, આદિ જોઇએ તે તેમાં નથી. એ દૃષ્ટિએ જોતાં નવલકથા તરીકે "વિક્રમની વિશમી સદી" તેના કરતાં વધારે ઉચ્ચી છે એમ કદાચ કહીએ તો ખોટું નથી.

નવલકથાના અત્યાર સુધીના આપણા ગુજરાતી સાહિત્યમાં અંગ્રેજીની મુખ્ય છાપ છે, અને બંગાળી ભાષાની તે પછી છે. બંગાળી ઉપન્યાસ પણ અંગ્રેજીનુ જ અનુકરણ છે છતાં તેની પોતાની જૂદી જ કાંઈક છાપ ગુર્જ્જર કથાલેખન ઉપર પડી છે. બંગાળા કરતાં મહારાષ્ટ્ર સમીપ છતાં મરાઠી કાદમ્બરીની અસર, ગુજરાતી નવલકથાને થઈ નથી. પાશ્ચાત્ય સંસર્ગથી, અસરથી, આપણા ગુજરાતી સાહિત્યના જે કોઈ વિભાગનો પહેલો ઉદ્‌ભવ, વિકાસ થયો છે તો તે આપણા પારસી બિરાદરો વડે જ થયેલો છે. તેમને હાથે નવલકથા અને ટૂંકી વાર્તા લગભગ સાથે લખાયાં છે પરન્તુ સામાન્ય ગુર્જ્જર સાહિત્યમાં નવલકથા પછી કેટલેક સમયે, ટૂંકી વાર્તા લખાવા માંડી છે. "ગુજરાતની જૂની વાર્તાઓ" ઘણા વખત પહેલાં લખાઈ છે. ટૂંકી વાર્તાની શરૂઆત વિદેહ નારાયણ હેમચન્દ્રે ઘણા લાંબા વખત પહેલાં કરી હતી. પારસી માસિકોમાં ટૂંકી વાર્તાઓ ઘણા વખતથી પ્રકટ થાય છે છતાં તેનો સામાન્ય પ્રચાર, "વાર્તાવારિધિ," "સુન્દરીસુબોધ" અને "સાહિત્ય" માસિકોએ કર્યો છે.

પહેલી વાર્તા અને પછી નૉવેલ એમ કથા સાહિત્યનો ઉન્નતિ ક્રમ છે. વાર્તા, નવલકથાનું બાળક છે એમ નથી. વાર્તાનો વિકાસ, તેની અભિવૃદ્ધિ એ નવલકથા છે. છતાં કલા તરીકે ટૂંકી વાર્તાના લેખનનો પ્રચાર, તેમ તે દિશાના પ્રયાસનો આરમ્ભ નવલકથાની પછી થયો છે. કલા તરીકે ટૂંકી વાર્તાનો પ્રથમ પ્રાદુર્ભાવ ફ્રાન્સમાં થયો, તે પછી ઇંગ્લાંડ, અમેરિકા, જર્મનિ આદિ પ્રદેશોમાં થયો. ગુજરાતી ભાષામાં નવલકથાની માફક ટૂંકી વાર્તાનું હાલનું સ્વરૂપ પાશ્ચાત્ય છે અને ઘણે ભાગે અંગ્રેજી અને બંગાળીમાંથી, ગુજરાતી ભાષામાં દાખલ થયું છે. ફ્રેન્ચ અને અમેરિકન લેખકો પાત્રાલેખન, માનવચરિત્ર, મનોભાવ અને વૃત્તિઓનાં ચિત્ર પ્રત્યે વિશેષ લક્ષ આપે છે ત્યારે અંગ્રેજી વાર્તાના લેખકો પ્રસંગ પર વધારે લક્ષ આપે છે. અંગ્રેજી સાહિત્યમાં ટૂંકી વાર્તાના લેખક તરીકે રૂડયાર્ડ કિપ્લીંગ, ઍંગ્વિલ અને સ્ટિવન્સનનાં નામ સુપ્રસિદ્ધ છે. અમેરિકામાં જ્યાં ઇંગ્લાંડ કરતાં પણ ટૂંકી વાર્તાના લેખનનો મહિમા વધતો જાય છે, જ્યાં તેના લેખનમાં ઘણાં ઉપયોગી અને નવીન તત્ત્વો ઉમેરવામાં આવ્યાં છે અને હજુ પણ, જ્યાં તેની સામગ્રી, તેનાં સાધન વધારવાના યત્ન ચાલુ છે ત્યાં એડગર એલન પો, હૉથોર્ન અને બ્રેટ હાર્ટના તે દિશાના પ્રયત્ન વિશિષ્ટ છે.

સાદી વાર્તા, નવલકથા અને ટૂંકી વાર્તાનાભેદ; તેનું સ્વરૂપ, તેની ઉપયોગિતા.

સાદી વાત અને ટૂંકી વાર્તામાં ફેર છે. સાદી વાત સરળ હોય છે. તેમાં કોઈ ચરિત્ર અગર બનાવનું વર્ણન હોય છે. અમુક બનાવ આમ બન્યો તેટલું જ તેમાં હોય છે. ટૂંકી વાર્તામાં કાંઈક નવીન સંકલના, કાંઈક નવીન અસર ઉપજાવે તેવું નાટકીય તત્વ હોય છે. એક અમુક લાક્ષણિક વસ્તુસ્થિતિનો વિકાસ ટૂંકી વાર્તા બતાવેછે.

નવલકથા અને ટૂંકી વાર્તામાં રહેલા ભેદ આપણે વિચારીશું તો માલમ પડશે કે નવલકથામાં જ્યારે ઘણા પ્રસંગો, ઘણી બાબતો, ઘણી વાતો હોય છે ત્યારે ટૂંકી વાર્તામાં ઘણે ભાગે એક પ્રસંગ એક જ બાબત, એક જ વાત, અને તેનો ઉદ્દેશ, પરિણામ, અસર પણ એક જ હોય છે. નવલકથામાં અન્થનની જે વિશાલતા, તેમ વિશિષ્ટતા હોય છે તે ટૂંકી વાર્તામાં હોઈ શકતી નથી. નવલકથાનું ક્ષેત્ર વિશાળ હોવાથી તેમાં કલાવિધાન, સુન્દરતા અને રસનો વધારે જમાવ થઈ શકે છે. કોઈ પણ પ્રશ્ન તેમાં ઉપસ્થિત થઈ તેની સવિસ્તર ચર્ચા, તેનું

નિરાકરણ તે દ્વારા બની શકે છે એ વાત ખરી છે પરન્તુ વાચક વર્ગ ઉપર એક જ તની તાત્કાલિક છતાં સજ્જડ છાપ લગાવવા માટે ટૂંકી વાર્તા જેટલું તેનામાં બળ ટૂંકામાં પણ સારી દૃઢ અસર કરવી એ બાબત, તેમ નવલકથા કરતાં ટૂંકી વાર્તાના વાચકને ઝટ માલમ પડી આવે છે એ બાબત જોતાં, ટૂંકી વાર્તાનું લેખન મુશ્કેલ છે. વ્યવહાર, મનુષ્ય સ્વભાવ, જીવનની ઉત્તમ ભાવનાઓના આલેખન માટે, એક જ બનાવ, એક જ બિનાનું યથાસ્થિત અને અસરકારક ચિત્ર રજુ કરવા માટે યોગ્ય અનુકૂળતા કરી આપનાર તરીકે ટૂંકી વાર્તાનું સૌન્દર્ય, તેની ઉપયોગિતા, તેનું મહત્વ, તેનું મૂલ્ય હજુ જોઇએ તેવું સમજાયું નથી.

ટૂંકી વાર્તાના લક્ષણ, તેના સ્વરૂપના સંબન્ધમાં બે મત છે. એક મત એમ માને છે કે ટૂંકી વાર્તાનો ઉદ્દભવ, એક જ પ્રસંગ, એક જ બનાવ, એક જ પાત્ર, એક જ મનોવૃત્તિ, લેખકના હૃદયમાં જે તરંગ ઉત્પન્ન કરે છે, તે વડે થાય છે. બીજો વર્ગ એમ માને છે કે ટૂંકી વાર્તા એ નવલકથાનું, નાનું, સાદું સ્વરૂપ છે. અમારૂં પોતાનું માનવું એમ છે કે ટૂંકી વાર્તાનું વાસ્તવિક અને ઇષ્ટ સ્વરૂપ પહેલું બતાવવામાં આવ્યું છે તે છે. અને ટૂંકી વાર્તામાં વિશેષે કરીને એક જ પાત્ર, એક જ પ્રસંગ, એક જ બનાવ, એક જ મનોવૃત્તિનું આલેખન હોય તો તે વધારે બલવાન્ થઈ શકે છે. છતાં ટૂંકી વાર્તાનું તે સ્વરૂપ, સાધારણ રીતે, પાશ્ચાત્ય પ્રદેશો જ્યાં તેનો જન્મ છે, ત્યાં પણ રહ્યું નથી. ફ્રાન્સ અને રૂશિયાની ઘણી નાની વાર્તાઓમાં એક કરતાં વધારે પ્રસંગ અને પાત્ર હોય છે છતાં તેને ટૂંકી વાર્તા કહેવામાં આવે છે. ઈંગ્લાંડ પણ હાલ, ઘણી રીતે આ બાબતમાં ફ્રાન્સનું અનુકરણ કરે છે. બંગાળી ભાષામાં પણ તે બન્નેનું અનુસરણ છે અને આપણું આ દિશાનું સાહિત્ય પણ તે સર્વેની નકલ છે એટલે આપણામાં એ બન્ને પદ્ધતિના મિશ્રણનો સ્વીકાર થયો છે.

ટૂંકી વાર્તા અને નવલકથામાં કેટલુંક મળતાપણું એવું છે કે ઉપર જણાવેલા તેમ બીજા, તે બન્ને વચ્ચેના ભેદ, સમજવાની જરૂર છે. નવલકથાકાર વિગતમાં ઉતરે છે ત્યારે ટૂંકી વાર્તાના લેખનનો ઉદ્દેશ માત્ર સૂચનાત્મક હોય છે. પસંદગી કરવી, કેટલુંક બાદ કરવું, કેટલુંક ટૂંકું કરવું એ ટૂંકી વાર્તાના લેખનને માટે ઘણું અગત્યનું છે. વિદેહ નારાયણ હેમચન્દ્રે જણાવ્યું છે તેમ અંગ્રેજી સોનેટ અને મહાકાવ્ય એ બન્નેમાં જે ખૂબી છે છતાં તેમાં જે ફેર છે તે ખૂબી તથા ભેદ નાની વાર્તા અને નવલકથામાં છે. નવલકથામાં વર્ણન, વિચાર, આદિ વિસ્તારથી દર્શાવવામાં આવ્યાં હોય છે, ત્યારે ટૂંકી વાર્તામાં કોઈ પણ વસ્તુની અનેકતા આવી શકતી નથી. સુન્દર, સુન્દર વૃત્તાન્ત અને પ્રસંગ, વિચાર અને ભાવની પસંદગી કરવી, ટૂંકામાં તેનું પ્રદર્શન કરવું એમાં ટૂંકી વાર્તાની ખૂબી રહેલી છે. પસંદગી અને ઔચિત્ય એ ટૂંકી વાર્તાનાં લક્ષણ છે. નવલકથામાં કેટલુંક નકામું પણ દાખલ થઈ શકે છે. ટૂંકી વાર્તામાં ઉપયોગિતા, પસંદગી અને ઔચિત્ય પ્રત્યે વધારે લક્ષ આપવું પડે છે; તેથી જ ટૂંકી વાર્તાનું લેખન મુશ્કેલ ગણાય છે.

(અપૂર્ણ.)

ડાહ્યાભાઇ લક્ષ્મણજી (બન્ધુસમાજ.)

# આયોનિક ફાર્મસી

માં

## બનતી ઉપયોગી સાધારણ દવાઓ

શીવર ડ્રોપ્સ—જ્વરબિન્દુ દરેક જાતના તાવ ઉપર લાગુ પડે છે. ઘણીજ સસ્તી અને અસરકારક દવા છે રૂ ૦—૪—૦

જર્મીસાઇડ—જંતુવિષનાશક. ચેપી કે રોગી જંતુના વિષને કાપી નાખે છે

બ્લડ પ્યુરિફાઇંગ સોલ્યુશન—રક્તશોધક, લોહી વિકાર ઉપર ઘણીજ ચમત્કારક દવા

લીવર સોલ્યુશન—ઝાડાની કબજીઆત વગેરે દૂર કરે છે પેટ સાફ આણે છે. અને ભૂખ લાગે છે.

એન્ટિસેપ્ટિક મલમ—ચામડીના દરેક રોગ ઉપર રહેતું અટકાવો. જલદી રૂઝ આણે છે,

એ ઉપરાંત દરાજનો મલમ, ખોડાનો મલમ, કોલેરા પ્લેગ વગેરે સારણી જાતની અકસીર દવાઓ બનાવવામાં આવે છે

વધુ ખબર માટે તથા નમુના માટે લખો—

(પ્રો. ગજ્જરની) આયોનિક ફાર્મસી
ગીરગામ—મુંબઇ

---

## કેટલાંક ઉત્તમ પુસ્તકો.

ખુદાવક્ષી—કર્તા મી. છ. ના. મેથી આ પુસ્તક એક હિંદુ સંસારી વાર્તા છે. પ્રેમ અને નીતિના તત્વોને અચ્છી રીતે ગુંથેલ છે નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ ઇનામ તથા લા૦બ્રેરીઓ માટે મંજુર કરેલ છે કપડાની શોભીતી બાંધણી સાથે કી રૂ. ૧-૧૨-૦

વેર મુદ્રિકા—આ હિંદુ સંસારી વાર્તા "દાંડ રાસ"માં છપાવી પ્રસિદ્ધ કરેલ છે, તેમાં હીરાગૌરીનું અખંડ પ્રેમ તેમજ પુરંદરનું પતિવ્રત તેમજ "કર્મગતિની ગહનતા" ના ચિતારો છે કપડાની બાંધણી કીંમત રૂ ૦—૭—૦

દુશમન દોસ્ત—આમાં હારેલો મુસલમાનો ગોઠીયો, પારસી સંસારી અતી રસીલી વાર્તા. પહેલી આવૃતિ ખલાસ થતા હાલમાં બીજી પ્રસિદ્ધ કરેલ છે. કપડાની બાંધણી ગેલેરી નામો કી. રૂ. ૧-૮-૦

આ શિવાય અમારે ત્યાં તમામ પુસ્તકો મળી શકે છે સૂચીપત્ર મંગાવતા મોકલી આપીશું

લક્ષ્મીદાસની કું.
પારસીબજાર કોટ, મુંબઇ

## આતંક નિગ્રહ ગોળીઓ

ચાલુ જમાનાની તાકાત આપનારી તમામ ઔષધિયોમાં

## અગ્રેસર છે.

આ ગોળીઓ.—

( ૧ ) પાચન શક્તિની વિક્રિયાને દૂર કરે છે
( ૨ ) નબળાં પડતાં ગ્યાન તંતુઓને પુષ્ટિ આપે છે.
( ૩ ) ઘટતી જતી સ્મરણ શક્તિને સતેજ કરે છે.
( ૪ ) લોહીને સુધારી ઉમદા બનાવે છે
( ૫ ) તાકાત વધારે છે
( ૬ ) મર્મસ્થાનોની શક્તિને ઉત્તેજિત કરે છે.
( ૭ ) સ્વપ્નમાં થતા ધાતુ પાતને અટકાવે
( ૮ ) ગયલા પુરૂષત્વને પાછું બક્ષે છે

૩૨ ગોળીની ડબી એકનો રૂ. ૧

**વૈદ્ય શાસ્ત્રી.**
મણિશંકર ગોવિંદજી,
જામનગર—કાઠિવાડ

---

સઘળી જાતના નૈતિક અને શારીરિક ભયમાંથી મુક્ત રહેવા માટે

મેહેરબાની કરી "કામ શાસ્ત્ર"

અમારૂં પુસ્તક વાંચો

તે આરોગ્ય, દોલત અને આબાદીનો ઉત્તમ માર્ગ દેખાડનારૂં છે

૪૨ આવૃત્તિઓમાં બહાર પડી આજ સુધીમા તેની

લગભગ લાખ પ્રતો **મફત** વહેંચાઇ ચુકી

તે પુસ્તક.

ઇંગ્રેજી, મરાઠી, ગુજરાતી, હિન્દી, ઉર્દુ, ઉર્દુ (ગુજરાતી લિપિમાં), બંગાલી અને તામિલ ભાષામાં તૈયાર છે. તેલુગુ ભાષામાં છપાય છે

વિના મૂલ્ય,

ટપાલ ખર્ચ પણ લીધા વગર, મોકલવામાં આવે છે.

**વૈદ્ય શાસ્ત્રી**
મણિશંકર ગોવીંદજી
જામનગર—કાઠિયાવાડ

( હરિગીત. )

ઊઠ્યાં હમે સહસા અને ત્યાં દોડધામ થઈ બહુ,
કર્તવ્ય આટોપ્યાં અને વસનો ધર્યાં અંગે સહુ,
" વિરલ વિરલા " તારલા તે કોઈ ને ત્યાં સાંભર્યા.§
ને ગાડીઓની રાહ જોતાં આમ તેમ ફર્યાં હર્યાં. ૩

( હરિણી. )

જગત પરનું અન્ધારૂં તે ધીરે ખસતું હતું,
જીવન નવલું તેમાં કાંઈ પ્રવેશ થતું હતું;
કઈ કઈ જનો ખોંખારીને વિનિદ્ર થતા હતા,
કઈ કઈ ધ્વનિ રસ્તે જાતા જનો કરતા હતા. ૪

( અનુષ્ટુભ્. )

વાહનો આવી પ્હોંચ્યાં ને ધર્મશાળા ત્યજી હમે,
જોયું અનુભવ્યું જે જે તે બધું ચિત્તમાં ભમે. ૫

( હરિગીત. )

અગ્નિરથવિશ્રામસ્થાને ત્વરિત ગતિથી આવિયા,
અન્દર ગયા, બેઠા, અને વિધ વિધ વિચારો લાવિયા;
શું જોયું ? ને શું જોઈશું ? તે સ્મરણમાં આણ્યું બહુ,
ઓ! અગ્નિરથ આવ્યો! જઈ બેઠાં તરત તેમાં સહુ. ૬

( મન્દાક્રાન્તા. )

આહા! કે'વો કલકલ મહા સર્વવ્યાપી થયો છે!
કે'વો મ્હોટો વિવિધ જનનો સંઘ ભેળો થયો છે!
દોડે કે'વાં યુવક, યુવતિ, વૃદ્ધ, ને બાળ ન્હાનાં!
સ્વેદે ભીનાં અવયવ બધાં, કોઈ હાંફે બિચારાં! ૭

§ આકાશનો તે સમયનો દેખાવ જોઇને ' વિરલ વિરલા ' એ શબ્દથી શરૂ થતો સંસ્કૃત શ્લોક સાંભર્યો.

કોઈ ભેળાં નિજ કર રહો તેજ સામાન શોધે,
અહિંમાંહે કુપિત થઈને કો ભુંડા બોલ બોલે;
અજ્ઞાનીને અધિકૃત જનોx લોભ રાખી સતાવે,
તેતે ભૂંડા પજવી પજવી આમ પૈસા કઢાવે. ૮

( અનુષ્ટુભ્. )

સીટી વાગી અને ગાડી, ત્યાં થકી ચાલતી થઈ,
કોલાહલ વિરામ્યો ને શાન્તિ પાછી થઈ રહી. ૯

x x x

રાત્રી થઇ હતી પૂરી, અજવાળું થયું હતું,
સ્થાવરો જંગમો કેરૂં, જડત્વ તે ગયુ હતું. ૧૦

( મન્દાક્રાન્તા

બે પાસે થી તરુ વિટપની હારની હાર આવે!
લીલાં ક્ષેત્રો, પવન મધુરો, ચિત્તમાં હર્ષ લાવે;
સ્થાને સ્થાને સરવર રુડાં ચક્ષુને ઠારનારાં,
આકાશેથી વિરલ સરતાં બિન્દુ સ્વીકારનારાં. ૧૧

એ બિન્દુથી પરિમલ મીઠો પૃથ્વીમાંથી ઉડે છે,
રાતી માટી પર ટપકતું વારિ શો હર્ષ દે છે!
એ લીલાને સ્થિર નયનથી દૂરથી જોઈ રૂહે છે,
પેલા ઉંચા ગિરિવર મહા! શું સમાધિસ્થ એ છે? ૧૨

સોપારીનાં તરુ, ફળ, અને રમ્ય મેદાન કે'વાં!
ને બીચારા અભણ કુબડા શામળા લોક કે'વા!
બોલી બોલે અટપટી અને દૂરના દૂર ન્હાસે,
અંજાણ્યાંને નિરખી ઉરમાં વ્યર્થ તે અત્ર ત્રાસે. ૧૩

જોતાં લીલા કુદરત તણી હર્ષ હૈયે ન માય,
'રે! આ મ્હારી પ્રિય! પ્રિય ભૂમિ!' એમ વાણી વદાય;
આ પૃથ્વીમાં જડ હૃદયનો કોણ એવો હશે જે,
આવું જોતાં નિજ હૃદયમાં ગર્વથી ના ફુલાશે? ૧૪

મ્હારી ભૂમિ રસકસવતી તે કૃપા ઈશ! ત્હારી,
દીધી એને અતુલ સુખની સર્વ સામગ્રી સારી!

x સ્ટેશન પરનાં માણસો.

તે જોવાનો સમય નિરખી હર્ષ વ્યાપેલ કેવો!
જોયાનોયે વિમલ મધુરો હર્ષ હોશે ન એવો! ૨૨

(અનુષ્ટુભ્.)

દૂરનાં ગોપુરો દેખી શોક સર્વ દુખી ગયો,
ચિત્તભાર થયો ખાલી, હર્ષ ત્યાં ઉછળી રહ્યો. ૨૩

(મન્દાક્રાન્તા)

દેખી તેને હૃદયતિમિરો સર્વ વેરાઈ ચાલ્યાં,
ને આનન્દે વદનપર ત્યાં હાસ્ય મીઠાં છવાયાં;
દૃષ્ટિ કેવી કુતુહલ ભરી આમ ને તેમ વ્હેતી!
ઉંચાં ઉંચાં શિખર નિરખી ભક્તિની રેલ રેલી. ૨૪

(અનુષ્ટુભ્)

સ્ટેશને વિપ્રનાં ટોળાં આસપાસ ફરી વળ્યાં,
સાથે ખેંચી જવા માટે કોલાહલ કરી રહ્યા. ૨૫

(હરિગીત.)

શિવકાંચીનું સ્થળ સમીપમાં છે એ વચન સુણવા થકી,
શિવભક્તિ યાત્રાળુ જનોનાં હૃદયમાં વસવા થકી;
શિવકાંચીના તે વિપ્રમાં સૌજન્ય નિરખવા થકી,
તેને કરીને ગેર ચાલ્યા, કલકલાણ સહુ ત્યજી. ૨૬

(અનુષ્ટુભ્)

ધર્મશાળા હતી ન્હાની દૂર તે રમ્ય ગામની,
પેઠા, ત્યાં જોઈ કો બાઈ, હતી દ્રાવિડ જાતની. ૨૭
કોલહલ કીધો તેણે, શાન્ત ના રહવા દીધા,
ધમપછાડ મચાવીને ક્રુદ્ધ ત્યાં સર્વને કીધા. ૨૮

(હરિગીત.)

વચન કડવાં મુખ થકી તેં બાઈ જે ઉચ્ચારતી;
તે તેજ સમજે એમ, તોયે વ્હેણુ એ નવ ખાળતી;
"આમ કરશો ના તમે," ને "આમ પણ જાશો નહીં,"
એવું કંઇ કે'તી હતી, અભિનય વડે સમજ્યા તહીં. ૨૯

(અનુષ્ટુભ્.)

જોયું કે બાઈ છે ભૂંડી, લેખવી ન પછી જરી;
થાકી, હારી, થઈ શાન્ત, પછી નમ્ર થઈ ઘણી. ૩૦

( હરિગીત. )

બીજે દિવસ ઊગ્યો, અને ત્યાં અનિલ મીઠો ફરફર્યો,
ને પૂર્વમાં શો ગોળ પેલો તેજરાશિ ઝળહળ્યો!
ઊઠ્યાં હમે, જાગ્રત થયાં ને શિથિલતાને પરહરી,
સરવર કિનારે સ્નાન કરવા ગયાં શ્રી હરિને સ્મરી. ૩૧

( મન્દાક્રાન્તા. )

આવ્યું પેલું સુખકર રુડું શીતળું સર્વતીર્થ,
દીઠું તેનું વિમલ ઉજળું વારિ ને, 'કાર્ય સિદ્ધ;'
દીધું એવો હૃદય મહિં ત્યાં પૂર્ણ સન્તોષ વ્યાપ્યો,
ન્હાતાં પ્હેલાં સરવર જળે સૂર્યને અર્ઘ્ય આપ્યો. ૩૨

( અનુષ્ટુભ્. )

"અશ્વવિક્રય"ને બીજાં પાપથી મુક્ત ત્યાં થયાં,×
દંપતી સાથ બેસીને સ્નાન કર્મ કરી રહ્યાં. ૩૩

( હરિગીત. )

વસ્ત્ર, ફળ, ને દક્ષિણા ત્યાં વિપ્રને અર્પણ કર્યાં,
સહુ સંગ દર્શન કાજ પણ ઊમંગ સાથે નીકળ્યાં;
અંદર જઈ સરવર રૂપાળાં, દેવ પણ દીઠા ઘણા,
શ્રી કાર્તિકેય સ્વામી કેરાં ભક્તિથી દર્શન કર્યાં. ૩૪

( અનુષ્ટુભ્. )

અગ્નેશ્વર પછી જોયા, વાલુકામય તે હતા;
ગૌરી શંકર તે તેની પાર્શ્વમાં શા વિરાજતાં! ૩૫

( શિખરિણી. )

હતું આંબા કેરૂં તરુવર+ ઘણું ત્યાં સમીપમાં,
ફળો કિન્તુ તેને વિવિધ રસનાં ત્યાં નવ હતાં;
સુણ્યા એના રૂડા અજબ ગુણ ને વિસ્મિત થયા,
ફરી પાછાં પ્રેમે અમર પ્રભુનાં દર્શન કર્યાં. ૩૬

---

× સ્નાન સંકલ્પમાં અશ્વવિક્રયનું પાપ પણ ગણાવવામાં આવે છે.

+ એમ કહેવાય છે કે અમ્રેશ્વરનું લિંગ ચાર વેદ રૂપી આંબાના ઝાડની નીચેથી પ્રકટ થયું છે અને એ આંબાને ચાર જ ડેરીઓ થાય છે. તે દરેકનો રસ જુદો જુદો સ્વાદ આપે છે.

( અનુષ્ટુભ્ )

**કામાક્ષી** મંદિરે ત્યાંથી દર્શનાર્થે ગયાં હમે,
ભક્તિપૂર્ણ ભલાં દૈયાં ભાવથી ચરણે નમે. ૩૭

( હરિગીત. )

આ સર્વ કરતાં ભવ્ય ત્રીજે મંદિરે ચાલ્યાં હમે,
**વામન** સ્વરૂપી દેવનાં દર્શન સદા મનમાં રમે!
"અચળ" ને "ચળ" મૂર્તિ પણ સર્વત્ર તેવી ત્યાં હતી,
**બલિરાય**ને સંહારનારી આકૃતિ ઊંચી હતી. ૩૮

( અનુષ્ટુભ્ )

બલિને ચાંપનારી એ મૂર્તિ સ્યામલ ભવ્ય શી!
અન્ધારામાં છુપાઈ તે દીપકે જ પ્રકાશતી. ૩૯

( શિખરિણી )

પછી ત્યાંથી ચાલ્યાં **શિવપુર** તજી **વિષ્ણુપુર**માં,
ગયાં **કૈલાસે**થી અતિ વિમલ **વૈકુંઠ** સ્થળમાં;
ધ્વજસ્તંભો જોયા, સરવર નિહાળ્યા ફરી હમે-
**પ્રભુ** જોવા કાજે જનહૃદય શા તત્પર બને! ૪૦

( હરિગીત. )

ઊંચી સીડી પરથી ચ્હડયાં, અસન્ત અન્ધારૂં હતું,
પવન સૂર્યપ્રકાશ માટે લેશ નવ બારૂં હતું;
અન્ધાર કારાગૃહ મહિં **પ્રભુ**ના **પ્રભુ** પૂર્યા હતા!
**શ્રી વરદરાજ ચતુર્ભુજા** ગૃહદ્વાર દેવાયાં હતાં! ૪૧

( અનુષ્ટુભ્ )

વિપ્રોએ તાળું ખોલ્યું ને, ફરમાવ્યું "જુઓ હમે,"
નિરક્ષર જનો કેરી મૂર્ખતા ન શમે કયમે. ૪૨
" વિપ્ર સન્તોષજો! તેણે પ્રભુ સન્તુષ્ટ થાય છે!"
એજ 'બ્રાહ્મણ' પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરાય છે!!! ૪૩

( શિખરિણી )

પછી **લક્ષ્મીજી**ને નમન કરવા ઉત્સુક થયાં,
વળી બીજે સ્થાને શ્રમિત થયલાં ઊપર ચ્હડયાં;
હતાં **તેયે** છૂપ્યાં તિમિરમય સ્થાને દૂર ઘણાં,
નમ્યાં ભાવે-તોયે ઉર ઉકળતાં તે નવ શમ્યાં! ૪૪

( અનુષ્ટુભ્. )

વાહનો, **મંડપો** જોયાં, દેવ દેવી દીઠાં ઘણાં,
ક્ષણુ વાર ઉભાં ત્યાં ને સર્વ પાછાં પછી વળ્યાં. ૪૫

શ્રમથી, કે ક્ષુધાથી, કે ક્રોધથી, વિપ્ર—લોભથી;
કંટાળીને મુંગાં મુંગાં ગતિ ગૃહ પ્રતિ કરી. ૪૬

વિચરે સંઘ જે સાથે સંતપ્ત થયલો હતો!
વિચરે નભમાં સૂર્ય તેય તપ્ત હતો મહા! ૪૭

× × ×

( મન્દાક્રાન્તા. )

ધીમે ધીમે હૃદય પરના સર્વ સન્તાપ નાઠા,
ધીમે ધીમે સ્મરણ મધુરાં સર્વ તાજાં થયાં ત્યાં;
આકાશેયે રવિકિરણની ઉગ્રતા તે શમી'તી,
પક્ષીમાલા નભ પર રૂડી હર્ષથી ઉડતી'તી. ૪૮

( હરિગીત. )

સન્ધ્યા સમે સૌ સાથ પાછાં દર્શનાર્થ ગયાં હમે,
ફરી એક વેળા અમર ઈશ્વરમાં હૃદયવૃત્તિ ભમે;
અત્યન્ત અજવાળું હતું, ત્યાં વેદપાઠ થતા હતા,
કંઈ વિરલ ભાવ મનુષ્યનાં અન્તર વિષે ઉઠતા હતા. ૪૯

( મન્દાક્રાન્તા. )

ઘંટા કેરા ઘણણઘણ શા ઘોષ ગાજી રહ્યા'તા!
ભક્તો કે'વા ભજન કરતા ભાન ભૂલી ગયા'તા!
દીવા મ્હોટા ઝગમગ, થતા જ્યોત આપી રહ્યા'તા!
ગન્ધોવાળા મધુર અનિલો મન્દ વ્યાપી રહ્યા'તા! ૫૦

પૂજારીઓ કપુર લઇને આરતિઓ ઉતારે,
વિપ્રો કાળા નમન કરીને વેદમંત્રો ઉચ્ચારે;
નીચી વર્ણો નરમ બનીને વેગળેથી જુવે છે,
આંખો મીંચી સ્તવન કરતાં ઈશને તે ભજે છે. ૫૧

× × ×

આવું આવું નિરખી નિરખી તાપ સર્વે શમે છે,
ને સન્માર્ગે વિમલ મધુરી ચિત્તવૃત્તિ રમે છે;
આવું જોતાં જડ હૃદય જે પીગળે ના લગારે,
તે પાપીને ૪૨ ફટ હજો મૂર્ખને વાર વારે! ૫૨

( અનુષ્ટુભ્. )

બુદ્ધિમાન ભલે હોજો! નીતિમાન તમે થજો!
નમ્ર કોમળ હૈયામાં શ્રદ્ધા—ભક્તિ સદા હજો! ૫૩

મોહનલાલ પાર્વતીશંકર દવે

# ઉષાનો અનિરૂદ્ધ પ્રતિ સંદેશો.

( હરિગીત. )

નિંદાય વારે વાર બહુ એ ( પ્રેમ ) એક જ શબ્દ તે,
ને તેથી મ્હારે નિંદવા બાકી રહે નહિં એ ખરે;
ને એક ( પ્રીતિ ) વૃત્તિ મિથ્યા બહુ અવજ્ઞા પામી છે,
તેથી ન રહી કરવા અવજ્ઞા યોગ્ય તે ત્હારે હવે. ૧

( શાર્દૂલ. )

આશા એક ( પ્રીતિ તણી ) બહુ સમે ભીતિરૂપે છે થઈ,
થાવા શાન્ત વિવેકબુદ્ધિ થકી તે શક્તિ ધરાવે નહીં;
ને હું તો વળી ચાહું છું પ્રિય ! બહુ એ સર્વ વસ્તુ થકી,
ત્હારી પૂર્ણ દયા હુ ઇચ્છું વધતી ઇચ્છા ન બીજી કશી. ૨

( અનુષ્ટુપ્ )

પ્રેમ, આશા, મનોવૃત્તિ એ કશુ નવ હુ ગણુ:
માત્ર ત્હારી દયા સારૂ હું ત્હને પ્રિય ! વીનવુ. ૩

( હરિગીત. )

પ્રિય ! આપી નહિં શકું હું ત્હને જન જે કહે છે પ્રેમ તે,
પણ શું સ્વીકારીશ તું નહીં હું અન્ય આપુ કાંઈ તે ?
હું ભક્તિ માચા હૃદયની અર્પું ત્હને જે દિવ્ય છે,
જે ઉચ્ચ ખેંચે ને પ્રભુ પણ જે કદી ન અનાદરે. ૪

( શાર્દૂલ )

જ્યોતિ માટ કરે સ્પૃહા શલભને, રાત્રી ચહે પ્રાતને,
તેવી આ મુજ શુદ્ધ ભક્તિ ખરી છે ઉંચી અભિલાષ એ;
આ શક્તિ મુજ તે અતિ વિમળ છે, છે તે બહુ ઉચ્ચ ને,
ને તે આપણુ શોકના જીવનની મર્યાદથી દૂર છે." ૫

( અનુષ્ટુપ્ )

"ચિત્રલેહા ! હવે જા તું પત્ર આ લઈ સંગને,
આપજે શોધીને મ્હારા નાથને અનિરુદ્ધને.—" ૬

સૌ. સુમતિ.

# આશ્વાસન.

( હરિગીત. )

જો જીવ કો સુખી કર્યો કદી સ્નેહમય સેવાથકી,
જો દીલ તાયું ડૂબતું કો દુઃખના દરિયામહીં;
જો ચિત્ત ઠાર્યું દાઝતું દાવાનળે દુનિયાતણા,
તો ના નકામો જીવ બાળીશ, જીવ્યું નહિ ત્હારૂં વૃથા.

" સર્વનું સારૂં કરૂં " એ વૃત્તિ ત્હારી ધન્ય છે,
કિન્તુ વિભુની દૃત્તિ તો દીસંત ભાઈ! અન્ય રે;
નહિ તો શું આપત ના વીરા! શક્તિ અનંત જ એ ત્હને?
શું સારૂં કરવામાં વળી કૈં શક્તિમર્યાદા ધરે?

માટે 'રહીને સર્વના હિતમાં જ તત્પર સર્વદા,
સત્કર્મ કરવાં જે બને તે'–એ જ છે કૃતકૃત્યતા;
તો ભાઈ! તું ઉરમાં કદી એવું કંઈ લાવીશ ના,
બનતું દીધું સુખ અન્યને તો જીવ્યું તે ના નહિ વૃથા.

મુંબાઈ–ગિરગામ,
તા. ૪–૧૧–૦૮
ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

# એલિસબ્રિજ પરથી જોયલી સાબરમતી.

( હરિગીત. )

આ રેતમાં સરિતા વહે છે, ધવલ નિર્મલ જલવતી;
" ભ્રમતી તે " આવે અહીં, લોકો કહે સાબરમતી.
નથી રવ મધુર તારો કંઈ, નથી વેગ કે ક્ષીણ તુજ વિષે:
નથી પક્ષિકોલાહલ કંઈ, તો પણ તું રમ્ય મને દીસે. ૧

નથી નાવ કે મ્હાલો અહીં, નથી વૃક્ષ સુંદર સમીપમાં;
એકાન્તની લીલા નથી, નથી શુષ્કતાની વળી સીમા.
નથી ઘાટનો સંભવ અહીં, નથી મંદિરો રૂડાં તટે:
નથી દિવ્ય પ્રકૃતિ, દિવ્ય રચના, પણ તું રમ્ય મને દીસે. ૨

તુજ રમ્યતા, તુજ મધુરતા, તુજ ચારૂતાનો હેતુ શો ?
હું શોધું શોધુ ને ફરૂં પુલ ઉપર રોજ વિચારતો.
તુજ ઉદકમાં લોકો વિવિધ આવી અહીં સ્નાનો કરે;
તે દીપવે શું ? નહિ નહિ, સંધ્યા સમે નહિ તે દીસે. ૩

કોવાર આહીરો અહીં, ઘેટાં ઘણાં આણે ખરે !
ને જળ મહીં બેંબાટ તે પ્રવાહ ગાંડીઓ કરે.
કોવાર ઉષ્ટ્રો કદરૂંપાંની હાર રૂડી જાય છે,
ને પટ વિષે જાણે મનોહર શૃંખલા બંધાય છે. ૪

કોવાર અશ્વો ન્હાય છે, કોવાર સંતો ગાય છે,
કોવાર જલક્રીડા દીસે, ને વસ્ત્રધોનારા દીસે.
પણ હીમકારા, જલક્રીડા કે, ગાયનો સંતો તણાં;
આમ, ઉષ્ટ નથી સહુ, આનંદ, ઘેટાં, આપનાં. ૫

ઓ નદસખે ! આનંદનું હું એક કારણ નીરખું;
તુજ ભ્રમણ મધુરાં જોઇને, આનંદું ને આલ્હાદું હું.
એક વેળા આ તટે તો, અન્ય વેળા તે તટે;—
કુટિલતા તુજ, મલિનતા વિણ, માનુંપીથી શુદ્ધ છે. ૬

આ વેળ હું આવી અને જ્યાં નીરખું તુજને સખે !
તો પુલ તળે લજ્જા થકી, તું મુખ મનોહર છુપવે.
આ નગરની યુવતી સહુ, ઘુમટો કરી નામે ખરે !
તે નિયમ કુદરતને રૂચ્યો, જોઇ મનોભ્રમ ઉપજે. ૭

× × ×

(અનુષ્ટુપ્.)

રમ્યતા નદીની દીસે, નાતિસુદર સ્થાનમાં;
માનું સૌંદર્યના હેતુ, કલ્પનામય, સૃષ્ટિમાં ૮

તા. ૧-૫-૦૯
પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કૉલેજ.
અમદાવાદ.
અતિસુખશંકર કમળાશંકર, ત્રિવેદી

## આશ્વાસન.

( હરિગીત. )

જો જીવ કો સુખી કર્યો કદી સ્નેહમય સેવાથકી,
જો દીલ તારૂં રૂખતું કો દુઃખના દરિયામહીં;
જો ચિત્ત દાઝ્યું દાઝતું દાવાનળે દુનિયાતણા,
તો ના નકામો જીવ બાળીશ, જીવ્યું નહિ લ્હારૂં વૃથા.

" સર્વનું સારૂં કરૂં " એ વૃત્તિ લ્હારી ધન્ય છે,
કિન્તુ વિભુની દૃષ્ટિ તો દીસંત ભાઈ! અન્ય રે;
નહિ તો શું આપત ના વીરા! શક્તિ અનંત જ એ લ્હને ?
શું સારૂં કરવામાં વળી કે શક્તિમર્યાદા ધરે ?

માટે ' રહીને સર્વના હિતમાં જ તત્પર સર્વદા,
સત્કર્મ કરવાં જે બને તે '—એ જ છે કૃતકૃત્યતા;
તો ભાઈ! તું ઉરમાં કદી એવું કંઈ લાવીશ ના,
બનતું દીધું સુખ અન્યને તો જીવ્યું તે ના નહિ વૃથા.

મુંબાઈ–ગિરગામ,
તા. ૪–૧૧–૦૮

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

## એલિસબ્રિજજ પરથી જોયલી સાબરમતી.

( હરિગીત. )

આ રેતમાં સરિતા વહે છે, ધવલ નિર્મલ જલવતી;
" ભ્રમતી તે " આવે અહીં, લોકો કહે સાબરમતી.
નથી રવ મધુર તારો કંઈ, નથી વેગ કે ફીણ તુજ વિષે:
નથી પક્ષિકોલાહલ કંઈ, તો પણ તું રમ્ય મને દીસે. ૧

નથી નાવ કે વ્હાણો અહીં, નથી વૃક્ષ સુંદર સમીપમાં;
એકાન્તની લીલા નથી, નથી શુષ્કતાની વર્ણા સીમા.
નથી ઘાટનો સંભવ અહીં, નથી મંદિરો રૂડાં તટે:
નથી દિવ્ય પ્રકૃતિ, દિવ્ય રમ્યતા, પણ તું રમ્ય મને દીસે. ૨

તુજ રમ્યતા, તુજ મધુરતા, તુજ ચારૂતાનો હેતુ શો?
હું શોધું ગોધું ને ફરૂ પુલ ઉપર એજ વિચારતો.
તુજ ઉદકમાં લોકો વિવિધ આવી અહીં સ્નાનો કરે;
તે દીપવે શું? નહિ નહિ, સંધ્યા સમે નહિ તે દીને ૩

કોવાર આહીરો અહીં, ઘેટા ઘણા આણે ખરે!
ને જળ મહીં એંબાટ તે પ્રવાહ ગાડીઓ કરે.
કોવાર ઉષ્ટ્રો ટદરૅપાંની હાર રૂડી જાય છે,
ને પટ વિષે જાણે મનોહર શૃંખલા બંધાય છે ૪

કોવાર અશ્વો ન્હાય છે, કોવાર સતો ગાય છે,
કોવાર જલક્રીડા દીસે, ને વસ્ત્રધોનારા દીસે
પણ હીમકાન, જનક્રીણ કે, ગાયનો સંતો તણા,
અશ્વ, ઉષ્ટ્ર નથી સહુ, આનંદ, ઘેટા, આપતા. ૫

ઓ નદસખે! આનંદનું હું એક કારણ નીરખું.
તુજ ભ્રમણ મધુરા જોઇને, આનંદું ને આહ્લાદું હું
એક વેળા આ તટે તો, અન્ય વેળા તે તટે,—
કુટિલતા તુજ, મલિનતા વિણુ માનુષીથી શુદ્ધ છે. ૬

આ વેળ હું આવી અને જ્યાં નીરખું તુજને સખે!
તો પુલ તળે લજ્જા થકી, તું મુખ મનોહર છુપવે
આ નગરની યુવતી સહુ, ઘુમટો કરી નાસે ખરે!
તે નિયમ કુદરતને રૂચ્યો, જેહ મનોરમ ઉપજે. ૭

× × ×

(અનુષ્ટુપ)

રમ્યતા નદીની દીસે, નાતિસુંદર સ્થાનમાં,
માનું સૌંદર્યના હેતુ, કલ્પનામય, નહિમા ૮

તા ૧-૫-૦૮
પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કૉલેજ.
અમદાવાદ.
} અતિસુખશંકર કમળાશંકર, ત્રિવેદી

# મેવાડના રાણાઓ અને ગુજરાતના નાગરો. ચર્ચાપત્ર. ૧.

## રા. રા. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકર એમ. એ.

મુ. પુના.

વિ. જે "મેવાડના રાણાઓ અને ગુજરાતના નાગરો", એ મથાળાના આપના લેખનું ગુજરાતી ભાષાંતર "વસંત" નામના માસિકના કાર્તિક માસના અંકમાં આવેલું છે. જો કે સદરહુ માસિકના તંત્રી સાહેબ ફુટનોટમાં લખે છે કે "આ લેખ ગુજરાતી સાહિત્ય પરિષદ માટે મોકલવામાં આવ્યો હતો પરંતુ મોડો થવાથી લેવામાં આવ્યો નહોતો અને એક સુહૃદ્‌જનની સૂચનાથી છાપવામાં આવેલ છે" *પરંતુ તપાસ કરતાં એમ જાણવામાં આવ્યું કે પરિષદની સબ કમિટીમાં આ લેખ માટે પુષ્કળ વાદવિવાદ થયો હતો અને 'મિત્ર' શબ્દના આપે કરેલા અર્થ બાબત વાંધો ઉઠાવવામાં આવ્યાથી એમ નિશ્ચય કરવામાં આવ્યો હતો કે આ લેખ પરિષદમાં વાંચવો નહીં તેમ જ પરિષદના રીપોર્ટમાં છાપવો નહીં પરંતુ તેને વાંચેલા તરીકે ગણી ફાઈલમાં દાખલ રાખવો.

સદરહુ લેખના છેવટના ભાગમાં મિત્ર પદ જે આલીણાના વલભી તામ્રપત્રોમાં પુરૂષોના નામ સાથે લખવામાં આવેલ છે તે સંબંધી આપની જુદી જુદી કલ્પનાઓ તેમ જ તે મિત્ર પદ માટેનું આપનું નિરાકરણ વાસ્તવિક નથી એમ આધાર સહિત બતાવવા તેમજ આપને આવા ઉપયોગી વિષય ઉપર કેટલીક અગત્યની તેમ જ યથાર્થ હકીકતથી વાકેફ કરવાના ઈરાદાથી નીચેની બાબત આપ સમક્ષ મુકવા રજા લઉં છઉં.

મિત્ર એ પદ, નાગરો નાગર નામથી ઓળખાવા લાગ્યા તે સમય (એટલે કે સં. ૧૨૦૮) પહેલાંનું, તેઓનું જ્ઞાતિવાચક (Tribal name) પદ નથી, પણ સદરહુ નાગર જ્ઞાતિ માંહેલા અમુક જથ્થા વાચક પદ છે. એટલે કે 'નાગર' એ મુખ્ય જાતિ (Genus) નો મિત્ર એ પેટા વિભાગ (species) છે.

નાગરોમાં તેવા કુલ ૧૩ જથ્થાઓ છે અને તે જથ્થાને 'શર્મ' એવું નામ આપવામાં આવેલ છે. પ્રવરાધ્યાય નામના જુના હસ્ત લિખિત પુસ્તકમાં તે ૧૩ શર્મો શ્લોકબદ્ધ ગણાવ્યાં છે.

१ २ ३ ४ ५ ६ ७
दत्तगुप्तौ नंदघोषौ शर्मदासौ च वर्म च ॥
८ ९ १० ११ १२ १३
नागदत्त त्रातभूतौ मित्रदेवौ भवस्तथा ॥

---

* ઉપરના શબ્દો, અમારી ફુટ નોટનું અક્ષરશઃ અવતરણ નથી. એ લેખ પ્રસિદ્ધ કરવા મોકલનાર મિત્રે 'પ્રસિદ્ધ કરવા' નો જે હેતુ અમને જણાવ્યો હતો તે અમે ફુટનોટમાં મૂક્યો હતો—તે એ કે 'આ નિબન્ધ પરિષદના ઉપયોગ માટે બહુ મોડો મળેલો હોવાથી.' વસ્તુસ્થિતિ જે હોય તે ખરી. આ અતિ ગંભીર અને રસિક મહત્ત્વના પ્રશ્નની ચર્ચામાં, ઉક્ત લેખનો પરિષદમાં સ્વીકાર થયો હતો કે નહિ એ બહુ ગૌણ બાબત છે. તેથી એ ચર્ચા અધિક લંબાવવામાં ફળ નથી. તન્ત્રી.

અમુક ગોત્રવાળાઓનું અમુકજ શર્મ હોય છે તે દર્શાવનારૂ સવિસ્તર પત્રક આહી પ્રગટ થતા અમારી જ્ઞાતિના 'ત્રિમાસિક' નામના ચોપાનીયામા તેમ જ તેના વધારાના અંકમાં છપાયેલું છે જે આ સાથે આપને મોકલ્યું છે જે સ્વીકારી ઉપકૃત કરશો એવી આશા છે.

આ પત્રક અનુસાર 'મિત્ર શર્મ,' શાર્ક રાક્ષસ ગોત્ર અને ગાગ્યાયનસ (ગાગ્યાયન) ગોત્રવાળાઓનું જ હોય છે જેથી અણીલાના ત્રણે તામ્રપત્રમા શાર્ક રાક્ષસ ગોત્ર અને મિત્ર શર્મ એ બન્નેનો સંયોગ યથાસ્થિત છે.

હાલ જો કે અમુક ગોત્રવાળાઓ પોતાના જ શર્મ પદાન્ત જ નામ પાડે એ રીવાજ અમારામા બંધ પડી ગયો છે પણ અગાઉ એ નિયમ અનુસારજ નામ પડાતા મિત્ર સિવાય બીજાં શર્મ પદાન્ત નામના દાખલાઓ જુના લેખોમાથી મળી આવે છે જેમાના બે એટલે ત્રાત શર્માન્ત તેમ જ દત્ત શર્માન્ત નામવાળા બે લેખ નીચે ટાંકવામા આવ્યા છે

(૧) વલ્લભીના ભટાર્ક (સેનાપતિ)ના ત્રીજા દીકરા ધ્રુવસેન ૧ લાના—સં. ૨૨૧ ના તામ્રપત્રની પ્લેટ બીજીમા લખ્યુ છે કે

महाराज श्री ध्रुवसेनः कुशली: * * * * * * शमीहृदर ग्रामे * * * * बाव्यथ पर् आनन्दपुर वास्तव्य ब्राह्मण स्कंदत्रात गुहत्राताभ्या भारद्वाज गोत्राभ्या छंदोगसब्रह्मचारिभ्या मया माता पित्रोः पुण्याप्यानायात्मनश्चैहिकामुष्मिक * * * * * उदकातिसर्गेण ब्रह्मदेय मतिसृष्ट * * * * स. २२१ आश्वयुज ब. १.

આમાં લખેના ભારદ્વાજ ગોત્રના બે બ્રાહ્મણના નામ 'સ્કંદત્રાત' અને 'ગુહ ત્રાત' એ 'ત્રાત' શર્મ પદાન્ત છે શર્મના ઉપર આપેલા શ્લોકમા ૯ મે નંબરે ત્રાત શર્મ છે

(૨) તેમજ ભાવનગરના મહાલ મહુવા તાબે લુસડી (લૂષા) ગામમાથી મળેલું સં. ૩૫૨ નું શિલાદિત્ય ૨ જાના તામ્રપત્રની પ્લેટ બીજીમા નીચે મુજબ છે.

परम माहेश्वरः शीलादित्य' कुशली सर्व्वानेव समाज्ञापयत्य स्तु वस्संविदित यथा मया माता पित्रो पुण्याप्यायनाया आनंदपुर विनिर्गत वलभी वास्तव्य त्रैविद्य सामान्य गार्ग्यस गोत्र अध्वर्यु ब्राह्मण किक्ककपुत्र ब्राह्मण गोपदत्त द्वी....नाम... य सुराष्ट्रसु जोशंत्याशा स्थस्था लूषा ग्रामे क्षेत्रं * * * * उदकाति सर्गेण धर्मदायो तिसृष्टः * * * सं. ३५२ भाद्रपद शु. १. स्वहस्तोमम.

આમા ગોપદત્ત એ 'દત્ત' શર્મ પદાન્ત નામ છે અને તેનુ ગાર્ગ્યસ (ગાર્ગ્ય) ગોત્ર એ યથાસ્થિત છે આ ઉપરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે કેશવમિત્ર, નારાયણમિત્ર, અને

આખંડલમિત્ર એજ આખાં નામ છે. ચોથા તામ્રપત્રમાં કેશવ અને નારાયણની સાથે મિત્ર પદ નથી તેને માટે તો જેમ આપણે અત્યારે પણ અધુરાં નામ વાપરીયે છઇએ (હરીશંકરનું હરી પ્રતાપરાયનું પરતાપ ઇત્યાદિ) તેમ તે નારાયણ કેશવ પણ અધુરૂં નામ ગણવું જોઇએ.

શર્મ પદાન્ત નામ પાડવાનો રીવાજ જો કે હાલમાં અમારામાં બંધ પડી ગયો છે તો પણ હજુ શાસ્ત્રીય તેમ જ વેદોક્ત કર્મમાં ખુદ નામને છેડે શર્મ પદ લગાડીનેજ બોલવામાં આવે છે; દાખલા તરીકે કર્મના અંગમાં બ્રાહ્મણ વરણ વખ્તે યજમાન ઋત્વિક્ પ્રતિ બોલશે કે-

गोपालसगोत्रं त्रिप्रवरं ऋग्वेदान्तर्गत शांखायिनीशाखाध्यायिनं हरीशंकर नंदशर्माणं त्वामहं वृणे.

'मित्र' પદને આ અર્થમાં લીધા પછી તે માનાર્થે વપરાવા વિગેરેની આપની કલ્પનાનો અવકાશ રહેતો નથી તેમ જ વલ્લભી વંશના સ્થાપક ભટાર્ક સાથે લખાતા મૈત્રકાનામમાંથી મૈત્રક શબ્દ અને વલ્લભીના તામ્રપત્રમાંનો મિત્ર એ-બન્ને એક જ શબ્દનાં જુદાં જુદાં રૂપ છે અને તે બન્નેથી એક જ જાતિ સમજવાની છે એ કલ્પના અને સદરહુ કલ્પનાને આધારે વલ્લભી અને મેવાડના રાજકુળો તેમ જ ગુજરાતના નાગર જ્ઞાતિના બ્રાહ્મણો મૂળ મિત્ર-મૈત્રક નામની એક જ જાતિના હતા એવું આપે બાંધેલું અનુમાન યથાર્થ હોય એમ કોઈ પણ પ્રકારે સંભવતું નથી.

ઉપર દર્શાવેલું મિત્ર પદનું નિરાકરણ આપને સંતોષકારક ન જણાય તો તે બાબતનો આપનો મત જણાવવા કૃપા કરશો જેથી તે વિષયનાં ચોકસ નિશ્ચય ઉપર આવવાનાં અધિક સાધનો આપને ઘણી ખુશીથી મોકલી આપીશ. હાલ એ જ વિનંતિ.

| | |
|---|---|
| તા. ૨૯ જાનેવારી ૧૯૧૦ | હું છઉં આપનો ઇત્યાદિ, |
| વાર શનિ. | **આચાર્ય વલ્લભજી હરિદત્ત.** |
| રાજકોટ, | ક્યુરેટર વોટસન મ્યુઝીયમ. |

---

## મેવાડના રાણાઓ અને ગુજરાતના નાગરોઃ—ચર્ચાપત્ર. ૨.

સુરત, તા. ૨૮-૧-૧૦.

રા. રા. વિદ્વદ્વર્ય વસંતના તંત્રી.

આપના સુપ્રસિદ્ધ અને પ્રતિષ્ઠિત માસિકના "કાર્તિક"ના અંકમાં "મેવાડના રાણાઓ અને ગુજરાતના નાગરો" એ મથાળા વાળો રા. રા. દેવદત્ત રામકૃષ્ણ ભાણ્ડારકરનો લેખ મેં રસ લઈ વાંચ્યો.

એ લેખના સબંધમા હુ નીચે કેટલીક હકીકત દર્શાવવા રજા લઉ છુ; અને જો આપને એ હકીકતો રા. રા. ભાણ્ડારકરના લેખને વધુ પ્રકાશ આપનારી અથવા સહાયભૂત લાગે તો તેનો યથારુચિત ઉપયોગ કરશો

હું જાતે સુરતનો વડનગરો નાગર છુ મારૂં ગોત્ર બૈજવાપસ છે. મારા પ્રવર "આત્રેય, ગવિષ્ઠિર, પૌર્વતિથી છે આ કારણથી જ્યારે સદરહુ લેખમાં મેવાડના શિશોદ વંશના મૂળ પુરૂષ બપ્પ ઈયાને બાપા રાવળ જાતે નાગર બ્રાહ્મણ બૈજવાપસ ગોત્રના આનંદપુર વાસી હતા એ વાચ્યુ ત્યારે એ લેખ મને વિશેષ આકર્ષક લાગ્યો.

બૈજવાપસ ગોત્ર વિશે હું એટલુ જણાવવા માગું છુ કે એ ગોત્રના નાગરોનો ગૃહસ્થ વર્ગમા મોટો જથ્થો છે. તેમાં મુખ્ય ભાગ દેશાઈ ઉપનામથી ચાલ્યો આવેૢ છે અને તે જમીનદારો છે બીજો જથ્થો હોરા ઉપનામથી ઓળખાય છે અને એ ત્રીજું કુટુબ છે જેમા ન. ન. શ્રી રમણભાઈ મહીપતરામ નીલકંઠ પોતે છે હુ પોતે દેસાઈ કુટુમ્બનો છુ. મારા પૂર્વજો ઓરપાડના દેસાઈ એટલે સુરત ઇલાકાના ઓલપાડ તાલુકાના છેલ્લા પેશ્વાઈ અમલ સુધી Civil Criminal and Revenue" વહીવટ કરનાર અને પિંઢારા, બહારવટીઆ અને બીજા બખેડા ખોરોથી તાલુકાની રૈયતનુ રક્ષણ કરનાર તરીકે કામ કરતા હતા તેની સાથે તેઓ આગ્રહી શૈવ માર્ગના વેદશાસ્ત્ર અને સંસ્કૃત ભાષામા પ્રવીણ હતા એવું મારા પ્રપિતા મહના હસ્ત લિખીત કેટલાક લેખો મારી પાસે છે તે ઉપરથી જણાય છે રા ા૯ પેશવાઈ અમલ સુધી મારા પૂર્વજોમા તલવાર અને વેદશાસ્ત્રનું અધ્યયન બેહુ પ્રવર્ત્તમાન હતા રાજ્યચક્ર બદલાયુ તલવાર ગઈ અને મારા પિતા સુધી વેદશાસ્ત્રનું અધ્યયન મારા કુળમા રહ્યુ.

બૈજવાપસ ગોત્રનુ બીજુ એક નાગર કુટુબ વડોદરામા મજમુદાર ઉપનામથી ઓળખાય છે અને તે પણ જમીનદાર છે.

બૈજવાપસ ગોત્રના નાગરોનો ત્રીજો જથ્થો પ્રાચીન ચાપાનેરની થડમા આવેલા કાનોડ ગામમાં છે અને તે પણ દેશાઇઓ ઈયાને જમીનદારો છે

આ બધા બૈજવાપસ ગોત્રી નાગરો ઋગ્વેદીઓ છે અને બપ્પને યજુર્વેદી કહ્યા છે મારા આધીન મત પ્રમાણે પૂર્વકાળમાં આપણ સંસ્કારોને માટે વેદ અને શાખા કયા સ્વીકારવાં એ સંસ્કાર્ય અને સંસ્કર્ત્તાના અભિલાષ ઉપર વિશેષ આધાર રાખતાં હતા આનો એક દાખલો સુરતના નાગર ગૃહસ્થની જ્ઞાતીમા હજુ મોજુદ છે અમદાવાદમા ફર્સ્ટ ક્લાસ સબાર્ડિનેટ જડજનો હોદ્દો થોડા વખત આગમજ ભોગવનાર રા. ન. કૃષ્ણમુખરામ આત્મારામ-ભારદ્વાજ સગોત્રી છે એ ગોત્ર મૂળ યજુર્વેદનું છે પણ એમના આગળના કોઈ પૂર્વજે ઋગ્વેદ શાખાયની શાખાનું અધ્યયન સ્વીકારેલું હોવાથી અદ્યાપી પર્યંત એમનુ બ્હોળું કુટુબ ઋગ્વેદી છે અને હજુ ઋગ્વેદી સંસ્કારો લયા જાય છે

એ જ પ્રમાણે બપ્પ અને તેના વંશજોને ક્ષાત્રધર્મ પ્રકૃતિ સિદ્ધ હોવાથી અને ધનુર્વેદ યજુર્વેદનો ઉપવેદ હોવાથી તેમણે યજુ શાખી સંસ્કારો સ્વીકારેલા હોય અને યજુર્વેદી કહેવાતા હોય તો તેમાં કોઈ તરેહનો વિરોધ આવતો નથી. ગોત્ર અને પ્રવરો એ પ્રાચીન

મહર્ષિઓના વંશ અને લોહી સંબંધ સૂચવનાર હોવાથી તે અમુક વિધાન અથવા સંસ્કારો (જેવાં કે દત્ત વિધાન; સ્ત્રીઓને પાણી ગ્રહણ સંસ્કાર) શીવાય બદલી શકાતાં નથી. વેદ અને શાખા અધ્યયનના વિષયો છે તે યથારૂચિ બદલી શકાય છે.

આનંદપુર, અનર્તપુર, વટનગર, વૃદ્ધનગર, નગર આ બધાં નામ વડનગરનાં જ છે એનો વિશેષ પુરાવો નગર ખંડ જોવાથી જણાશે. શિલાલેખો અને તામ્રપત્રો કરતાં પુરાણનો આધાર ગૌણ પક્ષનો હોવાથી તેના અવતરણો આપી આ લેખ હું લંબાવવા માગતો નથી.

આગળ જતાં આ લેખમાં વલ્લભીપુરના શિલાદિત્ય સાથે મેવાડના રાણાઓનો સંબંધ હોવાના વિષય ઉપર ચર્ચા કરતાં વિદ્વાન લેખક રા. રા. ભાણ્ડારકર કેટલાંક મળી આવેલાં તામ્રપત્રોમાં આનંદપુરના "શર્કરક્ષી" ગોત્રના બ્રાહ્મણના નામ આગળ "મિત્ર" શબ્દ લગાડેલો હોવાથી આનંદપુર ધ્યાને વડનગરના બ્રાહ્મણો "નાગર" સંજ્ઞાથી ઓળખાતા થયા તે પેહેલાં "મિત્ર" સંજ્ઞાથી ઓળખાતા હોવા જોઇએ એવી કલ્પના ઉપર જાય છે. પરંતુ મારી જાણ પ્રમાણે "શર્મા" જેમ સામાન્ય રીતીએ બ્રાહ્મણપણું સૂચવનાર છે તેમ જુદા જુદા સમુહ સૂચવવાને માટે એક વિશેષ ઉપનામ તરીકે શર્મની સાથે રાખવામાં આવતું. અને હજી આવે છે એ વિશેષ ઉપનામ ઘણું ખરૂં ગોત્ર પરત્વે હોય છે.

જેમ હમે ઉપમન્યુ ગોત્રીઓનું શર્મ "દત્ત" છે અને તે શ્રાદ્ધાદિક કર્મોમાં અંજલી અથવા પિંડદાનના ત્યાગ વખત બોલવામાં આવે છે તેમ જુદા જુદા સંસ્કાર આપતી વખત પણ બોલવામાં આવે છે.

સુરતના નાગરોમાં બીજો મોટો જથ્થો છે અને તેનું ગોત્ર "શાર્કરાક્ષસ" છે તે પણ ઋગ્વેદ શાંખાયન શાખાના છે તેનાં પાંચ પ્રવર–ભાર્ગવ,–ચ્યાવન, આપ્નવાન, ઔર્વ અને જામદગ્નિ છે અને તેનું શર્મ "મિત્ર" છે. આ ગોત્ર સુરતમાં ફક્ત નાગર ગૃહસ્થમાં જ છે અને બીજે સ્થળે નાગરોમાં છે કે નહીં તે મારા જાણવામાં નથી.

હમારા કુટુંબની ચાલતી આવેલી દંતકથા પ્રમાણે હમો વડનગરથી ચાંપાનેર આવ્યા અને ચાંપાનેરથી સુરત હલ્લામાં આવ્યા. તેમ જ શાર્કરાક્ષ ગોત્રીઓ પણ આવ્યા. એ લોક નવસારીમાં પ્રથમ વસવાથી હજુ લગી નવસારીગર કહેવાય છે અને હમો તેની જ પાસે આવેલું અષ્ટામા ગામમાં પ્રથમ વસવાથી "અષ્ટામીઆ" કહેવાઇએ છીએ બાદ બેહુ કુટુંબ સુરતમાં આવી વસ્યાં. અદ્યાપી લગી હમો બેહુ કુટુંબ કન્યા આપ લેના સંબંધથી જોડાયલાં છીએ. તેમ પૂર્વે પણ જોડાયલાં હોવાથી સાથેના સાથે સ્થળાંતર કર્યા કરેલો હોય એમ અનુમાન જાય છે હવે ભટ્ટાર્ક મૈત્રક હતો. તે ઉપરથી તેની જાતી વિષે તથા તેના મેવાડના રાણાઓ સાથેના સંબંધ વિષે અનુમાન બાંધવાનું કામ કોઈ સાક્ષર Antiquarian scholarનું છે. તે કામને માટે હું યોગ્ય નથી. માટે આટલી હકીકત નિવેદન કરી આ પત્ર પૂર્ણ કરૂં છું.

મહાદેવપ્રસાદ તાપીપ્રસાદ દેશાઇ.

# સાહિત્ય અને તેનાં અંગો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૪૩ થી. )

## ૫. કાવ્યો.

સાહિત્યનાં જુદાં જુદાં અંગો આપણે તપાસ્યાં. પણ એ સર્વેથી જે વધારે મહત્ત્વનું સાહિત્યનું ઉત્તમાંગ–**કવિતા** તે વિષે બોલવાનું હજી બાકી છે. એ અંગ તરફ તો આપણા સાહિત્યપ્રેમીઓએ પૂરતું લક્ષ આપ્યું છે, બલ્કે જોઇએ તે કરતાં વધારે લક્ષ આપ્યું છે એમ કહ્યા વિના ચાલે એમ નથી. "કાવ્યમાધુર્ય" જેવા આધુનિક કાવ્યોના સંગ્રહ તરફ આપણે નજર કરીએ છિયે તો હાલના સમયમાં કવિતા રચનારાઓની સંખ્યા જોઇને આપણે ચકિત થઇએ છિયે. શ્રેયઃસાધક અધિકારી વર્ગના તથા બીજા કેટલાક ઉત્સાહી યુવકોનાં કાવ્યોને તો તેમાં સ્થાન અપાયું નથી, તે સર્વેનાં નામ જો ઉમેરવામાં આવે તો સાંપ્રતકાળના કવિઓની સંખ્યા કેટલી મ્હોટી થાય! એ કવિઓમાં જે કંઇક વિશેષ પ્રતિષ્ઠા પામેલા છે તેમની કૃતિઓના ગુણદોષ વિષે પણ જોઇએ તેટલા અભિપ્રાય અપાયા છે. કોઇને રા. નરસિંહરાવ ભોળાનાથનાં સ્વાનુભવરસિક કાવ્યોમાં પ્રાચીન અર્વાચીન સર્વ કવિઓના કરતાં કંઈ જુદોજ ચમત્કાર લાગે છે, તો કોઇને એજ કાવ્યોમાં વિચાર અને વાણી ઉભયના અનેક દોષ દીઠામાં આવે છે. કોઇને રા. ન્હાનાલાલનાં વિરલ કવિહૃદયમાંથી અમોલાં રસઝરણાં ઝરતાં જણાય છે, તો કોઇને એજ કવિહૃદયની પ્રસાદીમાં ક્લિષ્ટતા, કર્કશતા, ને કૃત્રિમતા સિવાય બીજું કંઈ જણાતું નથી. વળી, કોઇને રા. કાન્તનાં તો કોઇને રા. લલિતનાં, કોઇને રા. દિવાનાનાં તો કોઇને રા. ઠાકોરનાં કાવ્યમાં રસ પડે છે, ત્યારે કોઈ પેલા પારસી કવિની ખબરદારી જોઈ ચકિત થાય છે. ઘણાખરાને કલાપીની કવિતામાં ઘણો રસ તો પડે છે, પણ "કલાપી" કવિ નથી, પણ સ્નેહી છે" એ સત્ર "કલાપીનો કેકારવ"ના પ્રકાશકે જનસમાજ આગળ મુક્યું અને રા. સાગરે એને ઉત્સાહથી વધાવી લીધું, એટલે એની કવિ તરીકે પ્રશંસા કે નિન્દા કરવાનો અવકાશજ ક્યાં રહ્યો?

સમાજસુધારકો સુધારાની મહત્તા વધારવાના ઉદ્દેશથી કહે છે કે "રાજદ્વારી લડતો લડવા ત્હમે તૈયાર થાઓ ત્યાર પ્હેલાં ત્હમારી સામાજીકઉન્નતિ કરો! દેશને સુધારવા પ્હેલાં ઘરને સુધારો! રાજદ્વારી પુરૂષો (statesmen) બનતા પ્હેલાં માણસો (men) બનો!" સુધારો પણ ઘણો અગત્યનો છે, અને રાજદ્વારી લડત લડવામાં ઘણો ઉત્સાહ રાખો છો તો સામાજીક ઉન્નતિને માટે પણ પ્રયત્નશીલ બનો,—એ અર્થમાં જ.આ વચનો ખરાં છે. એ વચનો અક્ષરશઃ લેતાં તો અસત્યજ છે, પણ સામાજીક પરિષદ્‌ની બેઠક ઉપરથી સુધારાની અગત્યતા ઉપર ભાર મુકવામાં આવે તો તે છેક અયોગ્ય નથી. તેવી જ રીતે પ્રો. ધ્રુવે એક ભાષણમાં કહ્યું હતું કે "**કવિતા એ હૃદયનો ઉભરો નથી,** પણ આત્માનો આવિર્ભાવ છે." એ વચનો અક્ષરશઃ ખરાં નથી. પણ કવિતાદ્વારા કવિ–હૃદયની જે લાગણીઓ પ્રકટ થાય છે તે છેક ઉપલકીયા નથી હોતી પણ હૃદયનાં ઉંડાણ સુધી પ્હોચેલી હોય છે એટલુંજ સત્ય એ વચનો અસરકારક રીતે પ્રકટ કરે છે. તે જ પ્રમાણે "**કલાપી કવિ નથી,** પણ

સ્નેહી છે" એમ કહેવામાં સત્ય માત્ર એટલુંજ છે કે એ કવિનાં હૃદયનું પ્રધાન તત્ત્વ **સ્નેહ** છે. પણ તેથી એમ કહેવું કે એની કવિતા તે કવિતા જ નથી, એની કવિતાનું કવિતા તરીકે અવલોકન થાય નહીં, અને **સ્નેહ** સિવાય બીજા કોઈ પણ તત્ત્વની પરીક્ષા એનાં કાવ્ય વિષે અસ્થાને છે એ તો સાહસ માત્ર છે.×

રા. **સાગર** પોતે "**કલાપી અને તેની કવિતા**" ઉપર મ્હોટું ભાષ્ય લખે છે, એની કવિતાનો સારાંશ કહે છે, કાવ્યમાધુર્યમાં કલાપીનાં "કાવ્યોના પાકા અભ્યાસ વિના પસંદગી કરવાના પરિણામે ન્યૂનતા" રહી ગયલી હોય એવું એમને લાગે છે, "**હૃદયની અસ્ખલિત રેલારેલ**" એની કવિતામાં છે એમ માને છે, એની કવિતાનાં ઉંડાં **રહસ્યો** સમજાવે છે, એમાં રહેલા ઉત્તમ **ઉપદેશો** પ્રકટ કરે છે, '**એની કવિતા આપણાં હૃદયને નરમ, સુલાયમ, અને રસભર્યાં બનાવે છે**' એમ સ્વીકારે છે, એ કવિતામાં **જીવન** છે, **પ્રાણ** છે, અને "**હુલાવનારૂં ચૈતન્ય**" છે તેથી એ કવિતાને **સફળ** માને છે, છતાં એ કવિતા લખનાર "**કવિ**" **નથી**, પણ "**સ્નેહી**" છે એવો આગ્રહ કરે છે, અને કોઈ તેનું અમુક કાવ્ય લઇને કાવ્ય તરીકે તેની પ્રશંસા કરે છે તો જાણે તેમ કરવામાં કંઈ મ્હોટો અપરાધ થતો હોય તેમ તેના પર છેડાઈ જાય છે. જાણે કલાપીને "સ્નેહી" ન કહેતાં "કવિ" કહેવામાં આવતાં તેની કીર્તિને કલંક લાગતો ન હોય! રા. **સાગર** ભૂલી જતા જણાય છે કે "કવિ" એ "સ્નેહી"ના કરતાં ઉતરતું પદ નથી, પણ ચ્હડીયાતું છે. "કવિ" માં ગણાવવાને માટે સ્નેહ ઉપરાંત અનેક હૃદયના ભાવની જરૂર છે અને કલાપીનાં સ્નેહાળ હૃદયમાંથી નીકળેલી કાવ્યસરિતામાં કવિત્વના ઉંચા ગુણો છે કે નહીં એ વિચારવાથી કલાપીને કે તેની કવિતાને કોઈ પણ રીતે અન્યાય નથી થતો, પણ એ કામ જો યોગ્ય રીતે કરવામાં આવે તો તેથી સાહિત્યની એક કીમતી સેવા બજાવાય છે.

રા. **સાગર** બતાવશે કે કયા મ્હોટા કવિનું હૃદય સ્નેહ વિનાનું હોય છે? શકુન્તલા નાટકના કર્તાનું-દાંપત્યસ્નેહનો ઉચ્ચ આદર્શ જનમંડળ આગળ મૂકનારાં મેઘદૂત કાવ્યના રચનારનું-રઘુવંશમાં અજવિલાપ જેવું હૃદયવેધક ચિત્ર ચીતરનારનું હૃદય શું સ્નેહ વિનાનું હતું?

अद्वैतं सुखदुःखयोरनुगुणं सर्वास्ववस्थासु यद्  
विश्रामो हृदयस्य यत्र जरसा यस्मिन्न हार्यो रसः।  
कालेनावरणात्ययात्परिणते यत्स्नेहसारे स्थितं  
भद्रं प्रेम सुमानुषस्य कथमप्येकं हि तत्प्राप्यते॥*

---

× રા. કાન્ત તો બીજી સાહિત્ય પરિષદ્ વખતના "આપણું નવીન કાવ્ય સાહિત્ય" એ ઉપરના નિબન્ધમાં કંઇક ગુંચવણ ઉત્પન્ન કરે એવા વાક્યસમૂહની વચ્ચે એટલું સ્પષ્ટ રીતે કહે છે કે "કલાપીને કવિના વર્ગમાં ન ગણવાનો આશય માત્ર જીવનની મુખ્ય પ્રવૃત્તિ તરફ ધ્યાન આકર્ષવાનો છે."

* સુખ દુઃખ-સર્વ અવસ્થામાં જે એકરૂપ છે, જ્યાં હૃદયનો વિશ્રામ છે, જેનો રસ ઘડપણથી હરાતો નથી, કાળે કરીને આવરણ ખસી જતાં પરિપાક પામેલા સ્નેહના સારમાં જેની સ્થિતિ છે, એવો સુજનનો સારો પ્રેમ વિરલ છે.

એ શ્લોકમાં સુજનના સ્નેહનું કેવું સુન્દર ચિત્ર ભવભૂતિએ આપ્યું છે !

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु
र्न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ।
विकसति हि पतंगस्योदये पुण्डरीकं
द्रवति च हिमरश्मावुद्गते चन्द्रकान्तः ॥*

એ પંક્તિઓમાં કવિએ સ્નેહનું ખરેખરૂં રહસ્ય પ્રકટ નથી કીધું શું ? એવા અકારણ સ્નેહની અનિવાર્યતા વિષે એજ કવિ કહે છે કેઃ—

अहेतुः पक्षपातो यस्तस्य नास्ति प्रतिक्रिया।
स हि स्नेहात्मकस्तन्तुरन्तर्मर्माणि सीव्यति ॥+

આવાં સુન્દર સ્નેહનાં ચિત્રો ચીતરનારો અને સ્નેહના પાઠો પઢાવનારો મહાકવિ ભવભૂતિ શું સ્નેહ વિનાનો હતો ? જર્મનીના મહાકવિ ગેથેનાં સ્નેહી હૃદય વિષે તો રા. સાગરે પોતેજ એક લાંબો ફકરો ટાંક્યો છે એટલે એ વિષે કહેવાનું રહેતું નથી. પણ કદાચ રા. સાગરને ખબર નહીં હોય કે ઇટાલિના મહાન્ કવિ ડેન્ટીનું હૃદય પણ એવુંજ સ્નેહ–પરિપૂર્ણ હતું. એનો બીટ્રિસ ઉપરનો પ્રેમ દરેક સાહિત્યપ્રેમીને સુવિદિતજ છે. એ કવિનાં ન્હાનાં મ્હોટાં અનેક કાવ્યો એ સ્નેહભાવથી રંગાયા છે. એ સ્નેહ જેવો ગાઢો હતો તેવોજ વિશુદ્ધ, પવિત્ર, અને આત્માની ઉન્નતિ સાધનારો હતો. ઓકેશિયો, પેટ્રાર્ક, ટાર્કવૅટો ટૅસો વગેરે અનેક કવિઓનાં હૃદય સ્નેહભાવથી ઉભરાતાં હતાં. શેકસ્પિયરના ધ્વનિ તો શું સૂચવે છે ? લૅન્ડોરના સંવાદો શું બતાવી આપે છે ? સ્વ. ગોવર્ધનરામની નવલકથાનો મૂળ પાયો સ્નેહ ઉપરજ છે. સરસ્વતીચંદ્ર, અને કુમુદસુન્દરીના સ્નેહનું જે રસિક અને કલ્પનામય ચિત્ર એ સમર્થ સાક્ષરને હાથે ચીતરાયલું છે તેવું ગુજરાતી સાહિત્યમાં કયા કવિએ ચીતર્યું છે ? ગોવર્ધનરામભાઈનાં "The hermit" નાં ભાષાન્તરની ટુંકી પંક્તિઓમાં જે અપૂર્વ મીઠાશ આવી છે તેનું એક કારણ જો તેની સરળતા હોય તો તેનુ બીજુ કારણ તેનો **સ્નેહ** છે.

સ્નેહ એ જગતનો આધાર છે. મનુજહૃદયમાં રહેલો ઉંડામાં ઉંડો ભાવ તે સ્નેહનો છે. આખું જગત્ એ સ્નેહને અવલંબીને રહેલું છે. જેણે એ સ્નેહનાં તત્ત્વને પીછાણ્યું છે

---

* કોઈક અન્દરનો–છુપાયલો–હેતુ પદાર્થોને એક બીજા સાથે જોડે છે. બાહ્ય ઉપાધિઓ પર પ્રીતિનો આધાર નથી. સૂર્યોદય થતાં કમળ વિકાસ પામે છે, અને ચંદ્રોદય થતાં ચંદ્રકાન્ત દ્રવે છે.

\+ એક માણસનો બીજા ઉપર જે વિના કારણનો પક્ષપાત હોય છે તેને રોકવાનો ઉપાય નથી. એ સ્નેહાત્મક તન્તુ એઉનાં મર્મને સીવી લે છે.

તેણે મનુષ્યહૃદયમાં છુપાયલાં સત્યોને નિહાળવાને એક નવું સામર્થ્ય મેળવ્યું છે. "સ્નેહી હૃદય એ સઘળા જ્ઞાનનું પ્રથમ પગથીયું છે. સ્નેહી હૃદયજ આખા મગજને ખુલ્લું બનાવે છે, અને બુદ્ધિ પોતાનું યોગ્ય કામ–જાણવાનું, અને તેનાં અનિવાર્ય પરિણામ તરીકે તે જ્ઞાનને **આબેહુબ રીતે વાણીદ્વારા પ્રકટ કરવાનું** કામ–કરી શકે તેને માટે તેની દરેક શક્તિને સ્નેહી હૃદયજ સતેજ કરે છે. આબેહુબ ચિત્ર આપવાની શક્તિ પ્રાપ્ત કરવાને માટે મેળવવા જેવું બીજું કોઈ પણ રહસ્ય નથી; પણ આજ સઘળી રીતે એ કામને માટે પૂરતું છે. એમ કહેવાય છે કે 'હૃદય બુદ્ધિ કરતાં વધારે દૂર સુધી જોઈ શકે છે;' પણ ખરેખર, જોઈ શકે એવાં (સ્નેહી) હૃદય વિના, બુદ્ધિથી કંઈ પણ સત્યદર્શન થઈ શકે એજ સંભવિત નથી; સ્નેહ વિના જોવાયલું સર્વ ઉપલકીયા છે, સર્વ ભ્રમણા રૂપ છે, સર્વ સ્વપ્નનાં ચિત્ર જેવું છે, અને એવાં દર્શનથી કોઇને પણ જાયુકનો કશો લાભ થતો નથી.×"

મેથ્યુ આર્નોલ્ડ કહે છે તેમ "કવિતા એ મનુષ્યની ઝિંદગી ઉપર ટીકારૂપ છે; કુદરતનાં અને જીવનનાં રહસ્યો એ સમજાવે છે." સ્નેહની કુંચી મેળવ્યા વિના પ્રકૃતિના વિવિધ પદાર્થોમાં અને મનુજહૃદયની ઉંડી ગુહામાં છુપાયલાં કીમતી ઝવાહિર કવિ ક્યાંથી મેળવી શકે? **સ્નેહ સિવાય બીજાં પણ તત્વોની કવિને ઘણી જરૂર છે, પણ સ્નેહ વિના તો ચાલેજ નહીં.** જેમ પ્રભુભક્તિનો રસ રેલાવવાથી **નરસિંહ મહેતાનું** કવિત્વ નષ્ટ થયું ન્હોતું, જેમ પ્રેમની ગીતા ગાવાથી દયારામનું કવિત્વ નષ્ટ થયું ન્હોતું તેમજ સ્નેહનાં તત્વનું પ્રાધાન્ય હોવાથી કલાપીની કવિતા 'કવિતા' નામને નાલાયક ઠરતી નથી, પણ એ નામ તેને વધારે શોભે છે. સ્નેહની લાગણીનાં બળવડે એ સમર્થ કવિએ જે પરમ સત્યોનું દર્શન જાતે કીધું છે અને અન્યને કરાવ્યું છે તે બીજા બધા કવિઓએ નથીજ કીધું અને નથીજ કરાવ્યું. અનુકરણ શક્તિવડે મનુષ્ય સ્વભાવનો બીજા કવિઓ કરતાં વધારે આબેહુબ ચિતાર એણે આપ્યો છે, અને કલ્પનાશક્તિવડે આ સૃષ્ટિના કરતાં વધારે સુન્દર એની સ્નેહ સૃષ્ટિ એણે રચી છે. એવા કવિને 'કવિ' ન કહેતાં 'સ્નેહી' નીજ પંક્તિમાં મુકીશું તો 'કવિ'ના અત્યન્ત ઉંચા પદને યોગ્ય આપણે કોને ગણીશું?

સ્નેહ એ કવિતાનો પ્રાણ છે, એ આપણે ઉપર જણાવ્યું. સ્નેહ ઉપરાંત બીજાં કેટલાંક તત્વો કવિતામાં જરૂરનાં છે એ વિષે બે બોલ બોલવાની જરૂર રહે છે. એમાં સહુથી ઉપયોગી તત્વ **સંગીત અથવા ગેયતાનું** છે. ઘણી વાર આપણા જોવામાં આવે છે કે કવિતાનો અર્થ બિલકુલ સમજ્યા વિના પણ માત્ર તેને સાંભળતાંજ શ્રોતા જનને આનન્દ મળે છે. આ ખુબી તેના સંગીતમાં રહેલી છે. ગમે તેવી સારી રચના હોય, ગમે તેવી પ્રૌઢ કલ્પના હોય, ગમે તેવા ઉન્નત વિચારો હોય, પણ તેમાં જો સંગીત ન હોય, કર્ણને પ્રિય લાગે એવું તત્વ જો તેમાં ન હોય તો 'કાવ્ય' તરીકે ઉંચું પદ તે કદી મેળવી શકશે નહીં.

---

× Carlyle's Critical and Miscellaneous Essays: Biography.

Mathew Aluoldની પંક્તિઓ સરખાવો.

"Charm is the glory which makes sory of the poet divine, Love is the fountain of charm."

એથી ઉલટું, જેમાં કવિત્વ ઘણું સાધારણ હોય એવી રચનાઓ પણ તેની ગેયતાને લીધે વિશેષ ઝળકી ઉઠશે. ઉદાહરણ તરીકે, રા. ન્હાનાલાલનું હાલ તરતજ પ્રસિદ્ધિ પામેલું "વીરાનાં વારણાં" નામનું કાવ્ય લો.

> "ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.
> ગોદે મૂક્યો છે મ્હારો વીર જો !
> ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ."

... ... ... ... ... ... ...

એજ કવિનાં "વીરને વિદાય" વગેરે કાવ્યોમાં જે ઉંચા પ્રકારનું કવિત્વ જણાય છે તેવું આમાં નથી, છતાં પણ એમાં ગેયતા હોવાને લીધે એ નીરસ થઈ જતું નથી. એવાં જ ઉદાહરણ રા. નરસિંહરાવનાં કે બીજા કોઈનાં પણ કાવ્યોમાંથી મળી આવે. સારામાં સારા કવિનાં પણ સઘળાં કાવ્યો એક સરખાં નથી હોતાં. કોઈ પણ કવિના કાવ્યોમાંથી અડધો ભાગ વિશેષ ચમત્કાર વાળો દીઠામાં આવે તો તે કંઈ થોડો ન કહેવાય. પણ એ વિષે વધારે ઉદાહરણની જરૂર રહેતી હોય એમ લાગતું નથી. કવિતા તે ગાવાને માટે છે. જે ગાઈ શકાય તેજ કવિતા. ગેયતા તેજ કવિતાને શોભે છે. ગેયતા એ કવિ–હૃદયના ક્ષોભનું સ્વાભાવિક પરિણામ છે. ગેયતા વિનાની કવિતા 'કવિતા'ના નામને અયોગ્ય છે.

*બીજું તત્ત્વ* **સરળતા અને સ્વાભાવિકતાનું** છે. કોઈ પણ મહાકવિનું કાવ્ય લો. તેની ઉત્તમ કૃતિઓ વાંચો. ત્હમને તેમાં કૃત્રિમતા કે ક્લિષ્ટતા કદી પણ જણાશે નહીં. કાલિદાસનાં કાવ્ય જુઓ. શેક્સપિયરનાં નાટકો વાંચો. ત્હમને તેમાં સરળતા કે સ્વાભાવિકતાની ખામી જરા પણ જણાઈ છે? ભવભૂતિમાં ક્વચિત્ ક્વચિત્ સમાસો વિશેષ આવે છે એ ખરૂં, તો પણ તેથી એની કૃતિમાં અર્થ બોધ ન થઈ શકે એવી ક્લિષ્ટતા તો નથી જ આવતી. મહા કવિની રચેલી કવિતામાં સાદાઈ અને સરળતા હોય તેમાં કંઈ નવાઈ જેવું નથી; કારણ કે "હૃદયની ભાષા હમેશાં સાદી જ હોય છે. કવિત્વથી ઉભરાતું હૃદય સંસ્કૃત ભાષાનો કોષ શોધવા જતું નથી, પણ બહાર નીકળવાને, હૃદયનો ભાર હલવવાને જ તત્પર હોય છે. કાલિદાસના રઘુવંશની સરલતા કોને અજાણી છે? વર્ડ્ઝવર્થનો સરળ કવિતા માટેનો આગ્રહ એટલો જ સુવિખ્યાત છે. પ્રેમાનન્દનાં ઓખાહરણ, સુદામાચરિત્ર, અને નળાખ્યાનની સરળતા સર્વ કોઈ પૂજે છે. સાક્ષર શ્રી ગોવર્ધનરામની "દીધાં છોડી પિતામાતા" અને જોગીરાજ-વાળી કવિતા સર્વને ગમે છે. "The Hermit"નું ભાષાન્તર એમને હાથે થયેલું કલાપીના ભાષાન્તર કરતાં વધારે વંચાય છે તેનું એક કારણ એની સરળતા છે. રા નરસિંહરાવનું "વિધવા વિલાપ," કલાપીનું "વીણાનો ભંગ," રા. ખબરદારનું "ગુણવંતી ગુજરાત," રા. ન્હાનાલાલનું "ફુલડાં કટોરી" અને "વીરની વિદાય," રા. લલિતનું "અનેરી આશા," રા. કાન્તનું "ચન્દ્રને સંદેશો" વીગેરે કાવ્યો તેના વિચારની સુન્દરતાને લીધે, તેટલા જ તેની વાણીની સરળતાને લીધે વાંચકને પ્રિય થઈ પડ્યાં છે. આનન્દ આપવો એ કવિનો મ્હોટામાં મ્હોટો ઉદ્દેશ છે. માણસને ઉંચા પ્રકારનો આનન્દ આપવો એટલું જ નહીં, પણ તેનામાં ઉન્નત ભાવનાઓ જગવવી, દિવ્ય આશ્વાસનો આપવાં, હૃદયની કોમળતા વધારવી,

આ દુનિયાંથી પર એવી અવનવી સૃષ્ટિના સૌન્દર્યભર્યા ચમત્કાર બતાવવા એ કવિનું કામ છે. જ્યાં ભાષાજ સર્વથી રહેલાઇથી સમજાય એવી ન વાપરવામાં આવે ત્યાં આ સઘળું કેવી રીતે બને? કવિતાના વિચાર ગમે તેવા પ્રૌઢ હોય પણ તેને વહન કરવાને માટે અનુકૂળ સાધન ન હોય તો તે વિચાર સામાન્ય માણસ પર શી રીતે અસર કરી શકે? કવિતા એ બુદ્ધિની કસરત માટેનો અખાડો નથી. શુષ્ક તત્ત્વજ્ઞાનથી એ તદ્દન જુદી છે. મનહર થવું એ તેનું પ્હેલું કર્તવ્ય છે. મનહર થયા વિના મનભર શી રીતે થવાય?"×

ગમે તેવી ઉંચી કવિત્વશક્તિ હોય, ગમે તેવા ઉન્નત વિચારો હોય, ગમે તેવી પ્રૌઢ કલ્પના હોય, પણ જો **ગેયતા, સરળતા** અને **સ્વાભાવિકતા** તેમાં ન હોય તો તે કાવ્ય કદી પણ કાવ્ય તરીકે વખણાતું નથી, પછી ઉત્તમ વિચારોના સંગ્રહ તરીકે અથવા બુદ્ધિચાતુર્યના નમુના તરીકે તેની ગમે તેટલી પ્રશંસા થાય.

અલબત્ત, ઉત્તમ કવિઓની રચનામાં રહેલી સઘળી ખુબીઓ સર્વથી એકસરખી સમજી શકાતી નથી. કવિ-હૃદયને સંપૂર્ણ રીતે તો કવિ-હૃદયજ ઓળખી શકે છે. હૅમ્લેટની સઘળી ખુબીઓ સાધારણ મનુષ્ય નજ સમજી શકે. પણ પોતપોતાના અધિકાર પ્રમાણે હૅમ્લેટનું નાટક સર્વ કોઈ વાંચી શકે છે અને સમજી શકે છે. બિલકુલ અર્થ બોધ ન થવાથી એ પુસ્તકને દૂર ફેંકવું પડે એવો કડવો અનુભવ એ મહાન્ કવિની કૃતિ વાંચતાં કોઇને નથી થતો. કાન્તની સઘળી ખુબીઓ તો "ફુલડાં કટોરી" જેવાં કોઇ પણ સારાં કોઈ સમર્થ કવિજ સમજી શકે અને સમજાવી શકે. સામાન્ય જનો તો એનો શબ્દાર્થ જ સમજી શકે અને બહુ બહુ તો "ફુલડાં" અને "ચન્દ્રી" જેવા શબ્દ-પ્રયોગ સામું ટીકા કરી જાણે. છતાં એ "ફુલડાં કટોરી" નું કાવ્ય સરળ નથી એમ કોઈથી પણ કહેવાશે નહીં. રા. કાન્તનાં "વસન્ત વિજય" અને "મેમાનને વિનંતિ" એ કાવ્યોની સરળતા વિષે પણ કંઇ સંશય રહેતો નથી. એ કાવ્યો સમજવા માટે રા. નરસિંહરાવની "ભાવનાસૃષ્ટિ" વિષે જોઇએ છિયે તેવી કવિ તરફથી લાંબા ટિપ્પણની જરૂર પડતી નથી, તેમ જ અન્ય લેખકને હાથે એના ઉપર વિસ્તૃત ટીકા અર્થ બોધને માટે અનાવશ્યક છે. કલાપીની કવિતા તો સરળતાની બાબતમાં ખાસ કરીને નમુના રૂપ છે. એ કવિતામાં સ્નેહ છે, એ કવિતામાં લાગણી છે, એ કવિતામાં ઉન્નત વિચારો છે, એ કવિતામાં કલ્પના છે, છતાં જો સરળતા ન હોત તો રા. સાગર અથવા રા. મતિસુખશંકર એની કવિતામાં બતાવાયલી છે તેના કરતાં દશ ઘણી ખુબીઓ બતાવત તો પણ સાહિત્યમાં કદી એને ઉચું સ્થાન મળી શકત નહીં. રા. ચંદ્રશંકરનું "મ્હોટું મન" અને "એક મનોદશા" સુન્દર લાગે છે, એમની "ન્હાનકડી નણંદ" પણ ઘણી વ્હાલી લાગે છે, અને રા. નર્મદાશંકરની "કુમારિકા" પણ ઘણી મધુર જણાય છે, તેનું મ્હોટું કારણ તેની **સરળતા** છે. એ સરળતાનાં તત્ત્વ પર જોઇએ તેવું લક્ષ ન અપાવવાને લીધે જ હાલના કવિઓની અનેક રચનાઓ નિષ્ફળ જાય છે.

× તેના તે જ વિચારો વધારે સારી રીતે મુકવાની મ્હારી અસમર્થતાને લીધે સં. ૧૯૬૪ ના જ્યેષ્ઠ માસના વસન્તમાં પ્રસિદ્ધ થયલા "સાહિત્ય કળા" નામના મ્હારા જ લેખમાંથી ઉતારો કરવાનો અવિવેક થયો છે તે ક્ષન્તવ્ય ગણાશે એવી ઉમેદ છે.

**સ્નેહ, સંગીત, સરળતા સ્વાભાવિકતા**—એ ચાર સરસા વિનાની કૃતિઓ તો કાવ્યના નામનેજ અયોગ્ય છે, પણ સારા કાવ્યને માટે તે ઉપરાંત બીજાં કેટલાક તત્વોની પણ જરૂર છે કવિતામાં **કલ્પના** હોવી જોઇએ, **વાણીનું બળ** હોવું જોઇએ વગેરે વગેરે એ વિષે વિસ્તાર ની જરૂર નથી, પણ એટલું લક્ષમાં રાખવું જરૂરનું છે કે કલ્પના તે માત્ર કાવ્યરચનાનું એક સાધન જ છે, કવિતાનું મૂળ સ્થાન તો હૃદયમાં રહેલું છે, અને હૃદયની ઊંડી લાગણીનું વાણીના રૂપમાં પ્રકટ થવું એ કવિતા છે, પછી તેને હૃદયનો ઉભરો કહો, કે આત્માનો આવિર્ભાવ કહો, કે ભાવનો સતત પ્રવાહ કહો, કે બીજું કોઈ નવું નામ આપો.

કેવળ વર્ણનાત્મક કવિતાઓ ભાગ્યેજ ઉત્તમ કવિતાની પંક્તિમાં આવી શકે છે જેમાં લાગણીનું તત્ત્વ વધારે હોય તે કવિતાજ વધારે પ્રિય લાગે છે । નરસિંહરાવના ફુલની સાથે રમત' અને 'મધ્યરાત્રિયે કોયલ, સ્વ કલાપીના "મ્હારૂં કબૂતર' અને " એક આગિયાને —એ કુદરતના કાવ્યો વખણાય છે તેનું કારણજ એ કે તેમાં લાગણીનું તત્ત્વ વધારે છે જેમાં લાગણી ઉપરાંત ઉન્નત વિચારો હોય તે તેવી પણ વધારે વખણાય છે । નરસિંહરાવનું ધ્રુવક એ એવા કાવ્યનો નમુનો છે મીરી મ્હિલા ની જે કવિતા એજ ધોરણ પ્રમાણે રા નરસિંહરાવે બનાવી છે તેના કરતા ગુરૂની પેઠે ઉપદેશ કરતા ધ્રુવને ધ્રુવકનો સાંભળીને, શાન્ત એકાન્તમાં હૃદયને પી તા વિચારોની માલામાં 'કદી નહીં' કહીને ભગ પાડતો એને જોઇને વધારે આનન્દ થાય છે પણ એ સઘળા કાવ્યો કેતા **વીર** ચરિત કાવ્યો અને નાટકની ખુબી તો એરજ છે હોમર અને વાલ્મીકિ જેવા કાલિદાસ અને ભવભૂતિ જેવા સમર્થ કવિઓ સાંપ્રતકાળમા કોઈ થયા નથી, અને કદી થશે તો કયારે થશે એ કલ્પી શકાતું નથી એ મહાન કવિઓની કૃતિમાં રહેલી અનેક પ્રકારની અદ્દભુત ખુબીઓ જોતા આપણા સાહિત્યની હાલની સ્થિતિ વિષે અસંતોષ કેમ ને નહીં થાય? એ અસંતોષ દૂર થવાને હજી અનેક વર્ષોની વાર છે હાલમાં તો અપ્રાપ્ય વસ્તુને માટે ખોટા શ્રમ પડતો મૂકી દઈને કવિતા સિવાયના પણ ઉપર જણાવેલા સાહિત્યના અનેક અંગોને ખીલવવા કરવાનો આપણે પ્રયત્ન કરીશું તો તેથી આપણે વધારે સંગીન કામ કરી શકીશું અને વધારે ઉપયોગી સેવા બજાવી શકીશું ભાષાન્તર કરવાથી આપણી આબરૂ કમી થવાની નથી-કે આપણી સર્ગશક્તિ જતી રહેવાની નથી ગદ્યમાં લખવાથી આપણી લાગણી ક્ષીણ થવાની નથી કે આપણી કલ્પના નષ્ટ થવાની નથી જીવનચરિત્રો કે આત્મકથાઓ લખવાથી આપણી સમૃદ્ધિ નાશ પામવાની નથી કે આપણી કીર્તિ કરમાઈ જવાની નથી. સંગીન કૃત્ય એજ જરૂરનું છે, અને ઉત્સાહ, ઉમંગ, અને ઉદ્યોગ એ એના સાધન છે

**મોહનલાલ પાર્વતીશંકર દવે.**

# સાહિત્યમાં ટૂંકી વાર્તા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૭૬ થી. )

જગતમાં, માનવજીવનમાં અનેક નાના મોટા બનાવ બને છે. નવલકથામાં આવા ઘણા પ્રસંગનાં ચિત્ર હોય છે. એકાદ અમુક બનાવની તાત્કાલિક અગર સ્થાયી અસર નવલકથા કરી શકતી નથી. ટૂંકી વાર્તા ગમે તે કોઈ એક બનાવની ઉપયોગિતા, તેનું મહત્વ, વાચક વર્ગની આગળ રજુ કરી તેને અસરકારક બનાવી શકે છે. ખાસ, નાની નાની બાબતો જેને નવલકથામાં યોગ્ય સ્થાન મળી શકતું નથી તેનું મહત્વ ટૂંકી વાર્તાની રચના અને કૌશલમાં વધારે તાદૃશ બની શકે છે. ટૂંકી વાર્તામાં બનાવ એક હોવાથી, તેનો અભ્યાસ, અભ્યાસનો વિષય એક હોવાથી, તે વધારે આકર્ષક અને અસરકારક કરી શકાય છે.

નવલકથાના અને ટૂંકી વાર્તાના લેખકોમાં બે મત છે. એક મત જેવું હોય તેવું બતાવનારાઓનો છે. બીજો, માત્ર ઉત્કૃષ્ટ જગત, બતાવનારનો છે. પહેલા " વાસ્તવિક " ના દેખાડનાર છે. બીજા ભાવના બતાવે છે. પહેલો વર્ગ લોકોની દુર્વૃત્તિ અને પાપાચરણનાં ભયંકર, ત્રાસજનક ચિત્ર પણ રજુ કરી પવિત્રતા અને નીતિ, તથા સત્કાર્યના પ્રભાવ પ્રત્યે લોકોનું ધ્યાન ખેંચે છે. બીજા વર્ગના લોકો જગતની માત્ર સુન્દરતા તરફ, માનવ જીવનની ઉત્કૃષ્ટતા, પવિત્રતા, ઉત્તમ નીતિ પ્રત્યે વાચક વર્ગનું લક્ષ ખેંચે છે. બન્ને મતમાં જે કાંઈ ઉત્તમતા રહેલી છે તેનો સ્વીકાર થવો જોઇએ અને તેમ થાય તો બન્ને મત અગત્યના છે.

ટૂંકી વાર્તાની ઉત્કૃષ્ટતા, તેની સરલ અને કુશલ સંકલનામાં રહેલી છે. વાર્તાનો પ્રવાહ તેમાં સતત વહે છે. તેના સર્વે વિભાગ સુસંબદ્ધ હોય છે. ટૂંકી વાર્તાનું ચરિત્રાલેખન વધારે આબેહુબ જોઇએ. સમય, સ્થાન અને ઉદ્દેશ આખી વાર્તામાં ઘણે ભાગે એકજ રહેવાં જોઇએ. પાત્ર થોડાં પણ ધ્યાન ખેંચે તેવાં હોવાની જરૂર છે. નવલકથામાં એક મુખ્ય વિચાર હોય કે ન પણ હોય એમ બને છે. ટૂંકી વાર્તામાં એક મુખ્ય વિચાર અવશ્ય હોવો જોઇએ. કારણ કે જીવનના કોઈ એક ઉપયોગી અગર સૂક્ષ્મ વિભાગ, અમુક સ્થિતિનું સજીવ ચિત્ર આપી, કોઈ ધારી મૂકેલો વિચાર અગર અસર રજુ કરવી તે ટૂંકી વાર્તાના લેખનનો આશય હોય છે.

અસર ઉપજાવવા માટે ખાસ પ્રયાસ તેમ એક અમુક વસ્તુસ્થિતિ પર વિશેષ લક્ષ, એકાગ્રતા એ બાબતમાં ટૂંકી વાર્તા, નવલકથા, આખ્યાન અને સાદી વાર્તાથી જૂદી પડે છે. ટૂંકી વાર્તામાં બહુ વિભાગ હોતા નથી. નવલકથામાં મુખ્ય પાત્ર, ગૌણ પાત્ર હોય છે તેવું ટૂંકી વાર્તામાં વિશેષે કરીને હોતું નથી,; તેમ મુખ્ય સંકલના અને બીજી આંતર સંકલના એવું પણ તેમાં કાંઈ જોવામાં આવતું નથી.

પાત્ર અને પ્રસંગનું ઓછાપણું, સંવાદની પરાકાષ્ઠા, કલા, પ્રશ્નની એકાગ્રતા અને આબેહુબ ચિત્ર એ નાટકનાં લક્ષણો ટૂંકી વાર્તામાં પણ નજરે પડે છે. નાટકમાં એક અમુક વસ્તુસ્થિતિ પર જે લક્ષ આપવામાં આવે છે તેમ અસર માટે જે યોજના કરવામાં આવે છે તે ટૂંકી વાર્તા માટે અતિ આવશ્યક છે.

પ્રાચીન, અર્વાચીન સંસ્થાઓ, રીતરિવાજ, જગતની સાંસારિક, ધાર્મિક, રાજદ્વારી પ્રવૃત્તિઓ, મનુષ્ય સ્વભાવ, ભાવનાઓનાં રસિક અને અસરકારક ચિત્ર માટે ટૂંકી વાર્તા એક ઉત્તમ સાધન છે. જગતની રચનાનું વૈવિધ્ય, મનુષ્ય સ્વભાવ આદિ જગતના અનેક ચિત્રોમાં રહેલી ભિન્નતાને લીધે, વાર્તામાં વસ્તુ, પ્રસંગ અને પાત્રની, ખોટ પડે તેમ નથી.

વાર્તાલેખનના આરમ્ભ કાળમાં "રાજા રાણી" ની જ વાર્તા લખાતી ભાટચારણો અને ઓછા સંસ્કારવાળા લોકોની વાર્તામા "રાજા રાણી" નાજ વૃત્તાંત આવે છે જનસમાજના દરેક વિભાગની અગત્ય સમજાયા પછી જ, રાજાથી રંક સુધીના દરેક વર્ગના જીવનની વાર્તાઓ લખાવા માંડી છે. અંગ્રેજીમા આ નવીન યુગનો પ્રારમ્ભ ફિલ્ડિંગ અને ડિકન્સથી થયો છે. "ગુજરાતની જુની વાર્તાઓ" વાચતા પણ માલમ પડશે કે તેમાં પણ રાજા રાણી, પ્રધાન, રાજકુમાર, પ્રધાન પુત્ર એ જ પાત્રો મુખ્ય અંશે આવે છે. આ શિવાય બીજાં પાત્રોને મુખ્ય સ્થાન આપવામા આવ્યુ હોતુ નથી અંગ્રેજ અમલ દાખલ થયા પછી જ, અંગ્રેજી શિક્ષણ વડે જનસમાજ વિષેના લોકોના વિચારનો વિકાસ થયા પછી જ, ઉચ્ચ તેમ મધ્ય વર્ગના લોકજીવનની વાર્તાઓ ગુજરાતી ભાષામા લખાવા માંડી છે. હજુ પણ ગરીબ લોકોના જીવનને લગતી વાર્તા લખવાના પ્રયાસ બહુ થોડા છે

લેખકને વાર્તાના વિષય, માનવ જીવનમા એટલા બધા મળી આવે છે કે ખાસ પોતાના મત સિદ્ધ કરવાને કે વિરોધીઓ પર કટાક્ષ કરવાને વાર્તાલેખન યોગ્ય કામ હોય એમ માની શકાય નહિ. માનવ જીવનમા પણ આપણે કેટલુક એવુ અદ્ભુત, માનવ જીવનની વિલક્ષણતા, લોકોનાં ચરિત્ર, રહસ્ય, તેમની લાગણીઓ વિષે આપણે એટલું બધુ જાણીએ છીએ કે, એ એટલા બધા આપણા અનુભવમા આવે છે કે, તે અનુભવ અને જ્ઞાન વાર્તાદ્વારા લેખક, વાચક વર્ગ આગળ રજુ કરવા ધારે તો વસ્તુ માટે બહુ પ્રયાસ કરવાની જરૂર રહેતી નથી. છતાં કહેવુ જરૂરનું છે કે લેખનશક્તિનો ઉપયોગ, ઇર્ષ્યા, અગર વૈરની તૃપ્તિ માટે થવો જોઇએ નહિ. પરન્તુ એટલુ તો ખરૂ જ છે કે, માનવ જીવન, માનવ સ્વભાવ અને સૃષ્ટિસૌન્દર્ય વિષે અનુભવ અને કલ્પનાથી જેટલુ, તેમ જેવુ સરસ લખી શકાય, તેટલું તેમ્ તેવુ સરસ માત્ર કલ્પનાથી લખી શકાતું નથી

**વાર્તાની સામગ્રી**

કથાના લેખકે પોતાની સામગ્રીના સંગ્રહ માટે, અવલોકન કરવાની જરૂર છે. જગતમાં હરતાં ફરતા કોઈ પણ સ્થિતિમા, જે કાઈ અસરકારક, ધ્યાન ખેંચે તેવુ, આશ્ચર્યજનક, આનન્દપ્રદ માલમ પડે તે તેણે નોંધી લેવુ જોઇએ. બહારના જીવનની કેટલીક હકીકત અન્તરમાંથી પેદા થઈ શકતી નથી. તે ઉત્પન્ન કરવાને લેખકે, અંગત લાગણીઓ કોરે મૂકી સમભાવ સાથે સ્ત્રી પુરુષોના વચનો, કાર્યો, સમાજની જૂદી જૂદી સસ્થાઓની ગતિનું અવલોકન, અભ્યાસ કરવો જોઇએ. કોઈ પણ વાર્તા રજુ કરવા માટે, વિચારના પ્રતિપાદન માટે આ સઘળું જરૂરનું છે.

પરન્તુ માત્ર હકીકત એકઠી કરવામાં ફળ નથી. તેથી જ માત્ર વાર્તાની રચના થઈ શકતી નથી. કાંઇક નૈસર્ગિક કૃતિ, નવીનતા બતાવવી એ ટૂંકી વાર્તાના લેખકનો ઉદ્દેશ હોવો જોઇએ. વાર્તાની સામગ્રીમાં માત્ર ઉપર ઉપરની હકીકત નહિ પણ તે હકીકતમાં મનુષ્યનો

આત્મા, શરીર, શિષ્ટાચાર, હેતુ, પ્રસંગ અને ચરિત્ર આવવાં જોઇએ. ધડકતા, ઉછળતા માનવ જીવનની માર્મિક હકીકત જીવન્ત, ઉષ્માયુક્ત હોવી જોઇએ.

ટૂંકી વાર્તાની ખરી કીંમત, તે જે બતાવે તેમાં, તેમ તે વડે થઈ આવતી સૂચના, અને અર્થમાં, રહેલી છે. કોઈ પણ આકર્ષક દેખાવ, ચરિત્ર અગર બનાવનું પોતાના વિચાર મુજબ મહત્વ બતાવવું, તેમાં સર્વમાન્ય, અને નિત્ય સાક્ષરતાના અંશ, ગૌરવ અર્પણ કરવાં તે કથા લેખકનો ઉદ્દેશ હોવો જોઇએ. ઘણા લોકો, ઘણી ચીજો જૂદી જૂદી દૃષ્ટિથી જૂએ છે. દરેકને જૂદી જૂદી અસર પણ થાય છે. આ દેખાવ, આ અસર, ખાસ પ્રસંગ, લેખક વાર્તા દ્વારા દર્શાવી શકે છે.

ટૂંકી વાર્તામાં વર્ણનનો વિસ્તાર આવી શકે નહિ તેમ આવે તો રસિક થઈ પડે નહિ. વર્ણનમાં પણ જે કાંઈ વધારે આકર્ષક, મનોહર, સૂચક હોય તે જ આવવું જોઇએ. જીંદગીમાં કેટલીક સાધારણ બાબતો, નીરસ, નકામા પ્રસંગ, ઘણાં હોય છે તે કથામાં લાવવામાં કાંઈ ફળ નથી. ટૂંકી વાર્તા, જીવનની નકલ માત્ર નહિ પણ જીવનની એક અમુક બાજુ અગર મુદ્દાનું સરલ આલેખન હોવું જોઇએ.

વાર્તામાં જ્યાં સુધી લેખકનું વ્યક્તિત્વ ન આવે ત્યાં સુધી તે બહુ આકર્ષક થઈ પડતી નથી. વાર્તાલેખનમાં બીજાનો અનુભવ બિલકૂલ કામમાં આવી શકતો નથી. કોઈ પણ પ્રસંગ અગર આવિર્ભાવનો લેખકને પોતાને જે અનુભવ થયો હોય તેનું ચિત્ર તે સારી રીતે આપી શકે છે. આનો અર્થ એવો નથી કે લેખકની તેમાં અહંતા આવવી જોઇએ. અગત્યની વાત એટલી જ છે કે વાર્તાની સામગ્રી માટે, તેણે પોતાના અવલોકનાર્થે જાગ્રત રહેવું જોઇએ.

કોઈ પણ બિનાથી પોતાને આનન્દ અગર સન્તોષ થવા જેટલી ઉષ્મા, તેટલી યોગ્યતાનો પોતાને અનુભવ ન થાય ત્યાં સુધી લેખકે પોતાનું લેખન બન્ધ રાખવું જોઇએ. જે પ્રસંગ કે ચરિત્રનું ચિત્ર તેને આપવું હોય તેના ઉંડાણમાં તેણે ઉતરવું જોઇએ.

બુદ્ધિમાન્ લેખકોની સ્મરણ શક્તિ હમેશાં મજબુત હોતી નથી. વાર્તાના લેખકે પણ પોતાનાં સાધન, પોતાની સામગ્રીના સંગ્રહ માટે એક નોંધપોથી રાખવી જોઇએ છીએ. તેમાં અમુક વિચાર, અમુક ચિત્ર માત્ર નહિ પણ મુખમુદ્રા, નામ, લક્ષણ, વાર્તામાં દાખલ કરવા જેવા રસિક પ્રસંગ, ચરિત્ર, અસરકારક શબ્દો, કોઈ સુન્દર સંકલનાના વિચાર, વાર્તાને ઉપયોગી થઈ પડે તેવું વસ્તુ, વિચાર તેણે નોંધી રાખવાં જોઇએ. ટૂંકી વાર્તાના અમેરિકન લેખક હૉથોર્નની નોંધપોથીએ કેવું ઉત્તમ કાર્ય કર્યું છે તે સર્વ વિદ્વાનો સારી રીતે જાણે છે,

**વાર્તામાં ઉદ્દેશની અગત્ય.**

રંજન એ જ માત્ર વાર્તા લખવાનો ઉદ્દેશ હોવો ન જોઇએ. રંજન સાથે શિક્ષણની જરૂર છે. આથી જ ઉદ્દેશયુક્ત વાર્તાનું મહત્વ વધ્યું છે. સુશિક્ષિત વર્ગ ઉદ્દેશયુક્ત વાર્તાઓને જ પસંદ કરે છે, ઉદ્દેશ વગરનું જેમ માનવ જીવન નકામું થઈ પડે છે તેમ ઉદ્દેશ વગરની વાર્તાઓ કદાચ આનન્દ આપે છે, પરંતુ નકામા જેવી થઈ પડે છે. આ કારણથી ફ્રાન્સ અને અમેરિકામાં ઉદ્દેશયુક્ત વાર્તાના લેખન પ્રત્યે, વિશિષ્ટ લેખકોનું લક્ષ વધારે છે.

દરેક રસિક વાર્તામાં સંકલના હોય છે. સંકલનાનો પાયો એક અમુક વિષય, વિચાર, ઉદ્દેશ પર રચાયલો હોય છે. કોઈ એક અમુક બનાવની અસર, ખરી અગર કાલ્પનિક સ્થિતિ, કોઈ પણ પ્રકારની વૃત્તિ કે ચરિત્રના કોઈ ખ્યાલથી, વાર્તાની સંકલનાનો આરમ્ભ થાય છે. વાર્તા લખવાની વૃત્તિ જે વડે ઉશ્કેરાય છે, વાર્તાને હલાવનાર જે મુખ્ય બળ હોય છે, જેના પર વાર્તાના અસ્તિત્વનો આધાર છે તેવા કોઈ વિષય, વિચાર, ઉદ્દેશની હમેશાં જરૂર રહે છે. માત્ર અમુક બનાવ આમ બન્યો એવું બતાવે તેવી, કોઈ મુખ્ય વિચાર અગર ઉદ્દેશરહિત વાર્તા ઉત્તમ પદ મેળવી શકતી નથી.

વસ્તુ સંકલના.

. વાર્તાની મુખ્ય બિના જેના પર વાર્તાની રચનાનો આધાર હોય છે તેના જૂદા જૂદા વિભાગ અને વિષયની સંકલના સુસંબદ્ધ હોવી જોઇએ. તેમાં પરસ્પર વિરોધ આવે એ ઇષ્ટ ગણાતું નથી. તેથી રસની ક્ષતિ થાય છે. પાત્રાલેખન અને સંકલનાનો વિકાસ થતાં થતાં મુખ્ય બિના પર લેખકે એવી સરસ રીતે આવવું જોઇએ કે વાચકના હૃદય પર તે મુખ્ય બિના નિશ્ચલ અને આકર્ષક રહે. વાર્તાની સમગ્ર ગતિમા જે ચાલુ વ્યાપાર જોવામાં આવે છે તેની નિયમિત યોજના–તે વસ્તુસંકલના કહી શકાય. સાહસ અગર પરાક્રમની કોઈ વાર્તામાં વસ્તુ સંકલના હોવાનો સંભવ નથી કારણ કે તેમા માત્ર અમુક જાણવા જેવી બાબતનું બયાન જ હોય છે. અર્થયુક્ત, ઉદ્દેશાત્મક વાર્તાઓમાં સંકલનાની ઘણી જરૂર રહે છે કારણ કે ઉદ્દેશ સિદ્ધ કરવા માટે કાંઈ યોજના ઉભી કરવાની જરૂર રહે છે.

વસ્તુસંકલનાનો વિસ્તૃત અર્થ કરીએ તો યોજના અગર નકશો જ થઈ શકે છે. કેટલાક એમ કહે છે કે કથામાં સંકલના હોવાની જરૂર જ નથી, કારણ કે માનવ જીવનમાં હમેશાં સંકલના હોતી નથી. ખરી વાત છે કે માનવ જીવનમા ઘણા બનાવ નીરસ હોય છે. એ સઘળા વાર્તામાં આણવા એ પણ રસહીન થઈ પડે માટે જીવનમા જે કાંઈ અગત્યનું, ઉપયોગી હોય તે પસંદ કરી વાર્તાની વસ્તુસંકલના કલા વડે થવી જોઇએ.

ટૂંકી વાર્તાની સંકલના ગુંચવણ ભરેલી નહિ પણ સરલ હોવી જોઇએ. સાદી સંકલના જ સ્વાભાવિક છે અને બળવાન હોઈ શકે છે. એક ઉદ્દેશથી તે રચાવી જોઇએ, અને તેની અસરમાં એકતા જોઇએ. વાર્તા લખવી શરૂ કરતાં લેખકે પ્રથમ તેની મુખ્ય બાબત ઉપર અને પછી તેના અન્તિમ ભાગ ઉપર ખાસ દૃષ્ટિ રાખવાની જરૂર છે.

રસની જમાવટ માટે વાર્તાનો પ્રવાહ જલદી અને અસ્ખલિત વહેવો જોઇએ. લાંબાં લાંબાં વર્ણનો, સંવાદો અને શબ્દોની ભરતીથી આ પ્રવાહ અટકે છે. વર્ણનને બદલે સૂચનાથી, કુશળ પસંદગી અને ડહાપણ ભરેલી કાપકૂપથી ટૂંકાં ટૂંકાં વાક્યો અને અસરકારક શબ્દો વડે પ્રવાહ આનન્દ સાથે આગળ વધે છે.

શૈલી.

- કેટલાક લેખકો પોતાના લેખમાં માત્ર શબ્દો જ ભરે છે. અર્થ અગર વિચારના પ્રકાશન માટે જે આવશ્યક શબ્દો જોઇએ તે કરતાં વધારે શબ્દો તેઓ પોતાના લેખમાં ઠાંસે છે.

આથી લેખ ભારે અને કંટાળો આપનાર થઈ પડે છે. શૈલીના આડમ્બર અને ભવ્યતા કરતાં, સુજ્ઞજનો સરળતા અને સુન્દરતાને વધારે પસંદ કરે છે. ભાવ અને વિચાર પ્રદર્શન વિનાનાં ભાષા અને શૈલી વ્યર્થ છે. ટૂંકી વાર્તામાં લાંબાં લાંબાં વર્ણનો, લાંબા લાંબા સંવાદ અને ઉપદેશાત્મક વચનોના ગણુગણાટ કરતાં, તેમાં સ્પષ્ટ અને દૃઢ સંભાષણ, ટૂંકા પણ મીઠા અસરકારક સંવાદ, તથા ઉપદેશ, સંક્ષિપ્ત અને પરોક્ષ હોવો જોઇએ. વસ્તુસંકલના એવી ક્લિષ્ટ, એવી ગુંચવણ ભરેલી ન રાખવી જેથી વાચકને તેનો ઉદ્દેશ સમજવાને, તેનું રહસ્ય જાણવાને માથાકૂટ કરવી પડે. વાર્તાના વાચનનો હેતુ, વિશ્રાન્તિ, આનન્દ, શિક્ષણ, વિચાર, સૂચનાઓ આપવાનો, કુતૂહલ જાગ્રત કરવાનો હોય છે અને જેટલે અંશે આ સામગ્રી, તેને અનુકૂળ સંકલના પૂરી પાડવામાં લેખક વિજયમાન થાય છે તેટલે અંશે તેનું લેખન લોકપ્રિય થઈ પડે છે. સંજોગો અને વર્ણન કરતાં, પાત્રાલેખન તરફ નવલકથા અને વાર્તાના લેખકે વધારે ધ્યાન આપવું જોઇએ છીએ.

**પાત્રાલેખન.**

ટૂંકી વાર્તામાં ચરિત્રાલેખનની અગત્ય કાંઈ ઓછી નથી. ચરિત્રાલેખન માટે નિરીક્ષણની ખાસ આવશ્યકતા છે. જનસ્વભાવમાં વિચિત્ર અગર વિલક્ષણ શું છે તેની તપાસ કરવી એ હમેશાં લેખકનો હેતુ હોવો જોઇએ નહિ. છતાં ચરિત્રાલેખન એવું અગત્યનું જોઇએ કે માનવજાતિને તે સંતત રસ પૂર્ણ લાગે. અમુક ચરિત્રનું નિરીક્ષણ કર્યા પછી પ્રથમ તો લેખકને પોતાને તે વિષે અભિપ્રાય બાંધવો પડે છે. આ કારણથી લેખકે પોતાનો સ્વભાવ, પોતાની વૃત્તિઓ, પોતાના આવિર્ભાવ સમજવાની આવશ્યકતા છે. તે પોતે કાંઈ સમજતો હોય તો જ બીજાને સમજાવવાની યોગ્યતા તે બતાવી શકે. અનુભવસિદ્ધ પાત્રાલેખન જ આકર્ષક થઈ શકે છે. સંસર્ગમાં આવતાં અમુક પાત્રના ચરિત્રનું અવલોકન કર્યા બાદ તેને લેખમાં સ્થાન આપવા લેખકને ઇચ્છા થાય તો આસપાસના સંજોગોમાં તેણે એવો ફેરફાર કરવો જોઇએ કે તે ઓળખાઈ આવે નહિ.

નવલકથામાં કોઈ પાત્રના ચરિત્રનો ક્રમશઃ વિકાસ બતાવી શકાય છે; એક પાત્રની બીજા પાત્ર પર શી અસર થાય છે તે જણાઈ આવે છે. પરન્તુ ટૂંકી વાર્તામાં કોઈ પૂરૂં પાત્ર, અગર તેના જીવનનો મોટો ભાગ આવી શકતો નથી. કોઈ પણ પાત્રના જીવનનો અગત્યનો, મુદ્દાનો વિભાગ જે વડે તેના જીવનની કાંઈક તુલના થઈ શકે તે તેમાં આવે છે. જીવનના નાના મોટા પ્રસંગ અગર બનાવોની ટૂંકી વાર્તામાં પસંદગી કરવામાં આવે છે. પાત્રના દેખાવનું સંપૂર્ણ ચિત્ર પણ, સમસ્ત જીવનચરિત્રમાં આવી શકે. એક અમુક પ્રસંગ કે કારણથી મનુષ્યના અપાયલા ચિત્રમાં દેખાવના વિસ્તારની અગત્ય નથી. ચરિત્રના પૃથક્કરણમાં પણ અમુક મુદ્દાનું, જીવનના અમુક અગત્યના વિભાગનું, પૃથક્કરણ કરવું આવશ્યક છે. પાત્રનાં વચન, સંવાદ, તેમનાં કામકાજનાં સવિસ્તર વર્ણન કરતાં તેનું સંક્ષિપ્ત પણ સ્પષ્ટ દિગ્દર્શન થવાની જરૂર છે.

**સંભાષણ.**

પાત્રની વાતચિત ખરેખરી, સંભવિત હોવી જોઇએ, તેમ અમુક પાત્રને અનુસરતી હોવી જોઇએ. સંભાષણની પદ્ધતિ ઉપરથી પાત્ર ઓળખાઈ આવે એવી યોજના થાય ત્યારે જ તે સફળ કહેવાય. વાતચિતમાં વાતચિત કરનારનું વ્યક્તિત્વ તેમ વૃત્તિઓ આવવાં જોઇએ. વાતચિતમાં, પણ, કોઈ, અમુક અગત્યના પ્રસંગ, વાંચવાની ઉત્સુકતા ઉત્પન્ન કરે તેવું કાંઈ હોય છે તો જ તે પ્રિયતા પ્રાપ્ત

કરી શકે છે. વાતચિત બહુ મઝાની હોવી જોઇએ પણ તેમાં કૃત્રિમતા દાખલ ન થાય તેવી સંભાળ રખાવાની જરૂર છે. ભાવનાત્મક વાતચિત હોય ત્યાં જ સાધારણથી જૂદી વાત સંભવી શકે.

કાલ અને સમયની ગણનામાં ભ્રમ.

વર્તમાન નાટચકારોની માફક વાર્તાના કેટલાક લેખક એક બાબત બહુ મોટી ભૂલ કરે છે. વાર્તાના સમય અને સ્થાનને અનુકૂળ પરિધાન, રીતરિવાજ, સંભાષણ, આચારવિચાર અને વૃત્તિઓની યોજના વાર્તાના વસ્તુ અને પાત્રમાં થતી નથી, તેથી વાર્તાની વાસ્તવિકતા બતાવવામાં લેખક નિષ્ફળ જાય છે. દ્રષ્ટાન્ત તરીકે વિક્રમાદિત્યના સમયની વાર્તામાં, બુટ, પાટલુન, પોસ્ટઑફિસ, ઑસ્પિતલ, કૉન્સ્ટાઇન, જાહેર સભાએ એવી આધુનિક બાબતો આણવામાં આવે તો લેખનનો તે એક બહુ મોટા દોષ કહેવાય. વાર્તાનો ઉદ્દેશ ગમે તેવો ઉચ્ચ હોય, તેનું વસ્તુ ગમે તેવું સુન્દર હોય પરન્તુ સમય અને સ્થાનને અનુસરતા યોગ્ય સંયોગોની ઘટના કરવામાં ન આવે તો વાર્તાથી ધારવામાં આવેલી, ચિત્રની સુન્દરતા, સંપૂર્ણતા તેમ સાર્થકતા રજુ થઈ શકે નહિ.

વાર્તામાં અદ્ભુત તત્વ.

નેવલકથામાં જેમ અદ્ભુત તત્વ હોય છે અને જેને લીધે તે અદ્ભુત કથા કહેવાય છે તેવી જ રીતે ટૂંકી વાર્તામાં પણ અદ્ભુત તત્વ આવી શકે. વાસ્તવિક માનવ જીવન ઉપર વધારે ધ્યાન આપનાર વિવેચકો વાર્તાના અદ્ભુત તત્વને પસંદ કરતા નથી. પરન્તુ માનવ જન્મ, મનુષ્યનું જીવન, તેની બુદ્ધિ, આત્મા એ સર્વમાં એવા અદ્ભુત અંશ રહેલા છે કે કેટલાક અદ્ભુત અંશ વાર્તામાં આવવાથી વાર્તા કૃત્રિમ, કે અસંભવિત બનવાને બદલે, ઉંડો વિચાર કરનારને, સંભવિત, સ્વાભાવિક, અને સુન્દર લાગે છે.

લાગણીની અગત્ય.

ઉત્તમ કથાનું એક મુખ્ય લક્ષણ એ હોય છે કે દિલસોજ વાચકના હૃદયમાં તે લાગણી ઉત્પન્ન કરી શકે છે. જે જે કથાઓમાં આ બળ વધારે હોય છે તે સાહિત્યમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કરે છે એટલું જ નહિ પણ વાચક વર્ગને તે વધારે આકર્ષે છે. જે લેખકમાં વાચક વર્ગનાં હૃદય જાગ્રત કરવાની, હલાવવાની શક્તિ ન હોય તેણે પોતાના નિરીક્ષણ અને અનુભવથી તેનો વિકાસ કરવો જોઇએ છીએ, અને ત્યાં સુધી વાર્તાલેખનની પ્રવૃત્તિમાં તેણે પડવું જોઈતું નથી.

હાલની ઘણી કથાઓમાં, નાયક નાયિકાના, પતિપત્નીના ત્યાગ રહિત, સહેલા, ક્ષણિક, વિકારયુક્ત, નાજુક, તકલીદી પ્રેમનું પ્રદર્શન કરવામાં આવે છે તેને બદલે જ્યાં સુધી તેમાં દઢતા, ગમ્ભીરતા અને પવિત્રતાના અંશ આવશે નહિ ત્યાં સુધી ખરી પ્રીતિ, સ્નેહ, દયા, પરોપકાર, નિર્મળતા, દઢતા, ત્યાગ અને વીરત્વ આ ઉચ્ચ સદ્ગુણો વાર્તામાં તેમ જગતમાં યોગ્ય સ્થાન મેળવી શકશે નહિ. જગતમાં, યુવકયુવતીઓમાં, પ્રેમના આવેગનું અસ્તિત્વ અગત્યનું છે પરન્તુ કથાના લેખકને આ સાથે બહાદુરી, ધૈર્ય, જનદયા, ન્યાય, પરોપકાર આદિ ઘણા વિષયો લેખન માટે મળી શકે છે. માત્ર અમુક છોકરી જોઈ, પ્રીતિ થઈ, તેની

સાથે લગ્ન કરવાની ઈચ્છા થઈ, પરણ્યાં અને સુખી થયાં, એ પ્રકારનું જ વસ્તુ પસંદ નહિ કરતાં અન્ય ઉત્તમ વસ્તુ વાર્તાના લેખકે પસંદ કરવું જોઇએ.

હાસ્ય અને કરુણા.

અન્યની આપત્તિ જોઈ આપણને જે લાગણી, જે સમભાવ ઉત્પન્ન થાય છે, તેને સાહાય્યભૂત થવાને આપણને જે વૃત્તિ થાય છે. અને તેવી સહાયતા કરતાં આપણને જે આનન્દ થાય છે તેનું ચિત્ર કથાસાહિત્યમાં ઘણી મજબુત છાપ પાડી શકે છે. આપણે સર્વે એક જ પિતાનાં સંતાન છીએ. રાજા અને પ્રજાજન, ધનવાન અને નિર્ધન જન્મથી સર્વે સમાન છે, તે આપણામાં રહેલી સહાનુભૂતિ, કરુણાની લાગણી ઘણી સરસ રીતે સિદ્ધ કરે છે. જે વાર્તાઓ વાચકના હૃદયમાં, સહાનુભૂતિની, કરુણાની લાગણી, વિશેષ ઉત્પન્ન કરી શકે છે તે પરિણામે જનસમાજને ઉન્નત કરવામાં વધારે સાહાય્યભૂત થાય છે.

મનુષ્યજીવન હમેશાં આનન્દ અને ઉદ્વેગથી મિશ્ર રહે છે એટલે જે વાર્તાઓમાં, જે કથાઓમાં, હાસ્ય અને કરુણાનાં તત્વોનું સુન્દર મિશ્રણ હોય છે તે ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરી શકે છે. આનન્દ અને ઉદ્વેગ એ લાગણીઓમાં એવો સંબન્ધ છે કે કરુણાજનક પ્રસંગો વાચકને હમેશાં પ્રિય ન લાગે તેમ કરુણ તત્વ વિનાનાં, કેવળ આનન્દજનક ચિત્ર પણ પ્રિયકર થઈ પડે નહિ. હાસ્યના, આનન્દના તો કોઈ પ્રસંગ હોય, ટૂચકા હોય. માનવ જીવન તદ્દન ઉદ્વેગમય કે સર્વાંશે આનંદયુક્ત હોઈ શકે નહિ. જીવનમાં તેનું જેમ મિશ્રણ હોય છે તેમ વાર્તામાં હાસ્ય અને કરુણાનું મિશ્રણ વધારે સ્વાભાવિક અને આકર્ષક થઈ પડે છે. હાસ્ય રસમાંથી અશ્લીલતા અને હલકાઈનાં તત્વ હમેશાં દૂર રહેવાં જોઇએ. શિષ્ટતાયુક્ત હાસ્ય રસ જ સન્માન પાત્ર હોઈ શકે છે.

આપણા કથાસાહિત્યમાં હજુ હાસ્ય રસની, આનન્દવૃત્તિની અભિવૃદ્ધિ બરાબર થઈ નથી. હેતુ, ઉદ્દેશ, વાર્તામાં જરૂરનાં છે. પરન્તુ વાર્તામાં તેને હદ બહાર અગત્ય આપી, ગમ્ભીર તત્વ હમેશાં વધારે દાખલ કરવાં, હાસ્યનાં તત્વોને નરમ પાડવાં, તે, જીવન, માત્ર શ્રમપૂર્ણ, લુખ્ખું અને આનન્દરહિત છે, એવું બતાવવા જેવું થાય છે. જીવનનું આશાજનક ચિત્ર જેને આપવું છે, મનુષ્ય હૃદયમાંથી જેને નિરાશા અને ખિન્નતા દૂર કરવાં છે, માનવ જીવન જેને ઉન્નત આનન્દથી અજવાળવાં છે, તેણે જીંદગીના ઉદ્વેગ સાથે, જીવનનાં ગંભીર તત્વ સાથે, જીવનના આનન્દનું રસિક મિશ્રણ કરવું જોઇએ છીએ. હાસ્ય રસની ઉત્પત્તિ માટે કાંઈ નિયમ હોઈ શકતા નથી. હાસ્ય રસની જમાવટ કરનારે અમુક નિયમને અધીન રહેવું જોઇએ એવું કાંઈ નથી. લેખક પોતે આનન્દ અનુભવે છે, અને તેનો આનન્દ વાચકવર્ગમાં વિસ્તરે છે કે કેમ તે જ આપણે જોવાનું છે.

એક સુન્દર ચિત્ર જોવાથી, એક મધુરું સંગીત શ્રવણ કરવાથી જે આનન્દ ઉત્પન્ન થાય છે, સદ્‌વૃત્તિના જે ઉલ્લાસ પ્રકટ થાય છે, તે જ આનન્દ અને ઉલ્લાસ એક ઉત્તમ ટૂંકી વાર્તાનું વાચન ઉપજાવી શકે છે. કોઈ કાવ્યમાં તેનો પ્રસ્તાવ, તેનું આમન્ત્રણ, તેનું મંગલ, જેમ આકર્ષક હોય છે તેમ વાર્તાનો આરમ્ભ પણ ટૂંકો છતાં રસિક હોવો જોઇએ. વાર્તાના

આગળ વધવામાં કાંઈ વિક્ષેપ આવવો ન જોઇએ. સફળતા, સુન્દરતા અને સરળતા સાથે સંબન્ધપૂર્વક આગળ વધવી જોઇએ. સૂર અને તાલની એકતાના સુનિયમના પાલનથી જેમ સંગીત મઝા આપે છે તેમ ટૂંકી વાર્તામાં પાત્ર અને વિચારના આલેખનની એકતા વાચકને આનન્દ આપે છે. વાર્તાનો આરમ્ભ, વાર્તામાં રહેલા પ્રશ્નનું નિરાકરણ, વાર્તાનો અન્ત, એ સર્વની રચના, એવી સરસ, એવી સુન્દર, એવી ખુબી ભરેલી થવી જોઇએ કે વાચન પૂરૂં થતાં લેખક અને વાચક અત્યન્ત આનન્દ અને સન્તોષ સાથે છૂટા પડે.

ડાહ્યાભાઇ લક્ષ્મણ (બન્ધુસમાજ.)

---

# રક્ષણીય પૂર્વ આફ્રિકાનો સંક્ષિપ્ત ઇતિહાસ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૫૧ થી. )

ઓમાનના એલબુસાઇદી વંશના પગ ભેળ પુરૂષ ઈમામ મહમદ બીન સૈયદે ૧૭૮૫ માં તેનાં સર્વોપરી આધિપત્યનો અગ્થાથી સ્વીકાર કરવા સારૂ મઝરૂઈ લોકોને એરજુલમથી ફરજ પાડી; પરંતુ પાંચમા એલબુસાઇદીના સૈયદ સૈદબીન સુલતાનના ૧૮૦૯ મા થયેલાં રાજ્યા રોહણ સુધી મસ્કતનાં રાજ્યને તેના આફ્રિકાના પુરાણા રાજ્યની પુનઃ પ્રાપ્તિની યુક્તિ રચવાનો ખ્યાલ પણ આવ્યો નહતો.

પાટેના લોકો જેમને મઝરૂઈ લોકોએ હંફાવી નાખી વશ કર્યા હતા તેમની માગણીથી ૧૮૨૨ ના સૈયદ સૈદે પાટે અને પેમ્બા કબજે કર્યા અને મોમ્બાસાને પણ તેમ કરી લેવાની ધમકી સાથે સાવચેતી આપી.

મઝરૂઈ લોકોના સુલેમાનબીન અલી નામના રાજાએ ગ્રેટબ્રીટનની સહાયની યાચના કરી જે યાચનાની તે સમયે (ડીસેમ્બર ૧૮૨૩) આફ્રિકાના પૂર્વ કિનારાપર ફર્યા કરતાં અંગ્રેજ વ્હાણ "બારા કાઉટા" ના અધિપતિ કેપ્ટન વાઇડલે ચોખ્ખી ના પાડી. તેમ છતાં પણ મઝરૂઈ લોકો તેમની હદમાં બ્રીટીશ વાવટો ચઢાવવા લાગ્યા. બ્રીટીશ વ્હાણ "લીવન" ના અધિકારી કેપ્ટન ઓવનને ૧૮૨૪ ના ફેબ્રુઆરી માસમાં આ વાવટો ઉડતો માલુમ પડવાથી તેણે બ્રીટીશ સરકારની મંજુરીથી એક અલ્પકાળે સ્થાયી રક્ષણીય રાજ્ય ( Protectorate ) સ્થાપ્યું. લેફટેનન્ટ આર. એન. રીટઝ (જેના સ્મરણાર્થે પોર્ટ રીટઝ નામ પાડવામાં આવ્યું છે) ને રેસીડેન્ટ નિમવામાં આવ્યો હતો અને તેના મોહું પશ્ચાત અલ્પ સમયમાં શીલીપ્સ નામના વ્હાણમાંના મુખ્ય અધિકારીને તેની જગ્યાએ નિમવામાં આવ્યો હતો. તો પણ બ્રીટીશ સરકારે રક્ષણીય રાજ્ય રાખવાની ના પાડી અને બે વર્ષનાં અંતર પશ્ચાત પોતાનું રક્ષણ પાછું ખેંચી

લીધું: અને સલીન બીન અહમદ જેણે સુલેમાન બીન અલીને પદભ્રષ્ટ કર્યો હતો તે વંશ પરંપરા ગત પોતાનો વાલીપણાનો હક કાયમ રાખી અને શહેરની ઉપજનો અર્ધો ભાગ આપવાની શરત કરી ૧૮૨૮ માં સૈયદ સૈદને શરણે ગયો. જો કે આવી રીત્યે સલાહ થઈ ગઈ. સલેહ વર્તવા લાગી તો પણ તે કેવળ અલ્પાયુષી જ હતી. મસ્કતવાળાની સત્તાનું ઉચ્છેદન કરવા મઝરૂઈ આરબોએ કરેલા બે નિષ્ફળ-વ્યર્થ પ્રયાસો પશ્ચાત સૈયદ સૈદે ૧૮૩૭ માં મોમ્બાસા લીધું અને તે સમયે ત્યાં રાજ કરતા મઝરૂઈ રાશીદબીન સલીમને છળકપટથી પકડયો અને તેને ક્ષુધિત અને તૃષિત અવસ્થામાં મારી નાંખવા સારૂ તેના ૨૪ અનુયાયીઓ સહિત બંદર અબ્બાસના કારાગૃહમાં મોકલાવી આપ્યો.

આવી રીત્યે મઝરૂઈની સત્તાનો લય થયો—તુટી પડી. રાજ્યનાં ઐક્યના બે વિભાગ પડી ગયા. વડી શાખાવાળા ગાઝીમાં અને લઘુ શાખાવાળા ટકાઉન્ગુમાં સ્થળાંતર કરી રણ જ્યાં તેઓ ન્હાના રાજાઓ તરીકે રાજ ચલાવતા હતા. આ રીતિ જો કે ૧૮૯૫ સુધી કોઈ દહાડો કાયદેસર રીત્યે સ્વીકારવામાં આવી નહોતી.

૧૮૩૨ માં સૈયદ સૈદ પોતાની રાજધાનીનું સ્થળાંતર કરી મસ્કતથી જંગબાર ઉપાડી લાવ્યો જ્યાં ૧૭૮૪ ના વર્ષે થયાં લામુની માફક અરબસ્તાનથી નિમેલો અમલદાર રાજ ચલાવતો હતો. એડમીરલ બ્લેનેટ્ટ તળેના બ્રીટીશ વ્હાણ "લ્યો પર્ડ" ની અમલદાર મંડળી માંહેના એક લેફ્ટેનન્ટ બીસેલે શહેરની હકીકત આપી હતી. બોનાપાર્ટનાં રક્ત સમુદ્ર વાટે ઇન્ડીઆ પ્રતિ આગમનના યત્નને ભાગી પાડવાને વાસ્તે આ વ્હાણને મોકલવામાં આવ્યું હતું. બીસેલ લખે છે કે—"શહેર થોડાંક ઘરોનું બનેલું છે, બાકીનાં બધાં ઘાસની સાદડીનાં ઝુંપડાં છે જે ઘણાં સ્વચ્છ છે." આ ઉપરથી એમ માલુમ પડશે કે ઇમારતો બાંધવાના કૌશલ્યની ઉભાં અને આડાં પાતળાં લાકડાંના તાટાં પર માટીના સ્તર લગાડી દિવાલો બનાવવાની રીતિ (wattle and daub system of architecture), જે અધુના સામાન્ય થઈ પડી છે, તે સમયે જંગબારમાં પ્રચલિત નહોતી. દુર્ગ જે મૂળ પોર્ટુગીઝ લોકોએ બાંધ્યો હતો તેને લીવાલીવાળા હાકેમો માંહેના એક યાકુટી નામના એબીસીનીઅન લીવાલીએ ૧૮૦૦ ના વર્ષના અરસામાં સમાર્યો હતો.

થોડાંક જ વર્ષના અંતરે જંગબાર કિનારા પર આવેલાં શહેરોમાં એક વિપુલ-મોટું અને ઘણું જ અગત્યનું શહેર થઈ પડયું હતું. ૧૮૩૬ માં સૈયદની કોર્ટમાં અમેરીકન લોકોએ એક વ્યાપારિક પ્રતિનિધીય સ્થાન* સ્થાપ્યું અને ક્ષેત્રમાં પ્હેલ વ્હેલા જ હોવાથી તેઓએ પૂર્વ આફ્રિકામાં તેઓની સુતરાઉ કાપડ અને લોખંડના સામાનનો બહોળો ફેલાવ કર્યો. ચાર વર્ષ પશ્ચાત લેફ્ટેનન્ટ કર્નલ હેમરટનને જંગબારમાં તેનું મુખ્ય સ્થાન બનાવવાની આજ્ઞા કરી "હિઝ હાઇનેસ ઇમામના રાજ્યમાં બ્રીટીશ એલચી અને એચ. ઈ. આઈ. કંપનીના એજન્ટ" તરીકે મોકલવામાં આવ્યો હતો. ૧૮૪૪ માં ફ્રેન્ચ એલચી આવી જંગબારમાં રહ્યો અને તદન્તર ક્રમેક્રમે પોર્ટુગાલ (૧૮૩૯,) ઇટાલી, બેલ્જીઅમ અને જર્મની (૧૮૮૫) અને ઑસ્ટ્રીઆ હંગેરી (૧૮૮૭) આદિના એલચીઓ નીમવામાં આવ્યા.

* Consurate.

અમેરીકન લોકો જોકે જંગબાર અને પૂર્વઆફ્રિકામાં વ્યાપારાદિ મહત્ કાર્ય કરવાવાળા પ્હેલવ્હેલાજ ગોરા લોક હતા તથાપિ ફ્રેન્ચ અને એથી ઉતરતે દરજ્જે સ્પેન અને પોર્ટુગાલના લોકોએ ૧૮ મી સદી થયાં ટાપુ અને મહા ભૂમિ બન્નેયને રહેલાં વિહાર ક્ષેત્ર તરીકે માન્યાં ગણ્યાં છે કે, જે ક્ષેત્રોમાંથી ગુલામોનાં ઉપધાનો-ચાપણોની પ્રાપ્તિ કરી તેઓ અને આરબ લોકો મસ્કત, ઇન્ડીઆ, મોરેસીઅસ અને દક્ષિણ અમેરીકા ચડાવી દેતા.

એચ. ઈ. આઈ. કંપનીનાં વ્હાણુ 'ટરનાન્ટો'ના કેપ્ટન સ્મીએ ૧૮૧૧ માં એવો અડસટો કહાડયો હતો કે જંગબારમાંથી પ્રતિ વર્ષ ૬૦૦૦ થી ૧૦૦૦૦ ગુલામોનો નિકાસ થતો હતો જ્યારે આયાત આશરે ૧૫૦૦૦ હતી. ફક્ત ગુલામ વેચવાના વ્યાપારનો પ્રતિબંધ-નિષેધ કરવાના ઉદ્દેશથી જ ઇંગ્લાંડે પૂર્વઆફ્રિકામાં પગપેસારો કીધો અને જંગબારના સુલ્તાન સાથે આ સમ્બન્ધે પ્હેલવ્હેલું કરારપત્ર ૧૮૨૨ માં કરવામાં આવ્યું. ગુલામગીરીનો પ્રધ્વંસ કરવાનાં મહત્વવાળાં કાર્ય—જે ઈંગ્લાન્ડે વગર મદદે કર્યું છે-ને ફલિભૂત કરવામાં ૮૦ વર્ષ લાગ્યાં છે પરંતુ એક સત્ય હકીકતને વાસ્તે તેણી ( ઇન્ગલાન્ડ ) મગરૂબ છે કે, તેણીના પરિશ્રમે કરીને જ પૂર્વઆફ્રિકાની ગુલામો વેચવાની મારકેટો બંધ થઈ છે અને ગુલામગીરીનો અવસાન આવી ગયો છે. સીદી લોકોને હવે તેઓનાં ઘરોમાંથી છીનવી લેવામાં આવતા નથી, અંદરના ભાગમાંથી કિનારા પર આવવાની ભીતિ અને જુલ્મ ગુજારવામાં આવતો નથી તેમ જ ગુલામી વ્હાણુમાં બેસી મુસાફરી કરવા ત્રાસ વર્તાવવામાં આવતો નથી.

સૈયદ સૈદની કારકિર્દિમાં એકલું જંગબાર જ કાંઈ અગત્યનાં બંદર તરીકે ખીલવવામાં આવ્યું નહોતું પરંતુ મોમ્બાસા અને લામુ પણ તદ્રુપ બન્યાં હતાં. આખાય કિનારાને આધીન સર કરવામાં થોડોક કાળ વ્યતીત થયો અને અન્ય નગરોની સાથે સિયુ, પાટે અને ફાઝા એ તેને અતિશય શ્રમ આપ્યો હતો. પાટેના નાબ્હાહાન્ રાજાની પ્રથમની ચઢાઈથી સિયુને સત્તરમી સદીમાં બેહદ ખમવું પડયું હતું અને તેઓનું રક્ષણ-બચાવ કરવા માટે ત્યાંના ( સિયુના ) લોકોએ જો નાબાહાન્ લોકોને હાંકી કહાડવામાં ફતેહમંદ નિવડે તો શહેરની ઉપજનો અર્ધ ભાગ આપવાની કબુલાત આપી સામેની મહા ભૂમિ પર વસતા સોમાલી લોકોની સ્હાયની યાચના કરી. તેઓએ તેનો સ્વીકાર કર્યો અને સિયુને બચાવી લીધુ. દ્વિ પ્રકારનું વિચિત્ર રાજ્યપ્રકરણુ બાંધવામાં આવ્યું. ફ્રેમાઓ ( અગાઉ એશીઆમાંથી આવી અત્રે વસનાર લોકોનો વંશ જ ) અને સોમાલી શેખ એકબીજાનાં સ્વપ્રકરણુથી વ્યવસ્થા રાખતા હતા. આ પદ્ધતિ ૧૮૧૨ સુધી ચાલી. જે વર્ષમાં મટાકા નામના ફ્રેમાઓ શેખે સઘળી સત્તા તેના હસ્તમાં લઈ લીધી. સોમાલીઓએ સૈયદ સૈદને વિજ્ઞપ્તિ કીધી. શહેરને કબજે કરવા તેણે ૬ ઠ્ઠી જાનેવારી ૧૮૪૩ ના રોજ અત્યન્ત શ્રમ લીધો, કિન્તુ તે નિષ્ફળ નિવડયો. વળતાં વર્ષમાં પણ વૃથા શ્રમ લેવામાં આવ્યો હતો અને આખરે સૈયદ સૈદ અને મટાકાનાં મર્ણોના પરિણામે ૧૮૫૫ પશ્ચાત સિયુના શેખે જંગબારના સુલતાનની સર્વોપરી સત્તા સ્વીકારી. પાટેના લોકો સિયુના લોકો સાથે ભળી ગયા અને ૧૮૬૬ સુધી તેઓનું સ્વાતંત્ર્ય ટકાવી રહ્યા. ફીઝા એક ગ્ઝીબીન સેફ જેને પછીથી ગવરનર બનાવવામાં આવ્યો હતો તેના પ્રપંચ અને છળભેદનું ભોગ થઈ પડયું અને ઇમ્પીરીઅલ બ્રીટીશ ઈસ્ટ આફ્રિકા કંપનીના એજન્ટોએ તેને પદભ્રષ્ટ કરી જંગબારમાં મર્ણપર્યંત ( ૧૮૯૬ ) કારાગૃહમાં કેદ કર્યો ત્યાં સુધી તેણે આવી રીતે રાજ્ય ચલાવ્યું.

સૈયદ સૈદના ફળિભૂત નિવડેલા મહત આશયોમાં એક એ હતો કે તેણે જંગબારની છેક સમીપની મહાભૂમિથી તે દૂર દેશ જે અધુના કોન્ગો ફ્રી સ્ટેટસ કહેવાય છે ત્યાં સુધી વ્યાપારનાં મથકો બંધાવ્યાં. આરબોનું છેક અનુકરણ કરી યુરોપીય શોધકોએ પૂર્વ આફ્રિકાના ગર્ભમાં પર્યટન કર્યાં અને છેલ્લી ઓગણીસમી સદીના અન્તિમ ભાગમાં દરેક દિશાઓમાં સફરો (Expeditions) કરવામાં આવી હતી અને તેના પ્રતિફળથી આ દેશ જે તત્પર્યંત બિલકુલ અણદીઠો અને અજાણ્યો હતો તે અધુના ખુલ્લો થઈ ગયો છે. ૧૮૪૮ અને ૧૮૪૯ માં રેબ્મેન અને ક્રાફ વાઉન્ટસ કીલીમાન્જારો અને કેનિયાની શોધ કરી; ૧૮૫૭ માં બર્ટન અને સ્પેકીએ લેક ટાન્ગા નૈકામાં મુસાફરી કરી, અને ૧૮૫૮ માં સ્પેકી લેક વીક્ટોરીઆમાં આવી પહોંચ્યો; સ્પેકી અને ગ્રાન્ટે યુગાન્ડાના રાજા મ્ટેસાની મુલાકાત લીધી અને નાઈલના પ્રદેશમાં ઉતર્યા જેના કંઠ પર તેઓ ૧૮૬૨ માં સર સેમ્યુઅલ બેકરને મળ્યા; ભિન્ન ભિન્ન રસ્તાઓથી મુસાફરી કરી કેમેરન અને સ્ટેન્લીએ આફ્રિકાનું અતિક્રમણ કર્યું. ૧૮૮૨ અને ૧૮૮૩ માં ફીશર અને ટોમ અને મસાઈના દેશમાં પગપેસારો કર્યો; અને કાઉન્ટ ટેલેકીએ ૧૮૮૭ માં લેક્સ રૂડોલ્ફ અને સ્ટીફનીની શોધ કરી.

સૈયદ સૈદ ૧૮૫૬ માં સમુદ્રમાં મર્ણ પામ્યો. તેનાં મૃત્યુપત્રના આધારે તેનો વડો પુત્ર સૈયદ ટવેઇનિ ઓમાનનો રાજા થયો અને લઘુ પુત્ર સૈયદ મજીદને જંગબાર અને પૂર્વ આફ્રિકાના કિનારાનાં રાજ્યો મળ્યાં. પોતાને મળેલા વારસાથી અસંતુષ્ટ બની વડાએ ૧૮૫૯ માં જંગબારવાળાને હલ્લો કરવાની ધમકી આપી પરંતુ અંગ્રેજ મુસાફરોએ તેની એ વૃત્તિનો નિષેધ કર્યો. આ તકરાર તે સમયના ઇન્ડીઆનાં વાઇસરાય લોર્ડ કેનીંગની સમક્ષ રજુ કરવામાં આવ્યો હતો, જેના ફેંસલાથી જંગબારને ઓમાનના સ્વતંત્ર રાજ્ય તરીકે જાહેર કરવામાં—ઠરાવવામાં આવ્યું અને ઈમામને ઇન્ડીઆ તરફથી વાર્ષિક ખંડણી આપવામાં આવતી હતી. સૈયદ મજીદ ૧૮૭૦ માં મર્ણ પામ્યો અને તેના પછી તેના ભાઈ બરગાશને તેનાં પદની પ્રાપ્તિ થઈ.

ઇજીપ્તમાં ઇસમાલ પાશાની કારકિર્દિના અન્તિમ ભાગનાં થોડાંક વર્ષો દરમિયાન ઇજીપ્શીઅન સુદાનની ગવર્નમેન્ટ અતિશય મહત્વાકાંક્ષિત બની. તેણીએ સોમાલી લેન્ડના અમુક ભાગને ખાલસા કર્યો તથાવિધ એબીસીનીઆને પણ ખાલસા કરવાનો યત્ન કર્યો. યુગાન્ડા સુધી નાઈલ પર તેણીના હાકેમોને મોકલ્યા. એક કિલોપ પાશાના હુકમ તળે ચાર ઇજીપ્શીઅન લડાયક વ્હાણો ૧૮૭૫ માં આફ્રિકાના પૂર્વ કિનારા સુધી આવ્યાં અને ભૂખંડનાં બંદરો કબજે કરવા હુમલો કર્યો. ઓક્ટોબર માસમાં કીસમાયુના બંદરમાં લંગર નાંખી ૩૫૦ ઘોડે સ્વારોને દારૂગોળા સાથે ભૂમિપર ઉતારવામાં આવ્યા. ૨૨ મી ડીસેમ્બર સુધીમાં જુબાના મુખ સમીપનો દેશ પ્રાપ્ત થયો. ત્યારે સૈયદ બરગાશના ઠરેરા—"સર્વ શક્તિમાનને તેમનું પ્રસ્થાન કરવાની ઈચ્છા છે" તે અનુસરી ખેદીવ જેને બ્રીટીશ સરકારે ભવિષ્યનું રૂપ કલ્પી નિવેદન કર્યું હતું તેના તરફથી મળેલા હુકમને માન દઈ તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

૧૮૮૦ અને ૧૮૮૫ નાં વર્ષોના અંતરમાં જર્મન લોકો પૂર્વ આફ્રિકામાં પોતાનાં જ વ્હાણોથી વ્યાપાર ઉદ્યોગ કરવા લાગ્યા; તેઓના પ્રતિનિધિઓ (Agents) વારંવાર કિનારા પર આવતા ગયા અને અંદરના ભાગના જુદા જુદા રાજાઓ સાથે સંધિ પત્રો કરતા ગયા.

૧૮૮૫ ની ૧૭ મી ફેબ્રુઆરી પર્યંત આ સંધિપત્રો પરોક્ષ અર્થાત અધિકારના અભાવે કરેલાં (Unofficial) જ રહ્યાં, જ્યારે પરદેશમાં જઈ પોતાનાં સ્થાનો રોપવાવાળી જર્મન મંડળીને તેમના શહેનશાહે રક્ષણ આપવાનો લેખ ઇનાયત કર્યો.

જંગબારના સુલતાનનાં રાજ્યનું ૧૮૮૬ માં નિરૂપણ કરવામાં આવ્યું, જ્યારે ત્યાં વસતી ભિન્ન ભિન્ન દેશોની પ્રજાઓના અધિકારીઓએ એકત્ર થઈ સિમાઓ નક્કી કરી. એવો કરાર કરવામાં આવ્યો હતો કે તેનું રાજ્ય જંગબાર અને પેમ્બાના ટાપુઓ તથા લામુના ઘણા ન્હાના ન્હાના ટાપુઓની* સાથે ઓઝી નદીના મુખ સમીપ ટૂન્ગીએથી કીપીની સુધી કિનારા પરની દસ માઈલની મામુદ્રથુની અને કીસમાયુ, બગવા, મેર્કા, મકડીશુ અને વારશેખનાં બંદરોનું બનેલું હતું. સુલતાનના દસ માઇલના ટુકડાની પછવાડેના દેશના બે ભાગ પાડવામાં આવ્યા હતા; ઉત્તર દિશાનો અર્ધો ભાગ ઇન્ગલાન્ડ અને દક્ષિણ દિશાનો અર્ધો ભાગ જર્મનીને આપવામાં આવ્યો હતો.

૧૮૮૭ ની ૨૫ મી મેના રોજ સૈયદ બરગશે તેનો યુમ્બા નદીથી તે કીપીની સુધીનો મહાભૂમિનો દેશ બ્રીટીશ ઇસ્ટ આફ્રિકા એસોસીએસનને બક્ષીસ—પ્રદાનમાં આપ્યો. અને વળતાં વર્ષમાં તેની પશ્ચાત ગાદીએ આવનાર સૈયદ ખલીફાએ યુમ્બા નદીથી દક્ષિણ દિશાનો દેશ જર્મનીને એવીજ રીતે આપ્યો. બ્રીટીશ એસોસીએસનનું ઇમ્પીરીઅલ બ્રીટીશ ઇસ્ટ આફ્રિકા કમ્પની તરીકે રૂપાંતર વા પુનઃ બંધારણ કરવામાં આવ્યું અને ૧૮૮૮ ની ૩ જી સપ્ટેમ્બરના રોજ બાદશાહી લેખ બક્ષવામાં આવ્યો હતો.

પારેથી ન્હાસી આવી આશ્રય લઈ વસેલા નાબાહાન લોકોથી વસેલાં વીટુનાં સ્વતંત્ર રાજ્યને જર્મનલોકોએ ૧૮૮૫ માં પોતાનાં રક્ષણીય તરીકે જાહેર કર્યું અને તત્પશ્ચાત ત્રણ વર્ષનાં અંતરે લામુના ટાપુના પ્રદાન વિતરણને માટે પ્રત્યક્ષ—કાયદેસર માગણી કરવામાં આવી. સુલતાને તેનો અનાદર કર્યો અને ૧૮૮૯ ના ઑગસ્ટ માસમાં ઓઝી અને જુબા નદીઓનાં મુખો વચ્ચેના તેના આખાય મુલકને બ્રીટીશ ઇસ્ટ આફ્રિકા કંપની ગણોતપટે આપવાની માગણી કરી. જર્મનીએ વાંધો ઉઠાવ્યો અને ૨૨ મી ઓક્ટોબરના રોજ જુબા અને વીટુ વચ્ચેના મુલકને પોતાના રક્ષણીય દેશ તરીકે જાહેર કર્યો. આ પ્રશ્નને નિર્ણય કરવા સારૂ પંચના હસ્તમાં મુકવામાં આવ્યો પરંતુ પંચે ફેંસલો આપ્યો તે પૂર્વે ઇન્ગલાન્ડ અને જર્મની વચ્ચે તારીખ ૧ લી જુલાઈ સને ૧૮૯૦ ના રોજ સંધિપત્ર કરવામાં આવ્યું જેના આધારે જર્મનીએ ટાનાથી ઉત્તર દિશાનો મુલક અને કેટલાંએક અન્ય રક્ષણીય રાજ્યો પરથી તેનાં પ્રતિફળમાં જંગબારના સુલતાન તરફથી ગણોત પેટે લીધેલો દેશ અને હેલીગોલેન્ડના ટાપુ પર નિશ્ચયાત્મક હક લઈ પોતાનો હક ઉઠાવી લીધો.

૧૪ મી સપ્ટેમ્બર ૧૮૯૦ ના રોજ વીટુમાં ૧૦ જર્મન લોકોનાં ખૂન કરવામાં આવ્યાં હતાં જે પરથી તે કૃતઘ્નનું વૈર લેવા એડમીરલ સર ઈ. ફ્રીમેન્ટલનાં આધિપત્ય તળે એક નૌકા સૈન્ય રવાના કરવામાં આવ્યું. શહેરને બાળી નાખવામાં આવ્યું અને બંડખોરો ત્યાંથી

* Archipelago,

ં ભરાઈ ગયા, જ્યાંથી તેઓ દીર્ઘ કાળ સુધી દેશને બહુ જ હેરાનગતિ આપતા. ...૯૬ માં કંપનીએ વીટુને છોડી દેવાનો નિશ્ચય કર્યો અને સરકારે સલતાનનાં રાજ્યની વ્યવસ્થા હસ્તમાં લીધી.

૧૮૪૪ માં મોમ્બાસામાં સ્થપાએલી ચર્ચ મીસનરી સોસાઇટીએ ૧૮૭૭ માં તેમની એક પ્રથમની મંડળીને યુગાન્ડા મોકલી અને તત્પશ્ચાત અલ્પ સમયમાં જ એલ્જીરીઆના પાદરીઓ (જે white fathers તરીકે ઓળખાતા હતા) ની હકુમત તળેના રોમન કેથેલીકોએ તેનું અનુકરણ કર્યું. યુરોપીઅનોને માલુમ પડી આવ્યું કે મુસલમાન લોકો તેઓના પ્હેલાં પહોંચી વળ્યા હતા અને જો કે પ્રથમ તો તેમને સારૂં માન આપવામાં આવ્યું હતું અને ઉચ્ચ પ્રકારની શુશ્રુષા કરવામાં આવી હતી તથાપિ તેઓને ત્યાંના રાજા અને પ્રજાના હસ્તથી બે હદ ઉપેક્ષા–અપમાન અને અભિદ્રોહ સહન કરવો પડયો હતો. મીસનરીઓનાં આગમન પૂર્વે પડી ગયેલાં તડો (પક્ષો) અને તેમની વચ્ચે ચાલતા વિરોધ અને કજીઆએ યુગાન્ડાને લગભગ પાયમાલ કરી નાંખ્યો હતો, અને હવે ત્રણ નૂતન ધર્મો દાખલ થવાથી કજીઓ ગાઢ બની વધવા લાગ્યો. કેટલાક વર્ષો સુધી એ દેશ ધાર્મિક વિગ્રહમાં જ મચ્યો રહ્યો. રાજા પ્રથમ એક પક્ષને મદદ આપતો અને તત્પશ્ચાત તરત જ અન્ય પક્ષને. ૧૮૯૦ ના વર્ષની શરૂઆતમાં ડોકટર પીટર્સ જેણે એમીન પાશાને સ્હાય કરવાનો કેવળ નામનો જ પ્રારંભ કર્યો હતો તે અચાનુચ યુગાન્ડામાં આવી પહોંચ્યો અને ત્યાંના રાજા સાથે જર્મનીના હિતમાં રાજકીય સંધિપત્ર કરવાની વિદી ચલાવી. પરન્તુ ઇન્ગલાન્ડ અને જર્મની વચ્ચે થયેલા કોલકરારોના ઉદ્દેશ મુજબ ધી ઇમ્પીરીઅલ બ્રીટીશ ઇસ્ટ આફ્રિકા કમ્પનીએ એજ વર્ષમાં યુગાન્ડાનો કબજો લઈ વ્યવસ્થા કરવા માંડી. ૧૮૯૩ ની ૧ લી એપ્રીલના રોજ કમ્પનીએ વ્યવસ્થા સરકારને હસ્તઅરસ્ત–સુપ્રત કરી દીધી અને ત્યારથી થોડા માસ પશ્ચાત પહેલ વહેલા કમિસનરની નીમણુંક કરવામાં આવી. ૧૮૯૪ અને ૧૮૯૫ માં યુન્યોરો, યુસોગા, નાન્ડી, અને કવીરોન્ડોનો કબજો પ્રાપ્ત થયો અને આ બધાય મુલકને રક્ષણીય યુગાન્ડા તરીકે સંયુક્ત કરવામાં આવ્યો.

૧૮૯૫ ના ફેબ્રુઆરી માસમાં ટકાઉન્ગુમાં થોડે ઘણે અંશે ગંભીર બંડ ઉદ્ભવ્યું. તે ગામના લીવાલી સલીમ બીન હમીસ એલમઝરઇના મર્ણ પશ્ચાત તેના પુત્ર રાશીદ બીન સલીમને તેનું પદ ધારણ કરવા કમ્પનીએ પસંદ–મંજુર કર્યો. એક અન્ય દાવાદાર ઉભો થયો જેને મુસલમાની શેરીઆ (કાયદા) મુજબ લીવાલીપણુંનો વધારે સારો–મજબૂત હક હતો પરંતુ તે બ્રીટીશ પ્રત્યે સારૂં વર્તન નહિ ચલાવતો હોવાથી તેના દાવાને રદ કરવામાં આવ્યો. તે ઉપરથી તે ગોન્જેરોમાં ચાલ્યો ગયો અને લડાઈ કરવાની ધમકી આપવા લાગ્યો. તે બંડખોરને વશ કરવા એક નૌકા સૈન્ય મોકલવામાં આવ્યું અને તેમાં પરાજય પામવાથી તે ગાઝીમાં જઈ ભરાઈ પેઠો. રાજ્યતંત્ર આવી અનિયમિત સ્થિતિમાં હતું જે સમયે કમ્પનીના અધિકાર–સત્તાનો અંત આવ્યો.

મિસ્તર (પછીથી સર) એ. હાર્ડિન્જ જેને હિઝ મેજેસ્ટીઝ કમિસનર અને કોન્સલ જનરલ નીમવામાં આવ્યો હતો તેણે તારીખ ૧ લી જુલાઈ ૧૮૯૫ ના રોજ રક્ષણીય પૂર્વ આફ્રિકા

પર બારોબાર ફોરેનઓફીસની સત્તા સ્થાપિત કરી ઑગસ્ટમા મઝરૂઇની વડી શાખાએ અંદરો અંદર લડવાનો નિર્ણય કર્યો અને ઉત્તરે ક્રીપીનીથી તે દક્ષિણે વાન્ગા સુધીના કિનારા પર આવેલા શહેરોના લોકોથી બખેડાનુ દળ ઉભરાવા લાગ્યુ ગાઝીનો રાજા મુબારક બીન રાશીદ જંગબારના સુલતાન સામે ત્રણ વખત બંડ ઉઠાવી ચૂકયો હતો અને તેમા તેને ગેરશાસન નહિ મળેલુ હોવા સબબે તે અંદેશો ગણ્યા વિના સમજતો હતો કે તે બ્રીટીશ સત્તાધીશો સામે કોઈ પણ પ્રકારનો ભય રાખ્યા વગર લડાઈમા ઉતરી શકશે. ન્હાની ન્હાની-ક્ષુદ્ર લડાઈઓ કર્યા પશ્ચાત પોતાની યુદ્ધ વિચેષ્ટા આશા રહિત હતી એમ માલુમ પડી જવાથી તે તેના અનુયાયીઓ સહિત હદ ઓળંગી જર્મનના રાજ્યમા ગયો. અને ૧૮૯૬ ની ૨૦ મી એપ્રીલના રોજ જર્મન પૂર્વ આફ્રિકાના ગવર્નરને શરણે ગયો

યુગાન્ડાના ભવિષ્યના ઉત્કર્ષ સમ્બન્ધે આવતી ખબરો એવી લાભપ્રદ હતી કે તે દેશને વ્યાપારના ઘણા જ અગત્યના ક્ષેત્ર તરીકે ગણવામા આવતો જતો હતો તથાપિ માલ લઈ જવાના સાધનોનો અભાવ મુખ્ય અંતરાય હતો આ બાબતનો ઉપાય કરવા માટે મોમ્બાસાથી વિક્ટોરિયા ન્યાન્ઝા સુધી રેલ્વે બાધવાની યોજના યોજવામા આવી અને ૧૮૯૨ ૯૩ મા પ્રાથમિક સરવે કરવામા આવી પ્હેલ વહેલી રેલો ૧૮૯૫ મા મુકવામા આવી અને ઘણી મુસ્કેલીઓ પડવા છતાય કિનારાથી સરોવર સુધી અઠવાડિક ટ્રેનનો આવજા ૧૯૦૧ ની આખરમા શરૂ કરવામા આવી

૧૮૯૭ ના સપ્ટેમ્બર માસમા યુગાન્ડાના સ્દાની લોકોના સૈન્યમા દારુણ બળવો ફાટી નીકળ્યો માહાડીસ્ટ લોકો સામે થઈ ઉષ્ણ કટિબંધના સુદાનને ટકાવી રહેનાર એમીન પાશાના લશ્કરના અવશેષમાથી આ માણસોની ભરતી કરવામા આવી હતી અને અધુના તેઓ ક્ષત્રીય મુલકના પ્રત્યેક દુર્ગોમા પડાવ નાખી રહ્યા હતા યુગાન્ડા અને યુન્યોરોના રાજાઓ આ બળવામા સામેલ થયા હતા અને એક સમયે એવી ભીતિ પ્રસરી રહી હતી કે કદાચિત મુસલમાની રાજ્ય સ્થાપવામા તેઓનો શ્રમ ફળિભૂત નિવડશે પરન્તુ આખરે બળવો શાંત થઈ ગયો અને યુગાન્ડા અને યુન્યોરોના રાજાઓને કેદ કરી સેસીલમા હદપાર કરવામા આવ્યા

૧ લી એપ્રીલ ૧૯૦૨ ના રોજ નૈવાશા અને કીસુમુના પ્રાંતોને યુગાન્ડાથી છુટા કરી પૂર્વ આફ્રિકા સાથે મેળવી દેવામા આવ્યા આ બે (યુગાન્ડા અને પૂર્વ આફ્રિકા) ક્ષત્રીય મુલકો વચ્ચેની સિમા અધુના વિક્ટોરિયા ન્યાન્ઝાના પૂર્વ કિનારાથી માઉન્ટ એલ્ગન અને ત્યાથી ટર્કવેલ નદીથી રૂડોલ્ફ સરોવર સુધી આવેલી છે ૧ લી એપ્રીલ ૧૯૦૫ના દિને આ બે રક્ષણીય મુલકોની વ્યવસ્થા ફોરેન ઓફીસ કનેથી કોલોનિયલ ઓફીસને સુપ્રત કરવામા આવી

પૂર્વમા મહા અનિષ્ટ ચિંતન ગાહીઆ ત્યેગે યુગાન્ડા રેલ્વેના મધ્યસ્થ સ્ટેશન નાઇરોબી (જેને ૧૯૦૭ મા ગવર્નમેન્ટ સેન્ટર તરીકે જાહેર કરવામા આવ્યુ છે અને વર્તમાનમા કેટલી સરકારી ખાતાઓની હેડ ઓફીસો મોમ્બાસાથી ઉપાડી ત્યા લઈ જવામા આવી છે ) તેમા ૧૯૦૨ મા દેખા દીધો અને પુન. ૧૯૦૫ અને ૧૯૦૬ મા વિક્ટોરિયા સરોવર પર આવેલા કીસુમુ ( રેલ્વે તેને પોર્ટ ફ્લોરેન્સ કહી ઓળખાવે છે અને જે રેલવેનુ અન્તિમ સ્ટેસન ter minus છે ) અને વોઈ (લગભગ મોમ્બાસા અને નાઇરોબીના મધ્ય ભાગમાં છે) મા પણ

૧૯૦૫ તથા ૧૯૦૬ માં એ રોગનો ઉપદ્રવ ઉદ્ભવ્યો હતો. એવી માન્યતા રખાય છે કે આ ઉભય સ્થળોમાંનો રોગ આ દેશનો ખાસ પોતીકો-સ્વયં રોગ ( Evdimic ) હતો. ભારે શ્રમ અને ઉત્સાહ ભરી સાવચેતી અને ઉપચારોના પરિણામે આ દુષ્ટ-ભયંકર-ત્રાસદાયક મરકીનો ઉપદ્રવ આગળ નહિ પ્રસરતાં એટલેથી જ સમી ગયો તથાપિ ભીતિ રહેતી હતી કે કાળાંતરે એ ઉપદ્રવ પુનઃ ઉદ્ભવશે. કીસુમુમાં અવાર નવાર રોગનો ઉપદ્રવ થયાંજ કરે છે તેને આ દેશનું સીકલી સ્થાન ગણવામાં આવ્યું છે. ત્યાં રહેતા માણસોને ઘણે ભાગે Black water fever Oneamoniaના રોગ લાગુ પડે છે અને આ રોગોથી ભાગ્યશાળી લોકો જ બચવા પામે છે.

થોડાં ગત વર્ષો દરમિયાન ભિન્ન ભિન્ન પ્રસંગે રમખાણુ મચાવનારા લોકો તેમાં ખાસ કરીને નાન્દી, કીકુયુ અને જુબા લેન્ડના સોમાલી લોકો-સામે તેમને દેહાંતની શિક્ષાઓ કરવી આવશ્યક માલુમ પડી છે. તેમ છતાં પણ વર્તમાનમાં આ ઉભય રક્ષણીય રાજ્યોમાં શાંતિ પોતાનું સામ્રાજ્ય જમાવી રહી છે.

એવી આશા રખાય છે કે આ ઉભય રાજ્યો દીર્ઘ કાળ વિત્યા પૂર્વે ખાલસા થઈ બ્રીટીશ સામ્રાજ્યનો એક ઉમદો ભાગ થઈ રહેશે.

મોમ્બાસા.
બ્રીટીશ ઈસ્ટ આફ્રિકા. } રાણા દોલતસિંહ સિસોદિયા.

---

# જૈન કવિ જયભદ્ર.

છેલ્લાં પચાસ વર્ષમાં ગુજરાતના પ્રાચીન કવિઓ તથા ગ્રંથકારો વિષે માસિકો તથા સાપ્તાહિકો વગેરેમાં યોગ્ય ચર્ચા થઇ છે. પરંતુ જૈન કવિઓ તથા ગ્રંથકારો તરફ ગુજરાતના સાક્ષરોની અમૃતભરી દૃષ્ટિ થઈ નથી અને જૈન સાહિત્ય તપાસવા તરફ વિદ્વાન વર્ગ કેવળ બેપરવા રહ્યો છે એમ જોઇ લેવાય છે. કવિ દલપતરામે કાવ્યદોહનની પ્રસ્તાવનામાં જૂદા જૂદા કવિઓના સંબંધમાં કંઇક કહ્યું છે—તેમનાં નામ માત્ર પણ સંભાર્યાં છે ત્યારે જૈન કવિઓ કે લેખકો સંબંધી એક અક્ષર પણ લખ્યો નથી. કાવ્યદોહનના પહેલા ભાગમાં જ્યારે તેમણે ૩૦ કવિની કવિતાઓ લીધી છે ત્યારે તેમાં માત્ર ૧ એકજ જૈન કવિની કવિતા દાખલ થવાને ભાગ્યશાળી થઇ છે. કવિ દલપતરામે, શાસ્ત્રી મજલાલે તથા બીજાઓએ ગુજરાતના જુના કવિઓ તથા લેખકો તરફ જનમંડળનું લક્ષ દોરવા થોડો ઘણો પણ પ્રયત્ન કર્યો પરંતુ જૈન કવિઓ તથા લેખકો તરફ લક્ષ દોરવાને યોગ્ય ધાર્યું નહિ એટલુંજ નહિ પણ કવિ દલપતરામે તો કાવ્યદોહનમાં એવા પ્રકારની નોંધ લીધી કે જેથી જૈન કવિઓ તથા ગ્રંથકારો તરફ જનમંડળનું દુર્લક્ષ જ થાય. બેશક તેમણે જાણી જોઇને તેમ કર્યું નથી પરંતુ જૈન કવિતા કે લેખનું સારસ્ય જોવા તપાસવા જેટલો શ્રમ લેવાનું તેમણે મન કર્યું નહિ અને તેને પરિણામેજ વિદ્વાન વર્ગ એ જૈન સાહિત્ય તરફ બેપરવા રહ્યો. કવિ દલપતરામ કાવ્યદોહનમાં પૃ. ૧૫૩ મે જણાવે છે કે " બીજા હિંદુઓ

કરતાં જૈનના જતિઓના રચેલા ગુજરાતી ભાષાના ગ્રંથો ઘણા છે પણ તેમાં માગધી ભાષાના તથા બીજા તરેહવાર શબ્દો આવે છે માટે અમે ઝાઝી કવિતા તેઓની લીધી નથી." મને લાગે છે કે હાલની કેટલાક લેખકોની સંસ્કૃતમય ગુજરાતી ભાષા કરતાં જૈનોની ગુજરાતી ભાષા સમજવી કઠણ નહિ હોય. વળી વિશેષમાં હું એમ માનુંછું કે પ્રાકૃત અપભ્રંશ અને જૂની ગુજરાતીમાંથી હાલની ગુજરાતીનું જે બંધારણ થયું છે તેમાં ક્રમસર કેવા કેવા વિકાર થયા છે તે જોવા જાણવાનું ખરેખરૂં સાધન જ જૈન ગ્રંથો છે. ગઈ બે ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના માનવંતા પ્રમુખોએ પોતાના ભાષણોમાં જૈન ગ્રંથો તરફ યોગ્ય આદર બતાવ્યો છે અને સ્પષ્ટ જણાવ્યું છે કે જૈનોએ ગુજરાતી સાહિત્યની ઉપયોગી સેવા બજાવી છે.

નરસિંહ મહેતાના વખત પહેલાંની ભાષા પણ ગુજરાતી છે અને ગુજરાતી ભાષાનો કાળ ૧૪ મા શતક પહેલાંનાં પણ બે એક શતકો સુધી લંબાય છે. હવે જો એ શતકોમાંની ગુજરાની ભાષાની કવિતાઓ તપાસી એ તો આજની ગુજરાતી ભાષાની કવિતાઓ કરતાં તેમાં વિશેષ ફેર દેખાઈ આવશે. અને ફેર પડવોજ જોઇએ એ સ્વાભાવિક છે; પરંતુ તેથી તે શતકોનાં લખાણો ગુજરાતી નથી એમ જેમ કહી શકાય નહિ તેમ તે લખાણો તરફ સાહિત્યના ઉપાસકો તરફથી વાજબી રીતે બેપરવા પણ રહી શકાય નહિ. માત્ર સંસ્કૃત શબ્દોથી ભરેલી કે માત્ર ફારસી શબ્દોથી ભરેલી કવિતાઓ પણ જો સાહિત્યના ઉપાસકોને પ્રિય હોય તો પછી પ્રાકૃત માગધી શબ્દોના પરિચયવાળી જૈન કવિતાઓનો બહિષ્કાર તેમનાથી શી રીતે થઇ શકે? ગુજરાતી સાહિત્યના ઉપાસકોનુ લક્ષ આ બાબત તરફ ખેંચવા માટે જ આટલો ઉલ્લેખ કરવો પડ્યો છે અને તે સાક્ષર મંડળ ક્ષંતવ્યજ ગણાશે.

જૈન સાધુની જુની ગુજરાતી કવિતા જે હાથમાં આવી છે તે મુનિશ્રી વિજયભદ્રજીની કવિતા છે. પાટણ, જેસલમેર કે ખંભાતના ભંડારમાંથી કદાચ હજી પણ તેથી જૂની કવિતાઓ હાથ લાગે પરંતુ હાલતો આપણે તેને જૂનામાં જૂની ગુજરાતી કવિતા કહી શકીશુ. કેમકે વિજયભદ્ર મુનિની એ કવિતા સંવત ૧૪૧૨ (ઈ. સ. ૧૩૫૬)માં લખાયેલી છે. વિજયભદ્ર મુનિ, નરસિંહ મહેતા પહેલાં આશરે ૧૦૦ સોએક વર્ષ ઉપર થયા હશે. કેમકે કવિ નર્મદાશંકરના જણાવવા મુજબ જ્યારે નરસિંહ મહેતો સં. ૧૫૦૦માંહતા ત્યારે ગૌતમ સ્વામિનો રાસ કહે છે કે વિજયભદ્ર મુનિ સં. ૧૪૧૨ માં હતા.

વિસ્તારભયથી વિશેષ નહિ કહેતાં હવે આપણે વિજયભદ્ર મુનિની કવિતા જોવા માટે ગૌતમ રાસનો કંઇક ભાગ તપાસીએ. એ રાસમાં લખ્યા મુજબજ લખવાથી જોવા જાણવાનું વધારે ઠીક પડશે.

॥ પ્રથમ ભાષા ॥ વીર [1]જિનેશ્વરચરણ કમલ કમલાકય વાસો ॥ [2]પણમવિ [3]પભણિશું સામિસાલ ગોતમ ગુરૂ રાસો ॥ [4]મણુતણુ વંયણ એકંત [5]કરવિ [6]નિસુણો [7]ભો [8]ભવિયાં ॥ જિમ નિવસે તુહ્મ દેહ ગેહ, ગુણગણ [9]ગહગહિયા ॥ ૧ ॥

૧ જિનેશ્વર. ૨ પ્રણમી. ૩ પ્રભણીશું. ૪ મનતનુવચન. ૫ કરી. ૬ સુણો. ૭ હે ૮ ભવિજન. ૯ ગડગડતા.

કવિતાની આ કડીઓ રોળાવૃત્ત (કાવ્યછંદ) ને ઢાળે ગાઈ શકાશે. એ કડીનો અર્થ એમ બેસાડી શકાય છે કે–કમળના સમૂહથી વાસિત શ્રી મહાવીર જિનેશ્વરના ચરણ કમળને પ્રણામ કરી, મહારાજ શ્રી ગૌતમ ગુરુનો રાસ કહીશું. હે ભવિક (સંસ્કારી) જનો મન, શરીર અને વચનને એકાગ્ર કરી તે તમે સાંભળો. જેથી કરી તમારા દેહ મંદિરમાં ગહગહતા (આનંદના–ઉત્સાહક) ગુણોનો સમૂહ આવી વસે.

॥ [1]તાણપુત્ત [2]સિરિ [3]ઇંદભૂઈ ભૂવલય પસિદ્ધો ॥ ચઉદ દહવિ [4]ગ્ગુા વિવિહ રૂળ નારીર સુવિદ્ધો ॥ વિનય વિવેક વિચાર સાર ગુણગણુ [5]હં મનોહર ॥ સાત હાથ સુપ્રમાણુ દેહ રૂપે રંભાવર ॥ ૩ ॥

તે (વસુભૂતિ વિ:) નો પુત્ર શ્રી ઇંદ્રભૂતિ (ગૌત્તમ) પૃથ્વીમાં પ્રસિદ્ધ હતો. વિવિધ પ્રકારે ચૌદ વિદ્યાએ જાણતો હતો. વિનય, વિવેક, સુવિચાર વગેરે ગુણોનો તે ભંડાર હતો સાત હાથની સુંદર મનોહર દેહવાળો રંભાના વર (ઈંદ્ર!) જેવો રૂપાળો હતો.

॥ નયણ વયણ કર ચરણુ [6]જિન [7]વિપંકજ [8]જલપાડીય ॥ તે જે તારાચંદ સૂર આકાશ ભમાડિયા ॥ [9]રૂવે [10]મયણુ અનંગ [11]કરવિ [12]મેલ્હિઓ નિરધાડિય ॥ ધીરમેં મેરૂ ગભીર સિંધુ ચંગમ ચિળચાડીય ॥ ૪ ॥

તેનાં નયન, વચન, હાથ અને પગ જોઇને કમળ તો જઇને જળમાં પડયાં. તેનું તેજ જોઈ તારા ચંદ્ર અને સૂર્ય આકાશમાં ભમવા લાગ્યા. તેનું રૂપ જોઈ મદન (કામદેવ) અંગ વિનાનો થઈ ગયો. ધીરજમાં તે મેરૂ જેવો ને ગંભીરતામાં સાગર જેવો હતો (ચંગમચિય) એ લખાણુ સમજાતું નથી. લહિયાએ લખવામાં કાંઈ ગરબડ ગોટા કર્યો હતો કોણુ જાણે.

॥ દ્વિતીય ભાષા ॥ [13]ચરમ જિણેસર કેવળ [14]નાણી । [15]ચઉવિહસંઘ [16]પઇઠ્ઠા જાણી ॥ પાવાપુર સામી [17]સંપત્તો । ચઉવિહ દેવનિકાયેં [18]જુત્તો ॥ ૮ ॥

છેલ્લા જિનેશ્વર કેવળ જ્ઞાની (મહાવીર) ચતુર્વિધ સંઘની પ્રતિષ્ઠા (વધવાનું) જાણી એ પ્રભુ ચાર જાતના દેવતા સહિત પાવાપુરી પધાર્યા.

॥ દેવેં સમવ સરણુ તિહાં કીજે । જિણુ દીઠે મિથ્યા મતિ ખીજે ॥ ત્રિભુવન ગુરૂ સિંહાસણુ બઇઠો । તતખિણુ મોહ દિગંતે પઇઠો ॥ ૯ ॥

દેવતાઓએ ત્યાં સમવસરણુ રચ્યું જે જોઇને મિથ્યામતિ ખીજ્યા. એ સમવસરણુમાં દેવતાએ ગોઠવેલા સિંહાસન ઉપર ત્રણુ ભુવનના ગુરૂ જેવા તે મહાવીર દેવ બેઠા કે તરત એ સમવસરણુની સભામાંથી મોહ રાજાએ પોબારા ગણ્યા. (મોહ ભાવ સર્વેને જતો રહ્યો ને સમભાવ દાખલ થયો.)

---

૧ તેનો પુત્ર. ૨ શ્રી. ૩ ઇંદ્રભૂતિ. ૪ વિદ્યા. ૫ હહિની પેઠે પાદપૂર્ણાર્થે. ૬ જેનાં ૭ કમળ. ૮ જળમાં પાડ્યું. ૯ રૂપે. ૧૦ મદન. ૧૧ કરી. ૧૨ મેલ્યો. ૧૩ છેલ્લા. ૧૪ જ્ઞાની. ૧૫ ચતુર્વિધ. ૧૬ પ્રતિષ્ઠા. ૧૭ સંપ્રાપ્ત થયા–આવ્યા. ૧૮ યુક્ત.

॥ [1]ઉવસમ રસભર ભરી વરસંતા । [2]જોજનવાણિ [3]વખાણ કરંતા ॥ [4]જાણવિ [5]વદ્ધમાણ જિણપાયા । સુરનર કિન્નર આવે રાયા ॥ ૧૨ ॥

પ્રભુએ ઉપશમ રસથી ભરપુર વાણીના વરસાદ વડે બુલંદ અવાજે વ્યાખ્યાન આપવા માંડ્યું. વર્ધમાન ( મહાવીર ) જિન ત્યાં આવ્યા છે એ ખબર સાંભળી દેવ, મનુષ્ય, અને કિન્નર તેમ જ રાજાઓ પણ તે તરફ આવવા લાગ્યા.

યજ્ઞમાં નહિ આવતાં બધાઓ મહાવીર તરફ જાય છે એવું જાણી ગૌતમ જેઓ વિપ્ર હોવાથી યજ્ઞ કરતા હતા તેઓ મહાવીરને હરાવવા યજ્ઞભૂમિ ઉપરથી એકદમ ઉઠ્યા અને સાથે ૫૦૦ શિષ્ય લઈ સમવસરણ તરફ ચાલ્યા.

॥ તૃતીય ભાષા ॥ તો ચઢિઓ [6]ઘણમાણ [7]ગજે । ઇંદભૂઈ [8]ભૂય દેવતો ॥ હુંકારો કરી સંચરિઓ । કવણ સુજિણવર દેવતો ॥ ૧૭ ॥

ગાઢ માન રૂપી હાથી ઉપર તે ઇંદ્રિભૂતિ ( ગૌતમ ) ભૂદેવ ચડ્યો અને એમ હોંકારો કરીને આગળ વધ્યો કે એ જિનવર દેવ કોણ છે?

॥ [9]સહસકિરણ સમવીરજિણુ । [10]પેખ્ખાવિરૂપ વિસાલતો ॥ એહ અસંભવ સંભવ એ । સાચો એ ઇંદ્રિ જાલતો ॥ ૨૧ ॥

સૂર્ય સમાન એ વીર પ્રભુનુ સુંદર રૂપ જોઇને અસંભવિતને સંભવિત કરી દેખાડનાર આ તો કોઈ ઇંદ્રિ જાલીઓ છે એમ તેને લાગ્યું.

॥ તવ બોલાવે ત્રિજગગુરૂ । ઇંદભૂઈ [11]નામેણતો ॥ શ્રી મુખ સસય [12]સામિ [13]સવે, ફેડે વેદ [14]પએણતો ॥ ૨૨ ॥ માન મેલ્હિ મદ ઠેલિ કરે । [15]ભગતે નામે [16]સીસતો ॥ [17]પંચસયાસું વ્રત લિઓએ । ગોયમ પહેલો [18]સીસતો ॥ ૨૩ ॥

ત્રણ લોકના ગુરૂ શ્રી મહાવીરે ગૌતમને તેનુ નામ લઈ આદરથી બોલાવ્યા. પોતાના શ્રી મુખથી તેને વેદ પદમાં જે કંઈ શંકા હતી તે સર્વેનુ સારી રીતે સમાધાન કર્યું. મહાવીરના આવા ઉત્તમ જ્ઞાન વડે તે માન મેલી અહંકારને અળગો કરી ભક્તિથી વીર પ્રભુને વંદના કરવા લાગ્યા અને પોતાના પાંચમેં શિષ્ય સહિત જૈન દીક્ષા લીધી. એ રીતે ગૌતમ વીર પ્રભુના પહેલા શિષ્ય થયા.

---

૧ ઉપશમ. ૨ જોજન સુધી સંભળાય તેવી—બુલંદ અવાજવાળી. ૩ વ્યાખ્યાન-ભાષણ-ધર્મદેશના. ૪ જાણી. ૫ વર્ધમાન. ૬ ઘનમાન. ૭ ગજ ઉપર. ૮ ભૂદેવ. ૯ સહસ્ર કિરણ. ૧૦ પેખી. ૧૧ નામવડે. ૧૨ સ્વામિ. ૧૩ સર્વે. ૧૪ વેદ પદ વડે. ૧૫ ભક્તિથી. ૧૬ માથું. ૧૭ પંચશત. ૧૮ શિષ્ય.

કવિતાની આ કડીઓ રોળાવૃત્ત ( કાવ્યછંદ ) ને ઢાળે ગાઈ શકાશે. એ કડીનો અર્થ એમ બેસાડી શકાય છે કે-કમળના સમૂહથી વાસિત શ્રી મહાવીર જિનેશ્વરના ચરણ કમળને પ્રણામ કરી, મહારાજ શ્રી ગૌતમ ગુરૂનો રાસ કહીશું. હે ભવિક (સંસ્કારી) જનો મન, શરીર અને વચનને એકાગ્ર કરી તે તમે સાંભળો. જેથી કરી તમારા દેહ મંદિરમાં ગહગહતા ( આનંદના-ઉત્સાહક ) ગુણોનો સમૂહ આવી વસે.

॥ [1]તાણપુત્ત [2]સિરિ [3]ઇંદભૂઈ ભૂવલય પસિદ્ધો ॥ ચઉદ દહવિ [4]જ્જા વિવિહ રૂળ નારીર સુવિદ્ધો ॥ વિનય વિવેક વિચાર સાર ગુણગણ [5]હ મનોહર ॥ સાત હાથ સુપ્રમાણ દેહ રૂપે રંભાવર ॥ ૩ ॥

તે (વસુભૂતિ વિપ્ર)નો પુત્ર શ્રી ઇંદ્રભૂતિ (ગૌતમ) પૃથ્વીમાં પ્રસિદ્ધ હતો. વિવિધ પ્રકારે ચૌદ વિદ્યાએ જાણતો હતો. વિનય, વિવેક, સુવિચાર વગેરે ગુણોનો તે ભંડાર હતો સાત હાથની સુંદર મનોહર દેહવાળો રંભાના વર (ઇંદ્ર!) જેવો રૂપાળો હતો.

॥ નયણ વયણ કર ચરણ [6]જિન [7]વિપંકજ [8]જલપાડીય ॥ તે જે તારાચંદ સર આકાશ ભમાડિયા ॥ [9]રૂવે [10]મયણ અનંગ [11]કરવિ [12]મેલ્હિઓ નિરધાડિય ॥ ધીરમેં મેરૂ ગંભીર સિંધુ ચંગમ ચિળચાડીય ॥ ૪ ॥

તેનાં નયન, વચન, હાથ અને પગ જોઇને કમળ તો જઇને જળમાં પડ્યાં. તેનું તેજ જોઈ તારા ચદ્ર અને સૂર્ય આકાશમાં ભમવા લાગ્યા. તેનું રૂપ જોઈ મદન ( કામદેવ ) અંગ વિનાનો થઈ ગયો. ધીરજમાં તે મેરૂ જેવો ને ગંભીરતામાં સાગર જેવો હતો (ચંગમચિય) એ લખાણ સમજાતું નથી. લહિયાએ લખવામાં કાંઈ ગરબડ ગોટો કર્યો હતો કોણ જાણે.

॥ દ્વિતીય ભાષા ॥ [13]ચરમ જિણેસર કેવળ [14]નાણી। [15]ચઉવિહસંઘ [16]પંઇટ્ઠા જાણી ॥ પાવાપુર સામી [17]સંપત્તો । ચઉવિહ દેવનિકાયે [18]જુત્તો ॥ ૮ ॥

છેલ્લા જિનેશ્વર કેવળ જ્ઞાની ( મહાવીર ) ચતુર્વિધ સંઘની પ્રતિષ્ઠા ( વધવાનું ) જાણી એ પ્રભુ ચાર જાતના દેવતા સહિત પાવાપુરી પધાર્યા.

॥ દેવે સમવ સરણુ તિહાં કીજે । જિણ દીઠે મિથ્યા મતિ ખીજે ॥ ત્રિભુવન ગુરૂ સિંહાસણુ બઈઠો । તતખિણુ મોહ દિગંતે પઇઠો ॥ ૯ ॥

દેવતાઓએ ત્યાં સમવસરણ રચ્યું જે જોઇને મિથ્યામતિ ખીજ્યા. એ સમવસરણમાં દેવતાએ ગોઠવેલા સિંહાસન ઉપર ત્રણ ભુવનના ગુરૂ જેવા તે મહાવીર દેવ બેઠા કે તરત એ સમવસરણની સભામાંથી મોહ રાજાએ પોબારા ગણ્યા. (મોહ ભાવ સર્વેને જતો રહ્યો ને સમભાવ દાખલ થયો.)

---

૧ તેનો પુત્ર. ૨ શ્રી. ૩ ઇંદ્રભૂતિ. ૪ વિદ્યા. ૫ હહિની પેઠે પાદપૂર્ણાર્થે. ૬ જેનાં ૭ કમળ. ૮ જળમાં પાડ્યું. ૯ રૂપે. ૧૦ મદન. ૧૧ કરી. ૧૨ મેલ્યો. ૧૩ છેલ્લા. ૧૪ જ્ઞાની. ૧૫ ચતુર્વિધ. ૧૬ પ્રતિષ્ઠા. ૧૭ સંપ્રાપ્ત થયા-આવ્યા. ૧૮ યુક્ત.

॥ [1]ઉવસમ રસભર ભરી વરસંતા । [2]જોજનવાણિ [3]વખાણ કરતા ॥ [4]જાણવિ [5]વદ્ધમાણ જિણપાયા । સુરનર કિન્નર આવે રાયા ॥ ૧૨ ॥

પ્રભુએ ઉપશમ રસથી ભરપુર વાણીના વરસાદ વડે બુલંદ અવાજે વ્યાખ્યાન આપવા માંડ્યું. વર્ધમાન (મહાવીર) જિન ત્યાં આવ્યા છે એ ખબર સાંભળી દેવ, મનુષ્ય, અને કિન્નર તેમ જ રાજાઓ પણ તે તરફ આવવા લાગ્યા

યજ્ઞમાં નહિ આવતાં બધાઓ મહાવીર તરફ જાય છે એવું જાણી ગૈતમ જેઓ વિપ્ર હોવાથી યજ્ઞ કરતા હતા તેઓ મહાવીરને હરાવવા યજ્ઞભૂમિ ઉપરથી એકદમ ઉઠ્યા અને સાથે ૫૦૦ શિષ્ય લઈ સમવસરણ તરફ ચાલ્યા

॥ તૃતીય ભાષા ॥ તો ચડિઓ [6]ઘણમાણ [7]ગજે । ઇંદભૂઈ [8]ભૂય દેવતો ॥ હુંકારો કરી સચરિઓ । કવણ સુજિણવર દેવતો ॥ ૧૭ ॥

ગાઢ માન રૂપી હાથી ઉપર તે ઇંદ્રભૂતિ (ગૈતમ) ભૂદેવ ચડયો અને એમ હોકારો કરીને આગળ વધ્યો કે એ જિનવર દેવ કોણ છે?

॥ [9]સહસકિરણ સમવીરજિણ । [10]પેખીવિરૂપ વિસાનતો ॥ એહ અસભવ સભવ એ । સાચો એ ઇંદ્ર જાનતો ॥ ૨૧ ॥

સૂર્ય સમાન એ વીર પ્રભુનું સુંદર રૂપ જોઇને અસંભવિતને સભવિત કરી દેખાડનાર આ તો કોઈ ઇંદ્ર જાનીઓ છે એમ તેને લાગ્યું

॥ તવ બોલાવે ત્રિજગગુરૂ । ઇંદભૂઈ [11]નામેણતો ॥ શ્રી મુખ સસય [12]સામિ [13]સવે, ફેડે વેદ [14]પએણતો ॥ ૨૨ ॥ માન મેલ્હિ મદ ઠેલિ કરે । [15]ભગતે નામેં [16]સીસતો ॥ [17]પચસયાસુ વ્રત લિઓએ । ગોયમ પહેલો [18]સીસતો ॥ ૨૩ ॥

ત્રણ લોકના ગુરૂ શ્રી મહાવીરે ગૈતમને તેનું નામ લઈ આદરથી બોલાવ્યા. પોતાના શ્રી મુખથી તેને વેદ પદમાં જે કંઈ શંકા હતી તે સર્વેનું સારી રીતે સમાધાન કર્યું મહાવીરના આવા ઉત્તમ જ્ઞાન વડે તે માન મેલી અહંકારને અળગો કરી ભક્તિથી વીર પ્રભુને વંદના કરવા લાગ્યા અને પોતાના પાંચસે શિષ્ય સહિત જૈન દીક્ષા લીધી. એ રીતે ગૈતમ વીર પ્રભુના પહેલા શિષ્ય થયા

---

૧ ઉપશમ ૨ જોજન સુધી સભળાય તેવી—બુલંદ અવાજવાળી ૩ વ્યાખ્યાન-ભાષણ-ધર્મદેશના ૪ જાણી ૫ વર્ધમાન ૬ ધનમાન. ૭ ગજ ઉપર ૮ ભૂદેવ ૯ સહસ્ત્રકિરણ ૧૦ પેખી. ૧૧ નામવડે ૧૨ સ્વામિ. ૧૩ સર્વે. ૧૪ વેદ પદ વડે. ૧૫ ભક્તિથી. ૧૬ માથું. ૧૭ પચશત. ૧૮ શિષ્ય.

॥ ૫૪ ભાષા ॥ [1]જિમસહકારે કોયલ ટહુકે । જિમકુસુમાવને [2]પરિમલ મહકે । જિમ ચંદન સુગંધનિધિ ॥ જિમ ગંગાજલ લહેરે લહકે । જિમ [3]કણયાચલ તેજેં ઝલકે । તિમ [4]ગોયમ સૌભાગ્યનિધિ ॥ ૫૨ ॥ જિમ માન સરોવર [5]નિવસે હંસા । જિમ સુરવર [6]સિરિ [7]કણયવતંસા । જિમ [8]મહુયર રાજીવવની ॥ જિમ [9]રયણાયર [10]રયણેં વિલસે । જિમ [11]અંબરે તારાગણ વિકસે । તિમ ગૌયમ ગુણ કે લિવની ॥ ૫૩ ॥ પૂનિમ નિશિ જિમ [12]સસિયર સોહે । સુરતરૂ મહિમા જિમ જગ મોહે । પુરવ દિસિ જિમ [13]સહસકરૂ ॥ [14]પંચાયણ જિમ ગિરિવર રાજે । નરવર ધર જિમ [15]મયગલ ગાજે ॥ તિમ જિન શાસન મુનિ [16]પવરૂ ॥ ૫૪ ॥ જિમ સુરતરૂ વર સોહે શાખા । જિમ ઉત્તમ મુખ મધુરી ભાખા । જિમ વન કેતકી મહમહેએ ॥ જિમ ભૂમિ પતિ ભુયબલ ચમકે । જિમ જિન મંદિર ઘંટા રણકે । તિમ ગોયમ લબ્ધિ ગહગહેએ ॥ ૫૫ ॥

જૈન ચતુર્વિધ સંઘમાં-જૈન સમાજમાં તે કાળમાં, તે સમયમાં ગૌતમ સ્વામિ કેવા દીપી ઉઠયા હતા તે સંબંધી ઉપલી કવિતામાં કવિએ યથામતિ સુંદર વર્ણન કર્યું છે. તે સમજવું સહેલું હોવાથી તેનો અર્થ લખવાની જરૂર જણાઈ નથી. કવિ છેલ્લે શું કહે છે તે લખી, ગુજરાતી આલમનું લક્ષ જૈન ગુજરાતી સાહિત્ય તરફ ખેંચવા સાક્ષર વર્ગને વિનંતિ કરી આ નાનો લેખ પૂર્ણ કરીશ.

॥ ગૌતમ સામિ તણો એ રાસ । ભણતાં ગુણતાં લીલવિલાસ । [17]સમલ સંઘ મંગલ કરો એ ॥ ગૌતમ સામિનો રાસ ભણી । ચઊ [18]વિહ સંઘ રલિઆયત કીજેં ખેલા ખેલે રંગ ભરો એ ॥ ૬૧ ॥ કુંકુમ ચંદન છડો દેવરાવો । માણકના ચોક પુરાવો । [19]રયણુ સિંહાસણુ બેસણુંએ ॥ તિહાં બેઠી ગુરૂ [20]દેશના દેશે । [21]ભાવિક જીવનાં કાજ સરીશે । વિજયભદ્ર સૂરિ ઇમ ભણે એ ॥ ૬

રાજકોટ,
તા. ૨૧ ૧૦-૦૯.

પોપટલાલ કેવળચંદ શાહ.

---

૧ આંબા ઉપર. ૨ સુગંધ. ૩ કનકાચલ-મેરૂ. ૪ ગૌતમ. ૫ વસે. ૬ ઇંદ્રિ. ૭ કનક વતંસા. ૮ મધુકર. ૯ રતનાકર. ૧૦ રતને. ૧૧ આકાશ. ૧૨ શશીયલ-ચંદ્રમા. ૧૩ સહસ્રકર સૂર્ય. ૧૪ પંચાવન-સિંહ. ૧૫ મેગલ-હાથી. ૧૬ મુનિ પ્રવર. ૧૭ સકલ. ૧૮ ચતુર્વિધ સંઘ (સાધુ, સાધવી, શ્રાવક શ્રાવિકા.) ૧૯ રતન. ૨૦ ધર્મોપદેશ. ૨૧ ભવ્ય (જે જીવો વહેલા મોડા પણ સંસાર તરશે તે જીવો.)

# ગુજરાતી જોડણી.

ફેબ્રુઆરી ૧૯૧૦ ના ગુજરાતશાળાપત્રમાં પ્રથમ લેખમાં પૃ. ૪૪ થી ૪૮ સુધીમાં આ વિષય ઉપર એ પત્રના વિદ્વાન્ તન્ત્રીએ પોતાના વિચારોની પુનરુક્તિ કરી છે. એ વિષયમાં ચર્ચાઈ ચવાઈ ગયેલી દલીલોનું હું પિષ્ટપોષણ કરી વ્યર્થ શ્રમ લેવાને ઇચ્છતો નથી. પરંતુ હેમાંના બે જૂના મુદ્દાઓ વિષે એક બે નવીન ઉત્તર મહત્ત્વના સૂઝવાથી, જેમ બને તેમ, ટુંકાણમાં, દર્શાવવું આવશ્યક ધારુછું.

(૧) 'મ્હારા' જેવા શબ્દોમાં હકાર જોડવામાં ભાષાશાસ્ત્ર જોડે વિરોધ છે એમ રા. કમળાશંકર કલ્પેછે; ત્+હ્ નો થ્ થાય, ક્+હ્નો ખ થાય ઇત્યાદિ યોગનો એઓ આધાર લે છે.

પરંતુ—"'મારા', 'તારા', 'અમે' 'જ્યારે', વગેરે શબ્દોમા હકારનો ઉચ્ચાર તો સ્પષ્ટ છે." એમ એઓ દૃઢ શબ્દોથી સ્વીકારેછે§

આ સ્વીકારની સાથે ઉપરનો વાંધો અસંગત થાયછે. કેમકે ત્+હનો થ્ થવો તે કાંઈ લખ્યાથી થઈ જતો નથી, પણ વાગ્વ્યાપારનો જ પ્રકાર હોઈ ઉચ્ચારણનો જ વિષય છે. તો 'મ્હારા' જેવા શબ્દોમાં હકારનો ઉચ્ચાર છે એમ સ્વીકાર્યું તો તો મકાર થાય જ એમ પણ પરિણામ સ્વીકારવું પડે. ઉચ્ચાર હકારનો [illegible], તો હકારને લેખન સ્વરૂપમાં ના દર્શાવવાથી થકાર થતો રોકાઈ જશે નહિ.

(૨) 'હમે' વગેરે રૂપો લખી ત્હેમાં લઘુ હકાર પ્રયત્ન છે—" એમ કહેવાની જરૂર પડે છે". એમ કહી રા. કમળાશંકર કહેછેઃ—

"અક્ષરોના અનેક ઉચ્ચાર કલ્પવા એ કદી પણ સર્વમાન્ય થવાનો સંભવ નથી." (પૃ. ૪૬).

અહિં જરાક અન્યાય જણાયછે. હકાર લઘુપ્રયત્ન મ્હે કાંઈ બનાવ્યો નથી. ઉચ્ચાર કોઈના બનાવ્યા બનતા નથી. વસ્તુસ્થિતિમાં ઉચ્ચાર છે ત્હેનું દર્શન કરી બીજાને દર્શન કરાવવાની મ્હેં પ્રવૃત્તિ કરી છે, એટલો જ મ્હારો દોષ છે.

'વાહન'માં હકાર જોરદાર છે અને 'હું' મા નરમ છે એ કોઇને પણ જણાઈ આવે

§ પ્રસ્તુત શાળાપત્ર, પૃ. ૪૫, છેવેથી ત્રીજી તથા બીજી પંક્તિ મ્હોટા ટાઈપમાં શબ્દો મ્હેં મૂક્યાછે.

એમ છે. તો એ બે ઉચ્ચારો હું હેમાં મૂકવા ગયો નથી; જે છે તે જ છે. ઘેરા અને ખુલતા રંગ વચ્ચે ભેદ વસ્તુસ્થિત છે. તો ઘેરો અને ખુલતો એમ નામ આપનારા કાંઈ તે રંગ ઉત્પન્ન કરતા નથી; જે છે ત્હેનો ભેદ નામ આપીને જણાવેછે. એ જ પ્રમાણે અહિં જોવાનું છે.

હકાર છે એમ તો પોતે જ કબૂલ કરેછે. માત્ર 'હમે' ઈત્યાદિ શબ્દોમાં હકાર લખિયે છિયે તો કહેછે હકાર કેમ લખોછો? ઉત્તર એ જ છે કે 'હું', 'હજી', 'હવે' ઈત્યાદિમાં હકાર લખિયે છિયે તે જ રીતે 'હમે' ઈત્યાદિમાં પણ લખિયે છિયે. એ શબ્દોમાં હકારનો ઉચ્ચાર કોઈ પણ જોરદાર કરતા નથી. તો 'હમે' ઈત્યાદિમાં જોરદાર ઉચ્ચાર જાણી જોઈને કરીને ખોટો દોષ એ શબ્દો ઉપર ચઢાવવો શા માટે?

(૨) 'આંખ્ય', 'રાખ્ય', વગેરેમાં યકારનો ઉચ્ચાર (જે પ્રાન્તોમાં ઉચ્ચારાયછે ત્હાં) 'ખ'ની પૂર્વે કાંઈક હોય એમ રા. કમળાશંકરને લાગેછે;—'આંયૂખ,' 'રાયૂખ',–એમ. આ હેમના સુરતી સંસ્કારનું પરિણામ લાગે છે. (રા. નંદનાથ કેદારનાથ દીક્ષિતને પણ આવું શ્રવણ એ કારણથી જ થયું હશે. સં. ૧૯૬૧ ના માર્ગશીર્ષના 'વસન્ત'માં હેમનો લેખ જુવો.) સુરત તરફ 'આવ્યો', 'લખ્યો', ઈત્યાદિને બદલે 'આયૂવો', 'લયૂખો', ઈત્યાદિ અતિ-સંકુચિત પ્રાન્તીય ઉચ્ચારણ છે તેથી જ આ ભ્રમ લાગે છે. પરંતુ 'આયૂવો', 'લયૂખો', ઈત્યાદિને સ્થાને જેમ 'આવ્યો', 'લખ્યો', એમ સ્વીકારોછો, તો તેમ 'આંયૂખ', 'રાયૂખ' એમ શ્રવણ કદી ત્હમને થતું હોય તો પણ, 'આંખ્ય', 'રાખ્ય' એમ લેખનપદ્ધતિ સ્વીકારવાને બાધ શોછે? એમ પ્રશ્ન મૂકી સકાય. પરંતુ યકાર પૂર્વે સંભળાયછે એ ભ્રમ જ છે.

રત્નાગિરિ જિલ્લો.
તા. ૬-૩-૧૦.

નરસિંહરાવ ભોળાનાથ.

# અનુક્રમણિકા.

## વર્ષ ૮ મું.

### સંવત્ ૧૯૬૫-૧૯૬૬.

"What I do venture to press upon you is that it requires no preter-human force of will in any young man or woman unless household circumstances are more than usually vexatious and unfavourable to get at least half-an-hour out of a solid busy day for good and disinterested reading. Some will say that this is too much to expect, and the first persons to say it, I venture to predict, will be those who waste their time most × × × try for yourselves what you can read in half an-hour. Then multiply the half-hour by 36 , and consider what treasures you might have laid by at the end of the year, and what happiness, fortitude, and wisdom they would have given you during all the days of your life.

You may have often heard from others, or may have found out, how good it is to have on your shelves, however scantily furnished they may be, three or four of these books to which it is well to give ten minutes every morning, before going down into the battle and choking dust of the day × × of course every body who is able to possess anything beyond bread and cheese, clothing, and the wherewithal to keep a roof over his head, ought to possess some three, four or five books, it is surprising how very few the volumes are that contain the root of the matter in literature, the gems and pearls and fine gold of literature. It is a great mistake to think you cannot understand or enjoy the pleasures of literature unless you possess a library a very few books will serve, if rightly chosen. It is a great thing to know such books, so that the world past, present and future, shall not be all cloud and chaos to the mind without order, system or significance. Those who know very little of the past and care very little for the future will make but a sorry business of the present. The present or what Goethe called "this portion of eternity" concerns us most, but we shall not understand the present, nor have the means to deal with its problems and duties unless we have some notion of the general order of the past and experience for the future. For the past you must know history."

—*John Morley.*

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ.